## પ્રકાશક-સંસ્થાનું નિવેદન

"કલાપી—એક અધ્યયન" એ ડૉ. ઇન્દ્રવદન કા. દવેનો મહાનિબંધ પ્રસિદ્ધ કરતાં મને ઘણો આનંદ થાય છે.

ગુજરાતના રંગદર્શી કવિ કલાપીના જીવન અને કવન અંગે ડૉ. દવેએ કરેલાં અન્વેષણો પરથી તેમણે તૈયાર કરેલો આ મહાનિબંધ કલાપી પરના આપણા અલ્પધન સાહિત્યમાં નોંધપાત્ર ઉમેરો બની રહેશે. કલાપીના જીવનને ઘડતાં પરિબળો અને સાહિત્યસર્જન પર થયેલ તેની પ્રબળ અસરોનું ડૉ. દવેએ કરેલું વિશ્લેષણ ગુજરાતી સાહિત્યના અભ્યાસીઓને રસપ્રદ વાચન પૂરું પાડશે એમાં શંકા નથી.

આ મહાનિબંધ ગુજરાત યુનિવર્સિટીની પીએચ.ડી.ની પદવી માટે ૧૯૫૮માં સ્વીકારવામાં આવ્યો હતો. તેના પ્રકાશન માટે સંમતિ આપવા બદલ ડૉ. દવેનો હું આભારી છું. આ પ્રકાશન માટે જરૂરી આર્થિક સહાય આપવા બદલ યુનિવર્સિટી ગ્રાન્ટ્સ કમિશનનો પણ આભાર માનું છું.

આશા છે કે વિદ્યાર્થીઓ, શિક્ષકો અને આ વિષયમાં રસ ધરાવતા સૌને આ પ્રકાશન ઉપયોગી નીવડશે.

ગુજરાત યુનિવર્સિટી,
અમદાવાદ-૯.
ફેબ્રુઆરી ૧૫, ૧૯૬૯.
સૌર માઘ ૨૬, ૧૮૯૦ (શક).

કં. ચં. પરીખ
કુલસચિવ.

અર્પણ

દુર્વાસા, પણ ભોળા બ્રહ્મા જેવા
કુટુંબવત્સલ
સ્વ૦ પિતાને

અને

રૂઢિપૂજક, પણ સાધુતા
સેવા અને ત્યાગના
અવતાર જેવી
ગં. સ્વ. માતા કપિલાને

સાદર –

ચન્દ્રવદન કા દવે

# લેખકનું નિવેદન

કલાપી વિશે અનેક વિદ્વાનોએ છૂટક છૂટક લેખો લખી, વ્યાખ્યાનો આપી, નિબંધો વાંચી વિવિધ રીતે નવો પ્રકાશ પાથર્યો છે, પણ તેમના સાહિત્યનો અને માનસનો સમગ્ર દૃષ્ટિએ અભ્યાસ કરી તેમના વ્યક્તિત્વનું સાંગોપાંગ, સૂત્રબદ્ધ દર્શન કરાવવાનો પ્રયાસ, મારી જાણ છે ત્યાં સુધી, થયો નથી. આ પુસ્તક તે દિશામાં નમ્ર પ્રયાસરૂપ છે.

પ્રાપ્ય તેટલી સામગ્રી પરથી કલાપીનું બાહ્યાભ્યંતર જીવન તપાસી, તે પરથી તેમના સાહિત્યને ઘડનાર તેમનાં કવિમાનસ તથા આંતરવ્યક્તિત્વની રેખાઓ સ્પષ્ટ કરી, તેમના સાહિત્યને ઉભયની નીપજ તરીકે તથા સર્જનકલાની દૃષ્ટિએ વિલોકી કવિ, ગદ્યકાર અને વ્યક્તિ લેખે કલાપીનું સર્વાંગીણ મૂલ્યાંકન કરવું એ આશય હોવાથી આ મહાનિબંધની યોજના તેને અનુરૂપ રાખી છે. ઘણુંખરું હરકોઈ સર્જકનું સાહિત્ય તેના ભાવનાજીવનથી તદ્દન અલગ હોતું નથી, પણ કલાપીની બાબતમાં તો એવું છે કે તેમનું સમગ્ર સાહિત્ય તેમના જીવનની સાથે ઓતપ્રોત થયેલું છે. આથી ઉપર્યુક્ત ઉદ્દેશને લક્ષમાં રાખીને અહીં કલાપીના જીવન અને સાહિત્યના તંતુઓને એકસાથ રજૂ કરતા ને તપાસતા જઈને તેમાંથી કવિ, સ્નેહી અને ચિંતક કલાપીનું સુરેખ ચિત્ર ઉપસાવવાનો પ્રયત્ન કર્યો છે. આથી આ મહાનિબંધને કલાપીનું જીવન તથા કવન– એમ બે અલગ વિભાગમા વહેંચવાને બદલે કલાપીના જીવન અને કવનની સંયુક્ત સમીક્ષા, સમયક્રમ બરાબર જાળવતા જઈને, ૭ પ્રકરણમાં કરી છે. તે પછીનાં ત્રણ પ્રકરણોમાં આ સમીક્ષાની તારવણી અને અંતિમ મૂલ્યાંકનરૂપે કલાપીને વ્યક્તિ, ગદ્યકાર તથા કવિ લેખે વિચારવાનો પ્રયાસ કર્યો છે. જીવનકવનના તાણાવાણાથી વણાયેલું કલાપી જેવા કવિનું મોહક, રંગીન વ્યક્તિત્વ ચિત્રાત્મક છબાવટને પ્રેરે તેમ જ પૂરતો અવકાશ આપે તેવું હોવાથી એના વિકાસક્રમની રજૂઆતમાં વર્તમાનકાળનો પ્રયોગ કર્યો છે. આ પ્રયોગ કેટલે અંશે સુભગ બન્યો છે તે વિચારવાનું કામ વાચકોને સોંપું છું.

કલાપીના વ્યક્તિત્વના પ્રકાશમાં તેમના સાહિત્યની સમીક્ષા એ આ મહાનિબંધની એક વિશિષ્ટતા છે, તો કલાપીના ક્ષર અને અક્ષર જીવનનું મનોવૈજ્ઞાનિક

દૃષ્ટિએ પૃથક્કરણ અને તેને અંગે કવિના આંતરજીવનને સ્પર્શતા કેટલાક માર્મિક પ્રશ્નોની યથાસ્થાને વિગતે કરેલી ચર્ચા એનું બીજું મહત્ત્વનું અંગ છે. આને અનુષંગે કલાપીના જીવનને લગતી કેટલીક પ્રચલિત હકીકતો અને માન્યતાઓનું વિશોધન કરવાનું પણ પ્રાપ્ત થયું છે. કલાપીની જન્મતારીખ, તેમના પિતાના મૃત્યુનો સમય, તેમનું પ્રણયજીવન, મૃત્યુ તથા તેમના પત્રો અને પદ્યોને અંગે પણ કેટલીક નવી પ્રકાશ પાડતી ચર્ચા અહીં કરવામાં આવી છે. તેમ જ તેમના જીવનના કેટલાક પ્રસંગો અને તેને વિશેનાં વિદ્વાનોનાં મંતવ્યોને અંગે પણ જે નવું કહેવાનું સૂઝ્યું તે કહ્યું છે. વળી, કલાપીના જીવનને લગતી હકીકતોમાં તેમની કવિતા તથા તેમના કેટલાક પત્રોની પ્રસિદ્ધિમાં દેખાયેલા નાના-મોટા વિગતદોષોને યથાલભ્ય પ્રમાણભૂત માહિતીને આધારે આ મહાનિબંધમાં સુધારવાનો પણ યત્ન કરેલો જણાશે. એવી કેટલીક માહિતીને આધારે કવિનાં કોઈ કોઈ કાવ્યોનું પાઠશોધન પણ કર્યું છે. કલાપીનાં પ્રારંભાવસ્થામાં રચાયેલાં થોડાંક અપ્રકટ પદ્યોનો ઉપયોગ કરવાનું બન્યું છે અને તે પદ્યો પરિશિષ્ટમાં રજૂ કરી તેમને પ્રથમ વાર આ પુસ્તકમાં પ્રસિદ્ધિ આપી છે. સંશોધન અને સમીક્ષામાં અત્ર તત્ર ખામીઓ અભ્યાસીઓને મળી આવે ખરી, પણ વિષયની પૂર્ણ શોધ અને તેના સાંગોપાંગ દર્શન માટે આખું જીવન પૂર્ણ કરીએ તોય તેનો છેડો ભાગ્યે જ આવે.

પ્રસ્તુત કાર્યને અંગે શક્ય તેટલી બધી પ્રકટ-અપ્રકટ સાધનસામગ્રીનો ઉપયોગ કર્યો છે. ગુજરાત વિદ્યાસભાના (હવે તો નિ:શેષ બની ગયેલા) જૂના મકાનના ભોંયરામાં તથા ગુજરાત વિદ્યાપીઠના પુસ્તકાલયમાં બેસી 'સુદર્શન', 'ચંદ્ર', 'બુદ્ધિપ્રકાશ', 'ભારતીભૂષણ', 'પ્રિયંવદા', 'ગુજરાતી', 'વસંત', 'કૌમુદી' વગેરે સામયિકોની ફાઈલો તથા 'ગુજરાતી', 'હિંદુસ્તાન' ઇત્યાદિ પત્રોના દિવાળી અંકો ઉથલાવી તેમાંથી કલાપી વિશે લખાયેલા લેખો, તેમનાં મૂળ કાવ્યો અને પત્રો વગેરે પણ શોધી તપાસી જવાનું બન્યું છે. કેટલીક અપ્રકટ સામગ્રી પણ ઉપયોગમાં લીધી છે. શ્રી મનુભાઈ જોધાણી દ્વારા, કલાપીએ તેમની સોળસત્તરની વયે રમા ઉપર લખેલા, કુલ ૧૩૮ અપ્રકટ પત્રો જે મને જોવા મળ્યા તે કલાપીની તે કાળની મનોદશાના અભ્યાસમાં મને ઠીક ઉપયોગી નીવડ્યા છે. સદ્. પ્રો. બળવંતરાય ઠાકોરે ઈ. ૧૯૩૫માં મુંબઈ યુનિવર્સિટીની 'ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળા'માં આપેલ વ્યાખ્યાન, 'ઊર્મિમૂર્તિ કલાપી', જે અદ્યાપિ અપ્રસિદ્ધ છે, તેની હસ્તપ્રત વડોદરાની મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીમાંથી મેળવી તેનો ઉપયોગ તે યુનિવર્સિટીના ગુજરાતી વિભાગના અધ્યક્ષ ડૉ. ભોગીલાલ

સાંડેસરાના સૌજન્યથી હું કરી શક્યો છું. આ વ્યાખ્યાન કલાપીના જીવનઘડતર તેમ જ કાવ્યમૂલ્યાંકન વિશેની વિચારણામાં કેટલાક મહત્ત્વના મુદ્દાઓ ઊભા કરે છે, જે મને વિષયચર્ચામા સારી પેરે ઉપયોગી થઈ શક્યા છે 'કાશ્મીરનો પ્રવાસ'ની સમીક્ષા અંગે તેની બે આવૃત્તિઓ—એક 'સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય'ની અને બીજી સ્વ૦ રૂપશંકર ઓઝા ('સંચિત') સંપાદિત—નો ઉપયોગ કર્યો છે. સ્વ૦ ઓઝા સંપાદિત આવૃત્તિ આજે દુષ્પ્રાપ્ય છે અને ભાષાપ્રામાણ્ય તપાસવા તેનો પણ ઠીક ઉપયોગ કરી શકાય તેમ છે. જોકે 'સસ્તુ સાહિત્ય'વાળી આવૃત્તિ વિશેષ શ્રદ્ધેય અને અસલની એન. બી. જોશીની આવૃત્તિના પુનર્મુદ્રણરૂપ છે; તેપણ કલાપીના પ્રવાસ સંબંધે કેટલીક નવીન માહિતી 'સંચિત'વાળી આવૃત્તિ પૂરી પાડે છે. 'સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય'ના સદ્ભાવથી 'કાશ્મીરનો પ્રવાસ'ની આ બંને આવૃત્તિઓના પાઠભેદ હુ સરખાવી શક્યો છુ અને સ્વ૦ મણિલાલ દ્વિવેદીની 'પ્રવાસ' વિશેની ટીકાનો પ્રત્યુત્તર આપી શક્યો છુ. 'જીવન પ્રકાશ' તથા 'સંસ્કૃતિ' સામયિકોની ફાઈલોમા દટાયેલા સ્વ૦ દરબાર વાજસૂરવાળાએ સ્વ શ્રી કપિલ ઠક્કરને ઉતરાવેલા કલાપી વિષયક સંસ્મરણોનો પણ મે યથોચિત ઉપયોગ કર્યો છે. આ ઉપરાન્ત કલાપીના જીવનકવન વિશે વિશેષ જાણવાના ઇરાદાથી સ્વ. શ્રી કપિલ ઠક્કર, આ શ્રી લાઠી ઠાકોરસાહેબ પ્રહ્લાદસિંહજી ગોહેલ તેમના ભાઈ કલાકાર શ્રી કુમાર મંગલસિંહજી અને શ્રી મનુભાઈ જોધાણીની અનેક વખત મુલાકાતો લીધી છે તેમ જ બે વાર લાઠી જઈ આવી કલાપીનુ પુસ્તકાલય વગેરે જોઈ કલાપી વિશે શક્ય તે બધી માહિતી મેળવવાનો યત્ન કર્યો છે. કલાપીના સમવયસ્ક લાઠીનિવાસી શેઠ પ્રભુલાલભાઈ અને માણેકબા પાસે કલાકો સુધી બેસી તેમની પાસેથી કલાપી-રમા-શોભનાના સ્વભાવ, વર્તન અને વ્યક્તિત્વ અંગે ઘણી વાતો સાભળવા મળી છે. આ સર્વને પરિણામે જે કઈ મારા હેતુને ઉપકારક થાય તેવુ જણાયુ તેનો વિવેકપૂર્વક ઉપયોગ કરવાનો પ્રયાસ મે કર્યો છે.

આ કાર્યને અંગે 'કેકારવ'ની બધી જ આવૃત્તિઓ—'કાન્ત' સંપાદિત અને 'સાગર' સંપાદિત—મે તપાસી છે, પણ અહી અવતરણોમા ઉપયોગમાં મે લીધી છે તે તો 'સાગર'સંપાદિત ત્રીજી આવૃત્તિ છે તેમ જ 'નાગીહૃદય'ની બીજી આવૃત્તિનો ઉપયોગ કર્યો છે

મને સહાયભૂત થઈ ઉપકૃત કરનાર ઉપરની તમામ વ્યક્તિઓ તથા સંસ્થાઓનો તેમ જ આરંભથી આખર સુધી કીમતી માર્ગદર્શન આપનાર મારા વિદ્યાગુરુ પ્રો. અનંતરાય મ. રાવળનો હુ અંતઃકરણપૂર્વક આભાર માનું છુ.

સ્વ. મણિલાલની 'આત્મકથા' (અપ્રકટ)માંથી કેટલીક ઉપયોગી માહિતી પૂરી પાડનાર સ્નેહી ડૉ. ધીરુભાઈ ઠાકરનો, કેટલાંક પ્રકરણોનું પ્રૂફ મિત્રભાવે તપાસી આપનાર કવિ શ્રી ચંદ્રકાન્ત શેઠનો તથા પુસ્તકને અંતે આપેલી નામસૂચિ તૈયાર કરી આપનાર મારી કૉલેજના અધ્યાપક શ્રી ગાંધી('મુહાગી')નો હું આભારી છું. અને, ગુજરાત યુનિવર્સિટીએ આ મહાનિબંધ છપાવવાનો નિર્ધાર ન કર્યો હોત તો ? તો હજુ તે દાયકાઓ પર્યંત હસ્તપ્રતમાં જ પડ્યો રહ્યો હોત. પ્રકાશન માટે ગુજરાત યુનિવર્સિટીનો હું ઋણી છું.

૧ માર્ચ, ૧૯૬૯,
૧૯, 'રાજહંસ',
શારદા સોસાયટી,
અમદાવાદ—૭.

ઇન્દ્રવદન કાશીનાથ દવે

# અનુક્રમણિકા

## પ્રકરણ ૧

# કવિ થયા પહેલાં

## ( ઈ. સ. ૧૮૭૪થી ૧૮૯૦ )

" ત્હારી દિસે ચપલ નેત્રની જ્યોતિ ખાપુ !
કીકી ભરી રમતિયાળ હજાર ભાવે !
ત્હારાં સહુ ઉઘડતાં ફુલ શા સુઅંગો !
આ બાલવૃન્દ મહીં કાંઈ જુદાં જ ભાસે !
શોધી રહ્યો નવીન કાંઈ સ્થલે સ્થલે તું ,
ને ખેલમાં મચી રહ્યો વળી પૂર્ણ હર્ષે ! "

('બાલક કવિ' : 'કલાપીનો કેકારવ', પૃ. ૧૩૮)

### ૧. કૉલેજપ્રવેશ

ઈ. સ. ૧૮૮૨ના જૂનમાં ઊઘડતી કૉલેજે રાજકોટની રાજકુમાર કૉલેજમાં આઠ વર્ષની ઉંમરનો એક કુમાર દાખલ થાય છે. એનો ચહેરો ભરાવદાર અને કંઈક લંબગોળ છે; કપાળ મોટું છે; આંખો ઘેનભરી ને વિશાળ પણ પોપચેથી ઢ્રલેલી છે, હોઠ સખત રીતે બીડેલા છે અને ડીલ બેવડકોઠું છે. એણે સુરવાળ અને પહેરણ, ઉપર અતલસનો કબજો અને માથે સોરઠી પાઘડી સફાઈથી પહેર્યાં છે. પહેલી નજરે અનડો, ઓછાબોલો અને શરમાળ જણાતો આ કુમાર તેની નિકટ જતાં નિખાલસપણે પોતાનું સરલ અને તરંગી હૈયું વહેતું મૂકે છે અને અન્ય સમવયસ્ક કુમારોને પોતાના બનાવી દે છે.

એ નિત્ય કસરત કરે છે, ધ્યાનથી પાઠ ભણે છે અને કૉલેજના શિક્ષકોને આદરથી વંદે છે: રાજ્ય તરફથી નિમાયેલા પોતાના અંગત શિક્ષક ત્રિભુવન

જાતીનો તો પડછો એનને ઝીને છે એનું મન ઉદાર અને વૈભવશાળી રાજવીનું છે એને સારી વસ્તુઓનો ભારે શોખ છે એટલે હલકી કિંમતની ચીજો વાપરવી ગમતી નથી એને હલકા કુમારાની સોબત ગમતી નથી એનો મિજાજ લહેરી અને શોખીની છે ખાસ મિત્રો સાથે મુક્ત અને નિખાલસતા સ્નેહે તે વર્તે છે જ્યારે મિત્રોનો સંગ નથી હોતો ત્યારે જનની આગ્રહના પાસેથી નીતિ, બોધ અને ઉમદા ચારિત્ર્યની વાતો તે સાંભળે છે અથવા તો એકાંતે બેસી બાળસહજ કંઈ કંઈ તુક્કાઓ ને તર્કો દોડાવે છે ક્યારેક આસપાસના વિજન પ્રદેશોમાં મિત્રો સાથે તે રખડવા જાય છે અને કુદરતને મન ભરીને નિહાળે છે પ્રકૃતિના સાન્નિધ્યમાં તેને અપાર સુખ થાય છે

આ કુમાર, તે સૌરાષ્ટ્રના ચોથા વર્ગના એક તદ્દન નાનકડા સંસ્થાન લાઠીના રાજકુમાર સુરસિંહજી એમનો જન્મ ઈ સ ૧૮૭૪ના જાન્યુઆરીના છવ્વીસમી તારીખે એટલે કે સંવત ૧૯૩૦ના માહ સુદી નવમીને સોમવારને દિને[1]

સુરસિંહજી માતૃભક્ત છે પિતા લાઠીપતિ તખ્તસિંહ તો સુરસિંહ પાંચ[2] વર્ષના હતા ત્યારના ગુજરી ગયા છે, પણ માતા રામબાના વાત્સલ્ય અને

૧ આજ દિન સુધી કલાપીનો જન્મ ફેબ્રુઆરી માસમાં થયો છે એવી માન્યતા ચાલતી આવી છે સૌથી પહેલા કવિ 'કાન્તે' 'કેકારવ'માં અને કલાપીની જન્મ જયંતી પ્રસંગે પ્રાસ્તાવિકમાં (ઈ સ ૧૯૦૩) કલાપીનો જન્મ ઈ સ ૧૮૭૪ના ફેબ્રુઆરીની છવ્વીસમીએ થયો એવું જાહેર કર્યું અને પછી તો રતુભાઈ, 'સચિત' અને 'જટિલ', પ્રો ઠાકોર, નવલરામ ત્રિવેદી, મુનશી, દરબાર વાજસુરવાળા, કૃષ્ણલાલ ઝવેરી, 'ગ્રંથ અને ગ્રંથકાર' વો ૧૦ના સંપાદકો વગેરેએ 'કાન્ત'ને પગલે કલાપીનો જન્મ માસ ફેબ્રુઆરી જ જણાવ્યા કર્યો, પણ આ હકીકત ભૂલભરેલી છે

કલાપી પોતાનો જન્મદિવસ હિન્દુ તિથિમાસ પ્રમાણે ગણતા અને મનાવતા કલાપીએ પોતે જ દરબાર વાજસુરવાળા પરના તા ૮ ૨-૧૮૯૮ના એક પત્રમાં પોતાનો હિન્દુ તિથિ અનુસાર "માઘ સુદિ નવમીએ જન્મ" બતાવ્યો છે (જુઓ 'કલાપીની પત્રધારા', પૃ ૧૯૫) એટલે તેમાં હિન્દુ જન્મમાસતિથિમાં શંકા કરવાનું કોઈ કારણ નથી સો વર્ષનું પંચાંગ તપાસતાં સં ૧૯૩૦ના મહા સુદ નોમના દિવસે ઈ સ ૧૮૭૪ના ફેબ્રુઆરીની છવ્વીસમી તારીખ આવતી નથી, પણ ઈ સ ૧૮૭૪ના જાન્યુઆરીની છવ્વીસમી તારીખ ને સોમવાર આવે છે (વધુ વિગતો અને ચર્ચા માટે જુઓ 'સંસ્કૃતિ' સામયિકનો ઑક્ટોબર ૧૯૫૮નો પૃ ૪૦૦ ઉપરનો મારો ટૂંકો લેખ)

૨. કલાપીના પિતા તખ્તસિંહજીના મૃત્યુસમય વિશે સ્વ નવલરામ જ ત્રિવેદી તેમના 'કલાપી' પુસ્તકમાં પૃ ૮ ઉપર નોંધે છે 'ઠાકોરસાહેબ તખ્તસિંહજીના અવસાન

જાજવલ્યનો એમના ચિત્ત પર મોટો પ્રભાવ છે મા પાસેથી પોતાના બચપણની વાતો સાભળવી એમને ખૂબ ગમે છે વેકેશનમા જ્યારે એ ઘેર આવે ત્યારે મા "નાના હતા ત્યારે તમે આવા હતા, આમ કરતા, આવુ બોલતા" એમ કહી તેમના બાળપણના કોમળ અને પરગજુ સ્વભાવની, ઉદાર અને સ્નેહભૂખ્યા વર્તનની અને કોઈ જ્ઞાની અનુભવી મહાત્માના મુખમાથી સરી પડે તેવી તેમની ઊંડી, ગરવી, ડહાપણભરી વાણીની પિછાન તેમને કરાવે છે મોવેજભાય માના પ્યાર અને હક્ક, લાડ અને શિખામણને યાદ કરી કરીને તે રાત્રે સૂએ છે અને પ્રભાતે જાગે છે તેમના ચિત્તનો સમગ્ર કબજો માતાના વ્યક્તિત્વે લીધો છે માતા પણ અજબ ધૈર્યવતી અને મધ્યકાલીન ક્ષત્રિયાણીને ઉચિત શુદ્ધ દેહમરજાદના સસ્કારોથી વિભૂષિત, કાબેલ અને દૃઢ મનવાળી નારી છે [3]

આવી દૃઢ માતાના વ્યક્તિત્વનુ આકર્ષણ બાળકને કેમ ન હોય ?

---

આશારામ ઈ સ ૧૮૮૬મા મેનેજર નિમાયા એટલે વાપીનુ વય પિતાના મૃત્યુસમયે બાર વર્ષનુ હશે ' અને સ્વ નનનરામને પગલે પછીના સર્વ કલાપીચરિત્રકારોએ કલાપીના પિતાનુ અવસાન કલાપીની બારની વયે નોધ્યુ પણ લાઠીમા કલાપીની દેરી પાસે તખ્તસિહજીની પણ દેરી છે અને તેમા દીવાલ પર કોતરીને તખ્તસિહજીની અવસાન સાલ અને તારીખ સ્પષ્ટ દેખાય તેમ આપેલા છે તે પ્રમાણે તા ૪ નવેમ્બર ઈ સ ૧૮૭ અને સ ૧૯૩૫ના કારતક સુદી ૧૧ ને સોમવારે તખ્તસિહનુ અવસાન નિશ્ચિત છે એટલે કે ઈ સ ૧૮૭૪મા જન્મેલ સુરસિહ પિતાના મૃત્યુસમયે માત્ર પાચ જ વર્ષના હતા, બારના નહિ સ્વ નવનરામે આવી ભૂલ કરી તેનુ કારણ આશારામભાઈ જ લાઠીના પ્રથમ મેનેજર એવી તેમણે તારવેલી અસત્ય માહિતી છે આશારામભાઈ પહેલા અને તખ્તસિહજીના મૃત્યુ પછી તો બે મેનેજરો લાઠીમા નિમાઈ ગયા (૧) માણેકલાલ લાધાભાઈ, જેઓ તખ્તસિહના મૃત્યુ પછી તરત જ મેનેજર નિમાયેલા અને ચાર વર્ષ સુધી લાઠીનુ મેનેજમેન્ટ તેમણે સભાળેલુ પણ બાજરમાન રામબા સાથે તેમને ફાવ્યુ નહિ, તેથી ઈ સ ૧૮૮૦મા લાઠીમાથી તેમને જવુ પડ્યુ (૨) છોટાભાઈ મેનેજર જેમણે ઈ સ ૧૮૮૬મા મેનેજરનો હોદ્દો છોડયો અલબત્ત, રામબાનો વિશ્વાસ ને મેળ આ બે મેનેજરો કરતા આશારામભાઈ સાથે વિશેષ પણ રામબાના મૃત્યુ પછી લાઠીમા બે પક્ષો પડી ગયા એમાના એક પક્ષે આશારામભાઈ સામ વત ઊભુ કર્યુ અને તેમને ૧૮૮૮મા લાઠીથી છૂટે જવુ પડ્યુ આશારામભાઈ પાછી એકલા ૨ કરાર અઢી વર્ષ લાઠીના મેનેજર રહ્યા તે પછી સુરસિહજીને રાજ્ય સોપાયુ

3 માતા રામબાના દૃઢતા તથા ધૈર્યનો એક પ્રસગ સ્વ મેઘાણીએ ટાકયો છે "એ મોટી વયના રાજપૂતાણી એકવાર ઓરડામા બેઠા છે પોતાના સગા ભાઈ મળવા આવેલા છે વાતો ચાલે છે અચાનક એ રાણીના ઘેરદાર ઘાઘરા નીચે થઈને સાથળ ઉપર સર્પ ચડયો સર્પે ડાકુ ઊચુ કર્યુ ત્યારે રાજપૂતાણીને ભાન થયુ છાનામાના, કશી ગભરાટ જતાવ્યા વિના, એમણે ઉપરથી સર્પનુ ડાકુ ઝાલી લીધુ મૂઝાયેલા દુશ્મને પોતાના શરીર વડે

## ૨. તોફાન

વય વધે છે ને મુગ્ધ સિંહજી રાજકુમાર કૉલેજના તોફાની વાતાવરણની અસરથી રંગાતા જાય છે. સમોવડિયા ગોહિલ કુમારો સાથે તે ધીંગામસ્તી કરે છે. બીજાઓને મુક્કાઓ મારવાનો સળવળાટ તેમને પળે પળે થયા કરે છે. એમના મિત્રસ્નેહનું જે વિશેષ પાત્ર તે એમના હાથની આ પ્રસાદી વધારે પણ પામે. કૉલેજના રમતના મેદાનમાં એક વખત એમનાથી ઉમરે તેર મહિને મોટા અને બે વર્ષ અભ્યાસમાં આગળ વિદ્યાર્થીમિત્ર, હરભમકુમાર ગીગાવાળાને મસ્તી કરતાં તે નીચે પટકી પાડે છે અને એવા મુક્કા લગાવે છે કે તેની ઈજાની નિશાનીઓ ગીગાવાળાના અંગ પરથી પંદર દિવસ સુધી ભૂંસાતી નથી. બીજી એક વાર ટેનિસનું રૅકેટ એટલા જોરથી એ મિત્રના વાંસા પર તે ઝીંકે છે કે એની આડી ઊભી તાંતના નિશાન એમના વાંસા પર બરાબર છપાઈ જાય છે. આ બનાવ દૂર ઊભેલા એમના મુસાહેબ (wing master) જોઈ જાય છે અને શિક્ષા તરીકે, રાત્રે જ્યારે બીજા રાજકુમારો પુસ્તકાલયમાં વાંચવા બેઠા હોય ત્યારે બાંકડા પર ઊભા રહેવાનું તેમને ફરમાવે છે. પણ આવી સજા તો આ બેફિકર, લહેરી કુમારને મીઠી મોજ બની જાય છે. બાંકડા ઉપર મસ્તની માફક તે ઊભા રહે છે અને સૌથી ઊંચું માથું પોતાનું હોવાથી જાણે "I am the monarch of all I survey"ના ખ્યાલથી હસ્યા કરે છે.[૪] એ સમયે ભજવાતા નાટકોમાંના યુદ્ધદૃશ્યોમાં આવતી 'અનનક ધિન ધિન'ની યુદ્ધબાગ

---

રાણીના સાથળને બરડો લીધો. એ જમકૂતનું જોર વધે છે તેમ તેમ તે બાઈના મો પર લોહી ધસે છે, છતાં બાઈની સાથેની વાતોમાં તો એ ક્ષોભ વિક્ષેપ દાખવતી નથી. ચોંકેલા ભાઈ પૂછે છે, "બહેન, કેમ આ લાલ મોઢું? કાંઈ અસુખ?" "ના ભાઈ, કંઈ નથી, સહેજ, તમે જાવ ડેલીએ દરબાર વાટ જોતા હશે." ભાઈ ગયા. ઓરડાના એકાન્ત હતી પણ દેહની એબ ઓરતાનેય ન દેખાડાય એવું એ વખતનું માનસ. હઠ સાહ કર્યો "દોડીઓ! મારો બીજો લેધો લાવો, મને એરૂ વીંટળાણો છે." 'બાપ રે!' કહેતી વડારણો સ્તબ્ધ થઈ, તોય રાજરાણી ન ડગી. સર્પને બરાબર દબાવીને સભાગથી બેઠા. જીવ જવા જેવું થાય છે પણ ધીરે રહી સામી ઓળખાણથી બીજો લેધો લીધો. એક હાથે લેધો બદલ્યો. બીજે હાથે સર્પને લેધા સમેત ઝાલીને દૂર ફગાવ્યો."

(સ્વ. ઝવેરચંદ મેઘાણીકૃત "ધરતીનું ધાવણ ભા. ૨ માંથી)

૪ 'કલાપી, સુમન અને મિત્રમંડળ' એ લેખમાળામાં સ્વ. દરબાર વાજસુરવાળાએ સ્વ. કવિવર્ય ઠક્કરને ઉતરાવેલાં સંસ્મરણોને આધારે જુઓ 'જીવનપ્રકાશ' અને 'સંસ્કૃતિ' સામયિકોના અંકો.

(war note) પણ તેમણે એવી તો આબાદ પકડી લીધી છે કે જ્યારે જ્યારે એમને કોઈ સાથે ફેટબાજી કે મસ્તી કરવાની ઊર્મિ થઈ આવે ત્યારે 'અલલક ધિન ધિન'ની બાગધૂનના મંગલાચરણથી એ ઊર્મિને પ્રગટ કરવાનો તે આરંભ કરે છે.[૫]

દસેક વર્ષની ઉંમરે એમનામાં રહેલી બીજી એક શક્તિનું પણ દર્શન થાય છે. વિવિધ પશુપંખીઓના ચિત્રવિચિત્ર ધ્વનિઓનું આબેહૂબ અનુકરણ તેઓ કરી બતાવે છે. એમની આ કળા પાછળ કૉલેજના કુમારો તો એવા ઘેલા બની જાય છે કે નવા નવા ધ્વનિઅનુકરણો સાંભળવા મળશે એવી આશાએ તેમની આસપાસ વીંટળાતા વળે છે. કૉલેજના પ્રિન્સિપાલ મેકનોટન સાહેબ આવાં ધ્વનિ/અનુકરણો બંધ કરી દેવા તેમને અનેકવાર સૂચન કરે છે. "કોઈ પણ કુમાર તારી પાછળ આવે તોયે તારે તો એક શબ્દ પણ મોંમાથી ન કાઢવો. પછી એ એમની મેળે ચાલ્યા જશે." પણ સુરસિંહજીની આ કળાશક્તિ અને તેને પ્રકટ કરવાની વૃત્તિ એટલી તો સાહજિક છે કે એકવાર એક પંખીનો મધુર સ્વર કાને અથડાતાં તે અદમ્યપણે સળવળી ઊઠે છે. પ્રિન્સિપાલના હુકમનું ઉલ્લંઘન તો થઈ શકે નહિ, પણ ધ્વનિનકલ કરવાની જાગી ઊઠેલી ચળ પણ શમે નહિ તેનું શું? બંનેનું રાખવા તે મોં બંધ રાખીને નાકનાથી જ એવો પંખીનો સ્વર ઉપજાવે છે કે સૌ કુમારો અને ખુદ મેકનોટન સાહેબ પણ અજાયબી પામે છે. મેકનોટન તેમને બોલાવીને કહે છે: "ખરેખર તું કોઈ અજબ છે. તારી સાહજિક વૃત્તિઓને ... તો શું પણ પ્રભુય રોકી શકે તેમ નથી. જા, આજથી તને પાછી છૂટ આપું છું."[૬] હોઠો વડે રાગ–સંગીતમાં સિસોટી પણ આ કુમાર એવી મીઠી વગાડી જાણે છે કે જાણે કનૈયાની બંસી વાગી!

### ૩. વિષાદનો પ્રારંભ

પણ આ મસ્ત રાજકુમારનો આવો ઉલ્લાસ અને સ્વભાવનું રંગીલાપણું પાંચેક વર્ષથી ઝાઝા ટકતા નથી. ઉદાસ ને અવસન્ન બનાવી મૂકે તેવા સંજોગો તેમના જીવનમાં હવે ઊભા થતા જાય છે. તેરમે વર્ષે એમની આંખોને ખીલ સતાવવા માંડે છે. આ વ્યાધિ, પછી તો જિંદગીભરનો એમનો સાથી બની રહે છે. રાજકોટમાં આંખોનો કોઈ નિષ્ણાત દાક્તર નથી એટલે જાની માસ્તરની સાથે આંખોની દવા કરાવવા મુંબઈ જવું પડે છે અને ત્યાં સાત મહિના લગી

---

૫ એજન

૬ 'કૌમુદી'નો કલાપી સ્મારક અંક, પૃ. ૬૨.

મર આદમજી મેનેટોગ્રિમમાં રહેવુ પડે ચોદમે વર્ષે માતા ગમમા પણ મૃત્યુપથારીએ પડે છે રાજ્યમા કોઈના ઉપર વિશ્વાસ મૂકી શકાય તેવુ વાતા વરણ નથી પિતાની હયાતીમા મોટા ભાઈ ભાવસિંહજી ગત થયા હોવાથી લાઠીની ગાદીના વારસ તો પ્રથમ વર્ષથી જ તે ઠરી ચૂક્યા છે ૭ પણ દુઆનદાર રામબાના મૃત્યુપડરા સભળાય છે તેનો લાભ લઈ આવળી મા તણસાગાગાં, કામદાર અને તેમના માણુસોએ સુરસિંહની વિરુદ્ધનુ વાતાવરણ ખડુ કરી દીધુ છે સુરસિંહના દેહ ઉપર મોતનો ભય લટકતો થયો છે ૮ મરતી વખતે માતા તેમનો એક હાથ વિદ્યાપ્રેમી અને રાજના જૂના વફાદાર નોકર જાની માસ્તરના હાથમા અને બીજો વિશ્વાસુ અને કામેન મનેજર આશારામભાઈના હાથમા સોંપી એ બનેને ખાસ કરીને કુમારના દેહની સંભાળ રાખવાની ભલામણ કરે છે ૯ એ પછી થોડા દિવસોમા માતાનુ મૃત્યુ થાય છે પોચા અને માયાળુ હૃદયના કુમાર પર એનો જબરો આઘાત લાગે છે એમના મુખ પરથી હાસ્ય અને ઉલ્લાસ, ગમ્મત અને તરવરાટ ઊડી જાય છે માનો વિયોગ એમનાથી સહેવાતો નથી મરણવખતનુ કારમુ દશ્ય એમનાથી ભુલાતુ નથી માને ગુમાવતાં

---

૭ કલાપીના મોટા ભાઈ ભાવસિંહજી તા ૧૭–૪ ૧૮૭૪ના દિવસે રાજકુમાર કૉલેજ છોડી ગયા અને તે જ વર્ષમા ગુજરી ગયા (જુઓ A History of Rajkumar College ) કલાપીના તે સગા સહોદર ભાઈ કલાપીનો જન્મ તા ૨૬ ૧–૧૮૭૪ના દિવસે આવો નક્કર પુરાવો હોવાથી આ ઠાકોરનો તર્ક કે કલાપીને બાવાના છોકરામાથી રાજખટપટને લીધે રાજકુમાર બનાવી દેવાયા હતા તે બિનપાયાદાર અને નિરાધાર ઠરે છે કલાપીના ભાઈ ઘોડા ઉપરથી પડી જવાને લીધે અકસ્માત્ મૃત્યુ પામ્યા કલાપીના મોટાભાઈ ગાદીના વારસ હતા અને તેમના મૃત્યુ પહેલા જ કલાપીનો જન્મ (ત્રણેક માસ અગાઉ) થયો હતો તો રાજખટપટને અવકાશ જ ક્યા? શા કારણે બાવાના તરતના જન્મેલા છોકરાને ઉપાડી લાવી કલાપીના માતાની ગોદમા મૂકી દેવામા આવે? લોકવાયકા ખોટી હતી ખરી

૮ મામાને મળવા જવુ નહિ તેમ તેની સાથે કદાચ કામદાર કહે તો પણ દમન અથવા બીજે ક્યાંઈ જવુ નહિ આપણ તરફથી જે ભય મને છે તે જ ભય તમને છે એમની અને આપણી દોડીઓ સાથ બીલકુલ સબધ રાખવા ન દેવો દરબારમા કેવી રીતે ચાલે તે બધુ તમને જેમ જેમ કાંઈ ખબર પડે તેમ તેમ મને ખબર આપતા જવુ '—રમાનો પત્ર અપ્રકટ તા ૭–૧–૧૮૯૦ (શ્રી મનુભાઈ જોધાણીના સૌજન્યથી પ્રાપ્ત)

(આ સમયમા ગોપાળજી, જીવરામ, જેશંકર નામના નોકરો એમના ખાસ વિશ્વાસુ હતા)

૯ જુઓ ૧૧મી સા ૫ ના અહેવાલમા સ્વ મૂળચદ આશારામનો 'ઠાકોર શ્રી સુરસિંહજી સસ્મરણો' એ લેખ

કુમાર લિજ્જરાતા, દૈવાસના થઈ ફરે છે, માની ઉત્તરક્રિયા પછી તે રાજકોટ જાય છે તો ત્યાય 'રાજકુમાર કૉલેજના વિદ્યાર્થીગૃહના ઓરડાના એકાતમા બેસી માને યાદ કરી કરીને' એ હીબકે ભરાય છે[૧૦]

રડવામાથી કળ વળતા ધીમે ધીમે એ તરગે ચડે છે મૃત્યુ પછી માનુ શુ થશે એનો વિચાર કરે છે એમાથી એ ભૂતની કલ્પનાએ ચડે છે ભૂતપ્રેતની વાતો જાણી લેવાનો અને ફેલાવવાનો તેમને છંદ લાગે છે પછી તો દશ્ય પદાર્થની આસપાસ તેમની તરગી દષ્ટિ કર્ણિક અદ્ભુત, રહસ્યમય કાલ્પનિક સૃષ્ટિ રચતી થઈ જાય છે, રાજકુમાર કૉલેજના ગમતના મેદાનમા ફૂટબૉલની રમત માટે ઊભા કરાયેલા થાભલાની ટોચ ઉપર ભૂત એ ની કલ્પના કરી તેને સાક્ષાત નિહાળતા હોય એમ તે તરફ ઘણીવાર ટગર ટગર નાખ્યા રહે છે અને મિત્ર ગીગાવાળાને આગળી ચીધી પોતાને દેખાયેલા અદશ્ય તત્ત્વનો નિર્દેશ કરે છે[૧૧] અગમ્ય પદાર્થની નાનપણથી જ કલ્પના દ્વારા પ્રતીતિ કરવી, તેના રહસ્યને જોવા જાણવા ઝખના થવી એ બધુ આ કુમાર કયા અને કેવા માર્ગે પ્રસ્થાન કરવાની આગાહી આપી રહ્યો હતો તે સૂચવે છે આઠદસ વર્ષના મુગ્ધ બાળકોની ભૂતપ્રેતની વાતો એક પ્રકારના ભયથી મિશ્રિત છતા કૌતુકરસની હોય છે અગ્રેજકવિ શેલી નિશાળમા રજા પડયે ઘેર આવે ત્યારે નાના ભાઈબહેનોને ભૂતોની વાતો કરતો અને માથા ઉપર બળતી સગડી લઈને ઘરના ભડારિયામા નાચ કરતી ડાકણો બતાવતો તેમા પણ જાતે ભયમુક્ત રહીને, પોતાથી નાનાને ભયભીત બનાવા તેમાથી આનદ પામવાની વૃત્તિ જ હતી પરતુ ચૌદ વર્ષના સુરસિહજીની ભૂતવિષયક કલ્પના ભયમાથી જન્મેલી કે ભય જન્માવવા માટેની નહિ, પણ અગમ્યના કૌતુકમાથી જન્મી હતી એમની કલ્પનામા ભાવુક શ્રદ્ધા હતી એ કલ્પના ભૂતમા કે દશ્ય આકારોમા પોતાને ગમતા રસિક ચિત્રો જોતી એમદ વર્ષ પછી તો કેટલીકવાર અગમ્ય રહસ્યોનો અનુભવ કરવા એકાતવાળા શાત અને અધારા માર્ગે લાંબા સમય સુધી સુરસિહ ફરવા નીકળે છે અવા કોઈ સ્થળે રાત્રિનો આખો પ્રહર બેસી રહે છે અને પોતાની અદરના તરગો કે લાગણીઓના પ્રતિબિબરૂપે બાહ્ય સૃષ્ટિને નિહાળી ઉભયનો પરસ્પર સબધ બાધે છે

માના મૃત્યુ પછી લાઠી તેમને અસાર લાગે છે રજાઓમા ઘેર આવે છે ત્યારે માની ગેરહાજરી તેમને બહુ સાલે છે, કારણ કે લાઠીમા હવે માના

૧૦ સ્વ વાજસુરવાળાએ સ્વ કપિલ ઠક્કરને ઉતરાવેલા સસ્મરણો

૧૧ એજન

પ્યારથી કોઈ તેમને બોલાવતું નથી, કોઈ હેતથી તેમને લાડ લડાવતું નથી. મૅનેજર આશારામભાઈ, જૂની માસ્તર અને મામા-મામી સિવાય કોઈ તેમને આશ્વાસનના બે બોલેય કહેતું નથી. 'માવડુઓ'ની આંખમાં તેમને અમી દેખાતું નથી. ઊલટું, નિંદા, બનાવટી વાતો તથા મહેણાંના વિષથી સુરસિંહજીના પુષ્પહૃદય પર તેઓ દુઃખ મારે જાય છે. ચૌદ વર્ષના આશાભર્યા કુમાર ઉપર તેની અસર કેવી થાય? પોતે પૂરો વિશ્વાસ મૂકી પોતાના દિલની વાત કહી શકે એવી કોઈ વ્યક્તિ તેમને લાઠી ગામમાં જડતી નથી. સરલ અને કોમળ ચિત્તવાળા કુમાર એથી દાઝી ઊઠે છે. ખટપટ અને સ્વાર્થ, કલેશ અને જૂઠાણા સિવાય બીજા કશાનો તેમને અહીં અનુભવ થતો નથી. સૌ કોઈ તેમનાથી અળગા રહેવાની ચેષ્ટા કરે છે. કુમાર એકલા ને અટૂલા, હૃદયના આધાર વિનાના બની જાય છે. પરિણામે તેમની વૃત્તિમાં જન્મેલો ખળભળાટ મચી રહે એમાં શી નવાઈ? રાજ્ય અને રાજવીપદ પ્રત્યે આથી તેમના મનમાં ઉદાસીનતા અને તિરસ્કાર જન્મે છે. જ્યારે તેમની ઉંમરના રાજકુમારો રાજ્યવૈભવના અને સત્તાના વિચારો કરે ત્યારે સુરસિંહજી આટલી માત્ર ચૌદની ઉંમરે જંગલમાં જઈ કુદરતને ખોળે શાંતિથી પડી રહેવાના વિચારે ચઢે છે.[૧૨]

## ૪. સંસ્કારસિંચન

આવી મનઃસ્થિતિમાં, પોતાના પિતાને ત્યાં લાઠીમાં વેકેશન ગાળવા આવેલા મૅનેજરના બે દીકરા—કૉલેજના પહેલા વર્ષમાં ભણતા મૂળચંદભાઈ અને હાઈસ્કૂલના ઉપલા ધોરણમાં અભ્યાસ કરતા લલ્લુભાઈ—સાથે તેમને પરિચય થાય છે. કુમારના સ્નેહતરસ્યા મનોભાવનાના તેમ જ ઉપર વર્ણવ્યા સંજોગોમાં તેમના હૃદયની અનિવાર્ય જરૂરિયાતના કારણે એ પરિચયને મૈત્રીમાં પરિણમતાં વાર લાગતી નથી. એનો લાભ પણ કુમારને તેમની ચિત્તશાંતિની દૃષ્ટિએ તેમ જ શૈક્ષણિક દૃષ્ટિએ પૂરતો મળી રહે છે. ત્રણે સવાર-સાંજ સાથે ટેનિસ રમે છે, ઘોડેસવારી કરે છે, અને ગામબહાર દૂર સુધી ઘૂમવા નીકળી પડે છે. એથી કુમારનું મન લાઠીના કલુષિત વાતાવરણમાંથી થોડીવાર માટે મુક્ત બની શકે છે અને બંને મિત્રો વયે તેમ જ જ્ઞાને કુમારથી મોટા હોવાથી તેમના દૃષ્ટિ, અનુભવો, વિચારો અને અભ્યાસનો લાભ તેમને પ્રાપ્ત થાય છે. મૅનેજરના પુત્રોને પણ આ નિરભિમાની,

---

૧૨. જુઓ 'કલાપીની પત્રધારા', પૃ. ૪૫૩ તા. ૨૫-૪-૧૯૦૦ના રોજ તાપ્પા-સાહેબને લખાયેલો પત્ર. વળી જુઓ એ જ પુસ્તકમાં પૃ. ૪૩૦ મે "મ્હારા માતુશ્રી સ્વર્ગવાસી થયા ત્યારથી જે વૃત્તિનું બીજ રોપાયું તેનું આ ફલ બેસવાનો સમય આવે છે."

નિખાલસ અને સ્નેહાળ રાજકુમારનુ આકર્ષણ થાય છે. ૧૮૮૮ની નાતાલની રજાઓમા બને ભાઈઓ ચાર દિવસ કુમારને સ્વામિનારાયણના તીર્થધામ ગઢડા લઈ જાય છે ત્યા ભવ્ય મદિરના ઘૂમટ તળે બેસીને વિદ્વાન ને પવિત્ર સતોની સદ્વાણી કુમાર એકચિત્તે સાભળે છે અને સગીતનિપ્ણાત સાધુ કૃષ્ણસેનાદાસજીના મુખથી ગવાતા હરિકીર્તનના ભક્તિમય વાતાવરણમા ચિત્તક્લેશથી મુક્ત બની સુખનો શ્વાસ ખેચે છે. કુમારના ચિત્તમા રોપાયેલા વૈરાગ્યબીજ પર ભક્તિ-શ્રદ્ધાનું આમ જલસિચન થાય છે

કૉલેજ ઊઘડતા કુમાર રાજકોટ જાય છે ત્યા કૉલેજના અભ્યાસ સિવાયના સમયમા જાની માસ્તર ગુજરાતી સાહિત્યના પુસ્તકોના વાચનની લગની તેમને લગાડે છે અત્યાર અગાઉ તેમણે કુમારને રામાયણ, મહાભારત, પચતત્ર, હિતોપદેશ, ઈસપનીતિ, દશકુમાર, સસ્કૃત નાટકો, વગેરેમાથી વાર્તાઓ કહી સભળાવી રાજ્યનીતિ, વ્યવહાર અને સદાચારનો બોધ કરાવ્યો છે પણ હવે કુમારના જાગ્રત મનને સાહિત્યરસ તરફ તેઓ વાળે છે જાની માસ્તર ભણેલા છે તો અગ્રેજી પાચ ચોપડીઓ જેટલુ જ, પણ તેમણે આપમેળે અગ્રેજી અને સસ્કૃતનુ ઠીક ગણાય તેવુ જ્ઞાન મેળવી લીધુ છે તેમનુ નિત્યજીવન સદાચાર અને નીતિયુક્ત છે કુમાર ઉપર તેમને ખરા અતરની લાગણી પણ છે આવા પ્રામાણિક અને જ્ઞાનનિષ્ઠ શિક્ષકની અસર મુગ્ધ કુમારમાનસ ઉપર પડયા વિના કેમ રહે ? કુમારનુ ચિત્ત માસ્તર સાથેના નિત્ય સહવાસથી ઊજળા અને સસ્કારી રહેવા પામે છે સદા શિક્ષિત અને શિષ્ટ જનોનો તે સમાગમ શોધે છે અને અન્ય રાજકુમારોના કુસસ્કારોથી પોતાની જાતને તે અળગી રાખી શકે છે તે આ સસ્કારને બળે

કુમારનુ સાહિત્યવાચન સ્વતત્ર કક્ષાએ હવે આરભાય છે એ સમયે લોકપ્રિય નીવડેલા ગુજરાતી પુસ્તકોનો તે પરિચય મેળવે છે મોરબી નાટક મડળીના, એ સમયે જનતાપ્રિય, 'ચાપરાજ હાડો', 'રાજસિહ', 'સતી રાણકદેવી', 'જગદેવ પરમાર' અને વાઘજી આશારામનુ 'સીતા સ્વયવર' વગેરે પ્રસિદ્ધ નાટકોમાથી ગીતો અને સવાદોનુ તે ગુજન કરે છે દલપતરામ અને ભુવાભી રામની તેમ જ 'બૃહદ્ કાવ્યદોહન-ભા ૧' ની કવિતા તે વાચે છે, 'કામસેન અને રસિકા', 'કરણ ઘેલો' અને 'ગુજરાત અને કાઠિયાવાડ દેશની વાર્તાઓ' જેવા પુસ્તકોનો કથારસ તેમને આકર્ષે છે નર્મગદ્ય અને નર્મકાવ્યનું તે મનન કરે છે મણિલાલનું 'પ્રિયવદા' અને ઇચ્છારામ દેસાઈનું 'ગુજરાતી' તેમના પ્રિય સામયિકો બને છે. રણછોડભાઈના 'શેકસ્પિયર કથાસમાજ' દ્વારા તે 'Tales from Shakespeare'નો પરિચય કરે છે જાની માસ્તર પાસેથી 'મેઘદૂત' અને 'શાકુતલ'નો તથા પ્રેમાનદ અને શામળના કાવ્યોનો આછો-શો

પરિચય મેળવે છે આમ, સુરસિંહનો સાહિત્યશોખ ખીલતો જાય છે અને અન્ય રાજકુમારોથી જુદી દિશામાં જતુ તેમનું માનસ, રુચિ અને વલણ બંધાતા જાય છે. નાટકો, વર્તમાનપત્રો અને ગુજરાતી પુસ્તકોના સંપર્કથી તેમની વાણીમા શબ્દો, કહેવતો અને રૂઢિપ્રયોગોની સંપત્તિ વધતી જાય છે, કથનમા સ્વાભાવિક મુગ્ધતા અને ઊર્મિ-આવેશની સાથે શબ્દધારા ભળતા તેમના વાણીપ્રવાહમા ઝમક અને લયપ્રવાહ આટલી નાની વયથી પણ ઊભરાતા જોવા મળે છે

સાત માસ લગી મુંબઈ રહ્યાથી અને મૅનેજર આશાગમભાઈના તથા મુંબઈના મૅનેટોરિયમવાળા સર આદમજી પીરભાઈના પુત્રોની પાસેથી અમદાવાદ–મુંબઈની કૉલેજના જીવનની બંધનરહિત વાતો સાભળ્યા પછી કુમારને રાજકુમાર કૉલેજના શિક્ષણ ઉપર ધીમે ધીમે અરુચિ પેદા થવા લાગી છે પોતાની કૉલેજના સખત નિયમો, ત્યાનુ બંધિયાર જીવન અને બંધનયુક્ત રહેણીકરણી તેમને હવે કઠવા લાગે છે કેમ જલદી જલદી મૅટ્રિક થઈ મુંબઈની ઍલ્ફિન્સ્ટન કૉલેજમા ભણવા જવાય તેના મનસૂબા તેઓ ઘડે છે પોતાની કૉલેજના અભ્યાસમા માત્ર પરીક્ષાઓ પાસ કરવા જેટલો જ રસ હવે તેમને રહ્યો છે તેમને ખરો આનંદ તો મિત્રો સાથે ટોળટપ્પા, ટેનિસની રમત, સાહિત્યવાચન, કલ્પનાવિહાર અને કુદરત સાથેની દોસ્તીમા આવે છે કુદરતનુ સૌંદર્ય માણવાનો અને શાંત રાત્રિએ આકાશ સામે જાણે તેમા ગૂઢ રહસ્ય પામવા મથતા હોય તેમ જોયા કરવાનો છંદ તો તેમને ઘણા સમયથી છે એવામા, ઈ સ ૧૮૮૮ના ઉનાળાની રજાઓ ગાળવા મિત્રો ગીગાવાળા તથા વડિયાના રાજકુમાર બાવાવાળા સાથે તેમને મહાબળેશ્વર જવાનુ થાય છે વચમા થોડાક દિવસ આબો બનાવવા મુંબઈમા ગાળી બાકીની આખી રજા ત્રણે મિત્રો મહાબળેશ્વરના સૌંદર્યધામમાં ગાળે મહાબળેશ્વરની ભવ્ય અને રમ્ય વૈવિધ્યસભર પ્રકૃતિને સુરસિંહજી મુગ્ધ ઉત્સાહથી આસ્વાદે છે તેમના સુકુમાર અને સૌંદર્યરસિક હૃદયમા એથી કોઈ અનેરો આનંદ છલકાય એમની સ્મૃતિ, એ સૌન્દર્યદર્શન અને આનંદને સદા માટે અકબંધ જાળવી રાખે

પંદરમુ વર્ષ પૂરુ થાય તે પહેલા, આમ, આ ભાવિ કવિનુ માનસ કેટલાક સંસ્કારો અને અનુભવોથી સમૃદ્ધ બને છે કિશોરજીવનના નિર્દોષ મસ્તી, ઉલ્લાસ અને બેફિકરાઈ, કુટુંબજીવનની કડવીમીઠી, માતાના મૃત્યુ અને વ્યવહારની વિષમતાથી જન્મતો નિર્વેદ પ્રકૃતિસૌંદર્યનું દર્શન અને સાહિત્યનુ વાચન-શ્રવણ માતા, અંગત શિક્ષક અને સુમિત્રોના સહવાસ તથા જ્ઞાનનો લાભ—આ બધુ સુરસિંહના રુચિ, દૃષ્ટિ અને વલણને પ્રત્યક્ષ-પરોક્ષ રીતે ઘડે છે

### ૫. લગ્ન અને પ્રેમાતુરતા

આમા ભળે છે એક મોટો અનુભવ એ સુરસિંહના લગ્નનો.

માતાના મૃત્યુ પછી બરાબર દોઢ વર્ષે કચ્છના રોહા સંસ્થાનની બાવીસ વર્ષની અને કોટડા–સાગાણીની સત્તર વર્ષની એમ બે કુંવરીઓ સાથે એક જ દિવસે સુરસિંહજી ખાંડાથી પરણે છે.[૧૩] કાન્તની માફક એમનું ય મનોમંથન એવું છે કે પ્રેમના પાત્ર થવું અને પ્રેમનું પાત્ર મેળવવું એ તેમને માટે અનિવાર્ય છે. પ્રેમવિહોણી એક ક્ષણ એમના જેવી વ્યક્તિ માટે યુગ જેટલી લાંબી અને અકળાવનારી બની જાય છે. આવાં પુષ્પો પ્રેમના વાતાવરણમાં જ પ્રફુલ્લ રહી શકે અને પાંગરી શકે.

માતાના પ્રેમથી તરબતર રહેલા કુમાર માતા જતાં પ્રેમવિહોણા ને રાંક બની ગયા હતા, પણ લગ્ન પછી નારીનો બીજા પ્રકારનો—પ્રેયસી તરીકેનો—સુખદ અનુભવ સાંપડે છે અને તેમનું હૈયું ફરી કલ્લોલતું બની જાય છે. જે નારીએ આ અનુભવ કરાવ્યો તે છે તેમના કચ્છ–રોહાવાળા પત્ની રાજબા. એમનાં બીજાં પત્ની કોટડા–સાગાણીવાળા આનંદીબા ભોળા ને અણઘડ હોવાથી તેમનું મન આકર્ષી શક્યાં નથી,[૧૪] પણ રાજબા ઉપર તો તેમની સાથેના પ્રથમ મિલનથી જ સુરસિંહ એટલા બધા મુગ્ધ બની ગયા છે કે લગ્ન પછીના તેમના એક માસના લાઠીનિવાસ દરમિયાન રાજબા સાથેના રંગરાગમાં જ તે મશગૂલ રહે છે.[૧૫]

---

૧૩ ઈ. સ. ૧૮૮૯ના ડિસેમ્બરની પહેલી તારીખે તેમની પંદર વર્ષની ઉંમરે સુરસિંહજીના લગ્ન થયેલાં.

૧૪ આનંદીબા સુરસિંહથી બે વર્ષે મોટા હતા અને તેમનું અસલ નામ કેસર કુંવરબા હતું. સુરસિંહ ઉપર તેઓ ખાસ છાપ પાડી શકેલાં નહિ. (શ્રીનથી ખાસગીવાળાની મુલાકાતને આધારે) 'નાનામોટાનું જે અભિમાન તમારા બેનના (કોટડાવાળાના) મનમાં છે તે હવેથી રહેશે નહિ.' 'શીખામણથી કામ નહિ થાય, તો બીજો ઉપાય લેવાશે માટે ગાદી સંપ વિના બીજું ચાલશે નહિ.' 'તમે જે કોટડાવાળા વિશે લખ્યું તેનો હું બરોબર બંદોબસ્ત કરીશ.' (રમાને પત્ર એપ્રિલ ૯, ઈ. સ. ૧૮૯૦)

૧૫ તા. ૧૧-૧૨-૧૮૯૭ના કાન્ત પરના પત્રમાં કલાપી લખે છે: 'હું સોળ વર્ષનો હતો, પણ હજુ હું સ્ત્રીપુરુષના પ્રેમને સમજતો ન હતો.' એ કથન શંકાસ્પદ જણાય છે, કેમકે પંદરમે વર્ષે તે પરણે છે કે તરત જ તા. ૨–૧–૧૮૯૦થી શરૂ થતા રમા પરના તેમના પ્રગટ અને અપ્રગટ પત્રો સૂચવે છે કે તેમનામાં વિષયવાસના આગલી નાની ઉંમરથી તીવ્ર હતી. એ જ પત્રમાં તેઓ જણાવે છે:

"લગ્ન થયાં પછી મને તે મ્હારા અભ્યાસમાં નડનાર ને અરુચિકર હતાં." એ કથન ચિંત્ય છે, કારણ કે એ સમજ તો તેનનામાં ૧૮૯૨ પછી આવી ત્યારે હતી નહિ.

રાજબા તેમને ગમી જાય તેવાં પણ છે તે ઠીક ઠીક ભણેલાં છે અને સુરસિંહની સાથે રસિક પ્રેમગોષ્ઠિ કરી જાણે છે તે પદો અને ગીતો સારાં ગાય છે એમ તો તેમને પદો રચતાં પણ થોડુંક આવડે / સાહિત્ય, સંગીત અને ચિત્રકામમાં તેમને સારો રસ છે તે ચતુર અને મીઠાબોલાં છે તેમની દેહયષ્ટિ ઊંચાઈની છે અને આંખો ને ચહેરો નમણા છે તેમનામાં અનેક મહત્ત્વાકાંક્ષાઓ છે અને તેને પાર પાડવાની કુનેહભરી કુશળતા પણ છે માત્ર પંદર વર્ષના તરુણની પત્નીમાં આટલું બધું ? હા કારણ તરુણથી લગભગ સાત આઠ વર્ષે તે મોટાં છે

તરુણનું ધ્યાન હવે પુસ્તકો પરથી ખસી રાજબા ઉપર વિશેષ કેન્દ્રિત બને છે હવે મ્હારા મનના અને પ્યારના બે ભાગ થાય છે પરંતુ તો ચોપડીઓએ જ મ્હને શાન્ત કરતી પણ હવે એનું પરાક્રમ તમે છીનવી લીધું છે ”[૧૬]

ત્યારે તો કલાપી નવપરિણીતના અનુભવોમાં મગ્ન હતા ‘લગ્ન થતું ચાર હતા પણ માધીને લીધે રુચિકર લાગતાં’ એવો સ્વ નવલરામ ત્રિવેદીએ તેમના કલાપી પુસ્તકના પૃ ૪ મે દોડાવેલો તર્ક પણ નિરાધાર ઠરે છે કારણ કે રમા તરફ મન કલાપીનું આકર્ષણ રમાના વિશિષ્ટ વ્યક્તિત્વને લીધે પ્રથમથી જ ગાઢ થયેલું અને કલાપીની રમા પ્રત્યેની મુગ્ધભાવ ભક્તિભાવ–સ્નેહભાવની દૃષ્ટિ જ્યારથી ઘટવા લાગી ત્યારથી જ શોભનાએ એમના ચિત્તમાં સ્થાન લેવા માંડ્યું રમા તરફ તેમને ખરેખરી આસક્તિ ૧૮૯૩ સુધી રહી અને ૧૮૯૪માં શોભના માટેની વાત્સલ્યદૃષ્ટિ પ્રણય આકર્ષણથી રંગાઈ ગઈ કલાપી આ જ પત્રમાં લખે છે ન્યાય આપવામાં નેમ કરતાં વધારે મારું હૃદય રોકાયું હતું એ કથન પણ વાસ્તવિક કરતાં ભાવનામય વિશેષ છે, કેમ કે ૧૮૯૩ સુધી કલાપી રમા વિના એક પળ પણ આનંદમાં ગાળી શકતા નથી એવા તેમના એકરારો તેમનાં અપ્રકટ પત્રો અને કાવ્યોમાં મળે છે

એ કે કલાપીએ માન્ય પર લખેલો આ પત્ર વાસ્તવિક બનાવોનું નહિ તેટલું તેમની ભાવનામયતા અને મૈત્રુ નિય ભાવનાવાદ (romantic idealism)થી વીંટળાયેલી પ્રકૃતિનું પ્રતિબિંબ પાડે છે જેમ તેનું આત્મકથાત્મક મનાતું ‘હૃદયત્રિપુટી’ કાવ્ય કલ્પનામિશ્રિત છે, તેમ કાન્ત/સંપાદિત ‘કેકારવ’માં છપાયેલા તેમના પત્રોની કેટલીક વિગતો ને હકીકતો પણ કલ્પનામિશ્રિત છે ગણપતરાય સરદારસિંહનો એક લાંબો (અપ્રકટ) પત્ર છે જેમાં તે લખાવે છે આ પુસ્તક (કેકારવ) મળ્યું ત્યારે આ પત્રો રાબટ્ટે પ્રકટ કર્યાં તેથી ઘણો ખેદ થયો હતો વધારે ખેદ થવાનું કારણ કે આ પત્રોમાં કલાપીએ તદ્દન સત્યતાપૂર્વક તેમની કથા કહી નથી કલાપીના પરમ મિત્રો સ્વ વાજસુરવાળા અને સ્વ સચિન પણ આવો અભિપ્રાય ધરાવતા (જુઓ સ્વ વાજસુરવાળાનાં સ્મરણો ( ‘કૌમુદી’ પોષ ૧૯૮૧ )

૧૬ તા ૮ ૧ ૧૮૯૦નો રમા પરનો પત્ર કલાપીની પત્રધારા પૃ ૪૮૦

રાજકોટમા ભણવાનુ ચાનુ છે, પણ કૉલેજ ઊઘડે છે ત્યારથી જ રજાઓ પડવાની આતુરતા સેવાય છે "અહો વ્હાલા ! આ સાડા ત્રણ માસ ક્યારે વીતી જશે કે જ્યારે હુ તમને આવી આલિગન કરૂ"[૧૭]

લાઠી છોડે છે ત્યારથી જ રાજમાને મળવાના કેટલા દિવસ રહ્યા તેની ગણતરી ચાલે છે દિવસે 'વિરહની જ્વાળા' અને રાત્રે 'સ્વપ્નમા ધુમાડાના બાચકા જેવુ મિલન' આ પદર વર્ષના ઊગતા તરુણને સતાવે છે એથી દુતાશની પર લાઠી આવવાને મેકનોટન સાહેબની રજા મેળવવા તે આકાશપાતાળ એક કરે છે, પણ તેમા સફળતા મળતી નથી અને વિયોગના દિવસો લબાય છે

પોતાથી વિયોગ સહ્યો જતો નથી, પણ એવા વિયોગમા ધીરજ ન હારવા, દુખી ન થવા, આનદમા રહેવા પોતાની વલ્લભાને તો એક મુગ્ધ, દક્ષ નાયકની જેમ સાહિત્યસસ્કારપ્રેરિત વાણીમા તે શિખામણ આપે છે "વલ્લભા, હવે બહુ ઝાઝા દિવસ રહ્યા નથી વાસ્તે આનદમા રહેજો"[૧૮]

"તમને લાગશે કે આટલા દિવસો કેમ જશે ? પણ પ્યારી, એ તો શુ છે ? નળદમયતીનો દાખલો જુઓ રામ અને સીતાએ વિજોગ કેટલો સહન કર્યો ? કામસેન ને રસિકાને માથે શુ થયુ ? દુષ્યત અને શકુતલા કેવા અને કેટલા હેરાન થયા ? પુરૂરવાએ ઉર્વશીને માટે અને ઉર્વશીએ તે રાજાને માટે કેટલુ દુખ સહન કર્યુ ? સૂર્યની પણ એક દિવસમા ત્રણ ગતિ થાય છે તો આપણે કોણ માત્ર ! તો આપણી એક સ્થિતિ કેમ રહે ? વેળા કોને માથે નથી પડી ? વાસ્તે આ વખતે દૃઢ મન રાખી પરમેશ્વર ઉપર આસ્થા રાખવી કે એ જ સારૂ કરશે"[૧૯]

આવી વાણીનો ધોધમાર પ્રવાહ દર આતરે દિવસે લખાતા પત્રોમાં પૂરપાટ વહે છે કવચિત્ તો દિવસમા બે બે પત્રો અને રાજબા તરફથી પત્ર ન મળ્યાથી તેમની કુશળતાના સમાચાર પુછાવતો તાર પણ રવાના થાય છે

આવા પત્રોમા પરસ્પરની પદ્યરચનાની વાનગીઓ પણ પીરસાય છે[૨૦] તેમની વિરહી મનોદશાનુ બયાન ક્યારેક 'મેઘદૂત'ની અસર તળે પદ્યમા

૧૭ એજન

૧૮ રમાને પત્ર, તા ૨ ૯-૧૮૯૦, અપ્રકટ

૧૯ રમાને પત્ર, તા ૩૦-૧-૧૮૯૦.

૨૦ "પ્રાણપ્યારી, તમારો લખેલો દોહરો મને એવો પ્યારો લાગે છે કે વાચવાથી ધરાતો નથી'—રમાને પત્ર તા ૨૫-૧-૧૮૯૦, અપ્રકટ

થાય છે

"ખરે દિલના તાપથી શાન્ત રાતે
ઉના અશ્રુના આંખથી ધોધ થાતે,
થયું હેમનું આ કડું સર્વ મેલું,
દીસે રંગનું નૂર એનું ગયેલું
સરી જાય કાંડા થકી હાથના એ
પડ્યાં જ્યાં ચાંદા ઘણા દોર પામે
દબાવા વિના ચાલતું થાય પોતે,
થયો એટલો પાતળો સત્ય જાતે"[21]

રાજબા પણ પોતાના પત્રોમાં મોરાં, દોહરા, ગરબી અને પદોના ઢાળમાં પોતાના પ્રેમ અને વિરહદુઃખ સુરસિંહને ઉત્તરરૂપે પાઠવે છે

પણ આ નવપરિણીત તરુણને વિયોગ ઉપરાંત બીજીય ચિંતાઓ છે 'આનંદ' તરફથી થતી ખટપટો અને બંને પત્નીઓ વચ્ચે પરસ્પર ચાલતો અણરાગ આ ઊર્મિલ, ભાવનારસિક તરુણનું કાળજું વલોવી નાખે છે તેમની ઇચ્છા બંને સ્ત્રીઓ પરસ્પર પ્રેમથી બે બહેનોની જેમ હળીમળીને રહે અને મોટા, ભણેલા અને સમજુ રાજબા નાના આનંદીબાને કેળવે તેવી છે, પણ રાજવીઓના અંતઃપુરમાં એવો મેળ કદી સાંભળ્યો છે ખરો? વળી, એજન્સી તરફથી તેમના ગૃહસ્થજીવનના નિર્વાહ માટે મુકાયેલાં આર્થિક બંધનો પણ આ ખર્ચાળ, દાની, શોખીન, ઉદાર અને લહેરી મિજાજના પતિને આકરાં પડે છે એમને આ અરસામાં કોઈ પાસેથી ત્રણ હજાર રૂપિયા ખાનગી રીતે ઉછીના લેવા પડ્યા છે[22] અને પત્નીઓની ખર્ચીમાં અને તેમની માગણીઓમાં કાપ મૂકવો પડ્યો છે, એથી પણ મુગ્ધાવસ્થાના આવેશમાં તેમનું ચિત્ત ઉકળાટ અનુભવે છે

આમ છતાં, જાણવા જેવું તો એ છે કે રાજકોટમાં તેમના પ્રથમ વિયોગકાળના જાન્યુઆરીથી એપ્રિલ સુધીના ચાર મહિના તેમણે એકલા પત્નીસ્મરણમાં કે આવી તંગ મનોદશામાં જ વિતાવ્યા નથી પોતાના અભ્યાસમાં પણ મન પરોવવા તે એટલા જ મથે છે કોલેજમાં મોડા દાખલ થયા હોવાથી તેમને ઘણી મહેનત કરવી પડે છે સાત મહિના સુધી મુંબઈ રહ્યા અને ત્યાર પછીય આંખોનું દર્દ વારે વારે ઊપડી આવતું હોવાથી વર્ગ સાથે અભ્યાસમાં નિયમિત રહી શકતા નથી આથી પરીક્ષાની તૈયારી કરવા તે "સવારના ચાર વાગ્યેથી

૨૧ રમાને પત્ર, તા ૨-૩-૧૮૯૦, અપ્રકટ
૨૨ રમાને પત્ર, ઈ સ ૧૮૯૦, અપ્રકટ

રાતના દસ સુધીમા માત્ર નિત્યનિયમ સિવાય એક મિનિટ પણ વાચ્યા સિવાય બેસતા નથી.'[૨૩] અલબત્ત, તેમનો આ પરિશ્રમ આનંદનો નથી, જવાબદારીના તીવ્ર ભાનનો છે. તેમનો ખરો ખુશાલીનો વખત તો 'પ્રાણવલ્લભા'ને કાગળ લખવામા જાય છે, એ જ છે.[૨૪]

૧૮૯૦ની ૧૯મી એપ્રિલે કૉલેજમા વેકેશન પડતા આ પ્રેમઘેલો પતિ લાઠીએ આવી જ્યારે રાજબાને મળે છે ત્યારે તેને સ્વર્ગનુ સુખ પ્રાપ્ત થયાનો આનંદ થાય છે. પ્રેમકથાઓ અને કાવ્યોમા પોતે વાચેલા–સાભળેલા શૃંગારવર્ણનોનો સ્વાનુભવે સાક્ષાત્કાર થતા સુરસિંહને ઊંડો રોમાચ થાય છે. તેમની ભોગવૃત્તિ અને રસિકતા ઊભરાય છે જે લાઠી, પરણ્યા પહેલાના વેકેશનોમા તેમને ખાવા ધાતુ તે તેમને હવે સુખદ બન્યુ છે માતાની ગેરહાજરીમા જેમનો પ્રીતિદોર તૂટી ગયો હતો તેવા આ સ્નેહઝખુ અને ઊર્મિશીલ તરુણનો પ્રીતિદોર માતાને સ્થાને હવે, પોતાથી મોટી ઉમરના ને માતા જેવા જ બાજરમાનને હક્ક દેનાર ગજબા મળતા બરાબર સધાઈ જવા પામે છે અદૃશ્ય થયેલી માતાની કુશળતા, મમતા, ચક્ષણ અને ધૈર્યનું પુનર્જીવન, સુરસિંહને હવે રાજબામા પ્રત્યક્ષ થતું જણાયું છે રાજબામા તેમની માતાનો પ્રભાવ, બાજવલ્ય, ચતુરાઈ, અડગતા અને સ્નેહ છે પણ ખરા રાજબા, સુરસિંહના મનોરથો, તરગો, લાગણીઓ, રુચિ–ભાવો અને સાહિત્ય–કલા તથા કુદરત–પ્રેમની વૃત્તિને પ્રીછી અનુમોદય છે તેથી જ તો સુરસિંહ પોતાની તમામ વૃત્તિઓ, તરગો અને ઊર્મિઓ રાજબા આગળ નિ:સકોચ પ્રગટ કરે છે.

---

૨૩ મહારાજા સર ભાવસિંહજી રચિત સાત મોટા પુસ્તકોમા રાજકુમાર કૉલેજના દરેક વિદ્યાર્થીની અભ્યાસ તથા ઇતર પ્રવૃત્તિઓ વિશે વિગતપૂર્ણ નોધો છે. પૃ ૨ અને ૬મા આપેલી લાઠીના કુમાર સુરસિંહજી વિશેની એવી નોધો હુ જોઈ ગયો છુ, પણ એમા સુરસિંહજીએ અભ્યાસ કે કોઈ અન્ય પ્રવૃત્તિમા ખાસ નોધપાત્ર ઉજ્જવળ પ્રગતિ બતાવી હોય એવુ જણાતુ નથી ટેનિસમા આકર્ષક રમત બતાવવા માટે, નાટકમા એક વખત ભાગ લેવા માટે અને એકવાર ૧૮૯૮–૯ ઇંચની બાઈના કુદકામા પ્રથમ ઇનામ મેળવવા માટે તેમનો ખાસ ઉલ્લેખ તેમા થયો છે, પણ અભ્યાસ બાબતમા તેમની કારકિર્દી ખાસ ઉજ્જવળ હોય તેવું જણાતુ નથી. તેમને મુકાબલે તેમના મિત્રો મુળીના કુમાર શિવસિંહજી, વડિયાવાળા બાવાસાહેબ અને હડાળાદરબાર વાજસુરવાળાની અભ્યાસ તેમ જ ઇતર પ્રવૃત્તિમા કારકિર્દી ઉજ્જવળ છે શિવસિંહજી પ્રથમ વર્ગમા ઉત્તીર્ણ થઈ ઈડર ગ્યને ગોડવના ઇનામો જીતેલા, વાજસુરવાળા પ્રથમ વર્ગ મેળવી ફર્ગ્યુસન ચંદ્રક મેળવવા ભાગ્યશાળી થયેલા, પણ સુરસિંહજીને વર્ગ–ઇનામ સિવાય ખાસ કોઈ ઇનામ મળ્યું જણાતુ નથી

૨૪. રમાને પત્ર, તા ૧૮–૨–૧૮૯૦, અપ્રકટ

આથી જૂન માસમા કૉલેજ ઊઘડતા સુરસિંહ રાજકોટમાં જાય છે ત્યારે પ્રથમના વિયોગકાળ કરતા બમણા વેગથી રાજબાના સંગરંગ ચાહે છે, અને એ સ્થિતિ એવી મનોદશાએ આવી પહોંચે છે કે “.. આ ભણવુ ઝેર જેવુ લાગે છે દિવસ અને રાત, સૂતા અને બેસતાં, ભણતાં કે વાંચતા તમે જ મને કનડો છો આંખો ઉઘાડી હોય કે બધ હોય પણ તમે જ દેખાઓ છો ” “ આ કૉલેજમાં એક દિવસ રહેવુ એ એક યુગ જેવુ લાગે છે ”[25] તેથી તે પોતાના ‘સગા ને શુભેચ્છક’ લીંબડી ઠાકોરસાહેબ દ્વારા ‘બાબા’ને[26] “લાઠી ગામ ખટપટીઉ છે, તેથી કૉલેજમા રહેવાથી મુઝાવુ પડે છે—હાલ વાડીમાં રહેવુ બહુ જ જરૂરનુ છે”—એવુ અસ્પષ્ટ સમજાવી કૉલેજમાંથી સદા માટે છુટી મળી જાય તે માટે પેરવી કરે છે[27] એટલુ જ નહિ, તા ૨૬–૮–’૯૦ના (રમા પરના અપ્રગટ) પત્રમા તે જણાવે છે તેમ, બાબા પાસેથી કૉલેજ સદા માટે છોડવાની રજા સહેલાઈથી ન મળે તેમ હોવાથી આંખોની દવા કરાવવાના બહાના હેઠળ મુબઈ જઈ ડૉ મેકનોટન પાસેથી એવી જાતનુ સર્ટિફિકેટ મેળવવુ અને રિપોર્ટ કરાવવો કે ‘હવે મારાથી વચાતુ નથી તેથી કૉલેજમા જવુ નકામુ છે’ એવા પ્રકારની તરકીબ ગોઠવે છે અને બીજા એક પત્રમા જણાવે છે કે “હવે મારી આંખો ખરાબ છે એવા ખબર મળે તો ચિંતા કરશો નહિ, કારણ કે તે માત્ર યુક્તિ [illegible] ”[28]

આમ, રાજબા માટેનો તીવ્ર તલસાટ ભણતર છોડી દેવા માટેની તરકીબો તેમને સુઝાડે છે રાજબાની વિરહવેદના આ જોબનમસ્ત કામુક તરુણને એટલી બધી લાગેલી [illegible] કે ગૃહખટપટની અનેક વાતો રાજબાના પત્રમાં લખાતી હોવા છતા નિખાલસપણે તેઓ એકરાર કરે છે કે “ પણ તેનો વિચાર મને બિલકુલ આવતો નથી વિરહનુ દુ ખ તમારા સમાગમનો જ વિચાર મનમા રહેવા દે છે ”

---

૨૫ રમાને પત્ર તા ૧૨ ૭ ૧૯ ૦ અપ્રકટ

૨૬ પ્રિન્સિપાલ મેકનોટન

૨૭ રમાને પત્ર તા ૧૨ ૭–૧૮૯૦ અપ્રકટ એ પત્રમા કલાપી આ રીતે જણાવે છે:

“લાઠીએ આવતી વખતે છેલ્લે સાહેબને મળવા જઈશ ત્યારે ખૂબ સખત રીતે કહીશ અને પાછુ કૉલેજમા આવવાનુ ન થાય તેમ કરીશ નહિ તો ૯ માસમા મારી ને તમારી શી અવસ્થા થશે ?

૨૮ જોકે સુરસિંહનો માત્ર ઇરાદો જ હતો તે આવી યુક્તિ રચી શક્યા કે કેમ તે જાણવા મળતુ નથી



રાણી રાજબા (રમા)

એ સમયમા, સૌરાષ્ટ્રના નાના મોટા તમામ સસ્થાનોના રાજવીઓના અંત -પુરો વિશે લોકો ગમે તેવી વાતો ફેલાવતા અચકાતા નથી. 'ફલાણી રાણીએ કુંવરીને બદલે કુવર બદલી લીધો, ઢીકણી રાણીને દિવસ હતા જ નહિ પણ તેણે ઢોંગ કરી સમય થયે અમુકનો તાજો જન્મેલો દીકરો ગોદમા લઈ પોતાના તરીકે જાહેર કર્યો' —આવી વાતો એ સમયે તો સામાન્ય થઈ પડી છે. તેથી આ ખબરદાર તરુણ રાજબાને પ્રસૂતિ આવવાની છે એવુ જાણતા જ તેનો સનામતીભર્યો પ્રબધ કરે છે

"તમે જાણો છો કે લાઠી ગામ બહુ ખટપટી છે ને ખોટી વાતને ખરી, ને ખરી વાતને ખોટી કરવા ખટપટ કર્યા વિના રહે નહિ ને આપણી આબરૂને લાંછન લગાડતા વાર ન લગાડે વળી સરકારમા આપણા ખોટા ભનાડા કરે તેથી મે વિચાર કર્યો કે એ હરામખોરોના મોઢા બધ કરવા, ને, તેટના માટે પ્રાતના સાહેબ ફેરીસને મે એક કાગળ લખ્યો છે તેમા એમ લખ્યુ છે કે 'એક આબરૂ-દાર મડમ (નર્સ) લાઠી મોકલાવો ને અમારી દેશી રીતે પ્રમાણે અમારી દેશી સુયાણી બધુ કામકાજ કરશે બાકી જે મડમ મોકલો તે તો માત્ર જો ભયકર સ્થિતિ હોય તો તેવે વખતે તમારી તદુરસ્તી પર ધ્યાન આપે—આવુ બાનુ કરી મડમ બોલાવી ▪ તે મડમ આવશે એટલે દરરોજ તમારી પાસે એક આટો ખાઈ જશે અને પ્રસવ થવાનો પ્રસગ પાસે આવે એટલે તમારી પાસે સાર્ રહેશે આપણી ખરી બાબત ને તમારી ભાર ઉપાડવાની સહન–શીનતાની મહેનતને દુનિયામાં શકા વળી શા માટે થવા દેવી !"[૨૮]

પણ આ બાબત, પરિણામે તો રાજબાના આ મુગ્ધ પિતુને અસ્થિર અને ચચળ ચિત્તવાળો બનાવી મૂકે છે આવી યોજનાથી રાજબાના મનમા એવી શકા જન્મે છે કે જાની માસ્તરના શીખવ્યાથી અને પોતા તરફના અવિશ્વાસને લીધે વિલાયતી મડમ દ્વારા પ્રસૂતિ કરાવવાનો વિચાર સુરસિહમા ઊગ્યો છે અને તરગી સુરસિહને એવી શકા ઉદ્ભવે છે કે પોતાની વલ્લભામા આવી નાકા રોપનાર મેનેજર આશારામભાઈ છે આથી રાજબાને જાની માસ્તરનો સુરસિહ સાથેનો સહવાસ પસદ પડતો નથી અને સુરસિહને આશારામભાઈ પ્રત્યે અવિશ્વાસ અને પૂર્વગ્રહનો ભાવ જન્મે છે[૩૦] પરિણામે, રાજબા જાની માસ્તરને કઢાવવા

---

૨૮ રમાને પત્ર, તા ૬–૭–૧૮૯૦ અપ્રકટ

૩૦ "હવે 'પોલીટીકલ'–હાલનો પોલીટીકલ એજટ–અને ભાભો અને મિત્ર છે તો કામદારને બદલાવતા પણ વાર લાગશે નહિ અને બાવો મીયા આવે તો વધારે સારૂ કે

સુરસિંહને ભળેરે છે અને સુરસિંહ આ મેનેજરને સ્થાને બીજો મેનેજર બદલવાનો ઇરાદો સેવે છે[31] આશારામભાઈને સુરસિંહજી તાત્કાલ તો કશુ કરી શકતા નથી, પણ જાની માસ્તરને એ જ વર્ષના સપ્ટેમ્બરમા ત્રણ મહિનાનો પગાર આપીને કૉલેજના પ્રિન્સિપાલની મારફતે તે છૂટા કરાવી દે છે[32] આથી સુરસિંહજી ખરેખર "સ્વતત્ર અને વાજબી સલાહ આપનાર વિનાના" થાય છે, પણ એ જોબનમસ્ત પ્રેમીને પોતાના પ્યારમા રાણીસાહેબે એવા તો જકડી લીધા છે, એમના ચિત્તમા પોતાની શુભેચ્છા, રાજ્યના હિતની શક્તિ અને સ્નેહ વિશે એવો તો વિશ્વાસ જમાવી દીધો છે કે વસ્તુસ્થિતિને સમજવા પ્રયત્ન કરે તોય આ પ્રેમી નિર્મળપણે તેમ વિચારી શકે તેમ નથી

પત્ની પ્રત્યેની આવી ઊડી ને અનન્ય આસક્તિ સુરસિંહજીની પાસે કૉલેજમાય ગેઠ ચળવળ કરાવે છે તાજા પરણેલા કુમારોને હોસ્ટેલમા ઘેર જવાની છૂટ મળવી જોઈએ એવી આગના સત્રમા કરેલી વિનંતીઓમાં તો તે સફળ થયા નહિ, પણ પરણેલા કુમારોને કૉલેજમા ફરજિયાત રહેવાનું બંધન ન હોવુ જોઈએ અને તેમને તેમની પત્નીઓ સાથે શહેરમા સ્વતત્ર બગલાઓમા રહેવાની છૂટ મળવી જોઈએ એવી આ સત્રમા શરૂ કરેલી ઝુંબેશમા તેમના પોતાના પૂરતી ફતેહ મળે છે ફેરિસ સાહેબને મળી પરણેલા રાજકુમારોની મુશ્કેલીઓ તે સમજાવે છે અને આખરે નિયમ તરીકે તો નહિ પણ સુરસિંહજીની આંખો સારી નહિ હોવાના કારણને આગળ ધરીને કૉલેજની કમિટી એક અપવાદરૂપે કૉલેજની પાસે જ આવેલા એક અનાયાસ મકાન—નીબડીના ઉતારામાં—પત્ની સહિત રહેવાની તેમને છૂટ આપે છે

આ છૂટને લીધે ૧૮૯૦ના સપ્ટેમ્બરમા બને પત્નીઓને સાથે રહેવા તે રાજકોટ બોલાવે છે સુરસિંહને આનંદીબા વિશે રાજબા જેટલી પ્રીતિ નથી, રાજબાએ તેમની વિરુદ્ધ સુરસિંહના મનમા નફરતનું ઠીક ઠીક વાતાવરણ પણ ઊભુ કર્યું છે, બને શોક્યો નાની નાની બાબતોમા પરસ્પર ઝઘડે છે એમ

આશારામ જ હોય તો સારુ એનો વિચાર કર્યા પછી જેમ ઠીક લાગશે તેમ કરીશ '
(તા ૧૦-૧૨-૧૯ જુલાઈ, ૧૮૯૦ના રોજ રમા પર લખાયેલા પત્રો અપ્રકટ)

૩૧ "વળી આહી ખટપટ કરે તેવુ કોઈ નથી માસ્તર પણ થોડા દિવસ છે
(તા ૧૯ જુલાઈ, ૯૦નો રમાને પત્ર—અપ્રકટ)

" ને માસ્તર પર હવે મારો વિશ્વાસ નથી માસ્તર ઉપેન્દ્ર માત્ર ચાર પાંચ ચોપડીઓ ભણેલ છે અને બીજી કેટલીક બાબતો આવડતી નથી તેથી કરીને સારી રીતે શીખવી શકે તેવા માસ્તરની ગોઠવણ કરવી જોઈએ

૩૨ 'ઠાકોર શ્રી સુરસિંહજી કેળવાયેલ સરનરલો સાહેબ મૂળચંદભાઈ આશારામ

સુરસિંહ જાણે છે, રહેવાનો ઉતારો બે સ્ત્રીઓના ઝનાના માટે અનુકૂળ નથી, ત્રણેએ માત્ર એક જ રસોડાથી ચલાવી લેવાનું છે–આવી અનેક પ્રતિકૂળતાઓ આનંદીમાને રાજકોટ બોલાવવામાં રહેલી હોવા છતાં સુરસિંહજી તેમને રાજબા અને પોતાની સાથે રહેવા બોલાવે છે એમાં તેમની ન્યાયબુદ્ધિનું દર્શન થાય છે અલબત્ત, તેમણે પહેલેથી બંનેને ચેતવણી આપી દીધી છે કે 'અહીં સંપ વિના બીજું ચાલશે જ નહિ' અને, અહીં 'કંકાશ ચાલશે નહિ જેના તરફથી કંકાસનો પ્રસારો પણ જોવામાં આવશે તેનું મારે કામ નથી તે બંને લાઠીમાં સુખેથી રહે'[૩૩]

ત્યારે, સોળમે વર્ષે સુરસિંહજી બે પત્નીઓ અને રાજબાને અવતરેલી મહિનાની દીકરી સાથે રાજકોટમાં ભણતા ભણતા ઘર માંડે છે એક વૈભવશાળી રાજા તરીકે નહિ પણ સાદા ગૃહસ્થ તરીકે જીવન જીવવાનું તેમણે નિર્ધાર્યું છે અને તે સિદ્ધ કરવા એક બેસ[૩૪] પણ રાખી છે તેમના રસાલામાં એક ખવાસ અને ત્રણ 'છોડીયું' છે અને 'છોડીયું'માં નવ વર્ષની રાજબાની ખવાસણ દાસી 'મિચારી મોંઘી' તેમની ખાસ હરગઠથી રાજકોટ આવી છે

આ મોંઘી વાને ગોરી અને ચહેરે સોહામણી છે એની સુકુમાર કાયાના અંગે અંગે લાવણ્ય ફૂટે છે એની અધમીંચાતી, મદીલી છતાં શરમાતી આંખોમાં નિર્દોષ મધુરતા છે પણ તેની સૌથી મોટી સમૃદ્ધિ તો તેનો સૂરીલો કંઠ છે તેના નાજુક દેહ ઉપર મોટો ચણિયો અને લાલ મગજી મૂકેલું સફેદ અંગરખું પહેરી અને માથે નાની ચુંદડી ઓઢી રમાની ચિઠ્ઠીચપાટી લઈ સુર પાસે જ્યારે જ્યારે તે આવે છે ત્યારે સુરસિંહનું હૃદય પ્રસન્ન આનંદથી ભરાઈ જાય છે સુરને આ સોહામણી કચ્છી બાના ખૂબ ગમે છે નવરાશના સમયમાં તે તેને શુદ્ધ ગુજરાતી બોલતાં–વાંચતાં ને લખતાં શિખવાડે છે અન્ય દાસસેવિકાઓ કરતાં તેની નજાકત, મીઠી વાણી અને મંજુલ કંઠને લીધે મોંઘીએ સુરસિંહના મનનો વિશેષ ભાવ મેળવ્યો છે સૌ દાસદાસીઓમાં ઉંમરે નાની હોવાથી તેમનું કામ કરવાના

---

૩૩ તા ૧૭ અને ૧૮ સપ્ટેમ્બર ૧૮૯૦ના રોજ રમા ઉપર લખાયેલ અપ્રકટ પત્રોના આધારે

૩૪ શ્રી નવલરામ ત્રિવેદી 'કલાપી'મા 'ત્રણ બેસો' રાખવાનો વિચાર કર્યો હતો, એમ જણાવે છે પણ કલાપીનો મર્મ તેઓ સમજ્યા જણાતા નથી મશ્કરીમાં રમા અને આનંદીબાનો પણ બેસ તરીકે નિર્દેશ કરે છે–અને એમ બે પત્નીઓ અને એક બેસ મળી 'ત્રણ બેસો' કલાપીની નજરમાં છે

(જુઓ તેમના જ શબ્દો 'સાથે એક બેસ લેતા આવશો એટલે અહીં ત્રણ બેસ થઈ રહેશે (—રમાને પત્ર, અપ્રકટ-૧-૯ ૯૦)

તેના ઉમરથી રાજબાની તે માનીતી બની હોવાથી સુરસિંહ પણ પોતાનું વાત્સલ્યપૂર્ણ વહાલ તેના પર ઢોળે છે ૩૫

ક્યારેક, રાજબા અને સુર શિયાળાની રાતે સગડી પાસે તાપતાં હોય છે, બે માસની બાળકની ચેષ્ટાઓ જોઈ આનંદે છે, જમીને પાન ચાવતાં, હીંચતાં, બારીમાંથી નીતરતી ચાંદની રાતનું સૌન્દર્ય માણે છે, આસવના ઘેનથી ભારે બનેની આંખોએ પરસ્પરને નિહાળી રહ્યાં છે, રાજબા હીંચતી હીંચતી ગાય છે અને પાસે બેઠેલો સુર હારમોનિયમ વગાડે છે, આવેગથી એકમીજાને આલિંગે છે—ચૂમે છે, ત્યારે—ક્યારેક, આ મીઠી બાળા મોથી આ પ્રેમી પખીડાંને હીંચકો નાખે છે, ઝીણા, મીઠા કંઠની હલકથી કચ્છી ગીતો સભળાવે છે, તો ક્યારેક, જતા આવતા ઘડીક ઊભી રહીને આની રગીન ચેષ્ટાઓ કુતૂહલથી અર્ધ સમજ, અર્ધ અણસમજમા છુપાઈને નિહાળે છે એમ નિહાળવામા તેને રસ પડે છે અને ક્વચિત સુર કે રાજબાની નજરથી એમ કરતી પકડાઈ જાય છે ત્યારે શરમાઈને બીજા ખડમા દોડી જાય છે સુરના હૈયામાં એનો ભોળામણો, નિર્દોષ, શરમાળ, મીઠો ચહેરો જડાઈ જાય છે અને તેના પરનો તેમનો વાત્સલ્યભાવ વિશેષ દૃઢ બને છે

૬. વાચન-મનશોખ :

સુરસિંહને હવે વિયોગ સતાવતો નથી, એટલે તેમનુ ચિત્ત સ્વસ્થ અને ઉશ્કેરાટહીન છે તે રોજ ૭ કલાક કોલેજમાં ભણવા જાય છે આંખોની પીડાને લીધે હરિશંકર પંડ્યા નામના તેમનાથી ચાર વર્ષ મોગ અને મેટ્રિક વર્ગમાં અભ્યાસ કરતા એક વાચક (Reader) તેમને મેકનોટન સાહેબ તરફથી આપવામાં આવ્યા છે એનાથી તેમને બેવડો લાભ થયો છે એક તો આંખોને શ્રમ આપ્યા વિના તે પુસ્તકોની સતત સોબત રાખી શકે છે અને બીજો, હરિશંકર પંડ્યા તેમનાથી આગળના ઊંચા વર્ગના હોશિયાર અને સાહિત્ય રસિક વિદ્યાર્થી હોવાથી તેમની પાસે પુસ્તકોમાથી માત્ર વાચતા જ નથી, પણ અંદરના અઘરા વિચારો, સિદ્ધાતો અને સૂક્ષ્મ રસતત્ત્વો—રહસ્યો સમજાવતા જાય છે તેમની પાસે વિવિધ ભાષાના ઉચ્ચ સાહિત્યની વાતો કરે છે અને એમ સાહિત્યનુ રસપાન કરાવી તેમની રુચિ વિશાળરગી કરે છે અને હૃદય ભાવ સમૃદ્ધ બનાવે છે

---

૩૫ કલાપીના રમા પરના એક અપ્રકટ પત્રને આધારે તેમ જ ૮૦ વર્ષના એક લાઠી નિવાસી મહાજન શેઠ પ્રભુદાસ વિશ્રામની મુલાકાતને આધારે મોંઘીનુ એક સેવાકાર્ય ઉનાળાના ઉકળાટમા છત પરના મોટા પખાની દોરી ઝુલાવવાનુ હતુ

પણ હરિશંકર પંડ્યા જેવા વાચક અથવા કહો કે ઉપશિક્ષક, તો અમુક સમય પૂરતુ જ સુરસિંહજીની પાસે હોય અને રમતો, તોફાન, ગપ્પા, ઠઠ્ઠા વગેરે આખો દિવસ તો ચાલે નહિ એટલે પછી મૂ સાહેબ, (સરદારસિંહના પિતા રાણા રવાભાઈ), તે સમયે હાઈસ્કૂલમા ભણવા માટે રાજકોટમા રહેતા મામાના દીકરા રાણા સરદારસિંહ કે પોતાથી ઊંચા વર્ગના તેજસ્વી સહાધ્યાયીઓ શિવસિંહજી, ગીગાવાળા કે એવા કોઈ હોશિયાર કુમારની પાસે પોતાને ગમે અને સમજાય એવુ પુસ્તક સુરસિંહજી વચાવે છે, પોતે સાભળે છે અને પુસ્તકનો કઠણ ભાગ અગત્યનો લાગતા વીનવીને ફરી વચાવે છે આ પ્રમાણે જે જે વચાય છે, તે સુરસિંહ વિચાર્યાવાગોળ્યા કરે છે આથી ઘણા ગુજરાતી પુસ્તકો અને એમના સહાધ્યાયીઓ કરતા વિશેષ અગ્રેજી ચોપડીઓ એમના જાણવામા આવી જાય છે, એમની ગ્રહણશક્તિનો પણ સારો પરિપાક તેથી થના પામે છે 'ગુજરાતી', 'પ્રિયવદા' જેવા સામયિકોના વાચનથી તેમના વિચારોમા પણ અર્વાચીનતા પ્રવેશતી જાય છે આખોની દવા નિમિત્તે વારે વારે મુંબઈ જઈ નના મિત્રોની સગતે તેમનુ દૃષ્ટિવર્તુલ પણ ઊઘડના લાગે છે ૭૬

જાની માસ્તરને વિદાય આપ્યા પછી મેકનોટન સાહેબ સુરસિંહજીને નરહર બાલકૃષ્ણ જોશી નામના એક બી એ, એલ એલ બી થયેલા સુધારક વિચારોવાળા વિદ્યાવ્યાસગી અને સાહિત્યરસિક દક્ષિણી શિક્ષક રખાવી આપે છે આ શિક્ષકની પાસે સુરસિંહજી કોલેજના પાઠોનો અભ્યાસ કરે છે, નિત્ય સાજે બે કલાક તેમના મિત્ર ગીગાવાળા સાથે કાયદા અને અર્થશાસ્ત્રનુ અધ્યયન કરે છે-૭૭ અને બાકીના

---

૭૬ પ્રો બ ક ઠાકોરના વ્યાખ્યાન 'ઊર્મિમૂર્તિ કલાપી'ને આધારે

૭૭ સુરસિંહે કોલેજના અભ્યાસક્રમને અનુલક્ષીને નીચેના પાઠ્યપુસ્તકો અને ઇતર વાચનના પુસ્તકો વાચ્યા હોય એમ લાઠી રાજમહેલમાના તેમના પુસ્તકાલયના કબાટોમા તેમની સહી ને નિશાનીઓવાળા પડેલા પુસ્તકો પરથી જાણી શકાય છે
પાઠ્યપુસ્તકો —

1 English Word-book by John Graham
2 Moral Class-book (Chamber s Educational Course)
3 First Steps to Eng Composition (by Mordie)
4 Physical Geography (Archibald Geikie)
5 Physics by Prof Balfour
6 Astronomy (J Norman Lockyer)
7. English Composition (John Nichol)
8 A New Grammer of the English Tongue (E J Howard)

સમયમાં તેમની પાસેથી સાહિત્યનું રસપાન કરે છે જોશી સાહેબ એમને અંગ્રેજી અને સંસ્કૃત સાહિત્યનાં શિષ્ટ રસમય પુસ્તકોના ઉત્તમ રસિક ભાગોનો આસ્વાદ કરાવે છે થોમ્પ્સન, શેલી અને વર્ડ્ઝવર્થના તેમ જ કાલિદાસ, બાણ, ભવભૂતિ અને હર્ષના કાવ્ય–નાટકોમાંથી આકર્ષક ફકરાઓ, સમજાવતા અને સમજાવતા એમની રસિક વાગ્ધાર વહ્યે જાય છે અને જુવાન, મુગ્ધ સાહિત્ય, પ્રકૃતિ અને પ્રણયરસના રસિયા સુરસિંહજી તેનું આકંઠ પાન કર્યે જાય છે સુરસિંહનું રસતંત્ર અને બુદ્ધિતંત્ર આને લીધે વિશેષ ખીલતાં ચાલે છે સુરસિંહ તેમની પાસેથી સંસ્કૃત છંદોનું, શબ્દ–સમાસોનું, કલ્પનાતરંગોનું, પ્રકૃતિવર્ણનની રીતિઓનું, ભાષાના લાલિત્યનું અને ચમત્કાર વિચારોનું ભાથું ભેગું કરતા રહે છે સુરસિંહમાં જણાતા ‘મેઘદૂત’ અને ‘કાદંબરી’ના સંસ્કાર નરહર જોશીના દીધેલા

સુરસિંહ બીજી રીતેય પોતાનું કવિમાનસ અને ભાવિ કવિનું ઘડતર દાખવે મોળ વર્ષ સુધીમાં તો તેમણે શૃંગારરસનો પૂરેપૂરો અનુભવ પ્રાપ્ત કરી લીધો છે સંયોગવિયોગની વિધવિધ ભાવોર્મિઓના વહેણમાં તે જાતે ઘસડાયા છે અને તેની પ્રત્યેક તરંગલહરીની અનુભૂતિને ફુરસદના સમયમાં એકાંત રચીને એમાને તાજી કરતા રહ્યા છે એમનું ચિત્ત તો ઊર્મિલતાની કોટિએ પહોંચી જાય તેટલું સંવેદનશીલ છે જ, જે સદા વિશ્વસૌન્દર્ય અને હૃદય માધુર્ય તરફ ખેંચાતું રહે છે એમાં તેમણે કેળવેલી વાણીની છટા અને મેળવેલી ભાષાની પકડ ભળે છે પરિણામે સુરસિંહજીનું શરૂઆતનું ગદ્યલખાણ દેખાડે છે તે પ્રમાણે પ્રવાહી ભાષાની સમૃદ્ધિવાળું, વાણીની વિધવિધ છટાઓવાળું અને ઊર્મિના રંગવાળું બન્યું છે

---

9 Elements of Geometry (J Hamblin Smith)
10 How to Tell the Parts of Speech (Rev Edwin A Abbot)
11 Natural Philosophy (Theodore Cooke)
12 First Year of Scientific Knowledge (Pani Bert)
13 The Children's Garland from the Best Poets (Golden Treasury Series by Coventry Patmore)
14 Goldsmith's The Traveller & The Deserted Village'
15 Easy Lessons on Money Matters
16 A Child History of England by Charles Dickens
17 The Children's Treasury of Lyrical Poetry (F T Palgrave)

### ૭. અપ્રકટ પત્રો ને આરંભનું ગદ્ય :

અલબત્ત, એ લખાણનું એક માત્ર સ્વરૂપ પત્રોનું અને તેનો એક માત્ર વિષય રાજબાના સમાગમની અભિલાષા અને વિયોગે થતી વિહ્વળતા જ છે પરંતુ સુરસિંહમાં રહેલી સાહિત્યભક્તિ એ વૃત્તિનું સાદું બયાન કરી વિરમી નહિ જતાં અનેક અલંકારો, તરંગો અને પ્રકૃતિચિત્રો વડે તેનું રંગીન વર્ણન કરે છે મનમાં ઊઠતી આવેશમય વૃત્તિઓ અને ચિત્તની કામુકતાભરી સ્થિતિના ઝીણવટભર્યાં ઇન્દ્રિયોત્તેજક ચિત્રો રાજબા પરના પત્રોમાં તે વેગથી દોર્યે જાય છે એ ચિત્રોમાં તેમના સાહિત્યવાચન અનુભવ અને શ્રવણનો પાસ વિશેષે લાગેલો છે સુરસિંહ જે કંઈ મુગ્ધકર વાંચે શ્રવણ કરે કે જુએજાણે તેનો પોતાની વાતચીત કે લખાણોમાં તત્કાળ વિનિયોગ કરી દેવાનો તરુણસહજ મોહ રોકી શકતા નથી એથી સાહિત્યવાચનના તેમ જ ચિત્ત પર બાહ્ય બળોએ પાડેલા સંસ્કારોની છાપ તેમના સર્વ લખાણોમાંથી ઉત્કટ માત્રામાં આરંભથી જ મળી આવતી જોઈ શકાય છે સુરસિંહની યાદશક્તિ પણ તીવ્ર છે અને ગ્રાહકતા તથા અનુકરણશક્તિની મૂડી તો તેમને મળેલી કુદરતી બક્ષિસ છે

આથી આગની મોળ વર્ષની તરુણ વયે તેમણે રાજબા પર લખેલા ૬૬ જેટલા પત્રો [૨૮] તેમને એક આશાસ્પદ ગદ્યકારરૂપે પ્રગટ કરે છે શરૂઆતના એ પત્રોમાં પણ એમનો કથનપ્રવાહ અને વર્ણનવેગ અસ્ખલિતપણે વહ્યે જાય છે ઉપાય શબ્દોની તાણ તેમને પડતી નથી વિચાર, તરંગ કે લાગણીના લયના વર્તુલો ક્રમશ તેમાં વધતા રહે છે તરુણસહજ આલંકારિક ડોળનાતુપણું, શિક્ષકપણું અને મૌગ્ધ્ય તેમના આરંભના ગદ્યના સહેજે તરી આવે તેવા લક્ષણો છે એમના આવેગપૂર્ણ મનનું તથા તરંગી ચિત્તવૃત્તિનું અનુસંધાન એમના પ્રારંભિક પદ્યોમાં નથી થતું તેવું તેમના આરંભના ગદ્યમાં થતું જણાય છે

"વસંત કે જે પરમેશ્વરે માણસના સુખના માટે જ મોકલી છે તે વિરહીને મહાદુઃખ આપનાર છે પણ ખાખરાના ઝાડને પાંદ આવતાં નથી એમાં મધુર વસંતનો શો દોષ છે? ઘુવડ દિવસે દેખતું નથી એમાં દિનકરનો શો દોષ છે? ચાતકના મુખમાં વરસાદનું બિન્દુ પડતું નથી તેમાં સૃષ્ટિનું પોષણ કરતા મેઘનો શો દોષ છે?" (તા ૨૩–૧–૧૮૯૦નો રમા પરનો પત્ર અપ્રકટ) ભાષાનો

---

૨૮ કલાપીએ ૧૮૯૦ સુધીમાં લખેલા પત્રોમાંથી માત્ર રમા ઉપરના જ પત્રો મળી આવે છે રમા ઉપરના ૧૮૯૦ સુધીના પત્રોમાંથી માત્ર ત્રણ જ 'પત્રધારા'માં પ્રકટ છે બાકીના ૬૩ પત્રો અપ્રકટ છે ૧૮૯૦ના જાન્યુઆરીની બીજી તારીખથી લખાએલા રમા પરના પત્રો પ્રાપ્ય થઈ શકે તેમ છે, શ્રી મનુભાઈ લોધાણી પાસેથી

લય, વાણીનો વિનાસ, કાવ્યાભાસી અલંકાર છટા અને દૃષ્ટિની સમતા આવી થોડી પંક્તિઓમાંથી પણ ઊપસી આવે છે જોકે એમાંની અલંકારમાળા અને વિચારકણી મૌલિક નથી, पत्र नैव यदि करीरविटपे दोपो वसतस्य किम्। " થી શરૂ થતા સંસ્કૃત સુભાષિતનો આ ભાવાનુવાદ છે સંસ્કૃતમાં કેરનું ઝાડ છે તેને બદલે અહીં સુરસિંહજીએ 'ખાખરો' એટલો જ ફેરફાર કર્યો છે

" તો આપણે કે જેને પરમકૃપાળુ પરમેશ્વરે હામ, દામ ને ઠામ આપેલ છે, તેણે બીજાના દુઃખ તરફ નજર કરી, આપણે તેઓના કરતાં તો સુખી છીએ, એ વિચાર મનમાં લાવી સુખી થવા શા માટે પ્રયત્ન કરવો નહિ ? પ્રયત્ન કરીશું તો કોઈ દિવસ વસ્તુ ફળીભૂત થશે પ્રયત્ને કરી પાડવોને ગાદી પ્રાપ્ત થઈ, પ્રયત્ને કરીને જ વિક્રમ પરદુઃખભંજનની પદવી પામ્યો, પ્રયત્નથી જ ઇંગ્રેજોએ આપણને ગુલામ બનાવ્યા પ્રયત્ન નહિ કરવાથી જ પેશ્વાએ રાજ્યલક્ષ્મી ખોઈ " (એજન) નરી ભાષાતરિયા વાક્યરચના શામળ ભટ્ટની છપ્પામાની પદ્ધતિ નર્મદશૈલીની નિરૂપણરીતિ, પોપચિયા વિચાર ઇત્યાદિ દોષો આવા આરંભના ગદ્યમાં હોવા છતા એમાં અલંકાર અને શૈલીના અંશો તો સહજપણે વરતાય છે

સુરસિંહના આરંભના પત્રો પણ લાક્ષણિક રસિકતાવાળા છે પત્રલેખનમાં અનિવાર્ય હૃદયના વિવિધ પ્રકારના ભાવઉછાળા અને વાતચીતિયા શૈલીની ફાવટ ઊર્મિલ પ્રકૃતિને લીધે તેમને આવડી નાની ઉંમરમાં સિદ્ધ થઈ ચૂકયા છે ' મને દુઃખ કોણ આપે છે ? પ્રેમ ? ના ના પ્રેમ તો સુખદાઈ છે " ' પણ એ વેદ હુ પરાધીન હોવાને લીધે કયાથી કાઢવો ? ' જેવા વાક્યોમાં પણ જેમને ઉદ્દેશીને લખાયો છે તે વ્યક્તિ ખૂબ નિકટ અને પ્રત્યક્ષ હોય અને પત્રલેખક તેની સમક્ષ પોતાના હૃદયને ઉત્સાહપૂર્વક અને ઉકટતાથી વ્યક્ત કરતો હોય એવી ઊર્મિપ્રાણિત અભિવ્યક્તિ સુરસિંહના પ્રથમ પત્રથી જ પ્રાપ્ત થતી રહી છે આટલી નાની વયે પણ સુરસિંહનુ વ્યક્તિત્વ વિનાસી, વાસનાગ્રહ, વૃત્તિવશ, કરુણરસિક મુગ્ધપ્રેમીનુ, મશ્કરા, ટીખળી, લહેરી જુવાનનુ, સરલ, નિખાલસ, બુદ્ધિમાન, વિવેકશીલ જવાબદાર ગૃહસ્થ પતિનુ તથા સાહિત્યરસિક પ્રકૃતિપ્રેમી, સંવેદનશીલ કવિનું—કેવુ વિવિધતાથી ઊઘડી રહ્યુ છે, તે આ સમયના રાજબા ઉપરના તેમના પત્રો બતાવે છે આ સમયના પત્રોની શૈલીમાં સુરસિંહ પ્રારંભિક અનુકરણવૃત્તિથી અને શબ્દભભકના મોહથી મુક્ત ન જ હોય કયાક નર્મદની તો કયાક નંદશંકરની ગદ્યશૈલીનું અનુકરણ કરવાનુ વલણ તેમાં દૃષ્ટિગોચર થાય છે, તથાપિ એમાંનુ ઊર્મિતત્ત્વ, એમાંનો કથનઆવેગ તો સુરસિંહના પોતાના

જ છે પત્રોની ભાષા ઘરગથ્થુ, રોજના બોલાતા અને સસ્કૃતના ગુજરાતીમા પરિચિત એવા કાવ્યોચિત શબ્દોથી સજ્જ છે એમા આવતા દૃષ્ટાંતો ને રૂપકો, જેટનુ તેમના શ્રવણ કે વાચનનુ તેટલુ કલ્પનારસિકતા અને સાહિત્યદષ્ટિનુ ય પરિણામ છે એથી તેમના પ્રારભના પત્રો જેમ તેમના તત્કાલીન માનસને તેમ તેમની પ્રારભની ગદ્યશૈલી અને તેમના ખીલતા જતા સાહિત્યિક વ્યક્તિત્વને પ્રકટ કરે છે ૩૮ ગોળમા વર્ષે સુરસિહમા બીજરૂપે દેખાતી સાહિત્યશક્તિનો અને તેમના કવિમાનસના ઊગમરૂપે આવિષ્કાર પામતી વિચારદષ્ટિનો એકમાત્ર પરિચય અત્યારે તો તેમના રાજ્યા પરના આ પ્રગટ–અપ્રગટ પત્રો જ કરાવી શકે તેમ છે

૮. પ્રારભિક પદ્યો :

સુરસિહના પ્રારભિક ગદ્યની તુલનામા તેમની પ્રારભિક પદ્યરચના અણઘડ અને ઘણી કચાશવાળી છે એની પદ્યભાષા એક સરખી નથી એમા તરગો ગોઠવવાની ફાવટ સુરસિહને આવી નથી કથનની અભિવ્યક્તિ કરવા જતા પ્રાસ, કાવ્યોચિત શબ્દો અને યોગ્ય છદની તાણ તેમને અનુભવવી પડે છે મનનો ભાવ પદ્યમા ઉતારવામા ઘણો શ્રમ એળે જાય છે હજી છદ ઉપર હાથ બેઠો નથી નાટકના ગીતોના રાહ કે દલપતરામે પ્રચારેલ છદો હજી તેમના આદર્શ-સ્થાને છે પણ તેમ છતા સુરસિહની કાવ્યો રચવા તરફ પ્રીતિ ઘણી ઊડી છે ગદ્ય જેટની સુરેખતાથી લાગણીઓ–વિચારો પદ્યમા નહિ રજૂ કરી શકતા હોવા છતા પદ્યરચનામા મનના તરગો કે ભાવોને રજૂ કરવાનો તેમને ઘણો ઉત્સાહ છે કાવ્યો લખવા માટે જરા જેટનીય રુચિ બતાવનાર અન્ય વ્યક્તિને તે વધુ ને વધુ કાવ્યો લખવા ઉત્તેજે છે કવિતાના જ્ઞાન માટેની પૂરતી તૈયારી કરવા જોઈતા પુસ્તકો અને શિક્ષકો પણ તેમની પાસે આગના વર્ષથી મોજૂદ છે, એટલે કાવ્યો રચનાની તેમની પ્રવૃત્તિ તેમના પદરમા વર્ષથી શરૂ થઈ ગણીએ તો ખોટુ નથી અનત્ત તેમની પ્રારભિક કવિતાનું પ્રેરણાબળ અને તેના વિષય–વિચાર તો

---

૩૮ અવી શૈલીનો એ નમૂનો

વિરહ અને કામ બને મિત્રો હોવાને લીધે કામે પણ એનુ બાણ મારા પર શરૂ કર્યુ છે પણ એના તીરમા તો ફૂલ છે એમ કહેવાય છે તો તેણે તો મને સુખ થવુ જોઈએ ફુલનો તીર બનેલો છે, એ તો ખરૂ, પણ તે ફુલની અદર મહાઝેરી કાટા છે જે મારી છાતીમા લાગી મને બેશુદ્ધ કરી નાખે ▪ વસતી મદ પવન કે જે ફુલની વાડીમા થઈને આવે છે અને એ વિરહને મારવાને બદલે ઉત્તેજન આપે છે, તે જ પવનથી હાલતી ઝાડની ડાળી ને પાદડા મને આનદ આપવાને બદલે મારા કટ્ટા દુશ્મન કામને વિરહના હથીયારનુ કામ કરે છે.' (તા ૨૫–૧–૯૭, અપ્રકટ પત્ર)

નર્મદની જેમ તેમની અંદર ઘૂમી રહેલો એકમાત્ર ' ઇશ્કડો ' અને તેમનાં પત્ની રાજબા જ છે. તા. ૩–૮–'૯૦ના પત્રમાં તેઓ રાજબાને લખે છે :

"બનશે તો હવેના કાગળમાં એક એવી કવિતા જોડી મોકલીશ કે જે રાગથી મેં મારા કાનને પ્રિયાના સુસ્વરથી કૃતાર્થ કરેલ છે. હે પ્રાણ, તે રાગ સોરઠ છે. પ્યારી, બીજા કયા રાગ તને પસંદ છે તે મને લખજે કે જેથી તે રાગમાં કેટલીક લીટીઓ બનાવી આ દુઃખમાં પણ જેટલું મળી શકે તેટલા સુખનો અનુભવ કરું." (અપ્રકટ) તા. ૫–૯–૧૮૯૦ના પત્રમાં તે રાજબાને લખે છે :

"કવિતા કરવાને હાલ મને શબ્દો જડતા નથી. તેમ હાલ કરીશ તો પણ તમારી તબિયત સારી નહિં હોવાને લીધે લાંબું લાંબું વાંચતાં કંટાળો આવશે માટે લખતો નથી." (અપ્રકટ)

આમ, પ્રથમ તો સુરસિંહની કવિતા રાજબાના આરાધનાર્થે અને પોતાના મનને આનંદ આપવાને જ માત્ર લખાય છે. કવિતા દ્વારા તેમને રાજબા માટેની પોતાની ઊંડી આસક્તિ, તેમની સાથે ગાળેલી રાત્રિઓની સ્વપ્નમાં ભોગવેલી રસક્રિયા, રાણી રાજબાનાં રૂપ ને ભાવચેષ્ટાઓએ પોતા પર કરેલાં કામણ કે પત્નીવિયોગે પોતાના મનની થતી વ્યાકુળ સ્થિતિનું બયાન કરવું એ જ છે. ગદ્યમાં પણ તેમણે તે જ કહ્યું છે પણ જેવું સહજપણે તે ગદ્યમાં વ્યક્ત કરી શક્યા છે તેવું પદ્યમાં રજૂ કરી શક્યા નથી. પદ્યમાં છંદની મુશ્કેલી નડે છે; લાગણીઓની ગોઠવણી અને પ્રાસ મેળવવાની ઉપાધિ નડે છે; અમુક પ્રિય શબ્દોને તેમાં બેસાડી શકાતા નથી, તેને મચડવા પડે છે કે છંદને તોડવો પડે છે અને એવા બીજા અંતરાયો પોતાનાં હૃદય અને મનોદશાને વ્યક્ત કરવા આડે તેમને અકળાવે છે. એથી સાહિત્યસાધનાની તેમની પ્રારંભિક અવસ્થામાં જેવું તેમને ગદ્ય ફાવે છે તેવું પદ્ય ફાવતું નથી અને શરૂઆતથી આવી ગયેલી એ ગદ્ય ફાવટે જે ભાષાપ્રભુતા આપી તે પછીના સમયમાં કવિતામાંય તેમને કામ લાગે છે.

૧૮૯૦માં તેમણે રચેલાં નવેક કાવ્યો મળી આવે છે. એમાંના ઘણાં તો બે–ચાર પંક્તિઓનાં છે. આ વર્ષમાં તેમણે રચેલું લાંબામાં લાંબુ કાવ્ય ૩૮ પંક્તિનું છે, જેમાં તેમણે ગીતિ, દોહરો અને શાર્દૂલ એમ ત્રણ છંદોનો વિનિયોગ કર્યો છે. આ ઉપરાંત તેમણે અન્ય કાવ્યોમાં નાટકનાં ગીતોના ઢાળ, આર્યા, ભુજંગી, શિખરિણી અને સોરઠાનો ઉપયોગ કર્યો છે. પણ આરંભના તેમના

..ા છ઼દો કૂતરા ખડ ખાતા હોય તેવા કર્કશ લાગે છે. એમાં અશુદ્ધિનો તો પાર .થી. એમનો પ્રારંભનો શિખરિણી જુઓ : ૪૦

"અહો પ્યારી મારી, શોક ન કરજે જરી હવે,
દિવસ તેર રહ્યા છે, મળવા પ્રિય મારી તને
લોહચુંબક લોઢાને ખેંચે છે જ્યમ નિજભણી,
તેમજ પ્રીતિ તારી, ખેંચે મુજને તુજ ભણી"

એમનો આ સમયનો શાર્દૂલ જુઓ ૪૧

"પ્રીયા મુજને પાઈ પ્રીત પછીથી, પાછી જતી કા રહી,
આવે તુ જો કદિ હવે મુજ કને, છોડુ નહિ કામની,
ચિંતા જાગરણે કરી નયન તો, રાતી વિશેષે દીસે,
પ્રેમ પ્રાણ પડી જશે, પ્રીયપરી, પા અધરામૃત પ્રીયે"

ગીતિ છંદમા રચેલી એક લાંબી રચનાનો ભાગ જુઓ ૪૨

"આવ આવ મુજ પ્યારી, કરૂં આલીગન હર્ષ થકી આજે,
મુજને નવ રહેવાયે, વિરહાગ્નિ મુજ દિલમા બહુ લાગે
ચાહતો હતો તુ ને હુ, તનમન ધનથી હે મળપ્રાણ પ્રીયા
દેખતો દર સ્વપ્નામા, પાસે શિભેય તુજને હે પ્રમદા"

આમ, સુરસિંહની ઈ. ૧૮૯૦ની કવિતામા તેમના મનની વિરહ મનોદશાની વ્યાકુળતાનુ જ પ્રતિબિંબ પડે છે એ દશા આલેખના કવિ જૂના, ચવાઈ ગયેલા, રૂઢ રૂપકો જેવા કે મેઘ–બપૈયો, ચંદ–ચકોર, મદિરાક્ષી, મૃગનયની, વિરહાનળ વગેરેનો ઉપયોગ વારવાર કરે છે

તેમની છંદરચનાઓમા ચાલ લગાતી અને શબ્દો કિચૂડ કિચૂડ વાગ્યા કરે છે, તથાપિ ચિત્રનિરૂપણની તેમની શક્તિનુ આછુ બીજ તેમના કોઈ કોઈ આરંભના કાવ્યમા પણ જોવા મળે છે

"અધર હોઠ અંગુલી વડે, ઢાકી વારંવાર
'રે મુજ ચુંબન મા કરો' એમ કર્યો ઉચ્ચાર,
છટા થકી બોલી હટી, અટકાવ્યુ મુજ કામ
સુંદર પાંપણયુક્ત એ નયન ફેરવી આમ

૪૦ રમાને પત્ર તા ૨–૧–૯૦–અપ્રકટ કલાપીએ રમા ઉપર લખેલો આ પ્રથમ પત્ર.
૪૧ અપ્રકટ રમા પરના પત્રમા તા ૭–૯–૯૦
૪૨ એજન, તા ૮–૯–૯૦

ઉચું કરવા હું ગયો નીચું તારું મોહ
પ્રયત્નથી પણ નહિ થયું ચુંબન એનું હોઠ : તોય."

'અટકાવ્યું મુજ કામ' 'જેવું' કાવ્યત્વને ઘાતક પાદપૂરણ જો પ્રેમી સુરસિંહની કવિતારચનાની અણઘડતા દેખાડે છે, તો દોહરામાં વ્યક્ત થયેલ પ્રેમચેષ્ટાના અનુભવનું સમગ્ર, તાદૃશ રસિક ચિત્ર ભાવિ કવિ સુરસિંહના પ્રિય વર્ણન—નરસની તેમ જ ચિત્રસર્જનની શક્તિના અંકુરની પ્રથમ પિછાન કરાવે છે.

આ સમયમા તો કવિ સુરસિંહ માટે એટલુ જ કહી શકાય તેમ છે કે તેમને કાવ્યો રચવાનો શોખ જાગ્યો છે, તે માટે જબરો ઉત્સાહ પણ તેમને હોવાથી જેવા આવડે તેવા શબ્દો છંદોમા પોતાને જે જે લાગણીઓ, વિચારો, વૃત્તિઓ ને અનુભવો થાય છે તેને તરત જ ટપકાવી દેવા તે મથે છે. નૂતન પ્રેમઅનુભવની સાથે જ કાવ્યરચનાનો નૂતન અનુભવ પણ તેમના ચિત્તનું એક મોટું કૌતુક બન્યો છે પ્રેમપથમા જો રાજબા ગુરુ છે, તો કાવ્યપથમા નરહર જોશી ગુરુ છે પ્રેમઅનુભવની તૃપ્તિમા જો રાજબાએ તેમની ઉત્કટા અને ઉત્સાહને સંતોષ્યાં છે, તો કાવ્યમાર્ગમા તેમના રસજિજ્ઞાસા, છંદજ્ઞાન, શબ્દસમૃદ્ધિ, વગેરેમા પોષણ આપવાનુ કામ જોષી માસ્તરે કર્યું છે અને આમ, સુરસિંહ પોતાના બે પ્રિય વિષયો પ્રેમ અને કાવ્યમા પ્રસ્થાન આ વર્ષ એટલે કે ઈ સ ૧૮૯૦થી શરૂ કરે છે

પણ તેમના પ્રેમમગ્ન કવિજીવડાને કૉલેજમા ભણવાનો અને તેના નિયમબંધનમા રહેવાનો હવે તો પૂરેપૂરો કટાળો આવ્યો છે એમના સ્વભાવ, રુચિતંત્ર અને હૃદયરસને પ્રેમ અને સૌન્દર્યના સામ્રાજ્યમા નિર્બંધતથી રહેવામા અને માત્ર સાહિત્યના વાચન–મનન–આસ્વાદ અને અન્ય સાહિત્યકારો જેવુ લખવાના પ્રયાસો કરવામા જ આનંદ આવે છે કૉલેજનુ ભણતર પોતાને પ્રિય સાહિત્યધ્યાનમાં અને પ્રેમના નિરંકુશ મજ્જનમા ઊલટાનો અંતરાય કરે છે અને તેથી પોતાનો હૃદયાનંદ ખંડિત બનવા પામે છે એવુ વધારે ને વધારે લાગતા આખરે ઈ ૧૮૯૧ના ઑગસ્ટની ૧૪મી તારીખે કૉલેજ–અભ્યાસ અધૂરો રાખીને સુરસિંહ સદા માટે કૉલેજ છોડી દે છે ( જુઓ · પરિશિષ્ટ–૧ )

## પ્રકરણ ૨

# પ્રારંભિક પદ્યરચના અને ગદ્યલેખન

(ઈ. સ. ૧૮૯૧-૯૨)

" દેશો દેશો નવીન નિરખી ઘૂમતો'તો પ્રિયે હું,
ત્યાં ત્હોયે હા ! વિરહભડકે દાઝતો'તો પ્રિયે હું
(" વિરહ સ્મરણ " " કલાપીનો કેકારવ" પૃ ૪૩)

" નહી કિસીસે કુછ લેના, નહી કિસીમે કુછ દેના,
ખુદા દિલમે રહે હરદમ, ખુશી દુનિયા ફકીરીમે !"
(" ખુશી દુનિયા ફકીરીમે " "કેકારવ-પ્રસ્તાવના" : પૃ ૬૪)

### (૧) કાશ્મીરદર્શનની અભિલાષા :

સુરસિંહજીનુ મન કોલેજમાથી ઊડી ગયુ છે પોતાના શિક્ષક નરહર જોશી અને કૉલેજના મિત્રો–હડાળાકુમાર ગીગાવાળા (વાજસુરવાળા), સુન્દરીકુમાર શિવસિંહજી અને વડિયાવાળા કુમાર બાવાભાઈ સાથે ખૂબ ભળી ગયુ છે

પણ જોશી સાહેબના સાહિત્યશોખીન, અને પ્રકૃતિપ્રેમી અને બહુશ્રુતતાભર્યાં વ્યક્તિત્વે એમના ચિત્તને વિશેષે ખેચ્યુ છે એકવાર નિયમ પ્રમાણે કામદા ને અર્થશાસ્ત્રનો અભ્યાસ કર્યા પછી ચોમાસાની એક સાજના પાચ વાગ્યે લીબડીના ઉતારામા સુરસિંહ તેમના ઉપર્યુક્ત મિત્રો અને જોશી માસ્તર સાથે ચા પીતા બેઠા છે અને એકાએક આભમાથી વરસાદ ઝરમર ઝરમર વરસવો શરૂ થાય છે ગાઢા વાદળો ચઢી આવે છે પાસે જ કૉલેજની વિશાળ વાડી હોવાથી સૌને પ્રકૃતિનુ વાતાવરણ સુખદ અને રળિયામણુ લાગે છે અને એટલામા તો જોશી માસ્તરના ધીરા કંઠમાથી કાળિદાસનો એક શ્લોક રેલાવો શરૂ થાય છે સુરસિંહ એના શ્રવણપાનમા મગ્ન બની રહે છે શ્લોકની માધુરીના ઘેનમાથી કળ વળતાં સાહિત્યજિજ્ઞાસુ અને પ્રકૃતિરસિયા સુરસિંહ જોશી સાહેબને પ્રશ્ન કરે છે

"આવા કવિઓ કયા દેશને શોભાવે છે?" જવાબ મળે છે "કાશ્મીરમાં" અને એ જવાબ દેવાની સાથે જ જોશી સાહેબ કાશ્મીર દેશનું વર્ણન સ૨૯૮ શ્લોકો બોલી કરવા લાગે છે સુરસિંહના કૌતુકપ્રિય માનસને એ વર્ણન સાંભળી કાશ્મીરને પ્રત્યક્ષ આંખે નિહાળવાનું મન થાય છે અને ત્યારથી કાશ્મીર જવા માટે એ રસિક રાજકુમારનું મન ઉત્કંઠા અનુભવવા લાગે છે[1]

મૂળેય કુદરતના પ્રદેશોનું આકર્ષણ સુરસિંહને ઘણું છે દિવસના અધ્યયનને અંતે ઘણીવાર તે જોશી સાહેબને સાંજના સમયે કુદરતસ્થાનોની પોતાની રખડપટ્ટીમાં સોબતી બનવા આગ્રહ કરે છે, કારણ કે એમનો સંગ રખડપટ્ટીમાં તેમને આનંદ આપે છે જોશી સાહેબ ફરતાં ફરતાં તેમની તેજ્વી સ્મરણશક્તિમાંથી અંગ્રેજી–સંસ્કૃત કવિતામાંથી કેટલાય રસિક ફકરાઓ લલકારે જાય અને તેમાંના રસિક ચિત્રો તેમની રસિક કથન–વર્ણનશૈલીમાં પોતાને સમજાતાં રહે એ અનુભવ સુરસિંહના ચિત્તનો એક અનેરો લહાવો છે બીજી બાજુએ રાજકોટની પાસેના રદાર તળાવની આસપાસ કે તેની આજુબાજુની ટેકરીઓ ઉપર અને નજીકના ગામોમાં લટારો લગાવતાં, આટલી નાની વયે ત્યાંની પ્રકૃતિનું સૂક્ષ્મ અવલોકન રસદર્શન અને વિવેચન કરવાની તથા વર્ડ્ઝવર્થની જેમ પ્રકૃતિમાં તન્મય બની તેના ભક્તિભાવમાં ડૂબી જવાની સુરસિંહની અજબ શક્તિ–સ્થિતિ નિહાળી જોશી સાહેબ પણ સુરસિંહ તરફ સાનંદાશ્ચર્ય નિહાળે છે[2]

આથી કૉલેજ છોડતાં સુરસિંહ કાશ્મીરના અને ત્યાંથી સમસ્ત હિંદના પ્રવાસે જવા માટેની પોતાની ઇચ્છા મેકનોટન સાહેબ પાસે વ્યક્ત કરે છે મિત્ર ગીગાવાળા પણ કૉલેજમાં અગિયાર વર્ષ અભ્યાસ કરી હવે થાક અનુભવવા લાગ્યા છે તેથી મેકનોટન સાહેબ આ બંને મિત્રોને એજન્સી મારફત હિંદના પ્રવાસે મોકલવા ગોઠવણ કરે છે કેળવણીના આખરી તબક્કા લેખે કુમારો માટે આ પ્રકારની મુસાફરીઓ યોજવી એ રાજકુમાર કૉલેજની પ્રણાલિકા પણ છે, તેથી સુરસિંહને તેમની મનમુરાદ પાર પાડવામાં કશો અંતરાય આડે આવે તેમ નથી

(૨) પ્રવાસે •

અને એમ ઈ સ ૧૮૮૧ના ઑક્ટોબરની પહેલી તારીખે મિત્રો ગીગાવાળા, રૂપશંકર ઓઝા ('સંચિત'), કુમાર શિવસિંહજી વગેરે સાથે ભારતના પ્રવાસે જવા

૧ 'કાશ્મીરનો પ્રવાસ'—રૂપશંકર ઓઝાએ પ્રકટ કરેલી આવૃત્તિમાં કલાપીની છપાયેલી એક ડાયરીનોંધને આધારે

૨ 'કાશ્મીરનો પ્રવાસ'ની પહેલી આવૃત્તિ સમયે એન બી જોશીએ અંગ્રેજીમાં વ્યક્ત કરેલ ઉદ્ગારોના આધારે

સુરસિંહજી રાજકોટથી નીકળે છે કાશ્મીરના પ્રવાસની એમની છબી જોવા જેવી છે સુરવાળ, પહેરણ, જાકીટ અને પોનીસો પહેરે છે તેવા મોજા-બૂટ ચઢાવ્યા છે ગળે મફલર વીંટાળેલુ છે, માથે ભરત ભરેલી કસબી ટોપી પહેરી છે અને તેમાથી ચારે બાજુએ વાળના ઝુલ્ફા ઊડયા કરે છે ડાબા હાથમા એમના જેટલી ઊંચાઈનો એક દંડ પકડ્યો છે અને મનકાના મનકાતા આવે છે [3]

પ્રવાસમા વાની તરીકે વડિયા રાજ્યના મેનેજર વઢવાણવાળા રા બા પ્રાણજીવન વિશ્વનાથ ઠાકરને એજન્સીએ પસંદ કર્યા છે અને સુરસિંહજીની અંગત સંભાળ લેનાર તરીકે તેમના મામા સ્વાજીભાઈ ઝાલા (રાણા સરદારસિંહના પિતા) જોડાયા છે

નોકરચાકર-રસોઈયા મળીને સોળ વ્યક્તિઓનો પ્રવાસસંઘ હવે રાજકોટથી અમદાવાદ આવે છે અમદાવાદમા હુન્નરઉદ્યોગ અને કળાકારીગરીથી આકર્ષાયેના ભાવનાશાળી સુરસિંહના હૃદયમા સ્વદેશભક્તિ ઊભરાતા પોતાની દેશદાઝ તે નર્મદયુગની છાપવાળી વેગવતી શૈલીમા ડાયરીમા ટપકાવી દે છે

"અરે હિંદુસ્થાન! તુ ઉદ્યોગ કર કુદરતની કૃપાનો ઉપયોગ કર બીજાની મદદ તરફ દૃષ્ટિ ન રાખી પોતાની મહેનત પર આધાર રાખતા શિખ જૂનુ એજ સારુ એ ધૂન મનમાથી કાઢી નાખ દુનિયા અગાડી વધે છે તુ કે જે એક વખત શિરોમણિ હતો, તેને આવી રીતે પાછળ નમાલા થઈ પડી રહેતા શરમ નથી આવતી? જો તુ થોડી મહેનત કરીશ તો કુદરત તને પ્રમાણમા વધારે ફળ આપવા તૈયાર છે તો તુ પણ કમ્મર કસી તૈયાર થઈ જા ભાઈ, બેનો, દીકરી, દીકરાને કામ કરતા શિખવાડ અને શીખ જે કોઈ અમદાવાદમા જાઓ તેમણે આ કારખાનુ ખસૂસ જોવુ અને જોઈને વિચારવુ કે ઉદ્યોગના પરિણામ કેવા છે? આ ગાલીચાના કારખાનામા ૧૦-૧૧ વર્ષના છોકરાઓ કામ કરે છે મેટ્રિક્યુલેશનની પરીક્ષા આપવા કરતા છોકરાઓને આવા કામ શિખવાડો આથી મ્હારુ કહેવુ એમ નથી કે વિદ્યા નકામી છે, પણ વિદ્યા મેળવ્યા પછી ચાકરી જ કરવી એ વિચાર ખરાબ છે [4] "

જીવનયાત્રાએ નીસરતા જાણે સોળ વર્ષની ઊછરતી વયમાં જ દૃષ્ટિની વિશદતા અને વિચારની સત્યદિશા દાખવતુ ચિંતનભાથુ તેમણે પ્રાપ્ત કરી લીધુ

---

૩ સ્વ રૂપશંકર ઓઝા (સંચિત)ની 'કાશ્મીરનો પ્રવાસ'ની આવૃત્તિમા આપેલી છબિને આધારે

૪ ૧૮૮૧ના ઓક્ટોબરની ત્રીજી તારીખે અમદાવાદની મુલાકાત લેતા કલાપીએ વ્યક્ત કરેલો વિચાર કલાપીની ડાયરી માથી

છે આળસ, પરાવલંબન અને અજ્ઞાનમાં અટવાતી પ્રજાને ઉદ્બોધન કરવામાં તેમની સ્વદેશપ્રેમની લાગણી ને જોસ્સો કેવા ઉત્કટપણે વીંઝાઈ ગયાં છે!

## (૩) વિરહદશાનું દુઃખ :

અમદાવાદથી પ્રવાસીસંઘ જયપુર, અલવર, રાવળપિંડી થઈને ઑક્ટોબરની આખરે શ્રીનગર પહોંચે છે પણ એ એક મહિનામાં તો આવા ગંભીર વિચારોના તણખા વેરતા ચિંતનશીલ રાજકુમાર તેમનું પ્રેમાગ્નિનું પોત આગના વર્ણનેય ટપી જાય એટલું ઘટ્ટ બનાવે છે પ્રવાસે નીકળ્યાને એક જ દિવસ થયો છે, ત્યાં તો "આ શરીર પડી જાય તો આત્મા પણ દયા અને પ્રીતિ ગાજશે" એમ રાજબાને વીનવી "આ દુઃખી, અણુવિશ્વાસથી પ્રાણદાન કરવા તૈયાર, પ્રીતિની શરાબી જીવનથી કરાણી જઈ દેહ છોડવાને ઇચ્છતો દુનિયાથી કંટાળેલો અને ઉન્તે પ્રાણને મળવાને ખાતર સુરસિંહ[૫] તરીકે પોતાને જાહેર કરે છે" એમના ઊભરાતા આસક્ત હૃદયની સ્વાભાવિક અભિલાષા ને અધીરાઈ એની એટલી મોટી પરાકાષ્ઠાએ પહોંચી જાય છે કે રાજબાનો પત્ર ટપાલમાં ન આવતા કે બે ચાર દિવસનો તેમના પત્રને વિલંબ થતા તે બેભાન થઈ જાય છે અને તેમાંથી કળ વળતા ધ્રુસકે ને ધ્રુસકે રડવા લાગે છે એમને આ રીતે રડતા જોઈને એમના મિત્ર ગીગાવાળા તો એમને હિસ્ટિરિયાના દર્દી માને છે[૬]

આવી મનોદશા પ્રવાસના સમગ્ર ગાળામાં કકડે કકડે દેખાતી રહે છે તા ૧૮-૧૧-૧૮૯૧ના રાજબા પરના પત્રમાં (અપ્રકટ) તો તેમને મળવાની આતુરતાની તે અવધિ બતાવે છે:

"હે મિત્ર, હજી સુધી આ દેહ જીવ ધારણ કરી રહ્યો છે પણ તે કયાં સુધી? વ્હાલી, આ હૃદય, હવે એટલું પીડાય છે "એટલું પીડાય છે" એ જ મારા શબ્દો છે કારણ કે 'કેટલું પીડાય છે' તેનું માપ કેવી રીતે કરવું? પ્યારી, આ એક માસ વધ્યો છે[૭] તેણે તો હદ વાળી છે વ્હાલી, હવે મને મળ મળ નહિ તો મરવા દે" અને આવી સ્થિતિનું એક માત્ર કારણ તે જણાવે છે "મારી નસોમાં કામમિશ્રિત લોહી વહે છે"[૮]

૫ રમાને પત્ર તા ૨-૧૦-૯૧ અપ્રકટ

૬ રમાને પત્ર તા ૧૪-૧૦-૯૧ અપ્રકટ

૭ રમાને પ્રસૂતિ આવવાના માસની ગણતરીની ભૂલને લીધે એક માસ ફરી લંબાયો તેથી

૮ રમાને પત્ર તા ૨૫-૧૧-'૯૧ અપ્રકટ

પ્રવાસસમયની તેમની કાવ્યરચનાનો વિષય અને રસ પણ આવી મનોદશાને જ બહુધા વ્યક્ત કરે છે ઘરથી નીકળ્યાને બીજે જ દિવસે તે શાર્દૂલમા આઠ લીટીઓ રચી રાજબાને પત્રમા મોકલે છે, જોકે આગના વર્ષ કરતા આ વર્ષનો તેમનો શાર્દૂલ ગણમેળની દૃષ્ટિએ સુધરતા પામ્યો છે

"જાણે કે નિત એ થઈ મન વિષે, પાડી પ્રતિબિંબમા,
એનુ છે ચિતર્યું મને રૂપ શકે, છે કોતર્યું ચિતમા
રોપી છે મુજ અંતરે જડી નિધી, છે વજ્રના લેપથી
ખોદીને મનડુ ઉંડી ઉંડી પ્રિયા દાટી દીધી છે મહી
જાણે એ જ પ્રિયા બધા મદનના પાચે શરોથી કરી,
અંગો અંગ થકી જડાયલિ દિસે આ ચિત્ત મધ્યે પૂરી
ચિંતા જે નિત્ય વ્યાપતી શરીરમા તે રૂપી દોરાવડે
પ્રાણાધાર શકે ગુંથાઈ ગઈ છે, આ ચિત્ત મારા વિશે" ૯

તા ૭મી ઓક્ટોબરના પત્રમાના 'વિધાતા વેરણ થઈ માડી'—એ રાગમા બનાવેના દસ લીટીના ગીતનો સૂર પણ એવો જ છે

"જીંદગી દુખિયારી મારી (૨)
પ્રાણ લઈને પ્રાણ ગઈ, ના પ્રાણ જશે આદિ—જીંદગી૰
હુ દુખિયાના અંપ સુખો તે હણી લીધા પલમાહી
પ્રીતિદોરને વિયોગ પંદો સાને છે મનમાહી
આશાદોરથી દુખ વધે છે જાન ઊઠે મનમાહી—જીંદગી૰ ૧૦

તા ૧૦મીના પત્રમા તો ચિત્તમા ચાનતી કામવાસનાનુ પ્રચંડ તોફાન જ આલેખાયુ છે

આવી કામાતુરતા અને વિયોગદુખથી મુસાફરીમા અગાડી જવા મન થતુ નથી મુસાફરીમા કંટાળો આવે છે પોતાની પ્રિયાને ખુશ કરવા લાહોરથી ઉર્દૂમા ફેરવી પર એક ગઝલ જોડીને પત્રમા બીડે છે જે એ સમયનાં નાટકો, મહેફિલો કે ગાનારીઓના જલસાઓનો તેમનો શોખ બતાવે છે

(જાને કી હુઈ ખબર દિનમે, મને કુઈ ફિકર—એ રાગ)
કુજમે કાતીન સીના માર ગઈ — ટેક —

૯ રમાને પત્ર તા ૨-૧૦-'૯૧ અપ્રકટ
૧૦ એજન

જાનના જો ખ્યાલોમેં ઉલ્કત નાં હક એગી
અ મનમેં દિન મેરા ખબર લગા તૂ ગઈ – ૧
મ્હેરે મહોતાબમેં દિલમ ચિરાગ બૂઝા થા
ચશ્મોં સે દુર ગયે હમ, હમ લગા આગ ગઈ – ૨
રાધે નિદાખીનમેં તું હતમિન મેરી અખિયોંમે
જગન નિયાઝાન તેરા દિવાન છોડ તું ગઈ – ૩
રાધે દિવાના હુ મે હામી મેરે નૈસ્નોમે
દિખા રૂપ રાધે તું જી જલા તુ ગઈ – ૪ [11]

અને આમ, રાજ્યા સાથે ગાળેલી ભૂતકાળની ક્ષણોને તાજી કરવામા સુર સિંહ પોતાની તત્કાલીન વાસનાને ક્ષણિક તૃપ્ત કરવાનો યત્ન કાવ્યો-પત્રો મારફત કરતા રહે છે આ સમયના તેમનાં કાવ્યોનુ પ્રયોજન પણ એ જ રહ્યુ છે

(સવૈયા)

એક સમે પ્રિય પ્રાણુની સાથ હુ વાત કરી હસતો રમતો'તો,
એક સમે પ્રિય પ્રાણુની સાથ હુ પાન મધુનુ કરી જમતો'તો
હાન હવે ભટકુ વનમા તનમા, મનમા દિન દાહ ઉઠે છે,
હાન હવે ભટકુ વનમા પ્રિય પ્રાણુ વિના દિલડુ સળગે છે [12]

(૪) ગાદીત્યાગનુ વિચાર-બીજ

પણ આવી પ્રણયાતુર, વિરહી મનોદશામાં એક બીજી મનોદશા પણ એની જ બળવાન દેખાય છે રાજ્યાના વિરહ ઉપરાત આ હૃદય કાંઈક બીજી વ્યથાથી પણ અકળામણ અનુભવે છે "જીવન, ત્હારા વિયોગના દુ ખ સાથે મ્હારા મન પર કાંઈક બીજુ જ વાદળ છવાઈ રહેતુ છે, કાંઈક બીજા જ વિચાર મનમાં ઘોળાયા કરે કેટલીક બાબતનો નિશ્ચય કરાવે છે અને તે જ પ્રમાણે વર્તવા ઉશ્કેરે છે, ત્હારી મ્હારી પ્રીતિ વધારે નિર્મળ કરે છે" [13]

આ ઘોળાતા વિચારો તે રાજ્ય અને સસારવ્યવહારના ત્યાગના છે અને નિશ્ચય તે રમા સાથે સદા માટે કાશ્મીરવાસ કરી જીવન શાતિ અને સુખમાં વિતાવવાનો છે હજી તે શ્રીનગર તો પહોચ્યા નથી તે પહેલાં રાવળપિંડીથી જ તેમનુ ચિત્ત પ્રકૃતિના રમણીય સૌન્દર્યમા વિહાર કરવા લાગે છે, પ્રકૃતિને ખોળે

૧૧ રમાને પત્ર તા ૧૧-૧૦-'૯૧ અપ્રકટ
૧૨ એજન
૧૩ કલાપીની પત્રધારા તા ૧૬-૧૦ '૯૧ પૃ ૪૯૨

જિંદગી વ્યતીત કરવાની કલ્પનાઓમાં ઊડવા લાગે છે અને વધુ આર્દ્ર ને વ્યથિત બની તરફડાટ કરવા લાગે છે.

તા. ૧૩–૧૦–૯૧ને રોજ રમા પરના પત્રમાં લખે છે:

"જાની, હજી તો હું કાશ્મીરમાં ગયો નથી. તે દેશ હજી જરા દૂર છે, પણ અહિંથી જ હિમાલયના બરફવાળા સફેદ અથવા વાદળાથી આસમાની અને સંધ્યાકાળે ગુલાબી એવા રંગ બદલતા પર્વતો ક્ષિતિજ પર નજરે પડે છે. ઝાડી બહુ સુંદર દેખાય છે. ઊંચા પર્વતો, નજર ન પડે તેવી ઊંડી ખીણો અતિ રમણીય છે. તેમાં મોટા અવાજ કરતી વહી જતી નદી અને નાનાં મોટાં નાળાં સુંદર દેખાય છે. આણે ખરેખાત મારું અંતઃકરણ ધોઈ નાખ્યું, વધારે કુમળું કરી નાખ્યું, ને પાણી પાણાને પણ ઘસીને ગોળ કરી નાખે છે તો પછી મારા હૃદયને ઘસી નાખે તેમાં શું નવાઈ? સતલજ અને ચિનાબ એ બે નદી હું ઓળંગ્યો. જીવન, આજકાલ ચંદ્ર પણ કેવો ખીલે છે?" (અપ્રકટ)

પણ આ બધા દેખાવો જોઈને તો ઊલટાનું તેમના મન સામે ભવિષ્યના ક્લેશકારક, વિસંવાદી જીવનનું ચિત્ર ખડું થાય છે અને તેથી તે સામે બમણા વેગથી પોતાની ઇતરાજી તે વ્યક્ત કરે છે.

"એક બાજુથી કાઠિયાવાડની ખટપટ યાદ આવે છે. મારું હિણભાગ્ય મને સાંભરી આવે છે. મારી પહેલાંથી જ આ દેશ પર પ્રીતિ તો હતી જ અને હવે વધારે (જોવાથી) ગાંઠ બંધાતી જાય છે. પાછું અહીંથી કાઠિયાડમાં સ્વર્ગ મૂકી નર્કમાં જવું પડશે. એવા વિચાર મનને ખિન્ન કરી નાખે છે. પ્યારી, તું જ અહીં આવ."

સુરસિંહને રાજબા અને મનોહર પ્રકૃતિના ખોળામાં શાંત જીવનનિર્ગમન —ઉભય પસંદ છે. રાજબાના સાથ વિનાની પ્રકૃતિમનોહરતા તેમને અધૂરી લાગે છે અને આવા શાંત મધુર પ્રકૃતિજીવન વિનાનું રમા સાથેનું ગૃહસ્થજીવન તેમને શુષ્ક અને ખિન્ન લાગે છે. એમને કાશ્મીરની કુદરત અને રમા—ઉભયના સહચારમાં જિંદગી વિતાવવી છે, કારણ કે તેમના હૃદયની એ ઝંખના છે. દોલત, સત્તા, રાજપદ, વૈભવ કે અન્ય ભૌતિક સુખ માટે તેમને આકર્ષણ નથી, બલ્કે તિરસ્કાર છે. એમને આસક્તિ છે માત્ર રાજબા અને કુદરતમય જીવન તરફ. અને એવું જીવન જીવવા તે અત્યારથી અધીરા પણ બની ગયા છે, કેમ જાણે મૃત્યુ વહેલું આવવાનું છે એવા ભણકાર તેમને પહેલેથી જ આવી ગયા હોય ને!

"જીવન તને વસ્તીમાં રહેવું વધારે પસંદ છે તો હું લાચાર, કારણ કે અહીં તો જંગલ છે. હું રાત દિવસ તારી સાથે જ રહિશ...જીવન, આવું જીવવું નથી.[૧૪] રાજ્ય એટલે સત્તા અને દોલત. સત્તા એટલે કોઈનું બુંડું કરવાની શક્તિ. તને વઢિયાના ઉતારામાં રહેવાનું ન ગમનું અને મને કાઠિયાવાડ છોડી કાશ્મીરમાં રહેવાનું મન થાય છે તે માત્ર ઇન્દ્રિયસુખને માટે જ — પણ નીચ વૈભવ માટે નહિં... હું અને હું પ્રીતિથી બંધાણાં છીએ અને આ કુદરતી ગાંઠી તોડવા અથવા છોડવા મારો ઇરાદો નથી. તેમ કરવામાં લેશ પણ નથી કારણ કે હૃદય એ સમાધી છે અને સમાધી એ પ્રીતિ જ છે. વૈરાગ્ય એટલે ચિંતવન. ચિંતવન પ્રીતિ વિના હોય જ નહિં...દોલત વિના જીવાય નહિં, કારણ કે દોલત વિના અનાજ પણ પાકતું નથી. માટે દોલતનો આપણો આપણા મનના શુદ્ધ નિરપરાધી વિચારો અને વૈભવ દ્વારા ભોગવી શકાય તેટલો સંચય કરીશું. કોઈને નુકસાન આમાં કરવાનું નથી રાજ્યસત્તા માત્ર મગરૂરી જ છે. જેવી રીતે એક ટુકડો લડાઈમાં જીતવાથી આનંદ માની મગરૂર થાય છે અને પોતાની સત્તાથી ફુલાય છે તેવી શી આ મોહજાળ રાજ્યસત્તા છે. ...આથી મારા મનમાં તો એવો વિચાર દૃઢ થયો છે કે કાઠિયાવાડને સાષ્ટાંગ દંડવત કરી, કાશ્મીરવાસી થઈ વાનપ્રસ્થ જેવી જીંદગી ગાળવી." રાવળપિંડીથી તા. ૧૮–૧૦–૯૨ના રોજ રાજ્બાને પત્રમાં લખે છે. "કાઠિયાવાડમાં રહેવા કરતાં હિમાલયમાં બરફ, ધોળા રીંછ અને સાવજ દીપડામાં રખડવું અને તંબુમા રહેવું એ વધારે સારું છે." (અપ્રકટ)

આમ સોળ વર્ષના આ તરુણને લાઠીની રાજગાદી ને વૈભવ–સત્તા છોડી રાજબા સાથે આખું જીવન કાશ્મીરમાં ગાળવાના વિચારો આવે છે. દ્રવ્યને તે મોજશોખનું સાધન ગણે છે પણ પોતે યુવાન છે તેથી ઇન્દ્રિયવિલાસ માટે એ સાધનનો ઉપયોગ દોષકારક લેખતા નથી. એના આ વિચાર સુખ માટેની જ તેમની ઝંખનાનું પરિણામ છે. એમને ઇંન્દ્રિયસુખની ઇચ્છા છે, પણ મિથ્યા આડંબરી વૈભવ અને ખાલી ઠાઠ કે દબદબા માટે ભારે તિરસ્કાર છે, પ્યારી પત્ની સાથેના સમાગમની એમને સતત અભિલાષ રહ્યા કરે છે, બલ્કે તેમના પત્રો જોતાં એવા સુખાનુભવની તૃષ્ણા વધ્યે જતી લાગે છે. એવા સુખવિલાસ માટે તેમને દોલતની પણ અપેક્ષા છે. માત્ર એમને નથી ખપતાં તમોગુણી રાજસત્તા, અનાવશ્યક ધનના ઢગલા અને જીવનવ્યવહારમા સ્વાર્થ લુચ્ચાઈ કે દંભ. એમને કીર્તિનો મોહ નથી, ઇશ્વરભજન દ્વારા દેહનું કલ્યાણ સાધી પ્રિય પત્ની ને સંતાન સાથે કુદરતમય જીવન વિતાવી, વિદ્યાવ્યાસંગી બની દુઃખિયાંની શક્ય તેટલી સેવા કરવાનો તેમને આટલી કુમળી વયે મનોરથ છે.

૧૪. મૃત્યુનો વિચાર સુરસિંહને વારંવાર આવ્યા કરે છે.

એટલે, સુરસિંહની વૈરાગ્યભાવના શુષ્ક નિર્મોહી સંન્યાસીના જેવી નથી, પણ સત્ત્વરાગી, વિલાસી યોગભ્રષ્ટ રાજવીના જેવી છે. એમના ત્યાગભાવના મૂળમાં વૈરાગ્ય છે પણ એ વૈરાગ્ય લુખ્ખો નથી, રસિક છે. આત્મજ્ઞાનીનો નથી, શાંતિપ્રિય, સૌન્દર્યઝંખુ કવિહૃદય ગૃહસ્થનો છે. સત્તર વર્ષના કિશોરમાં નિર્મોહી સંન્યાસીનો નિર્વેદ હોય પણ ક્યાંથી?

ચૌદ વર્ષની ઉંમરથી સુરસિંહજી સંસારી રીતરસમોથી દાઝી ઊઠયા છે. અને ત્યારથી તેમને જંગલમાં જઈ કુદરતના ખોળે જીવન વિતાવવાના વિચારો આવે છે.[૧૫]તેમની શૃંગારી મનોદશામાં પણ તે ટરી ગયા નથી. કોલેજ છોડતાં, મુંબઈ રહી મામાના દીકરા રાણા સરદારસિંહની સાથે ભણવાના, મૅટ્રિક–બી. એ. થવાના અને તેટલા સમય દરમિયાન રાજ અને રૈયતની સંભાળ એજન્સીને ભળાવવાના તેમના વિચારનું મૂળ પણ વિરક્તિ ભાવમાં જ છે. અલબત્ત, એમની એ કિશોર અભિલાષા ઉપર આંખોના દાક્તર મેકોનોકીએ "આપે આંખ સાચવવાની છે, અભ્યાસની પાછળ ઝુકાવીને ખોવાની નથી" એમ કહી ઠંડું પાણી રેડ્યું એ જુદી વાત.[૧૬]હિંદુસ્તાનની મુસાફરીએ નીકળતા એમના હિતેચ્છુ વડીલ અને સંબંધી લીંબડી ઠાકોર જસવંતસિંહજી અને તેમનાં માનીતાં રાણીને મળવા રોકાયેલા, ત્યાં પણ એમણે આ પીઢ સજ્જનો આગળ પોતાના આવા મનોરથ દિલ ખોલીને જણાવ્યા છે. "મ્હને ગાદી સત્તા ભોગ વૈભવ આકર્ષતાં નથી. મ્હારે ભણવું છે, જોવું જાણવું અનુભવવું છે, વિદ્વાનો અને સાધુઓના સત્સંગની પ્યાસ ઘણી છે, કવિઓની સુંદર અને ભગતોની ભવ્ય બલવાળી બાનીના જેવો આનંદ મને બીજે ક્યાંય પડતો નથી."[૧૬]અને ત્યારેય જસવંતસિંહજીના સમજાવ્યાથી જ તેમણે એ મુરબ્બીના પ્રૌઢ અનુભવને નમી સ્વીકાર્યું છે કે "ભલે, આપ કહો છો તેમ હજી બાળક છું. રાજ કરવું આવી આવી પ્યાસને પ્રતિકૂલ ન પે હોય, આપને પ્રતિકૂલ નથી પડ્યું, અનુકૂલ જ નીવડ્યું છે, એ આપનો અનુભવ સાચો. તો મ્હારા હવાઈ પ્યાલોને જતા કરીશ."[૧૭]

તેમની એ વિરક્ત વૃત્તિ ફરી પાછી પ્રવાસ દરમિયાન સળવળી ઊઠે છે. રમાના વિરહની વ્યથા અને નવનવા પ્રદેશોના પ્રકૃતિસૌન્દર્યના દર્શનાનુભવની અસર તેમના વૈરાગ્યભાવને તાજો કરે છે. પણ એથીયે વિશેષ તો તેમણે પ્રવાસની શરૂઆતમાં કરેલું 'સરસ્વતીચંદ્ર ભાગ પહેલાનું' પુનઃ પુનઃ વાચન–મનન તેમની આવી મનોદશા ઉપર સવાર થઈ જાય છે.

---

૧૫. "કલાપીની પત્રધારા"–પૃ. ૪૫૩.

૧૬. "ઉર્મિમૂર્તિ કલાપી" એ બ. ક. ઠા. ના વ્યાખ્યાનના આધારે.

૧૭

(૫) સરસ્વતીચંદ્રની અસર અને પ્રીતિનું બંધન :

"આ નિશ્ચય "સરસ્વતીચંદ્ર" વાંચવાથી વધારે દૃઢ થયો છે. હું ચોપડી થોડા દિવસમાં તને મોકલીશ તું જરૂર વાચજે"૧૮

તા ૧૪-૧૦-૯૧ના પત્રમાં રાવળપિંડીથી લખે છે

"સરસ્વતીચંદ્રની ચોપડી વાચતાં હું આજે ત્રણ વખત રડયો સરસ્વતીચંદ્ર જ જાણે હું હોઉં નહિ, તેના વિચારો જ જાણે કેમ મારા ન હોય, તેને સંસાર છોડવાથી, પ્યારીને મૂકવાથી જે પશ્ચાતાપ થયો તેથી મારું મન ધારવા લાગ્યું તેમ ન કરવા મે નિશ્ચય કર્યો પ્રાણ હું તને-તને-મારા જીવનને કદી મૂકી સરસ્વતીચંદ્રની માફક ચાલ્યો જઈશ નહિ તેની માફક હું મારા મિત્ર શિવુભાને છોડી દઈશ નહિ આ બધું હાલ તો નવાઈ જેવું લાગતું હશે, પણ તું વાચજે મે નિશાનીઓ કરેલી છે તે પરથી અને વારતા પરથી હું કયાં રોયો હોઈશ, મે કયા આંસુ પાડયા હશે તે તને જણાશે મારા મનમાં ઘોળાયા કરતું હતું તે વધારે જોરમાં આવે છે. વૈરાગ્ય અને ને મારે દોસ્તી થાય છે અમારા બેની મૈત્રી વધારે ગાઢ થાય છે'૧૯ (સુરસિંહ પોતાને સરસ્વતીચંદ્ર, રમાને કુમુદ અને મિત્ર શિવસિંહજી (શિવુભા)ને ચંદ્રકાન્ત કલ્પે છે ) સરસ્વતીચંદ્રની વૈરાગ્યપ્રેમી અને રંખડુ ચિંતકની મનોદશા તેમનામાં એવી સજ્જડ ચોટી ગઈ છે કે તેની જુદાઈનું દુ ખ અને મનની બેપરવાઈ બતાવતી બે ત્રણ ગઝલો પણ તેમની શૈલીમાં તે લખી નાખે છે૨૦

(કાફી હરિગીત- સોરઠનો ગઝલ)

"કયાહાં મુજ પ્રાણ પ્યારી તું વને છું એકલો હું હું
ફરૂ છું હું જુદાઈમા મને છે એકલી તું તું
"મને છોડી ગઈ તું તું જીવુ તો શું મરૂ તો શું ?
વને છું એકલો હું હું જીવું તો શું મરૂ તો શું ?
હૃદય ફાટે દુ ખે મારૂ જીવું તો શું મરૂ તો શું ?
ગઈ કયાં તું જઉં કયા હું જીવું તો શું મરૂ તો શું ?"૨૧

કાશ્મીર પહોંચ્યા પછી પણ ભગવા રંગ પ્રત્યેનું એમનું વલણ અને 'સરસ્વતીચંદ્ર'ની અસર મંદ પડયા નથી "આ સન્યાસીને ભગવા લેવા પડે તેમ

---

૧૮ રમાને પત્ર તા ૧૩-૧૦-૯૧ અપ્રકટ
૧૯ રમાને પત્ર- અપ્રકટ
૨૦ તા ૧૮-૧૦-૯૧ના રમા પર લખેલા પત્રમા-અપ્રકટ
૨૧ રમાને પત્ર તા ૨૬-૧૦-૯૧ અપ્રકટ

નથી તો પછી આ દેહનો અંત જ છે, કારણ કે મારા મિત્ર વિના જીવવું વૃથા છે અને મારે બીજો મિત્ર[૨૨]ગોતવો નથી હવે તો રોવું જ રહ્યું સરસ્વતીચંદ્ર આવા મતલબનું કહ્યું છે "રહ્યું જોવું, રહ્યું રોવું, મરૂં તો શું, જીવું તો શું ?" ખરે મારી બાબતમા પણ એમ જ છે સરસ્વતીચંદ્ર માત્ર એક નાની બાબતમા સન્યાસી થયો તો મારૂં મન તે તરફ વળે તો તેમા મારો શું દોશ ? હવે હું ખના ડે(દે)રા પર ઇં ચડી ચૂક્યું "[૨૩]

કાસ્મીરથી મધ્ય ભારત તરફ મુસાફરી કરવાના દિવસોમાંય તેમના વૈરાગ્યનો દોર ઢીલો પડ્યો નથી પોતાનો પુત્ર છે નહિ તેથી સુરસિંહ રાજ છોડી દે તો લાઠીની ગાદી કોઈ અન્યના હાથમા પડે એવી રાજમાતાની દલીલના જવાબમા તો ગ્વાલિયરથી તા ૧૨મી સિપ્ટેમ્બરના રોજ તેમને લખે છે

'હાલ દુનિયામા માણસો ઘણા છે મારા વારસે જ મારૂં રાજ્ય ભોગવવું જોઈએ એવો નિયમ નથી તેમ થાય તો પણ તેથી શું ફાયદો ? દીકરા મોટા થઈને માબાપને લાભ આપશે એ આશા નિરર્થક જ છે સુખ આપનારા દીકરા નથી પણ ઈશ્વર છે માટે ગયા પછી રાજ્ય કે સગા યા દીકરા કે ભાઈ બહેન, કોઈની સાથે સબંધ નથી જીવ વિનાના દેહ માત્ર લાકડા અને ઘાસ જેવા છે તેને દાટી દે, કાગડા કુતરા પાસે ખવરાવી દે, જંગલમા ફેંકી દે, નદીમા તણાતા મૂકી દે અથવા બાળી દે તેથી કંઈ લાભ હાની નથી રાજ્ય-ખટપટમા આયુષ્યની સહીસલામતી માટે એક પુત્રની જરૂર છે ખરી, પણ ખરૂં જોતા એ પણ પાગળ છે કારણ કે "જેને રામ રાખે તેને કોઈ ન ચાખે" "બહુ તાતર મળિયું"–એ વિચાર આ ઠેકાણે ખોટો છે કેમકે દૈવની ગતી અગાધ છે"[૨૪]

એટલે, વૈરાગ્યની ઇચ્છા સુરસિંહના મગજમા સદા સળવળી રહી છે પોતાનો આ પ્રિય નિશ્ચય રાજબા ઉપરાંત તેમણે રમાના પ્રભાવશાળી ફોઈ લીંબડીવાળા રાણીને પણ પ્રવાસમા પત્ર લખીને પુન દર્શાવ્યો છે, પણ ત્યાથી જવાબ મળે છે "તારા વિચારોને મળતી છું પણ આ વિચારો હાલ ન જોઈએ "[૨૫] બીજી બાજૂથી રાજબા પણ આવા વિચારોને ગાડા ગણી કાઢી નાખે છે વળી રાજમાતાના મનનું બધારણ સુરસિંહથી સાવ નિરાળું છે સુરસિંહને જગતમાં

---

૨૨ (રમા સિવાય)
૨૩ રમાને પત્ર તા ૧૬–૧૧ ૯૧ અપ્રકટ
૨૪ રમાને પત્ર અપ્રકટ
૨૫ રમાને પત્ર તા ૨૧ ૧૦–'૯૧ અપ્રકટ

રાજમા સાથે રહેવાનું મન છે, ત્યારે રાજમાને મહેલમા ને ગજ્યમા રાજમાનું માનસ-ચિત્ર રાજસી છે, ત્યારે સુરસિહનુ સાત્ત્વિક “ પ્યારી, તુ જ અહી આવ ગજ્યમા તુ સુખ માને છે, પણ હજી તને શાન્તિ અને સુખ શુ તેની ખબર નથી જીવન, તને વસ્તીમા રહેવુ વધાર પસદ છે તો હુ વાચાગ, કારણ કે અહિ તો જગત છે હુ રાતદિવસ તારી સાથે જ રહીશ ”[૨૬]

આમ, તેમના વૈરાગ્ય, રાજ્યત્યાગ અને રાજમા સાથેના કાશ્મીરરંજનના અભિલાષને અન્ય સૌ કોઈ જુવાનીનો તરગ ગણી કાઢી નાખે છે પણ તેમના ચિત્તમાં તો એના જ વિચારો પ્રસગે પ્રસગે ઘોળાતા રહે છે ગાદી લેવી કે નહિ એની મથામણ આટલી વહેલી શરૂ થઈ ચૂકી છે એમના સાત્ત્વિક ભાવોથી ભરેલા ચિત્તને રાજસી રાજકાર્ય પહેલેથી જ પ્રતિકૂળ લાગ્યુ છે એમના જ વિચાર પ્રમાણે જન્મ સાથે જ દરેક માણસને એક ઈશ્વરી બક્ષીસ મળે છે કોઈ મન સાત્ત્વિકતા વર્ગને જ જન્મે છે ” એ સત્ય તેમના પોતાના જીવનમા પ્રતીત થતુ શરૂથી સ્પષ્ટ દેખાય છે.[૨૭]

એ વૈરાગ્યનો નિશ્ચય મોકૂફ રહે છે તે સૌ સ્વજનો, વડીલોના સમજાવ્યાથી તો ખરો, પણ વિશેષે તો રાજમાના પ્રીતિબધનને લીધે

“રાજકોટ પર મારી જે પ્રીતિ છે તે પણ તારાથી જ, રોહે આનીશ એ પણ તારા માટે જ અને લાઠીમા વસીશ એ માત્ર લાલજી સારૂ જ આ જિદગીની કે દેહની મને થોડી જ દરકાર છે અને તે પણ તારે અને લાલજી માટે જ ખરૂ જોતા હુ સર્વ કામ પ્રીતિબધનથી મારે માટે જ કરૂ છુ કોઈને પૈસાનો લોભ હોય છે, કોઈએ રાજ્ય સાથે પ્રીતિ હોય છે કોઈનુ વૈભવમા મન લાગેલુ હોય છે, પણ આ હૃદય તો માત્ર તારાથી જ રાગી છે નહિ તો એ બીનકુન વૈરાગી થયું હત અને કાઠિયાવાડના ફરી દર્શન કરત નહિ મારૂ મન પ્રીતિ અને દયા સિવાય સ્વતત્ર છે એ બધન મરણ સુધી છૂટવાના નથી તે સરસ્વતીચદ્રની ચોપડી વાચી હશે તેથી લખુ છુ કે પ્રીતિબધન જ તોડુ તો મારી સ્થિતિ સરસ્વતીચદ્ર કરતા પણ વધારે ખરાબ થાય ”[૨૮]

‘ શોભડી શુધ્ધ મનથી હુ લખતો, સાચુ લખતો, ચોકખુ લખતો જો કોઈએ મારા કાગળનો સાચો અર્થ કર્યો હોત તો તેમા એમ જ હતુ કે હજ સુધી હુ દુનિયામાં છુ તે તારે માટે જ અને તારાથી જ ”[૩૦]

૨૬ રમાને પત્ર : તા ૧૩–૧૦–’૯૧ અપ્રકટ
૨૭ “ કલાપીની પત્રધારા ”–પૃ ૪૯૩
૨૮ કલાપી અને રમાની પ્રથમ પુત્રી
૨૯ મથુરાથી રમાને પત્ર તા ૩–૧૨–’૯૧–અપ્રકટ
૩૦ રમાને પત્ર–અપ્રકટ • તા ૧૬–૧૧–’૯૧

## (૬) આપઘાતનો વિચાર :

આમ છે, તેથી પ્રવાસના રમણીય અનુભવોમા અને આનંદોમાં પોતાની પાસે રાજબાસયોગનુ સુખ નથી એવો હૃદયમા જ્યારે જ્યારે તણખો તેમને ઉડે છે ત્યારે ફરી ફરીને કયાં તો રાજબાનુ રટણ ચાવે છે કે કયા તો વૈરાગ્ય વૃત્તિના વિચારો આવ્યા કરે છે રાજબા વિયોગે તેમનુ માનસ એટલુ પોચુ ને નિર્મળ બની જાય છે કે પ્રવાસ દરમિયાન બે વાર આપઘાત કરવાની વૃત્તિ પણુ તેમને થઈ આવે છે "મરવા માગતો, જિંદગીથી કંટાળેલો, તાગે ગેરવિશ્વાસ જોઈ દુ ખી થતો"—એવા પોતાને માટેના વિશેષણો તો શરૂઆતથી જ પત્રોમા આવ્યા કરે છે

તા ૨૭–૧૦–૯૧ના પત્રમા "મ્હારા શરીરને જરા પણુ દુ ખ નથી પણુ મારા હૃદયના હજાર ટુકડા થઈ જાય છે, સળગી જાય છે, મને મુઝવી દે છે મને અનર્થ કરવા ઉશ્કેરે છે"–એમ આપઘાતનુ સૂચન થાય છે[૩૧]

તા ૫–૧૧–૯૧ના પત્રમા રાજમાને તે લખે છે

"જે વખતે મજબુત શરીર હતુ અને આપઘાત કરવા મન થતુ તે વિચારો હવે ઊડી ગયા છે"

પણુ તા ૧૬–૧૧–૯૧ના પત્રમા લખે છે

"મારા હાથથી મારા દેહનો અંત આવે તો મારા પર દોશ મૂકશો નહિ કોઇ મારા પર ગુસ્સે થશો નહિ હવે તો મારે માટે કોઈ બીજી જ મુસાફરી નિર્માણુયેલી હોય એમ મને લાગે છે"

તા ૨૫–૧૧–૯૧ના હરદ્વારથી લખેલા પત્રમા વિયોગ અને મદનના આ–ક્રમણુને લીધે હરદ્વારની ગંગામા ડૂબી મરવાનો વિચાર આવે છે. છ દિવસ બાદના (તા ૧–૧૨–૯૧ના) એક પત્રમા લખે છે "હવે મારો અંતકાળ નજદીક આવ્યો મને લાગે છે આ નસીબમાં બાર માસ જ સુખ હતુ જો આપણામા ખરી પ્રીતિ હશે તો એ મહાસુખ આપણુને વધારે મળનાર નથી કારણુ કે દેવ એવો ઉદાર નથી માર તો મૃત્યુ જ દેખુ છુ"

આમ, સુરસિંહના મન પર રાજમાના વિયોગે અને પોતાના પ્રેમ પ્રત્યેના તેમના ગેરવિશ્વાસે[૩૨] આપઘાતના વિચારના વાદળા આવે છે ને વેરાય છે, ઊડી

---

૩૧ "કલાપીની પત્રધારા –પૃ ૪૮૭

૩૨ "અરે મે જે પ્યાર તમારા પર રાખ્યો તેટલો ઈશ્વર પર રાખ્યો હોત તો આજ તરી ગયો હોત તો હવે મારે આ જંજાળ જેમા હુ ખોટો, ગેરવિશ્વાસુ અને કદર વિનાનો ગણાયો તે છોડી દઈ એક પરમાત્માની સાથે જ લગની રાખવી એ જેવુ બીજુ કંઈ ઉત્તમ નથી (રમાને પત્ર અપ્રકટ)

જાય છે અને આવે છે અને આ હૃષ્ટપુષ્ટ જુવાન આવી વેદનામા એવો તો દૂબળો-પાતળો બની જાય છે કે એના "હાથમાં વીંજણીની વીંગી અને જે ડેસ-ણીયુ પહેરે છે તે હાથ નીચો રાખતાં એની મેળે નીકળી જાય છે"[૩૩]

પ્રવાસ દરમિયાન જીવનની પરતંત્રતા, વારીની ખટપટ, રાજબાનો વિયોગ, પોતાની માંદગી, પ્રવાસમા રહેવા કરવાની અગવડ ગોઠવણ, બાળબચ્ચાની જુદાઈ—આ સર્વ દુઃખના વિચારો જમતા ને સુતા, ફરવા જતા ને સુંદર સ્થળો જોતાં તેમના મનમા વારે વારે આવે છે[૩૪] અને ઘણી વાર તો એવા વિચારોમાં તે શૂન્ય બની રહે છે

(૭) દાસી મોઘી :

અને તેમ છતા, રાજકોટ નિવાસ દરમિયાન પોતાની સાથે નવ માસ રહેલી પેલી નવ વર્ષની દાસી મોઘીને સુરસિંહજી વીસરી ગયા નથી એમના રાજબા પરના દરેક પત્રમા મોઘીને યાદ કરવાનું આવે છે તા ૧૧–૧૦–૯૧ના પત્રમા લખે છે 'મોઘી, બેગ કહી તને કે દી બોલાવીશ? પાણી પા હાથ ધોવરાવ જુવાન લાવ એમ તને કે દી કહીશ? મે તને કદી રોવરાવી નથી, હેરાન કરી નથી, પણ કદાપી ભણાવવા માથામા ટપલી મારી હોય તો મને માફ કરજે" તા ૨૪–૧૯–૯૧ના પત્રમાં લખે છે "મોઘીના અક્ષર વાચ્યા" ત્યાર પછી બીજે દિવસે લખેલા પત્રમા કહ્યુ છે "મોઘીના અક્ષરો જોઈ મને ઘણુ જ દુઃખ થાય છે અહો, એ બિચારી મને સંભારે છે!"

તા ૧૬–૧૧–૯૧ના રોજ લખે છે 'સોરઠ અને મોઘીની લખેલ ચીઠ્ઠી પણ પહોચ્યા"

તા ૨૧–૧૧–૯૧ના રાજબા પરના પત્રમાં મોઘી પર પણ નીચેની એક ચિઠ્ઠી બીડે છે

"મોઘી બેટા,

તારી ચીઠ્ઠી મે વાંચી છે હમણા સુધી એ મારા ગજવામા હતી હમણાં તેને ફાડી નાખીશ તુ ભણે છે એ ખુશીની વાત હુ રોહે આવીશ ત્યાર પહેલાં પહેલી ચોપડી પુરી કરજે નાથીબાઈથી વધી ગઈ છુ એ ઘણુ સારુ સૌની સાથે તુ તો આખો દિવસ રમતી હઈશ હમીર બોલવા શીખ્યો હશે એને કચ્છી શિખવશો નહિ એ સા પૈસાને બદલે ગુજરાતી શિખવજે

૩૩ રમાને પત્ર–અપ્રકટ
૩૪ રમાને પત્ર– અપ્રકટ• તા ૧૧–૧૧–'૯૧.

જીવરામ અને જેશંકરને મારા સનામ કહેજે માજીઓને તાજીમ કહે શરમાઈશ નહિ હમીરને બોનાવજે

લી રખડતો બાપુ સુરસિંહ"

તા ૧-૧-૯૨ના રમા પરના પત્રમા પણ મોઘીનો ઉલ્લેખ છે કે 'મોઘીની ચીઠી પહોચી એને કહેજે કે આ ચીઠી સારી લખાણી છે"

આમ, સુરસિંહની પ્રણયોત્કટતામા મોઘીય કોઈ કોઈ વાર સ્મૃતિરૂપ બની રહે છે સુરનુ હૃદય તેના પ્રત્યે અત્યંત કોમળતા ધારણ કરે છે દોઢ વર્ષ સુધી તેને તેમણે વહાલને વાત્સલ્યથી ભણાવી છે, પછી એનો મધુર ચહેરો, મીઠો કંઠ અને શરમાળપણુ સુરને પ્રવાસમાય યાદ કેમ ન આવે? જેમ રાજકોટમા રાજમા સાથે તેની હાજરીમા તેમને અપૂર્વ સ્નેહાનંદ લાધતો, તેમ પ્રવાસમાય મોઘીની યાદ તેની કાની કાની ભાષાવાળી ચીઠીઓ અને તેની ભણવાની, અને "રખડતો બાપુ" કહે તે બધુ જ ઊનટમેર કરી બતાવવાની હોંશ તેમને પ્રેમાર્દ્ર કરી મૂકે છે

## (૮) પ્રવાસના પત્રોનુ ગદ્ય :

પ્રવાસ દરમિયાન સુરસિંહે રાજમા પરના લખેના પત્રોમા એકની પોતાની દર્દદિલી કે અસ્વસ્થ શૃગારી મનોદશા જ ગાઈ છે એવુ નથી તેમના મુસાફરીના રોમાચક અનુભવો, પ્રકૃતિદર્શનો અને જીવન પ્રત્યેની વિચારદૃષ્ટિને પણ રાજમા સમક્ષ તે આલેખતા રહ્યા છે એ પત્રો સુરસિંહનુ વૈવિધ્યપૂર્ણ વ્યક્તિત્વ દાખવે છે એ પત્રો તેમની વ્યાવહારિક સઝનુ, તેમના મશ્કરા સ્વભાવનુ તેમની દિના વરીનુ તેમની ઈશ્વરશ્રદ્ધા કોમળતા અને સદાચારપ્રીતિનુ તેમની સૌન્દર્યરસિકતાનું, જીવનની નાની મોટી સર્વ બાબતો અને પદાર્થો પરના તેમના વલણનું અને તેમની મધુર પ્રવાહી ગદ્યશૈલીનુ સ્વચ્છ દર્શન કરાવે છે એ પત્રોમા મોળ સત્તર વર્ષની ઉમરનો આ પ્રણયરસિક ઊર્મિલમુગ્ધ તરુણ તેની ઉમરના પ્રમાણમા ઘણુ ઊચુ ને આશ્ચર્યકારક જણાય તેવુ હૃદયસંવેદન અને ગદ્ય બતાવે છે

'આજ રસ્તામા લીલા ઝાડની ઘટા જેની વચમા ફૂલ લાગ્યા હતા અને વેનાઓ ચડયા હતા, તેમા એક સુકુ કાળુ પડી ગયેલુ ઝાડનુ ઠુંઠુ હતુ આ બિચારા પર વિજળી પડી હશે એમ મને લાગ્યુ અહો આ વૃક્ષની એક વખત કેવી સ્થિતિ હશે! બીજા ઝાડની માફક તેના પર પણ લીલા ચમકતા કોમળ પાન અને નાના મોટા પુષ્પો લાગી રહ્યા હશે તેના પર ચારે બાજુએ કોમળ લીલી નાજુક લીસી નાગીલાગી પુષ્પવતી વેલી લાગી રહી હશે તેને પણ નાના મોટા નવરંગી પક્ષિઓ સુશોભિત કરતા હશે"[૩૫]

---

૩૫ રમાને પત્ર અપ્રકટ

"કેકારવ"નો સંવેદનહીન, સમભાવશીલ, મુગ્ધ કવિ જ આ બોલી રહ્યો હોય એમ નથી લાગતું ?

"થોડા ઉંટથી ભડક્યા અને ખાઈ તરફ વળી ગયા બે બાજુએ સડના ઝાડની એટલી ગીચ ઝાડી છે કે નજર પણ પડે નહિ ગાડી ખાઈમાં ચાલી અમે જાણ્યું કે હવે રામ રામ ઈશ્વરની ઇચ્છાથી જ સગનું ભાગી ગયેલું એક ઝાડ સડકની પાસે જ હતું તેના થડમાં ગાડીનું પૈડું ભરાણું, અને તેથી ખાઈ ઉપર ગાડી લટકી રહી એક પૈડું સડક પર અને બીજું ઝાડના થડ પર. ઉતરાય પણ નહિ કારણ કે રસ્તો ન મળે ગાડી તો એમ જ ઉભી રહી ઉંટ ચાલ્યા ગયા એટલે અમે નીચે કૂદી પડ્યા ગાડી ઉપાડી સડક પર મૂકી અને ઘોડા ચાલતા ન હતા એટલે પઈ લીધા ગાડી ચાલી, એટલે ચાલતી ગાડીએ બેસી ગયા ઘોડા વારંવાર અટકતા હતા, અને અમે પાછા પઈ દઈ બેસી જતા હતા એકા આગાડી ચાલ્યા ગયા હતા એટલે માણસ કોઈ ન હતું જો એ સરનું ઝાડ આં ન આવ્યું હોત તો આપણે મળત નહિ આગાડી પાછુ એક ગાં ઝાડોમાં ભરાણું અમે ખાઈ તરફ કૂદકો મારી સડક પર પડ્યા ઘોડે કૂદકો માર્યો પટો તૂટી ગયો રાકનું બાંધી પાછું ચાલવાનું શરૂ કર્યું પછી તો રસ્તો બહુ જ ખરાબ આવ્યો અમે ચાલવા લાગ્યા પણ ચડાવમાં કેટલું ચાલી શકાય ? ત્રણ ગાઉ ચાલ્યા પછી પાછા બેઠા કાન તો પઈ લઈ લઈ હાથ દુખવા આવ્યા અને ચાલવાથી થાકી ગયા અમે અડધા કલાકમાં મરી પહોંચી ગયા ત્યાંથી એક કેડી હતી રામો અમને લેવા આવ્યો હતો પણ ફાનસ તેની સાથે નહોતું અમારો બંગલો માઉન્ટ પ્લેઝન્ટ ત્રણ ગાઉ રહ્યો અંધારું ઘોર મજૂર કોઈ ન મળ્યો રામો થઈને અમે ૭ માણસ થયા અમે પેટીઓ માથે ઉપાડી મેં મારો લખવાનો ઇસ્કોતરો માથે બાંધી લીધો અને એક કપડાનો ગાંસડો વાંસે બાંધ્યો એક હાથમાં ઘોડો લઈ ચાલવા લાગ્યા અંધારી રાત તેમાં વાદળાં ડુંગરનો રસ્તો સાંકડી કેડી અને એક બાજુએ સાત હજાર ફીટ ઉંડી ખીણ એક બીજાની પછાડી પછાડી ચાલ્યા ગીગાવાળાના પાસવાનનો પગ લપટ્યો ખીણમાં પડતા માંડ બચ્યો મારો પગ એક ખાડામાં પડ્યો તેથી હું પણ થોડી વખત પછી પડ્યો આ બધી મુશ્કેલીઓની વાત જુદી પણ દેખાવો તો સ્વર્ગ જેવા છે જ્યાં ત્યાં પાણીના ધોધ રસ્તામાં ઝાડની ઘટા, સરના ઝાડ ઘુમ્મટ કરે છે અહિં ચારે કોર બરફથી ચળકતી ટેકરીઓ દેખાય છે અહિં રૂના પહેલ જેવો બરફ રાતે પડે છે અમે બે દિવસથી નાહી શક્યા નથી. મેં એક ડઝન કપડાં પહેર્યાં છે, તો પણ હજુ ટાઢ બહુ વાય છે

બરફ કોઈ વખત વાદળાથી આસમાની દેખાય છે, કોઈ વખતે ગુનાબી, કોઈ વખતે સફેદ કાચ જેવો દેખાય છે"[36]

મુસાફરીના ભય તેમ જ આનંદપ્રેરક અનુભવોનું કેવી રોચક, વિનોદી ને રમતિયાળ, અસ્ખલિત કથનશૈલીમા સુરસિંહ વર્ણનચિત્ર દોરે છે। એમની સાહસિક, ટીખળી ને માણેલાનું મધુરતાથી સ્મરણ કરવાની મનોવૃત્તિનું ય એમાથી કેવું યથાર્થ દર્શન થાય છે।

"શ્રાદ્ધ કર્યા પછી, જમ્યા પછી, હાથ ધોતી વખત આગળા ધોયા તેમા નજર નખ પર ગઈ તે ગુનાન વગેરેથી લાન તે પરથી મારી પ્રાણના મેંદીવાળા આગળા યાદ આવ્યા"[37]

સુરસિંહની પ્રણયપરસ્તી અને કલ્પનારસિકતા પણ કેવી કાવ્યાત્મક ને રંગદર્શી છે।

આમ પ્રવાસની શરૂઆતના સાડા ત્રણ માસના ગાળામા સુરસિંહે રાજબા પર લખેલા પત્રો તેમણે "કાશ્મીરનો પ્રવાસ" લખ્યો તે પહેલાની તેમની વેદનશીલતા, સરસ કથનકલા, મનોરમ વર્ણનછટા, પ્રવાહી ગદ્યશૈલી, મુગ્ધ ને ચચળ મનોદશા, યાતનાભરી આતરવ્યથા અને તેમના વ્યક્તિત્વના અન્ય વિવિધ પાસાની તાદશ પિછાન કરાવે છે એમના આ પત્રો એ પણ બતાવે છે કે પ્રવાસ દરમિયાન તેમની દર્દીલી ચિત્તાવસ્થા, એ તેમની એક પ્રકૃતિનું લક્ષણ હશે, અને લખવાને સમયે એ લક્ષણ ખૂબ તીવ્ર સ્વરૂપે પ્રગટ્યુ હશે, પણ બાકીના સમયમા તો સુરસિંહના વૃત્તિ-વલણ અને દષ્ટિવિચાર પ્રવાસમાના નવીન પ્રદેશો અને રમ્ય પ્રકૃતિરંગોને, ભવ્ય ઈમારતો અને સુંદર સ્થાપત્યકામોને, લોકસમાજ તથા દેશની સ્થિતિને અને પોતાના પ્રવાસઅનુભવો તેમ જ રોમાચક કે રમૂજી પ્રસંગોને સમગ્રતાથી અવલોકવામા તેમનું ચિંતન કરવામા તથા તેમને ઉચિત ગદ્યમા આલેખવામાં પ્રવૃત્ત રહે છે

(૯) પત્રોમા વ્યક્તિત્વ દર્શન :

આ પત્રોમાથી સુરસિંહનું આતરવ્યક્તિત્વ પણ કેવું સાફ દેખાય છે। ઘડીકમાં તેમા સુરસિંહ વિરહવેદનાથી તરફડે છે તો ઘડીકમા તે રાજબા સાથે કાશ્મીરમા વસવાના સ્વપ્ના સેવતા જણાય છે ઘડીકમા તે પ્રકૃતિના રમ્ય-ભવ્ય સૌન્દર્યદશ્યો જોવામા તલ્લીન થઈ ગયા છે તો ઘડીકમા તે મિત્રો સાથે તોફાન ને વિનોદના રંગો ઉડાડતા જોવાય છે ઘડીકમા તે અમગલ શકાથી નિરાશ થઈ

૩૬ રમાને પત્ર-અપ્રકટ તા ૨૪-૧૦-૯૧
૩૭ રમાને પત્ર-તા ૨૭-૧૨-૯૧ અપ્રકટ

આપઘાત કરવા તત્પર બને છે તો ઘડીકમાં ઈશ્વરના નિર્માણમાં શ્રદ્ધા રાખી સમતા અનુભવતા દેખાય છે: ઘડીકમાં મોટા ફિલસૂફની જેમ ઊંડા વિચારો તારવવા બેસી જાય છે, તો ઘડીકમાં પોતાની વર્તમાન દશાથી દિલગીરી વ્યક્ત કરે છે: ઘડીકમાં જીવનનો ઉલ્લાસ માણતા હસમુખા ને પ્રસન્ન મનના ટીખળી તરુણ તરીકે તે પ્રકટ થાય છે, તો ઘડીકમાં મૃત્યુને કિનારે આવીને બેઠેલા શાંત, ઉદાસ, ચિંતનશીલ વૃદ્ધ સ્વરૂપે તે જોવા મળે છે. આવી રીતે, સુરસિંહજીનું પરસ્પર વિરોધી વ્યક્તિચિત્ર તેમના અપ્રકટ પત્રો[૩૮]માંથી ઊપસતું રહે છે. સુરસિંહની પ્રસન્નરસિકતા અને ઉદાસીન ગંભીરતા સાથોસાથ તેમાં પ્રકટે છે અને તરલ ચિત્તનો આ તરુણ એક અવસ્થામાંથી બીજીમાં પલવારમાં ઘસડાઈ જાય છે. તે અંતર્મુખ છે, આત્મપૃથક્કરણશીલ છે, હેમ્લેટના જેવો કિંકર્તવ્યમૂઢ અને અસ્વસ્થ મનોદશાવાળો છે. દિલની પ્રત્યેક સ્થિતિ—ઉલ્લાસની કે વ્યથાની—તે આવેશપૂર્વક અને ઉત્કટપણે કહ્યા વિના રહી શકતો નથી. એના ચિત્તમાં વારંવાર નિર્વેદ ઊભરાયા કરે છે, તોપણ તેને જીવનનો આનંદ માણવાની અભિલાષા ઘણી છે. નિરાશાની, મૃત્યુની, અપમાનની પહેલેથી કલ્પના કરી તેમની યાતનાઓમાં સબડવાનો શોખ તેને છે, તેથી તેનામાં ઊર્મિદાસ્ય વિશેષ પ્રમાણમાં અનુભવાય છે. પણ તેમ છતાં તે બેવફા કે કાયર નથી, એ ઊર્મિદાસ્ય એની જન્મજાત નિર્વેદપ્રિયતા, મૃદુ ચિત્તતંત્રી અને સુકુમાર પ્રકૃતિનું જ પરિણામ છે.

**(૧૦) પ્રવાસમાં ચિંતન :**

કાશ્મીરના પ્રવાસમાં જૂની કોતરણીવાળાં મકાનો, ખંડિયેરો, પડી ગયેલા કોટ—કિલ્લાઓ અને મહેલો, દેવાલયો અને મસ્જિદો—સર્વ સ્થળોનું બારીક અવલોકન તે કરે છે. તે તે સમયનો ઇતિહાસ જાણે તે સાક્ષાત અનુભવે છે અને પ્રત્યેકનો સાર ખેંચે છે. આગ્રામાં દીવાને—ખાસમાં જે શિલા ઉપર મયૂરાસન રહેતું તેના પર બેસીને અને દિલ્હીના કિલ્લામાંના અનેક વિહારભવનો જોઈ ને તે તે સમયની હિંદની સ્થિતિ અને જહાંગીરશાહીનાં ભવ્ય વર્ણનો તે મિત્રો સમક્ષ કરે છે. પણ એ બધો તો બાહ્ય વ્યવહાર છે: તેમનો માનસિક વ્યાપાર ઇતિહાસ અને પ્રકૃતિસૌન્દર્યનાં સ્મરણોમાં ડૂબી જવાનો છે.

કાશ્મીરની મુસાફરી સુરસિંહના જીવનનું એક મોટું ઘડતરબળ છે. તેમની માનસિક સૃષ્ટિનું વ્યવસ્થિત દર્શન તેમના "કાશ્મીરનો પ્રવાસ" એ પુસ્તકમાં મળે છે. એમની જિંદગીનો સ્વતંત્ર પિંડ અહીંથી જ બંધાય છે. સૃષ્ટિસૌન્દર્ય, જનસ્થિતિ, સંસારવ્યવહારની વિવિધતા તથા મનુષ્યસ્વભાવની સંકુલતાનું વિશાળ

૩૮. કલાપીના બધા મળીને કુલ ૧૩૮ અપ્રકટ પત્રો હજી પ્રાપ્ય થઈ શકે તેમ છે, શ્રી મનુભાઈ જોધાણી પાસેથી.

પાયા પર નિરીક્ષણ કરવાની તક તેમને અહીં જ મળે છે એમને વર્ડ્ઝવર્થ મા પાછળથી જે રસાનંદ મળ્યા તેનું એક બાહ્ય કારણ આ પ્રદેશનું પ્રત્યક્ષ દર્શન છે એમના લખાયેલા કેટલાક કાવ્યો–"કુદરત અને મનુષ્ય", "મનુષ્ય અને કુદરત", "પાથ-પખીડુ", "કાસ્મીરનુ સ્વપ્ન" વગેરેમા પણ પ્રવાસની સૌન્દર્યમુગ્ધતાના ઝરણ વહેતા જણાય છે મહાબળેશ્વરમા રોપાયેલા અને જોશી માસ્તર પ્રદીપ્ત કરેલા સૃષ્ટિસૌન્દર્યના સંસ્કારો કાસ્મીરદર્શનથી વિસ્તરવા લાગે છે અને એ રસની એટલી બધી તો લગની પાછળથી તેમને લાગે છે કે 'મેઘદૂત' આદિ કાવ્યોનો અભ્યાસ શાસ્ત્રીજી પાસે કરવા બેસે છે ત્યારે એમના વાચનમા પણ તેમને કાસ્મીરનુ સ્મરણ વારેવારે થઈ આવે છે ૩૯

આ પ્રવાસમા સુરસિંહ જે કંઈ જુએ છે અને અનુભવે છે તેની તેના જીવન ઉપર પ્રબળ અસર થાય છે શીતલ, રમણીય, કારીગરીવાળા સ્થાનો જોઈને તેના હૃદયને સુખ થાય છે કાસ્મીરમા "ચસ્મે શાહી" ની રમણીય જગ્યા આવતા તેની પાસે બેસી તેના શીતલ અને સ્ફટિક સમાન સ્વચ્છ જલની સાથે તે બાલચેષ્ટા કરવા લાગે છે પુષ્કળ પાણી જોઈ કોઈ કોઈ વાર ત્રણ-ચાર વર્ષ પહેલાની તોફાની વૃત્તિ અંદરથી ઊછળી આવે છે હરદ્વારની, કાર્તિક માસની કડકડતી ઠંડીમા, સ્વચ્છ અને શીતલ જલના વિસ્તારી પટથી હૃદય ખેચાઈ આવતા તેમા સ્નાન કરવાની ઊર્મિ થઈ આવે છે અને તેમા નાહવા માટે રૂપશંકર ઓઝાને હાથથી ઘસડી આગળને આગળ ચાલે છે બનેમાથી કોઈને તરતા આવડતુ નથી, તેથી જેમ જેમ અંદર જલના ઊંડાણમા તે ઓઝાને ખેચે છે તેમ તેમ ઓઝા ગભરાય છે પાણીનુ તાણ વધે છે બંનેના પગ સ્થિર રહેતા નથી–અને પડી જાય છે સુરસિંહ પાણીમાં ડૂબકી ખાઈ જાય છે પણ એમાથી ઊભા થઈ પાણી બહાર નીકળતા–"વાહ! કેવી મજાહ! કેવુ ટાઢુ પાણી! કેટલુ સ્વચ્છ! બહુ ગમત આવી! ભના, કદાચ થોડુ તણાયા હોત તો કેવો આનંદ આવત! કેવો અનુભવ થાત!"–એમ ખડખડાટ હસતા હસતા બોલે છે પણ, ઓઝાનુ હૃદય થડકે છે–ગભરાટથી શ્વાસ પણ માતો નથી ૪૦

પ્રવાસમાંથી પાછા ફર્યા બાદ પણ કુદરતના આવા રોમાંચક ને નિર્દોષ આનંદની અભિનાષા તેમને સતત રહ્યા કરી છે ગીગ્ના વિશાળ જગતની મુસાફરીએ તે નીકળે છે, વસંત અને વર્ષા ઋતુમા પ્રકૃતિ જ્યારે પૂરબહારમા હોય

૩૯ જુઓ 'કાસ્મીરનો પ્રવાસ'મા "ઉપક્રમોપસંહાર"– સ્વ રૂપશંકર ઓઝાનો લેખ
૪૦ એજન

ત્યારે તારકો ઝગમગે તેવા પ્રભાતે એક બે મિત્રો કે પરિચારકો સાથે અશ્વારૂઢ થઈ બહુ લાંબે સુધી તે ફરવા નીકળે છે ધીંગ વૃક્ષોની ઘટા, પાણીના વહેળા કે સારા રમણીય વનોઉપવનો ગોધી કાઢી ત્યા વારતહેવારે ઉજાણીએ નીકળી પડે છે ગોપનાથ, મહાનગેશ્વર, ઘેઘા, માથેરાન—એમ દરેક ઉનાળે આવા કોઈ ને કોઈ પ્રકૃતિધામનો સગ બે બે મહિના તે સેવે છે શ્રમ વેઠીનેય તુલસી-શ્યામના ગર્ભમા જઈ તે સિદ્ધ જોઈ આવે છે ૪૧

કાશ્મીરમા પદર દિવસ રહી તે અને તેની પ્રવાસમડળી લાહોર, હરદ્વાર, દિલ્હી, મથુરા, ગોકુળ, વૃદાવન, આગ્રા, ગ્વાલિયર, ઝાંસી, અલ્હાબાદ કાશી, અયોધ્યા, ગયાજી અને કલકત્તા થઈ કટક આવે છે કલકત્તાથી કટકની તા ૧૫–૧–૯૨થી ૧૮-૧-૯૨ સુધીની સ્ટીમરોચની મુસાફરી દરમિયાન આ તરુણે "પ્રિય માસ્તર સાહેબ જોશીજી" પર કાશ્મીરના પ્રવાસઅનુભવોનુ વર્ણન કરતી એક લાબી પત્રમાળા લખવી આરભી છે, જે કટકથી જગન્નાથપુરી આવી ત્યાના છ દિવસના રોકાણના ગાળામા ખૂબ વેગપૂર્વક લખાય છે અને પુરીથી કાચીવરમ્ પહોચતાં સુધીમા તો પૂરી થઈ જાય છે ૪૨

આટલી ઝડપથી અનુભવો અને સૌન્દર્યચિત્રોનુ છટાદાર વર્ણન કરતી પચાશીનેક પાનાની લાબી પત્રમાળા આ સત્તર વર્ષનો ઊછરતો તરુણ જે જમાનામા ગુજરાતી ભાષા–સાહિત્યના શિક્ષણને શિક્ષણક્રમમા સ્થાન હતુ નહિ ને જ્યારે પ્રવાસવર્ણનોના ઝાઝા નમૂના ૪૩ તેની પાસે હતા નહિ ત્યારે શી રીતે લખી શક્યો હશે?

તેના જવાબ માટે આપણે તેની માનસિક ને સાહિત્યિક પૂર્વતૈયારી જાણવી પડશે ૧૮૮૮ના ડિસેમ્બરની એકત્રીસમી તારીખે જ્યારે એણે રમાને પહેલો પત્ર લખ્યો ત્યારથી તેનો ગદ્યસાહિત્યમા પ્રવેશ થઈ ચૂક્યો છે એ પત્રોમાં જે નાના નાના પ્રેમદર્દના જોડકણા રચાય છે તેમ જ ડોનેજના દિવસમા તેના પરમ મિત્ર મુડેટીના કુમાર શિવસિહજી ઉપર જે બે ચાર દૂકા પદ્યો ૪૪ તેણે-

૪૧ એજન

૪૨ સ્વ વાજસુરવાળાએ ઉતરાવેલા સસ્મરણોને આધારે

૪૩ "કલાપીનો પ્રવાસ"—પુસ્તક લખાયુ તે પહેલા, માત્ર "ઇગ્લેડમા પ્રવાસ", 'હિદમા મુસાફરી', "મારો પ્રવાસ' કે પદ્યમા "શ્રી કચ્છ ભૂપતિ પ્રવાસવર્ણન'ના પુસ્તકો જ ગુજરાતી ભાષામા પ્રગટ થયા છે

૪૪ સ્વ રૂપશકર ઓઝા સપાદિત "કાશ્મીરનો પ્રવાસ'ના "ઉપોદ્ઘાત'ને આધારે

જોડ્યાં છે ત્યારથી તેની કાવ્યસાહિત્યમાં પ્રવૃત્તિ શરૂ થઈ ગઈ છે. સાહિત્યચર્ચાનો રસ એને વિદ્યાર્થી અવસ્થામાથી જ લાગેલો છે. આત્મભાન પણ એનામા લગભગ તેર–ચૌદની ઉંમરથી ઊગ્યું જણાય છે. પોતાના આત્મદર્શનનું નિવેદન કરવાની વૃત્તિ પણ તેનામા પંદર–સોળની વયથી સતત ઊછળી રહી છે અને ત્યારથી તેણે પત્રોમા અને કાવ્યોમા પોતાના હૃદયને ઠાલવ્યા કર્યું છે. પોતાનું આયુષ્ય ઘણું ટૂંકું ૪૫ છે એવું ભાન જાણે તેને પહેલેથી જ રહ્યા કરતુ હોય એમ પોતાની પ્રિય પ્રવૃત્તિ–લખવા, વાચવા, જોવા–જાણવા અને મનન કરવાની તથા તેમાંથી જીવન રહસ્ય શોધવાની–તેની કિશોરવયથી જ તેણે આરંભી દીધી છે. આખમા ખીલ, ગૃહક્લેશ, રાજ્યખટપટની પીડા અને નવે દારપરિગ્રહે ચિત્ત ને પત્નીસંગની સતત દમતી ઝંખના છતા પુસ્તકો અને જ્ઞાનચર્ચાના આ આશક ૧૮૯૨ સુધીમા "ગુર્જર ભાષાનાં સારા પુસ્તકોમા એવું ભાગ્યે જ નીકળશે કે જેનું મનન ન કર્યું હોય. ૪૬ પ્રેમ અને પર્યેષક પુસ્તકો એને અતિપ્યારા છે. પ્રેમ વાચવો એ એને આનદ અને આસુ લાવે છે. ૪૭ પુસ્તકોનુ વાચન જ નહિ, તેનુ મનન પણ તેનો પરમ શોખ બની જાય છે "સરસ્વતીચદ્ર", "કાદંબરી", "વૈરાગ્ય અને નીતિશતક", "નર્મગદ્ય" અને "મેઘદૂત"નુ તો એ પુન. પુન. મનન કરે છે.

લખવુ પણ તેનો પ્રિય વ્યવસાય છે. તા. ૧૦–૧–૯૨ના (અપ્રકટ) પત્રમા રાજબાને લખે છે. "જો ફેર ચડશે તો કેબિનમા પડ્યો રહીશ, નહી તો લખ્યા કરીશ." લખવા માટે તેણે એક ઇસ્કોતરોય મુસાફરીમા સાથે રાખ્યો હતો. સ્થળદર્શને કે મુલાકાતે જવાનુ ન હોય, નિત્યકર્મ અને મિત્રો સાથેની ગંમતમાથી પરવાર્યો હોય, સંઘ કોઈ મુકામે થાક ખાતો હોય ત્યારે આ ઉત્સાહી તરુણ –કપારેક તો સ્ટીમલોચમા કે ટ્રેનમા પણ–કલમ ને કાગળ લઈ બેસી જાય છે અને પત્રો તથા પ્રવાસડાયરીમા પોતાના અનુભવો ને અભિપ્રાયો ટપકાવે છે, તેના વર્ણનચિત્રો આલેખે છે, વાચેલાં પુસ્તકોમાંથી વિચારો ટપકાવે છે, પોતાને થતી લાગણીઓ વર્ણવે છે અને જીદકસરત કરી શબ્દો ગોઠવવા મથે છે.

---

૪૫. "આ ટૂંકી જીંદગીમા હું કોઈ ને શા માટે દુખી કરું ?" તા. ૨૬–૧૦–'૯૧ રમાને પત્ર–અપ્રકટ.

૪૬. "કલાપીની પત્રધારા"–પૃ. ૪૦૯.

૪૭. એજન.

પ્રવાસ દરમિયાન રાજ્યા,[૪૯] આનંદીબા, રાણા સરદારસિંહ, રૂપશંકર ઓઝા, જોશી માસ્તર, શિવસિંહજી, આશારામભાઈ અને અન્ય સ્વજનો-મિત્રો પર પત્રોનો વરસાદ વરસીને તેણે પોતાની કલમને પ્રવાહી અને વેગવતી કરી મૂકી છે. નાના નાના ત્રીસ-ચાળીસ પદ્યો પણ જોડયા છે. એટલે "કાશ્મીરનો પ્રવાસ" ની પત્રમાળા આટલી શીઘ્ર ગતિએ આવા પ્રવાહી અને વેગમય ગદ્યમા સુરસિંહથી લખાવા પામે એમા કશું અણધાર્યું આશ્ચર્ય થતુ નથી.

## (૧૧) પ્રવાસમાં પદ્યરચના :

પ્રવાસ દરમિયાન સુરસિંહે આગલા વર્ષથી શરૂ કરેલી પોતાની કાવ્યપ્રવૃત્તિ પણ ચાલુ રાખી છે અને તેમા આશાસ્પદ વિકાસ બતાવ્યો છે ૧૮૯૦ની કવિતા કરતા આ સમયની કવિતામા સુરસિંહને પોતાની મનોદશા વ્યક્ત કરવામા કંઈક ફાવટ આવતી હોય એમ લાગે છે. આ સમયમા તેમણે રચેલા શાર્દૂલ, મનહર, સોરઠા, ગીતિ, સવૈયા અને ગઝલમા તેમનો હાથ બેસતો જણાય છે. પ્રવાસના ૭ માસના ગાળામા જ છંદપકડમા તેમનો કેવો વિકાસ થયો છે ! તા ૨–૯–૯૧ના પત્રમા તેમણે રાજ્યા ઉપર લખી મોકલેલ શાર્દૂલ જુઓ અને પાંચેક મહિના બાદ લખેલ "કાશ્મીરનુ સ્વપ્ન"માના શાર્દૂલનો પ્રવાહ નીરખો તા ૧૧–૧૦–૯૧ના રોજ તેમણે લખેલી ઉર્દૂ ગઝલ વાંચો અને થોડાક માસ પછીની "ખુશી દુનિયા ફકીરીમે"ની મઝા માણો તા. ૧૯–૧૧–૯૧ના રોજ રમા પરના પત્રમા લખેલ 'કાશ્મીરમા વિયોગ"નો મનહર અને થોડાક માસ બાદ લખાયેલો "સુષુપ્ત પ્રિયાનુ દર્શન"નો પ્રવાહી મનહર વચ્ચેનો ભેદ તપાસો. તેમના સોરઠા, સવૈયામા પણ આ વર્ષે સધાતો લય જુઓ. તરત જ માલૂમ પડી આવશે કે સુરસિંહે છંદની સાધના સફળતાથી કરવા માંડી છે.

૧૮૯૦ની કવિતામા વિષય માત્ર પ્યારીનું રટણ અને શૃંગારસુખની અભિલાષા જ હતો. પણ હવે તેમાં પ્રકૃતિ, વૈરાગ્ય, બોધ અને વિનોદ પણ ભળે છે "કાશ્મીરનુ સ્વપ્ન"મા પ્રકૃતિદર્શન, "પ્રીતિની રીત"માં જીવનબોધ, "ખુશી દુનિયા ફકીરીમે"મા દિલની મસ્તફકીરી, "બીડી અને બીડીનો પીનાર"મા હળવી પળોની વિનોદવૃત્તિ અને "સરસ્વતીચંદ્ર"ની ગઝલોના અનુકરણમા લખાયેલી ગઝલોમા વૈરાગ્યનો ભાવ–આમ, થોડો વિસ્તાર સધાતો ચાલે છે.

---

૪૯ પ્રવાસ દરમિયાન કલાપીએ રમા પર લખેલા બધા મળીને કુલ ૮૫ પત્રો મને મળી શક્યા છે જેમાથી ૧૦ "કલાપીની પત્રધારા"મા પ્રકટ થઈ ચૂક્યા છે, બાકીના ૭૫ અપ્રકટ છે

૧૮૯૦ની તેમની કવિતામાં ઊર્મિ કે તરંગ, કાવ્ય બનવા જેવાં ઘટ્ટ ને ઘૂંટાયેલાં નહોતાં, જ્યારે આ સમયની કવિતામાં ઊર્મિ કે વિચારનો વણાટ ઠીક-ઠીક ગુંથાતો દેખાય છે. "કાસ્મીરનું સ્વપ્ન"માંની છેલી પંક્તિમાંની લાગણી પ્રકૃતિ-અવયવોના સુરેખ ને વીગતપૂર્ણ ચિત્રની પશ્ચાદ્ભૂમિકામાં કેવી સહજતાથી ભળી જાય છે! "પ્રીતિની રીતિ"ના સોરઠામાં વિચાર ને વક્તવ્ય કેવા યોગ્ય શબ્દોના લયમાં ગોઠવાઈ ગયેલ છે! ચંદનવૃક્ષ અને સર્પનાં, રત્ન-પથ્થર અને કુંદન-કથીરનાં, સાગર અને મોતીનાં દૃષ્ટાંતો કેવી સચોટતાથી કાવ્યના કેન્દ્રવર્તી વિચારને વ્યક્ત કરે છે. "ખુશી દુનિયા ફકીરીમેં"માં અગાઉનાં તેમનાં બે ત્રણ ઉર્દૂ કાવ્યો કરતાં શબ્દો અને વિચારની મસ્તી સારી સધાઈ છે. "લગાઈ ખાક કયા તનસે, નહીં જો ઇશ્ક હૈ મનમેં" અને "અગર કાયમ રહે જો દિલ ખુશી દુનિયા ફકીરીમે"—એ પંક્તિઓમાં નિરૂપણનો પ્રવાહ અનાયાસ વહેતો જણાય છે.

આ સમયની કવિતામાં સુરસિંહની કાવ્યકળાનો પણ ઉઘાડ થતો દેખાય છે. શબ્દોની કાવ્યક્ષમતાની આછી પિછાન તેમને થઈ છે. દૃષ્ટાંતો, રૂપકો અને ઉપમાઓ તથા વર્ણનોમાં ચિત્રાત્મકતા અને નિરૂપણમા કંઈક શિષ્ટતા-એકાગ્રતા સધાતાં આવે છે. "કાસ્મીરનું સ્વપ્ન"મા માત્ર વિગતોના જ આલેખનમાંથી ઉપર આવી લાગણીને કંઈક કલાત્મક રૂપમા આલેખવાની શક્તિ બતાવતા તે માલૂમ પડે છે. "બીડી અને બીડીનો પીનાર"માં છેલ્લા શ્લોકમાં બીડી વિશેના વિચારમાં નિષ્ફળ પણ કંઈક પલટો સાધવાનો પ્રયત્ન થતો લાગે છે. "પ્રીતિની રીતિ"માં આકૃતિની સુરેખતા અને કાવ્યાતે મધ્યવર્તી વિચારનું થતું સમગ્રતયા નિદર્શન પણ તેમની કલાદૃષ્ટિમાં કાવ્યની કેવી સૂઝશક્તિ હવે આવતી જાય છે, તે બતાવે છે.

અને આમ છતાં સુરસિંહે હજી ખરેખરો કાવ્યકસબ સિદ્ધ કર્યો છે એમ કહેવાય એવું નથી. હજી તેમની દૃષ્ટિ અનુકરણ કરવામાંથી દૂર ગઈ નથી. "કાસ્મીરનું સ્વપ્ન" અને "કાશ્મીરના વિયોગ"માં નર્મદશૈલીનું, "બીડીનો પીનાર"માં દલપતશૈલીનું, "પ્રીતિની રીતિ"માં મધ્યકાલીન બોધક ભજનિકોની શૈલીનું, ગઝલોમાં "સરસ્વતીચંદ્ર"માંની ગઝલોનું અને કેટલાંય ગેય કાવ્યોમાં નાટકનાં ગાયનો અને ગરબીઓનું ચોખ્ખું અનુકરણ થયું છે. હજી, કવિ તરીકે સુરસિંહનું સ્વતંત્ર વ્યક્તિત્વ ઊગ્યુ નથી. મોટા ભાગની કવિતા ૧૮૯૦ની જેમ માત્રામેળ છંદો અને ખાસ કરીને ગીતો તથા નાટકોના ઢાળમાં જ રચાઈ છે. અણઘડ અને બજારુ શબ્દોને સ્થાને કાવ્યોમાં તે શિષ્ટ અને સુઘડ શબ્દો વાપરવાનો પ્રયત્ન કરે છે—પણ હજી તેમની કાવ્યભાષા એકસરખી પ્રવાહી અને પ્રૌઢિવાળી

બની નથી. હજી તેમનું કવિમાનસ બાલ્યાવસ્થામાં છે. પ્રવાસ સમયે નિરખેલા સૃષ્ટિ સૌન્દર્ય અને અનુભવેલી લાગણીઓની અસર, ગુજરાતી, અંગ્રેજી કવિતાની વાચનશ્રવણની અસર, જોશી માસ્તરના સાહિત્ય-સંસ્કારની અસર, "મેઘદૂત", "કાદંબરી" વગેરે સંસ્કૃત સર્જનોની છાપ, કાવ્ય વિશેની તેમનામાં વધતી આવતી સમજ અને નિયમિત કાવ્યાલેખનની ચાલતી કસરત તેમના રુચિતંત્રને, તેમના માનસને, તેમના કાવ્યકસબને અને તેમના કાવ્યાદર્શને ખીલવતાં ગયાં છે. તેમનું રસતંત્ર પહેલાં કરતાં કંઈક વધુ સુઘડ બનતું ચાલ્યું છે. તેમનું અવલોકન, અનુભવ, અભ્યાસ, કાવ્યાસ્વાદ, સૌન્દર્યદૃષ્ટિ, લાગણીતંત્ર ખીલતાં ચાલ્યાં છે. તેમના વિચારોને પ્રવાસ દરમિયાન સારું પોષણ મળ્યું છે. તેમની દૃષ્ટિમાં નવા નવા કાવ્યવિષયો પ્રવેશવા માંડ્યા છે. આ સર્વ બાબતો તેમનામાં રહેલા કવિને તૈયાર કરવાની ભૂમિકા રચે છે અને કાવ્યરચના માટેની તેમની માનસિક તૈયારીની સજાવટ કરે છે. આથી, આ સમયનાં કાવ્યો ભલે તેમના ગદ્ય જેટલાં આકર્ષણને પાત્ર ન ઠરે તોપણ સુરસિંહમાં રહેલી કવિ તરીકેની શક્તિઓને ધીમે ધીમે બહાર આણવામાં તેમની કૃતાર્થતા રહેલી જ છે અને એટલે અંશે તે સુરસિંહની સાહિત્યસાધનાના ઇતિહાસમાં નોંધપાત્ર બની રહે છે.

---

૪૯. "કાશ્મીરનો પ્રવાસ"ના પ્રકાશન-ઇતિહાસ માટે જુઓ પરિશિષ્ટ (૨).

૫૦ સ્વ. રૂપશંકર ઓઝા સંપાદિત "કાશ્મીરનો પ્રવાસ"માંના "ઉપક્રમોપસંહાર"ને આધારે.

૫૧. જુઓ પરિશિષ્ટ (૨)

## પ્રકરણ ૩

# કવિપદ અને રાજપદની તૈયારી

(ઈ. ૧૮૯૨–૯૩)

'મે પણ તને ઘણી વાર પુસ્તક હાથમા લઈને કોઈ વિચારમા મગ્ન થઈ બેઠેલો જોયો છે હુ તને પૂછતી કે તુ શુ કરે છે ? ઊઘમાથી ઉઠતો હોય એમ તુ કહેતો કે "મને સ્વપ્ન આવે છે " તુ સ્વપ્નામા યોગીઓની જમાતો અને જગનો જોયા કરતો કોઈ વખત વળી તુ અપ્સરાઓ વગેરે દિવ્ય મહેલો અને બગીચા આનદથી આકાશમા આખ ખોડી રાખી નિહાળતો પૃથ્વી પર ન હોય એવા પદાર્થોના તને આમ જાગતા અને નિદ્રામા સ્વપ્ન થયા કરતા તને ચિતા, ફિકર કોઈ પણ કાર્યનો બોજો બિનકુલ ગમે નહિ એવો ત્હારો વિનાસી સ્વભાવ જોઈને મને બહુ દુઃખ થતુ અને તને સુધારવા બહુ બહુ રીતે યત્ન કરતી, પણ બધુ ફોકટ ભાઈ, આવતી કાલે તને અઢારમુ વર્ષ પૂર્ણ થશે પણ હજ સુધી એ જ ત્હારા વિનાસી સ્વભાવમા કાઈ જ ફરક ન મળે "

('મેનાવતી અને ગોપીચદ')

### (૧) પ્રવાસનો અત :

જગન્નાથપુરીથી મદ્રાસ મદુરા, રામેશ્વર, બેગલોર, મ્હૈસુર અને ધારવાડ શહેરો જોઈ પૂના થઈ અતે પ્રવાસમડળી તા ૮ની રાત્રે મુબઈ આવી પહોચે છે આમ, પ્રવાસીઓ ભારતની ચારે દિશાએ ફરી વળી કળા અને સૌન્દર્યના ધામ, ઐતિહાસિક સ્થળો અને ઇમારતો, કારીગરી અને હુન્નરઉદ્યોગના કારખાના, રાજ્યોની રાજધાનીઓ અને યાત્રાસ્થાનોના અવશેષોનો પ્રત્યક્ષ પરિચય મેળવે છે પણ સુરસિહજી તો કવિમાર્ગના મુસાફર છે કાળિદાસ, બાણુ ગોવર્ધનરામ અને વર્ડ્ઝવર્થ–શેલીના પથના પ્રવાસી છે એમના સાહિત્યરગ, વૈરાગ્યરગ અને શગારરગ પ્રવાસ દરમિયાન પાકા બન્યા છે તેથી કાશ્મીર છોડ્યા પછી મુસાફરીમાં

તેમને ઝાઝો રસ રહ્યો નથી છ માસના એકધારા પ્રવાસથી અને તેની મુશ્કેલીઓ અને એકવિધતાથી તેમના અનભ્યસ્ત શરીરને થોડો, પણ મગજને તો ખૂબ થાક લાગ્યો છે શ્રીનગર છોડ્યા પછી પ્રવાસ ટુંકાવવાની તીવ્ર ઇચ્છા તેમને થયા કરે છે કારણ કે પ્રવાસ મદ્રાસ આવ્યા પછી નીરસ લાગે છે પ્રવાસમાં ગતુ પણ આગળ જવાની વૃત્તિ થતી નથી સુરસિંહના સૌ સાથીઓમા થોડે ઘણે અંશે આવી વૃત્તિ પ્રવર્તે છે, પણ સુરસિંહમા તો એ તીવ્રતર છે એનુ એક બીજુય કારણ છે પ્રવાસ પૂરો થાય કે પળનોય વિલબ કર્યા વિના આ વિરહીને કચ્છ-રોહા જઈ "પ્રાણપ્યારી" ગજમાને મળવુ છે તેથી જેટલા દિવસો પ્રવાસના ઘટે તેટના તેમને મન મોનાના છે મુબઈ આવ્યા પછી પ્રવાસનો કાર્યક્રમ તો હજી અધૂરો જ છે નિયત કાર્યક્રમ મુજબ તેમને હૈદ્રાબાદ ઉજ્જૈન વગેરે સ્થળોમા ફરવાનુ છે પણ સુરસિંહને તો યેનકેન પ્રકારે પ્રવાસ લબાવવો જ નથી તેમણે મદ્રાસથી જ એ માટે એક તરકીબ રચી મૂકી છે 'મુબઈ એક આટો જઈ આવીએ અને ફરી ત્યાથી નીકળી બાકી રહેના સ્થળો જોઈશુ ' એવી તેમની દરખાસ્તથી ભના પ્રાણજીવનભાઈ પ્રવાસીસઘને લઈને મુબઈ આવે તે જ દિવસે રોહાથી કુવરી લાવમાની બિમારીનો એક તાર સુરસિંહને એક તાર પ્રાણજીવનભાઈને એક તાર પ્રાત સાહેબને અને એક તાર રાજકોટ મોટા સાહેબને મળે એવી ચતુરાઈ કરવામા તે સફળ થાય છે અને તેમને સીધા કચ્છ-રોહા જવાની રજા મળી જાય છે

પણ આ બનાવટ સુરસિંહને માટે સ યમા ફેરવાઈ જાય છે તે રોહા પહોંચે છે ત્યારે દીકરી લાનમા ખરેખર બિમાર છે તેને માતા નીકળ્યા છે અને સુરસિંહના રોહા પહોચ્યા પછીના ત્રીજા જ દિવસે તે મૃત્યુ પામે છે કેટકેટના મહિનાથી કેવી કેવી કલ્પનાઓ અને મનોરથો ઘડ્યા હતા સુરસિંહ રાજબા અને બાળકી લાવમાને મળવાને અધીર હતા! સગર્ભા રાજબા લાવમાને તેડીને પોતાની પ્રતીક્ષા કરતા ગૃહદ્વારે ઉભા હશે! પ્રિયાના ખોળામા કૂદતી-ગેલ કરતી એ ભારી કાલીઘેલી બોલીમા સૌને આનદ આપી વાત્સલ્યનુ સુખ આપતી બાળકી ઊછળી ઊછળીને પોતાને વળગશે અને એમ પત્ની અને પુત્રી સાથે પોતે સુખસાગરમાં ડૂબી જશે! આવી કેટકેટલી કલ્પનાઓના સાફલ્યના ચિત્રને બદલે અહીં તો પુત્રીની માદગીનું તેના રોગની ભયાનકતાનું અને તેના મરણનું ચિત્ર જોવાનું વિધિએ તેમને માટે નિર્મ્યું હતુ આ અનુભવ ને તેનું સવેદન 'મૃત્યુ' કાવ્યમા પછી વ્યક્ત થયુ

"પોઢ્યુ હતુ મુજ કને દિન એક કાલ
સૌએ રડી કળાકળી ફુલ તે ઉપાડ્યુ

લોકો કહે "મરી ગયુ", સમજ્યો ન હુ તો,
ચાલ્યા લઈ "કુસુમ", પાછળ હુ ય ચાલ્યો.
જેને કહે જન "સ્મશાન" તહી ગયા સૌ,
મ્હારી પ્રિયા પણ હતી જનસાથમા ત્યા
ત્યા કાષ્ટના ઢગ પરે કુલ તે સુવાડ્યુ
લોકે કહ્યુ "રામ" ભલે, "ફૂલ" મે કહ્યુ'તુ'
મે તો કહ્યુ, "અગર, ભાઈ જરાક થભો'
આ લાકડુ કઠિન અગ્નિ વળી ન આજો"

("મૃત્યુ"–પૃ ૨૫)

આ ઘટનાથી રાજબાને આઠમે મહિને મળ્યાનો આનદ ઊડી જાય છે. "આ સસારસુખ હેતુ ક્ષણભગુર છે," એવો નિર્વેદ ફરીને તેમના ચિત્તમા જાગૃત થાય છે બનાવટ કરી પોતે ભના પ્રાણજીવનભાઇને છેતર્યા તેનો હૃદયમા ઊડો દુઃખ લાગતા પશ્ચાત્તાપના આસુ ઊભરાય છે

પણ રાજબા થોડાક દિવસોમા બીજી કુવરીને[1] જન્મ આપે છે અને એ નિર્વેદને સ્થાને વળી આનદની લહરી ફરકવા લાગે છે રાજબા સાથેના પુનઃસયોગથી વળી પાછો જિદગીમા રસ જણાવા લાગ્યો છે "જગલવાસી થવુ નથી, દુનિયાને દાઢ લગાડવો નથી, સત્તાધીશની અવગણના કરવી નથી પ્રેમીને તરછોડવો નથી"[2] આ નિર્ધાર, ને આનદ તે પોતાના મિત્રો રૂપશકર ઓઝા અને વાજસુરવાળાને[3] પત્રો દ્વારા વ્યક્ત કરે છે

આવી ઉલ્લાસપૂર્ણ મનોદશા સહિત દોઢ માસની બાળકી, રાજબા અને તેના રસાલા સાથે ૫દરમી મે, ૧૮૯૨ ના રોજ તે લાઠી જવા નીકળે છે અને બાવીસમીએ લાઠી પહોચે છે રોહા નિવાસના બે માસના ગાળામા તેમણે ગુજરાતી સાહિત્યના લગભગ તમામ પુસ્તકો વાચી નાખ્યા છે "સરસ્વતીચદ્ર" બીજો ભાગ, 'સ્નેહમુદ્રા", "નનનમચાવળિ", "નવલરામનુ જીવનચરિત", "બાણવિનાસ", "નારીપ્રતિષ્ઠા, 'અસ્તોદય', "જટિલપ્રાણપદમધ", "કુસુમાવનિ" "ઇન્દ્રજિતવધ", "ચદ્રપ્રભાચરિત",[4] નથુરામ સુદરનુ "ઋતુવર્ણન", "અમરૂ

૧ ૧૮૯૨ ના એપ્રિલની બીજી તારીખે રમણીકકુવરબાનો જન્મ
૨ "કલાપીની પત્રધારા' સચિતને પત્ર તા ૩૦–૫'૯૨–પૃ ૨૩૦
૩ પ્રવાસ દરમિયાન મથુરા–દ્વારકામા ગીગાવાળાએ ધર્મવિધિ કરીને પોતાનુ નામ વાજસુરવાળા ધારણ કર્યું હતુ.
૪ જટાશકર વેદે શકરલાલ શાસ્ત્રીના સસ્કૃત પુસ્તકનો કરેલો આ અનુવાદ બાણ ને ગોવર્ધનરામના ગદ્યની અનુકરણશૈલીમા કર્યો છે

શતક'નો અનુવાદ "કનાન્ત કવિ', 'રેમિગ ઓફ ધિ શ', વગેરે પુસ્તકોના વાચનમા આ નવરાશનો સમય તેમણે વાપર્યો છે વાચવાની, લખવાની તેમ જ સૌન્દર્ય અને પ્રેમના વિવિધ અનુભવપાનથી ચિત્તને સુખ આપવાની પ્રવૃત્તિમા તેમણે અહીનો સમય વીતાવ્યો સાસરિયાના માયાભર્યા આતિથ્ય, સ્નેહભર્યા વાણી-વર્તન અને ચતુરાઈભરી વ્યવસ્થાથી સુરસિંહ મુગ્ધ બની ગયા રાજબા અને તેમનાં કુટુબીજનોમા આત્મીયજનોનુ દર્શન તેમને થયુ તેમની પ્રકૃતિ જ એવી સરલ ઉદાર અને સ્નેહભૂખી કે સામેની વ્યક્તિ પોતાના સ્વાર્થ ખાતર માત્ર બાહ્યાચારમા પણ મીઠાશ અને લાગણીનો દેખાવ કરે તો પણ એ તેને વશ બની જતા રાજબાના સગાવહાલા પ્રથમથી જ તેમના વિશ્વાસુજનો હતા તેમા તેમના આ બે માસના રોહા નિવાસથી વિશ્વાસમા વધારો થયો રાજબાની દાસી મોંઘી તેમના વાત્સલ્યભાવનુ સવિશેષ ભાજન બની રહી રાજબાની પ્રસૂતિ દરમિયાન સુરસિંહના અ તરને પોતાના નિર્દોષ હાવ-ભાવ અને બી ! મ્થી તેમ જ રાજબાના પ્રિય સદેશાઓથી સુગધિત મ્ર્વાન મામ એ રમતિયાળ છોકરી સતત કરતી રહી કલ્પનારસિક સુરસિંહે રાજબા અને મોઘીને પોતાને પ્રિય અનુક્રમે રમા અને શોભના એવા રસિક નામ પણ આપ્યા

પણ સુરસિંહ લાઠી પાછા ફર્યા ત્યારથી રાજ્યમા અને ગૃહમા વળી પાછા ખટપટના વાદળ જામવા શરૂ થઈ જાય છે સુરસિંહને ગાદી ન મળે તે માટે દાનપેચ રમાતા રહે છે આથી સુરસિંહ નાહીને રાજ્યજાળશિરોમણિ', ધુતારપુર 'પ્રપચપુર'[૫] જેવા નામ આપે છે આશારામભાઈને લાઠીમાથી જવુ પડે છે અને તેમને સ્થાને લાઠીના મેનેજર તરીકે એદલજી કડાકા આવે છે સુરસિંહને આખોનો વ્યાધિ ફરી પાછો શરૂ થયો છે આંખોમા નાનાશ અને નબળાઈ છે તેથી લખવા વાચવાની અશક્તિ આવે છે

આમ છતા સુરનો જીવ આનદમા છે વ્યગ્ર ચિત્તવૃત્તિ દૂર ઘણી દૂર-અદશ્ય થઈ છે[૬] આનુ કારણ 'રમાની કૃપા આજકાલ અનહદ છે રાજકાજ અને સેવકો અથવા બીજી કોઈ બાબતમા તેનો હાથ નથી અને તેમ કરવુ પોતાને પસદ નથી આ રિવાજ સર્વકાળ વરતશે એથી જ મને અને તેને સુખ છે પતિપત્ની એક છે સત્તા સુરસિંહની નથી રાજાની છે જેની સાથે ને કશો સબધ નથી આ બન્નએ વાતચીતથી નક્કી કરેલ છે વતણુકથી અનુભવેલ છે અને અનુભવાશે "[૭]

૫ તા ૩૦-૫-૯૨ના અને તે પછીના સચિત પરના પત્રો જુઓ કલાપીની પત્રધારા
૬ એજન- તા ૪ ૬-'૯૨ નો પત્ર કલાપીની પત્રધારા -પૃ ૨૩૪
૭ એજન

આમ આ સ્નેહાધીન ને સરલ પતિને "પોતે રાજ્યખટપટને તિરસ્કારે છે, પોતાને ખરો રસ તો સુરસિંહ સાથેના પ્રેમજીવનમા જ છે"–એવા રમાના વચનોમા ઊંડો વિશ્વાસ છે અપર માતાઓ તથા રાજ્યના અન્ય વિરોધી માણસો તરફથી પોતાને રાજ્ય ન મળે તે માટે થતી ખટપટો વિષે સુરસિંહને જરા પણ ચિંતા નથી, બલ્કે તે તરફ એ સાવ ઉદાસીન પણ છે પણ તેમનો જીવ અકળાઈ તો ત્યારે ઊઠે છે કે જ્યારે રમા પરની તેમની પ્રેમનિષ્ઠામાં રમા જ અવિશ્વાસ બતાવે છે અને જ્યારે પોતાના કલ્પેલા પ્રેમમય મનોરાજ્યના આદર્શથી રમાને નીચે ઊતરી પડી સામાન્ય રાજ્યખટપટ અને સસાર વ્યવહારની કુટિલતામા ખરડાતી તે જુએ ૭

(૨) ફરીને ગાદીત્યાગ માટે તૈયારી :

પરતુ ઉપર્યુક્ત આનદની સ્થિતિ લાબો કાળ ટકતી નથી, કારણ કે રમાના રુચિ વૃત્તિ અને માનસ તેને સસારજળનુ જ પાકુ માછલું બનાવી રહે તેવા છે સુરસિંહને લાઠીમા આવ્યા પછી ત્રણેક માસમા એ સમજાય છે "આવા કટાળેલા માણસને પ્રેમી તરફથી પણ સતોષ ન હોય તો તે બીજી શુ કહે? આ દુનિયાથી હુ જુદે માર્ગે જનારો છુ તેથી મને જોઈએ તેવુ સ્નેહી હજી લાધ્યુ નથી પત્ની, જે મારી મિત્ર છે તેને ઉચિત કરવા યત્ન કરુ છુ પણ ત્યા મેળ મળતો નથી ન જ મળે સ્નેહ જ નથી એમ મારુ કહેવુ નથી પણ એક જ વિચાર એક જ મત, એક જ માર્ગ, તે બની શકે તેવુ નથી એકને રાજ્ય, વૈભવ લક્ષ્મી, સત્તા વગેરેનો લોભ તો બીજાને તેમાનુ કશુ નહી બીજા રાજાઓ અને કેટલાક ગૃહસ્થો કરતા હુ સુખી છુ તેમા તો કાંઈ શકા જ નહી પણ જે મારી ઉમેદ તે બર આવતી નથી" 'જેને હુ "સ્નેહી'ની વ્યાખ્યા આપુ છુ તેને અને આ મારા સ્નેહીને ઘણુ છેટુ છે' એટલે હૃદયની સમાનધર્મા જે પત્નીને માની હતી, તે આશામા પણ નિરાશા મળતા વળી પાછા વૈરાગ્ય–ગાદી ત્યાગના વિચારો સુરસિંહને આવવા લાગે છે

પ્રિયવદા" અને 'સુદર્શન માના લખાણોથી આકર્ષાઈ તેના તત્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદી સાથે તેમને પત્રવ્યવહારનો સબધ ઈ ૧૮૯૨ ના ઓક્ટોબરથી બધાય છે અને મણિલાલના પહેલા જ લાગણી, ઉત્સાહ અને બોધભર્યા પત્રથી સુરસિંહનુ મન તેમને ગુરુભાવથી પૂજવા લાગી પોતાની અદરની સર્વ લાગણીઓ, મસારગૂચો અને મથામણો તેમની સમક્ષ રજૂ કરવામા ભાર હળવો થતો અનુભવે છે ૧૮૯૨ના ઓક્ટોબરના "સુદર્શન મા તેમનુ

૮ અને ૯ મણિલાલને પત્ર "કલાપીની પત્રધારા" પૃ ૫ ૬–૮

કાવ્ય "ફકીરી હાલ" પ્રગટ થાય છે.[૧૦] ત્યારથી સુરસિંહ મણિલાલના શિષ્ય થઈ ચૂકયા છે "આપના શિષ્યવર્ગની છબિઓ સાથે મારી છબિ પણ લટકેલી જોઈ મને આનંદ થશે, માટે તે આપ સ્વીકારશો" એમ લખી સુરસિંહ મણિલાલને પોતાની છબિ મોકલી આપે છે અને ત્યાર પછી બીજા જ પત્રમાં પોતાના ચિત્તની આવી મનોદશામાંથી "આપ કાંઈ માર્ગ કાઢશો એવી આશાથી" મણિલાલ પાસે તે હૃદય ખુલ્લું કરે છે

" પરંતુ જે જે પ્રસંગો વીત્યા છે તેણે મને કાંઈક દિલગીર અને રાજ્ય તેમજ દુનિયા તરફ બેદરકાર કર્યો છે મેં પાપ નથી કર્યું છતાં હું સુખી નથી. અર્થાત વ્યવહાર ઉપર મને કંટાળો આવે છે અને દિલ જંગલમાં જવા ઉશ્કેરે છે[૧૧]

જે રમા તરફના પ્યારના બંધનને લીધે સુરસિંહે પ્રવાસ દરમિયાન ગાદી ત્યાગના વિચારને મનમાંથી હંમેશાં દેવાનો પ્રયત્ન કર્યો હતો તે રમામાં પોતાનો પ્યાર છતાં તેની પ્રકૃતિ, વર્તન અને માનસવલણ પોતાથી સાવ જુદાં નિહાળી સુરસિંહ વ્યગ્ર રહેતા થઈ જાય છે અને વળી પાછી તેમના ચિત્તમાં ગાદીત્યાગની લાગણી ઊભી રહે છે રાજ્યપદ, સત્તા અને સંકુચિત વૃત્તિ–વર્તન સામે તેમને જન્મથી જ નફરત છે એથી જ પોતે પૂરા અઢાર વર્ષના–ગાદી માટે પુખ્ત ઉંમરના–થયા અને વિરોધીઓના તેમાં આડખીલી નાખવાના અનેકવિધ ઉપાયો છતાં તે ગાદી મેળવવા પ્રયાસ કરતા નથી, એટલું જ નહિ પરંતુ આવી સ્થિતિમાં અન્ય ગાદીવારસો કરે તેવી ઉગ્ર પ્રવૃત્તિનો વિચાર સરખો તેમના ચિત્તમાં ફરકતો નથી ! ગમે તેમ પણ એ પોતાના "માલિના" ને ઓળખે એટલું આત્મભાન તેમને થઈ ગયું

આનું કારણ સુરસિંહની શાંત અને સાહિત્યક પ્રકૃતિ ઉપરાંત તેમના દઢમૂલ ધર્મવિચારોમાં છે 'રાજા થવું તો બરાબર થવું પણ જે વિષય પર આટલી અરુચિ તેમાં બરાબર કેમ પ્રવૃત્ત થવાય? ચિતારો લુહાર કેમ બની શકે ?"[૧૨]

૧૦ સુરસિંહ, પહેલા પત્ર સાથે "ફકીરી હાલ" નામની ગઝલ, બીજા પત્ર સાથે "ભોળા પ્રેમી" અને "એક (નિરાશ) પ્રેમ" નામની બે ગઝલો અને ત્રીજા પત્ર સાથે વસંતતિલકામાં લખેલું "અનુસ્થાન" કાવ્ય મણિલાલને મોકલે છે, જે 'સુદર્શન" માસિકમાં મણિલાલ 'મળેલું' એવી સંજ્ઞાથી પ્રગટ કરે છે હવે, બીજા પત્રમાં મોકલાયેલ "એક (નિરાશ) પ્રેમ,' તા ૧૪–૧૨–૯૨ના રોજ લખાયું છે તે જોતાં ત્રીજો પત્ર તા ૧૭–૧૮ની આસપાસ લખાયો હોય એવું અનુમાન થઈ શકે

૧૧ એજન – પૃ ૪

૧૨ એજન – પૃ ૫

એમના મનનો પ્રબળ નિશ્ચય આ છેઃ "રાજા પ્રજાની માફક સ્વતંત્ર છે ? જો હોઈ શકે તો ટુંકી આયુષ, વિદ્યામાં પ્રવૃત્ત થઈ ગાળી નાખવી અને તેથી આત્માને કાંઈક ઉન્નતિ આપવી."૧૩

ત્યારે રાજ્યત્યાગનો વિચાર તે અમલી કેમ બનાવતા નથી ?

એના કારણમાં તે ગણાવે છેઃ "આમ કરવામાં કાંઈક સ્વાર્થબુદ્ધિ નજરે પડે છે."૧૪.. "આવી અરુચિને લીધે જ સુખની ઇચ્છાથી મ્હારી પ્રજા જેણે મ્હારૂં ભરણપોષણ કર્યું તેને છોડી જતું રહેવું તે ધર્મ નહિ અને સ્વાર્થબુદ્ધિજ."૧૫ આથી ક્ષણ "જનકવિદેહી" થવા તે યત્ન કરે છે. "જેથી દુનિયામાં રહી દુનિયાથી તે દૂર રહે." પણ પ્રકૃતિની મર્યાદા એ છે કે "ઉડુગણ સૂર્ય ન બની શકે." તેમ એમનાથી તેમ થતું નથી અને તે પોતાને હસે છે."૧૬ સુરસિંહ પ્રજાના પ્રેમ તરફ નજર કરી તેને છોડવાના વિચારમાં રહે છે, પણ જ્યારે લાઠીની રાજ્યખટપટ તરફ નિહાળે છે ત્યારે "લાઠીશુભેચ્છક" થવા કરતાં "દેશશુભેચ્છક" થવાનું વધારે પસંદ કરે છે. લાઠી અને દેશ–ઉભયની પ્રજા દુઃખી છે, તો અરુચિથી લાઠીની સેવા કરવી તેના કરતાં આનંદથી વિદ્યાનો સંગ કરી તેનો સમસ્ત દુનિયાને લાભ આપવો અને દેશનું હિત કરવું એમાં સુરસિંહ પોતાના જીવનની વધુ કૃતાર્થતા જુએ છે. પરતંત્ર "રાજાના ધંધા" કરતાં સ્વતંત્ર અને સ્વમાની "લેખકનો ધંધો" તેમની પ્રકૃતિને વધુ અનુકૂલ જણાય છે. તેમની આવી વૈરાગ્યયુક્ત મનોદશા સમજવામાં "કેકારવ" નાં ૧૮૯૨ નાં કાવ્યો ઠીક સૂચક બની શકે તેમ છે. એમાં તે મનોદશાનું પ્રતિબિંબ ઠેરઠેર પડેલું જોવાય છે.

(૧) "પરેશાની જ છે રાહતઃ ફકીરી હાલ મ્હારો છે !" ("ફકીરી હાલ"–પૃ ૧)
(૨) "લાકુ–લાકડાનો સ્નેહ, પ્રેમી પહાડ પાણો છે !" ("ભોળાં પ્રેમી"–પૃ. ૩)
(૩) "જા જંગલે નિડર તું પડ વૃક્ષ ખોળે,
આંસુઝરો જલઝરે જ વરાળ ખોળે !" ("અશ્રુસ્થાન"–પૃ. ૫)
(૪) "પ્રેમગુલ ચૂમ્યાં ઘણાં, ખાર ભોંકાયા મને !
દર્દે–ખૂન દિલ દર્દ–કર્તા મસ્ત લાખ્યું ના મને !" ("એક પ્રેમ"–પૃ. ૫)
(૫) "રખે કાંટો તને લાગે, કમળ જાણી તને રાખ્યું,
પરંતુ તું જ કાંટો છે, ઉડી જા તુંઃ ગણી જા તું !" ("દિલને રજા"–પૃ. ૬)

---

૧૩. એજન – પૃ. ૫.
૧૪.–૧૫. એજન. પૃ. ૪–૫.
૧૬. એજન – પૃ. ૪–૫.

આ કાવ્યોમાંનું દર્દ પોતે દર્પેલી પ્રેમમૂર્તિ રમા વાસ્તવમાં તેવી ન જણાતાં જન્મેલી નિરાશાથી તેમજ સંસારના કુટિલ વ્યવહારથી દાઝી ઉઠેલા હૈયાનું છે જેમને લગ્ને બે બીબીઓ આપી હતી, જેમને નજીકના ભવિષ્યમાં રાજનું પદ વૈભવ અને સત્તા પ્રાપ્ત થવાના હતા અને જીવનની અનેક મહત્ત્વાકાંક્ષાઓનો જન્મ જેમની પાસે પડયો હતો તેવા આ જુવાન રાજકુમારને ઝડપથી બનમાંના શમણા આવવાને બદલે—અંતરનો "ફકીરી હાવ" વર્ણવવાનું મન થાય એ આપણા વ્યવહાર-પટુ ગુજરાતી માનસમાં એક અજબ ભાત પાડનો ચમત્કાર નથી?

સુરસિંહના અંતરમાં આ સમયે ચાલતી ગડમથન અને આંતરઘર્ષણ તેમણે તેમનાં અંતિમ વર્ષોમાં લખેલા "મેનાવતી અને ગોપીચંદ" સંવાદમાંના મેના-વતીના પાત્રની વાણીમાંથી પણ પડઘાય છે.

મેનાવતી—તને ચિંતા, ફિકર, કોઈ પણ કાર્યનો બોજો બિલકુલ ગમે નહિ એવો ત્હારો વિલાસી સ્વભાવ જોઈને મને બહુ દુઃખ થતું અને તને સુધારવા બહુ બહુ રીતે યત્ન કરતી, પણ બધું ફોકટ ભાઈ, આવતી કાલે તને અઢારમું વર્ષ પૂર્ણ થશે પણ હજી સુધી એજ, ત્હારા વિલાસી સ્વભાવમાં કાંઈ જ ફરક ન મળે

મેનાવતી—બાપુ તું રાજ્યમાં જન્મ્યો પણ રાજા રહેવાને નહિ રાજ્યમાં ત્હારૂં લક્ષ નથી કે થશે નહિ, અને રહે એ બહુ મ્હોટી હાનિ છે ત્હારે માટે જે ઉત્તમ છે તેને તું ચ્હાતાં શીખ

મેનાવતી—ત્યારે તને આ રોગ અપક્વ યોગમાંથી લાગ્યો છે, હું કે તું એ જાણતા નથી, પણ ત્રિકાળદર્શી દેવ જલંધર એ જાણે છે પેલા ઋષિ જે એ ભસ્મને ક્રિયા કરતા જોઈ કોઈ યોગમાંથી ચળી ગયા તેના જેવી જ કાંઈ ત્હારી પણ હકીકત છે, તેમાં કાંઈ જ શંકા નહિ તું રાજ્ય લઈને આવ્યો નથી, પણ માત્ર બે વાત લઈને આવ્યો છું એક પેલી યોગીની જમાત અને બીજી, તે સ્વપ્ન માહેની અપ્સરાઓ"

કહેવાની જરૂર નથી કે મેનાવતીના પાત્રમાં સુરસિંહનું જ અંતર બોલે છે

## (૩) મણિલાલનું માર્ગદર્શન :

પણ ઈ ૧૮૯૩ ના આરંભના મહિનાઓમાં ચાર-પાંચ માસ લગીની મણિભાવની શિખામણો અને સનાહની અસરથી સુરસિંહનો આ વિષાદ દૂર થાય છે કૃષ્ણે "ગીતા" ના બોધથી જેમ અર્જુનનો મોહ નષ્ટ કર્યો અને વસિષ્ઠે "યોગવાસિષ્ઠ" ના બોધથી રામનો વિષાદ દૂર કર્યો તેમ મણિભાવે સુરસિંહના

ગાદી ત્યાગના વિચારને ચિત્તમાથી ખસેડાવી અભરાઈએ મૂકી દેવડાવ્યો જેમને આ વિષયમા સમજાવવામા મિત્રો, પત્ની રમા, લીમડી ઠાકોર સાહેબના ગેહાવાળા રાણી વગેરે સફળ થયા નહોતા તેમને અનેક હૃદયસ્પર્શી વિચારો–દલીલોથી તેમનો સ ચો જીવનધર્મ સમજાવી કર્તવ્યનિષ્ઠ કરવા તરફ વાળવામા મણિનાનને સફળતા મળી મણિભાએ તેમને પ્રબોધ્યુ "જગતમા જઈ રહેવુ અને પ્રજાકલ્યાણને બદલે કેવળ આત્મસુખની જ પ્રવૃત્તિઓ કરવી તે સ્વાર્થ છે રાજ્ય ખટપટના અને પ્રપચી વર્તનના જે બનાવો આસપાસ બનતા રહેતા હોય તેથી ડરવુ નહિ, પણ તેનો સામનો કરવો પ્રજાહિત જ રાજાની મોટી અને સૌથી પ્રથમ ફરજ છે પુત્ર જન્મે, તે પુખ્ત ઉમરનો થાય અને તેને સારી કેળવણી મળે તેમ જ પ્રજા વત્સલ ગજવી બનવાની તે આશા આપે ત્યારે "પ્રજાના કાડા તેને સોપી" શરીર માત્ર દેશહિતમા ગાળી શકાય ત્યા સુધી તૃષ્ણાઓનુ નિયમન કરવુ, ઈશ્વર સ્તુતિ કરવી, ધ્યાનપૂજા કરવા અને રાજ્યતુ સૂત્ર સમતાપૂર્વક ચલાવવુ–એ જ ધર્મ દયાધર્મ અને બ્રહ્માડહિત પણ પ્રથમ તો ઘરથી જ શરૂ થાય છે તેથી પહેના લાગીમેવા અને પછી પ્રાત, ઈનાકો, દેશ, દુનિયા અને બ્રહ્માડની સેવા સુધી શક્તિ પ્રમાણે સેવા–પ્રેમને વિસ્તારવા હજી તમારી વય, જ્ઞાન, અભ્યાસ તમારા વિચારના અમન માટે અપકવ છે માટે ધીરજ ધારી પકવ સમયની રાહ જોવી" સુરસિહ અને મણિભાઈ વચ્ચે લાબો પત્રવ્યવહાર આ સબધે ચાલ્યો અને આખરે સુરસિહના ચિત્તને આ સદ્બોધથી શાતિ વળી 'મને કોઈએ સમજાવ્યો નહોતો આપે મને સમજાવ્યો મ્હારો જ ધર્મ મને બતાવ્યો હવે કદી રાજ્ય છોડવાનો વિચાર હુ કરી શકીશ નહિ"[17] "તા ૧ નુ આપનુ પત્ર મળ્યુ, જેથી શાત તો થયો જ હતો પણ વિશેષ શાત થયો અને જગત એકાત નામના જ દેશહિત તરફ મૃગજલને જલ જાણી આ હૃદયમૃગ સ્વવિનાશથી અજાણ્યુ દોડતુ હતુ તેને એકદમ જોર કરી, વાળી, આપે બતાવેલે માર્ગે દોર્યુ છે હુ આપને ખાત્રીથી કહુ છુ કે હવે મ્હારા બધા ઉધામા બેસી ગયા છે મ્હારો ધર્મ આપે મને સમજાવ્યો છે"[18] આમ પ્રથમ જેમ રાજા સુરસિહને તેમ પછી પ્રેમી સુરસિહને પણ તેમની મૂઝવણમા માર્ગદર્શક બનેલા મણિભાઈ ગૃહ, રાજ્ય ને ધર્મની બાબતમા સુરસિહના હિતસ્વી ગુરુ બન્યા

### (૪) ગોવર્ધનરામ સાથે પત્રવ્યવહાર :

સુરસિહ આ અરસામા 'સરસ્વતીચદ્ર' થી આકર્ષાઈ ગોવર્ધનરામ પ્રત્યેની પૂજ્યબુદ્ધિથી તેમની સાથે પણ પત્રવ્યવહાર શરૂ કરે છે ૧૮૯૨ના ઓક્ટોબરમા

૧૭ મણિલાલને પત્ર – "કલાપીની પત્રધારા" – પૃ ૮

૧૮ કલાપીની પત્રધારા પૃ ૧૦

સાથે "સરસ્વતીચંદ્ર" અને "સ્નેહમુદ્રા" વાચતા, ત્યારે તે મ્હારું પુષ્પ મ્હારે ગળે બાઝી કરૂણામા ડૂબી રહેતુ[૧૯] આહા! આ આનન્દ! આ સુખ! સાથે બેસી પુસ્તકો વાચવા જેવો, પ્રેમ વધારનાર એકે પ્રયોગ નથી તુ અનુભવજે દશ વર્ષના સંયોગ કરતા, એક પુસ્તકનુ વાચન શ્રેષ્ઠતર નીવડશે"[૨૦]

પ્રિયા સાથે પુસ્તકવાચન કરવામા સુરસિંહ કેવો રોમાચ અનુભવે છે!

૧૮૯૨નુ વર્ષ આમ, સુરસિંહના કવિમાનસના ઉઘાડ, સાહિત્ય સાધનાના ઊગમ, અને જીવન ઘડતર માટે ખૂબ નોધપાત્ર ગણાય તેમ છે આ વર્ષમા સુરસિંહ પ્રવાસના અનુભવથી પોતાનાં જ્ઞાન, અનુભવ અને દર્શનને વિસ્તૃત બનાવે છે આ વર્ષમા તે "કાશ્મીરનો પ્રવાસ" લખી ગદ્યકાર તરીકે પોતાની કારકિર્દી શરૂ કરે છે આ જ વર્ષથી મણિલાલ અને ગોવર્ધનરામ જેવા માર્ગદર્શકો રાજ્ય ગૃહ અને સાહિત્યની બાબતમા તેમના રાહબર બની રહે છે અને 'સચિત, વાજસુરવાળા, સરદારસિંહ અને આનદરાય દવે જેવા વિદ્યારસિક મિત્રો સાથેનો પત્ર વ્યવહાર તેમના માનસને નવી નવી દિશામા વિચાર કરતો કરી મૂકે છે આ જ વર્ષમા તેમના "ફકીરી હાલ" અને બીજા કેટલાક કાવ્યો 'સુદર્શન"મા પ્રસિદ્ધ થાય છે આજ વર્ષથી અગ્રેજી પુસ્તકોનુ રીતસરનુ વાચન તે શરૂ કરે છે અને ગુજરાતી પુસ્તકોના વાચન-મનનથી તેમની સાહિત્ય તેમ જ જીવનદૃષ્ટિનુ કિરણુ પણ આ વર્ષથી ઊઘડવા માડે છે તેમની વિચારણામા નરી મુગ્ધતાને બદલે કઈક ગાભીર્યનો પ્રવેશ થતો જાય છે અને તેમની દૃષ્ટિ રમાના દેહસૌન્દર્ય ઉપરથી તેમજ વિષાદમગ્ન મનોદશાથી રગાયેલા તરગો જ માત્ર ઉડાડયા કરવામાંથી ખસતી ખસતી પ્રેમની ભાવપ્રધાન દિશા તરફ અને રાજ્યકાર્યમા કર્તવ્યનિષ્ઠ બનવાના વિચાર તરફ વળે છે તે પણ આ જ વર્ષના અતે

## (૫) કવનારભ કાળની ગુજરાતી કવિતા

સુરસિંહનુ કવિ તરીકેનુ સ્વરૂપ ઊઘડતા પામે છે તે પણ આ સમયથી એટલે તેમણે જ્યાથી શરૂ કર્યું, જેનો લાભ તે પામ્યા અને જેમા તેમણે પોતાના

૧૯ શ્રી સુંદરમ્ તેમના 'કલાપી' વ્યાખ્યાનમા કલાપીના આ વાક્યનો ઉપયોગ શોભનાના સદર્ભમા કરે છે તે ઉચિત નથી કારણ કે અહી કલાપી રમા સાથેના આનદની વાત કરે છે શોભના 'સરસ્વતીચદ્ર' કે 'સ્નેહમુદ્રા' સમજી શકે એવી વયે કે સમજે ત્યા સુધી પહોંચી જ નથી શોભનાના વર્ગમા ભણનારા એક માણેકબાઈ (જે આજે લગભગ ૮૦ વર્ષના હયાત છે) તો જણાવે છે કે ગોપીબા આ સમયમા ગુજરાતી બીજી-ત્રીજીમા હતા અને ઉમરે દસ વર્ષના હતા

૨૦ "કલાપીનો પત્રધારા"-આનદરાય દવેને પત્ર-વા - -' ૯૨

સર્જનથી ગણનાપાત્ર ઉમેરો કર્યો તે ગુજરાતી કવિતાની તેમના કવનારંભકાળની સ્થિતિ તથા સુરસિંહ કવિ ઉપર તેણે પાડેલો પ્રભાવ જોઈ લઈએ.

નર્મદાશંકર અને દલપતરામની કવિતાનો યુગ પૂરો થયો હતો. યુનિવર્સિટીના ઉચ્ચ અભ્યાસક્રમમાં અંગ્રેજી, સંસ્કૃત અને ફારસી સાહિત્યના અભ્યાસને સુનિશ્ચિત સ્થાન મળી ચૂક્યું હતું. એક બાજુ, નવશિક્ષિતો કાલિદાસ, ભવભૂતિ બાણ, માઘ, હર્ષ અને ભારવિનાં કાવ્ય–નાટકોનો પરામર્શ કરતા હતા તો બીજી બાજુ શેક્સપિયર, મિલ્ટન, પોપ, થોમ્સન, વર્ડ્ઝવર્થ, કૉલરિજ, શેલી, કીટ્સ, બાયરન, બ્રાઉનિંગ, સ્વીન્બર્ન આદિ અંગ્રેજ કવિઓની કવિતાનું રસપાન કર્યે જતા હતા. અંગ્રેજી તથા સંસ્કૃત સાહિત્યમાં સુપ્રસિદ્ધ બનેલા કાવ્યાદર્શોનું વિવેચન તેમ જ સાહિત્ય–સિદ્ધાંતોની છણાવટ પણ ઠીક ઠીક થયે જતી હતી. ઈ. ૧૮૭૫ પછી સૌ શિક્ષિત કાવ્યરસિકોની રુચિ પણ અંગ્રેજી ઊર્મિકાવ્યોથી વિશેષે ઘડાતી જતી હતી અને તેમની કાવ્યભાવના પણ એ સ્વરૂપને લક્ષમાં રાખીને બંધાતી જતી હતી. નવા થતા આવતા ભણેલા કવિઓમાં ઝંખના અંગ્રેજીમાં છે તેવાં ઊર્મિકાવ્યો રચવાની જ વિશેષે રહેતી. ઈ. ૧૮૮૫ની આસપાસ નરસિંહરાવે પાલ્ગ્રેવની "ગોલ્ડન ટ્રેઝરી" ના ચોથા ભાગનાં કાવ્યોનું ગુંજન ગુજરાતીમાં વહેતું કર્યું. ગોવર્ધનરામે "સ્નેહમુદ્રા"માં થોમ્સનની "ડેમન અને મુસીડોરા"ની પદ્યવાર્તાનો વૃત્તાંત ગુજરાતીમાં આલેખ્યો. રમણભાઈ, કાન્ત આદિ આ સમયના કવિઓ પણ દલપતરામની કાવ્યશૈલીમાંથી વહેલા વહેલા મુક્ત બની અંગ્રેજી ઊર્મિકાવ્યોની રીતિના અનુસરણમાં પ્રયત્નો કરવા લાગ્યા. નવા કવિઓએ કાવ્યની વિષય–સામગ્રી અને ભાવનિરૂપણની પદ્ધતિ અંગ્રેજી ઊર્મિકાવ્યોમાંથી ઉપાડ્યાં પણ પદ્યભાષા, છંદ ઇત્યાદિ કાવ્યના બહિરંગમાં તો તેમણે સંસ્કૃત કાવ્યોની જ મદદ લીધી. આમ, કાવ્ય સ્વરૂપ અને રીતિનો આદર્શ પશ્ચિમની કવિતાનો અને પદ્યભાષાનાં ગૌરવ અને સૌષ્ઠવનો આદર્શ સંસ્કૃત કવિતાનો ઉપાડી લઈને ગુજરાતી કવિતા ઈ. ૧૮૮૦–૮૨થી એક નવા વહેણમાં વહેતી થઈ. જો કે ઓગણીસમી સદીના અંત સુધી ભીમરાવ, હરિલાલ, દોલતરામ જેવા કવિઓ સંસ્કૃત શૈલીનીય કવિતા રચતા રહ્યા ખરા.

કાવ્યસાહિત્યના પ્રવાસમાં ઈ. ૧૮૭૫થી એક બીજુંય વહેણ દાખલ થયું હતું. ફારસી ગઝલનો પ્રકાર તથા છંદોબદ્ધ કાવ્યોમાંય સૂફીશાઈ મસ્તી અને અફલાતુની માનસરંગ તથા રંગીન વાતાવરણ બાલાશંકર કંથારિયાએ ગુજરાતીમાં દાખલ કર્યાં હતાં. તેમની કવિતામાં અંગ્રેજીના કરતાં સંસ્કૃતના અને ફારસી સાહિત્યના સંસ્કાર જ વધુ પડધા પાડતા હતા. તેમની કવિતા એમાંની ભાવમસ્તી,

અલંકારસૌન્દર્ય, અને શબ્દ-માધુર્યને લીધે કાવ્યરસિકોને આકર્ષી શકેલી. એમને પગલે મણિલાલ નભુભાઈ, ડાહ્યાભાઈ દેરાસરી, ગોવર્ધનરામ, વગેરે પણ પોતાના વિચાર તથા લાગણી ગઝલના પ્રકારમાં ઢાળ્યે જતા હતા. આથી ગઝલનો કાવ્યપ્રકાર પણ નવા કવિઓ તથા કાવ્યરસિકોમાં પ્રિય થઇ પડેલો.

તથાપિ, દલપતરામની કાવ્યશૈલીના પ્રભાવમાં પ્રત્યેક ઊગતો કવિ આવ્યા વિના રહી શકતો નહિ. દરેક નવા કવિને દલપતરામનું અનુકરણ કરવું ઘણું સુગમ પડતું હોવાથી તે પોતાની કાવ્યબારાખડીની શરૂઆત દલપતરીતિમાં જ કરતો. નરસિંહરાવ, કાન્ત, રમણભાઇ, બાલાશંકર, હરિલાલ ધ્રુવ, ભીમરાવ, મણિલાલ કે આ સમયના અન્ય કોઇ પણ નૂતન શૈલીના કવિની કાવ્યપાટીમાં પહેલો કક્કો તો દલપતરામની કવિતાના અનુકરણથી જ ઘૂંટાયેલો. સુરસિંહ એમાં શાના અપવાદ હોય ?

## (૬) સુરસિંહે ઝીલેલી અસરો :

સુરસિંહે કાવ્યો રચવાનો આરંભ દલપતરીતિથી કર્યો. શરૂઆતના હઝનબંધ કાવ્યોમાં તેમણે કરેલો મનહર, દોહરા તથા આર્યા છંદનો ઉપયોગ, તથા એમાં તરંગો, તર્ક કે અલંકારની થતી ગોઠવણ દલપતરીતિના અનુકરણને જ આભારી છે. "બીડી પીવાના ફાયદા," "કાસ્મીરનું સ્વપ્ન," "કાસ્મીરમાં વિયોગ" વગેરે કાવ્યોમા એ રીતિ સ્પષ્ટ જોઈ શકાય છે. ·

"કદી મચ્છ જુદો થાતાં પાણી અતી ઘણું-રોએ,
કદી ચન્દ્રકાન્તના વિયોગે ચન્દ્ર પીડાએ,
કદી મેઘ તણે મને મયુરની પ્રીતિ વસે,
લાભ તેથી થાય શું વિયોગમાં એ ત્રણેને ?" ૨૧

અથવા

"કોમળ વગરચુંટેલને તાજા ફુલનું જેમ
મધ લે ચુમી ભ્રમર ખૂબ ઉત્સુક હું છું એમ
તુજ અધરામૃત પાનના, તુજ તૃષ ઉની ટાળ
તૃશા પાઇ રસસુંદરી, થઈ લગાર દયાળ" ૨૨

જેવાં કાવ્યોમાં દલપતરીતિની જ છાપ છે. સુરસિંહના પ્રકટ-અપ્રકટ કાવ્યોમાં આવી છાપ ઈ. ૧૮૯૩ લગી થોડે વત્તે અંશે રહેવા પામી છે, ને તેમનાં

૨૧. તા. ૧૪-૧૧-'૯૧-અપ્રકટ.
૨૨. તા. ૨૫-૧૦-'૯૧-અપ્રકટ.

પાછળથી પ્રસિદ્ધ કરવામાં આવેલાં કાવ્યોમાં કળી શકાય તેમ છે. દલપતરામનાં રીતિ, વિચાર, છંદ, અલંકારનું ઋણ સુરસિંહમાં તેમના પ્રારંભકાળે હોવા માટે ઉપર્યુક્ત વાતાવરણ ઉપરાંત શિક્ષક જાની માસ્તર પણ હશે. જાની માસ્તરમાં અભ્યાસ થોડો અને નીતિચાતુરીયુક્ત કાવ્યના તે આગ્રહી, તેથી સુરસિંહને આ રીતિ છંદ-વિચારયોજના તરફ તેમણે ઠીક પ્રમાણમાં ખેંચ્યા હોય. એનો પ્રભાવ સુરસિંહ ઉપર એટલો બધો પડ્યો કે જાની માસ્તરને વિદાય મળ્યા પછી અને જેઠી માસ્તરના સમ્પર્કમાં આવ્યા પછી પણ સુરસિંહથી દલપતરીતિ જાણ્યે અજાણ્યે ત્યજી શકાઈ નહિ. તેમની સમગ્ર કવિતામાં જે અનિયંત્રણ અને વારંવાર નીતિસૂત્રો ઉચ્ચારવાની જે લઢણ આપણને જોવા મળે છે તેમાં દલપતરીતિના પડઘા કોઈને સંભળાય તો નવાઈ પામવા જેવું નથી

પરંતુ શરૂઆતમાં સુરસિંહમાં એક બીજી અસર પણ કામ કરતી હતી અને તે નાટકનાં ગાયનોની નાટકના ગીતો, ગરબીઓ, લાવણીઓ વગેરેનું આકર્ષણ એ સમયની આમજનતામાં હોય એ આવ સ્વાભાવિક, પણ એમાં કોઈ કોઈ વાર પ્રગટ થતા કાવ્યતત્ત્વ તરફ શિક્ષિતોનું લક્ષ પણ ખેંચાતું. આર્યસુબોધ નાટક મંડળી અને મોરબી આર્યસુબોધ નાટક મંડળીનાં ગીતો તે સમયે ખૂબ લોકપ્રિય નીવડેલાં અને ઘણાખરા ઊગતા કવિઓ તેમના શરૂઆતના કવનકાળમાં એની રીતિ-લઢણમાં ગીતો રચવા તરફ વળ્યાના પણ પુરાવા છે. કાન્ત, મણિલાલ, રમણભાઈ, હરિલાલ ધ્રુવ વગેરેની પ્રારંભસમયની અપ્રકટ ને પ્રકટ રચનાઓ તેની સાક્ષી પૂરે છે સુરસિંહજી તો નાટકના ભારે રસિયા નાટકના જ નહિ, ગવૈયાઓના ને મુજરા કરનારીઓના જલસાના પણ શોખીન તેથી તેમની પ્રારંભકાળની અપ્રકટ કાવ્યરચનાઓમાં ગીતોના ઢાળ, શબ્દોની રચના અને નિરૂપણ, નાટકનાં ગીતોની લઢણના મોરબી નાટકના "રાજસિંહ"ના ગીતના ઢાળમાં તે "વિરહના જુલમ"ની ફરિયાદ કરે છે "વિધાતા વેરણ થઈ માડી" ના રાગમાં તે "પ્રીતિદોરના વિયોગ"ને ગાય છે ભૈરવી પર નવી ગઝલ બનાવી "જાનેકી હુઈ ખબર દિલમે, મરે હુઈ ફિકર"ના રાગમાં "દિલ ગયે વરનકે દિલદાર જલાવે અભી રાખે ગઈ" જેવી એક પ્રેમની ગઝલ ઉર્દૂમાં રચે છે. તેમણે શરૂનાં કાવ્યોમાં "ગીતિ"નો કરેલો વિશેષ પ્રમાણમાં પ્રયોગ પણ તે સમયના નાટ્યગીતોની અસર દેખાડે છે. આમ સુરસિંહ કાશ્મીરના પ્રવાસે જાય છે ત્યાં સુધી તેમની કાવ્યદૃષ્ટિ, રીતિ અને કાવ્યરચનામાં નાટકના ગાયનો, ગરબીઓ અને ગાયિકાઓની ગઝલો, ઠુમરીઓ, દાદરા, ભૈરવીઓ વગેરેના પડઘા

પણ સંભળાય છે[23] જો કે આવી રચનાઓ સુરસિંહની અત્યાર સુધી પ્રાપ્ય થયેલી કવિતામાં ઝાઝી નથી

સંસ્કૃતમાં "કાદંબરી"ની અસર જો ગદ્યમાં, તો પદ્યમાં, "મેઘદૂત"ની અસર સુરસિંહ પર ઈ ૧૮૯૦થી છે તેમનું અત્યાર સુધીમાં પ્રાપ્ય સૌ પ્રથમ કાવ્ય "મેઘદૂત"ના શ્લોકનું અણુઘડ ભાષાંતર છે

"સરી જાય કાડાં થકી હાથનાં એ,
પડયાં જ્યાં ચાઠાં ઘણાં નેર પામે
દબાવ્યા વિના ચાલવું થાય પોતે,
થયો એટલો પાતળો સત્ય જાતે"

તા ૨–૩–૧૮૯૦ (અપ્રકટ)

"કાશ્મીરમાં વિયોગ", "કેલિસ્મરણ", "પ્રોષિતભર્તૃકા", "સુષુપ્ત પ્રિયાનું દર્શન" વગેરે તેમનાં કાવ્યોમાં "મેઘદૂત"ની અને ભર્તૃહરિના 'શૃંગાર-શતક"ની અસર સ્પષ્ટપણે જોઈ શકાય છે તેમ છતાં સંસ્કૃત પદ્યભાષાનો સમુચિત વિનિયોગ તો તેમનાં કાવ્યોમાં માત્ર ઈ ૧૮૯૩થી થતો જોવાય છે ત્યાં સુધીનાં તેમનાં કાવ્યોની ભાષા અવ્યવસ્થિત રૂપવાળી નબળી અને શિથિલ છે અને સંસ્કૃતશૈલીની કવિતા લખવા તરફ તો તેમણે વલણ દાખવ્યું જ નથી

પરંતુ સુરસિંહને ગઝલ પર મૂળથી જ આકર્ષણ થયું છે ગાયિકાઓના મુખથી ગવાતી કે નાટકોમાંની ગુજરાતી–ઉર્દૂ ગઝલોનું આકર્ષણ જો તેમને ઈ. ૧૮૯૦–'૯૧માં, તો ગોવર્ધનરામ મણિલાલ, બાલાશંકર-ની ગઝલોનો રંગ તેમને ૧૮૯૨થી લાગી ગયો છે "સરસ્વતીચંદ્ર" તો તેમની પ્રિય મૂર્તિ છે તેના જેવી તો તેમની સમગ્ર મનોદશા છે, તેથી "વને હું એકલો હું હું છવું તો શું મરું તો શું!" જેવી ગઝલો તે સરસ્વતીચંદ્રના અનુકરણમાં લખે છે "ફકીરી" તેમની રુચિ અને પ્રકૃતિનો એક આગળ તરી આવતો અંશ હોવાથી તેમની ગઝલોમાં ફકીરી તરફની આસક્તિ શરૂઆતથી જ જોવાય છે "અગર કાયમ રહે જો દિન, ખુશી દુનિયા ફકીરીમે" આ ફકીરી તેમના પ્રારંભના મોરામાં પણ ઊતરી આવે છે "એકજ રંગ નિભાવવો નિત્યે, નવરંગી નવ થાવું" એ જ ફકીરી તેમના પ્રથમ પ્રસિદ્ધ કાવ્ય 'ફકીરી હાલ"નો પણ વિષય છે મણિલાલની ગઝલોનો ભુનદ પડઘો શરૂઆતથી જ સુરસિંહની ગઝલોમાં સંભળાય છે "અહા! હું એકનો દુનિયા બીબામાંમાં સુનો ભટકું" એ મણિલાલની ગઝલ-

23 આવી શરૂઆતની રચનાઓ ઉપર મણિલાલના પ્રેમજીવન –માની ગઝલો ઠુમરીઓ, ભૈરવીઓ અને મલ્હારની અસર હોય તો હોય

પ્રેમિની અસર સુરસિંહના "ફકીરી હાલ"મા "ફરૂ નાગો બિયાબાંને'મા અને "નિરાશા એ જ છે આશા"નો પડઘો "પરેશાની જ છે રાહત "મા આમા' પડ્યો છે બાળીની ગઝનોમા પડ્યો સુરસિંહની પોતાની નિર્વેદવાળી મનોદશાનો પણ હશે

આ બધી અસરોને મુકાબલે અંગ્રેજી કાવ્યરીતિ અને વિચારનો પ્રભાવ સુરસિંહ પર જરા મોડો પડે છે પણ પડે છે ત્યારે એ જ સુરસિંહના ચિત્તનો સમગ્રપણે કબજો લઈ લે છે ઈ ૧૮૯૨ સુધીમા સુરસિંહે "અમરુશતક", "ઋતુસંહાર", 'મેઘદૂત", "શાકુંતલ" આદિના ભાષાતરો વાચ્યા છે તેની સાથે અંગ્રેજ કવિઓના પ્રેમ અને પ્રકૃતિવિષયક છૂટા છૂટાં કાવ્યો વાચવાનું પણ આરંભ્યુ છે[24] અલબત્ત હજી અંગ્રેજી ભાષાનુ તેમનુ જ્ઞાન એટલુ બધુ સંગીન નથી, પણ તેમ છતા જોશી માસ્તર દીવેના કાવ્યવાચનના સસ્મરના પરિણામે તેઓ અંગ્રેજી કવિતાનો મર્મ પકડી, તેનુ રસસૌન્દર્ય માણી શકે છે "નર્મ-કવિતા', 'સ્નેહમુદ્રા' અને "કુસુમમાળા"ના વાચને પણ તેમને અંગ્રેજી કાવ્યરીતિની થોડી ઘણી પિછાન ૧૮૮૨ સુધીમા કરાવી દીધી છે એટલે, સુરસિંહની કવિતામા ૧૮૮૩થી અંગ્રેજી કાવ્યશૈલી અને વિચારપદ્ધતિના ઓળા પડવા શરૂ થાય છે અંગ્રેજી કાવ્યોના અનુવાદો કરવાની શરૂઆત પણ તેમણે ૧૮૮૩થી કરી છે કેમારવ'નુ પૂર્ણ અંગ્રેજી પદ્ધતિ–રીતિનુ પ્રથમ મૌલિક ઊર્મિકાવ્ય "હૃદુપ્રેમ'[25] છે અને તે તા ૨૮–૪–'૮૩ના રોજ રચાયુ છે ત્યા સુધીમા સુરસિંહે કેટલાક પ્રયત્નો કર્યા છે પણ તેમા અંગ્રેજી ઊર્મિકા પોતાનુ પૂરુ પ્રતિનિધિત્વ ઊતર્યું નથી

આમ, સુરસિંહની કવિતા તેના આરંભકાળે આસપાસના કાવ્યપ્રવાહો, રીતિ અને પ્રયોગોના છાવડે છાવડે ડગ ભરતી જાય છે ૧૮૮૨ સુધી સુરસિંહનું કવિ તરીકેનુ સ્વતત્ર વ્યક્તિત્વ હજી બંધાયુ નથી અને, ૧૮૮૩ લગી સુરસિંહ વિષય, છંદ, અલંકાર રીતિ પ્રકાર અને પદ્યભાષા–ભાવના એ સર્વ અંગે પરત્વે કોઈને કોઈ કવિની કવિતાને નજર સામે રાખીને પોતાના વિચાર, લાગણી અને મનોદશાને પદ્યમા ગોઠવતા જણાય છે એમ કહેવુ જ યોગ્ય છે

૨૪ ઈ ૧૮૯૨ સુધીમા સુરસિંહજીએ નીચે મુજબ અંગ્રેજી કાવ્યસંગ્રહો વાચ્યા જણાય છે
 ૧ 'The Children's Garland from the Best Poets', by Coventry Patmore
 ૨ Goldsmith's The Traveller અને 'The Deserted Village
 ૩ Golden Treasury Series – 'Lyric Love
 ૪ The Children's Treasury of Lyrical Poetry 'by F T Palgrave

૨૫ એની પ્રથમ પંક્તિ• 'અશ્રુ હવે નયનના નયને જલો હો!'

(૭) પ્રવાસોત્તર કવિતા :

ત્યારે, સુરસિંહની પ્રવાસોત્તર ૧૮૯૨ની કવિતા કેવીક છે? "ફકીરી હાલ" "ફકીરી પહેલાના કાવ્યોમા વિષય માત્ર પ્રણયઅભિલાષા અને પ્રકૃતિઅનુભવ છે પણ "ફકીરી હાલ"થી સંસારનીરૂઢ પ્રણાની અને પ્રેમીની તેના કરતા નિરાળી કલ્પનાઓ વચ્ચેના વિરોધનો સુર સુરસિંહની કવિતામા પ્રવેશ પામે છે "ફકીરી હાલ"મા સ્વ "સાગરે" જે અર્થો જોયા છે[26] તે તત્કાળે સુરસિંહના ચિત્તમા હોય એમ લાગતુ નથી સુરસિંહની આ સમયની મનોદશા જોતા તો કાવ્યનુ તાત્પર્ય બીજુ જ નીકળે રમામા સ્નેહીનો જે આદર્શ રાખ્યો હતો તે ન સંતોષાતા અને પ્રપંચી રાજ્યખટપટથી દાઝેલા ચિત્તમા જન્મેલા નિર્વેદના પરિણામરૂપ ૧૮૯૨ના "ફકીરી હાલ," "મધુકરની વિજ્ઞપ્તિ," "હૃદયકમલની જૂઠી આશા" "ભોળા પ્રેમી", "પરિતાપ", "અશ્રુસ્થાન", "એક પ્રેમ" "દિલને રજા" અને ૧૮૯૩ના 'હમારો સ્નેહ", "સ્નેહશંકા" "કટુપ્રેમ" અને 'મરણહીન પ્રેમી" કાવ્યો છે "જે જે પ્રસંગો વીત્યા છે તેણે મને કાંઈક દિલગીર અને રાજ્ય તેમ જ દુનિયા તરફ બેદરકાર કર્યો છે મે પાપ નથી કર્યું છતા હુ સુખી નથી–અર્થાત સ્નેહાગ્ર ઉપર મને કટાગો આવે છે અને દિલ જંગલમા જવા ઉશ્કેરે છે . ' પ્રેમી પહાડ પાણો છે" તે શા માટે? આના કટાળેલા માણસને પ્રેમી તરફથી પણ સંતોષ ન હોય તો તે બીજું શુ કહે? પત્ની, જે મ્હારી મિત્ર છે તેને ઉચિત કરવા યત્ન કરૂ છુ પણ ત્યા મેળ મળતો નથી '[27] "જેને હુ "સ્નેહી" ની વ્યાખ્યા આપુ છુ તેને અને આ મારા સ્નેહીને ઘણુ છેટુ છે" [28] "પણ મ્હારી આસપાસ આવી જ દુનિયા જોઉ છુ અને તેથી

---

૨૬ કલાપીનો કેકારવ' ટિપ્પણ પૃ ૮–૧૦ (સાગર સંપાદિત આવૃત્તિ)

૨૭ મણિલાલને પત્ર, 'કલાપીનો પત્રધારા' –પૃ ૪–૫ ૬ "પત્રધારામા મણિલાલ પરના પત્રોમા તારીખ–સાલ આપેલ નથી, પણ કલાપીના જીવનપ્રસંગો તથા બનાવોની સાલ અને અન્ય પરના પત્રોમાનુ રહસ્ય જોતા તારીખ તો નહિ, પણ સાલ નક્કી કરી શકાય તેમ છે એ પ્રમાણે કરતા ૧ થી ૫ પત્રો ૧૮૯૨ના, ૬ થી ૧૮ ૧૮૯ ના, ૧ થી ૨૪ ૧૮૯૪ના, ૨૫ થી ૩૬ ૧૮૯૫ના, ૩૭ થી ૫૨ ૧૮ ૬ના, ૫૩ થી ૫૮ ૧૮૯૭ના અને ૫૯ થી ૭૨ ૧૮૯૮ના અનુમતી શકાય આમા કેટલાક પત્રોની તો તારીખો અને સાલ પણ પત્રોના પરસ્પર સંદર્ભ વિચારતા તથા શ્રી ધીરુભાઈ ઠાકરને ત્યા બેસી મણિલાલની આત્મકથા વાચતા ચોક્કસ મળી શકી છે, તે આ પ્રમાણે.

પત્ર ૭, ૧૨–૧૮૮૬, ૮, ૨૨–૪–૧૮૯૬, ૩૯, ૨૬–૫–૯૬, ૪૦, ૩–૬–'૮૬, ૪૨, ૧૧–૬–૯૬, ૪૩, ૧૩–૮–૯૬ ૪૪, ૧૭–૯–'૯૬, ૪૫, ૧ ૧૦–૯૬, ૪૬, ૧૩–૧૦–'૯૬, ૪૭, ૭–૧૧–'૯૬, ૪૮, ૨૨–૧૧–'૮૬, ૪૯ થી ૫૨, ૨૩–૧૧ થી ૩૦–૧૧–'૯૬, ૬૨ અને

શકાઓથી કે પૂર્વ અનુભવોના સ્મૃતિબળે મોટુ અને ગભીર રૂપ આપી એના દુખથી તરુણ સુરસિહ વિકલ બને છે અલબત્ત, યોગીનુ લક્ષણ પણ એવુ જ હોય છે કે સસારના સર્વ બનાવો, અનુભવોને ક્ષણભગુર અને અસાર માની, જગતમા સર્વત્ર દુખ જ નિહાળી તેમાથી ચિત્ત ઉઠાવી લેવુ સુરસિહનુ માનસ જ્ઞાનની દિશામા છે, છતા ઘણુ અપક્વ છે સુખમા એ દુખનો ઓળો જુએ છે, પણ યોગીની જેમ સર્વ સ્થિતિને સમાન માની તે મનકાતા નથી, એ તો આવનારા કે અદર રહેલા દુખના જ્ઞાનથી સહદેવની જેમ વધુ દુખી બને છે કૌતુક—
—પ્રિય આદર્શપરાયણ–Romantic Idealist કવિઓનુ એવુ જ હોય છે સુરસિહની આવી માનસિક સ્થિતિ આજકાલની નથી–ચૌદવર્ષના હતા, ત્યારથી છે વરસ જતા તેમનુ આવુ વલણ વધુ ને વધુ ઉત્કટ બને છે અને જિદગીના છેલ્લા બેએક વર્ષમા જ તે પનગાઈ સમસ્થિતિ ધારણ કરે છે, એ તેમના માનસનો સરસ વિકાસ સૂચવે છે

સુરસિહ કવિની ૧૮૯૨ની કવિતા તેમના માનસના પડઘારૂપે છે, પણ એ પડઘા હજી અણઘડ છે, અવ્યવસ્થિત છે, તાલબદ્ધ નથી તેમનુ ઊર્મિમથન હજી મુગ્ધ દશાનુ અને કાચુ છે, ઊડુ નથી અતિ સામાન્ય અને ચવાઈ ગયેલી પ્રેમ વૃત્તિના ઉભરાને પત્રોમા ને પદ્યોમા અતિશયતાથી ગાવાની તેમને ટેવ [૧] તેમનુ ચિત્ત હજી આવેગપ્રધાન છે, સ્વસ્થ અને સ્પષ્ટદર્શી નથી એથી અનુસ્મરણની આન દશાથી વિશેષ ચમકાર તેમની કવિતામા જોવા મળતો નથી તેમનામા રસિકતા છે, પણ તેમની રસરુચિમા હજી સ્થૂળતા ખૂબ છે

પણ આરભ અવસ્થામા કોઈપણ કવિનો કાવ્યક્રમ કેવોક હોય? ગઝલમા ઉર્દૂ શબ્દોનો કેવળ શબ્દમોહને કારણે અર્થ સમજ્યા વિના ઉપયોગ કરવાનુ વલણ જણાય છે "ફકીરી હાલ"મા ઉફત', "બેગમ", "દિલબર", 'હાકિમ' વગેરે શબ્દો અલગ અર્થમા વપરાયા છે 'બૂડી' જેવો શબ્દ સુરુચિભગ આણે છે 'હતુ જે બેહિસ્ત થઈ જહાન્નમ' 'ન પરવા છે કિસ્મતની", "બુનબુન મ્હારૂ દુદુ ." વગેરે પક્તિઓમા મફાઈલુન"નુ ગઝલમાપ અશુદ્ધ છે ૧૮૯૩-ની "સ્નેહશરા' મા પણ 'કાપી દઉ તે નાખી હુ ન છે તેની મને પરવા!" જેવી પક્તિઓમા પણ ગઝલનુ માપ અનિયમિત છે ગઝલમા આવશ્યક "કાફિયા" ને 'રદીફ" નો ખ્યાલ કદાચ સુરસિહને આ કાળે હશે પણ નહિ, એમ તેમની

---

[૧] અધારા પડદા પાછળ નાઈ ધુરકતુ, કાઈક બય કાઈક ઊજળા મહતુ દૃષ્ટિગોચર થાય [૧] શુ છે તે ઈશ્વર જાણે સુખની તો કલ્પના પણ થતી નથી ("સ્વાપીની પત્રધારા" – પૃ ૨૮૫ "સચિતને પત્ર તા ૮–૧૦–'૯૩)

તોબાહ તોબાહ પોકારું છું." ૨૮ આમ, સ્વ. મણિલાલ પર લખ્યા ૧૮૯૨-૯૩ના પત્રોમાં સુરસિંહની મનોદશા, મંથન અને લાગણીનો ચિતાર મળે છે અને "પત્રોમાં જ છે ગહન," "તું ત્યારે શું છું મ્હારથા "લાકુ-બાકડાનો સ્નેહ", "જન જગતે નિડર તું પડ જૂલ બોગે", "પ્રેમ ચૂમ્યા ઘણા. પ્યાર ભોકાયા મને!", હન્ય મારું અગીઓ, છે ઉઘાડી તું ભને તે", "હૈયું કઠોર પ્રિયનું કૂમળું અરે આ!" વગેરે પંક્તિઓ પણ સુરસિંહ હૃદયમાં તે વખતે ચાલતી મનોદશાના અને વિમિશ્રણના જ આવિષ્કા છે ૧૮૯૨ અને '૯૩ના ઘણાખરા કાવ્યોમાં સ્નેહીની નિષ્ઠુરતા, અવિશ્વા સ્વાર્થપરાયણતા, સંકુચિતતા અને ઉપાલંભથી દાઝી ઊઠેના પ્રેમપરા કવિચિત્તનો પ્રતાપ અનુભવાય છે

સુરસિંહજીના ૧૮૯૦થી '૯૭ સુધીના ૨મા પત્રના પ્રગટ—અપ્રગટ પ અને કાવ્યો ઝીણવટથી તપાસતા જણાય છે કે તેમના માનસમાં કાબ્યુ વિ પણ દુઃખના મૃત્યુના અને અમંગળ ભાવિના ભણકારા પડ્યા કરતા હોવાથે એમનું ચિત્ત પ્રસંગ બન્યાય પહેલા, અગાઉથી જ કોઈ જાતના તેના ચિહ્ન[1] પ્રશારાય વિના કાલ્પનિક દુઃખના ખ્યાલમાં મૂંઝાતું મૂરઝાતું રિબાતું ર૯ છે દુઃખ જાણે કે એમને પ્રિય લાગે છે એનો જાણે કે એમને શોખ થયે છે કેમ જાણે પ્રકૃતિએ જ સુરસિંહ દુઃખગસિંહ—દુઃખરસિક હોય ને[૨૯] વર્તમાન સ્થિતિ સુખી હોય તેમ છતાં એના સુખાનુભવના આનંદમાં નહિ રાચતા એની પાછળ રહેલા કે આવનારા કે દુઃખ આવશે જ એવી શ્રદ્ધા—પ્રતીતિ થઈ હોય તેમ, તર્કો વડે તે વિશેના ખ્યાલો કરી વર્તમાનમાં દુઃખી થવામાં જ એમને મોજ આવતી જણાય છ આથી ઘણી વાર તો નાની અમથી, ઝીણી વાતને પણ તર્કથી, મોટી

૨૩ ..-૧૦-૯૭, ૮૨, ૬-૧૧-૮૭ ૮૧, ૨૫ ૨ ૯.., ૮૪, ૧૧-૩-'૮.., ૯૨ ૧-૪ ૮૮ ૧૦૧ ૯-૭-૯૮, ૧૦૨ ૧૮ ૭-.૮
'કલાપીની પત્રધારા'માં પત્રોના ક્રમાંક ગોઠવ્યા છે, તે શુદ્ધ પ્રકારના જણા નથી દા. ત. ૬૨મો અને ૬૩મો પત્ર એક જ છે (જુઓ "૧૮૮ પત્રો") ૬૯ ૭૦ 'પત્રધારા'માં કેટલાક પત્રો નિરર્થક અધૂરા રહ્યા છે દા. ૫ ૮૨મો 'કલાપીના ૨૪૪ પત્રો'માં પૂર્ણ છે, જે પત્રધારામાં અપૂર્ણ "૧૪ પત્રો'માં 'પત્રધારા'ના પત્રો નં ૬૩ ને ૭૨ની તારીખ મળે છે (વધુ મા વાંચો 'સંસ્કૃતિ'ના અંકમાં મારો લેખ)

૨૮ એજન પૃ ૮

૨૯ " ત્યાં પણ કાંઈક ભય લાગે છે એ ભય સાચો નહી જ હોય, પાછળ દ કરતા દુઃખ દુઃખ દેખાય છે વર્તમાન તો દુઃખદુઃખમાં પસાર થાય છે ભવિષ્યનો

શંકાઓથી કે પૂર્વ અનુભવોના સ્મૃતિબળે મોટું અને ગંભીર રૂપ આપી એના દુઃખથી તરુણ સુરસિંહ વિકલ બને છે અલબત્ત, યોગીનું લક્ષણ પણ એવું જ હોય છે કે સંસારના સર્વ બનાવો, અનુભવોને ક્ષણભંગુર અને અસાર માની, જગતમાં સર્વત્ર દુઃખ જ નિહાળી તેમાંથી ચિત્ત ઉઠાવી લેવું સુરસિંહનું માનસ જ્ઞાનની દિશામાં છે, છતાં ઘણું અપક્વ છે સુખમાં એ દુઃખનો ઓળો જુએ છે, પણ યોગીની જેમ સર્વ સ્થિતિને સમાન માની તે મનકાતા નથી, એ તો આવનારાં કે અંદર રહેલા દુઃખના જ્ઞાનથી સહદેવની જેમ વધુ દુઃખી બને છે કૌતુક—
—પ્રિય આદર્શપરાયણ–Romantic Idealist કવિઓનું એવું જ હોય છે સુરસિંહની આવી માનસિક સ્થિતિ આજકાલની નથી—ને ચૌદ વર્ષના હતા, ત્યારથી છે વરસ જતા તેમનું આવું વલણ વધુ ને વધુ ઉત્કટ બને છે અને જિંદગીના છેલ્લા એકેક વર્ષમાં જ તે પબગાઈ સમસ્થિતિ ધારણ કરે છે, એ તેમના માનસનો સરસ વિકાસ સૂચવે છે

સુરસિંહ કવિની ૧૮૯૨ની કવિતા તેમના માનસના પડઘારૂપે છે, પણ એ પડઘા હજી ઘણા નડ છે, અવ્યવસ્થિત છે, તાલબદ્ધ નથી તેમનું ઊર્મિમંથન હજી મુગ્ધ દશાનું અને કાચું છે, ઊંડુ નથી અતિ સામાન્ય અને ચવાઈ ગયેલી પ્રેમવૃત્તિના ઊભરાને પત્રોમાં ને પદ્યોમાં અતિશયતાથી ગાવાની તેમને ટેવ છે તેમનું ચિત્ત હજી આવેગપ્રધાન છે, સ્વસ્થ અને સ્પષ્ટદર્શી નથી એથી અનુકરણની બાલદશાથી વિશેષ ચમત્કાર તેમની કવિતામાં જોવા મળતો નથી તેમનામાં રસિકતા છે, પણ તેમની રસરુચિમાં હજી સ્થૂળતા ખૂબ છે

પણ આરંભ અવસ્થામાં કોઈ પણ કવિનો કાવ્યકસબ કેવો હોય? ગઝલમાં ઉર્દૂ શબ્દોનો કેવળ શબ્દમોહને કારણે અર્થ સમજ્યા વિના ઉપયોગ કરવાનું વલણ જણાય છે ફકીરી હાલ"માં 'ઉલ્ફત", "મેગમ", "દિલબર", 'લાજિમ" વગેરે શબ્દો અલગ અર્થમાં વપરાયા છે 'લૂડી" જેવો શબ્દ સુરુચિભંગ આણે છે 'હતું જે બેહિશ્ત થઈ જહાન્નમ" "ન પરવા છે કિસ્મતની", "બુલબુલ મ્હારું હુંહું" વગેરે પંક્તિઓમાં "મકાઈલુન"નું ગઝલમાપ અશુદ્ધ છે ૧૮૯૩-ની "સ્નેહશંકા" માં પણ "કાપી દઉં તે નાખી હું ન છે તેની મને પરવા!" જેવી પંક્તિઓમાં પણ ગઝલનું માપ અનિયમિત છે ગઝલમાં આવશ્યક "કાફિયા" ને "રદીફ" નો ખ્યાલ કદાચ સુરસિંહને આ કાળે હજી પણ નહિ, એમ તેમની

અંધારા પંન્દા પાછળ કાંઈ ધુરકતું, કાંઈક ભય, કાંઈક ઊંડા મોટું દષ્ટિગોચર થાય છે શું છે તે ઈશ્વર જાણે સુખની તો કલ્પના પણ થતી નથી '
("કલાપીની પત્રધારા" – પૃ ૨૯૫ "સચિતને પત્ર તા ૮–૧૦–'૯૩)

ગઝલો જોતાં જણાય છે. "તારામૈત્રક" કાવ્યમાં અનુષ્ટુપ અને ગઝલની ખીચડી કરી નાંખી છે. "મદિરા નેત્રનખરાનો પી પી ભાન ભૂલ્યો હું" જેવી પંક્તિઓ તો નથી શુદ્ધ અનુષ્ટુપ કે નથી ગઝલ, "એક પ્રેમ" ગઝલમાં "માશૂક" અને "મિસ્કીન" શબ્દોમાં બતાવાયેલો વિરોધ ભ્રામક છે. શબ્દોના ખણખણાટ, વર્ણસગાઈ અને પ્રાસનો શોખ પણ અતિશય છે. "પ્રેમબિંદુ, "પ્રેમસિન્ધુ", "પ્રેમ ઈન્દુ", "પ્રેમ વીણુ" વગેરેની આસપનરણી હાસ્યાસ્પદ લાગે છે. "નથી તૂટી તણી બૂટી" જેવી પંક્તિઓ પણ બાનિશ કે "તારામૈત્રક"માં "થયો હું હોયો! તે હોના! થયો તે હું! થઈ તે હું!" જેવી પંક્તિઓ ખાની શબ્દગડગડાટ જેવી છે. આમ, કાવ્યકલાની દૃષ્ટિએ સુરસિંહની ૧૮૯૨ની કવિતામાં પ્રારંભદશાની ઘણી કચાશો છે.

આમ છતાં, ૯૦–૯૧ની કરતાં '૯૨ની કવિતાએ સુરસિંહના માનસ તેમ જ કલમનો કેટલોક વિકાસ દાખવ્યો છે તો ખરો જ.

'ફકીરી હાલ" એ ગઝલ તેમની દર્દદિલી અને વગમ્બરગનો પાસ મૂકી જાય છે, જે તેમની ૧૮૯૦ની તથા '૯૧ની કરકરગી ગઝલો કતા વ્યક્તિત્વનો નિરાશો અને ગંભીર સૂર ઉચ્ચારે છે. "મધુકરની વિજ્ઞપ્તિ"માં 'આ તો સ્વપ્ન દુઃખ છે" વગેરે પંક્તિઓમાં કવિ પોતાની સ્વપ્નશીલતા, પોતાની દુઃખી જિંદગીનો ભણકાર અને એના દુઃખી જીવનમાં ગૂંજી રહેવાનો, ખીલી જવાનો અભિશાપ—જે તેમના હૃદયનો પ્રધાનસૂર છે—ભ્રમર અને પુષ્પના પ્રતીક દ્વારા સરળતાથી રજૂ કરી જાય છે. "હૃદયકમનની જૂની આશા" કવિને શાકુંતલવિક્રમ પર પૂરેપૂરો હાથ આવી બેસી ગયો છે તેની પ્રતીતિ કરાવે છે. હૃદયમાં કમળનું રૂપક આરોપી ઉભયની પ્રતીક્ષા અને વિયોગદુઃખની સ્થિતિનું સરળ પણ સ્વચ્છ ચિત્ર સુરેખતાથી તેમાં દોરાયું છે. સુરસિંહનો રમા તરફના અદનાયેનો ચિત્તસ્થિતિનો પડઘો આ કાવ્ય ઠીક ઝીલી બતાવે છે. તા. ૧૩–૧૨–'૯૨ના રોજ લખાયેલ 'અશ્રુસ્થાન" કે તા. ૧૪–૧૨–'૯૨ના રોજ લખાયેલ 'એક પ્રેમ" કરતાં તા. ૨૨–૧૨–'૯૨ના રોજ લખાયેલ એ જ વિષયને સ્પર્શતા કાવ્ય 'દિલને રંજ'માં તેમના હૃદયની હાલત વિશેષ ચોટપૂર્વક વર્ણવી શકાઈ છે. 'રખે કાંટો તને લાગે કમલ જાણી તને રાખ્યું, પરંતુ તું જ કાંટો છે, ઉડી જા તું ગણી જા તું' કે 'દુનિયા છે તને ખારી, હવે છે તું મને ખારૂ"—જેવી પંક્તિઓ એ વાતની સાક્ષી પૂરે છે. તો પણ તેમનાં ઈ. ૧૮૯૨ લગીનાં કાવ્યોમાં "કેલિસ્મરણ" એમાંની છંદશુદ્ધિ, શબ્દચિત્રો, અલંકારયોજના, રસિક ચેષ્ટાવર્ણનો, અનુભવની રજૂઆત તથા કાવ્યની સુરેખ તથા ઘાટીલી આકૃતિની દૃષ્ટિએ સૌથી વિશેષ નોંધપાત્ર છે. '૯૧ના અંત કે '૯૨ના આરંભમાં રચાયેલ "સુષુપ્ત પ્રિયાનું દર્શન" કરતાં એ જ વિષયને નિરૂપતા '૯૨-

ના આખરના આ "કેલિસ્મરણ" મા કવિની કાવ્યદૃષ્ટિ તથા કાવ્યકસબ વિશેષ મહોર્યા છે, એ સ્પષ્ટ જોકે ઉભય કાવ્યો ઉપર નર્મદના ભોગપ્રધાન શૃંગારકાવ્યો-ની અસર જણાય છે નર્મદના "વિરહિણીનુ ઋતુવર્ણન"માની

"ગાયા ગવાડ્યા નવ ગીત આગે, તાનો થકી સોરઠ મેવ રાગે,

ઘેલી બની મસ્ત ન નાથ ચાપ્યો, લહાવો ન લીધો ઋતુના સુખોનો"

જેવી કેટલીક પંક્તિઓની સાથે કલાપીની

"પ્રિયા ન એવી નિરખી, અરે મે પ્રિયા ન એવી રીઝવી અરે મે !

પ્રિયા ન એવી લીધી ઉર, રે મે વસત કેલિ ન કીધી, અરે મે !"

જેવી પંક્તિઓ સરખાવી જોવાથી તેની પ્રતીતિ થશે તથાપિ સુરસિંહની કલમનો ઉપાડ "સુષુપ્ત પ્રિયાનુ દર્શન" કરતા "કેલિસ્મરણ"મા વધુ જોવાય છે આગલા કાવ્યના "મનહર" કરતા પછીનામા "ઉપેન્દ્રવજ્ર"ની પસદગી તેમની ઘડાતી રુચિ ને વિકસતી કાવ્યદૃષ્ટિનુ પરિણામ છે આગના કાવ્યના કરતા પછીનામા સ્થિતિચિત્રો અને સૌન્દર્યરેખા પણ વધુ સુરેખ, ગતિશીલ અને ભાવોલ્લાસવાળા બન્યા છે. આગનામા દલપતરામની જેમ ચિત્રરચના ગોઠવી ગોઠવીને કરી છે, જ્યારે પછીના-મા ચિત્રો તેની સમસ્ત સૌન્દર્યરેખાઓને ઉપસાવતા કેલિસમયની અનુભવરસિક વિવિધ ભગીઓવાળી આકૃતિ ખડી કરે છે

દા ત "સુષુપ્ત પ્રિયાનુ દર્શન" ના

ઘટ જલધર જેવા નિતબની પાસ નાની

કટિ શ્રમસુરતથી શ્રાત થઈ પડી છે" –

એ સ્થિતિવર્ણન કરતા "કેલિસ્મરણ" નુ

'શિથિલ આના મુકુમાર કાયે સ્વહસ્ત ઢીલા જરી ના હલાવે,

નિતબ ભારે લચકી પડે છે કટિ સ્તનોના ભરથી લડે છે"

– માનુ ચિત્ર વધુ સુરેખ, ચિત્રાત્મક, શૃગારરસયુક્ત અને હૃદયગમ બન્યુ છે અહી એક બીજી વાત પણ નોંધવાની છે "કાન્ત" અને "સાગર" સપાદિત "કેકારવ"-ની આવૃત્તિઓમાં "કેલિસ્મરણ" મા "ભર"ને સ્થાને "ભય" શબ્દ છપાયો છે "ભય" થી ભ્રમ પામીને "કીર્તિદાને કમળના પત્રો" લખનાર સ્વ બટુભાઈ ઉમરવાડિયા છેડાઈ પણ પડ્યા હતા પણ એમાનો મૂળ પાઠ ભય" નહિ 'ભર" છે એ ધ્યાનમા આવતા ચિત્રની રસિકતા અને વ્યજના મધુર બની રહે છે

સુરસિંહની કાવ્યક્ષેત્રે ઊઘડતી કલમ આવા રમ્ય ચિત્રો સર્જતી વિકાસપથે આગળ વધે છે

### (૮) રાજ્યપદ માટેની તાલીમ :

મણિભાઈએ સમજાવ્યાથી સુરસિંહનો નિર્વેદ કામચલાઉ દૂર થાય છે આખરે "સર્વ જાળ અસ્તવ્યસ્ત થઈ" જાય છે અને રાજ્ય સોંપવાનો સમય પહેલી માર્ચ ૧૮૯૩ ઠરે છે.[30] આથી મણિભાઈના માર્ગદર્શન પ્રમાણે સુરસિંહજી હવે સારા રાજવી બનવા માટેની તૈયારીમાં પડે છે ગાદીમાં જ રહેવું કુશળતાથી પ્રજાનાં હિતોનું રક્ષણ કરવું, તેમનો બરાબર ન્યાય તોળવો અને રાજ્યની આવક વધારી પ્રજાને સુખી કરવી એવો માનસિક નિશ્ચય કર્યા પછી સુરસિંહજી નિત્ય જીવનમાં પણ હવે નિયમિતતા લાવે છે અને કેવળ ભાવના ને સ્વપ્નની દુનિયામાં રહેવાને બદલે વ્યવહારની ધરતી પર ઊભવા પ્રયત્નો કરે છે કારણ કે "શરીર અને મન પરનાં વાદળાં તો બિલકુલ ઊડી ગયાં પણ સ્ટેટ પર હજી ઘણાં વાદળાં છે" મન પરનું વાદળું રમા અને તેમના વિશ્વાસુ માણસોની સ્નેહ તથા ખબરદારીથી ઊડી ગયું છે તેથી હવે સ્ટેટ પરનાં વાદળાં ઉડાડવા ને 'આંખ કાન ઉઘાડા અને મ્હોં બંધ" નો અત્યાર સુધી રાખેલો સિદ્ધાંત ત્યજી દઈ, માત્ર જોઈ સાંભળી, અનુભવ મેળવવાનું જ નહિ પણ એને આધારે નિર્ણયો લેવામાં તથા કામ કરવામાં પણ પ્રવૃત્ત થવાનો નિર્ધાર કરે છે

સારા રાજા થવા માટે સુરસિંહજી હવે રાજકારભારને લગતું વ્યવસ્થિત વાચન આદરે છે "મહાભારત"નું ગુજરાતી ભાષાંતર વાંચવું આગલા વર્ષથી શરૂ કર્યું છે અને આ વર્ષે નિયમિત બે કલાક "અનુશાસન પર્વ" અને રાજ્યવહીવટને લગતા અન્ય પર્વોનું વાચન તે ચાલુ રાખે જ કાયદાનો પણ રોજ બે કલાક અભ્યાસ કરે છે અને પિનલ કોડ ક્રિમિનલ પ્રોસિજર કોડ વગેરે પુસ્તકો ગાદીના ન્યાયાધીશ સાથે વાંચે છે રાજ્યોને ઉપયોગી અંગ્રેજી પુસ્તક "એલિમેન્ટ્સ ઑફ ટેક્નિક્સ" એક કલાક તે વાંચે છે આમ નિયમિત પાંચ-છ કલાકનું વાચન તેમણે આ વર્ષમાં જારી રાખ્યું છે મણિભાઈના લેખો અને તેમના પરના પત્રો તથા 'સુદર્શન", "ગુજરાતી' વગેરે સામયિકોમાંના લેખો તેમ જ ,'હિંદ અને બ્રિટાનિયા' જેવી નવલકથાઓ પણ સુરસિંહને રાજ્યતંત્ર વિશે ઠીક ઠીક જ્ઞાન પૂરું પાડે છે આવા પ્રકારના વાચન દ્વારા આદર્શ રાજાના ધર્મો અને આદર્શ રાજ્યવહીવટ સંબંધે સુરસિંહ પોતાનો ખ્યાલ બાંધતા જાય છે અને તેવા રાજા બનવા તથા તેવો રાજ્યવહીવટ સંભાળવા પોતે શી રીતે લાયકાત મેળવવી તે માટે નિષ્ઠાપૂર્ણ પ્રયત્નો આદરે છે રાજા થવાને યોગ્યતા પણ જોઈએ, એ ખ્યાલ એમણે પહેલેથી જ બાંધ્યો છે અને એ યોગ્યતા મેળવવા પ્રથમ અભ્યાસ અને પછી કાર્યકૌશલ સાધવા તે કમર કસે છે, કેમ કે 'પ્રવૃત્ત થયા પહેલાં પારંગત કેમ થવાય ?"

---

30 "કલાપીની પત્રધારા' -પૃ ૨૪૦ "સંચિતને પત્ર' તા ૨૦-૧-૯૩

રાજા થવુ એટલે રાજ્યકાર્યમા ઊંડા અને પુરેપૂરો રસ લેવો એમ સમજ્યા. પછી દિવસનો અમુક સમય મેનેજર એદનજી કાકા પાસે બેસી તેમના કામકાજ સુરસિંહ નિહાળે છે અને જુદી જુદી રાજકીય બાબતો વિશે તેમની સાથે ચર્ચા ચલાવે છે અલબત્ત, આ પ્રકારનો કાર્યક્રમ તેમની રુચિ કે શોખના પરિણામરૂપે નહોતો પણ કર્તવ્યપાલનના ભાન અને જવાબદારી સભાળવાની મનિષાથી ઘડેલો હતો એમા અતરનો ઉમળકો નહિ, પણ પ્રજાવાત્સલ્યની લાગણી હતી પ્રજાની રાજા પ્રત્યેની પ્રીતિ અને વિશ્વાસને છેહ ન દેવાઈ જાય એની તેમા કાળજી હતી. રાજા બનવુ જ છે તો તેમા પણ કુશળતા મેળવવી જોઈએ એવુ ધર્મભાન તેમા હતુ

ઓગણીસમી સદીના એ યુગમા રાજા–પ્રજા વચ્ચેના ઘર્ષણનુ સ્વપ્ન સરખુ નહોતુ એજન્સી તરફથી પણ પ્રજાની ગભીર ફરિયાદોના ખુલાસા રાજાઓ પાસે મગાતા નહિ પોતાનો રાજા ગમે તેવો હોય પણ તેના પ્રત્યે માન અને ઈમાનની લાગણીથી જોતા પ્રજા ટેવાયેલી હતી જે ખટપટો થતી તે રાજ્યકુટુ બોની અદરોઅદર પરસ્પર દ્વેષ, અસૂયા કે અસતોષને લીધે હતી એ વખતે ઘર્ષણને સ્થાન હોય તો તે રાજાના ભાયાતો કે રાજ્યના મૂળ ગરાસિયાઓના દાવપેચ કે હક–અધિકારોના અસતોષના પરિણામ રૂપે જ હતુ, જે બહારવટામા પરિણમતુ મેનેજર, કારભારી કે દીવાન સાથે પ્રજા ક્યારેક અથડામણમા આવતી ખરી, પણ રાજા વિશેનો તેનો પૂજ્યભાવ તો એવો ને એવો જ રહેતો આથી સુરસિંહને રાજ્યના અમલદારો કે તેના વસવાટીઓ સાથે અણરાગ કદી થતો પણ પ્રજા સાથે તો તેમનો મેળ સદા મીઠો જ રહ્યા કર્યો છે

## (૯) રોજિંદો જીવનક્રમ:

રાજ્યને માટેની આમ તૈયારી કરવાની સાથે સાથે સુરસિંહજી તેમના રોજિંદા જીવનમા પણ પ્રવૃત્તિ અને જીવનઉલ્લાસ બતાવે છે સવારમા વહેલા ઊઠી નિત્ય દૂર દૂર સુધી ઘોડા પર ફરવા નીકળે છે અને ફરતા ફરતા પ્રકૃતિના સૌન્દર્ય અને શાતિપાનની સાથે સાથે અતર્મુખ બની જીવન–જગત ને આત્મા વિશેના વિચારોની ગડમથલમા ઊડા ઊતરી પડે છે ક્યારેક ગામડામા જઈ ગરીબ પ્રજાજનોના સુખદુ ખ પૂછે છે, તેમની ફરિયાદો સાભળે છે અને તેમનુ ભાવભર્યુ આતિથ્ય માણે છે '૮૫મા રચાયેલુ "ગ્રામમાતા" એ અનુભવના જ પરિણામ રૂપ છે ઘણી વખત તો આવી પ્રભાતની મુસાફરી ૧૫–૨૦ માઈલની પણ તે કરી નાખે છે એમાથી પાછા ફરી ખૂબ ધાટુ કઢેલુ દૂધ–કેટલીક વાર તો પાચ શેરથી છ શેર જેટલુ–પીએ છે[31] એ પછી અડધો કલાક મેન્ડોલા

[31] શ્રી મનુભાઈ જોધાણી સાથેની વાતચીત પરથી

ડમ્બેલ્સની કસરત કર છે એમના શરીરનો પ્રત્યેક સ્નાયુ એવો તો કેળવાયેલો અને ચેતનથી તરવરતો અશક્ત બની ગયો હતો અને એવી ત દુગ્ગતી તેમણે કેળવી હતી કે આજે તો એ માત્ર આશ્ચર્યની જ હકીકત બની ગઈ એમની ચામડીનો રંગ એમની બાલ્યાવસ્થામાં કંઈક શ્યામ હતો પણ અઢારની ઉંમરથી કસરત અને શરીરસ્વાસ્થ્યને પરિણામે ગૌરતા અને દેહસૌષ્ઠવ વધતાં આવતાં હતાં અને છેવટના વર્ષોમાં તો જાણે એમના સાધક આત્માની જ્યોત પણ જાણે અંદરથી ચહેરા પર ઝગારા મારતી હોય એવું લાવણ્ય નિતરતું હતું[૩૨] એક માત્ર આંખોની નબળાઈ એ કાયમનું દર્દ હતું અને બપોર તથા રાત્રે હવા અજમાવીને સૂવું પડતું

બપોરના ભોજન અને વામકુક્ષિ પછી વાંચવાની નિયમિત ટેવમાં અપવાદ જવલ્લે જ આવતો હોય છે ૧૮૯૩માં શિક્ષક કોઈ રોક્યા નથી, પણ ધીમે ધીમે આપમેળે અભ્યાસના એ ક્વાક અંગ્રેજ કવિઓ ટેનિસન, કીટસ થોમસ મૂર અને ખાસ કરીને શેલીનાં કાવ્યો વાંચવામાં ગાળે છે

## (૧૦) અભ્યાસ-વિકાસ :

વચમાં ઉનાળામાં એકાદ મહિનો રમા સાથે પોતાને દરિયે ચૌત્રી રાત્રીઓ ગાળે છે અને થોડાક દિવસ ત્યાં તેમના ભાયાત મિત્ર રાણા સરદારસિંહને ત્યાં કાવ્યગોષ્ઠિ નો આનંદ કરે છે સરદારસિંહની મદદથી તે મહાકવિ ડાન્ટે અને મિલ્ટનના કેટલાક કાવ્યો અને શેક્સપિયરના "રોમિયો-જુલિયટ", "ઓથેલો" જેવા કરુણાન્ત નાટકો ત્યાં વાંચે છે લાઠી જતા પહેલાં પણ "કામીમજા પાણી ફિનગીરી" જેવી સાંસારિક, દુઃખાન્તવાળી નવલકથાઓ[૩૩] વાંચવામાં મગ્ન રહે છે "કેન્ટરબરી પોએટસ"ની પુસ્તકમાળા મુંબઈથી સુરસિંહ ખાસ મંગાવે છે, જેમાં પણ કવિતાનો સૂર કરુણગંભીર છે આમ, સુરસિંહના ચિત્તમાં કરુણાન્ત જીવનની ગહરી છાપ પડે છે તરુણમાં પ્રકૃતિ પણ સર્વ તરફ કરુણ પરિણામો જોનારી અને તેમાં વળી આ સર્વ અંગ્રેજ કવિઓના કાવ્યોનો ધ્વનિ પણ તેવો તેથી સુરસિંહને પણ પ્રેમજીવનની નિષ્ફળતા અને કોમળ હૃદયને માટે સર્વત્ર

---

૩૨ દરબાર શ્રી વાજસુરવાળાના સંસ્મરણોને આધારે

૩૩ નવલ ગ્રંથોના વાચન વિશેનું તેમનું અઢારની ઉંમરે પણ મંતવ્ય જાણવા જેવું છે "નવલ ગ્રંથો વાંચવાથી તમે લખો છો તે જ સ્થિતિ થાય છે, હૃદય નરમ, દુનિયાદારીના પ્રપંચમાં બેદરકાર અને વિરક્ત-સાત્વિક થાય છે અને તે જ મ્હારા હૃદયના સત્વ હોવાથી, આવા પ્રેમમય નવલપુસ્તકોનો રસ તેમાં દૂધ સાકરની માફક મળી જાય છે '

દુખ અને રુદન જ જણાય છે “મ્હારૂં હૃદય જ કરુણાનું બન્યું છે અને તે રસ જ પ્રેમ છે પ્રેમ એ બ્રહ્માંડનું જીવન છે ” “પ્રેમના દુખની પરાકાષ્ઠા છે અરેરે ! જેના મગજમાં કાંઈ પણ કાવ્યશક્તિ હશે એ બધા જ દુખી હશે ? રંગ્તો શેની રડતો કીટસ રડતો હેન્રી રડતો મૂર-બધા જ રડતા ? બિચારાના સ્વપ્નાના પ્રેની તેઓને સ્વર્ગમાં પણ નહીં લાવે ? હું તો એમ જ માનું છું કે ‘પ્રેમ’ એ રંગુ જ છે પ્રેમી મળતા નથી અને મળે છે તો તુરત એક પાંખ તુટી જાય છે-’ ૩૪ આ પ્રકારના વિચારો ને અભિપ્રાયોમાં સુરસિદ્ધ પોતાનીય પ્રકૃતિ વલણ અને દૃષ્ટિ વ્યક્ત કરી નાંખે છે ૩૫

અંગ્રેજી અન્ય પુસ્તકોમાં સ્માઈલ્સના ‘ડ્યુટી’ “કેરેક્ટર” વગેરે ‘એમિનન્ટ ઈન્ડિયન્સ , ફિફ્ટી એનિમેન્ટ મેન”, બક્લનું ‘હિસ્ટ્રી ઑફ સિવિલિઝેશન’ વગેરે પુસ્તકોનું કનાક કનાક પુન પુન વાચન-મનન ચાલે છે ગુજરાતી સાહિત્યમાં પણ મણિલાલનું ‘બાળવિલાસ અને સુદર્શન”, ચંદ્ર’, ભારતીભૂષણ વગેરે એ સમયના ઉચ્ચ કોટિના સામયિકોમાંના કાવ્યો-લેખોનું મનન ચાલુ છે હાફીઝની કવિતા સાંભળતા અને તેનું ગુજરાતી કરવા મન તત્પર થયું છે ’ પણ ભારતી-ભૂષણ’માં મનાશંકર કથારિયા હવે હવે હાફીઝનું ભાષાંતર પ્રગટ કરતા રહે છે તે જોઈ હવે ‘સાદી કવિની કવિતાનું ભાષાંતર કરવા વિચાર થાય છે ૩૬

---

૩૪ કલાપીની પત્રધારા પૃ ૨૯૬ ૨ ૭

૩૫ શુભ કલ્પના પણ મગજમાં આવતી નથી પરાણે વાળું છું અને પાછી ચાલી જાય છે નવી નવી ધાસ્તી પેદા થાય છે, ત્યાં પણ કાંઈક ભય લાગે છે એ ભય સાચો નહીં જ હોય પણ એ દૃષ્ટિ કરતા દુખ દુખ દેખાય છે વર્તમાન તો દુખ દુખમાં વહી જાય છે ભવિષ્યના અંધારા પડદા પાછળ કાંઈ પૂરકતું કાંઈક ભય કાંઈક ડોળા કાઢતું દૃષ્ટિગોચર થાય છે શું છે તે ઈશ્વર જાણે સુખની તો કલ્પના પણ થતી નથી ’

( સચિતને પત્ર કલાપીની પત્રધારા પૃ ૨૪૫ )

૩૬ કલાપીએ ઈ ૧૮૯ મા લેખ સાદી શિરાઝીના પુસ્તકનું વાર્ડ અંગ્રેજીમાં કરેલું સરળ ભાષાંતર The Bustan પણ વાચ્યું એ પુસ્તક અમને એવું તો ગમી ગયેલું કે તેનું ગુજરાતીમાં ભાષાંતર કરવા તેઓ નશાના પુસ્તકમાં Justice, Equity Administration of Government Love Humanity Education Prayer Repentence Thanks Contentment— વગેરે વિષયો ઉપર એક સંત કવિના જેવા હૃદયની વિશાળતા ધરાવતા વિચારો છે કલાપીના આ વિષયો પરના વિચારો પર કે તેમની જીવનદૃષ્ટિ ઉપર આ પુસ્તકની પણ ઠીક ઠીક અસર થઈ જણાય

આ વર્ષ સુરસિંહની ભાષાંતર પ્રવૃત્તિનો કાળ છે. એમના ચિત્તને ગમી જાય એવું કાંઈક તે વાંચે છે–સાંભળે છે અને ગુજરાતીમાં તેનું ભાષાંતર કરવા તેમનુ મન લલચાઈ ઊઠે છે. જે કાવ્યોમાં તે પોતાના પ્રિય મનોભાવો કે મનોદશા વાંચે છે તેનું ભાષાંતર કરવા પણ તેમનું દિલ તડપી ઊઠે છે. આટલી નાની ઉંમરે તેમની માતૃભાષા પ્રત્યેની ભક્તિ, કવિ કે સાહિત્યકાર બનવા માટેની થતી પૂર્વ તૈયારી અને સાહિત્યના સુંદર ટુકડાને આત્મસાત કરી તેનું પ્રતિનિર્માણ કરવા તરફનું તેમનું વલણ, તેમની આ ભાષાંતર પ્રવૃત્તિ દેખાડી આપે છે. સુરસિંહ સ્વતંત્ર, મૌલિક કાવ્યો લખવા તરફ વળ્યા તે પહેલાં કાવ્યસાધનાના એક ભાગ તરીકે ભાષાતર પર હાથ અજમાવે છે, એ નોંધપાત્ર છે.

## (૧૧) અનુવાદ-પ્રવૃત્તિનો પ્રારંભ :

સુરસિંહજી અંગ્રેજીમાંથી "ફિફ્ટી મેલિફ્રેટ મેન"નું ભાષાંતર કરે છે. બકલનુ ભાષાતર કરનાર કોઈ નર જાગ્યો છે તેથી તે કામ પડતું મૂકયુ છે. ટેનિસનનાં અનુક્રમે "Idylls of the King" મા આવતી Elaineની કથામા ઈલેઇને ગાયેલું ગીત અને Vivien ની કથામા વિવિયેને ગાયેલું ગીત–એમ બે ગીતો પરથી "પ્રેમ અને મૃત્યુ" અને "પ્રેમ અને શ્રદ્ધા", થોમસ મૂરના એક કાવ્ય પરથી "ચચળ પ્રેમસુખ"[૩૭] કીટ્સના 'The Happy Insensibility' નામના કાવ્ય પરથી "સુખમય અજ્ઞાન" અને શેલીના 'Alastor of the Spirit of Solitude' ના પ્રારભના ભાગ 'Invocation to Nature'-ની શરૂઆતની સત્તર પક્તિઓ પરથી "રમેચ્છા"—એમ અગ્રેજી કાવ્યોના ભાષાતરો કરવામા ક્રમશ પ્રવૃત્ત કરી છે. ફારસીના અગ્રેજી ભાષાંતરમાથી હાફીઝ અને સાદીની ગઝલોનુ ભાષાતર કરવાનો વિચાર તેમને ઊઠે છે ભાષાતર કરવામા તે નિત્ય અઢી કલાક ગાળે છે. મિત્ર આનદરાય દવેને લખે છે· "કાવ્યના યથાશક્તિ ભાષાતર કરી મોકલીશ" ("કલાપીની પત્રધારા"–પૃ ૩૬૫, તા ૭–૬–'૯૩) અઠવાડિયા પછી તેમને લખે છે "હવે જે કાવ્ય 'Thomas Moore' ના મોકલ્યા તેમના ભાષાતર તૈયાર છે. [૩૮] અવકાશે હુ કેટલાક કાવ્યનાં ભાષાંતર

૩૭ "સુદર્શન"મા આ કાવ્ય "ચચળ પ્રેમ" એ નામથી પ્રગટ થયું હતું અને તેનો રાગ તેમા સૂચવ્યો હતો "જે જાય છે ઉઠી ઉડી નિસા ધીમે ધીની" કાવ્યનું મૂળ અદ્યાપિ મળી શક્યું નથી

૩૮ આ ભાષાતરો તે મૂરનાં, અનુક્રમે 'Love Analysed' અને 'The Deceived Lover' એ કાવ્યો પરથી "પ્રેમનું પૃથક્કરણ" અને "પ્રેમીની આશિષ". "કેકારવ"મા આ બન્ને કાવ્યો મૌલિક તરીકે છપાયા છે, તે બરાબર નથી આનંદરાય દવેએ સુરસિંહને "The Poetical Works of Thomas Moore"

કરીશ " (એજન–પૃ. ૩૬૭)

(૧૨) અનુવાદનો આદર્શ :

ભાષાંતરપદ્ધતિ અને ભાષાંતરના આદર્શ વિશેનો સુરસિંહનો વિચાર પણ જાણવા જેવો છે

"આપણે કાંઈ બરાબર તરજુમો કરવો નથી, પણ એના વિચારોમા આપણા વિચારો મેળવી કાવ્યો કરવાના છે માટે અહીં આવો ત્યારે સાદી અને હાફિઝ એને લાવજો "

("કલાપીની પત્રધારા"–પૃ ૧૮૩ સરદારસિંહને પત્ર. તા. ૧–૩–'૯૩)

અક્ષરશ તરજુમો કરવાનો આગ્રહ નહિ, મૂળ કર્તાના ભાવ કે વિચારને યથાર્થ ગુજરાતીમા ઉતારવા અને એમા પોતાના વિચારો ભેળવી દઈ ભાષાંતરને રસિક તેમ જ પ્રવાહી બનાવવુ', એ સુરસિંહનો ભાષાંતર માટેનો ખ્યાલ તેમનું મધુકરના જેવુ રસભોગી માનસ અને તેમની ભાષાંતરરીતિ સૂચવી જાય છે તા ૨–૮–'૯૪ના પત્રમાંચ વાજસુરવાળાને તે લખે છે

"અંગ્રેજ કોઈ પણ કવિના વિચારો લેઈ કાવ્ય કરતા, લક્ષમા રાખવાનુ એટલુ જ છે કે તે કાવ્યનુ – તેના ઉંડા હૃદયધ્વનિનુ – પૂરુ અવલોકન કરી, તેમા તન્મય બની, તેના પાતાળનો નાદ સમજી તેને ખીલવવુ – તેને વધારે રસિક – વધારે સ્પષ્ટ કરવુ આ હેતુ ન હોય તો કાવ્ય ગમે તેટલુ રસિક બને પણ તેની જિંદગી ટુંકી સમજવી, કારણ કે આપણે તે કાવ્યો–ઇંગ્રેજી મૂળ કાવ્યો –વાચનાર આગળ આપણુ યત્ન રજૂ કરવાનુ છે.

(૧૩) અનુવાદકલા :

ભાષાંતરપ્રવૃત્તિ આ વર્ષે જોરશોરથી તેમણે ચાલુ રાખી છે. તેમનાં ભાષાતરો શબ્દશ નહિ પણ મુક્ત, સારગ્રાહી, વિચારસ્પર્શી ભાવાનુવાદો છે છંદો ઉપર હવે કાબૂ આવી ગયો હોવાથી અને ભાષાસમૃદ્ધિ પણ વધી હોવાથી તેમના પદ્ય—ભાષાંતરો સરળ પ્રવાહી અને મૂળના કર્તાની સાથે અનુવાદકના વ્યક્તિત્વનુ પણ

(1888) એ પુસ્તક મુબઈથી તા ૨૬–૭–૮૩ ના રોજ નીચેના શબ્દો સાથે મોકલેલુ : "To my चन्द्र

By his affectionate humble

कुमुद

"The Charms of Women" કાવ્ય પાસેના હાસિયામા આનંદરાયે સુરને ઉદ્દેશીને લખ્યુ છે ' ભાઈ moore તો મને તારા જેવો જ ઘેનો લાગ્યો '

દર્શન કરાવનારાં છે "પ્રેમ અને મૃત્યુ", "પ્રેમ અને શ્રદ્ધા", "ચ યન પ્રેમસુખ" "પ્રેમીની આશિષ", "પ્રેમનુ પૃથક્કરણ", 'રમેચ્છા' અને "સુખમય અજ્ઞાન" —આટલાં એમનાં આ વર્ગનાં અનુવાદકાવ્યો ટેનિસન, મૂર, શેલી અને કીટ્સનાં અંગ્રેજી કાવ્યોના મુક્ત અનુવાદો છે સર્વેનો વિષય પ્રેમ છે કલાપીના જીવનનો સર્વોપરી ધર્મ અને મૂર પણ પ્રેમ જ છે પ્રેમની ચર્ચા કરવામા, તેનુ સ્વરૂપ આલેખવામા, તેની મીમાંસા કરી તેનો મહિમા ગાવામા અને કુદરત તથા મનુષ્ય તરફના પ્રેમથી પોતાના હૈયાને ભરી દેવાના આશય સુરસિંહજીને ખૂબ આનંદ આવે છે એટલે તે તેના આરંભકાળની અનુવાદપ્રવૃત્તિમા આવા કાવ્યો પર પસંદગી ઢોળે તે સ્વાભાવિક છે શેલીના "રમેચ્છા" કાવ્યમાં તો સુરસિંહની પોતાની જ મનોવૃત્તિનો પડઘો જાણે કે સભળાય છે

આ પાચે અનુવાદકાવ્યોમા "રમેચ્છા" ખૂબ હૃદયસ્પર્શી અને કલામય નીવડ્યું છે શૈલી, છંદપ્રવાહ આકૃતિની સુરેખતા વિચારની મિતાક્ષરી અભિવ્યક્તિ અને નિરૂપણની પ્રાસાદિકતાની દૃષ્ટિએ આ કાવ્યની મુક્ત રસાનુવાદની કલા ધ્યાન પાત્ર છે મુક્ત એટલા માટે કે સરળતાથી જેટલી પંક્તિઓનો અનુવાદ થઈ શકે તેટલીનો જ અનુવાદ તે કરે છે જે પંક્તિઓને ઉતારતા શ્રમ પડે તેને તે જતી કરે છે અને કેટલીક વાર પોતા તરફથી નવુ કાઇક ઉમેરી પોતાની રસિક કલ્પનાને પણ તેમા ઔચિત્યપૂર્વક વણી લે છે આથી સુરસિંહના અનુવાદકાવ્યો મૂળ કૃતિને શબ્દશઃ વફાદાર નહિ પણ અલ્પ અંગ્રેજી જાણનાર ગુજરાતી વાચકો પરદેશી કૃતિનો વિના કષ્ટે પ્રાસાદિકપણે આસ્વાદ લઈ શકે એવા બને છે અને છતાં સુરસિંહની વિશિષ્ટતા કે સિદ્ધિ તેમા એ છે કે અનુવાદ મુક્ત હોવા છતા તેમા મૂળની સૌરભ તે સાચવી રાખે છે અનુવાદપદ્ધતિમા પુષ્પનુ મધુ ચાખી તેનુ ગ્રહણ કરનાર મધુકર જેવા તે છે તેમને પોતાની હયાતીમા પોતાનુ કવિનામ "મધુકર" અને પોતાના કાવ્યપુસ્તકનુ શીર્ષક 'મધુકરનો ગુંજારવ' રાખવાનુ મન હતુ એ હકીકત તેમના કવિમાનસ અને કાવ્યપદ્ધતિના રહસ્યને બરાબર સૂચવી જાય છે તેમના અનુવાદકાવ્યો અને મૌલિકકાવ્યો, અરે, તેમની સઘળી સર્જન-પ્રવૃત્તિ—એ "કલાપીનો કેકારવ" નથી પણ "મધુકરનો ગુંજારવ" જ છે.

આમ છતા અનુવાદોમા એમને મર્યાદાઓ નડી નથી એમ નહિ એમનુ અંગ્રેજી ભાષાનુ જ્ઞાન અધૂરું એમની ગ્રહણશક્તિ અને સૂઝને લીધે જ તેમનુ અંગ્રેજી સારું બાકી, એમનો વ્યવસ્થિત અને તલસ્પર્શી અભ્યાસ અંગ્રેજીમા નહાતો એથી અનુવાદમા પણ જ્યા ન સમજાય, અનુવાદ કરતા અઘરું લાગે કે બુદ્ધિ અને અંગ્રેજી ભાષાની પકડનો જ્યાં વિશેષ અભ્યાસ અપેક્ષિત હોય ત્યાં તે મૂળની સરસ કલ્પના છોડી દે છે દા ત 'રમેચ્છા' કાવ્યમા જ "with sunset and

its gorgeous minister"નો ભવ્ય ભાવ "સન્ધ્યા-પ્રભાત– રવિના કિરણો રૂપાથી રંગેલ ભાન પટના નભના સુનેરી" મા આવી શકતો નથી હા, એમા કવિએ પોતા તરફથી નવો ઉમેરો કર્યો, પણ એવા થીગડાથી વિશેષ શુ ? મૂળના 'Brotherhood' નો અર્થ ભ્રાતૃભાવ કર્યો છે તે પણ ઉચિત નથી તેને બદલે "સ્નેહીવર્ગ" વધુ ઠીક થાત, કારણકે મૂળમા 'Natural Piety to feel your love' છે કાવ્યની ત્રીજી કડીમા વસંત, વર્ષા અને શિશિરના લક્ષણોમા પણ મૂળના શરદ, અને વસતના વર્ણનનો ક્રમ નિરર્થક ઉલટાવ્યો છે અને મૂળની ખૂબી પણ તેમા ઊતરી શકી નથી કડી ૪નો અંત પણ અતિવાચ્ય બની ગયો છે સુરસિંહ મૂળના કલ્પના, ભાવ કે વર્ણનને સરળ કરવા જતા કેટલીક વાર કેવા અતિવાચ્ય બનાવી મૂકે છે તેના આ દૃષ્ટાંતો છે પરંતુ સરસ મુક્તાનુવાદના નમૂનાય આ પંક્તિઓમા છે "Dewy morn" "Odourous noon" અને "Solemn midnight's tingling silentness" નો સુવિસ્તૃત રસિક કોમળ પડઘો તેમણે બીજી કડીમા પાડી બતાવ્યો છે

"પુષ્પો પરે ટપકતા સુતુષારબિન્દુ,
ને સ્નિગ્ધ પાંખ કુસુની મકરન્દભીની,
અન્ધારઘોર વિધુહીન નિશાની શાન્તિ,
વા શ્વેત દૂધ સમ તેજ રૂડા શશીની '

ચોથી પંક્તિ સુરસિંહનો નવો ઉમેરો છે અને ચારે પંક્તિઓના વસંતતિલકાના મનોહર છંદોલયમા જે આંદોલગતિ છે તે તો ભલાભલા કુશળ કવિઓને પણ હાથમા આગળા પકડાવે તેવી છે "અન્ધારઘોર વિધુહીન નિશાની શાન્તિ"મા "ધ", "ર" "ન" અને "શ" વર્ણોના સામીપ્ય અને દીર્ઘસ્વરોથી નિપજતુ સંગીત ન્હાનાલાલની ઉત્તમ કાવ્યબાનીની હરોળમા આવી બેસે તેવુ સમર્થ છે ઓગણીસ વર્ષનો એક ઉછરતો કવિયશ પ્રાર્થી પહેલે જ ધડાકે કોઈ કોઈ વાર તો ઉત્તમ કવિપ્રતિભાના ચમકારા કેવી સહજતાથી વેરી જાય છે તે 'રસેન્છા'માની કેટલીક પંક્તિઓ દર્શાવે છે

**(૧૪) બે અનુકૃતિઓ :**

આ વર્ષે સુરસિંહે અંગ્રેજી કાવ્યોમાથી ભાષાતરો ઉપરાત બે ગુજરાતી કાવ્યોના અનુકૃતિ કાવ્યો પણ આપ્યા છે એક "વનમા એક પ્રભાત" ૪૭અને બીજુ, "કમનિની"

૪૭ આપ એક નવુ કાવ્ય સગ્ધરા વૃત્તનુ 'એક પ્રેમમય પ્રભાત" વાચશો અને તેને કયો નબર આપો છો તે લખશો ' (પત્રધારા -૫, ૧૧૪-વાજસુર-

"વનમાં એક પ્રભાત" સ્વ હરિલાલ ધ્રુવે રચેલા "વિકરાળ વીર કેસરી" કાવ્યના અનુકરણમાં લખાયું છે બંને કવિઓનાં કાવ્યોનો છંદ એકસરખો—સ્રગ્ધરા. બંને કાવ્યોની આરંભની પંક્તિનો પડઘો પણ એક સમાન

હરિલાલનું સમગ્ર કાવ્ય ઓજસપૂર્ણ વાણીના ઘોષ સંભળાવે છે અને વીર રસને પોષક અનેક ઉત્પ્રેક્ષાઓ, નરગર્જના તથા કેસરીના સ્વરૂપ ને સર્વ લક્ષણોને મૂર્ત કરતા તેજસ્વી ચિત્રોથી તરવરે છે સુરસિંહના કાવ્યનો થોડોક ભાગ એવી ઓજસયુક્ત શૈલી અને વીરરસને ઉચિત ઉપમા–ઉત્પ્રેક્ષાઓ તથા તર્કનો ભેરી નાદ સંભળાવે છે

"તારો તૂટ્યો નભેથી ખરર ખરનો, તોપગોળો વછૂટ્યો
રાતો વહ્નિભભૂકો ભડભડ બળતો આભમાં ઊડી ચાલ્યો
ગંગાનો ધોધ ફાટ્યો ગિરિશિખર પરથી, રામનું બાણ છૂટ્યું,
તેનો તે શૃંગવાળો મૃગ જળ ઝરણું ફાળથી કૂદી ચાલ્યો!"

હરિલાલના કાવ્યની અસર તળે રહી સુરસિંહ પણ સિંહનું વર્ણન કરે છે—

ઊભો ત્યાં સિંહરાજ થરથર થરરે, જોરથી ત્રાડ દેતો,
ડોલાવ્યા ડુંગરોને, રવિ પણ ચમક્યો લાલ અંગાર જેવો,
પક્ષી ખોને ન ચાલે, દ્રુમ પણ ધ્રુજ્યાં, પૃથ્વી કંપી રહી આ!"
આ તે બ્રહ્માંડ! ફાટ્યું પ્રલય થઈ ગયો? શંભુએ શંખ ફૂંક્યા!

'તોપગોળો વછૂટ્યો" હરિલાલના 'ગોળી ગોળો વછૂટ્યો"માંથી સુરસિંહજીએ લીધું છે અને અહીં નહીં વપરાયેલા શબ્દો પણ તેમના કાવ્યમાંથી વીણી લીધા છે ઉત્પ્રેક્ષાઓનાં બીજ બંનેનાં સમાન છે તથાપિ બંનેના શૈલીભેદમાં બંનેના માનસરુચિનો ભેદ પણ સમજાઈ જાય છે હરિલાલ સિંહના અંગનું તાદૃશ વર્ણન કરે છે, સુરસિંહ સિંહની ગર્જનાની માત્ર ઉત્પ્રેક્ષાઓ જ ધરે છે, સુરસિંહ વાતાવરણ પર વધુ લક્ષ ધરે છે, હરિલાલ સિંહના સ્વરૂપ પર સુરસિંહના ઓજસવર્ણનમાં ય તેમની કોમળતા ઢાંકી રહેતી નથી હરિલાલના કાવ્યમાં બુદ્ધિનો અને શબ્દવૈભવનો રણકાર છે સુરસિંહજીના કાવ્યમાં તેમના હૃદયમાધુર્યનો રણકાર છે ઓજસયુક્તતા સુરસિંહના સ્વભાવ કે રુચિતંત્રમાં જ નથી, ક્યારેક આવે છે તે એક સંચારિ ભાવ રૂપે, અનુકરણ રૂપે કે વૈવિધ્ય ખાતર અને એવા પૌરુષના પડ હોવાથી કોમળતા વહેતી તો હોય જ છે બાકી તો સુરસિંહનો આત્મા સ્નેહતરસ્યો સુકુમાર અને કરુણાના ભાવોથી ભરેલો હોવાથી રુદ્રતા, ભયાનકતા, ભૌતિક સંગ્રામની

—વાળાને પત્ર— તા ૨૮-૩-૯૭) સમ્બરા વૃત્તનું 'એક પ્રેમમય પ્રભાત' એ જ મા 'વનમાં એક પ્રભાત' પણે ભાગે 'કાન્તે" 'કેકારવ'માં આ નવીન નામ આપ્યું

ભીષણતા અને કલેશથી વેગળાં જ રહેવાનું પસંદ કરતો હોય છે. તેથી જ્યારે સુરસિંહ ઓજસયુક્ત બાનીમા વીરરસ પીરસે ત્યારે શબ્દો ઢાવ પત્થરના ઘાવ જેવા નહિ પણ થાળીવેલણના ધ્વનિ જેવા સંભળાવાના. કાવ્યછંદના ટુકડા પણ એજ કોમળ લયનું ગુંજન કરાવવાના. આમ, બને કાવ્યોમાં કેટલીક સમાનતા હોવા છતા અને સુરસિંહજીએ આ કાવ્ય હરિલાલના કાવ્યની અનુકૃતિરૂપે લખ્યું હોવા છતા બને કવિઓના ભિન્ન વ્યક્તિત્વની ભિન્ન લાક્ષણિકતાઓનો પરિચય કરાવે છે. બનેના કાવ્યશીર્ષકો પણ એ તફાવત સૂચવે છે.

૭૬ રીતિ, સિહ, ભ્રમર, ઇત્યાદિનું વર્ણન, અલકાર, કાવ્યસ્વરૂપ વગેરે બાબતોમા સુરસિંહ પર હરિલાલનુ રૂણ છતા, આવા અનુકૃતિ કાવ્યમા ય સુરસિહનુ મૌલિક કવિત્વ ઉજ્જ્વળ્યા વિના રહેતું નથી. અર્ધખીલેલા કમળમા ગૂંજતો પ્રેમી ભ્રમર, કંપતા જળમા કોમળ કિરણો ઝબોળતો આવરવિ, કમલિનીને લાડ કરતો પ્રિયતમ રવિ, કુમુદ અને ફીક્કા પડતા જતા ચદ્રનો વિપ્રલભ, આછા કિરણો વડે રગાયેલુ કોમળ ઘાસ ચાવતુ હરણુ, નદતટે વૃક્ષોના ઝુંડ પર ઢળકી રહેલી વેલીઓ ઉપર વિવિધ પ્રકારે વિલસતા પુષ્પોના પુજ, કુજમાં લીલાથી ઊડતું ભુનભુન, આકાશમા સ્થિર પડેલો ઘનકટકો, મૃગની લાબી ફાળ અને સિહની ભયાનક ગર્જના—આ બધી પ્રકૃતિસામગ્રીનો સુરસિહે કાવ્યમા રસિકતાથી વિનિયોગ કર્યો છે. “ઢળકી રહેલી વેલડી” “આ રૂપાળા લબ્યા”, “બાલાર્ક ઘેલો”, “મકર ચળકતા”, “સ્થિર ઘનકટકો” વગેરે શબ્દોમા રહેલા અર્થસૌન્દર્યની સાથે તળપદા શબ્દોનું સુગધમિશ્રણ અને નાદ અને વર્ણની મજુલતા કલાપીની મૌલિક શક્તિની પ્રતીતિ કરાવે છે અને આ સર્વ આકર્ષણસ્થાનોથી ય વિશેષે કલાપીના આતર્વ્યક્તિત્વની લાક્ષણિકતાનો પરિચય તો કાવ્યની અતિમ પક્તિઓ કરાવે છે.

“આલિગે ભવ્યલીલા નદસરજલને પ્રેમમા મસ્ત ડોલે,
ઉડી બાઝે સુરનેદી હૃદય હૃદયના સત્ત્વને જેમ પ્રેમે
ઘેલો હુ એ રમુ છુ ! તનમન લપટ્યા ! રમ્ય છુ, એક હુ છુ:
વેલી, વૃક્ષો, નદી ને ગિરિ, નભ, ઝરણે લીન હુ સર્વદા છુ”

પ્રકૃતિની રમણીય અને ભવ્ય લીલાસુદરતામા કવિ તન્મય બની જઈ જે અનુભવ કરે છે તેમા આ કવિના હૃદયના જીવનભર સતત ગુંજ્યા કરેલા પ્રકૃતિ સાથેના તેના સમરસનો જ આવિષ્કાર છે એમા વર્ડ્ઝવર્થના વિશ્વચૈતન્યવાદ (Pantheism) ની છાયા જોનારા કદાચ થાપ ખાય છે, કેમકે સુરસિહે વર્ડ્ઝવર્થનો રીતસરનો સાગ અભ્યાસ કર્યો તે તો ૧૮૯૪મા તે પહેલા "We are seven" જેવુ કોઈ રડયુ ખડયુ કાવ્ય તેમણે કોલેજના અભ્યાસ દરમિયાન વાચ્યુ હશે તે

૪. તેથી વિશેષ વર્ડ્ઝવર્થની છાયા ૧૮૯૩ સુધી તેમનાં કાવ્યોમાં છે નહિ (કદાચ "કુસુમમાળા" દ્વારા આવી હોય તો હોય.)

આમ, એ દૃષ્ટિએ આ કાવ્ય સુરસિંહજીની વિકસતી જતી આશાસ્પદ કાવ્યશૈલી અને કાવ્યબાનીની આગાહી આપે છે; ખીલતા જતા કવિત્વનું દર્શન કરાવે છે. તેમના કોમળ, રસિક, મધુર વ્યક્તિત્વનો પરિચય કરાવે છે. કેટલીક બાબતોમાં હરિલાલના મગજસંચાલિત કાવ્ય કરતાં આ કાવ્ય, પ્રેમી અને રસિક હૃદયનાં ભાવોર્મિને વિવિધ પ્રકૃતિ ચિત્રોમાં આલેખતું હોવાથી વાતાવરણની પ્રસન્નતાથી ચિત્તને વિશિષ્ટ પ્રકારે ભરી દે છે

"વનમાં એક પ્રભાત" જે ૧૯–૩–'૯૩માં અનુકૃતિ રૂપે રચાયું છે, તો "કમલિની" અનુકૃતિ રૂપે ૧૦–૧૧–'૯૩માં સુરસિંહે રચ્યું છે. આ આઠ માસના ગાળામાં સુરસિંહજીની કલ્પનાશક્તિ તથા સર્જકતાએ કેવો વિકાસ સાધ્યો છે તેનો નમૂનો આ કાવ્ય છે.

"ઇસ્ટ એન્ડ વેસ્ટ"ના ૧૯૧૬ના જુલાઇના અંકમાં હીરાલાલ દેશાઇએ "કમલિની" શેલીના "The Cloud"ના અનુકરણમાં લખાયું એમ કહ્યું છે. પણ "કમલિની" શેલીના કાવ્યની નહિ, પણ તેની અનુકૃતિ રૂપે લખાયેલ નરસિંહરાવની "ચંદા"ની અનુકૃતિ છે. "ચંદા" અને "કમલિની" ઉભય વિષમ હરિગીત છંદમાં રચાયાં છે. "કમલિની"માંની પંક્તિ "તેને સુવાડું રાત્રિએ", "ચંદા"માંની "સુખમાં સુવાડું રાત્રિએ"નો જ પડઘો છે

"ને કુંભ અમૃતનો ભરી ઉદધિ થકી ચંદા કુદે,
તે વાળ ખંખેરી રૂપેરી સુધા છંટકાવી હસે,

"કુમુદી ન્હાની બ્હેનડી મુજ વ્હાલ ચંદા પર ધરે,
ચંદા કુળા કર સ્પર્શ મૃદુથી ફેરવે મુખડા પરે,

"ને શુકની ચોડી હતી ગમણીય ગીતી ભાનમાં,
કર રાત્રીનું પણ રચ્યું તેમાં હૃદય અતિ કોમળું"

વગેરે તરંગલીના "ચંદા"માંની આવી તરંગલીનાના જ પડઘા છે ગતિને પ્રાતઃકલ્પનો, તેને કુમુદના વાળ ઓળતો કલ્પવો વગેરે સજીવારોપણ "ચંદા"ને મળતુ છે. "કમલિની"ના સ્થાનનું વર્ણન પણ "ચંદા"ના સ્થાનને મળતું છે. આમ, નરસિંહરાવના કાવ્ય "ચંદા"ની જ અનુકૃતિ "કમલિની" છે. શેલીના 'Unpromethius Bound' માંથી "ફિક્કા પડેલા તારલા મેઘ નભમાં વિખરી પડ્યા,

ગોવાળ–રવિના માત્ર દર્શનથી ડરી ન્હાસી ગયા!" જેવી પંક્તિઓનો સુરસિંહે અનુવાદ કર્યો હોવાનું અનુમાન પણ સાચું નથી. કેમકે "કુસુમમાળા"

કલ્પકતા અને મર્મદર્શકશક્તિ કેટલા વર્ષના ઉદય પામ્યા છે તેની પ્રતીતિ કરાવે છે પ્રકૃતિની પ્રસન્ન રમણીય લીલાને કલ્પનાતરંગોના વર્ણનમાં સુસિદ્ધ મુગ્ધતા અને નિરાંતથી મધુર બનાવે છે. કમલિનીનું મનોહર ચિત્ર,

"કુસુમ રૂપાળાં, દ્રાક્ષરસના જામ કે જાણુ સમી,
ફૂલ તો ગુ જળલહેરીઓની ઉપર ધીમે ડોલતી,

જેવા ઉપમાનો દ્વારા રજૂ થાય છે ચોથી કડીમાં સુનિશ્ચિત રસિક કલ્પના વડે હૃદયંગમ ચિત્રો ખડાં કરે છે ચંદાના વર્ણનમાં,

"સુરખો નવો મુખ પર ધરી ગગના ભર નભ ચાર, ને
મુઝાઈ કેડે દૂર તે ત્યાં સ્વેદબિન્દુડાં ખરે,
તિન ગાન પગનો, ધનુર ભ્રૂ ને શ્યામ કાજળ નયનનું,
હીરાજડિત મ્હોરા અરીસામાં જુવે ફરી ઊભિયું"

પંદરમી કડીમાં પતંગિયાનું અપ્સરાઓ તરીકે વર્ણન કવિની મૌલિક કાવ્યનીનાવ સૂચક છે અઢારમી કડીમાં સૂર્યના જળપ્રતિબિંબે ઉત્પન્ન થતા વર્તુળોમાં કમલિનીની કેવો વિહાર કરે છે તેનું સરસ આલંકારિક વર્ણન છે

"ઝીણી રૂપેરી માછલી કૂદી ઉડી જળમાં પડે
રવિબિંબ તો પ્રકટ ગયું ન ચક્કર પાણીમાં બને
રૂડાં મુક્તાહારમાં હીરા તણાં ચન્દા સમી
નાજુક રૂપાળી કામ્યરની એક પન ર. ડોલતી!"

અહીં ઉપમા કેવી ઉચિત અને મનોરમ છે!

પછીની બે કડીઓમાં કમલિનીથી યુક્ત સરોવરમાં સહેલ કરતી હંસજોડીનું કેવું ઉપમારસિક સુઘટિત ચિત્રાત્મક વર્ણન છે!

"શંખ જ્યમ લપસી પડે કો ચારુ મણિના ઉપર
ત્યમ હંસજોડી પવન મંદગ ચડ જેવો ત્યાં તર
પાંખ જળથી આફળે ને તરંગો રહે ઉછળી
એ પૃથ્વીના પક્ષી નહીં કે દિવ્ય દૈવી કો નવાં!
શી ડોક તેઓની રૂડી ડોલરતણી માળા સમી,
ને હિમ પર્વત શૃંગ પરના બરફથી ધોળી ઘણી
છે ચાર ચંચુ લાલ કે માણિકતણી જેવી કળી,
તે પવનવેગે જળપરે શી ચાલતી ચાલી ગઈ!'

અને મધ્યાહ્નનું વર્ણન પણ "ને એક લાંબી ચીસ પાડી શાંતિના પડને ચીરે" જેવી પંક્તિથી કેવું તાદૃશ ઉઠાવ પામે છે! અને ત્રણેક કડીઓ પછી સંધ્યારંગનું વર્ણન તો કોઈ કુશળ પ્રતિભાશાળી ચિત્રકારની પીંછીનું જ સર્જન છે

"કોકિલ તણી કીકી સમો ત્યમ દાબનો ગાજો પણે,
ને ચળકતા ફૂલડા ગુલાબી વેરિયાં નભમડપે,
ત્યા ગાગ આકી ચોકમા દીપી રૂડી કેમગતણી,
પણ ભાનુ તો ડૂબી ગયો ને શાંત સંધ્યા રહી ગઈ!"

છે'વે, રાત્રિના ભયાનક વાતાવરણનું નિરૂપણ જુઓ.

"અંધારપડદે ઢાંકી લીધું વિશ્વ પૌઢું ક્ષણ મહી!
વાંસફૂન્દો આરડે ને પવન હાકે જોરથી,
ને આંખ છે અંગાર જેવી સિંહની ત્યાં ચળકતી"

રાત્રિમાં સિંહની અંગાર જેવી આંખ, વાંસફૂદો અને પવનનાં "આરડે" અને "હાકે" જેવાં અમુચિત અને તળપદી બોલીના અનુત્તમ ક્રિયાપદો—આ બધી ખૂબીઓ નરસિંહરાવની "ચંદા"મા જડે તેમ નથી કલાપીની કાવ્યભાષા પણ કેટલી મીઠી, કોમળ અને ક્યાંક ક્યાંક વ્યંજનાપૂર્ણ છે!

"અપ્સરાઓ નિત્ય આવી સરકિનારે ખેલતી" જેવી પંક્તિઓમાં પતંગિયાની વ્યંજનાનું રસમય દર્શન થાય છે કાવ્યની પ્રથમની બે પંક્તિઓમાં વર્ણવિન્યાસનો કેવો રાગ ગ્થાયો છે! આમ, સુરસિંહના "ચંદા" ની અનુકૃતિ રૂપ કાવ્યમા એવી ઘણી રસસામગ્રી છે, જે "ચંદા"મા નથી ચંદામા તરંગલાલિત્ય અને લાલિત્ય લડાવનાર શૈલીની મધુરતા છે, "કમલિની"ની ઉપરની કેટલીક પંક્તિઓમાં રસલાલિત્ય અને લાલિત્ય લડાવનાર રસિક માનસની કોમળતા છે અર્વાચીન કવિતાકલાના ઉદયકાળે એક ઉગતા કવિની કૃતિ માટે તે આશ્ચર્યજનક નથી! કેમ કે નરસિંહરાવે તેમની કાવ્યશૈલી અને કલ્પના ઘડાઈ ચૂક્યા પછી "ચંદા" રચેલ છે, જ્યારે સુરસિંહે તેમની કાવ્યપ્રવૃત્તિના આરંભકાળમા 'કમલિની" લખ્યુ છે અને તેમ છતા કલાપી આવી મધુર વર્ણનખૂબીઓ પોતાના અનુકૃતિકાવ્યમા પણ બતાવી શકેલ છે

કલાપીના કાવ્યને તેમની કિશોરાવસ્થા અને અપક્વ દૃષ્ટિફલકની મર્યાદાઓ નડી નથી એમ નહિ 'આ આભને આસમાની પડદે કિરણ સૌ રેળી ગયા" મા "આસમાની" આગળ અને "ચડી તે પર, મુગ્ખ સારી ધરી, આવી ઉષા રૂડી" જેવી કોઈ કોઈ પંક્તિઓમા છંદોલય જળવાયો નથી, સાતમી કડીમા "શાન્ત રસ દ્રવતો હતો"—એ હકીકત અનુભવ વિરુદ્ધ છે "શાન્ત' ને બદલે "મસ્ત" ૪૮ વિશેષણ ઉચિત ગણાત પણ આવા દોષો કલાપીની સર્જકતાની

૪૮ પ્રો ઠાકોર "કવિતા શિક્ષણ" મા નોંધે છે "મસ્ત (વિશેષણ) વધારે બંધ બેસતું તે પણ એકાએક સૂઝે એમ નથી"

અશક્તિના નથી, તેની વયના અતિ ઉત્સાહ કે નિષ્પ્રાણ વેગના છે. એની ઝડપ અધીર છે તેથી આવી ઝીણી ઝીણી બાબતો તરફ તે પ્રકૃતિથી જ બેપરવાહ છે. પોતાના મનની ધૂનનો તો આ કવિ એવો દાસ છે કે “કાશ્મીરનો પ્રવાસ” ની જેમ “કમલિની”નો અંત પણ અનુચિત સ્થાને માનવદુઃખનો વિચાર મૂકી કથળાવી નાખે છે. પ્રો. ઠાકોરે ઉચિત જ કહ્યું છે કે “કલાપીએ કમલિનીનો જે અંત યોજ્યો છે, તે આ મોટે ભાગે આ જ રંગનો હોવો જોઈએ એવા વિષયને માટે જરા વેગે પડી જાય એવો છે. આવો વિસંવાદ “ચંદા”માં નથી.”[૪૯] રાત્રિના ભયાનક વાતાવરણદર્શનથી પ્રેરાઈ કવિએ માનવી અને કુદરત વચ્ચેનો તફાવત બતાવવા જતાં “પ્રકૃતિનું જગત સુખી, માનવ જગત દુઃખી”, એવો નરસિંહરાવને (અને વર્ડ્ઝવર્થને)[૫૦] પ્રિય વિચાર, કાવ્યમાંના સમગ્ર લાલિત્યપૂર્ણ મનોરમ રસિક વાતાવરણને પડછે આલેખવામાં થાપ ખાધી છે. અલબત્ત, સુરસિંહનું માનસ અને જગતદર્શન પણ આ જ વિચારનું છે—અને તેમાં નરસિંહરાવની કાવ્યરીતિની તો માત્ર પ્રેરણા જ હશે. તથાપિ પોતાના માનસને, ઉચિત—અનુચિત સ્થાને પ્રકટ કર્યા વિના કવિ રહી શકતા નથી, એના આ સઘળા ઉદાહરણો છે. એમની પ્રકૃતિ જ એવી વિષાદ—મગ્ન છે કે કાવ્યમાં વિષાદ અને કરુણતા આલેખવા તેમને પ્રિય લાગે છે, પછી તે માટેની પશ્ચાદ્ભૂમિકા કાવ્યમાં ગમે તેવા રંગની, વિષયની કે રસની હો. જ્યાંત્યાંથી કવિ પોતાની અંગત મનોદશા, વિચાર કે લાગણી કાવ્યમાં આરોપી દે છે. કાવ્યનો અંત કમલિનીની મધુર સ્વપ્નનિદ્રા અને ભ્રમર સાથેના તેના આશ્લેષસુખથી આવી શક્યો હોત. અથવા તો “ગાન” જેવા કુશળ સંપાદક અન્યત્ર જેમ અહીં પણ કાવ્યના વિષય તથા રસને અસંગત એવી ૭ પંક્તિઓ ઉપર કાતર ચલાવી કાવ્યનું રસતત્ત્વ રક્ષી શક્યા હોત. જોકે “ચંદા”ના અનુકરણરૂપે હરિલાલ ધ્રુવે એક ‘નૂતન વાણી’, બોટાદકરે એક “શર્વરી” અને ખબરદારે રચેલ કાવ્ય કરતાં સુરસિંહની “કમલિની”માં કલ્પનાસમૃદ્ધિ સારી અને પ્રકૃતિનાં તથા શૃંગારરસનાં ચિત્રો વિશેષ હૃદયંગમ છે.

**(૧૫) ચિત્તક્ષોભ :**

સુરસિંહની, કવિ થવાની તૈયારી શોખથી, અંતરના ખરા ઉમળકાથી થતી હોવાથી રાજા થવાની તૈયારી કરતાં વિશેષ કષ્ટથી નીવડે છે. સુરસિંહના ભાવાન મિત્ર સંગ્રામસિંહ તેમને સલાહ આપે છે કે “કવિ થવા કરતાં રાજ્યમાં વધારે બાહોશ થવું જોઈએ” અને સુરસિંહ તેના જવાબમાં તે તરફ ગતિ કરવા નિશ્ચય કર્યો

૪૯ “કવિતા શિક્ષણ”—પૃ. ૪૯ (ઈ. સ. ૧૯૪૬ની આવૃત્તિ)
૫૦ કારણ સુરસિંહજી વર્ડ્ઝવર્થનાં કાવ્યોના એટલા બધા પરિચયમાં આવ્યા નથી

છે" એમ પણ જણાવે છે, તે માટે મિલની "રાજ્યનીતિ" વાંચવાનો વિચાર પણ રાખે છે, તેમ છતાં સુરસિંહનો અંતરંગ તો લેખન-વાચન ને મનનમાં જ ઓળાયેલો છે. રાજ્ય સોંપાવાનું મોડું થયું તેને માટે કચવાટની કંઈ પણ લાગણી તેમના હૃદયમાં છે જ નહિ. એ વિશે તે અજાણસિંહને લખે છે : "એ કાંઈ બહુ જરૂરની બાબત નથી, અથવા જરૂરની છે તો તેની મ્હને દરકાર નથી મ્હને સત્તાનો લોભ નથી. સત્તા એ સુખ નથી પણ દુ:ખ છે.[૩૯] કારણ કે "સેવ્ય અને સેવકભાવ કરતાં, સ્નેહ-પ્રેમ-ઐક્ય પ્રીતિ-ભાવ જ મ્હને ઇષ્ટ છે."[૪૦]

અને આવી પ્રીતિઝંખનાનો આદર્શ તેમણે રમામા, મિત્રોમાં સ્વજનોમા રાખ્યો છે. એ ઝંખના જ્યારે ફળતી નથી કે તેથી ઉલટું જ પ્રેમીજનોમા જોવા અનુભવવા મળે છે, ત્યારે તેમનું કોમળ અને પ્રેમભૂખ્યું હૃદય કંપી ઊઠે છે. અને કવિતામા ઠલવાય છે.

(૧) "હૃદય ધવલ અર્થે દુગ્ધ જાણી કુલાયે,
ધુવરપય ગળેથી ઉતરી આગ બાળે!
મરપશિર મણિને પ્રેમ પ્રેમી તણો આ
વિષમ રગ વ્યાપે પ્રાપ્ત થાયે કદી ના!" ("અમારો સ્નેહ")
-૧-૧-૯૩

(૨) "ફરી મ્હારૂ હૃદય ત્હારૂ હવે શકા પ્રિયે, શાની?"
("સ્નેહશંકા"-૯-૧-૯૩)

(૩) "બહુ છું હું તમે માનો જિગરમા ઘા મને ઉંડા!
ઉમળકા આ હૃદયના હા! કહો ક્યા કાઢવું ફાડી!"
("કુમુદિનીનો પ્રેમોપાલભ"- ૧૫-૨-૯૩)

(૪) "કિતાબો ઇશ્કની ખોલી ઉથામ્યા પ્રેમના પોથા
વિષમ જે રાખ પ્રીતિના વિકટ છે સ્નેહરસ્તા ત્યા!"
("મસ્ત ઇશ્ક"-૭-૪-૯૩)

અને એથી કવિ હૃદયને કઠોર, કઠણ બનાવવાનો પરાણે પ્રયાસ કરે છે.

"હૈયું કઠોર પ્રિયનું કુમળુ અરે આ!
આ પુષ્પ, એ પથ્થરનો કકડો ખરે છે
આ યોગ એ વિધિવશે નિરમ્યો અરે રે!
ગળી પડે પણ પ્રિયા પથ ના વિસારૂ
અશ્રુ હવે નયનના નયને જવે હો!

૩૯ "કલાપીની પત્રધારા"-પૃ ૨૮૩.
૪૦ એજન - પૃ ૨૮૫.

નિશ્વાસ આ હૃદયના હૃદયે રહો રે!
આશા બધી દિલ તણી દિલ ત્યાગજો હો!
આનન્દ આનન્દ તમે જગમાં પડો રે!" ("હૃતપ્રેમ")

## (૧૬) મૌલિક-કાવ્યો :

સુરસિંહના ઈ. સ. ૧૮૯૩ના મૌલિક કાવ્યોમાં મુખ્ય વિષય તેમને ગમતો પ્રેમ છે. તેમના પ્રેમનિરૂપણમાં બે રંગ છે: એક, તેમની હાલની મનોદશાને સૂચક પ્રેમમાં ઝૂરિયાં, શંકા, બેવફાઈ, કે કટુતા અને વિપ્રલંભનું દર્શન કરાવતો અને બીજો પ્રેમના માર્ગમાં અંતરાય છતાં પ્રેમીઓને આશિષ દઈ પ્રેમીઓની મસ્તી બતાવતો.

પ્રથમ રંગમાં હૃદયની વ્યથાને અનેકવિધ દૃષ્ટાંતો રૂપકો, ઉપમાઓથી આલેખવા તે મથે છે

(૧) "વન ગડગડ ગાજ્યો ચાતકું ચિત્ત ફુલે,
પથરસ્ત કરાનો મેઘ આવી મચ્યો'તો" ("ઠગારો સ્નેહ")

(૨) "આહી તો કદિ હાસ્ય થાય પ્રિયથી, વા હસ્તમેળા મને
જાણું ના ગતિ કોઈના હૃદયની ત્યાં મૃત્યુ આવી મળે!"
("મરણશીલ પ્રેમી")

(૩) "અરે રે! યોગ થાશે ના! થયો તો સ્નેહ જામે ના!
મૃત્યુથી બેપરવા યા બેદરકાર પ્રેમી જડાશે ના!"

("કુમુદિનીનો પ્રેમોપાલંભ")

ત્યારે બીજો રંગ, આશા આનન્દ અને આશિષનો છે

(૧) "બલિહારી આવા મધુર રસવાળા હૃદયને!
અહો! સાધુ દૈવા! ત્રિભુવન શુભ ધ્યાને ચિત્ત રહો!
પ્રભુ! આવી પ્રીતિ જનહૃદયમાં વાસ કરજો!
ઉડો પૃથ્વી ઉપ્નો સ્વર્ગ, જન બનો દિવ્ય સરખા!"

(૨) "હોજો ત્રિભુવન સાકરી ચગકની પ્રેમાર્દ્ર" દૈવા ત્રિવે!
સ્પર્શે સર્વ જગી જ દો હૃદયને તો સર્વવ્યાપી બને!"

("મરણુજીવ પ્રેમી")

(૩) "મજે જે ના તને લાગિ લગાની કૈયયો કાલે.

બન્યુ રો મસ્ત મસ્તાનુ અખડાનદમા ગયો ! " ("મસ્ત ઘ્રક")

પ્રેમની વ્યથા, દર્દ, ફરિયાદ, સાફલ્યની નિરાશા—એ કવિનો હાવનો સ્થાપી ભાવ છે આશિષ અને મસ્ત ખેપરવાઈના ભાવોનુ મૂળ પણ એ પ્રેમરગની નિષ્ફળતાના દર્દમા જ છે સુરસિહનુ કવિમાનસ જેમ તેમના પ્રકૃતિકાવ્યોમા અને અનુવાદ-કાવ્યોમા તેમ આ મૌલિક કાવ્યોમાય વરતી શકાય છે પાછળથી કવિમાનસમાં પ્રેમના ઘર્ષણનો જે ઉત્કાપાત મચી રહેનાર છે તે ભલે પાત્ર પરત્વે ભિન્ન પ્રકારનો હોય, તેનુ પગેરુ તો અહી ૧૮૯૨–'૯૩ના પ્રેમકાવ્યોમા પણ કાઢી શકાય છે અહી પણ '૯૫–'૯૬,ની જેમ જ "સ્નેહશકા" થી, પ્રેમપાન તન્ત્રથી યોગ્ય પ્રત્યુત્તરના રહેતા અભાવથી, કવિ અને પત્ની–ઉભયના હૃદયના રસરુચિના અનૈકયથી મનુષ્યજગતમા પ્રેમનો આનદ—અનુભવ શક્ય જ નથી, એવા શરૂથી બધાઈ ગયેના ખ્યાલ કે અનુભવથી કવિ પીડાય છે એટલે, પ્રેમઅનુભવના સિદ્ધિમાર્ગમા આવતા અતરાયોથી થતી યાતનાઓ સુરસિહજીના સમસ્ત જીવન અને કવનનો (પાછના બે વર્ષો સિવાય) ભાવ નથી કે એમ કહીએ તો તેમા કશુ અજુગતુ નથી "મરણુશીલ પ્રેમી એમના હૃદય અને માનસને સમર્થપણે વ્યક્ત કરે છે

આ વર્ષમા જેમ કવિતાની આતરસામગ્રી તેમ કવિતાની દેહસાધનામા પણ સુરસિહે સારો વિકાસ સાધી બતાવ્યો છે આ વર્ષમા તેમણે અઢારેક કાવ્યો અને સચિન વગેરે મિત્રોને સબોધીને લખેલા

"વહને નીર ભરાય સખે !
મનના રથ તે મનમા જ વહ્યા ("કલાપીની પત્ર ધારા'—પૃ ૭૪૬)

જેવા કેટલાક પ્રાસગિક મનોભાવને વ્યક્ત કરતા નાના કાવ્યો રચ્યા છે

કાવ્યપક્તિઓની દૃષ્ટિએ 'પ્રોષિતભર્તૃકા' અને 'કમલિની' ઠીક ઠીક લાબા છે ૧૬૨ પક્તિનુ "કમલિની એ પક્તિસખ્યાની દૃષ્ટિએ કવિની કવિતાએ આરભમા બતાવેલો સારો વિકાસ કહી શકાય છદોમા, બે–ત્રણ તોટકમા, બે શાર્દૂલમા એક માલિનીમા, એક સ્રગ્ધરામા, બે શિખરિણીમા, બે વસતતિલકામા, એક પીલુ રાગમા અને બે હરિગીતમા છે આગલે વર્ષે "અશ્રુસ્થાન"-મા વસતતિલકા પાગળો હતો, તે '-સ્નેહ'મા કેવો મધુર લયવાહી બન્યો છે! આગલા વર્ષના "હૃદયકમલની જૂની આશા" માંનો શાર્દૂલ "મરણુશીલ પ્રેમી" મા વિશેષ પ્રવાહી અને મજુલ બન્યો છે "શિખરિણી" પણ આ વર્ષે એના ધીરગભીર સગીતને વહાવી શક્યો છે.

વર્ષ દરમિયાનના કાવ્યોમાં છંદોવૈવિધ્ય કવિએ સારું બતાવ્યું છે. "પ્રોષિતભર્તૃકા" (કાન્તે "કેકારવ"માં નહિ લીધેલું) કાવ્યમાં શાર્દૂલ, મંદાક્રાન્તા, ઉપેન્દ્રવજ્રા અને માલિની—એમ ચાર છંદોનો ઉપયોગ કર્યો છે. તેથી કાન્તે રાખેલ કરેલી એક જ કાવ્યમાં વિવિધ છંદો મેળવવાની રીતિનો સુરુચિયુક્ત સૌ પ્રથમ વિનિયોગ આ કાવ્યમાં કર્યો છે, એમ કહી શકાય. સ્થિતિ, ભાવ અને વર્ણન પ્રમાણે તેમાં છંદપલટા કવિએ આણ્યા છે. નવેક ગઝલો પણ કવિએ આપી છે.

પણ, ઘણી ખરી કાવ્યોમાં કલાની સુરેખતા, સંકલનામાં એકાગ્રતા કે સમગ્ર નિરૂપણનું સામર્થ્ય જણાતું નથી. પ્રાસનો મોહ ઘણી વેળા તેમને નડે છે. "સ્નેહ શાળા"માં 'ન થા ત્યાગી, ન થા વેની, ન થા જોગી, ન થા મેલી' જેવી પંક્તિઓમાં કવિનો મિથ્યા પ્રાસલોભ જ દેખાય છે. "કાપી કહિ તેં નાખી છે ન જે તેની મને પરવા" માં, તેની પહેલી પંક્તિમાં અને કાવ્યની ઉપાન્ત્ય પંક્તિમાં ગઝલનું માપ તૂટે છે. 'હવે તો પ્રાણ, દિલમાં ક્યાં નહીં તુજને ઘણી નફા?" અને પછીની પંક્તિનો આવેગ હાસ્યાસ્પદ બને છે. "કુમુદિનીનો પ્રેમી પાગલ' પણ એવું નિર્બળ કાવ્ય છે. એમાં પણ છે તેથી ત્રીજી પંક્તિમાં ગઝલનું માપ અનિશ્ચિત છે. "ન તાણો પ્રેમની દોરી, બહુ તાણ્યે બને તૂટી' જેવી પંક્તિઓ કદાચ લોકપ્રિય બની હશે, પણ મણિકાન્તની ગઝલોની વિશેષ ચમક એમાં નથી. એ જ પ્રમાણે આ વર્ષના તેમના અપ્રકટ કાવ્યો પણ સામાન્ય છે. કાન્તે "કેકારવ"માં તેમને સ્થાન નથી આપ્યું તેમાં તેમનો રસવિવેક જ છે. "પ્રોષિતભર્તૃકા" પણ નર્મદની અંત્યદશાની વિપ્રલંભશૃંગાર નિરૂપણશૈલીનું નિષ્ફળ અનુકરણ છે.

પણ કીટસના 'Happy Insensibility'ના મુક્તાનુવાદરૂપ કાવ્ય "સુખમય અજ્ઞાન"ના ઉદ્ગાર અને પ્રશસ્ત નિરૂપણ જોતાં "કાન્તે "કેકારવ"માં તેને સ્થાન કેમ નહિ આપ્યું હોય એવો પ્રશ્ન સહેજે ઊઠે છે. "મનુષ્યોને તો આ પરમ સુખ સાંપડ્યું નહિ મળે' જેવી તેમાંની પંક્તિઓમાં સુરુચિનો પ્રિય વિચાર પણ જોવા મળે છે.

એમની ગઝલોમાં મણિલાલ, બાલાશંકરની ગઝલોની જેમ ઉર્દૂ અને ફારસી શબ્દો તથા હવાનો ભરપૂર ઉપયોગ થયો છે. મસ્તીના, ઉદ્ગારો, લાગણીના ઉછાળા, ઇશ્કપરસ્તી, જગત તરફની બેપરવાઈ વગેરે અન્યની ગઝલોનાં લક્ષણો આ કવિની ગઝલોમાં છે. '૯૨માં લખાયેલ "એક પ્રેમી' અને "ફકીરી હાલ" કરતાં '૯૩ની "મસ્ત ઇશ્ક"માં શબ્દોના ઉપયોગમાં અને કથનના ઉદ્ગારમાં સારો વિકાસ કવિ બતાવી શક્યા છે. જોકે મણિલાલની 'ઉઠાવ્યાં ધર્મશાસ્ત્રોને—ગણાયો

ગોની પંક્તિમાં" જેવી પંક્તિઓનો "કિતાબો ઇશ્કની ખોળી ઉથામ્યા પ્રેમનાં પોથાં" જેવી પંક્તિઓમાં પડ્યો છે અને "આશક આ પડ્યો બેહોશ મરી જાશે હિજરાઈ" જેવી પંક્તિઓ અશુદ્ધ માપની રહી જવા પામી છે, તોપણ ઇશ્કે હકીકીના સ્વરૂપની આ ગઝલ કવિની ગઝલગીતિનો વિકાસ સૂચવે છે. ગઝલની પહેલી બે પંક્તિઓ નોંધપાત્ર છે

"અયે કાતીન! મીને તું મતું રહેજે પડ્યું રહે તું.
નથી તકસીર ત્હારી એ ગુનેહગારી હમારી છે!"

જોકે "મતુ રહેજે" નો જ અર્થ "પડ્યું રહે તું" માં પુનરાવર્તન પામ્યો છે અને 'કાતીન'નો ગેરઅર્થ થયો છે એ પણ નોંધવા જેવું ખરું કે મુરસિંહને જેટલી સંસ્કૃત વૃત્તોમાં ફાવટ આવી છે. તેટલી ગઝલોના છંદમાં સફળતા મળી નથી.

આમ, આગલા વર્ષો કરતાં કાવ્યપ્રવૃત્તિ વેગવતી છે '૯૦–'૯૧માં તેમની કવિતા માત્ર શૃંગારી કે વિપ્રલંભ મનોદશાને જ વ્યક્ત કરતી હતી '૯૨માં પ્રકૃતિગાને કંઈક વિશેષ રૂપ દાખવ્યું અને કવિની વૈરાગી મનોદશાનું પ્રતિબિંબ પણ તેમાં પડ્યું પણ, '૯૩માં કવિએ કાવ્યસાહિત્યની પ્રવૃત્તિમાં ખરેખરી અભ્યાસપૂર્ણ શરૂઆત આરંભી અંગ્રેજી કાવ્યના મુક્તઅનુવાદો અને ગુજરાતી કાવ્યોની અનુકૃતિઓ દ્વારા તે "અન્યની કવિતાનું ઘુંટામણ"[51] કરી કાવ્યભાષા નિરૂપણશૈલી અને ભાવ-કલ્પનાને ઘાટ આપવાની સાધના કરે છે અને એમ કરી કવિ થવાની યોગ્ય તાલીમ સરસ કાવ્યોના અભ્યાસ અને અનુવાદ-ઉભય દ્વારા મેળવે છે ૯૭ તેમની દૃષ્ટિ કાવ્યસર્જનમાં પૂરેપૂરી સ્વતંત્ર બની નથી અંગ્રેજી–ગુજરાતી કવિઓનું અનુકરણ કરી તેમના જેવી કવિતા રચવા માટેના તેમના આ વર્ષના પ્રયત્નો છે આ વર્ષના તેમના અઢાર કાવ્યોમાં સાત અનુવાદકાવ્યો, બે અનુકૃતિ કાવ્યો અને બાકીના કોઈને કોઈ નામી કવિઓની કવિતાની શૈલીના જ પડઘા રૂપ છે, એ જોતાં ૯૭ સ્વતંત્ર કાવ્યકલાનો પ્રાદુર્ભાવ સુરસિંહમાં થયો નથી પણ ૧૮૯૩માં કવિનું સ્વતંત્ર મોકળું થયું છે કલ્પનાવિલાસ વધ્યો છે અને ભાવ-નિરૂપણમાં લાલિત્ય આવ્યું છે છંદપ્રભુતા લગભગ આવી ગઈ છે અલંકારરીતિમાં સફળતા પ્રાપ્ત થતી જાય છે વર્ણનચિત્રોમાં ચારુતા પ્રવેશે છે, એ જોતાં આ વર્ષ *કલાપીની કાવ્યસાધનાની રચની જરી ઉત્કટતાનું દર્શન કરાવે છે*

(૧૭) યોગસાધના :

ગઝલ અને કવિ થવાની તૈયારી સાથે યોગ સાધવાની અને વેદાંત સમજવાની વૃત્તિ–પ્રવૃત્તિ પણ મણિલાલના બોધને કારણે આ અરસામાં શરૂ થઈ છે સુરસિંહની

---

51 પ્રો રાવત

બુદ્ધિ આ ઉમરેય કેવી જાગ્રત હતી, તે આ બતાવે છે મણિભાઈએ તેમને દુનિયામાં રહીને રાજ્યકાર્ય સંભાળતા સંભાળતાં ઈશ્વર-ભક્તિ કરવાની સલાહ આપી છે તેના જવાબમાં, તે મણિભાઈને લખે છે કે “ઈશ્વરભક્તિ” કેમ કરવી? દુનિયાના પ્રપંચમાં જ—ચોવીસે કલાક ભર્યા જ રહેવું? મૂર્તિ લઈ તેનું ચંદન પુષ્પાદિ ક્રિયા વડે પૂજન કરવું, એ મને બરાબર લાગતું નથી એક જડ વસ્તુ પ્રત્યે આગ્રહાદિત તેવી ક્રિયા શું ફાયદાથી? આવી પૂજા નકામી છે તેમ હું કહેતો નથી, પણ મને તેમાં રસ લાગતો નથી મેં “સિદ્ધાંતસાર” નું મનન બરાબર કર્યું છે પણ તેમાંથી તો મને “પ્રેમ” અને “અપ્રેમ પ્રવૃત્તિ” —સર્વનું ભલું ઇચ્છવું અને યથાશક્તિ ભલું કરવું એ જ મુખ્ય “ધર્મ” જડ્યો છે” (“પત્રધારા”—પૃ ૯)

આમ, પ્રેમધર્મ જ સુરસિંહજીનો જીવનધર્મ બન્યો છે તે સિવાયની ફિલસૂફીમાં તેમને શ્રદ્ધા ચોટતી નથી છતાં પોતાના પ્રજાજન પોતાને નાસ્તિક જેવો ન ધારી લે અને “યથા રાજા તથા પ્રજા” પ્રમાણે પોતાની રૈયતમાં એવા ભ્રમથી નાસ્તિકતાના વિચાર ન ફેલાય તે માટે સ્નાન કર્યા બાદ આશરે અર્ધો કલાક એક ઓરડામાં બેસી સુપ્રસિદ્ધ મહાભારત વાંચે છે અને એને “પૂજા” તરીકે ઓળખાવે છે હઠયોગ કે સિદ્ધિ-ઓની વાનગી પર તેમને પૂરો તિરસ્કાર છે પણ પ્રવૃત્તિ, મોક્ષ અને આત્માની ગતિની જિજ્ઞાસા અને તે વિશે મણિભાઈને જે કંઈ સમજાવેલું તેમાં પ્રામાણિક શંકાઓ થાય છે તે નિખાલસપણે પ્રગટ કરે છે “મ્હારા મનમાં બીજી શંકા એ છે કે મોક્ષ અનુભવનાર આત્માને કશી પ્રવૃત્તિ છે કે નહિ? કેટલાએક મોક્ષ એટલે પૂર્ણ નિવૃત્તિ-પ્રવૃત્તિનો તદ્દન અભાવ એમ કહે છે—દ્વંદ્વાતીતતા—ત્રિગુણરહિતપણું આદિ તો છે જ એમ હું માનું છું પણ મ્હારું માનવું એ છે કે મોક્ષ સ્થિતિ અનુભવનાર આત્મા પણ પ્રવૃત્ત જ છે બ્રહ્માંડમાં એકે પદાર્થ સ્થિર-ગતિરહિત નથી જે પદાર્થ અગાડી ન વધે, ઊંચો ન ચડે, તે પછાડી જાય, નીચો પડે, પણ સ્થિર તો રહી શકે જ નહીં મ્હારો સિદ્ધાંત એવો છે કે મોક્ષ એ મનની પૂર્ણ નિવૃત્તિ-ક્લેશનો અભાવ અને પૂર્ણ પ્રેમ—અદ્વૈત પ્રેમ અભેદ પ્રેમમય પ્રવૃત્તિ આ બે મતમાં કયો સાચો છે તે લખશો.”

(“પત્રધારા”—પૃ ૧૨)

ઓગણીસ વર્ષના વિલાસથી રંગાયેલા તરુણમાં મોક્ષ અને પ્રવૃત્તિ—નિવૃત્તિ વિશે કેવી સ્પષ્ટ સમજ અને મર્મદૃષ્ટિ છે! પ્રેમમાં નિરાશા અને વિષાદ અનુભવતા આ રાગી ઉમરના રાજવીમાં તર્કની પ્રામાણિકતા અને મુમુક્ષુપણું કેવાં ઊંચાં છે! એના પ્રશ્નો એની શંકાઓ, એના તર્કો અને એની શ્રદ્ધા એની ઉમરની વ્યક્તિઓમાં કેવાં અસાધારણ છે! એનો અંગ્રેજી-સંસ્કૃતનો અભ્યાસ સાધારણ છે,

પણ એની ગ્રહણશક્તિ ને સમજશક્તિ અસામાન્ય છે એણે મોટા ભાગનું જ્ઞાન શ્રવણ, વચન અને મનન કરીને મેળવેલું છે પ્રાપ્ત કર્યું છે ત્યારનું પણ જેટલું પ્રાપ્ત કર્યું છે, તેટલું આ તરુણ તર્કબુદ્ધિમા ઉતારતો અને દૃષ્ટિમા પચાવતો ગયો છે

## (૧૮) સાહિત્યસંસ્કાર અને ગદ્યછટાઓ :

આ સમયમા સુરસિંહની વિચારણા પક્વ બની એમ કહી શકાય મણિલાલના "ગુલાબસિંહ", બાલાશંકરના "ભારતીભૂષણ", મણિલાલે તેમના પર લખેલા પત્રોએ અને મણિલાલના "સિદ્ધાંતસાર" આદિ પુસ્તકોએ સુરસિંહમા આર્યધર્મની જીવન ફિલસૂફીના, વેદાંતના, પ્રવૃત્તિ–નિવૃત્તિના, મોક્ષના, અદ્વૈતપ્રેમના વિચારોના બીજ રોપ્યા અને પ્રસરાવ્યા હોય એમ જણાય છે [૪૧] ૧૮૯૩મા પંદર દિવસ મુંબઈ તે જાય છે ત્યારેય આ જુવાન, મૈત્રી અને માર્ગદર્શન શોધે છે મનસુખરામ ત્રિપાઠી અને ગોવર્ધનરામ ત્રિપાઠી જેવા સમર્થ પંડિતોનું બહુમાન મુજ સાથે પણ તેમને આ અરસામા થોડોક પત્રવ્યવહાર થયો છે અને "જનકવિદેહી" થવાનો આદર્શ તો તેમના '૯૨–'૯૩ના પત્રોમા વારંવાર સંભળાય છે [૪૨]

મૂર અને રોવીના વાચનસંસ્કારેય સુરસિંહના મગજ ઉપર પ્રેમ અને જીવન દૃષ્ટિ વિષયક કેટલીક ઊંડી છાપ આ અરસામા મૂકી દીધી છે "શેલીમય જગત મને એ જ્ઞાન તો સ્વપ્ન પણ શા માટે રાખવું ' ત્યારે જ્ઞાન તો રહેવું જ," [૪૩] એવી ચિંતામગ્ન મનોદશા ગધાઈ ચૂકી છે "અરે! બિચારા માનવીહૃદય! દુ ખ દુ ખ–દુ ખ ગરીબડા મગજ પ છાડી દૃષ્ટિ કરે તો દાહ, વર્તમાન તો સ્પેશિયલ ટ્રેન, ભવિષ્યમા–તે અંધારમા–કાંઈક ધૂરકતું કાર્મિક ડોળા ફેરવતું કાંઈક રેતું દેખાય–સર સ્વતીચંદ્રની "મહારાત્રિ "[૪૪] આમ, વિષાદઘેર્યા વિચારો રેશ હૃદય સ્પર્શથી અને ઊર્મિલતાથી થયા છે!

એમના વાચનસંસ્કારે એમના ગદ્યમાય સાહિત્યની સચોટ મુદ્રા, કહેવતોનું બાહુલ્ય અને વિચારનો વણાટ આપેલ છે ઉદાહરણ તરીકે એક જ પત્ર "કલાપીની પત્રધારા"મા ૨૮૭, ૨૮૮ અને ૨૮૯ પૃષ્ઠ પરનો જુઓ [૪૫] ૧ 'ઓરડ્યું' અધવચ રહે અને ધણીએ ધાર્યું હોય તે થાય ૨ વાબીનો કૂતરો વાટનોએ નહિ રહે અને ઘાટનો પણ નહિ રહે ૩ 'Where there is a will, there is a way ૪ Violent delights have violent ends' 'કલાપીની પત્રધારા'

૪૧ જુઓ "સચિત' મણિલાલ અને સરદારસિંહ ઉપરના ૧૮૯૩ના પત્રો

૪૨ જુઓ પત્રધારા ' પૃ ૪ ૨૮૯ ૨૯૩

૪૩ બાલ દરાયને પત્ર – કલાપીની પત્રધારા ' –પૃ ૬૮, તા ૭–૧ –૯૩

૪૪ એજન– પૃ ૩૬૮– તા ૮–૧૦–'૯૩

૪૫ ' રાણા સરદારસિંહને પત્ર" –તા ૧૬–૫–૯૭

ના ગદ્યમાં એમણે વાપરેલા રૂઢિપ્રયોગો પણ તેમની લોકબોલીના સંપર્ક અને વાચનસભ્ય સાહિત્યસંસ્કાર દાખવે છે "આંગળીઓની લાંબી ગર્દ" (પૃ ૨૪૩) "વારંવાર ઉડી જવા", ધાડ ધાડ, આશા પર મદાર રહેવું — આમ લલિત અન્યાન્ય સંદર્ભે પત્રના પત્રોમાં સાહિત્યના રસાત્મક અવતરણો, લોકવાણીની કહેવતો અને રૂઢિપ્રયોગોનો વિપુલતાથી ઉપયોગ થયો છે. મુન્શિફ, જે કાંઈ નવું સાહિત્ય વાંચે છે અથવા લોકસંપર્કની કહેવતો વગેરે તે જાણી લે છે તેનો પોતાના પત્રોમાં કે સાહિત્યમાં વિનિયોગ તત્કાલ કરી દેતા માલૂમ પડે છે. આથી એમની ભાષામાં તાજગી, ચેતના અને મનોરમતા આવે છે એમના દૃષ્ટાંતો, રૂપકો, અર્થાન્તરન્યાસો અને એમના ગદ્યનું સમગ્ર વ્યક્તિત્વ એમના સ્વગતસ્વાગત તથા અવલોકનનું જ પરિણામ છે. "કલાપીનો પત્રધારા"માં એના થોડાક ઉદાહરણો મળે.

૧ હું જાગી ગયો આર્યાની દશા ડોલવા જેવી જ તાજી સ્થિતિ થઈ પાછો મન મળ્યા તન કેન્દ્રકે ડોમાંકથી (અવતનનું ચિંતન) બાકી ચીનાં છે"

(પૃ ૨૩૫)

૨ હાલ હું કોઈને ગુનાના કૃત્યથી પણ નથી મારતો પણ — લાકડીનો ઉપયોગ પણ કરવો પડે છે તો નઠારું મન કેમ નથી ભુલાવનાર પડી ગયો અવતાર થાય એ સ્વાભાવિક છે (પૃ ૨૪૩)

૩ હવાની ઋતુ ચાર ચાર માસે બદલાય છે તેમજ નરમીસરદી અને ગરમીસરદી પણ બદલાયા કરે છે પણ તે ઋતુ કાંઈક અનિયમિત અને બાધી છે હવાનો ફેરફાર જેમ ચામડી ઉપર અસર કરે છે, તેમ નરમીગરમી અને ગરમીસરદી મન પર અસર કરે છે (પૃ ૨૭૯—૨૮૦)

૪ 'ભૂમિતિના પ્રોપોઝિશન — યુક્તિ પ્રયુક્તિ અજમાવી કાર્ય સાધવા તત્પર રહેવું, પણ '— a bird in hand is worth two in the bush'' એ યાદ રાખી હાથમાંનો નાશ કરી પડેલા લાભ માટે ન ખોઈ નાખવો અને આશા પર મદાર રહેવું પણ તેને નઠાર ન થવા દેવી — મળવાનું હશે તે જ મળશે ' જવાનું હશે તે જ જશે'' આ મોટું સૂત્ર મનમાં રાખી જનક વિદેહી જેવું બને તેટલું થવાય તેટલું થવું (પૃ ૨૯૨—૨૯૩)

આમ અગાઉના ત્રણ વર્ષો કરતાં એમનું ૧૮૯૩નું ગદ્ય તેમનો સાહિત્યસંસ્કાર જબરા ઉત્સાહથી પ્રગટ કરે છે ઊર્મિલ ચિંતન અને વક્રોક્તિથી ગદ્યની મુદ્રા એના વિવિધ વળાંકોમાં અસરકારકતાથી ઊપસી આવી છે કવિની નમ્રતા ઊર્મિ અને કલ્પનાશીલતા તો પ્રકૃતિથી જ તેમને મળેલી છે પણ તેમાં આ વર્ષે ઊંચા વિચારોનો વણાટ પણ ગદ્યમાં સારા પ્રમાણમાં જોવા મળે છે

## (૧૯) વિકાસશીલતા :

એમની મનોદશામાં વિષાદપ્રિયતા છે, પણ બાહ્ય ઉછાળાટ હવે ઓછો થઈ ગયો છે હવેનો વિષાદ કોઈ વિચારક અને અન્તર્મુખ, જાગૃત વ્યક્તિનો છે, આરંભના, વિલાસી જેમનમસ્તનો નથી અંગ્રેજ કવિઓ તેમ જ મણિલાલ–ગોવર્ધનરામ વગેરે વિચારશીલ કર્તાઓની કૃતિઓના વાચનથી એમનું મગજ અને ચિત્ત વિવિધ કોટિના વિચારોથી ઊભરાય છે કેવળ બોધાત્મક, કે ભોગપ્રધાન શૃંગારરસયુક્ત પ્રસંગોના વાચનને બદલે હવે તેમનું વાચન, ચિંતન ને રસના અન્ય પ્રદેશોમાં પણ વિસ્તરે છે "ઓવેનો", રોની અને મૂરનાં કાવ્યો, ગોવર્ધનરામ–મણિલાલના દેશ, ધર્મ, ગૃહજીવન અને તત્ત્વજ્ઞાનવિષયક વિચારો અને અંગ્રેજી શિષ્ટગ્રંથો તેમના વાચનનો અને મનનનો વિષય બન્યા છે, તેથી તેમનું રસવર્તુલ પણ હવે વધ્યું છે એમની લાગણીઓ અને બુદ્ધિ તેથી મુગ્ધતા ને સ્થૂળતામાંથી થોડેક અંશે મુક્ત બની ઊંડી વિચાર–પ્રધાન બનવા લાગી છે એમની નવું નવું જાણવા, વાંચવા, જોવા, અનુભવવાની જિજ્ઞાસાવૃત્તિનો તો પાર નથી એમની દૃષ્ટિ પણ જાગૃત અને મર્મગ્રાહી રહેવાથી સમાલોચક બનવા માંડી છે વૃત્તિમાં પણ યુવાનીસુલભ જાતીયવેગ હવે પડવા લાગ્યો છે રાગ તો ઉત્કટ છે પણ તેમાં હવે જ્ઞાન તથા ભાવનાની સૂક્ષ્મતાના અંશોની વૃદ્ધિ થવા લાગી છે સૌંદર્યભક્તિની સાથે સાહિત્યસંસ્કાર ભળવાથી તેમનું ગદ્ય પણ સમૃદ્ધ બનતું જાય છે અંગ્રેજી કાવ્યોના આસ્વાદ અને રસગ્રહણમાં મનના ભાવો ઘનીભૂત બનવા પામે છે અને રુચિતંત્ર સૂક્ષ્મતા અને શિષ્ટતા ગ્રહણ કરતું જાય છે સમાગમો અને મિત્રમંડળમાં પણ વિદ્વાન અને નામી પુરુષોની સંખ્યા ઉમેરાઈ છે રાજ્ય ધર્મ–તત્ત્વજ્ઞાન અને ગૃહના પ્રશ્નોમાં મણિલાલ અને સાહિત્યમાં ગોવર્ધનરામનું માર્ગદર્શન મેળવાય છે જીવનના અનેક ક્ષેત્રોની મુક્ત ને નિખાલસપણે ચર્ચા 'સંચિત', "સુમન", સંગ્રામસિંહજી અને આનંદરાય હવે સાથે પત્રો દ્વારા તેમ જ પ્રત્યક્ષ સંપર્ક દ્વારા થતી રહે છે અને તેમાંય સંગ્રામસિંહ અને આનંદરાય અંગ્રેજી સાહિત્ય વાચનમાં તેમને પ્રેરક બની રહે છે, તો અભ્યાસ, ગૃહ અને કુટુંબ જીવનની અનેક બાબતોમાં આ એકવીસ વર્ષનો તરુણ એ બન્નેનો સદ્‌ગુરુ કે સલાહકાર પણ બની રહે છે

આમ, આ વર્ષે સુરસિંહજીનું સાહિત્યિક વ્યક્તિત્વ વધુ ખીલવા પામે છે. ૧૮૯૨ લગીના જાતીયવેગને વધુ મહત્ત્વ આપતા કાંઈક વેવલા, અસ્પષ્ટ, અણઘડ વિચારો અને તરંગી મનોદશાવાળા તથા છીછરી દૃષ્ટિ અને એકાંગી અભ્યાસવાળા સુરસિંહજી કરતાં ૧૮૯૩ના સુરસિંહજી કાંઈક વિશેષ સ્વસ્થ ચિંતનશીલ, સમતોલ

તર્કવાળા, ભાવનાશીલ, ઊંડા ગુરુતાવાળા વિચારો, શિષ્ટ રુચિ અને વિવિધ ચિંતનવાળી કલ્પનાશક્તિ ધરાવનારા અને વધુ અંતર્મુખ, જાગ્રત, મનનશીલ યુવાન દેખાય છે એમની જન્મજાત વિચારપ્રિય, સૌંદર્યપ્રિય, કલ્પનારસિક અને જિજ્ઞાસુ પ્રકૃતિમાં તેજ વધતું આવે છે હૃદયની ઇચ્છા, સ્નેહના ચક્ષુ અને માનસની કોમળતા ગુમાવ્યા વિના બુદ્ધિને, કલાદૃષ્ટિને, ચિંતનને અને અનુભવની આંખને તે કેળવતા માલૂમ પડે છે તેમની ગ્રહણ, સ્મૃતિ, અનુકરણ અને અવલોકનની શક્તિ અજબ છે. એમનું માનસ પંડિતનું નથી પણ સહૃદયનું, સ્નેહીનું તથા ચિંતનપ્રિય, સુરુચિ રસિક પુરુષનું છે.

વાચનથી એમની બુદ્ધિશક્તિ અને વિચારદૃષ્ટિ વિકસી છે, મનન–વિવેચનથી એમની વિવેકદૃષ્ટિ અને જીવનદૃષ્ટિમાં સમતોલતા અને ઊંડાણ આવતાં આવે છે અનુભવની અંતર્મુખતા આવી છે અને રસવૃત્તિઓ વધ્યાં છે ભાષાજ્ઞાનથી ભાષા, છંદ, વિચાર અને અભિવ્યક્તિમાં વિશદતા, પ્રૌઢિ અને એકાગ્રતાની કસરત થાય છે એમ તેમની ગદ્યશૈલી આ વર્ષમાં ઠીક પક્વ બને છે તેમજ કાવ્યકલાની આભા પામતી જાય છે, જે '૯૪–'૯૫ માં તો સૌંદર્યસ્વરૂપ પ્રકટ કરે છે

આ વર્ષમાં સુરસિંહે પત્રો, કાવ્યો અને કેટલાક અંગ્રેજી પુસ્તકોમાંના ભાગોના ભાષાંતર સિવાય અન્ય કશું જ લખાણ કર્યું હોય એમ જણાતું નથી તેમના પત્રોમાં તેમનું વ્યક્તિત્વ પૂરું ઊતર્યું છે એમના ચિત્તના અનેકવિધ પ્રતિભાવો, આહ્લાદ-કંપનો અને ઊર્મિના ઉષ્માપૂર્વક તે તેમાં ઠરી જાય છે એમનું માનસિ-વલણ પ્રકૃતિ, રુચિ, અરુચિ લાગણી, વિચાર, અભિલાષા તરંગો, નફરત, વાચન–મનન ને લેખનવિચારો, જિજ્ઞાસાઓ, અભિપ્રાયો, રસવિષયો અને વિવેચન—એ બધું જાણવાનું સાધન હાલ તો તેમના પત્રો સિવાય બીજું કશું નથી[૪૬] છતાં આ પત્રો એ સર્વ વ્યક્ત કરવાને સમર્થ છે કલાપીજીવનના સ્થૂળ પ્રસંગો તો ઝાઝા નહિ પણ તેના આંતરજીવનની ઘણી હકીકતો આ પત્રો પૂરી પાડે છે એ પત્રો સુરસિંહના વ્યક્તિત્વનું થતું જતું ઘડતર પણ સૂચવી રહે છે વળી, સુરસિંહની વિકસતી જતી ગદ્યશૈલીનો પણ પરિચય આ પત્રો જ આપી શકે તેમ છે ૧૮૯૨ ના સુરસિંહનું ગદ્ય સાલસતાના ડોળને ચાળે ચડ્યું હતું, પણ ૧૮૯૩ નું તેમનું ગદ્ય—ઉપર આપેલા કેટલાક નમૂના જોતાં જણાશે કે—સ્વાભાવિકતા તરફ ઝૂકે છે પોતાની લાગણી, વિચાર કથન કે અભિપ્રાયને રજૂ કરવા માટે સરસતાની સાથે સચોટતાનું વલણ પણ તેમાં વરતાઈ શકે છે '૯૨માં સચિતને 'બાર્ડ કા' બ્રી"ની ભાષાશૈલીમાં પત્રો લખાયા છે, '૯૩માં એ જ સચિતને લખાયેલા પત્રો સુરસિંહનો ભાષાપલટો દેખાડે છે

૪૬ સુરસિંહે લખેલી આ મકયાનો હવે તો નાશ થઈ ચૂક્યો છે

## પ્રકરણ ૪

# રાગ ને ત્યાગની વચ્ચે

### (ઈ. સ. ૧૮૯૪-’૯૫)

"રાગ ને ત્યાગની વચ્ચે હૈયું એ ઝૂલતું હતુ"
("ભરત" · "કલાપીનો કેકારવ"–પૃ. ૨૦૦)

"હું રાજદંડ લઈને આવ્યો નથી, પણ માત્ર બે વાત લઈને આવ્યો છું.
એક પેલી યોગીની જમાત અને બીજી, તે સ્વપ્નમાંહેની અપ્સરાઓ"
("મેનાવતી અને ગોપીચંદ")

"મીઠા લલાટ થકી ચુમ્બન એ સર્યું, ને
મીઠા કપોલ ઉપરે સરકી પડ્યું, હા!"
("ચુમ્બનવિપ્લવ" · "કેકારવ"–પૃ ૪૫૬)

**(૧) રાજપદ પ્રત્યે ઉદાસીનતા :**

સુરસિંહના ચિત્તમાં રાજા થવા વિરોનો ચાલતો આતમકલહ આગલે વર્ષે મણિભાઈની સલાહ–સમજાવટથી દૂર તો થયો, પણ સુરસિંહની ધર્મબુદ્ધિ, ડહાપણ-બુદ્ધિ જ તે સમજી શકી, એમની હૃદયવૃત્તિ નહિ. "બધા ઉધામા ગેરી ગયા" એમ જણાવ્યા પછી પણ રાજા થવા માટે આવશ્યક સખ્તાઈ, સામ–દામ–દંડ–ભેદ કે સત્તાનો કડક ઉપયોગ પોતાથી થઈ શકશે કે નહિ તેની પતીજ સુરસિંહને પોતાને પડતી નથી ને મણિભાઈને જણાવે છે : "...તે દુઃખ–તે વનમાં જવાની ઇચ્છા હવે મને હેરાન કરતા નથી, તોપણ મને લાગે છે કે હજુ મારામાં ઘણી નબળાઈ છે. "દંડ-શિક્ષા" એ મને બહુ ખેદ આપે છે. એક માણસને ૭ વર્ષની કેદ આપવી એમ કરતાં મને ત્રાસ આવી જાય છે. "શું આ ગુન્હેગાર આટલી શિક્ષા વિના ન સુધરે? થોડી શિક્ષા મનુષ્યજાતિ માટે બસ નથી?" એ વિચારો જ મારા ખેદનું કારણ છે પછી વળી આવા વિચારો આવે છે : "આ દયા મારામાં થોડો વખત જ રહેશે, તે છોડવી મને ગમતી નથી. કોમળ લાગણીઓનો નાશ થવો, માણસ પરની દયા જતી રહેવી, એ કાંઈ ઓછી શિક્ષા છે? [1]...મારાં

1. "એક ઇચ્છા" એ કાવ્ય કલાપીનો આ જ પ્રકૃતિરંગ બતાવે છે.

આ જગામાં આંસુ હવે મારાથી દૂર જશે. હું ઘણુંયે બધું કરી શકીશ, પણ મારું હૃદય કઠિન થઈ જવાથી હું તે બધું કરતાં મને જે સંતોષ થવો જોઈએ, અને થશે, તેનો અંશ ભોગવવા નહિ થઈ શકું. શું રાજાઓ માટે આવું જ નિર્માયેલું છે? આ વિચાર મને કેમ દુઃખ ન આપે? બીજી તરફ "હું રાજ્ય માટે લાયક છું કે નહિ?" એ તો મારા મનમાં હજુ શંકા—મોટી શંકા છે જ."[2]

તેમના કોમળ અને વિદ્યાવિલાસી ચિત્તને રાજ્યનો બોજ ઘણો કઠિન લાગે છે: "પ્રજાનો વિચાર કરીએ તો તે પણ અગત્યનું છે. તેને માટે પણ ઘણું જ રાજાએ કરવાનું છે. આ કામ કેટલું મુશ્કેલ છે!"[3]..."પ્રેમ, દયા અને દંડ એ ત્રણે જુદી જુદી દિશાએ ચાલનારાં તત્ત્વો સાથે વળગી રાખવાં એ કેટલી મુશ્કીલાત?"[4]

મણિભાઈ, ઉત્તમ રાજા થવાની, કુશળતાથી કારભાર ચલાવવાની, રાજ્યમાં વિશ્વાસુ અને સારાં માણસો રાખવાની, એજન્સીનાં માણસોને રજા આપી દેવાની, શિક્ષા ગુનેગારોને જ કરવાની, પ્રજાના હક અને હિતનું રક્ષણ કરવાની અને એવી બીજી ઘણી ઘણી શિખામણો સુરસિંહને પત્રો દ્વારા આપતા રહે છે.[1] સુરસિંહ પણ "આવી પડ્યું એ ઉપાડ્યું—છુટકો નથી," એમ જાણી મણિભાઈની શિખામણોને માથે ચઢાવી તે પ્રમાણે વર્તવા નિર્ધારે છે, પણ થોડા થોડા દિવસોએ એ રામ એના એ. અત્યંત સંવેદનશીલ ચિત્તવાળો આ કિંકર્તવ્યમૂઢ કવિજીવડો સમયને આંતરે આંતરે મણિભાઈ પરના પત્રોમાં પોતાના સ્વભાવ મુજબ રાજા થવામાં કોઈ ને કોઈ ગૂંચ, મુશ્કેલી કે પોતાની મર્યાદા બતાવ્યા કરે છે.

તથાપિ મને કરીને પણ સુરસિંહજી પ્રજાશુભેચ્છક રાજા બનવા માટે કમર કસે છે, અનિચ્છાએ પણ વ્યવહારકુશળ ગૃહસ્થનું જીવન જીવવાની સાધના આદરે છે. વ્યવહારજીવન, આંતરજીવન અને પોતાની કલ્પનાનું ભાવનામય જીવન, એ ત્રણે વચ્ચે તેમના અંતરમાં કલહ મચેલો છે. કર્તવ્યબુદ્ધિ અને હૃદયવૃત્તિ વચ્ચે સતત સંગ્રામ તેમના મનમાં ચાલ્યાં કરે છે, અને આદર્શ અને વ્યવહાર વચ્ચેના સમાધાન સામે હૃદયનું બંડ સતત થયા કરે છે, છતાં ગૃહસ્થ અને રાજા તરીકેના પોતાના ધર્મો નહિ બજાવવા એ કાયરતા છે, એનું ભાન સદા રહેતું હોવાથી તે હૃદયની લાગણીને દબાવીને પણ કર્તવ્ય કરવા તત્પર બને છે. આથી તે "એજન્સીના નઠારે માર્ગે હમેશાં સત્તા વાપરવાની ટેવથી મગરૂર બની ગયેલાં માણસોથી બને

૨. "કલાપીની પત્રધારા" પૃ. ૧૬—મણિભાઈને પત્ર.
૩. એજન—પૃ. ૧૭.
૪. એજન—પૃ. ૧૮.

તેટના દૂર રહેવાનો પ્રયત્ન કરે છે. મણિનાથ લખે છે તે "બહુ મુશ્કેલ" લાગે છે, પણ તેની સાથે "મ્હારાને સુખી કરવાની હવે તો હોંશ પણ બહુ છે"[5] તેથી ઈ સ ૧૮૯૩મા શરૂ કરેલો રાજકારણનો અભ્યાસ '૯૪–'૯૫ મા પણ તે ચાલુ રાખે છે તત્કાલીન રાજકરણની જાણકારી માટે "કૈસરે હિંદ", "ગુજરાતી", "ડેલી ગેઝેટ", "પત્રિકા", "India" વગેરે સમકાલીન સામયિકોમાંથી રાજકરણને લગતા સવાલો જેવા કે "સરકારી નાણા સબંધી મુઝવણ", "પાર્લ-મેન્ટના ફેરફાર" વગેરે સમજવા કોશિશ કરે છે, અને "એડવેન્ચર્સ ઑફ ટેલિમેકસ" જેવી "પોલિટિકલ નોવેલ" વાચે છે

લાઠીમા રહેવુ અને રાજ્ય સભાળવુ એવો માનસિક નિશ્ચય કર્યા પછી સુરસિંહનુ જીવન લગભગ નિયમિત બની જાય છે ઉનાળામા ઘણે ભાગે તે રમા સાથે ગોપનાથ રહે છે અને ત્યા મિત્રોને આમત્રે છે ચોવાને દરિયે પણ અવાર નવાર સહેલગાહે જાય છે કહાળે, વડિયે મિત્રોને મળવા વર્ષમા એકાદ બે વખત જાય છે એ મિત્રોને લાઠીમા પણ હેતથી બોલાવે છે, અને મજલિસોનુ મધુર વાતાવરણ સર્જે છે વેદાત કોંગ્રેસની પરિષદો, સમાજસુધારો આર્યધર્મની ઉજ્જ્વળતા, સ્નેહ અને ધર્મ, સ્ત્રીપુરુષસમાનતા અને રાજ્યમા થતા જોઈતા સુધારા—એમ અનેક પ્રશ્નો 'સચિત,' વાજસુરવાળા બાલાવાળા, રાણા સરદારસિંહ, આનદરાય દવે અને ક્વચિત્ ક્વચિત્ લાઠી આવતા મણિલાલ સાથે ચર્ચાય છે અને આદર્શ રાજ્યમા આવશ્યક સર્વ સ્થિતિ વિશે પોતાના વિચાર સુરસિંહજી ઘડી રાખે છે તેમનુ હૈયુ પ્રજા કલ્યાણ માટે તો આતુર છે માત્ર એ કલ્યાણ કરવા માટે રાજ્યની લગામ હાથમા લઈ, રાજ્યનુ પ્રત્યેક ખાતુ ઝીણી નજરે સભાળવુ, પોતાના કર્મચારીઓના વહીવટ ઉપર સતત ચોકી રાખવી, અમલદારોની ખટપટોને દૂર કરવી, ગુનેગારોને સજા કરવી અને તુમારી ખાતામા અહર્નિશ મન પરોવી રાખી તેમા પોતાના સમય અને કાર્યનો મોટો ભાગ રોકવો ને તેનો રસ કેળવવો એ સુરસિંહજીની આગળ જોઈ તેવી પુષ્પકોમળ પ્રકૃતિને માટે અતિ મુશ્કેલ કાર્ય હતુ

(૨) રાજા થયા :

આખરે તા ૨૧–૧–૧૮૯૫ ના[6] દિવસે સુરસિંહને ગાદી સોંપાય છે, તે પ્રસગે મણિલાલ નભુભાઈ અને સુરસિંહના સર્વ મિત્રો તથા સ્વજનો લાઠીમા હાજરી આપે છે રાજ્યાભિષેકનો વિધિ દબદબાભરી રીતે ઊજવાય કોઈ હિમાલય

૫ એજન–પૃ ૧૮

૬ કલાપીના જ એક પત્રને આધારે—જુઓ "પત્રધારા" પૃ ૩૨૩

જેવો ભારે બોજ પોતાના ઉપર લેતા હોય એવો આભાર સુરસિંહજી તે વખતે અનુભવે છે. તેમના સુકુમાર હૃદયને રાજ્યધર્મ પણ આકરો લાગે છે. રાજ્યકાર્યમાં અંતરથી રસ પડતો નથી. પણ શું કરે? "મારે પણ રિયહેતા"ની માફક અભિમાન નજુબાઈને ગુરુસ્થાને રાખી તે રાજ્યની સંભાળ લેવા લાગે છે. રાજ્યનીતિને નિભાવ્યા જેવી તે લેખે છે, પણ એ રાજ્યનીતિનો અમલ મને કે કમને કર્યા સિવાય તેમને છૂટકો નથી. રાજાઓને માથે એજન્સીનાં મૂકેલાં આકરાં બંધન તેમને અસહ્ય અને રાજાને માટે ગુલામગીરીના ખત સમાન લાગે છે.

"રાજાઓના હાથપગ સરકારે જકડી બાંધી લીધા છે એવું મને લાગે છે અને બહુ લાગે છે...હું મને પસંદ ન હોય એવા કામકાજને પણ અટકી ન શકું. રાજ મૅનેજમેન્ટ સાંખું રાખ્યું હોત તો મને વધારે સંતોષ રહેત. કામ તો કામ કરું છું. પ્રજાપ્રીતિ ઘણી છે પણ મારા કામદારને સમજાવવામાં હું થાકી જાઉં છું. આપને શું લખું! રાજાઓ બિચારા કાંઈ નથી કરતા તેને માટે તેઓ ઠપકાને પાત્ર નથી પણ દયાને પાત્ર છે."[7] તથાપિ, રાજ્યકાર્યમાં રસ લેવાનો સુરસિંહજી શક્ય તેટલો પ્રયત્ન કરે છે. રાજ્યને વ્યવસ્થિત અને અમલની દૃષ્ટિએ નિયમિત કરવા તે મથે છે. રાજ્યનું બજેટ હાથમાં લઈ તેનું નાણાંતંત્ર વિકસાવવાનું હાથમાં લીધું છે. રાજ્યનું વધી ગયેલું ખર્ચ ઘટાડવા અને રાજ્યમાં અનેક સુધારા કરવા તરફ વલણ દાખવે છે. ગામનો વેપાર વધે, રાજ્યની જમીન સુધરે, લોકોને મફત શિક્ષણ મળે, પ્રજાને ઓછા ખર્ચે સાચો ન્યાય મળે, અમલદારોની લાંચ-રુશવત અને જનતા પ્રત્યેની તેમની સ્વાર્થવાળી નીતિમાં ઘટાડો થાય, મહાજનની માગણીઓને સંતોષ મળે એટલું તો પોતે કરી શકે, કરવું જ જોઈએ—એવી કર્તવ્યબુદ્ધિથી દોરાઈ સુરસિંહજી પોતાનો રાજ્યવહીવટ સંભાળે છે. જોકે એમના મનોરથ તો પોતાની પ્રજાને 'પોલિટિકલ્સ' કે 'પોલિટિશિયન્સ' બનાવવાના છે, પણ એમણે કરવા ધાર્યું છે, તેમાંથી ય કેટલું થઈ શક્યું છે વારુ?[8]

ને મણિલાલને લખે છે : "આ રાજ્યના કામમાં મને ધીમે ધીમે આનંદ આવવા લાગ્યો છે. ને પ્રજાપ્રીતિમાં, શિક્ષામાં—દંડમાં પણ પ્રેમભાવના જોતાં શીખું છું."[9]

### (3) રાજા તરીકે મર્યાદા :

પરંતુ, સુરસિંહજીનું મન રાજ્યકાર્યમાં ઘણું ઢીલું-પોચું છે. રાજા થયા પછી પણ તે કોઈ બાબતનો પાકો નિર્ણય લઈ શકતા નથી, નિર્ણય લે છે તો,

૭. એજન-પૃ. ૧૮, ૧૯
૮. એજન-પૃ. ૧૯, ૨૨.
૯. એજન-પૃ. ૨૦.

તેનો તાકીદે અમલ કરાવી શકતા નથી, અમલ થાય છે તોપણ તે એવો ઢીલો ને નિર્બળ હોય છે કે તેના જે લાભ થવા જોઈએ તે પ્રજાને મળતા નથી. તેમણે ઠરેલા કાયદા તેમના જ માણસો ઉથલાવી દે અને છતાં તેમને તે કશું કહી શકે નહિ! એજન્સીએ નીમેલા મૅનેજર એદલજી કડાકાને અનિચ્છાએ પોતાના પહેલા કામદાર તરીકે ચાલુ રાખ્યા અને પોતાના માનીતા આમાના માણસને કામદારપદે નીમી ન શકયા એટલે ડેપ્યુટી કામદારનો નવો હોદ્દો તેને માટે કઢાવવો પડ્યો, એ તેમના સ્વભાવની નિર્બળતા જ

એમની રાજા તરીકેની બીજી મર્યાદા આ પણ ખરી કે ગમે તેવા માણસ ઉપર, તેને નાણી જોયા સિવાય અતિવિશ્વાસ તે મૂકી દે છે એદલજીને આમાના તથા ડેપ્યુટી કામદારની ખટપટને લીધે માત્ર સાડાસાત મહિનામાં નોકરીમાંથી જવું પડ્યું ત્યારે એ જ ડેપ્યુટી કામદાર ઉપર પૂર્ણ વિશ્વાસ મૂકી તેને કામદારપદ સોંપ્યુ, તે તેમની આ મર્યાદાનુ જ પરિણામ આ ખટપટી કામદારને ઓળખતા તેમને વખત લાગ્યો, તેને કામદારપદેથી દૂર કરવામા તો તેથીય વિશેષ સમય લાગ્યો, તે પણ એમની વધુ પડતી ઢીલી કે ઉદાર પ્રકૃતિનુ જ પરિણામ તેમને "પ્રેમ અને ફરજને એક કરી દેવા" હતા, "મનુષ્યજીવનનુ તાત્પર્ય" પણ એને જ તે સમજતા [10] જીવન દરમિયાન તેમ કરવા તેઓ સતત મથ્યા, છતા કરી ન શક્યા, એ એમના જીવનની મોટી કરુણતા તેમની રાજ્યનીતિ કોઈને સતોષી ન શકી, તેનુ કારણ આ

આવી નીતિને કારણે સુરસિંહજીને તેમના પરમ મિત્રો આનદરાય તથા સરદારસિંહ રાણા સાથે આ વર્ષોમા ઊંચા મન જેવુ રહ્યા કરે છે રાજ્યમા નીમેલા માણસોની બાબતમા, કામદાર–ડેપ્યુટી કામદારની નિમણૂકની બાબતમા, માણસોની ફેરબદલીના સબધમા, આમા અને તેમના માણસોની રાજ્યકાર્ય તથા રાજ્યના અમલદારો વચ્ચે ન ખાતી આડખીલી સબધે, રાજ્યના નાણા અને સુરસિંહજીની યોજનાઓના દુર્બળની બાબતમા તથા આસપાસ વીંટળાયેલા સ્વાર્થી, અપાર માણસો ઉપર સરળ, ભોળા રાજાએ મૂકેલા વિશ્વાસની બાબતમા આનદરાય અને સરદારસિંહ એ બે મિત્રો સુરસિંહ સાથે લગભગ દોઢ વર્ષ સુધી ચડભડી રહે છે [11] સરદારસિંહ અને આનદરાય બને સુરસિંહના મિત્રો, શુભેચ્છકો અને લાઠી રાજ્યના રહીશો. સરદારસિંહ તો સુરસિંહજીના ભાયાત અને તેમના પિતા સ્વાભાઈ તો લાઠી રાજ્યના એક કાર્યકર્તા પણ ખરા સુરસિંહ તેમને નાના ભાઈ

---

૧૦ એજન–પૃ ૨૨

૧૧ જુઓ "કલાપીની પત્રધારા" મા આ બંનેપર લખાયેલા ૧૮૯૫ના પત્રો.

તરીકે ગણે છે, તેમને ભણાવવામાં આર્થિક સહાય કરે છે, પ્રેમથી તેમને અનુભવનાં ડહાપણની શિખામણો આપે છે અને અંગ્રેજી સાહિત્યના અભ્યાસમાં પોતે એમની મદદ લે છે. આનંદરાય આમ તો સુરસિંહની રૈયત પણ તેમના અભ્યાસ નીડરતા, સત્યપ્રિયતા અને પ્રેમને લીધે સુરસિંહ તેમને ખૂબ ચાહે છે[12] સુરસિંહ બને પાસે પોતાનું હૃદય ખુલ્લું મૂકે છે અને પોતાની અસહાય પરિસ્થિતિ પ્રકૃતિમર્યાદા, મનની નબળાઈ અને હૃદયનું તીવ્ર દુઃખ વ્યક્ત કરે છે[13] "મ્હારી પાસે કોઈ પણ હોય, તેનું "ઇન્ફ્લુયન્સ" મ્હારા પર ચાલે, તેનું મ્હારૂં મન છે અને કેટલીક વખત "ઇગ્નિસ્પૉન્સિબલ" માણસોની વાતો પરથી હું ગુંચવાઈ જાઉં છું પણ કોઈથી આધળાની માફક દોરાવાની મ્હને જન્મથી ટેવ પાડવામાં આવી છે, ને નીકળી જવો મ્હારામાં "સેલ્ફ કૉન્ફિડન્સ"ની બહુ જરૂર છે'[14]

"વિચારની આવી સ્થિતિ મેં હજુ સુધી અનુભવી નથી, તેમ મ્હારી નબળાઈનું આવું ભાન પણ હજુ સુધી થયું નથી મ્હારા હૃદયના ઉર્મીઓ કોઈ પણ ધાસ્તી વિના બજાવવા યત્ન કરૂં છું, પણ ટેવ ન હોવાથી, બહુ મુશ્કેલી પડે છે"[15] "તું જાણે છે કે કોઈ માણસને વઢવું એ મ્હારા સ્વભાવથી કેટલું ઊલટું છે હું જેને વઢું તેના કરતાં એ વઢવું એ મ્હને પોતાને વધારે મોટી શિક્ષા છે."[16] "મને ગન્ય કેળવવા સંબંધે હજુ સુધી શું કેળવણી આપવામાં આવી છે?"[17]

"મારી ઉછેરણી અને વિદ્યા તરફ જરા દૃષ્ટિ કરી, પછી Expectation બાંધતા હો તો ઠીક પડે"[18]

---

૧૨ પાછળથી તેઓ ભાવનગરમાં પોસ્ટમાસ્તર હતા

૧૩ જુઓ નિપાન '—એ કાવ્ય—' કેશરને —પૃ ૪૪

૧૪ "કલાપીનો પત્રધારા —પૃ ૩૧૬ સરદારસિંહને પત્ર, તા ૧૮—૨—'૯૫

૧૫ એજન—પૃ ૩૧૪

૧૬ એજન—પૃ ૩૧૮

૧૭ એજન—પૃ ૩૨૨

૧૮ આનંદરાયને પત્ર—'પત્રધારા —પૃ ૭૭૨

**વિશેષ નોંધ** • "પત્રધારા'માં પૃ ૩૨૩ મે કલાપીનો પત્ર, સરદારસિંહ પરનો હોય એવા ક્રમમાં છપાયો પણ તે સરદારસિંહ પરનો નહિ આનંદરાય પરનો છે એમાંના સંદર્ભો જોતાં આ વાત સાચી લાગશે દા ત પૃ ૩૨૪ મે ૧૧ મી પંક્તિ વાંચો "તો હવે કૃપા કરીને સ ને તેના કુટુંબને લઈ જવાની ના લખ " એ પંક્તિ આનંદરાયને ઉદ્દેશીને લખાઈ છે 'સ " એટલે 'સદુભા એટલે સરદારસિંહ એ જ પ્રમાણે, એ પૃષ્ઠ ઉપર પં ૨૦—૨૧ પણ જુઓ. ત્યાં પણ 'સ 'ને ઠેકાણે "સદુભા' વાંચો વળી સરદારસિંહ સુરસિંહ ઉપર નારાજ થઈને પોતાના કુટુંબને લાઠી રાજ્યની બહાર ફેરવવાના હતા, એ હકીકત છે

મુનસિહજી આમ, પોતાની પ્રકૃતિમર્યાદા જાણે છે અને તેનો એકરાર આ બને મિત્રો સમક્ષ તે નિસંકોચ રજૂ કરી તેમની સહાનુભૂતિ અને ક્ષમા ઇચ્છે છે :

"તમે તો સાગર જેવુ પેટ રાખી, મ્હારી ભૂલો જ સુધારવાનુ અને ક્ષમા રાખી દરગુજર કરવાનું રાખો, ત્યારે જ મ્હારા જેવા સાથે મૈત્રી પોષાઈ શકે"

("પત્રધારા"–પૃ ૩૭૧, તા ૨૧–૩–'૯૫)

સુરસિંહ પોતાના સ્વભાવની મર્યાદા ઉપરાત રાજ્યવ્યવસ્થામા નડતી ઉપાધિઓ, તંત્રને બરાબર ચલાવવા માટે જોઈતા માણસો, યોગ્ય સમય અને વાતાવરણની પ્રતીક્ષા–ઇત્યાદિ પ્રતિકૂળતાઓ સરદારસિંહને સમજાવે છે, અને એકદમ ઉતાવળથી પોતાના શિરે નિર્ણય ન સાધી લેવા તથા રીસે ભરાઈ આવેશમા તેમના કુટુબને લાદી રાજ્યમાથી ખસેડી ન લેવા વીનવે છે "પણ જગ દુનિયાદાર થા, બિનકુન નિશાજિયે થા મા "૧૮

પરતુ આ બને મિત્રો—સરદારસિંહ અને આનદરાય—ના મનમાથી સુરસિંહજી-ની નિર્મળ–ઉદાર રાજ્યનીતિએ જન્માવેલો અસતોષ કદી જતો નથી અને સુરસિંહજીએ અનેક ખાતરીઓ, વચનો આપ્યા અને વિનતીઓ કીધી છતા રાજ્યમાજમા છેવટ લગી ભામાની જ સત્તા અને દમામ પરોક્ષ રીતે ચાલતા હોવાથી અને તેમની ઇચ્છા પ્રમાણે જ રાજ્યશાસન થતો હોવાથી રાજ્યપ્રકરણમાં ઉભયના મનનુ સમાધાન કરાવવામા સુરસિંહજી છેવટ સુધી નિષ્ફળ રહ્યા છે

## (૪) વધતું વાચન :

રાજા થવાની તાલીમ અને રાજ્યપ્રકરણમા ધ્યાન, સુરસિંહને માટે બોજ સમાન છે પણ વાચવુ, તેનુ ફરીને મનન કરવુ એ તો એમનો પ્રિય વ્યવસાય ૧૮૯૩મા એમણે ગોવર્ધનરામને જણાવ્યુ છે "વિદ્યાને માતાને સ્થાને રાખવા કરતા સ્ત્રીને સ્થાને રાખવી એ જ ઉત્તમ અને સારુ આખુ આયુષ્ય વિદ્યાપરાયણ રહે એ જ હુ ઈશ્વર પાસે માગુ છુ આ રાજ્ય (કાઠિયાવાડી રાજ્ય) ખટપટમા ઉત્તમ મિત્ર, વિદ્યા જ છે અને સુમાર્ગ બતાવનાર પણ, પુસ્તકો સિવાય બીજું ભાગ્યે જ મળી આવે છે "૨૦

"ભળીશ નહિ જનોથી, મિત્ર, સ્ત્રી બાળકોથી,
જીવીશ, બની શકે તો એકના પુસ્તકોથી "૨૧

૧૯. સરદારસિંહને પત્ર : તા ૨૯–૭–'૯૫. "પત્રધારા"–પૃ ૩૩૦.
૨૦ ગોવર્ધનરામને પત્ર તા ૧૧–૨–૯૩ "પત્રધારા"–પૃ ૪૧૦.
૨૧ "સુખમય સ્વપ્ન" "કેકારવ"–પૃ ૨૨૩ એનો બીજો પાઠ છે—"નહિ ભળીશ હવે હુ "

એ એમની પંક્તિઓ શોધી એમની આ વૃત્તિનો જ જાહેર ઉદ્‌ઘોષ છે ૧૮૯૪ માં રાજ્ય મળ્યા પહેલાં અને ૧૮૯૫ માં રાજ્યપદે આવ્યા પછી તેમનો વાચવાનો શોખ જરા પણ ઓછો થયો નથી ગજ્જરણના પુસ્તકો ઉપરાંત સાહિત્યના અને ખાસ કરીને કવિતાના પુસ્તકો તે ૧૮૯૪-'૯૫ ના વિશેષે વાંચે છે

"હાલ એ વર્ષ તો આમ જ કાઢવા અને બની શકે તેટલો પુસ્તકોમાથી આનંદ લેવો એવું મે તો નક્કી કર્યું છે હવે થોડા દિવસમા એક શાસ્ત્રી રાખી સંસ્કૃતનો અભ્યાસ શરૂ કરીશ હાલ કવિતાનો અભ્યાસ જારી છે હમણા આર્નોલ્ડનું "લાઈટ ઑફ એશિયા" પૂરુ કર્યું છે હવે "ઝેનોની' શરૂ કરીશ અને સાથે વર્ડ્ઝવર્થ વાચતો જઈશ સવારમા હમેશા રાજ્યનુ કામ કરુ છુ અને ત્રણથી સાડાપાચ સુધી વાચુ છુ"[22] તે બાદના બીજા પત્રમા તે મણિનાનને લખે છે

"ઝેનોની" એ મને બહુ લાભ આપ્યો છે એ પુસ્તક હજુ એક વખત વાચી જઈશ" મણિનાને પ્રેષ્ટ ન્રેન "ગીતા"નુ ભાષાન્તર અને તેની પ્રસ્તાવ નાનુ તે મનન કરે છે એમનો નિત્યક્રમ પણ એવો જ પ્રવૃત્તિપરાયણ છે

તા ૨૦-૬-'૯૫ ના રોજ તે પોતાના એક વખતના ઉપશિક્ષક (Reader) હરિશંકર પંડ્યાને લખે છે [23] 'સવારમા સ્નાન કસરત વગેરે કરી આઠથી અગિયાર સુધી રાજ્યકામ, જમવુ—એકથી ત્રણ સુધી કવિતા, ત્રણથી સાડાચાર સુધી સ્પેન્સરની ફિલોસોફી, સાડાચારથી સાડાપાચ સસ્કૃત ભણવુ—એક શાસ્ત્રી રાખેલ છે—પછી ટેનિસ પછી ફરવુ પછી વાચવુ, પછી સૂઈ જવુ આ પ્રમાણે સતાસાત કરવાનું કામ કરુ છુ હમેશા રાજ્યકાર્યના ત્રણ કલાકમાથી થોડો વખત મળે છે તે ટપાલ લખવા માટે રાખેલ છે '

તા ૩-૧૨-'૯૫ ના રોજ વાજસુરવાળાને લખે છે

' એ આનંદ વાચનનો—સ્પેન્સરનો 'ઇવોલ્યુશન' પૂરા કર્યો અને તે પુસ્તક જેમ બને તેમ જલદી હવે પૂરુ કરવા વિચાર છે કવિતા ઘણા દિવસથી વચાઈ નથી અને તે વિના બહુ લૂખુ લાગે છે સવારમા સસ્કૃત અને મહારાજનો સમાગમ, બપોરે વાચવુ બપોર પછી ટેનિસ અને સહીના કાગળો '[24]

અંગ્રેજી કાવ્યોનો ગયા વર્ષે શરૂ કરેલો અભ્યાસ આ વર્ષે તેમણે રસાસ્વાદની તેમ જ વિવેચનની દૃષ્ટિથી અજબ ઉત્સાહપૂર્વક વિસ્તાર્યો છે '૯૩ મા આરંભેલ શેલીની કવિતાઓનુ વાચન '૯૪મા પૂરુ થાય છે,'૯૩મા વાચવા લીધેલ "કેન્ટરબરી" કવિઓ આ વર્ષે પણ તેમના ચિત્તનો કબજો છોડતા નથી,

22 મણિલાલને પત્ર 'પત્રધારા -પૃ ૧૯
23 'પત્રધારા -પૃ ૪૯૩
24 એજન-પૃ ૧૫૭

શેલી પછી કીટ્સ અને તે પછી વર્ડ્ઝવર્થનો સાંગોપાંગ અભ્યાસ કરવા તરફ સુરસિંહજી આ વર્ષે વળે છે શેલીના કલ્પનાતરંગોની, કીટ્સના ઇન્દ્રિયમુગ્ધ વર્ણનચિત્રોની અને વર્ડ્ઝવર્થના ભાવનામય સાધુતાવાળા જીવનસંદેશની ઝાંખેરી અસર સુરસિંહના ચિત્ત ઉપર અને તેમની હવે પછીની કવિતા ઉપર આથી છપાઈ જાય છે ઉદાહરણ તરીકે, 'પુ૫ મા૫મા શેલીની પંક્તિઓની પંક્તિઓ સુરસિંહે અનુવાદિત કરી છે હવેના કાવ્યોમાં વર્ણન અને ભાવચિત્રોમાં કીટ્સની જેમ સુરસિંહની ઇન્દ્રિયાનુભવ સ્મૃતિનું દર્શન થાય છે "કુદરત અને મનુષ્ય' જેવા કાવ્યોમાં વર્ડ્ઝવર્થના બુલંદ પડઘા સંભળાય છે આ કવિઓ ઉપરાંત બર્ન્સ, કેમ્પબેલ, બાયરન મેથ્યુ આર્નોલ્ડ અને બ્રાઉનિંગ દંપતીના પુસ્તકોની સરદારસિંહ મારફત થતી મેળવી પુસ્તકો મંગાવવામાં આવે છે આ રીતે, અંગ્રેજી કવિતાનો સારો એવો પરિચય આ વર્ષે સુરસિંહ મેળવી લે છે સુરસિંહજી કવિતામાત્ર વાંચે કે એમ નથી પણ વિવેચકની ભાવકની અને કવિની દૃષ્ટિએ વાંચેલું વિચારે-વાગોળે પણ છે મન્ય કે કવિનું મન્ય આપી તેના પર પોતાના અંગત અભિપ્રાયો પણ આપે કે અંગ્રેજ કવિઓની પરસ્પર તુલના કરી તેમની રચના રીતિ, ભાવનિરૂપણની રીતિ ચિંતનસમૃદ્ધિ અને કાવ્યરીતિ વિશે પોતાનું દૃષ્ટિબિંદુ તે કેળવે છે અને એમના કોઈ કોઈ કવિના કાવ્યોના કોઈ કોઈ તત્ત્વો એવા તો તેમને ગમી જાય છે કે તેમના ભાવાનુવાદો કરવા તે પ્રેરાય છે

આ ઉમરે તેમનો વાચનવ્યાપ અને વાચનપદ્ધતિ કેવા છે, તે પણ સમજવા જેવું છે

વાજસુરવાળાને તે લખે છે જે હાથમાં આવે તે અથથી ઇતિ સુધી વાંચો—મંદ જ ધીમે ધીમે ઉતારતી કરતી અથવા પાનાં જલદી ફેરવવાની ઇચ્છા રાખ્યની એ ભૂલ છે જે રીતી આંખ નીચે છે તેનો પૂરો રસ પીધા પછી જ બીજી લીટી પર આંખ ભમે અને તેમ કરતા કરતા ચાલ્યા જાવ ૨૫

'અચિત ને તે જણાવે છે વાચવાનું કામ જન વધારે નિયમિત રખાય તો તેમાં પૂરો સ્વાદ આવશે અને બ આનંદ મળશે તૂટક તૂટક વાચનને હું વાચન જ કહેતો નથી તેમ વાચવાથી કવિનું હૃદય ઊંડી સમજ શમાશે નહિ ૨૬

(૫) સુરસિંહની કાવ્યમર્મજ્ઞતા અને રસમીમાંસા :

સુરસિંહજીમાં આટલી વીસની વયે મન્યશાસ્ત્રના સિદ્ધાંતોની સમજ અને કાવ્યોની અવલોકનશક્તિ કેવી વિકાસ પામી છે તે વાજસુરવાળા સચિત અને સરદારસિંહ પર '૮૪માં લખાયેલા તેમના પત્રોમાંથી જોવા મળે છે

---

૨૫ જુઓ 'પત્રધારા'–પૃ ૧૨૬
૨૬ જુઓ 'પત્રધારા –પૃ ૨૫૧–૨૫૨

"આપનું નાનું કાવ્ય વાંચી મને બહુ આનંદ થાય છે. કાવ્ય કોમળ હૃદયમાં વારંવાર આવ્યા કરે છે, કોઈ તેને કવિતાના રૂપમાં મૂકે છે અને કોઈ તેનો મીઠો અનુભવ કરી તેને જતું થવા દે છે. આપ બીજા માર્ગે ચાલ્યા છો અને ધારશો તો પહેલા માર્ગે ચાલી શકશો, કાવ્યો લખી શકશો, કેમકે તેમ કરવામાં જે આવશ્યક છે તે આપમાં છે જ."[27]

મિત્રને ખોટું ન લાગે તેમ તેની કવિતામાં રહેલી મર્યાદાનો નિર્દેશ કરી તેની કવિતાની મધુર અસર બતાવી મિત્રને કવિતાની પ્રવૃત્તિ વધુ સમગ્રતાથી અને શુદ્ધ રીતે કરવા સુરસિંહજી કેવો પ્રેમભર્યો પાનો ચઢાવી પ્રેરે છે!

એવું જ એક બીજું ઉદાહરણ જુઓ

""કરમાયેલું કુસુમ" અને પત્ર મળ્યા. તે કાવ્યની છેલ્લી લીટી વાંચ્યા પહેલાં કાવ્ય બીજું હતું અને તે વાંચ્યા પછી જુદું જ થઈ ગયું છે. ૧૭ અક્ષરોએ શેલીને પણ મ્હાત કર્યો છે અને તેને માટે ધન્યવાદને યોગ્ય છો."
"હવે, "વિશ્વવિચાર" લેજો. આપના બધા કાવ્યો ઉત્તમ છે, કારણ કે તેમાં કાંઈ નવું છે પણ 'વિશ્વવિચાર'માં તે નથી એટલે તે કાવ્ય નથી. તેની છેલ્લી બે લીટી એ જ કવિતા છે. વળી આપ હમેશાં વિશ્વ નમાલું છે એમ માનો છો. આ વિચાર બિલકુલ જૂઠો છે. ઈશ્વરને આપ આ વિચારથી અપમાન આપો છો. કુદરતની ન્હાનામાં ન્હાની કૃતિ પણ નકામી નમાલી નથી. આપ કુદરતનું (કુદરતમાં જનહૃદય પણ આવી જશે) સૌન્દર્ય જોતા શીખો. આપનું ગઝલ તપાસો. ત્યાં પણ તે જ નિરાશા ને શિથિલતા લાગશે. દુનિયાનો અભાવ ત્યાં પણ રજૂ છે. આપ જ્યાં સુધી બ્રહ્માંડનું સૌન્દર્ય જોતા શીખશો નહિ, ત્યાં સુધી કવિતાનું ખરું સ્વરૂપ જોઈ શકશો નહિ. આપનું ગઝલ એક સારું કાવ્ય છે. તેમાં નવું છે, પણ વિચારોને આપ લખો છો તેમ પ્રવાહ મળી શક્યો નથી."[28] "ગઝલમાં ઘણું કરીને શાંત લાગણીઓ કરતાં Outbursts of Heart (હૃદયના ઉભરા) બહુ સારા લાગે છે. શેલી વર્ડ્ઝવર્થ કરતાં ગઝલ સારું ગાઈ શકે અને વર્ડ્ઝવર્થ વૃત્તો સારાં ગાઈ શકે તેમ કહેવાય. ભાઈનું ગઝલ લાગણીઓ છે પણ તે ધીમે ધીમે ગોઠવાઈને બહાર નીકળી છે. ગઝલમાં તો "ડીભા" એક ઉગમણો તો બીજો આથમણો એમ ઊડવા જોઈએ."[29]

---

૨૭ એજન-પૃ ૧૧૮

૨૮ એજન પૃ ૧૧૮, ૧૩૧, ૧૩૨ ને ૧૩૩

૨૯ એજન-પૃ ૧૩૫

સુરસિંહજીની કાવ્યપારખુ દૃષ્ટિનો આછો પરિચય આ અવતરણમા થાય છે. ગઝલના કાવ્ય સ્વરૂપની તેમની સમજ પણ કેટલી સ્પષ્ટ ને યોગ્ય દિશા તરફ છે! કવિ તથા કાવ્યના મર્મ અને સ્વરૂપને જોવાની તેમની ખરી દિશાની દૃષ્ટિની ઝાંખી એમના વાજસુરવાળા પરના પત્રો ઠીક ઠીક કરાવે છે

"શીઘ્રકાવ્ય" એટલે શુ? કહ્યુ અને તુર્ત લખતુ (બે–ત્રણ મિનિટમા) એટલી જ "શીઘ્રકાવ્ય" એ શબ્દની વ્યાખ્યા પૂરી થતી નથી "શીઘ્રકાવ્ય" એટલે હૃદયના ઊંડા નાદ વિના—કાંઈ પણ લાગણી વિના કેટલીક લીટી જોડી કાઢવી, એને "શીઘ્રકાવ્ય" લોકો કહે છે હુ તો "શીઘ્રકાવ્ય" કાવ્ય જ કહેતો નથી લાગણી વિનાનુ કાવ્ય એ બને જ નહિ, લાગણી જેમા નહિ, તે કાવ્ય નહિ દલપતરામ, ઘણુ કરીને, એક શીઘ્રકવિ છે અને તેથી તે કવિ જ નથી આપ વિચારશો તો જાણશો કે દુનિયામા જેટલા કવિ (કાલિદાસ જેવા કે શેક્સપીયર જેવા–શેલી જેવા) મરી ગયા તેથી ઘણા બીજા અજાણ્યા મરી ગયા છે .હૃદયની કોમળતા એ જ કાવ્યની ઉત્પત્તિ છે. આમ છે, તેથી જ કેટલાએક કાલિદાસ કરતાં ભવભૂતિને મ્હોટો કવિ કહે છે. કેટલીક બાબતમા ભવભૂતિના હૃદય જેવુ દુનિયાના કોઈ કવિનુ હૃદય કુમળુ નથી આપ મણિભાઈનુ "ઉત્તરરામ"નુ ભાષાતર જરૂર વાચશો એ ભાષાતર આપણી ભાષામા એક ઉત્તમ ભાષાતર ગણાય છે આમ છે, તો "શીઘ્રકવિ" કવિ નહિ અને "શીઘ્ર કવિતા" કવિતા નહિ "કવિતા" એટલે શુ? "કવિ" શુ? આપ જોશો તો લાગશે કે–કવિ એક આ, આ બીજા કવિથી સારો છે એમ કહેવાય જ નહિ દરેક દરેકના વિષયમા ઉત્તમ છે કાલિદાસ સારો કે શેક્સપીઅર સારો, શેલી સારો કે વર્ડ્ઝવર્થ સારો એ કાંઈ જ કહી શકાય નહિ બધા જ સારા અને સરખા સારા આનુ કારણ કહી શકાય નહિ બધા જ સારા અને સરખા સારા આનુ કારણ શુ? કવિ—ખરો કવિ એ એકાતિક છે તે ઉત્તમ છે દરેકનો વિષય જુદો છે, છતા એક છે અને તે ઉત્તમ જ છે એટલે અમર રહેવાનો તેમા કાંઈ નવુ છે જેમા કાંઈ નવુ છે તે જ કવિ. જેમા કાંઈ નવુ છે તે જ કાવ્ય ચાર ચાર લીટીનો અકેકો શ્લોક લખનાર અમરુ પણ મ્હોટો કવિ કહેવાય છે લાબુ જ લખવુ જોઈએ, એ કાંઈ કવિતામા નિયમ નથી "30" લાંબી કવિતા લખવી તેમા કેળવણી ઘણી હોવી જોઈએ એક રસનો પ્રવાહ ટકાવી રાખવો એ બહુ મહેનતનુ કામ છે" ૩૧

રસ વિશે તેમણે દર્શાવેલા મતવ્યો ચિન્ત્ય પણ નોંધપાત્ર છે "વીરરસ"

---

૩૦. એજન–પૃ ૧૩૦–૧૩૧.

૩૧ જુઓ સચ્ચિતને પત્ર : તા ૨૪–૬–'૯૪ 'પત્રધારા પૃ. ૩૦૭

એટલે શું ? શૃંગાર નહિ, પણ "પ્રેમરસ" એટલે શું ? પહેલા રસમાં વ્યક્તિ વ્યક્તિથી દૂર જવા યત્ન કરે છે, વ્યક્તિ વ્યક્તિથી—કે પ્રભુથી—ઐક્ય કરવા ઇચ્છા રાખે છે—કારણ કે પહેલામાં પ્રધાન ભાવના ક્રોધની છે, બીજામાં કોમળતાની. વીરમાં અમુક સ્થાને સ્વાર્થપરાયણ પ્રેમ રહે છે અને તે ક્યારે ક્યારે તો ઉત્તમ પ્રેમનું સ્વરૂપ ધારણ કરે છે, એ બધું ખરું. વીરમાં—શૌર્યમાં ઉમદા સ્વભાવ અને સર્વસ્વ ત્યાગ સુધી માણસ નીકળી રહે છે તોપણ દુનિયાના સુધારા સાથે વીરરસની પડતી અને પ્રેમરસની ચડતી થવી જોઈએ. વીરરસ મહાન કરવું સમજાતું નથી. વીરહૃદય ઉદ્ધત અને કોઈ વાર મિત્રનું પણ એક જરા કોપ આવતાં માથું કાપવા તૈયાર થાય. પ્રેમી હૃદય, માથું કાપતાં સુધી કરતું જ ? પહેલો રસ ઉતાવળિયો અને બીજો ધીરો છે. જગતમાં વીરના તત્ત્વો વધવાથી કશો લાભ નથી, પ્રેમના તત્ત્વો વધવાથી લાભ જ છે. હજુ જગતમાં વીરરસની જરૂર છે. પણ તે ઓછી થતી જવાની. મહાભારત યુદ્ધ થયું ન હોત તો લાભ હતો. પણ કાલિદાસ ન થયો હોત તો નુકસાન હતું. પ્રેમમાં છુપો વીર—અને તે જ ખરો વીર, ખરું શૌર્ય છે—રહે જ છે. આ રડતા હૃદયમાં દુનિયાને મહાત કરનાર કેવી પ્રબળ શક્તિ છે ? એ જ ખરો વીરરસ છે." ૩૨

ઉપરના બે ત્રણ અવતરણોમાં સુરસિંહની કેટલીક માન્યતાઓ ચાલુ પ્રવાહથી ભિન્ન જણાય છે, તથાપિ એમાં રહેલી તેમની દૃષ્ટિ કેવી વેધક અને વસ્તુના સમગ્ર મર્મને સહજપણે સ્પર્શનારી છે તે સમજાય છે. સુરસિંહ તેમના જમાનાના સાક્ષરગણની જેમ દલપતરામને કવિ તરીકે સ્થાન આપતા નથી. શીઘ્રકવિઓને યથાર્થ રીતે જ માન્ય ગણતા નથી. તેવા કવિને કવિ તરીકે સ્વીકારવાની ના પાડે છે. કોમળ હૃદયના ક્ષોભને જ કવિતાનું મૂળ લેખે છે. ખરો કવિ એકાંતિક (એટલે સુરસિંહના સમજ પ્રમાણે અનન્ય, અન્યથી નિરાળો, ભિન્ન અને નવીન દૃષ્ટિવાળો—) હોવો જોઈએ, એમ માને છે, અને ટૂંકાં ઊર્મિકાવ્યો કરતાં લાંબી કવિતા ઊંચી ને પુષ્કળ સાધનાના પરિપાકરૂપ છે, એવું મંતવ્ય ધરાવે છે. વીરરસ કરતાં પ્રેમરસને ઉત્તમ લેખે છે અને પ્રેમરસમાં વીરરસ સમાઈ જાય છે, તેથી વીરરસ ઘટતો જવાનો, એમ પણ ભાખે છે. હૃદય દ્રવતું હોય એ જ તેમને મન જનતાને પ્રેરનાર, પલટાવનાર ઉત્તમ કવિતાનું જનક બળ છે અને ખરા વીરરસનું દર્શન પણ એમાં જ તેમને થાય છે.

અલબત્ત સુરસિંહજી રસનું વિવેચન એક દાર્શનિક દૃષ્ટિથી કરે છે, સાહિત્યશાસ્ત્રીની દૃષ્ટિથી નહિ. તેઓ 'શૃંગાર" અને "પ્રેમ"ને ભિન્ન પ્રમાણે છે

૩૨ એજન—સરદારસિંહને પત્ર—પૃ ૩૦૭ ૩૦૮, ૯૯

અને તેમનો "પ્રેમ"નો વ્યાપ ઘણો વિશાળતા તથા ઉન્નતતાવાળો છે વાલ્મીકિનું આદર્શન અને પ્રકૃતિની કરુણામય દૃષ્ટિ-ઉભયને તે "પ્રેમ"માં સમાવી લે છે. "વીર"માં ભૌતિક શૌર્યને બિનજરૂરી અને અત્યાચારી ગણતા હોવાથી "વીર"નાં સાચાં લક્ષણો લેખે આત્માના નૈતિક શૌર્ય, ધૈર્ય અને કરુણાને જ તે ગણાવે છે અને જીવન તરફ પ્રેમમય દૃષ્ટિ વિના એ ગુણો સંભવે નહિ, માટે "પ્રેમ"ને તે "વીર" કરતાં શ્રેષ્ઠ લેખે છે. સુરસિંહનું રસ વિશેનું આ દૃષ્ટિબિંદુ રસશાસ્ત્રના પાયા પર રચાયું નથી, પણ જીવનના નૈતિક અંગોને આધારે ઘડાયું છે. સુરસિંહને રાગ આદિત્યના રસ કરતાં આત્માનો સનાતન રસ વધુ મહાન છે. જીવનમાં ક્રોધ કરતાં કોમળતાની જ વધારે જરૂર છે અને વિશાળોન્નત પ્રેમદૃષ્ટિ-ભાવના-રસમાં જીવન કે સાહિત્યના સર્વ રસો સમાઈ જાય છે, એવો પરમ ને ચરમ ધ્વનિ જ તેમની વિચારણામાં સદા રમતો રહે છે, જેવો વીસમી સદીમાં ગાંધીજીની વિચારણામાં સર્વત્ર સંભળાતો હતો. એ જ પ્રમાણે "લાંબું લખવું, એ કવિતામાં નિયમ નથી," એમ સ્વીકારીને પણ લાંબી કવિતા લખવી અને તેમાં એક રસનો પ્રવાહ ટકાવી રાખવો એ કેટલું મુશ્કેલ છે, એ જાણીને ટૂંકાં ઊર્મિકાવ્યો કરતાં લાંબાં કથાકાવ્યો અને મહાકાવ્યોનું મહત્ત્વ કેટલું ઉત્કૃષ્ટ છે તે સુરસિંહજી સૂચવે છે. જે જમાનામાં ધુરંધર વિવેચક મણિભાઈએ ચિત્તક્ષોભને જ સર્વ કાવ્યોનું પ્રેરકબળ માનેલ અને મહાકાવ્ય કરતાં ઊર્મિકાવ્યને શ્રેષ્ઠતર માનેલું, એ જમાનામાં આ વીસ વર્ષનો ઊગતો યુવાન કવિ લાંબાં કાવ્યોની વિશિષ્ટતા અને મહત્ત્વ બતાવે છે એ તેની કાવ્ય વિશેની ઊંડી ને સારી સમજ બતાવે છે

## (૬) શેલી અને વર્ડ્ઝવર્થ વિશે સુરસિંહ :

સુરસિંહની સમગ્ર પ્રકૃતિ અંગ્રેજ કવિ શેલીના જેવી કૌતુકપ્રિય ભાવનામયતાથી રંગાયેલી છે શેલીની જેમ સુરસિંહ પણ ધરતી પર ઊભતા અને વાસ્તવને માણતા છતાં પોતાની દૃષ્ટિ, સતત ઊંચે જ રાખે છે તેમની અંતરની આંખ વાસ્તવથી તૃપ્ત થતી નથી સ્વપ્નમાં, કલ્પનામાં, પ્રિય ભાવનામાં—પોતાને કશુંક ઝળકતું દેખાય છે તેમાં કશુંક શોધે છે અને વાસ્તવિક જગતમાં તેની નિષ્ફળતા મળતાં દુઃખી થાય છે અને બમણા વેગથી એ સ્વપ્નમય જગતની કલ્પના કરે છે તેથી સુરસિંહને શેલીના કાવ્યવિચારો, ભાવના, તરંગો અને Ariel જેવા માનસમાં પોતાનું જ પ્રતિબિંબ પડતું જણાવાથી તે શેલીમય બની જાય છે તેમનું મન પોકારી ઊઠે છે, "નથી મુજ તત્ત્વો વિશ્વથી મેળ લેતા," અને "અમારાં મીઠાં તે રુદનમય છે ગીત સઘળાં". આમ, શેલી તેમનો પ્રિય કવિ થઈ પડે છે. "તમે

શેલીનુ "ક્વીન મેબ" વાંચ્યો છે પણ તેને કેટના દિવસ થયા? તે એક કાવ્ય પૂરુ કરશે તો પછી અને ખાતરી છે કે ભાઈ શેલીને હાથમાથી મૂકશે નહિ"[33] ૨૮–૧–'૯૪ના મસ્તાનસિંહને લખેલા પત્રમા[34]શેલીમાથી લાબુ અવતરણ આપી શેલીના વિચાર તેમને સમજાવવા મુગ્મિટે પ્રયત્ન કર્યો છે. વર્ડ્ઝવર્થ ઉપર તો શેલીથીય તે વધુ આફરીન છે "શેલી ખરે પણ વર્ડ્ઝવર્થ નહિ વર્ડ્ઝવર્થ તો વર્ડ્ઝવર્થ—પણ વર્ડ્ઝવર્થ શેલી નહિ થઈ શકે ; તો બન્નેનો પૂજારી, હરિહર બન્નેને સમાન પ્રેમથી પૂજુ છુ—"[35] "તે ખરો મહાત્મા છે અને સુન્દર આનાપની દરકાર ન રાખી મૂગો રહી આસુડા ગેર્યા કરે છે તેનો ખરો ભોગી જ તે ઝીની શકશે તેનુ વાચન શરૂ કરો ત્યારથી તે પૂરુ કરો ત્યા સુધી અમુક જાતની સમાધિમા લીન રહેવુ પડશે શેલી વાંચવો સહેલો છે, કેમકે તે સ્વર શક્તિનો પૂરો ભક્ત છે, અને તેથી તે વાચતા રસ ઉડ્યા માગે છે, પણ ઊડા—ઊડા અતિ ઊંડા ઊતરશો તો શેલી એક નાગક અને વર્ડ્ઝવર્થ એક મુક્મ્ગ માશુ દેખાશે દરેક પર્યેપદ કકડો તપાસતા જજો અને તેમા સસાર અન વખતે તો આખા બ્રહ્માડનુ ઊંડુ મીઠુ અવલોકન જોશો"[36] 'Goody Blake' ઝીણા વાચનારને રસહીન–બિનકુન નમાનુ—નાગશે ઊડા વાચનારને—જોકે આ કવિતુ કાઈ ઉત્તમ કાવ્ય નથી તોપણ—બહુ રસ આવશે "આનરડીની કડુવા નાગવી!" "નિમાસો લાગવો" અરે! એથી માણસ કેવુ દુખી થાય છે? Harry કેવો કડો થઈ જાય છે? કુદરતને વર્ડ્ઝવર્થ બહુ જ નરમ–જન પણ કઠિનતા મહન નહી કરી શકે તેવી ગણે છે અકૃપા ન્હાની સરખી પણ કુદરત સહી શકતી નથી અને Blakeના શાપથી Gill કડો થઈ જાય છે કાયદો જેને ગુનોહ નથી ગણતો તેને કુદરત મ્હોટો ગુનોહ માને છે આપણો કાયદો તો શુ પણ આપણી "દરિદ્રી"થી પણ વર્ડ્ઝવર્થની "દરિદ્રી" બહુ ઊચી છે અને તેથી જ તે કેટનાકને નીરસ લાગતો હશે"[37] "વર્ડ્ઝવર્થ અને શેલીના હૃદયની સરખામણી કરજો જ્યારે શેલી Statesmanના માથા પર અને પાદરીઓ પર માછના ઘોવે છે, ત્યારે શાન્ત કાકો ૨૭૪ મે પાને Statesmanને કેવા નરમ ભાવથી બોધ આપે છે! ખરેખાત, વર્ડ્ઝવર્થ કદી ગુસ્સે થતો નથી દુનિયામા કવિમડળમા વર્ડ્ઝવર્થ જેવી શાન્ત મૂર્તિ કોઈ જ નથી અને તેથી જ તે કેટલાકને નીરસ લાગતો હશે.

---

૩૩ "પત્રધારા"–૫ ૨૫૨
૩૪ "પત્રધારા"–૫ ૩૦૦ થી ૩૦૨
૩૫. "પત્રધારા"–૫ ૧૨૦
૩૬. એજન–૫ ૧૨૩
૩૭ એજન–૫ ૧૨૫–૧૨૬.

તે રડે છે કે તે હસે છે; તે દુઃખી છે કે સુખી છે તે જાણી શકાતું નથી."૩૮ શેલીની જીવનદષ્ટિ વિશે પણ સુરસિંહની સમજ જોવા જેવી છે. "શેલીનું હૃદય જોજો. તે, તિરસ્કારમય, કેટલીક વખત નિરાશામય દેખાશે, પણ આ બધા બહારના દેખાવ છે. ઉંડી ઉંડી તો આશા—અતિ ઉજ્જ્વળ આશા–તેનાં કાવ્યોમાં ચમકી રહી છે, અને જે તિરસ્કાર દેખાય છે તે માત્ર "માણસ ભાઈ છે અને તે ક્રૂર છે કે દુઃખી છે" આ વિચારથી ઉત્પન્ન થયેલી અનુકમ્પા જ છે અથવા પ્રણયપ્રકોપ છે. શેલી જેવો મનુષ્યજાતિને ધિક્કારે કેમ?"૩૯

આ પ્રમાણે પોતાના પ્રિય કવિઓ શેલી અને વર્ડ્ઝવર્થની કાવ્યરીતિ અને જીવનદષ્ટિની પરસ્પર તુલના કરી તેનો ઊંડો મર્મ સુરસિંહ પોતાના મિત્રોને સુજ્ઞતાપૂર્વક પત્રોમાં બતાવે છે. બંને કવિઓને કેવી રીતે વાંચવા, તેમના કાવ્યોમાં મુગ્ધનોંધપાત્ર પંક્તિઓ કયાં છે, તેમાંથી કેવું વાતાવરણ, રસદર્શન થાય છે વગેરેની સમજૂતી સુરસિંહ ઘણા ઉલ્લાસપૂર્વક આપે છે. સુરસિંહની સમજાવવાની અને સમીક્ષા કરવાની રીતિ સરળ અને રસિક છે. તેમનું કવિહૃદય એમ કરતાં ઉછાળા અનુભવતું હોય એમ તેમના નિરૂપણ પરથી જણાય છે.

## (૭) વિકસતી વિવેચકશક્તિ અને જીવનદષ્ટિ :

સુરસિંહની વિવેચનદષ્ટિ કેવી ગુણદર્શી છે તે તેમણે જ વાજસુરવાળાને પત્રમાં જણાવ્યું છે: "અવલોકન કરવામાં મારી દષ્ટિ જોઈએ તેવી તીવ્ર નથી, કેમ કે, "રસ" એ જ મ્હારું લક્ષ્ય હોવાથી હું તેમા ઘસડાઈ જાઉં છું-ઘણી વખત. "દોષદષ્ટિ"—અરે! તેની જગતમા જરૂર છે-અમુક અંશે—પણ તે મ્હારામાં બિલકુલ નથી." પોતાની અવલોકનદષ્ટિ માટે સુરસિંહનું મતવ્ય તદ્દન ખરું છે. સુરસિંહનું વિવેચન Stopford Brooke, ન્હાનાલાલ કે મેઘાણીની જેમ રસદર્શી છે: દોષ કરતાં ગુણોનું વિશેષે દર્શન કરાવે છે. એમના રસદર્શનમાં કવિનો ઉછાળાટ અને શિક્ષકની સમજૂતી છે: કાવ્યના ઝવેરી કરતાં કાવ્યના પ્રશંસક ભોગીનો પડઘો એમનાં રસદર્શનોમા વધારે પડે છે. મુગ્ધતા, હૃદય પર પડેલી છાપનો અતિશય ઊભરો અને પોતાના સંવેદનોનું નિરૂપણ તેમનાં અવલોકનોમાં વિશેષે જોવાય છે.

વીસમે વર્ષે સુરસિંહ કાવ્યની પરીક્ષા કરવામાં જે રહસ્યગામી અને તુલનાત્મક

---

૩૮. એજન–પૃ. ૧૨૭.

૩૯. એજન–પૃ. ૧૩૨–૧૩૩.

દૃષ્ટિ રાખવે છે, અભિપ્રાય બાંધવાની, નિર્ણયો લેવાની, આસ્વાદની માત્રાનું પ્રમાણ દર્શાવવાની અને કવિ કે કાવ્યની આગવી વિશિષ્ટતા બતાવી તેનું મૂલ્ય આંકવાની જે હથોટી બતાવે છે તે એક સારા કાવ્યરસિક, મનનશીલ, અભ્યાસીની નીપજ છે એમ દર્શાવે છે. કાવ્યનું અવલોકન કરતાં સુરસિંહ શબ્દ, અલંકાર, કાવ્યપ્રકાર કે છંદની ચર્ચામાં ઊતરતા નથી, પણ અંદરનું રહસ્યતત્ત્વ કે વાચકના ચિત્તને સ્પર્શવાની તેની શક્તિ વિશે ઠીક ઠીક ચર્ચા કરે છે અને તેને આધારે કવિની શક્તિ તથા વ્યક્તિત્વ વિશે મંતવ્ય બાંધે છે. તેમાં તેમની કાવ્યના રસતત્ત્વ વિશે, કાવ્યમાંથી ઊભા થતા કવિના વ્યક્તિત્વ વિશે અને કાવ્યની ગુણશક્તિ વિશે પાયાની સમજ છે. તેમની કાવ્યભાવના પણ તેમના સમયના વિદ્વાન વિવેચકો કરતાં ઘણી વિશાલ, સાચી દિશાએ પગ માંડતી અને પ્રગતિશીલ છે. (જુઓ : "કેકારવ"માંનું કાવ્ય "ભવિષ્યના કવિને") કાલિદાસ, ભવભૂતિ, શેક્સપિયર, શેલી અને વર્ડ્ઝવર્થનાં પ્રશિષ્ટ પુસ્તકોના વાચન–શ્રવણથી તેમની કાવ્યદૃષ્ટિ સાચે માર્ગે ઘડાય છે અને પ્રસ્થાન કરે છે.

શેલી અને વર્ડ્ઝવર્થ વાંચ્યાનો સુરસિંહજીને બીજો લાભ એ થાય છે કે તેથી તેમની જીવનદૃષ્ટિ એ બંનેની છાયાથી અંકિત બને છે. તેમની અને શેલી–વર્ડ્ઝવર્થની પ્રકૃતિ તથા હૃદયવૃત્તિ વચ્ચે કેટલુંક સામ્ય તેમના જન્મગત સંસ્કારથી જ છે. પ્રાણીમાત્ર પ્રત્યે અનુકંપાની કોમળ વૃત્તિ વર્ડ્ઝવર્થ અને સુરસિંહમાં સમાન છે, અતૃપ્તિનો અજંપો, સ્વપ્નશીલતા અને અગમ્યની ઝંખના શેલી અને સુરસિંહ—ઉભયમાં સરખી છે. શેલી–વર્ડ્ઝવર્થનાં કાવ્યોનાં વાચન પછી સુરસિંહને પોતાનાં માનસ–હૃદય તેમાં પ્રતિબિંબિત થયાં લાગ્યાં હોવાથી તે આ બંને કવિઓની જીવનદૃષ્ટિની અસર પૂરા વેગથી ઝીલે છે, અને પોતાના તમામ લખાણોમાં વ્યક્ત કરી બતાવે છે. સુરસિંહનું સમગ્ર જીવન અને સર્જન આ દૃષ્ટિના જ પરિણામરૂપ છે, જેનું સ્પષ્ટ દર્શન ઈ. ૧૮૯૪ અને તે પછીનું તેમનું સાહિત્ય કરાવે છે.

આમ છતાં, સુરસિંહ ૩–૧૧–'૯૪ના પત્રમાં વાજસુરવાળાને લખે છે (હિંદુઓના બેસતા વર્ષના દિવસે): "આ વર્ષ મ્હારું તો સુખમાં ગયું," તે બહુ સૂચક છે. જે સુરસિંહને ૧૮૯૩ સુધી દુઃખ, નિરાશા અને ઉપાધિરૂપ જીવન લાગતું તેમને '૯૪નું વર્ષ સુખમય લાગે છે. તે નિરાશાના કેટલા વિરોધી બન્યા છે તે જુઓ. મણિલાલને તે લખે છે. "ઓહ! અત્યારે મને એક વર્ષ પહેલાંની મારા મનની સ્થિતિ સાંભરે છે. કેટલું દુઃખ! કેટલી મુંઝવણ! એ બધા પડદા આપ ચીરી મને અજવાળા પામે લઈ ગયા એ કેટલું બધું?"[૪૦] '૯૫માં તેમને

૪૦. એજન-પૃ-૧૭.

લખે છે "હવે તો હોશ પણ બહુ છે—મ્હાગને સુખી કરવાની"૪૧ હા કોઈ કોઈ વાર '૯૪ના એપ્રિલમા સચિતને મુબઈથી લખે છે તેમ પ્રકૃતિજન્ય ઉદ્દગારો તેમનાથી નીકળી જાય છે કે "મ્હને તો આ જિન્દગી પર હગણા તો કઈ કડવા વિચારો આવે છે"૪૨ પણ એકદરે તેમના '૯૪–'૯૫ ના વર્ષો માનસિક યાતનાથી મુક્ત રહ્યા છે આ બને વર્ષો રાજ્યભર્યની તૈયારી અને તેના અમનના, વાચન, અધ્યયન અને મનનનાં તથા મિત્રો, પત્નીઓ સાથેના આનન્દના છે ધોધા, મુબઈ વગેરે સ્થળે ગુરુસિહ વચમા જઈ આવે છે અને ચિત્તને પ્રફુલ્લ રાખવા મથે છે તથા નવા વાતાવરણમા નવા મિત્રોના સસર્ગનો લાભ લઈ આવે છે રાણા સરકાર્મિ હને પોતાની આશાવાદી, પ્રસન્ન અને કામમગ્નમા સ્ફૂર્તિવાળી મનોદશાનુ અનેકવાર દર્શન કરાવે છે "યત્ન ર્યાં વિના નિરાશ થવુ એ કોઈને છાજતુ નથી વળી નિરાશ થવુ એ તો ક્યારે પણ ટોવુ જ જોઈએ નહિ નિષ્ફળતા સાથે નિરાશા આવવી જ જોઈએ એ ગઈ જરૂરનો નિયમ નથી"૪૩ "કેમકે યત્ન કરવુ' એટલી જ મિના ફળપ્રાપ્તિ માટે બસ નથી—ફળપ્રાપ્તિમા તો કેટલાક બીજા યોગ પણ હોવા જોઈએ—તે—ઈશ્વરાધીન છે "A human being with heart of flower and iron is a man—એક પાસા પુષ્પ, બીજી બાજુ વજ્ર એવુ હ્રદય એ જ માણસનુ હૃદય હોવુ જોઈએ" "They learn in suffering what they teach in song—શીખ્યા વિના શીખવાતુ નથી દુખ વિના શીખાતુ નથી "

ગ્રામ પત્રોમા અને આપણે જોઈશુ કે કાવ્યોમા પણ પોતાની જીવનદૃષ્ટિનો વિકાસ આ બે વર્ષોમા સુરસિહ લખવે છે મસ્તીતોફાન—મમાસક્તિ—વિરહ—વ્યાકુળતા—દુ ખવિષાદ—નિરાશા—બેપરવાઈ—નિર્વેદ—કર્તવ્યભાન—વૈરાગ્ય, વૃત્તિ—રાગ અને ત્યાગ તરફ સરખુ ખેચાણ—આવા ક્રમે સુરસિહનુ માનસ ઉત્તરોત્તર અથડાતુ પણ આખરે ચડતુ ગયુ છે હૃદયની અદરનુ પડ આદ્ર અને ભીણુ જેવુ ટપક્યા કરે છે, પણ વાચન મનન સત્સગ કુદરતપ્રીતિ અને મિત્રો સાથેના સહવાસથી ઉપરના પડ ઉપર તો આ બે વર્ષ શ્રદ્ધા સમાધાન અને પ્રસન્નતાનો ટોગ ચઢી ચૂક્યો જણાય છે

---

૪૧ એજન પૃ ૧૮

૪૨ એજન–પૃ ૨૪૮

૪૩ ૯૪ ૯૫ના 'કકારવ ના કાવ્યો નૈરાશ્યવાદી નથી પણ શ્રદ્ધા દૃષ્ટિના પરિણામ રૂપ છે જુઓ મૃત્યુ' પુષ્પ મ્હારુ કબૂતર જ્યા તુ ત્યા હુ 'સારસી", 'ગ્રામમાતા 'બિરહમ ીઝ વિરહ સ્મરણ વગેરે

## (૮) પ્રસન્નતાનું કારણ–પ્રણયોદ્ગમ :

એનુ કારણ સુરસિંહના જીવનમા એક નવા તત્ત્વનો પ્રવેશ, ૯૪ થી બદલાવો શરૂ થયો તે છે "શોભના મોદી" તરફ '૯૩ સુધી સુરસિંહની જે વાત્સલ્યદૃષ્ટિ હતી, પોતાના માનીતા ગણી ગણ્યાના કોમળ ભાવવાળી અને મધુર કરવાળી લાગી મોદી પ્રત્યે ભગિનીભાવની તેમની જે વૃત્તિ હતી તે આ વર્ષમા ધીરે ધીરે અને '૯૫ માં ઝડપથી રૂપ બદલવા લાગે છે પોતાના સાહિત્યવિશ્વમા અને મનોરાજ્યમા સુરસિંહ શોભનાને રમાનું અને મેઘાવીન શોભનાનુ અભિધાન આપે છે

સુરસિંહ વીસ વર્ષના અને મોદી ઊંડે શોભના તેર વર્ષની નોકરાણી પ્રવાસમાં સાથે જ છે ભાગ્યે કોઈ કોઈ સ્થળના ધામમાં હતી એટલે રમાબા આ સમયે અઢારેક વર્ષના છે રમાબાના કેટલું આકર્ષણ જુવાન સુરસિંહના મન પરથી ઘટવાનુ હવે શરૂ થવાનું છે વળી રમાબાનુ રાજ્યખટપટમા રચ્યુ–પચ્યુ રહેતુ મન પણ આસ્તિક હૃદયભાવો અને સૌંદર્યની ને અનુકંપાની લાગણીઓમા જ તરબોળ કોમળ હૃદયવાળા સુરસિંહના હૈયાને હવે બરાબર ભીંજવી કે સ્પર્શી શકતુ નથી સુરસિંહની રમા પ્રત્યેની મુગ્ધ અહોભાવયુક્ત મનોદશા પણ હવે તે Adolescence–કિશોરાવસ્થાની–વીશીની સ્થિતિમાંથી મુક્ત થતા જતા હોવાથી મંદ પડવા લાગી છે બીજી બાજુ રમાની ખીલતી કળી જેવી વડારણ મોદીની ઊઘડતી મુગ્ધતા, સરળતા અને સ્નેહાળતા સુરસિંહના સ્નેહ–સૌંદર્યતરસ્યા આત્માને આકર્ષતી જાય છે કામેન રમા થોડુંક સુરસિંહની રસિકતા ઓળખી લઈને અને થોડુંક એને ય અન્ય જુવાન રાજાઓ જેવા વેવલા, વિલાસી કલ્પી લઈને તેમના ઉપરનો કાબૂ અછિન્ન રાખવા પોતાની આ નાનકડી વડારણને એકાંતમાં સુરસિંહ પાસે એક યા બીજે બહાને મોકલતા હોય અને એમ કરીને સુરસિંહનુ શોભના પ્રત્યેનુ આકર્ષણ પોષતા રહેતા હોય, એવુ અનુમાન કરવાને પૂરતો આધાર છે[૪૪] સુરસિંહને એની લાલિત્યભરી દેહછટા, મીઠા કંઠના સૂર અને દેહસ્પર્શમા પ્રત્યક્ષ થતા રોમાંચના અનુભવ દ્વારા કલ્પના–રતિનાનુ વાસ્તવિક સ્વપ્ન ખડુ થતા અપાર સુખાનુભૂતિ થાય છે હવે સુરસિંહને શોભનાની મીઠા અવાજવાળી વાણીમા સ્નેહનુ આહ્વાન સંભળાય છે તેના હસનચલનમા અભિસારિકાના જાદુ જણાય છે, અને જાણ્યે–અજાણ્યે થઈ જતા તેના સ્પર્શમા અપૂર્વ રોમાંચસુખ થાય છે '૯૪ મા લખાયેલ 'પુષ્પ" કાવ્ય, "અહો! મીઠા આત્મા! રસિક કુમળુ મ્હો તુજ હસે," શોભનાને ઉદ્દેશીને જ લખાયુ છે "દિસે

૪૪ પ્રો ઠાકોરના વ્યાખ્યાન "ઊર્મિમૂર્તિ કલાપી" તથા શોભનાના વર્ગવિદ્યાર્થિની માકુબા સાથેની વાતચીતને આધારે

તુ સાક્ષાત્ પ્રણય, રતિ ને મૂર્તિ સુખની ! ” “ ન તારા જેવી મે નિરખી ખુશબો કો કુસુમમા ” વગેરે પંક્તિઓ શોભનાપુષ્પને સંબોધીને લખાઈ હોય એમ સ્પષ્ટ જણાય છે છેલ્લી કડીમાના “ અહી આશા ” અને “ મધુપ તુજ વ્હાલો હતો મને ” જેવી ઉક્તિઓ કાવ્યના વાચ્યાર્થની અંદર કંઈ બીજુ ઇંગિત ગોપવ્યુ છે, એ સ્પષ્ટ સૂચવે છે અને કાવ્યને અન્યોક્તિ બનાવી પડતરે કવિએ શોભનાને જ સંબોધન કર્યું છે, એમ કલ્પવાની ફરજ પાડે છે રમાબા પણ સુરસિહના હૃદયનુ આ ગાન આડમા રહીને સાભળે છે અને તેમને પોતાનો હેતુ સિદ્ધ થતો જાણી ગુપ્ત ખુશી ઊપજે છે સુરસિંહ પણ શોભનાને જોતા હવે વિહ્વળ બની જાય છે તેમની આંખોમા પ્રણય અને શરમ ઊભરાય છે[૪૫] મોઘી એકાતે મળતા હવે તેમના રોમે રોમમા આનંદ વ્યાપી ઊઠે છે ઈ ૧૮૯૪નુ નવુ વર્ષ સુરસિંહના જીવનના આ નવોદિત પ્રણયના પ્રારંભના રોમાંચનો સમય છે અને તેનાથી તેમનુ ચિત્ત અહર્નિશ આનંદિત રહે છે

## (૯) થોડી સમયચર્ચા :

પણ તો પછી ' કાન્ત ઉપરના સુરસિંહે લખેલા પેલા બહુ જાણીતા પત્રમા લગ્ન પછી બીજે જ દિવસે મારા મહેલ નીચે ચાલી જતી [illegible] સાત વરસની મધુર નિર્દોષતાની મૂર્તિ જેવી છોકરી ને જોઈને માત્ર પાચ મિનિટમા સુરસિંહનુ હૃદય તેમના શરીરમાથી નીકળી જઈને શોભનામા ભરાઈ બેઠુ—એવો

---

૪૫ સ્વ વાજસુરવાળાનુ એક સ્મરણચિત્ર જુઓ

લાઠીની મ્હારી એક મુલાકાત દરમિયાન મે એક દૃશ્ય જોયુ કઈ સાલ હશે એ બરોબર યાદ નથી પણ રમણીકકુંવરબાની ઉમર એક દોઢ વરસની તે વખતે હશે અને એમનો જન્મ ૧૮૯૩ મા હોય* તો આ ૧૮૯૪ના અરસાની બિના છે ઠાકોર સાહેબ અને હુ બેઠા હતા એ દરમિયાન રમણીકકુંવરબાને તેડીને ઉપર આપણે જોઈતુ છે એ, કચ્છથી રમાબાની સાથે આવેલ ખવાસકન્યા મોંઘીબાઈ અમારી પાસે આવી ઠાકોર સાહેબની આંખમા એ ખવાસકન્યા તરફ એવુ એક આકર્ષણ દીઠુ કે જે મે અગાઉ કદી જોયુ નહોતુ હુ વિસ્મય પામ્યો એ ગયા પછી મે ઠાકોર સાહેબને કહ્યુ ' બાપુ ! એક સવાલ પૂછુ ? ' એમણે જવાબ આપ્યો તું પૂછવુ છે એ હું જાણુ છુ પૂછવાની કશી જરૂર નથી '

રમણીકકુંવરબાનો જન્મ થયો ઈ સ ૧૮૯૨ ના બીજી એપ્રિલની રાત્રે ( જુઓ ' પત્રધારા –૧ ૨૭૩ સરતસિંહને પત્ર નં ૪ ) હવે, દોઢેક વર્ષની રમણીકકુંવરબાને લઈને મોઘીબાઈ આવી એમ ગણીએ તો આ પ્રસંગ ૯૩ના અંતમા કે '૯૪ ના પ્રારંભમા બન્યો, એમ સ્વીકારી શકાય

ઉલ્લેખ છે, એ દલીલનું શું? સુરસિંહનું લગ્ન તો ૧૮૮૯માં થયેલું. સ્વ. વાજસુરવાળાએ તેમનાં સંસ્મરણોમાં આમ નોંધ્યું છે “રાજકુમાર કૉલેજની વિદ્યાર્થીઅવસ્થાના છેલ્લા વિભાગ[?] લીંબડીના ઉતારામાં નિવાસ દરમિયાન રમાબાની સાથે લઈને ખવાસણ્યા મોંઘી હાજર આવેલ પામે આવતી એ સમયે હાજર રહેનારને એના તરફ કશું આકર્ષણ હોય એવું જણાયું નથી” ઈ. સુરસિંહ મોંઘીને ભણાવવામાં, તેને સંસ્કાર આપવામાં, તેના તરફ રમાના ચિત્તનો પક્ષપાત બનાવવામાં પહેલેથી સારો રસ લેતા, એટલું જ નહિ, તેના તરફ મમતા અને વાત્સલ્યભાવ બતાવવામાં તથા તેના મધુર કંઠે ગવાતાં ગીતો સાંભળવામાં પણ ઉત્સાહ બતાવતા. કદીક મોંઘીને ગાતી સાંભળતા તોપણ તે વખતના પૂર્વે કદીક તેના ભાવિ વર સંબંધી વાત કાઢી તેને ચીડવતા તે પણ નિર્મળતામાં જ. આ પત્રના પ્રગટ અને અપ્રગટ પત્રો વાંચતા મને કહી શકાય છે કે ઈ. ૧૮૯૨ સુધી તો સુરસિંહની પ્રીતિનું ભાજન રમા જ છે. ઈ. ૧૮૯૩ના અંત ભાગના “કેકારવ”ના અને અન્યત્ર અપ્રગટ કાવ્યો તપાસીએ તો સુરસિંહના શોભના પ્રત્યેના પ્રણયચિહ્નનો કશો ચોખ્ખો કે પરોક્ષ ઉલ્લેખ કે નિર્દેશ મળી શકતો નથી એવું વચન કહીએ અને આગળ જોયું તેમ તા. ૧૦–૭–૯૪ના રોજ લખાયેલ “પુષ્પ” કાવ્યમાં જ પહેલવહેલું પ્રાપ્ત થાય છે. આ બધું બતાવે છે કે શોભના અંગેની સુરસિંહની વાત્સલ્યદૃષ્ટિ '૯૩ના ઉત્તરાર્ધથી શિથિલ થતી ગઈ હશે અને ત્યારથી પ્રણયદૃષ્ટિનો અંકુર ફૂટવા લાગ્યો હશે. '૯૪ની સાલ આગળ વધે છે તેમ સુરસિંહના હૈયામાં શોભના પ્રત્યેનો પ્રણયભાવ સ્થિરપણે જામતો જાય છે. સુરસિંહ–શોભનાનો પ્રણયપ્રારંભ ઈ. ૧૮૯૦થી નહિ પણ ઈ. ૧૮૯૪થી ગણવા માટે કેટલાંક કારણો કે સંભાવનાઓ નીચે મુજબ છે —

૧ શોભના સુરસિંહથી ઓછામાં ઓછું સાત વર્ષ નાની છે.[૪૬] '૮૯માં સુરસિંહ પંદર વર્ષના, તો શોભના અગિયાર વર્ષની. “કાન્ત” પરના પેલા જાણીતા પત્રને જ પ્રમાણભૂત ગણીએ તો સુરને શોભના માટે ૯૦થી જ પ્રેમ થયો કહેવાય! એ જ ૧૧–૧૨–૯૭ના પત્રમાં સુર લખે છે ‘આજથી પાંચ વર્ષ પહેલાં એક સુજન હૃદય હૃદયને તુર્ત સમજી ગયું અને બંને વૃત્તિ એકબીજાને આધીન બની” એટલે કે ૧૮૯૨માં આ પ્રસંગ બન્યો, જે વખતે શોભના અગિયારની. આ બધું સામાન્ય દૃષ્ટિએ વય જોતાં અસંભવિત લાગે છે. '૯૨ સુધી તો સુરસિંહને રમાવિયોગ ખૂબ અકળાવનારો રહ્યો છે, એ હકીકત છે. એટલે આ પ્રસંગ ૯૨

---

૪૬ જુઓ ‘કાન્ત’ પરનો પત્ર–તા. ૧૧–૧૨–૯૭ ‘કલાપીના “૩૪૪ પત્રો’

માં નહિ '૯૪ માં બન્યો હશે એવું અનુમાન કર્યા વિના ચાલે તેમ નથી.[૪૭] પ્રણયાકર્ષણનું બીજ શોભના વયમાં આવતાં નંખાયું. રમાનું આકર્ષણ તેના શરીર અને સ્વભાવને કારણે કંઈક ઓછું થવાની શરૂઆતે એ બીજ પર જલસિંચન થયું. કિશોરાવસ્થા-Adolescence-ના સમયનો મુગ્ધ અહોભાવ અને ઉંમરે મોટી છતાં પ્રિયની વ્યક્તિપૂજાનો ભાવ અદશ્ય થવા લાગ્યો તેમ તેમ સ્નેહાળ સુરના હૃદયમાં તેમનાથી આઠ વર્ષે મોટાં અને જાજરમાન રમાને બદલે રમાથી પંદર વર્ષે નાની નમણી અને કલાગરી શોભનાના ખીલતા સૌંદર્યે સ્થાન લેવા માડ્યું હોય એ સ્વાભાવિક છે.

૨. માનસશાસ્ત્ર પ્રમાણે અગિયારથી ઓગણીસ વર્ષની વય હરકોઈ વ્યક્તિ માટે મુગ્ધ, તરંગી, વ્યક્તિપૂજાના ભાવવાળી અહોભાવયુક્ત લાગણીવાળી અને વિચિત્ર મનોદશાવાળી છે. ચૌદ વર્ષની વય સુધી સુરસિંહના હૃદયમા જાજરમાન માતા માટે પૂજ્યભાવ, અહોભાવ, ગુરુદર્શી પક્ષપાતવાળો ભાવ હતો પંદરની વયથી માતાનુ સ્થાન સાચવે તેવી પ્રભાવશાળી વ્યક્તિત્વવાળી આઠ વર્ષે પોતાનાથી મોટી રમા માટે એવા ભાવ, લાગણી ને વૃત્તિ સુરમા શરૂ થયા. પણ એ Adolescence નો-કિશોરાવસ્થાનો-સમય ઓગણીસે જ્યા પૂરો થયો કે અત્યાર સુધી માતા અને રમાથી સચાલિત થતુ હૈયુ—માનસ તેમાથી મુક્ત બની, પોતાથી વય અને સમજમા નાની કોઈ પ્રિય વ્યક્તિને પ્રેરવા-તેનામા પોતાના લાગણી, વિચાર, ભાવના અને સ્વપ્ના ભરવા ઝખતું થયુ.[૪૮] પામે જ પડેલુ તેનુ પ્રિય પાત્ર શોભના સુરસિંહને મળી જતા, માનસ અને હૃદયમાના ક્રમિક વિકાસ અને પલટાના આલબન માટે તે યોગ્ય થઈ પડ્યુ આમ, સુરસિંહ રમા તરફના મુગ્ધ અહોભાવમાથી ખસતા જઈ શોભનાના પ્રેમીના ભાવમા પ્રવેશતા ગયા અત્યાર સુધી રમામા આસક્ત, ગત્યગાદી ત્યજી જગતમા એકાતે રહેવાના મનસૂબા કરનાર, સાહિત્યઅધ્યયન અને કવિતાસાધનામા મગ્ન સુરસિંહ શોભાનાના સ્નેહમા કેમ સરી પડ્યા તેનો કંઈક ઉકેલ અને તેની ક્રમિક કડીઓ આ રીતે સમજી શકાશે.

## (૧૦) સુરસિંહ અને મણિલાલ :

એક બાજુ સુરસિંહજી શોભનાના રાગમા રગાયે જાય છે, તો બીજી બાજુ મણિભાઈના માર્ગદર્શન હેઠળ પોતાના આધ્યાત્મિક શોખને તે કેળવતા રહે છે. ૧૮૯૫ મા સુરસિંહના રાજ્યાભિષેક વેળા મણિભાઈ હાજરી આપે છે. તે અગાઉ

૪૭ વિશેષ માટે જુઓ-પ્ર ૧ની પાદનોંધ ન. ૧૩.

૪૮. માનસશાસ્ત્રના પુસ્તકો તારુણ્યકાળ વિશે જે લખે છે તેને આધારે આ અનુમાન દોર્યું છે

માત્ર એક જ વાર '૯૪માં મુંબઈથી પાછા જતાં નડિયાદ સ્ટેશને ટ્રેન ઊભી રહી તેટલો સમય બન્ને વચ્ચે પ્રત્યક્ષ મુલાકાત થઈ છે, તેમનો ત્યાં સુધીનો ગાઢ પરિચય માત્ર પત્રો દ્વારા જ છે. ઈ. ૧૮૯૫માં સુરસિંહના રાજ્યાભિષેકમાં હાજરી આપ્યા પછી થોડાક માસ બાદ મણિલાલ ઉભયના પરિચિત પ્રહ્‌લાદજી નામના પત્ર દ્વારા લાઠીની દીવાનગીરીના હોદ્દે આવવાની ઇચ્છા દર્શાવે છે. એ સમયે લાઠી રાજ્યના કારભારીને બદલવાનો હતો. મણિલાલ લાઠી રાજ્ય સંબંધ પહેલેથી માર્ગદર્શન આપતા રહ્યા હતા. આથી મણિલાલ પ્રહ્‌લાદજી દ્વારા સુરસિંહનો દાબો ચાંપી જુએ છે પણ સુરસિંહ તેમને ખૂબ નમ્રતાપૂર્વક જવાબ આપે છે: "મણિભાઈ માટે આપે જે લખ્યું તે આ રાજ્યના કલ્યાણાર્થે બરાબર છે, પરંતુ તેમાં એક બહુ મોટો વાંધો મને લાગે છે. એમના તરફ મારી એવી ભક્તિ છે કે એમના ઉપરી તરીકે તો શું પણ એમના મિત્ર તરીકે પણ એમની સાથે રહી કાંઈક કામ કરી શકું નહિ. વળી એમના આવા સ્વતંત્ર આત્માને કાઠિયાવાડી રાજ્યમાં નાખવું એ મને પાપ જેવું લાગે છે. ક્યાં મણિભાઈ અને ક્યાં કાઠિયાવાડનું બિચારું ચારે તરફથી ઉપરી સત્તાઓથી દબાયેલું એક રાજ્ય! મારાથી બની શકે તો હું એમને નિર્વાહની ઉપાધિ ટળી જાય એવા બનાવી માત્ર દેશહિતને માટે લખવાને જ રાખું અને એમની ભક્તિમાં આ જિંદગી પૂરી કરું."[૪૯] સુરસિંહના આ પત્રને તેમની દક્ષતા કે વિવેકબુદ્ધિ સાકર વાણીના નમૂના રૂપ મણિલાલે ગણ્યો છે. પણ સુરસિંહના મણિલાલ પ્રત્યેના માન અને ભક્તિ જોઈએ તો આ પત્ર સુરસિંહની દેશહિતચિંતકો અને સરસ્વતીના પુત્રોને રાજ્યખટપટના કાદવથી નહિ રંગી દેવાના અને મિત્ર–ગુરુ જેવા મણિલાલને નોકર જેવા હલકા પદે નહિ રાખવાના ઉચ્ચ આશયથી જ લખાયેલો છે. મણિલાલને આથી માઠું લાગે છે, પણ શાસ્ત્રાર્થ અને જીવનધર્મ વિશે સુરસિંહના મુમુક્ષુ અને મનનશીલ આત્માની પૃચ્છાને તથા તેમની આંતરિક અને કૌટુંબિક મૂંઝવણોને સાચા માર્ગદર્શક–ગુરુજીની નિષ્ઠાથી હલ કરવાનું તે બંધ કરતા નથી.

## (૧૧) મનન અને મુમુક્ષા:

મણિલાલને સુરસિંહજી પોતાના વાચન, મનન અને અભ્યાસમાંથી ઉદ્‌ભવેલા ઘણા જ પ્રશ્નો પોતાના ચિત્તના સમાધાન માટે પત્રોમાં અવારનવાર પૂછે છે, જે શોભનાપ્રેમી બન્યા હોવા છતાં સુરસિંહના ચિત્તના ભીતરનો ખરો ઝોક એ સમયે પણ કઈ દિશામાં વહી રહ્યો છે તે દર્શાવે છે.

---

૪૯ 'પત્રધારા' પૃ. ૨૦

"અનીતિથી મેળવેલા દ્રવ્યનો વ્યય પણ અનીતિમાં કરવો એ શા માટે? પણ ત્યારે મહાભારત જેવા ઉત્તમ પુસ્તકમાં આવી નીતિ કેમ પસંદ કરી છે? રામ જેવા નીતિવાન નરને પણ અનીતિ કરવી પડી છે! ધર્મ પણ નિયમોને છુપી શક્યો નથી! મ મારામાં રહેલું તો મ મારી થતું હું તો કાંઈ સમજતો નથી."૫૦

"અર્જુને યુદ્ધ કર્યું તેમાં શું નીતિ માનતો નથી જ્ઞાન–પૂર્ણ જ્ઞાન આવો સંહાર કરવામાં કેમ હોય? તેણે નિમિત્ત પણ થવું ઘટતું ન હતું યુદ્ધ એ જેની ફરજ હતી તે કરતાં આટલા બંધુઓનો વિનાશ એ બહુ મ્હોટું પાતક અને તેથી તેમ ન કરવું એ વધારે મ્હોટી ફરજ હતી નીતિનો માર્ગ છોડવો તે રાજ્યના પણ અહિત કરતાં વધારે જોખમી છે."૫૧

"પ્રેમ અને ફરજ એક કરી દેવા એ જ મનુષ્યજીવિતનું તાત્પર્ય છે, પણ જ્યાં નીતિ અને ફરજ–બાનેની ફરજ સામસામા અથડાતા હોય ત્યાં કેમ વર્તવું એ ફરજ છે?"૫૨

"માણસમાં અને દરેક વસ્તુમાં, મ્હને તો એ ગુણ લાગ્યા છે ખેંચવું અને ધક્કો મારવો અમુક હદ સુધી પ્રેમ ખેંચતો હશે અને પછી ધક્કો મારતો હશે."૫૩

## (૧૨) બાહ્યદૃષ્ટિએ પ્રસન્ન ચિત્ત :

આ સમયે સુરસિંહની મનોવૃત્તિ અને હૃદયવલણ કેવા આનંદમય છે, તે તેમના જ શબ્દોમાંથી જાણી શકાય છે "સૌમાં–વૈભવમાં, પ્રભુના પ્રેમમાં–ઊંડુ ઊંડુ ઊતરી જવું–એ વિશેનું રસપાન કરવું એ આ વખતે મ્હને બહુ પ્રિય થઈ પડ્યું, છે જુદા રહેવું અને સૌમાં પચી જવું, એ શીખવું મ્હને બહુ ગમે છે."૫૪

એમનો આ દિવસોનો આનંદ–પ્રમોદનો ક્રમ પણ એટલો જ પ્રસન્નતાભર્યો છે

"ગયા શનિવારે અમે 'પેપર ચેઝ" અને "પિકનિક" કર્યાં હતા કાગળના કટકાના ચાર ગાડડા મ્હોટા લેઈ મા આ જમાદાર અને બે સવારને ૨૦ જ મિનિટનો વખત આપી દોડવા દીધા હતા અમે તેઓને રામેશ્વરથી ૨૪ માઈલ દોડી પકડયા–પછી ભુખ્ખીએ દિવસ આખો રહી સાંજે ઘોડા પર જ પાછા

૫૦ એજન –પૃ ૨૧
૫૧ એજન–પૃ ૨૧–૨૨
૫૨ એજન–પૃ ૨૨
૫૩ એજન–પૃ ૩૨૯
૫૪ એજન–પૃ. ૧૫૧

અહીં આવ્યા તે દિવસે અમે ૩૦ માર્ચનું "ગાર્ડ" કર્યું. આ રમત મને તો બહુ પસંદ આવી છે. હવે આપણે મળીશું અહીં કે તની–ત્યારે એ રમત કરીશું."૫૫

એમનો દૈનિક નિયક્રમ પણ એવો જ ચોક્કસ બની ગયો છે. સવારમાં વહેલા ઊઠીને થોડા પગ ફરવા જાય, પાછા ફરી ખૂબ જાડું કઢેલું મલાઈવાળું દૂધ પી શકાય તેટલું પીવું, એ પછી અર્ધો કલાક સેન્ડોની ડમ્બેલ્સની કસરત કરવી, ત્યાર બાદ તેલ ચોળી સ્નાન કરવું, એ પછી નિત્યનું કાર્ય કરવું, પછી અંગત મહેમાનો હોય તો તેમની સાથે, નહિતર કુટુંબ સાથે ભોજન લેવું, જમ્યા પછી વામકુક્ષિ–દર્દ ગાત્ર આંખોના ખાસ એટલે આંખોમાં દવા આંજીને સૂઈ જવું,–વામકુક્ષિ પછી વાચન શરૂ થાય. વાચનસમયમાં કોઈ કોઈ વાર બાજસુરવાળા, રૂપશંકર, શિવસિંહજી, મગનસિંહ, આનંદરાય, મણિલાલ, જટિલ અને ૧૮૯૭ થી લલિત, "કાન્ત", ગોવર્ધનરામ, પ્રો. કાકેરા, મસ્તકવિ ત્રિભુવન પ્રેમશંકર અને અન્ય કાવ્યવિનોદી મિત્રો તથા ભાટ, ચારણ બારોટો કીર્તનકાર કથાકારોથી કેટલાની મહેફીલ જામે અને જ્ઞાનગોષ્ઠિની, ભજન–સંગીતની સેનો–ગઝલો–સુભાષિતો–કહેવતોની કાવ્યચર્ચાની, કથાવાર્તાઓની મોજ સૌના સાહિત્યરંજનની એમ કંઈ કંઈ મજલિસો થાય અને રંગત જમાવે. વળી એ વખતે ક્યારેક કાવ્યોનું સમૂહવાચન પણ થાય, સૌ કવિઓ પોતપોતાની સામગ્રી રજૂ કરે, ઘણુંખરું બાજસુરવાળા કે રૂપશંકર અંગ્રેજી સાહિત્ય, ફિલસૂફી કે એવાં ગંભીર પુસ્તકોનું સમૂહવાચન કરે. સુરસિંહ આંખોની બીમારીને લીધે કદી મિજલસમાં વાચતા નહિ. વાચન વેળા વચ્ચે રસ્ય ચર્ચા થાય, ચર્ચાના પ્રસંગમાં સૌ પોતાનું મંતવ્ય કે વિચાર સ્પષ્ટતાથી પણ નમ્રતાપૂર્વક વિવેક અને મીઠાશથી રજૂ કરે. પણ બીજાઓ પર વાદનાની સ્પૃહા સરખી કરે નહિ. કોઈના અભિપ્રાય સાથે તેઓ સંમત થાય તો 'ભાઈ, કહે છે તે બરાબર છે' 'આનું ઠીક કહે છે'– એમ સંમતિ દર્શાવે. પણ કોઈ પોતાથી જુદો મત બતાવે તો મગજ ગરમ પણ તેનો ઉગ્ર વિરોધ કદી ન બતાવે, એની સામેની ચર્ચામાં ય ન ઊતરે. પણ પોતાનું આગવું મંતવ્ય મનમાં તો રાખે જ. આ પ્રમાણે લગભગ ક્રમ જેવું બની જાય છે. સાંજે ટેનિસ રમવાનો પણ નિત્યક્રમ. તે શોખ છેક નાનપણથી. નબળી આંખોને લીધે ક્રિકેટ ખાસ ન રમે–કૉલેજમાં પણ ક્રિકેટનો શોખ હોય તેમ જણાતું નથી. ઉજાણીઓ પર જવાનો તેમને ભારે શોખ. વારે વારે 'પિકનિકો' ગોઠવાય ત્યાં પણ વાચન–સંગીતનો કાર્યક્રમ અચૂક રખાય. વાચન વગરનો એક

૫૫ એજન–પૃ ૧૫૦–બાજસુરવાળાને પત્ર

પણ દિવસ પસાર થાય ત્યારે એમને બેચેની જણાતી હોય એમ લાગે "ડિક્સનેરી"–શબ્દકોષ–જોવાની ખાસ આદત કેળવેલી–કોઈ પણ નવો શબ્દ આવે કે તુરત જ એનો અર્થ શબ્દકોષમાં[૫૬] જોઈ લઈ એ શબ્દને પોતાનો કરી લે

આમ, ગાદી પર આવ્યા પછી તેમનો નિત્યક્રમ તે બહારગામ ન ગયા હોય તો નિશ્ચિત જ રહ્યા કર્યો છે અને અંતરમાં ચાલતા ઘમસાણના દિવસોમાં કે આધિ–ઉપાધિના સમયમાં પણ આ કાર્યક્રમમાં ખાસ ફેર પડ્યો નથી અને ચિત્તની પ્રસન્નતા ગુમાવી નથી

## (૧૩) પણ અંતરમાં રાગ–ત્યાગનું મંથન :

બાહ્ય દૃષ્ટિએ ચિત્તની પ્રસન્નતા ગુમાવી નથી, પણ તેની ભીતરમાં જોઈએ તો એક મોટી ધમાચકડી સુરસિંહના અંતરમાં ચાલી રહી છે એક બાજુથી હૈયું શોભનામાં વધારે ને વધારે ખેંચાતું રહે છે અને કલાપી ગણાય જ જોયું તેમ ભૌતિક રંગરાગોમાં વધુ ને વધુ પ્રસન્ન રહે છે પણ બીજી બાજુ શૈશવના જેવી હૃદયની ઊંડી વિરાગ ને વિરાગવૃત્તિ આ બધું છોડી દઈ એકાંતવાસમાં બેસી ઈશ્વરભજન કરવા જગતનું રહસ્ય શોધવા અને અતીન્દ્રિયનું ચિંતન કરવા તેમને પ્રેરે છે 'ઈમિટેશન ઑફ ક્રાઇસ્ટ', મણિલાલ કૃત 'અભેદોર્મિ' અને 'ગીતા' જેવા પુસ્તકો અને એમર્સનના નિબંધોનું વાચન, તથા ગેજ અડધો કલાક ધર્મ સંબંધી મનન સુરસિંહને અધ્યાત્મજિજ્ઞાસાના રસપ્રવાહમાં ખેંચે છે ગાદીત્યાગ માટેની વૃત્તિ તો પહેલેથી જ હતી રાજ્યકાર્યમાં ક્યારથી રસ તો કદી આવ્યો જ નથી, સંસારની ઉપાધિઓ અને વ્યવહારની કુટિલતાઓથી તેમનું ચિત્ત સર્વદા દાઝતું જ રહ્યું છે અને ધર્મ–તત્ત્વજ્ઞાનના પુસ્તકોના મનન અને મણિલાલના પત્રોએ તેમની અધ્યાત્મજિજ્ઞાસાને વધારી છે આમ સુરસિંહનું હૃદય શોભના અને અધ્યાત્મ રંગવિલાસ અને ફકીરી ઉભયમાં નાચે છે સંસાર–વ્યવહાર અને રાજપદના પિંજરામાંથી મુક્ત થવા અંતરમાંના ભગવા પંખીનો ફફડાટ અને શોભનાના સ્નેહ–સૌન્દર્યના રસપાનમાં એ જ અંતરના ગુલાબી પંખીને મળતો મુક્તવિહાર–આમ ઉભય પ્રકારની તીવ્ર મનોદશામાંથી સુરસિંહ '૮૪–'૮૫ માં પસાર થતા જણાય છે તેમના આ વર્ષોના કાવ્યો પણ તેમની આવી મનોદશાનું સચોટ પ્રતિબિંબ પાડે છે '૮૪ના 'મ્હારું કબૂતર'માં કબૂતરના પટંતરે કવિએ પોતાના ત્યાગપ્રિયમાંથી રાગી બનતા જતા હૈયાને જ સંબોધ્યું છે

> "અરે રે! પૂર્યું કાં જડ કનક પ્યારું ન તુજને,
> સુવર્ણે લોભાયા કૃપણ શઠ એ તો જન અમે,

---

૫૬ સ્વ વાજસુરવાળાએ શ્રી કપિલ ઠક્કરને ઉતારેલા સ્મરણોને આધારે

તને નીની વ્હાલી ઘટ વનઘટા નીરમ ભમી,
ગળે મોતી હાર વિભવરચના તુચ્છ ગણી ૫૭
તને મ્હેં દીધું ! હૃદય ! અમ પ્રેમે ન અગણ્યું !
હતું સ્વચ્છંદી તું પરવશ કર્યું મે અહ પ્રભુ !"
("મ્હારું કબૂતર" "કેકારવ"—પૃ ૩૦)

'૯૫ ના "ગ્રામ્ય માતા", "મિલ્લમગણ" અને '૯૬ ના "ભરત" આદિ કાવ્યો દ્વારા કવિ જાણે રાગના માટેની આસક્તિ ત્યજી દેવા જાતને બોધ આપવા યત્ન કરતા હોય, એમ જણાય છે આમ રાગ તરફ ઘસડાયે જતા પોતાના હૃદયને તેમાથી પાછું વાળી અને નેમ કરી આસક્તિમાથી છૂટી જવા સુરસિંહ અત્યાર સુધી પોતે જે કાઈ મનુપ્રીતિ અને નીતિ ધર્મ વિશે વાચ્યું—વિચાર્યું છે તેનો પોતાના મનને સમજાવવામા ઉપયોગ કરવાનો અને કાવ્યો પત્રો અને આત્મમનન દ્વારા તેને રાગ કરતા ત્યાગના ઉન્નત પથે ચઢાવવાનો સમગ્ર પ્રયત્ન કરે છે

**(૧૪) કાવ્યસાધના અને '૯૪ નું કાવ્ય સર્વેક્ષ :**

આવી દ્વિધા મનોવૃત્તિ છતા સુરસિંહનો કાવ્યાભ્યાસ અને કાવ્યસાધના આગળ જ ચાલે છે કાવ્યાભ્યાસમા અંગ્રેજી કવિઓના ઊર્મિવિચાર તેને રજૂ કરવાની તેમની પદ્ધતિ અને તેમના કલ્પનાચિત્રો સુરસિંહના મનનના મુખ્ય વિષય બને છે રોની વર્ડ્ઝવર્થથી તેમના ઊર્મિ—ભાવના અને વિચારને સારું બળ મળ્યુ છે '૯૪ મા, "પુષ્પ" કાવ્યમા શેલીના 'Skylark'ના કેટલાક ભાવ સુરસિંહજીએ ગૂથી દીધા છે "તુષાર" કાવ્યના પ્રકૃતિવર્ણનમા શેલીના કાવ્યતરગો (Fancies) ની ચોખ્ખી અસર છે 'મૃત્યુ' કાવ્યનુ સમગ્ર સ્વરૂપ—તેનો પ્રારભ, વિષયપ્રવેશ, ચિતન નિરૂપણપદ્ધતિ અને કાવ્યનો અત—વર્ડ્ઝવર્થ રીતિનુ છે "કુદરત અને મનુષ્ય" તો વર્ડ્ઝવર્થના ક યનુ આબેહૂબ ગુજરાતી રૂપાતર છે 'સમુદ્રથી છૂટાનુ બાળક' મેથ્યુ આર્નોલ્ડના Gypsy Child' નામના કાવ્યનુ ઉચિત સુધારા સાથેનુ રૂપાતર છે સુરસિંહના શબ્દો જ એ બતાવે છે "Gypsy Child' એ મથાળાને બદલે મ્હેં તો—'સમુદ્રથી છૂટાનુ બાળક'—આવું મથાળુ કર્યું છે વાદી કે એવા રખડતા લોકોના બચ્ચા કરતા કોઈ દિવ્ય બાળક મે તો કલ્પ્યુ છે'૫૮ 'જ્યાં તુ ત્યાં હુ' ટોમ્સનના કાવ્ય Seasonsમાંની Damon અને

૫૭ પ્રો રાવળ મ્હારું કબૂતર' મા આડકતરે રોાભના વિશે વાત હોય, એમ "કલાપીનો કાવ્યકલાપ'ના ઉપોદ્ઘાતમા પૃ ૨૫ મે જણાવે છે એની સમગ્ર વ્યજના જોતા તે વાત કલાપીના પોતાના હૈયા વિશેની જ હોવા વધુ સભવ છે

૫૮ "પત્રધારા"—પૃ ૩૦૭

Musidoraની પ્રણયકથા પરથી સીધી પ્રેરણા લઈને રચ્યું છે અને તેમાંનાં શૃંગારરસિક ચિત્રો મૂળ કાવ્યને જ આભારી છે આમ અંગ્રેજી કાવ્યોનો અભ્યાસ સુરસિંહની કવિતાસાધનામાં એક મોટું પ્રેરક બળ છે. "પાન્થ પંખીડું" કાવ્યમાં "મેઘદૂત"ની સંસ્કારછાપ પણ ઝીલાઈ છે

પણ એનો અર્થ એવો નથી કે સુરસિંહમાં પોતીકી વિશિષ્ટતા હજી સુધી અંકિત થઈ નથી અન્ય સિદ્ધ કવિઓની અસર ઝીલતી વેળા પણ તે હવે સ્વકીય તેજ બતાવે છે, કેટલીક વખત તો તેમના કરતાં પણ એ વધુ બતાવે છે. દા ત શેલીના Skylark માંના વિચારોને 'પુષ્પ" કાવ્યમાં અપનાવતાં આપણો કવિ એક ચકોર કાવ્યશિલ્પીમાં હોય તેવી કુશળતા બતાવે છે 'Skylark"ની પુષ્પને બંધબેસતી હોય તેટલી જ પદાવલિઓનું તે સીધું ભાષાંતર કરે છે અને જ્યાં તે ઉચિત ન લાગે ત્યાં પોતાની મૌલિક પંક્તિઓ ગોઠવી દે છે

'Skylark" પોતાના અન્તર્ગીત ગીત દ્વારા જગતને આનંદનો સંદેશ આપે છે પણ પુષ્પને ગાતું કલ્પવું ઉચિત ન બને તે માટે સુરસિંહે શેલીથી ભિન્ન કલ્પના પોતાના કાવ્યમાં ગૂંથી છે

"Teach me half the gladness,
That thy brain must know,
Such harmonious madness
From my lips would flow,
The world would listen then,
as I am listening now"

આ પંક્તિઓનો ભાવાર્થ સુરસિંહ માત્ર બે જ પંક્તિઓમાં મિતાક્ષરિતાથી રચી દે છે

"મ્હને દે તું દીક્ષા, મધુપ તુજ વ્હાલો કર મ્હને,
અભેદાનંદો હું શિખવીશ પછી આ જગતને !'

અહીં મૂળના ભાવ-વિચાર હણાયા નથી, ઊલટાના પુષ્પને માટે તે વધારે યોગ્ય જણાય છે સુરસિંહની આ મિતશૈલીયુક્ત પંક્તિઓમાં અર્થનું બળ વિશેષ નથી જણાતું ? પુષ્પનો રસ ચૂસનાર મધુપનું પોતાને માટેનું રૂપક પણ કેવું યથાર્થ છે !

એ જ પ્રમાણે 'Gypsy Child'ના અનુવાદમાં Gypsy શબ્દ છોડી દીધો છે તે યોગ્ય જ છે, કારણ કે આર્નોલ્ડે પણ જિપ્સી બાળકને દિવ્ય બાળક

જેવું જ ચીતરવા પ્રયાસ કર્યો છે. પણ આ એથીય વધુ ચઢિયાતો દાખલો "જ્યાં તું ત્યાં હું" કાવ્યમાંથી આપી શકાય તેમ છે. આ કાવ્યમાં સુરસિંહે એક કલ્પનાચિત્ર કાળિદાસમાંથી ઉપાડ્યું છે. "આંસુના પડદા વની નયન તો મ્હારાં થયાં આંધળાં" એ પંક્તિમાંની કલ્પના સુરસિંહે પોતાના પ્રિયતમ કાવ્ય "મેઘદૂત"માંથી ઉપાડી છે. "મેઘદૂત"માં યક્ષ મેઘ સાથે પોતાની પત્નીને કહેવડાવે છે:

"આંસુ આવી નયન ભરતાં, દૃષ્ટિને રૂંધી લે છે,
ના જોવા દે તુજ નયનને, ક્રૂર એવો વિધિ છે"
("મેઘદૂત" : કીલાભાઈ ઘનશ્યામભાઈ)

પણ સુરસિંહ કાલિદાસની કલ્પનાથી ય આગળ વધે છે :

"લૂછ્યાં ના પણ ઉષ્ણ શ્વાસ દિલને અશ્રુ સુકાવી દીધાં". એ પંક્તિ સુરસિંહની મૌલિક છે અને તેમની કલ્પનાશક્તિનું તેજ તેમાં કાલિદાસ કરતાં ય વિશેષ ઝળહળે છે. આમ પરપ્રેરિત કાવ્યોમાં પણ સુરસિંહ પોતાનો રસવિવેક અને કવિત્વબળ લીલાપૂર્વક દાખવે છે.

'૯૪નાં એમનાં મૌલિક કાવ્યો જોઈએ તોપણ આ વાત એટલી જ સાચી ઠરશે. "મૃત્યુ" કાવ્ય સમગ્રતાની દૃષ્ટિએ કૈંક શિથિલ લાગવા સંભવ ખરો, પણ,

રે ભાઈ મૃત્યુ! ગત કાલ બધો જ ત્હારો,
ભાવી તણા તિમિરમાં ઉજળો તું દીવો :

"જેવી મૃત્યુને બિરદાવનારી અને તેના વિશેના જનોના ખ્યાલને ભયાનકને બદલે પ્રેરણામૂર્તિ બનાવનારી આટલી સચોટ ને જીભને ટેરવે ચઢી જાય તેવી પંક્તિઓ ગુજરાતી કવિતાસાહિત્યમા વિરલ જ ગણાય. વીસ વર્ષના તરુણે મૃત્યુ વિશે જે ચિંતન કાવ્યમા પીરસ્યુ છે, તે તેના કવિની ચિંતનપરાયણતા અને જ્ઞાનદૃષ્ટિના પરિપાકના એક સારા નમૂના રૂપ પણ છે

પરંતુ '૯૪ નુ સુરસિંહનું સર્વશ્રેષ્ઠ કાવ્યસર્જન તો 'હમારા રાહ" છે. આ ગઝલને "કાન્તે" "ભવ્ય" કહી વખાણી છે કે ને ખૂબ લોકપ્રિય છે માટે નહિ, પણ એમાંની મસ્તીનો તોર, ઊછળતી લાગણીને તેવા જ ઊછળતા શબ્દોમાં તેમાં મળેલો આકાર અને કવિના વ્યક્તિત્વનો તેમા ઊતરેલો આબેહૂબ રંગ આ કાવ્યને વિશિષ્ટતા અર્પે છે. સુરસિંહે અત્યાર સુધી મણિલાલની છાયામાં રહી ગઝલો લખી છે, પણ આ પહેલી જ ગઝલ તેમને હાથે એવી લખાય છે કે જેમા "ઇશ્કે હકીકી" કવિનું સ્વતંત્ર પોત જોવા મળે. આ ગઝલની સફળતાનું એક નોંધપાત્ર કારણ સુરસિંહની આ સમયની તીવ્ર મનોદશા છે. પ્રિય શોભનાને

દિલના અનુરાગથી ચાહનાર પ્રણયી એ જ વખતે ફકીરીને પણ મોંજથી અંતરના ઊંડાણમાં ઝંખતો હતો. એના મનોરાજ્યમાં શૃંગારના ઝરૂખા ને અટારીઓની સાથે વૈરાગ્યના ચોતરા અને ધૂણી પણ રમતાં હતાં. એથી ગઝલમાં ઊડવો જોઈ તો "એક ઉગમણો ને બીજો આથમણો ડીબો" આ ગઝલમાં ચોટપૂર્વક ઊછળે છે.

"ગમીનો જામ પી હરદમ, ધરી મારકા તને ગરદન,
ન ખંજરથી કર્યાં ટુકડા! ન જામે ઇશ્ક પાયો વા!"

જેવી પંક્તિઓમાં જે તીવ્ર વેદનાનું બળ આવે છે તે સુરસિંહના સ્વાનુભાવમાંથી પેદા થયેલું છે. સુરસિંહની કલ્પના પણ એટલી જ બળકટતાથી આગળ ચાલે છે :

"ગુલો મેં બાગનાં તોડી દીધાં સૌ ધૂળમાં ચોળી,
બિછાનું ખારનું કીધું, ઉપર લોટી રહી તે હું."

'૯૨–'૯૩ની ગઝલોમાં કવિની ઘડાતી કલમ હજી કાચી હતી. "ફકીરી હાલ" અને "મસ્ત ઇશ્ક" જેવી '૯૪ પહેલાંની ગઝલોમાં ફારસી છંદ ઠોકરાતો હતો: કવિના ઉદ્દંડ વ્યક્તિત્વનો આટલો ચમત્કારોય ન હતો. "ન કર મુફત અફસોસી : મળશે દાદ ન અહિંયાં" જેવી અધકચરી પંક્તિઓ આવતી હતી. પણ "હમારા રાહ"ને સુરસિંહની વિકસેલી ગઝલકલાના નમૂના રૂપ ગણાવી શકાય. એમાં લાગણીની અભિવ્યક્તિનો એક સરખો ઉછાળ અને મસ્ત મનોદશાની એક સરખી ઊંચાઈ કાવ્યના અંત સુધી રહી શકે છે. ગઝલના કાવ્યપ્રકારને લડાવવામાં પણ કવિને હવે હથોટી આવી ગઈ છે, એમ આ ગઝલ બતાવે છે. આમાંની કેટલીક–"ગુલામો કાયદાના છો.. ", "હતાં મ્હેનો અને મારાં, ખરાં ઇલ્મી ખરાં શૂરાં", અને "તમારા રાજ્યદ્વારોના ખૂની ભપકા નથી ગમતા" જેવી પંક્તિઓ તો ગુજરાતી સાહિત્યમાં અમર પંક્તિઓ બની ચૂકી છે. આ બધુ જોતાં ગણનાપાત્ર કવિ તરીકેની પ્રતિષ્ઠા સુરસિંહને આ ગઝલ અને "મૃત્યુ", "મ્હારું કબૂતર", "પાન્થ પંખીડું" અને "કુદરત અને મનુષ્ય" જેવાં કાવ્યોથી પ્રાપ્ત થઈ જાય છે. તેમની સ્વતંત્ર કાવ્યશૈલી પણ આ વર્ષથી જ બંધાવા પામે છે.

'૯૩ કરતાં આ સાલની કવિતામાં છંદોનૈપુણ્ય વિશેષ વરતાય છે. સંખ્યાદૃષ્ટિએ આ વર્ષમાં માત્ર નવ કાવ્યો લખાયાં છે, એમાં એક ભાષાંતર છે અને ત્રણચારમાં અંગ્રેજ કવિઓની છાયા વરતાય છે. આમાં બે કાવ્યો વસંતતિલકામાં, ચાર શિખરિણીમાં, બે શાર્દૂલવિક્રીડિતમાં અને એક ગઝલ "મફાઈલુન"માં છે.

અગાઉ દેખાતા મનહર, હરિગીત, આર્યા વગેરે અક્ષર–માત્રામેળ આ સાલમા જણાતા નથી, એ સૂચવે છે કે સુરસિંહનુ માત્રામેળ તરફનુ વલણ ઘટી જઈ હવે વૃત્તમેળરચના તથા ગઝલના પ્રકાર તરફ વધવા લાગ્યુ છે વૃત્તમેળની આગલા વર્ષોમા દેખાતી કચાશો પણ હવે લગભગ ગળાઈ જવા પામી છે સંખ્યા દૃષ્ટિએ કાવ્યો માત્ર નવ છે, પણ કાવ્યોમા પંક્તિ–સંખ્યા આ વર્ષે વિસ્તરતી જાય છે. '૯૩ મા લાંબા કાવ્યો માત્ર ત્રણ—"વનમા એક પ્રભાત", "કમલિની", અને "ચંચળ પ્રેમસુખ", પણ નવે લગભગ અનુકરણ જેવા '૯૩ સુધી તો કાવ્યો ટૂંકાં ટૂંકાં જ પણ આ વર્ષે લગભગ દરેક કાવ્ય લાંબુ ગણાય તેવુ રચાય છે કાવ્યો લાંબા બનવાના કારણોમા એક તો, સુરસિંહમા હવે છંદપ્રભુત્વ આવી ગયુ તે, બીજુ, અંગ્રેજી કાવ્યોના અભ્યાસથી વિચાર અને ભાવની ભરતી કવિમા સારી આવી છે તે, ત્રીજુ, આગલા વર્ષો કરતા કાવ્યરીતની ઘુંટાઈ કલમ કસરત હવે સહજ ટેવરૂપ બનવા પામી તે, અને ચોથુ, '૯૪–'૯૫ મા કવિના હૃદયમા રાગ અને ત્યાગની દ્વિધાદશા તીવ્રપણે ચાલે તેથી લાગણીઓ અને વિચારો ચિત્તમા ખૂબ ઊભરાય છે તે છે

આ વર્ષે કવિની અભિવ્યક્તિ પણ કંઈક વિશેષ ચિત્રાત્મક, સચોટ અને પ્રવાહી બની છે અને ઊર્મિનિરૂપણમા કંઈક પક્વતા અને કૌશલ સધાતા આવે છે ઊર્મિ–વિચાર કાવ્યત્વના રંગે રંગાઈને વ્યક્ત થતા આવે છે મનના ભાવને અન્યોક્તિના આડપડદામા લડાવીને કહેવાનુ કવિને ખૂબ ફાવી ગયુ છે

"અરે! કો પ્યાલામા શરબત ભર્યું તે પડી ગયુ,
ભળ્યુ પાણીમા તે ઉદધિવીચિ માંહી ભળી રહ્યુ,
ન પીવાયુ, ખોયુ, પણ નવ ગયુ પૃથ્વી પરથી,
રહ્યા તત્ત્વો મીઠા ઉદધિ કડવામા ભળી જઈ"
("મ્હારુ કબૂતર" — 'કેકારવ'—પૃ ૩૦)

પ્રકૃતિનુ અવલોકન અને રસદર્શન ગયા વર્ષે સુરસિંહની જો મોટી મૂડી હતી, તો સહૃદયતાપૂર્ણ કોમળ અને કરુણામય હૃદયનુ ચિંતન–મનન આ વર્ષે તેમની મોટી મૂડી બની છે

"વિના અશ્રુ જોશે જનદુઃખ જનો જ્યા સુધી, અરે!
કવિતાના ભોક્તા સુખમય રસીના નહિ બને"
("કુદરત અને મનુષ્ય" 'કેકારવ'—પૃ ૪૧)

"દોરાય કો ગતિ અનન્તથી વિશ્વ આવું,
ચીલો પડેલ પણ રાહ તણો દિસેના."

("મૃત્યુ", 'કેકારવ')

એટલે, આ વર્ષે સુરસિંહનો ચિંતનપ્રદેશ વિસ્તર્યો છે. અભ્યાસ, અને દૃષ્ટિ પણ વિસ્તૃત બન્યાં છે, હૃદયની કોમળતા, આર્દ્રતા વધુ મુલાયમ બની છે, જેનો પોતાના વિકસેલા રસવર્તુલને સારો લાભ મળ્યો છે. આથી કાવ્યોમાં રૂપ-રંગનાં અમીર્નાં સાથે ચિત્તની સંવેદકતા પણ ઉત્કટ રીતે ઊપસતી આવે છે. પ્રકૃતિપ્રેમ, પ્રાણીમાત્ર તરફ કરુણાનો ભાવ અને માનવવ્યવહાર તરફ અરુચિ-તિરસ્કાર એ આ વર્ષનાં કાવ્યોમાં વ્યક્ત થતી કવિની જીવનદૃષ્ટિ છે. કવિની સ્નેહભાવના અને શૃંગારરસિકતામાં કલ્પનાતરંગોની મોહકતા હવે સુભગપણે ભળી જાય છે. સાદું અને સરળ, પણ તલસ્પર્શી નહિ તેટલું વ્યાપક કે અનુભવગમ્ય જીવનચિંતન તેમનાં આ વર્ષનાં કાવ્યોને પ્રથમ વાચને તો ખૂબ આસ્વાદ્ય બનાવે છે. તેમની કલમમાં પ્રવાહિતા અને વેગીલાપણું આ વર્ષે વધ્યાં છે. કાવ્યવિષયોમાં પ્રકૃતિ અને પ્રણયની સાથે આત્મલક્ષી ઊર્મિ-ચિંતનથી ઉદ્‌ભવેલા કેટલાક પ્રસંગો પણ વિષયભૂત બન્યા છે. પ્રકૃતિકાવ્યોમાં તેમને પ્રિય વર્ડ્‌ઝવર્થનો વિશ્વચૈતન્યવાદ આ વર્ષે આરંભાયો છે. પ્રણયકાવ્યોમાં રતિભાવની મસ્તમસ્તની સાથે સૂક્ષ્મ સ્નેહભાવનાનાં શીકર ઊડવા લાગ્યાં છે પ્રભુપ્રેમ, તેની સૃષ્ટિરચનામાં માંગલ્ય ને સહેતુકતા જોવાની દૃષ્ટિ અને વિધિનિર્માણમાં શ્રદ્ધા, એ તેમનું આ વર્ષનું જીવનદર્શન છે. ઊર્મિકાવ્યોનું સ્વરૂપ કંઈક શિથિલ, અસંયમી ઘાટઘૂટ વાળું છતાં ઊર્મિનું નિરૂપણ તેમાં ઉત્કટ, કાવ્યાત્મક અને સતતવાહી રહેવા પામ્યું છે. આત્મલક્ષી ભાવો અને ચિંતનની કોમળતા તથા મધુરતા તેમનાં ઊર્મિકાવ્યોની દીર્ઘસૂત્રિતા અને શિથિલ કલાવિધાનને ઘડીભર વિસરાવી દે છે. નિરૂપણમાં વિશદતા, રંગદર્શિતા અને પ્રાસાદિકતા તેમનાં ઊર્મિકાવ્યોને વધુ વાચકવર્ગ પૂરો પાડે છે. આમ, '૯૪ ના વર્ષમાં સુરસિંહની કવિતા આગલાં તમામ વર્ષો કરતાં સારો વિકાસ દાખવે છે અને તેના ઉજ્જવળ ભાવિનું દર્શન કરાવી તેના કવિમાં રહેલી કાવ્યશક્તિનાં તેજકિરણોનો સ્પર્શ કરાવે છે.

હા, એ વાત ખરી છે કે ૧૮૯૦ થી સુરસિંહ મુખ્યત્વે કયાં તો અતૃપ્તિ, નિરાશા અને વિરહના દર્દનો કે ક્યાં તો સંસારવ્યવહારની કુટિલતાને અવગણી પોતાના પ્રેમના રાહ પર મસ્તાન થઈ કુદરતના શાંત પ્રદેશમાં ચાલ્યા જવાનો એકનો એક ભાવ ગાયા કરે છે. પરંતુ હૃદયની ભાવસ્થિતિ કે તેનો વિષય એકનો એક હોવા છતાં તેની અભિવ્યક્તિમાં કવિ પ્રતિવર્ષ વૈવિધ્યભર્યો વિકાસ દાખવતા રહ્યા છે. તેમની મોટા ભાગની કવિતામાં પ્રેમનું દર્દ અને તેનાં આંસુ જ હોવા છતાં '૯૧ થી કવિનું પ્રેમી હૃદય સહનશીલતા, ઉદારતા, ક્ષમા અને ત્યાગવૃત્તિના ખમીરવાળા ભાવ પણ એ દર્દ–આંસુમાં ભેળવે છે. પોતાને માટે કારુણ્યનો "આ યોગ એ વિધિબલે નિરમ્યો, અરે રે!" એમ કહી ઊના નિઃશ્વાસ નાખનાર કવિ પ્રેમીઓને માટે તો આશિષનાં જ વચન ભાખે છે : "હો જો વિદ્યુત સાંકળી ચમકતી પ્રેમાર્દ્ર હૈયા વિષે!" એટલું જ નહિ, "ભજ્યાં ભૂલે ભૂલો, હવ નથી થયું એ કબૂતર'" એટલો અભેદ ભાવ પણ એમાં જોઈ શકે છે.

૧૮૯૨માં સુરસિંહે ગઝલની કસરત કરી. ૧૮૯૩ મા માત્રામેળ છંદો કરતાં અક્ષરમેળ વૃત્તો ઘૂંટવા તરફ વિશેષ વલણ દાખવ્યું અને એક જ કાવ્યમાં વિવિધ વૃત્તોનો ઉપયોગ કરી કાન્તના કાવ્યમાર્ગનું અનુસરણ કર્યું. એ જ વર્ષમાં ભાષાંતરો દ્વારા તેમની કલમકસરતે તેમની કવિતાના દેહને પુષ્ટ બનાવ્યો. '૯૪માં વર્ડ્ઝવર્થને અનુસરીને કાવ્યોમાં વૃત્તમેળ છંદોનું અને ચિંતનનું પ્રમાણ તથા કાવ્યકદનું લંબાણ વધાર્યું તેમ જ વિશ્વચૈતન્યવાદ (pantheiam) ની અસર વ્યક્ત કરી, તો '૯૫ માં કાંતની ખંડકાવ્યકલાથી આકર્ષાઈ સુરસિંહજી ખંડકાવ્યોનું રચનાવિધાન પ્રથમ વાર અજમાવે છે.



કલાપીનાં સ્નેહરાજ્ઞી
મોંઘીબાઈ (શોભના)

## પ્રકરણ ૫

# પ્રણય, મંથન અને દર્દ

(ઈ. સ. ૧૮૯૬–'૯૭)

"અરે! મ્હારી સ્થિતિ અનુકૂળ નહીં પ્રેમ કરવા,
સ્થિતિમાં જન્તુ તે જનસ્થિતિ ન પામે પલટવા."
("કેકારવ" : "અતિ મોહ")

"હીનાના રંગથી પ્હાની સનમની રંગતો'તો હું,
ઝુકીને બાલમાં તેના ગુલોને ગૂંથતો'તો હું,
મગર એ દાંતની મિસ્સી સનમના હાથમાં દેતાં,
અરે રે! કોઈ વા વાયો; સનમ, બો, રંગ સૌ ફીટયાં.
મને એ ખ્વાબની ખુશબો, મને એ સોબતી મારો;
મને એ હાથનો પ્યાલો, ફરી કો એક દિન આપો."
("કેકારવ" : "એક ફેરફાર")

### (૧) મિત્રો સાથે મનદુઃખ :

ઈ. ૧૮૯૫થી મણિલાલની સલાહ પ્રમાણે સુરસિંહે રાજ્યવહીવટ કરવાનો પ્રયત્ન કર્યો અને જો કે એમની ભીતરની ઉદાસીન અને નિર્વેદયુક્ત વૃત્તિ રાજ્યકાર્યના કડવા અનુભવોને લીધે ક્યારેક જોર કરવા લાગે છે[1] તથાપિ એકંદરે આદર્શ અને વાસ્તવ–સ્થિતિ વચ્ચેના ભેદનો ખ્યાલ હવે આવતો જતો હોવાથી મન સાથે કેટલુંક સમાધાન તે કરી શક્યા છે. તા. ૬–૧૨–'૯૬ ના પત્રમાં મણિલાલને તે લખે છે : "રાજ્યકાર્ય સરળ રીતે ચાલ્યું જાય છે......

૧. "આપ મને રાજ્યકાર્યમાં પ્રવૃત્ત થવા કહો છો. હું થઈશ, પણ એ વેષ હું સજાવી શકીશ નહિ દુનિયામાં મને કશો રસ આવવાનો નથી." (મણિલાલને પત્ર— તા. ૭–૧૧–'૯૬ : "પત્રધારા"–પૃ.૩૨)

લાગ્યા હોય અને પોતે કલ્પેલ માનપાન કે શાલદુશાલા તેમના તરફથી ન મળ્યા હોય, એ કારણે પણ મણિલાલનું મન દુભાયું હોય.

૩. અથવા, મણિલાલે સુરસિંહ તરફથી મદદ તરીકે વધુ પૈસાની માગણી કરી હોય, જે સુરસિંહ તેમની નાણાકીય તંગીને લીધે ન સંતોષી શક્યા હોય.[૨]

ગમે તેમ, સુરસિંહને મણિલાલની આ રીસ અને પત્રમાંના કટાક્ષવચનોનું કારણ સમજાયું નથી, તેમ છતાં તે મણિલાલના હૃદય માટેનો પોતાનો પ્રેમભાવ, ગુરુભાવ જરા પણ ઓછો કર્યા વિના કે મણિલાલના વ્યક્તિત્વની મહેજ પણ કિંમત ઓછી આંકયા વિના એક સાચા સત્યનિવેદક અને અહિંસકની જેમ પોતાની જાતને જ દોષરૂપ ગણે છે "એ લાગણી આપના કાગળથી ઉત્પન્ન થઈ છે પણ કાગળ વાચતા–વિચારતા એવી લાગણી થવાનું તેમાથી કશું કારણ નીકળતું નથી હું માનતો હતો કે મારી નબળાઈ કેટલેક અંશે દૂર થઈ છે, પણ તે હવે મને સાચું લાગતું નથી માન એટલી જ વિનંતિ કરવાની કે ગાંડોઘેલો પણ નિભાવી લેશો"

એ જ પ્રમાણે આગલે વર્ષે રિસાયેલા મિત્ર આનંદરાયજી આ વર્ષે પણ પોતાની સુરસિંહ પરની રીસ ચાલુ રાખે છે મગદારસિંહના મનનું થોડુંક સમાધાન તો સુરસિંહ આગલા વર્ષના અંતમાં કરી શક્યા છે, પણ સ્વમાની, જક્કી અને મમતવાળા સ્વભાવના આનંદરાયનો રોષ ઘટ્યો નથી એટલે તેમને પણ સુરસિંહ લાગણીના બળવાળી અનેક દલીલોથી મનાવવા યત્ન કરે છે

મણિલાલ અને આનંદરાય પર લખાયેલા પત્રોમાં સુરસિંહની ભિન્ન ભિન્ન લાક્ષણિકતા જોવા મળે છે મણિલાલ પરના પત્રમાં ભક્તની દીનતા, શિષ્યની વિનમ્રતા અને હૃદયની આર્દ્ર કોમળતા, તો આનંદરાય પરના પત્રમાં ઊર્મિના બળવાળી તથા બુદ્ધિના તેજવાળી દલીલો કરનાર, મનભેદથી દુઃખી છતાં નિસ્પૃહતા બતાવનાર, સ્નેહી છતાં માની અને નિર્ભય, સ્પષ્ટ વક્તા, ચિંતનશીલ મિત્રનું વ્યક્તિત્વ સુરસિંહ બતાવે છે મિત્રોના હૃદયમાં સ્થાન પામવાની સુરસિંહની સતત ઝંખના છે, પણ સત્ય વસ્તુ છુપાવીને, મિત્રોને ખોટી રીતે ખુશ રાખીને કે રાજાપણાનો પ્રભાવ પાડીને નહિ

**(૨) "કાન્ત"–ઠાકોર સાથે મૈત્રીનો પ્રારંભ :**

આવા સરલ, સ્નેહાળ, ઉદાત્ત હૃદયવાળા યુવાનને તત્કાલીન વિદ્વાનો અને કવિઓ સાથે મૈત્રીનો લાભ પણ ઠીક ઠીક પ્રમાણમાં પ્રાપ્ત થાય છે મણિલાલ,

૨ જો કે મણિલાલે 'જીવન'માં જણાવ્યા મુજબ કલાપીએ કકડે કકડે બધી મળીને રૂ ૧૨૦૦૦ની મદદ તેમને કરેલી ૧૮૯૬ પહેલા પણ બાલાશંકરને અને તેમને થોડીક મદદ આપી હતી

ગોવર્ધનરામ, "જટિલ", "અચિન્ત" વગેરેની સાથે સુરસિંહની મૈત્રીમાં હવે "કાન્ત" અને પ્રો. ઠાકોર પણ જોડાય છે. સુરસિંહના નિખાલસ, રસીલા,[૧] વિદ્યાપ્રેમી, સાહિત્યપ્રેમી, ઉદાર, પ્રગલ્ભ અને દંભ કે મોટાઈરહિત સ્વભાવથી કોણ ન આકર્ષાય? '૯૭–'૯૮માં મન:સુખરામ ત્રિપાઠી અને છેક '૯૩થી હરિલાલ ધ્રુવ સાથે પણ સારો ઓળખાણ-પરિચય તેમને થયેલો તે પણ આવા સ્વભાવે કરીને જ.

સુરસિંહજી અને "કાન્ત"ના વતન પાસે પાસેના ગામમાં એટલે "કાન્ત" ઘણી વાર સુરસિંહની ગાડીનો વતનથી સ્ટેશને કે સ્ટેશનથી વતને જવા માટે ઉપયોગ કરતા. સુરસિંહજી પરણ્યા ત્યારે "કાન્ત" લાઠી આવેલા અને તેમણે "વસંત-વિજય" મૂળચંદભાઈ આશારામને વંચાવેલું એવું તેમના સંસ્મરણોમાં છે. પણ સુરસિંહ-મણિશંકર વચ્ચેનો ખરો મૈત્રીસંબંધ બંધાય છે ઈ. ૧૮૯૬માં, મુંબઈમાં. '૯૬ના એપ્રિલમાં પંદર–વીસ દિવસ માટે સુરસિંહ આંખોની દવા સારુ રાજબા સાથે મુંબઈ આવે છે અને શેઠ આદમજીના સેનેટોરિયમમાં ઊતરે છે. ત્યાં મણિશંકર અને પ્રો. ઠાકોર બે-ત્રણ વખત સુરસિંહજીને મળે છે અને એમની મુલાકાતો સારા સ્નેહસંબંધમાં પરિણમે છે. ગઈ એક શનિવારે મેથ્યુ આર્નોલ્ડના કાવ્યોમાંથી એના પિતા ઉપરનું પ્રશસ્તિકાવ્ય– Rugby Chapel–પ્રો. ઠાકોર સુરસિંહજીને વાંચી સંભળાવે છે. વાચન પૂરું થતાં બંને ચર્ચા કરે છે અને ત્યાં મણિશંકર આવતા જો। વાર પછી ત્રણે, વિશ્વનાથ વૈદ્યને સાથે લઈને એમના કાકા જયકૃષ્ણ વ્યાસની કથામાં પહોંચે છે. કથા-સમાપ્તિ પછી વ્યાસજી કંઈક વેદાન્તચર્ચા દૃષ્ટાન્તરૂપે માંડે છે અને તે ટૂંકામાં નહિ પતે એવું જણાતાં સુરસિંહ અધીરા થઈ જાય છે તે વ્યાસજી પામી જાય

૧ જુઓ સરદારસિંહને લખેલ ૩૦-૪-૯૬નો પત્ર તેમ જ આનંદરાય ઉપરના આ અરસાના પત્રો. પ્રો. ઠાકોર તેમના વ્યાખ્યાન 'ઊર્મિમૂર્તિ કલાપી'માં ઈ. ૧૮૯૩-૯૪માં આ મૈત્રીપ્રારંભ થયો એમ નોંધે છે. પણ '૯૪માં કલાપી ગેયિયનસી રોડ ઉપર આગાખાનના બંગલા પાસે આવેલા મનમોહનદાસ રામજીના બંગલામાં ઊતર્યા હતા, જ્યારે પ્રો. ઠાકોર શેઠ આદમજીના સેનેટોરિયમમાં કલાપી ઊતરેલા એમ નોંધે છે, જ્યાં તે '૯૪માં નહિ પણ '૯૬ની સાલમાં ઊતરેલા (જુઓ 'પત્રધારા', પૃ. ૩૦૬ અને ૧૬૬). આ ઉપરથી કલાપી અને કાન્ત-ઠાકોરની મૈત્રીનો પ્રારંભ પ્રો. ઠાકોરે જણાવ્યું છે તેમ ઈ. ૧૮૯૩-૯૪માં નહિ, પણ ઈ. ૧૮૯૬માં. ઉપરના બે પત્રોના સંદર્ભમાં આ હકીકત સ્પષ્ટ થાય છે. કલાપીના કાન્ત ઉપરના પત્રોનો પ્રારંભ પણ ૯૬થી થાય છે. જો એ બે વચ્ચે મૈત્રીનો આરંભ '૯૩-૯૪થી થયો હોય તો ઉભય વચ્ચેનો પત્રવ્યવહાર '૯૬થી જ શરૂ ન થાય!

છે અને સુરસિંહને સહજ સવાલ કરતાં તે સરલ રાજવી સાચી જ વાત જણાવી દે છે કે રાતે સૌ સાથે નાટક જોવા જવાનું છે,[૪] તેથી જરા ઉતાવળ છે. આ સમયથી સુરસિંહ અને મણિશંકર વચ્ચે એક બાજુ પૂજ્યભાવ અને બીજી બાજુ વાત્સલ્યની છાંટવાળી પણ સમભાવી મૈત્રી[૫] શરૂ થઈ જાય છે. આ મૈત્રી સુરસિંહને મન જીવનની ધન્ય ભેટ હવે બની રહે છે અને ત્યારથી "કાન્ત"-નાં લખાણો, કાવ્યો અને વિચારોની અસર સુરસિંહ ઉપર ઠીક ઠીક પડતી જાય છે. સુરસિંહને પોતાનો સમાનધર્મા કવિ, સહૃદય વિચારક અને સ્નેહી મિત્ર જડી જતાં ખૂબ આનંદ થાય છે અને આ મૈત્રીનું બીજ પાંગરતાં સુરસિંહને ધર્મ, કવિતા અને સ્નેહનું રસમય જ્ઞાન આપનાર "કાન્ત" તેમને પશ્ચિમ અને પ્રાચીન ગ્રીક ફિલસૂફીના તેમ જ સ્વીડનબોર્ગ, બાઈબલ અને ભાગવતના અભ્યાસ તરફ પણ પાછળથી વાળે છે.

આથી સુરસિંહનો વાચનપ્રદેશ પણ હવે ઝડપથી વિકસવા લાગે છે. એમર્સનનાં ચિંતનાત્મક પુસ્તકો, મણિલાલનાં "ગીતા ભાષાન્તર", "ઇમિટેશન ઑફ શંકર", "અભેદોર્મિ" વગેરે ધાર્મિક–તત્ત્વચિંતનાત્મક પુસ્તકોનું સુરસિંહજી વારંવાર મનન કરે છે. એમર્સન વાંચી રહ્યા પછી માર્ટિનોનાં પુસ્તકો પણ વાંચવાનું તે વિચારી રહ્યા છે. રાજ્યપ્રકરણના જ્ઞાન માટે મણિલાલનો "કારભાર" નામનો વિસ્તૃત લેખ તે વાંચે છે. '૯૪થી શરૂ થયેલ વર્ડ્ઝવર્થનાં કાવ્યોનો અભ્યાસ તો ચાલુ છે જ. આ વર્ષમાં તે વર્ડ્ઝવર્થનાં કાવ્યોનું છઠ્ઠું અને સાતમું વૉલ્યુમ અભ્યાસપૂર્વક વાંચે છે. આ ઉપરાંત સંસ્કૃતનું વ્યાકરણ ગોખાય છે, સંસ્કૃતની પહેલી ચોપડી પૂરી કરી છે. ફારસી શીખવા "એક આરબ રાખ્યો છે",[૬] જેની દ્વારા ફારસી વિશેનું પોતાનુ જ્ઞાન પાકું કરવા તે મથે છે અને દોઢ વર્ષ સુધી તેનો અભ્યાસ ચાલે છે. તે માટે "ફારસી તાલિમનામુ" તે મુંબઈથી મંગાવે છે. "સાદી અને હાફિઝ પૂરા ડોઈ સારી ટીકાવાળા આરબને માટે" તે મંગાવે છે અને અંગ્રેજીમા "ફાઉસ્ટ" વાંચવાની તો ક્યારની ય હોંશ થઈ છે.

## (૩) રાજધર્મ :

વાચન–મનનની સાથે સુરસિંહની રાજ્યપ્રવૃત્તિ પણ ઠીક ઠીક ધમાલવાળી રહે છે. ન્યાયવિભાગમાં આવેલી ફરિયાદો અને તેના કેસો તે નિયમિત ઝીણ-

૪. જુઓ "પત્રધારા", પૃ. ૧૬૬.
૫. પ્રો. ઠાકોરના "ઊર્મિમૂર્તિ કલાપી" એ વ્યાખ્યાનને આધારે.
૬. જુઓ "પત્રધારા" ,પૃ. ૩૪૮.

વટથી જુએ છે. રેવન્યુ અને ન્યાયખાતાં તે "છેક ઊંડાણમાં ઊતરીને" તપાસે છે અને ફરિયાદીને દાદ આપવામાં તો જે રસ આવે છે તે આનંદ ને રસ કોઈ પણ કાવ્ય લખવામાં કે વાંચવામાં પણ આવ્યા નથી", એમ જણાવે છે. "માસમાં બે વખત મુકરર કરેલા દિવસોએ કારખાનામાં કામદાર સાથે જોવા જવું. માસમાં બે વખત મુકરર કરેલા દિવસે ઘોડા ઉપર એકલા ફરવા જવું અને ફરતાં ફરતાં કોઈને પણ તેની સ્થિતિ સંબંધી જુદી જુદી વાતો પૂછવી. આ વખતે ગામડાંમાં પણ ફરી આવવું. ત્યાં જરા બેસવું. પટેલો સાથે કાંઈ વાતો કરવી. ડિસ્પેન્સરી, સ્કૂલો, ઑફિસોની ઓચિંતી મુલાકાતો લેવી. વર્ષમાં એક વખત બધાં ગામોમાં એકલા જઈ લોકોની અરજી લેવી.[૭]

આટલું જ નહિ, "રાજ્ય સંબંધે રાજ્યચક્ર બધું ફેરવવાના વિચારો હાલ આવ્યા કરે છે." રાજ્ય સંબંધે મણિલાલના "વિચારો જે કંઈ હોય તે સત્વર અમલમાં મૂકી દેવાનો" મનસૂબો સુરસિંહ ધરાવે છે, કારણ કે તેમના જિગરની ઊંડી હોંશ "મ્હારી પ્રજા સુખી જ થવી જોઈએ" એ લાગણીમાં રહેલી છે અને તે માટે "સુખની બધી આશાઓ છોડી "એક્સપેરિમેન્ટ્સ" કર્યા કરવા" તરફ વિચારો વળે છે.[૮]

અને આમ રોજના બે કલાક, રાજ્ય સંબંધે વાચન, વિચાર, મનન કરવા છતાં સુરસિંહજીને સંતોષ થતો નથી. તા. ૨૮–૧૦–'૯૭ના રોજ તેઓ "કાન્ત"ને જણાવે છે: "જે કાર્ય મ્હારે કરવું જોઈએ તે હું જ કરું છું: અપીલો જાતે સાંભળી જાતે ચુકાદા આપું છું. પણ એ કામ અહીં કેટલું હોય? કામ પૂરા બે કલાક હમેશાં પહોંચતું નથી." રાજ્યકર્તા તરીકે સુરસિંહ પોતાની મર્યાદા સમજે છે: "હું પોતે રાજ્ય તરફ લક્ષ આપવામાં બહુ પછાત છું એ મ્હારે કબૂલ કરવું જોઈએ." તેમ છતાં તેમની રાજ્યકાર્ય અને રાજાના ખરા ધર્મ વિશેની દૃષ્ટિ મર્મગામી છે. "મ્હારી પ્રજા મને ફરજ બજાવવામાં પછાત ગણે છે પણ તેથી મ્હારી પ્રજાનું કાંઈ પણ સુખ ઓછું થતું હોય એમ હું માની શકતો નથી......હું કાંઈ વિશેષ કાર્ય કરું તો તે રાજ્યને પ્રજાને લાભકર્તા થવા કરતાં હું લોકપ્રિય થઈ શકું તેટલું થાય. એટલું ખરું કે રાજા લોકપ્રિય હોય એ પ્રજાને એક જાતનો ઉપાઈ લાભ છે. તેમાં કશું સંગીન નથી......"[૯]

પરંતુ આખરે તો સુરસિંહ "ભવ્ય પણ વ્યર્થ સ્વપ્નનો આદમી" છે. તે મૂલગામી વિચારો આપે છે, આદર્શ રાજ્યની કલ્પનાઓ ને યોજનાઓ કરે છે,

૭. જુઓ મણિલાલને પત્ર: "પત્રધારા", પૃ. ૪૦.

૮. એજન, પૃ. ૫૨–૫૩.

૯. "૧૪૪ પત્રો". "કાન્ત"ને પત્ર: તા. ૨૮–૧૦–'૯૭.

પણ પ્રકૃતિથી જ "ફકીર અને રાજામાં જેટલો તફાવત હોય તેટલો" તેમનામાં અને રાજામાં ફેરફાર છે. તે કોઈના ઉપર શંકા લાવી શકતા નથી, કોઈની પરીક્ષા કરી શકતા નથી, જ્યાં શ્રદ્ધા બેઠી હોય ત્યાં અશ્રદ્ધાની દૃષ્ટિ રાખી શકતા નથી. અને એ સૌની ઉપરાંત જે રાજાને બહુ જરૂરનું છે તે તે કરી શકતા નથી : તે તરત નિર્ણયો કરી શકતા નથી એમને રાજા થવું પડયું છે તે હવે કંઈક ટેવાયાથી ભારરૂપ નથી લાગતું, પણ તેમને એમાં કશો રસ નથી. જે દુનિયા પુસ્તકોમાં—એમની માશુકના સ્વપ્નમાં—એ જુએ છે તે તેમને આ જગતમાં દેખાતી નથી ઘણી વખત દુનિયા પોતે જ અરુચતી થઈ પડે છે. ચલાવ્યે જવું, પતાવી દેવું એવી આળસુ ભાવના બહુ યત્ને પણ ભાગ્યે જાય તેવી છે[10] મનને સ્થિર કરવા, ચિત્તને સર્વ સ્થિતિમાં સમતોલ રાખવા આની તે ધ્યાન, જપ અને ૐકારના મનનનો આશ્રય લે છે

એટલે આ વાચનરસિયો જીવ રાજ્યકાર્યની ફરજ બજાવીને તરત પોતાને પ્રિય પુસ્તકો અને તેના મનનમાં લાગી જાય છે. પોતાનો સંસ્કૃત અભ્યાસ આગળ વધારે છે શેલીના "એપિસાઇકિડિઓન" વગેરે કાવ્યો વાંચે છે મણિલાલનું "ગુલાબસિંહ" તેના મૂળ "ઝેનોની" સહિત તે વાંચે છે શાસ્ત્રીજી પાસેથી ગીતાનો અભ્યાસ વધારે છે "કાન્તે" મોકલેલા સ્વીડનબોર્ગના પુસ્તકોનું રસપૂર્વક વાચન આદરે છે સગારસિંહે મોકલેલી અંગ્રેજી નવલકથાઓ જોઈ જાય છે[11]

પરંતુ સુરસિંહ આ વર્ષોમાં વાચવા કરતાં મનન કરવાનું અને લેખનનું કાર્ય વધારે કરી બનાવે છે "હાલ હું કાંઈ વાંચી શકતો નથી હું Autobiography (આત્મજીવન) હાલ લખું છું જે વીતી ગયું છે તેને ફરી સ્મૃતિમાં લાવતાં જે રસ આવે છે તેના પર જ હાલ તો આ જિન્દગીનો આધાર છે"[12]

## (૪) પ્રણયદર્દ :

એવું તો સુરસિંહની જિંદગીમાં શું વીતી ગયું છે કે વીતી રહ્યું છે, જે લખવામાં તેમને રસ આવે છે અને જેના પર તેમની જિંદગીનો આધાર છે એમ તેઓ ગણે છે? એ છે શોભના અને રમા માટેનું પ્રણયમંથન

---

૧૦ એજન

૧૧. નવલકથાના વાચન કરતાં ગંભીર ચિંતનાત્મક પુસ્તકોનું વાચન તેમને વિશેષ પ્રિય છે જુઓ તેમના જ શબ્દો- "નોવેલ્સ વાંચવામાં સમય કાઢવા કરતાં એથી વિશેષ સંગીન ચીજ વાંચવામાં સમય જાય તેને હું વધારે સાર્થક ગણું છું."

૧૨ "કાન્તને પત્ર", તા ૧૩-૧૧-૯૭

શોભના પ્રત્યે '૯૪માં પ્રણયદૃષ્ટિ રોપાઈ, '૯૫માં રમાનાં ઉપાલંભ, કટાક્ષયોગ, રીસ અને રોષથી સુરસિંહનું સ્નેહી અને નરમ હૈયું દવાયું. શોભનામાંથી મન ખેંચી લઈ પ્રેય કરતાં શ્રેયની સાધના કરવા તરફ મનને પરોવવા યત્ન કર્યો. નીતિ, પુણ્ય, સમાજભાવના, ન્યાય અને રાજ તરફનું કર્તવ્ય—એ બધું યાદ કરી શોભનાને વીસરી જવા—જાતને દોરવા તે મથ્યા. પણ હૃદયમાં આ બધું ઊલટાનું દર્દરૂપે સંચય થતું હતું. ન્યાય, નીતિ અને કર્તવ્યબુદ્ધિ સાથે હૃદયની ઝંખના, પ્યાસ અને તડફડાટનો ઘોર સંગ્રામ ચાલતો હતો. ચિત્તમાં વિહ્વળતા વધતી જતી હતી. રમા તરફનાં વાણી-વર્તનરૂપ "વિષપાન" છતાં "એકને દિલ આપ્યું તે બીજા કોનું નહીં બને"—એવો નિશ્ચય કરવા તે મથતા હતા, પણ રમાનો પ્રેમ તેમને સુકાતો જતો લાગતો હતો. દયા-પ્રેમના બદલામાં રમાની આંખમાંથી તેમને હવે તિરસ્કારનો અગ્નિ પ્રગટતો દેખાતો હતો. "હતી જ્યાં વત્સલની જ્યોતિ, મળ્યું ત્યાં ઝેરનું પ્યાલું" —એવું ૧૮૯૫માં સુરસિંહનું દર્દ હતું. એક બાજુ રમા તરફ વળતાં તેનો પ્યાર હવે અદૃશ્ય થતો લાગ્યો—આથી પ્રભુપ્રેમમાં મનને વાળવા સુરસિંહ મથ્યા, પણ રમા પોતાની રહી નથી, રમા તરફના કર્તવ્ય, ન્યાય અને નીતિને કારણે શોભનાને પોતાની કરી શકાય તેમ નથી. એથી બાહ્ય શાન્તિ, સ્વસ્થતા મેળવવા તે ગમે તેટલું મથ્યા પણ અંતર તો સળગતું જ રહ્યું. એ અંતરની ભારેલી આગના ભડકા ૧૮૯૬ અને '૯૭માં તો ઝપાટાબંધ બહાર નીકળવા લાગે છે અને સુરસિંહની સમસ્ત જીવનશાંતિને ભરખી ખાવા આગળ ધપે છે.

વિચાર સરખો ય કરે તે એમના જમાનામાં કોઈ સાંખી શકે નહિ, તો સત્તાકાંક્ષી, મહત્ત્વાકાંક્ષી, વ્યવહારપ્રિય રમા તો કેમ સાંખી શકે? શોભના, રમાની દાસી હતી. રમાની સંમતિ વિના એની સાથે સુરસિંહની લગ્ન બની જ ન શકે. દાસી ઉપર તેની રાણીનો અધિકાર. તેના સગાવહાલાં ઉપર તેનો કાબૂ. પોતાની વડારણોને ક્યાં પરણાવવી એની યોજના પણ તેની રાણી જ કરી શકે. સુરસિંહના હાથ હેઠા પડ્યા. શોભના સાથે લગ્ન શક્ય નથી અને તે સિવાય શોભના સાથેનો સંબંધ પાપ છે એવું ભાન હોવાથી સુરસિંહ રમા તરફ વળ્યા, પણ હવે રમાના મનમાં સુરસિંહ પ્રત્યેની સહાનુભૂતિ રહી નહોતી. પિયરનું પોતાની દાસીનો ઉપયોગ પોતાના ધાર્યા પરિણામ પ્રમાણે આવ્યો નહિ તેથી ઉત્પન્ન થયેલી ચીઢની અને મમતથી રમા શોભના અને સુરસિંહ બંનેના ઉપર પોતાનો દાબ બેસાડવા લાગ્યા. સુરસિંહ દારૂ પીએ તેવા રમાના વૃત્તિ-વર્તન વધતા ગયા. બીજી બાજુ, શોભના સાથે લગ્ન નહિ થઈ શકે એવી લાચારીથી તથા રમાએ શોભના સાથેનો તેમનો મેળમેળાપ બંધ કરાવી દીધાથી શોભના વિરહે સુરસિંહના દિલનું દર્દ વધતું ગયું રમા તેમને સંકુચિત, સ્વાર્થી, ધન અને સત્તાલોભી લાગ્યા.

"નઝરથી દૂર તું થાતાં, અગર દૌલત ઉડી જાતાં,
જમાનાથી બેનરો શું તું "હતી ચાહતી તેને"!"
("તું ન્હાતી હતી". "કુમારવ"-પૃ. ૫૩)

૧૮૯'ની શરૂઆતથી આ દર્દ તીવ્રતર બનતું જાય છે. "બેકદરના વસ્લમાં હું બેકદર માર્યો ગયા!"

"ગેવું થયું હાસિલ છે આ ખૂનને ટીપે ટીપે,
હસતી ભલે એ બેકદર! હું બેકદર રોતો ભલો!"
("બેકદરદાની" "પ્રવાસ"-પૃ. ૮૧-૮૨)

સુરસિંહ શોભના માટેની રઢે ચઢ્યા છે એવું સમજીને રમા તેમને શોભના માંથી મન વાળી લેવા ખૂબ સમજાવે છે "વ્હાલા, તમે પીડાઓ છો તેના વિના તમે દુ:ખી થાઓ છો તમારો પ્રેમ આમ બીજી પર થશે એ સ્વપ્નમાં પણ ન આવતું પણ તે બન્યું. અને હવે તમારા હૃદયનો કમજો રાખી શકો તેમ નથી તો આનંદમાં રહો. હું તમારી ઇચ્છા પૂરી કરીશ. મારૂં દિલ ચીરાઈ જશે, પણ હાલ આપણ બન્નેને પીડા છે તે કરતાં મારૂં દુ:ખ સહન કરી તે ભોગવીશ અને તમને આનંદમાં જોઈ રાજી રહીશ. દુનિયા તમને ધિક્કાર દેશે, તમારા ભાઈબંધો તમને છોડી દેશે, એની મને બહુ ફિકર થાય છે હું

શોભના પ્રત્યે '૯૪માં પ્રણયદૃષ્ટિ રોપાઈ, '૯૫માં રમાનાં ઉપાલંભ, કટાક્ષવેણ, રીસ અને રોષથી સુરસિંહનું સ્નેહી અને નરમ હૈયું ઘવાયું. શોભનામાંથી મન ખેંચી લઈ પ્રેય કરતાં શ્રેયની સાધના કરવા તરફ મનને પરોવવા યત્ન કર્યો. નીતિ, પુણ્ય, સમાજભાવના, ન્યાય અને રાજા તરીકેનું કર્તવ્ય—એ બધું યાદ કરી શોભનાને વીસરી જવા—જાતને દોરવા તે મથ્યા. પણ હૃદયમાં આ બધું ઊલટાનું દર્દરૂપે સંચય થતું હતું. ન્યાય, નીતિ અને કર્તવ્યબુદ્ધિ સાથે હૃદયની ઝંખના, પ્યાસ અને તડફડાટનો ઘોર સંગ્રામ ચાલતો હતો. ચિત્તમાં વિહ્વળતા વધતી જતી હતી. રમા તરફનાં વાણી—વર્તનરૂપી "વિષપાન" છતાં "એકને દિલ અર્પ્યું તે બીજા કોનું નહીં બને"—એવો નિશ્ચય કરવા તે મથતા હતા, પણ રમાનો પ્રેમ તેમને સુકાતો જતો લાગતો હતો. દયા—પ્રેમના બદલામાં રમાની આંખમાંથી તેમને હવે તિરસ્કારનો અગ્નિ પ્રગટતો દેખાતો હતો. "હતી જ્યાં વસ્લની ખ્વાહિશ, મળ્યું ત્યાં ઝેરનું પ્યાલું" —એવું ૧૮૯૫માં સુરસિંહનું દર્દ હતું. એક બાજુ રમા તરફ વળતાં તેનો પ્યાર હવે અદૃશ્ય થતો લાગ્યો—આથી પ્રભુપ્રેમમાં મનને વાળવા સુરસિંહ મથ્યા, પણ રમા પોતાની રહી નથી, રમા તરફનાં કર્તવ્ય, ન્યાય અને નીતિને કારણે શોભનાને પોતાની કરી શકાય તેમ નથી, એથી બાહ્ય શાંતિ, સ્વસ્થતા મેળવવા તે ગમે તેટલું મથ્યા પણ અંતર તો સળગતું જ રહ્યું. એ અંતરની ભારેલી આગના ભડકા ૧૮૯૬ અને '૯૭માં તો ઝપાટાબંધ બહાર નીકળવા લાગે છે અને સુરસિંહની સમસ્ત જીવનશાંતિને ભરખી ખાવા આગળ ધપે છે.

•

૧૮૯૪માં રમાએ શોભના—સુરસિંહના પ્રણયસંબંધને પોતાની સ્વાર્થબુદ્ધિ કાજે ઉછેરવાનું કામ કર્યું તો ખરું, પણ '૯૫માં તેને સમજાઈ ગયું કે આ પ્રેમસંબંધ કેવળ સ્થૂળ દેહવાસનાની ક્ષણિક તૃપ્તિમાં જ સંતોષ લેવાને બદલે વધુ સૂક્ષ્મ અને દૃઢ સ્વરૂપ લેતો જાય છે. રમાએ તો ધારેલું કે રજવાડામાં સાધારણ બની ગયેલા છૂપા દેહવ્યવહારથી વિશેષ આ ઉછેરનું પરિણામ આવશે નહિ, પણ તેમના ધાર્યા કરતાં એ પ્રેમસ્વરૂપે અનાવિદ્ધ પડ ધારણ કર્યું. સુરસિંહ ઘણુંખરું રમાના જ આવાસે જમતા અને રાત્રિ ગાળતા. જ્યારે તેમના હૃદયનો ઊંડો ઝોક શોભના તરફ સતત ઢળતો રમાએ જોયો અને શોભના સાથેના લગ્નની ઇચ્છા પણ મનમાં ઊંડે ઊંડે સુરસિંહ ધરાવવા લાગ્યા છે એવું તેમને લાગવા માંડ્યું કે તરત ૧૮૯૫માં રમાબાએ પોતાની દાસીનો વિવાહ એક ખવાસ કોમના ગાભા નામના છોકરા સાથે કરી દીધો. રાજા પોતાની દાસી સાથે છૂપો વ્યવહાર ગમે તેવો રાખે, પણ તેની સાથે 'લગ્ન' કરવાનો

વિચાર સરખો ય કરે તે એમના જમાનામા કોઈ સાખી શકે નહિ, તો સત્તાકાંક્ષી, મહત્ત્વાકાંક્ષી, વ્યવહારપ્રિય રમા તો કેમ સાખી શકે ? શોભના, રમાના હાથી હતી. રમાની સંમતિ વિના એની સાથે સુરસિંહની લગ્ન બની જ ન શકે હાથી ઉપર તેની રાણીનો અધિકાર તેના મગાવહાના ઉપર તેનો કાબૂ. પોતાની વધારણોને કયા પગરાવની એની યોજના પણ તની રાણી જ કરી શકે સુરસિંહના હાથ હેઠા પડયા શોભના સાથે લગ્ન શક્ય નથી અને તે સિવાય શોભના સાથેનો સંબંધ પાપ છે એવુ ભાન હોવાથી સુરસિંહ રમા તરફ વળ્યા, પણ હવે રમાના મનમા સુરસિંહ પ્રત્યેની સહાનુભૂતિ રહી નહોતી, ઊલટાનુ પોતાની હાથીનો ઉપયોગ પોતાના ધાર્યા પરિણામ પ્રમાણે આવ્યો નહિ તેથી ઉત્પન્ન થયેલી ચીઢથી અને મમતથી રમા શોભના અને સુરસિંહ બંનેના ઉપર પોતાનો દાબ બેસાડવા લાગ્યા સુરસિંહ દાઝી ઊઠે તેવા રમાના વૃત્તિ-વર્તન વધતા ગયા બીજી બાજુ, શોભના સાથે લગ્ન નહિ થઈ શકે એવી લાચારીથી તથા રમાએ શોભના સાથેનો તેમની મેળજોલ બંધ કરાવી દીધાથી શોભના વિરહે સુરસિંહના દિલનુ દર્દ વધતુ ગયુ રમા તેમને સંકુચિત, સ્વાર્થી, ધન અને સત્તાલોભી લાગ્યા

"નજરથી દૂર થાતા, અગર દૌલત ઉડી જાતા,
જમાથી બોનરો શુ તુ "હતી ચાહતી તેને"?"

("તુ ન્હાગી હતી" "કલ્લોલ"–પૃ ૫૩)

૧૮૯ ની શરૂઆતથી આ દર્દ તીવ્રતર બનતુ જાય છે "બેકદરના વસ્લમા હૂ બેકદર માર્યો ગયો !"

"રોવુ થયુ હાસિલ છે આ ખૂનને ટીપે ટીપે,
હસતી ભલે એ બેન્દર ! હુ બેન્દર રોતા ભલો !"

("બેન્દરદાની" "પ્રેમધારા"–પૃ ૮૧–૮૨)

સુરસિંહ શોભના માટેની રઢે ચઢયા છે એવુ સમજીને રમા તમને શોભના માથી મન વાળી લેવા ખૂબ સમજાવે છે "વ્હાલા, તમે પીડાઓ છો તેના વિના તને દુખી થાઓ છો તમારો પ્રેમ આમ બીજી પર થશે એ સ્વપ્નમા પણ ન આવતુ પણ તે બન્યુ અને હવે તમારા હૃદયનો કબજો રાખી શકુ તેમ નથી તો આનંદમા રહો હુ તમારી ઇચ્છા પૂરી કરીશ મારુ દિલ ચીરાઈ જશે, પણ હાલ આપણ બન્નેને પીડા છે તે કરતા મારુ દુખ સરજ્યુ હશે તે ભોગવીશ અને તમને આનંદમા જોઈ રાજી રહીશ દુનિયા તમને ધિક્કાર દેશે, તમારા ભાઈબંધો તમને છોડી દેશે, એની મને બહુ ફિકર થાય છે હુ

આ વાત છુપી રાખીશ પણ આખરે રહેશે નહિ......તમે તેને ચાહો તેમાં મને વાંધો નથી પણ તમને ડાઘો લાગે છે અને મ્હારાથી તે જીરવાતું નથી. તમે તમારું દુઃખ કાં સમજીને મૂકી દેશો અને કાં ઈચ્છા પૂરી કરીને મૂકી દેશો."[13] આમ રમા સુરસિંહને બહુ સમજાવે છે—શોભના, એક હલકી ખવાસણ, રાજાના પ્રેમને લાયક નથી એવી ઘણી શિખામણો આપે છે, પણ શોભના વિના સુરસિંહનું હૃદય તો પીડાયા જ કરે છે:

"યુવાનનો એ ચાપ ના રહે કદી
ગળી જતો ચેપ ધીમે ધીમે જ એ,
વધ્યા દિનો હું કૃશ અંગ એ થયું,
જ્યારે ગવાયો બહુ કાળ વીતતાં."

("હૃદયત્રિપુટી" : "કુકારવ"–પૃ. ૧૨૭)

રમાનાં—"હું આ વાત છૂપી રાખીશ પણ આખરે રહેશે નહિ"—અને "તમે તમારું દુઃખ કાં સમજીને મૂકી દેશો અને કાં ઈચ્છા પૂરી કરીને મૂકી દેશો" એ બે વાક્યો ગર્ભિત છે તથા રમાનાં માનસ તથા સંસ્કારને સમજાવી દે છે. વિના લગ્ને શોભના સાથે પોતાનો પતિ સંબંધ રાખે, એમાં એ સમયની રાજરાણીઓની માફક રમાને હરકત નથી એટલું જ નહિ, આડકતરી રીતે એવા સંબંધ માટેનું ગર્ભિત સૂચન પણ છે. અને બીજા વાક્યના ઉત્તરાર્ધ "કાં ઇચ્છા પૂરી કરીને મૂકી દેશો" માં પણ દેહસુખની તૃપ્તિ માણી લેવાનું સુરસિંહને સૂચન છે. રમા તેમની સંસારી, રજવાડી, સામાન્ય લોકદૃષ્ટિએ જ સુરસિંહની લાગણી વિશે વિચાર કરે છે અને તેનો ઉકેલ બતાવે છે.

પરંતુ એવો કેવળ દેહસુખનો માર્ગ સુરસિંહ સ્વીકારી લે તેવો તેમનો હૃદય-સંસ્કાર નથી. તેઓ મણિલાલને એક પત્રમાં જણાવે છે: "શરીર શોભના સાથે ભ્રષ્ટ થયું નથી. તીવ્ર પશ્ચાત્તાપથી બચી ગયું છે." જો કે એમનું શરીર "કોઈ જ પ્રકારે" શોભના સાથે ભ્રષ્ટ થયું નથી, એમ તો નહિ જ કહેવાય, કારણ કે તેમણે પોતે જ કાન્ત પરના એક પત્રમાં જણાવ્યું છે તેમ "હૃદયમાં ઐક્યમાં શરીરનો સ્થૂલ સંબંધ પણ પુણ્યરૂપ જ બની રહે છે." અને "મેં એ હાથ ઝાલ્યો અને મ્હારાં નેત્ર એ મુખમાંથી કાંઈ નવીન જ ગૂઢવા લાગ્યાં. એક ચુંબન. હૃદય હૃદયને તુર્ત સમજી ગયું અને બંને વૃત્તિ એક બીજાને આધીન બની."

(૫) મનોમંથન:

ગમે તેમ, લગ્ન વિના શોભના સાથે રખાત તરીકેનો દેહસંબંધ ચાલુ

13 "પત્રધારા", પૃ. ૨૬; મણિલાલને પત્ર. તા. ૩-૬-'૯૬.

ગખતા સુરસિંહનુ સંસ્કારી અને વિવેકશીલ મન પાછુ પડે છે. તો પણ હૃદયના ઐક્યની સાથે દેહના ઐક્યની મિમક્ષા ગ્લા તો કરે જ છે અને તેથી દિલની બેચેની—વેદના ખૂબ વધવા માંડે છે સાથે સાથે ગ્માના દિલને તેમની આ કૃતિનો ઘા પડે છે, રમા તરફ પોત કૃતઘ્ન બને છે, તેને અન્યાય આપે છે, નીતિ અને આચાર શોભના માટેના સંબંધમાં સંમતિ નથી આપતા—એવું તેમના હૃદયમા સતત ભાન પણ આ વેદનામા વધારો કરે છે

"પણ આ—શોભના તરફ હૃદય ઝળવા લાગ્યુ ત્યારથી એક નવાલ મ્હાગ હૃદયમા અહર જ રહ્યો છે શરીર સંબંધી જેને દુનિયા વ્યભિચાર કહે છે તે પ્રેમમા કાઈ અગત્યનુ તત્ત્વ છે? એવી ઇચ્છા શા માટે થાય છે? હૃદય તેને પાપ માને છે શા માટે માને છે? શુ તે ખરે જ પાપ છે? શોભનાને બેન–પુત્રી તરીકે ચાહુ ત્યા સુધી ગ્માનો અપરાધી થાઉ છુ એમ મને નથી લાગતુ પણ જ્યારે જ્યારે હૃદય કામદૃષ્ટિ કરે છે ત્યારે રમાને લાયક છુ નથી એમ શા માટે લાગે છે?"[14] પણ એની સામી બાજુએ એમના તર્કબુદ્ધિ આનાથી નિરાળી જ દલીલ એમના ચિત્તના ખડી કરે છે

"બે મિત્ર ભેટે છે તો કોઈ પણ આ પુરુષ પ્રેમ થતા જ્યા સુધી સાધન છે ત્યા સુધી શા માટ પામે ન આવે? જો અહી પાપ હોય, લાગણીની જે નગ્નાઈ ગણાતી હોય તો મિત્રોનુ ભેટવુ એ પણ તેવુ કા નથી ગણાતુ? પ્રેમ હોય ત્યા અતર ગખવો એ શુ ધર્મ ગણાય? એ લાગણી તે ઉનમ નીચ છે કે દવી છે? પ્રેમ સાથે સબંધ ગખનારી છે કે મોહ સાથે સંબંધ ગખનારી છે? એ પણ હૃદયની જ એક લાગણી છે પ્રેમના અતિ તીવ્ર સ્થિતિએ ઉત્પન્ન થાય છે તે લાગણી જો દોષ હોય તો પ્રેમ પોતે જ દોષ કેમ નહિ?"[15]

આમ સુરસિંહ પોતાના તર્કશક્તિ અને દલીલબળથી પોતાના નીતિ–સંસ્કાર દોરેલી મર્યાદારેખાને ભૂંસવા તરફડિયા મારે છે, છતા હૃદયના ઊંડાણમા શોભનાના સ્પર્શે જે ક્ષોભ થાય છે તેને તે અવગણી શકતા નથી "એક વખત પણ મારું હૃદય એમ નથી માની શક્યુ કે તે પાપ નથી બુદ્ધિને તો કાંઈ અવકાશ જ ન હતો બુદ્ધિ તો પાપ નથી એમ માનતી હૃદય જ ખેંચાતુ અને હદર જ પાછુ પડતુ! આ મુઝવાડો શુ? હૃદય વધારે ઉચુ ક્યારે હતુ? ખેંચાતુ ત્યારે કે પાછુ પડતુ ત્યારે? પાછુ પડતુ ત્યારે ઊંચુ અટ્ટા ચડતુ હોય એમ લાગતુ! ખેંચાતુ ત્યારે પ્રેમમા આનંદથી ઘસડાતુ હાલ તો જ્યારે હૃદય પાછુ પડતુ ત્યારે જ ઉચુ હતુ એમ માનુ છુ પણ નક્કી ચોક્કસ

14 'પત્રધારા', પૃ ૨૭

15 એજન, પૃ ૨૭ ૨૮.

રીતે જોઈ શકતો નથી . પાછું પડતું ત્યારે પ્રેમથી જ પાછું પડે છે, એમ લાગતું પણ એમ થવામાં સમાજ, રમા, કીર્તિ, મિત્રો એવી ઉપાધિઓ પાછી પડવાનાં કારણ હતાં કે પ્રેમ જ હતો? લાંબા વખતથી પાપ મનાયું છે તેથી હૃદય તેને પાપ કહેતું? - ખરું પાપ જ હતું? ત્યાં એક બાજુ પણ લાગણી આવતી શોભનાના પ્રેમમાં છૂટથી પડ્યા પછી રમાને હું હમણાં ચાહું છું તેવું ચાહી શકીશ? દુષ્યન્ત શકુન્તલાને પરણ્યા પછી પોતાની પહેલાની સ્ત્રીને પહેલાં જેટલું જ ચાહી શકતો? વિભાગ કીધાથી પ્રેમ ન્યૂન નથી બનતો એ શું સાચું હશે? મારો અનુભવ તેથી ઉલટું કહે છે શું રમા અન્ય સ્ત્રીને ચાહી શકે? દુષ્યન્ત સમાન ચાહી શક્યો હશે? વળી ભોક્તા એકથી વધારેને ચાહે છે, તેવાં નાટ્ય-લખાણો ઘણાં છે પણ ભોગ્ય તો એકને જ પ્રેમ વળગી રહે છે?" ૧૬

મનુષ્યનીતિના કેટલા સૂક્ષ્મ અને મૂંઝવણભર્યા પ્રશ્નો આ પત્રમાં સુરસિંહે ઊભા કર્યા છે! એ એમના ચિત્તના વલોણામાંથી ઊઠ્યા છે અને બુદ્ધિ અને હૃદય—દૃઢ નીતિભાવના અને ઉત્કટ હૃદયાવેગ—પ્રેમ અને કર્તવ્યભાન—એ દ્વન્દ્વોના તુમુલ સંઘર્ષમાં ભોગાઈને કલમ દ્વારા વ્યક્ત થાય છે. એક બીજો વિચાર પણ આ સમય તેમના ચિત્તમાં ઘોળાયા કરે છે "હું અન્ય સ્ત્રીને હૃદયમાં અવકાશ જ આપવાનો ન હતો, એ મારો નિશ્ચય તૂટી ગયો. મારા રમા સંબંધી બીજા નિશ્ચયો નહિ ભાંગી પડે તેની ખાતરી શી? આ વિચારથી મારું હૃદય તો ચીરાઈ જાય છે પણ જેવું છે તેવું જ રહેશે એ રમા શી રીતે સમજી શકે? "હૃદયત્રિપુટી"માં દોષ યુવાનનો જ છે તેણે પ્રથમથી જ ઉગતા ડાઘને ડાબી દેવો જોઈતો હતો, યુવાનની જ નબળાઈથી આ ઘાણ વળ્યો છે પણ આવી શિખામણ હું આપી શકું?" ૧૭

સુરસિંહના ચિત્તમાં ચાલતું આ મનોમંથન તેમનું ચારિત્ર્ય સ્પષ્ટ રીતે સૂચવે છે. સુરસિંહ સ્વભાવનો આદમી છે વિચારશીલ, આત્મપૃથક્કરણશીલ, હૃદયમાં અટવાતી ઝીણી વાતોને પણ ગંભીરપણે મોટું સ્વરૂપ આપીને જોનાર ઊર્મિજીવી પુરુષ છે. એનામાં હેમલેટ અને સરસ્વતીચંદ્રની તેજછાયાનું પ્રતિબિંબ પડ્યું હોય એવું જણાય છે. તર્કબુદ્ધિ અને હૃદયસંસ્કાર વચ્ચે જે ઘોર સંઘર્ષ તેમના ચિત્તમાં ચાલી રહ્યો છે તે તેમની સંસ્કારિતા, તેમના આત્માની સૂક્ષ્મ ચેતના અને પગે પગે પોતાના વૃત્તિ-વર્તન સામે રહેતી હૃદયની જાગરૂકતાને ચોખ્ખી નિશાનીરૂપ છે. અલબત્ત, તેમનું હૃદય કોમળ સંવેદનશીલ, કરુણામય હોવા

૧૬ એજન, પૃ ૨૮ ૨૯
એજન, પૃ ૨૯-૩૦

છતા કર્તવ્ય બજાવવા તરફ અશક્ત છે. તેમની નિશ્ચયશક્તિ—will power—ઘણી મદ છે. વિચારઘૂમરીમાથી મુક્ત થઈ તે આગળ જઈ શકતા નથી. પણ પ્રેમજીવનના પાયાના પ્રશ્નો તેમણે સવેદનપૂર્વક ખડા કર્યા છે. પ્રેમ એ અસલમા સામાજિક તત્ત્વ છે કે નૈસર્ગિક એવો મૂળભૂત પ્રશ્ન તેમણે ઉઠાવ્યો છે.

## (૬) કાવ્યોમાં દર્દદિલી :

આ સમયના "હૃદયત્રિપુટી" ઇત્યાદિ કાવ્યોમા પણ સુરસિંહના ચિત્તમાં ચાલી રહેલા વિચારઘર્ષણનુ જ પ્રતિબિંબ મોટે ભાગે પડેલુ છે. '૯'–'૯૭ની તેમની કવિતા મુખ્યત્વે એનો જ નાદ મભળાવે છે.

શોભનાની મૂર્તિ દિલમા એવી કોતરાઈ ગઈ છે કે રમા તેમા બાર ખામીઓ બતાવે પણ દિલમા તે વસે તેમ નથી. શોભનાને ત્યજી નહિ દેવાનો પાકો નિશ્ચય મનમા છે

"ચાહીશ તો ચાહીશ બેયને હુ,
ચાહુ નહી તો નવ કોઈને હુ " ("ચાહીશ બેયને")

"ચાહુ નહી તો નવ કોઈને હુ " જો શોભનાને મુક્તપણે પોતાની ન કરી શકાય તો રમા પણ પોતાના દિલમાથી અદશ્ય થઈ જાય અને પછી સસાર-ત્યાગ જ પોતાને માટે બાકી રહે એવો એ પક્તિનો ધ્વનિ છે સુરસિંહને શોભનાના પ્રેમની પ્રતીતિ પણ થઈ છે

"અતિ મોડ઼ મોડ઼ વદન તુજ "ચાહુ" કહી શકયુ,
અને મ્હારું હૈયું સમજી નવ વ્હેલુ કઈ શકયુ,
છતી તુ તો શિખ્યા, રમતમય એ ચર્ણ તુજ સૌ,
અહો! કોડે હેતે હૃદ્ય મમ એ લાડ પૂરતુ.
મને—ના જાણ્યુ કે—હૃદયગમઓમ્તા કરીશ તુ
ચડાઈ મોડી ને અરર! દિલ વ્હેલુ વશ કર્યું
વિના વિચારે કે વળી જિગર ને અર્પી જ દીધુ!"
("અતિ મોડુ")

શોભના–સુરસિંહના પ્રેમનો પરસ્પર એકરાર છે, તો પછી મુશ્કેલી શી છે?

"અરે! મ્હારી સ્થિતિ અનુકૂળ નહી પ્રેમ કરવા,
સ્થિતિમા જન્તુ તે જનસ્થિતિ ન પામે પલટવા,
વિના ઇચ્છા! રે! રે! મુજ જિગર તો ક્રૂર બનને!"

* * *

"તને ચાહું કિન્તુ મુજ પ્રણય તું જોઈશ નહિ,
અરે! મૃત્યુવેળા નયન તુજ હું ચાંપીશ નહિ."
("અતિ મોહ")

શોભનાના વિવાહ રમાએ અન્યત્ર કરી દીધાથી જે સામાજિક મુશ્કેલી બંનેનાં મિલનોમાં હવે આવી છે તેનો પડઘો આ પંક્તિઓમાં પડયો છે.

સુરસિંહના હૈયાની વ્યાકુળ અને કિંકર્તવ્યમૂઢ દશાનું બયાન નીચેની પંક્તિઓમાં મળે છે :

"પ્રણય ધસડે તોડી દેવા અહો સહુ પિંજરાં!
ફરજ ધસડે કેદી થાવા અને મરવા દુઃખે!"
("હૃદયત્રિપુટી")

તર્કબુદ્ધિ તેમના હૃદયને સમજાવવા મથે છે: "વિભાગો કીધાથી પ્રણય ન કદી ન્યૂન બનતો." પણ હૃદયસંસ્કાર પોકારે છે: "હૃદયનું ખરું વિશ્રામ સ્થાન શું આખી જિંદગી અને આખી દુનિયામાં એક જ નથી હોતું?"[૧૮]

ત્યારે, પ્રીતિ અને ફરજનું ઐક્ય કેમ સાધી શકાય એ પ્રશ્ન મનમાં સતત ઘોળાયા કરે છે. એ સ્થિતિ સુલભ નથી, પણ ચિત્તમાં શ્રદ્ધા છે:

"છે માર્ગ તો અટપટો વળી ના દીઠેલો!
એંચાણ છે ગજબ ને ઉપરે જવું છે!
તો પાંખ સાવધ કરી ઉડ, ભાઈ! ઉંચે."

પણ "શોભનાને હૃદયમાંથી કાઢી નાખતાં આખું જગત, રમા અને બધું નીકળી જાય છે. શોભના ખસે અને બીજું કાંઈ રહે એ બની શકતું નથી. રમાને હૃદયમાં રાખતાં શોભના પણ હૃદયમાં ભરાઈ જાય છે. કાં તો પ્રેમ છોડી જડ થઉં તો તે બની શકે તેવું છે અને નહિ તો પરાણે એકનો ત્યાગ અને બીજા પર પરાણે પ્રેમ એમ કરવાનું છે."[૧૯]

રમાને પોતામાં પુનઃ વિશ્વાસ રાખવા, પોતાના હૃદયને સમભાવથી જોવા કવિ વીનવે છે :

"મ્હારી થા તું ફરી ઉછળને રેતનાં એ પડોથી,
હું સંયોગે કટુ થઇશ તું ત્હો ય હું નાથ ત્હારો,
રે રે વ્હાલી! નવ મળી શકે ઐક્ય ક્યાં અન્ય સ્થાને."
("નદીને સિન્ધુનું નિમંત્રણ")

---

૧૮. "પત્રધારા", પૃ. ૨૯.
૧૯. મણિલાલને પત્ર, તા. ૧૧-૬-'૯૬; "પત્રધારા", પૃ. ૩૦.

આમ છતાં શોભનાના પ્રેમમાં તો તે બાવરો જ છે :

"અક્કલ કહે છે છોડવા, હૈયું કહે એ ના બને,
અક્કલ ગુમાવી દિલ બાબ્યું ઇશ્કનો હું બાવરો." ("બાવરો")

એ પ્રેમલગનીમાંથી કોઈ ચળાવી શકે તેમ નથી :

"આ ચશ્મબુરજે જે ચડ્યુ આલમ બધી નિહાળવા,
એ ચશ્મ પર પાટો તમે વીંટી હવે શકશો નહિ." ("ત્યાગ")

આ નિશ્ચય અને રમાના અમહકારથી થતું પોતાને દુઃખ રમા જાણી-સમજી શકતી નથી એની ફરિયાદ તેમને છે. "રમા મ્હારી તોયે દરદ મમ જાણી નવ શકે!" કારણ, રમા આ નિશ્ચય અને લગનીને કેવળ રાજહઠ જ ગણી કાટે છે. એથી તેમની ગણતરી પ્રમાણે શોભનાને સુરસિંહની દૃષ્ટિ સામેથી દૂર કરવામા આવે તો સુર શોભનાને ભૂલી જગે એવા ખ્યાલથી શોભનાને સુરની નજરે ન ચઢવા સખ્ત ફરમાન કરે છે. આ વાતની જાણ જ્યારે સુરને થાય છે ત્યારે તેના હૃદયમા ખૂબ દર્દ થાય છે :

"અહો! એ ખ્વાબના ગુલની ગઈ બો ખ્વાબની સાથે,
મગર, એ ખ્વાબના કાટા કહીં છૂપા રહી ભોંકે."

"હીનાના રંગથી પ્હાની સનમથી રંગતો'તો હું,
ઝુલ્ફીને બાલમા તેના ગુલોને ગૂથતો'તો હું.
મગર એ દાનની મિસ્સી સનમના હાથમા દેતા,
અરે રે! કોઈ વા વાયો, સનમ, બો, રંગ, સૌ ફીટ્યા."

("એક ઉચ્ચાર")

સુરસિંહની સ્વપ્નમાળ તૂટી જાય છે અને ભગ્નહૃદયી પ્રેમી તેની ચિત્તંત્રીમાથી પછી તો એક એકથી વધુ દર્દીલા સૂરો વ્યક્ત કરતો રહે છે. લગ્નનું ખ્વાબ તો સદા માટ ભૂસાઈ ગયુ છે, પણ હવે શોભનાનું દર્શન પણ દુર્લભ બન્યું છે અને તેમ કરનાર રમા જ છે એની જાણ થતા સુરસિંહ થોડા માસ તો અન્નનો પણ ત્યાગ કરે છે અને માત્ર દૂધ અને ફળ ઉપર દિવસો ગુજારે છે. રમા શોભના જેવી પોતાની વડારણને પોતાની સપત્ની તરીકે કલ્પી શકે તેવી ઉદાર છે નહિ—એ જમાનાની કોઈ રજપૂતાણી એને માટે તૈયાર ન જ હોય—એટલે સુરસિંહની વેદના શાંત કરવાનો ઉપાય શોભના હવે સુરસિંહને કદી મો જ ન બતાવી શકે તેવો રખાયો છે, પણ રમાનું આ દુઃખકારક પગલું સુરસિંહને માટે ખૂબ અસહ્ય બને છે :

"મને એ ખ્વાબની ખુશબો, મને એ સોણતી મારો,
મને એ હાથનો પ્યાલો, ફરી હા એક દિન આપો!"

("એક ફેરફાર")

શોભના-સુરસિંહ પરસ્પર મળી ન શકે તેવા ફરમાન પછી રમા શોભનાના ગાભા સાથેના લગ્નની તૈયારી કરાવવાનું વાતાવરણ શરૂ કરી દે છે. આ યોજનાની જાણ થતાં સુરસિંહ "કોઈ ભાગ્યશાળી માનવી શોભનાને પોતાની કરશે, પોતે—અભાગીઓ શોભનાને માટે લાયક નથી, હવે એની સાથેના સંબંધનો વિચાર ન કરવો જોઈએ", એમ મનને મનાવવા મથે છે.

પોતાને મુખદર્શન નહિ કરાવી શકતી શોભના હવે પરાયાની બનશે, પોતાની મટી જશે, એવી લાગણી સુરસિંહને અકળાવી મૂકે છે ખરી, તથાપિ અંતરના દર્દને દબાવીને પણ હૃદયનો આશીર્વાદ ક્ષમાશીલ પ્રેમીની અદાથી તે શોભનાને આપે છે.

"અરે ના, ના, અરે ના, ના, કંઈ યે વહવું નથી,
ભલે જા તું ભલે જા તું, પાછળે પડવું નથી.
સુખે જા તું વ્હાલી! તુજ દિલ તને જ્યાં લઈ જતું,
બહુ વ્હાલે નેને, જિગર તુજ જેમાં ઠરી શકતું.
નહિ આવું આડે, અહિત તુજ ઇચ્છું નવ જરી,
નડે આ દુર્ભાગી પ્રીતિ, તુજ પ્રીતિને નહિ કદી."

("વિદાય")

તા. ૧૩-૮-'૯૬ ના રોજ સુરસિંહ શોભના સંબંધે મણિલાલને લખે છે: "મેં તેને મારી સાથે રહેવા સંબંધે શી ઇચ્છા બતાવે છે ને પૂછ્યું હતું. ઉત્તર એવું આપ્યું કે તે પોતાની માતા જેવી રમા તરફ બેવફા થઈ શકશે નહિ અને લોકોની અપકીર્તિ મેળવી શકશે નહિ." આ કારણે થયેલા દુઃખદર્દથી નિરાશ બનીને પણ ઉપરની પંક્તિઓના ઉદ્‌ગાર ઉદાવરાળરૂપે પ્રકટ થયા છે. ઠકોરસાહેબ તરફ પોતાની કશી સ્નેહવૃત્તિ હોવાનો શોભના સ્વમુખે સુરસિંહને ઇન્કાર કરે તો સુરસિંહની આ હઠ શાંત થઈ જાય એવી રમાબાની યુક્તિએ શોભના પાસે ઉપરના ઉદ્‌ગાર કઢાવ્યા અને તેવું વર્તન કરાવ્યું તેથી સુરસિંહના ચિત્તમાં શોભના અર્થે નિર્વેદનો અને ત્યાગનો ભાવ આવે છે. શોભનાને તે ઉદાર અને ક્ષમાભરી સ્નેહદષ્ટિથી જુએ છે. સમય જતાં શોભનાનો પતિ કદાચ તેના તરફ બેદરકાર રહે, વહેમ, અજ્ઞાન અને આસુરી પ્રકૃતિને લીધે ઘરમાંથી કાઢી મૂકે તો "તુજ ભાઈની ઝૂંપડી" યાદ કરવાનું

"તુજ પ્રીતમને હૃદયે વસતાં,
હસતાં, રમતાં, બહુ કાલ જતાં,
કંઈ એ કરતાં હરિકોપ થતાં,
તુજ રૂપ વિરૂપ સહુ બનતાં,
પિયુનો સહુ પ્રેમ કમી જ થતાં,

પિયુ એ ત્યજીને કદી દૂર પળે, જગમાં નવ કોઈ સહાય રહે,
અહા! તોપણ ના રડજે તું પ્રિયે! તુજ ભાઈની ઝૂંપડલી સ્મરજે!"

પ્રેમની વેદી ઉપર, આમ, સુરસિંહજી પોતાની ઇચ્છા, હૃદયવૃત્તિ અને સુખનું બલિદાન આપવાની કલ્પના સેવે છે: દિલની આરઝૂને બળાત્કારે હારી દઈને બાહ્ય દૃષ્ટિએ સુખ–શાંતિથી સમય પસાર કરી રહ્યા છે, કારણ કે હવે તેમને ખાતરી થઈ ચૂકી છે કે "હવે જુદાં થયાં વ્હાલી! મળીશું કયામતે કો' દી."

ઈ. ૧૮૯૭ના એપ્રિલની પહેલી તારીખે આ ભારેલા દર્દથી કંટાળી એકાંતે, કુદરતના ખોળે રહેવા તે એકલા મહાબળેશ્વર જાય છે. અગાઉ રમા સાથે એક વાર મહાબળેશ્વર જઈ આવ્યા છે અને ક્યારે ય તે પ્રવાસે એકલા ગયા નથી, પણ આ વખતનું દર્દ તેમને એકાંતમાં રખડવાની ફરજ પાડે છે. ત્યાં તે એપ્રિલથી જુન સુધી રોકાય છે, પણ એમના આ અઢી માસના નિવાસ દરમિયાન તેમના જીવનમા મોટો આઘાત પહોંચાડે તેવો બનાવ લાઠીમાં બની જાય છે. અલબત્ત, શોભના પાસે સ્નેહનો ઇન્કાર કરાવ્યા પછી રમા એવો આઘાત આપવાની જ—એવી ગણતરી અગાઉથી તેમની છે તો ખરી, પણ તેમ છતાં શોભનાના ગાંભા સાથે રમાએ કરાવી દીધેલા લગ્નના સમાચાર '૯૭ના એપ્રિલમાં તારથી તેમને મહાબળેશ્વર મળતા સુરસિંહજી થોડાક દિવસ તો હૈયાસૂના થઈ જાય છે: હૈયા ઉપર વીજળી પડી હોય એવો આઘાત અનુભવે છે.

"કપાવી માશૂકે ગરદન હમારી કોઈને હાથે,"
"જબાં આંખો વગર આવું હમોને લોટવું દીધું."
"ખુદાએ પાથરી આપ્યું કુલોનું આ બિછાનું ત્યાં
લઈને પાંખડી તોડી રખાવ્યા માશૂકે કાંટા:"
"મને ના કયામતે આશા! પડ્યા આ ના ફરે પાસા."
"સનમ રાજી, હમે રાજી, ખુદાની એ જ છે મરજી."

("ક્રૂર માશૂક" : તા. ૪–૫–'૯૭)

શોભનાની અસહાય સ્થિતિનું અને રમાની ક્રૂરતાનું ચિત્ર એ દોરે છે:

"છરી ખુલ્લીથી જે કતલ કરવા હસ્ત ઉપડે, (રમાનો)
દુવા તેની ગાળી, નિરમિન થયું એ જિગરને." (શોભનાનો)
"ગણ્યા તેંએ દેવો, અરર! સહુ તે રાક્ષસ હતા."
"હવે ઉલ્લે ઉલ્લે મધુર કંઈ એ મ્હોં ફરગરે."
"નથી આવી કો દી હૃદય પર કો વિદ્યુત પડી."
"ભલે તૂટી જાના મુજ જિગરના સર્વ પડદા."
"અહો! એ મ્હોં મુજ નયન પાસે તરવરે!
અરે! ઉંડું ઉંડું હજુ ય ઉર એ કૈં ફરગરે!"
("જાગૃતિનું સ્વપ્ન" : તા. ૮-૫-'૯૭)

ગાંભા સાથે લગ્ન થઈ ગયાં, છતાં હજી ગોંધી જો કહે કે,

"કહે ચાહું છું, ને જગત સઘળું સત્ય બનશે,
હજારો જન્મોની મુજ હૃદય આશા ય ધરશે,
કહે "ના ચાહું છું," કુદરત પછી જોઈશ નહીં,
ઉખેડી સૌ શ્રદ્ધા નયન મુજ હું ફોડીશ પછી."
("મુદ્રાની શબ્દ" : ૩૦-૫-'૯૭)

રમાને સંબોધન પણ એવું જ વ્યથાભર્યું છે:

"આ ખાક દિલ અંગારમાં ભારી હવે તું શું કરે?
ઉલ્લું થવું વીતી ગયું તેને હવે તું શું કરે?
બસ કર! અયી બેગમ! હવે અંગાર ત્હારો ફૂંકયો!
એ ખાકને બાળે નહીં! એ ખાક થાશે! શું કરે?"
("ખાક દિલ" : ૩૧-૭-'૯૭)

"ન લૂછું એક આંસુ વા કહું હું લૂછવાનું ના!
હવે છો ધોધ ચાલે આ! રડી ગેતાં હું પરવાર્યો.
હતો મારો ચલાવ્યો ત્હેં જિગરને મારતાં હસતાં!
મરે ખોખું તહીં રોતો રડમથી હું ય પરવાર્યો."
("પરવાર્યો" : તા. ૮-૮-'૯૭)

આમ છતાં શોભનાને પુનઃ પ્રાપ્ત કરવાની લાલસા અને આશા હજી તેમના મનમાંથી છેક નાશ પામી નથી. એની પ્રાપ્તિની અભિલાષા હજી ય અંતરમાં સળવળે છે એવો ધ્વનિ તેમનાં '૯૭ના ઉત્તરાર્ધ અને '૯૮ના પૂર્વાર્ધનાં

"કુંજે એકલાં બે ચાલવા
કદિ સ્મિત ફુવારે ન્હાલવા,
કદિ પાદમાં આળોટવા,
હજુ આ ઉરે હોંશો ભરી."
("અયિ દીર્ઘ આશા" : ૧૨–૮–'૯૭)

"હવે ના રોજે તું ! મધુસમય ત્હારા જીવિતનો,
હજી ફૂટી નીલો તુજ ગૃહતણો બાગ રચશે."
("દિલને દિલાસો" : તા. ૨૬–૪–'૯૮)

દિલમાંની નિરાશા ખંખેરી નાખી બેફિકરાઈનો ભાવ લાવવા તે યત્ન કરે છે :

"તારા ચમનના પુષ્પના કાંટા થકી તું શું ડરે ?
ભોંકાય તો ભોંકાય છો એ મામલાથી શું ડરે !"
("પ્રેમથી તું શું ડરે" : તા. ૧૯–૧૨–'૯૭)

"અહીં માશૂક ના દેતી, કદી દે તે નહીં પૂરું !
મગર એ ભીખ માંગીને ભિખારી કોણુ પરવાર્યું !"
("કોણુ પરવાર્યું" : ૧૭–૧૧–'૯૭)

"સનમની બેવફાઈથી નથી સુખ કાંઈ એ ડરતાં,
હમે જાણ્યું, હમે માણ્યું, ફિકરને ફેંકનારાઓ."
("હમારી પીછાન" : તા. ૧૪–૧૧–'૯૭)

મહાબળેશ્વરથી પાછા આવ્યા બાદ પોતાના ખાનામા માઈ શકે એવડા કદની શોભનાની એક છબી તેના વિના અકળાતા સુરસિંહ તૈયાર કરાવે છે. એ માટે તે ૮–૧૨–'૯૭ના પત્રમાં વાજસુરવાળાને લખે છે :

"રમાએ શોભનાની હાલની સ્થિતિની છબિ કોઈ સમયે પડાવી આપવા કહ્યું છે, પરંતુ એ બાલભાવો તો આપ જ આપી શકો તેમ છો. એ ચિત્ર મ્હારી જિંદગીભર શુદ્ધ જ રહે એવી ઇચ્છા છે. આમ છે, તેથી માત્ર ચ્હેરો જ નહિ, પરંતુ એ બધાં અંગોની અપેક્ષા છે. ચિત્રમા વસ્ત્ર એવું ઝીણું મુકાય જેથી અંગોની ઝાંય કાંઈ આછી આછી દેખાય."

શોભના માટેની સુરસિંહની લાગણી સમજવા આ પત્ર નોંધપાત્ર છે. આગળ એક પત્રમાં કહે છે : "સ્થૂળ શારીરિક સંબંધ–ભોગવિલાસ–એ તો સૂક્ષ્મની કંઈ ખામીને લીધે છે." આ વિચાર પણ શોભના તરફની તેમની દષ્ટિ સમજાવે છે.

તા. ૩૦–૧૦–'૯૭ના પત્રમાં મણિલાલને રમા સાથેની પોતાની હૃદયસ્થિતિ સમજાવે છે :

"રમા આપને કદાચ મળશે. કદાચ ગુરુ તરીકે આપને પૂજશે. પણ એ હૃદય કદિ પણ ક્યાંએ પૂર્ણ શ્રદ્ધાળુ નહિ થાય. એની શ્રદ્ધામાં મને આશા નથી. હું એકલો થાકી ગયો નથી, તે પણ મ્હારી આવી સ્થિતિથી અને તેની પોતાની હાલની સ્થિતિથી છેક થાકી ગઈ છે. આમ કે તેમ ગમે તેમ કાંઈ છેડો લાવવા, આજકાલમાં લાવવા મ્હારું હૃદય પુકારી ઉઠ્યું છે. અને રમા પણ કાંઈ ઉતાવળ બતાવે છે. આ વાતનો અંત ક્યાં? વગર વાંકે મળેલી શિક્ષાનો છેડો ક્યાં?... રમા પાસે પણ મેં આરૂ હૃદય ખુલ્લું મૂક્યું છે. વર્ષો થઈ ગયાં કશી દયા મળી નથી. એક પણ લાગણી મ્હારા વિચાર તરફ વળી નથી નબળાઈની એવી એક પણ ક્ષણે આવી નથી. હવે નહિ આવે. આવશે તો તેને કેટલાક યુગો જોઈએ. યુગો સુધી હવે હું રાહ જોવા માગતો નથી, જોઈએ નહિ. મ્હારો સવાલ તો "આજે કાંઈ થઈ શકે તેમ છે? કાલે કાંઈ થઈ શકે તેમ છે?" એ છે. મને મ્હારી થયેલી તે આપો એ હું ક્યાં કહું છું! મને કાંઈ વ્હેલી નિરાશા પણ નહિ આપો?"

એ પછી મ. ન. દ્વિ. ઉપર લખેલો તા ૬–૧૧–'૯૭નો પત્ર પણ સુરસિંહનું આત્મભાન પ્રકટ કરે છે:

"અમે કાલે રાત્રિએ અમુક અંત પર આવવાના વિચારોમાં ત્રણચાર કલાક બેઠા હતા. સહજ વાતોમાંથી ગંભીર વિચારોમાં આવી પડ્યા હતા. અને કશા અંત પર આવ્યા નથી—આવી શક્યા નથી, હું નથી આવી શક્યો—પરંતુ નિકાલનો એક માર્ગ શોધાયો છે. એ માર્ગ, કે સલાનું એ બિન્દુ શોભના અને હું જુદાં પડ્યાં તે જ દિવસે મળી ગયેલ હોત, એમ જ થવું જોઈતું હતું, તેને આટલાં વર્ષો થયાં તેથી મ્હારી ચોક્કસ વિચારો પર વિચાર કરવાની બુદ્ધિનું બહુ જ હલકું મત બંધાયા વિના રહેતું નથી. મને લાગી આવે છે કે હું **ગમે તેવાં સુંદર, ગમે તેવાં ભવ્ય, પણ વ્યર્થ સ્વપ્નોનો આદમી છું**...... પણ કાળ જવાથી ચાલતી બાબતમાં હું વધારે મુશ્કેલીમાં આવી પડ્યો છું. એક બિના એવી બની ગઈ છે જેણે મ્હારી બાલાને અન્યની બનાવી દીધી છે પરંતુ કાળ જવાથી કાંઈ લાભ પણ થયો છે. અમારા પ્રેમની કસોટી લેવાઈ છે. જે પ્રેમમાં બલ વાપરી શકે છે તે જ પ્રેમને લાયક છે. હું શું કરી શકીશ અને જેને મ્હારું હૃદય અર્પાયું છે તે શું કરી શકશે, અમે બન્ને શું કરી શકીએ છીએ તે નિરૂપવાનો અમને સમય મળ્યો છે.

"બધી બાબતોને, બધા સ્વપ્નને કોરે મૂકી "તે મને ચાહે છે?" એ પ્રશ્નનું સ્પષ્ટ ઉત્તર મને મળવું જોઈએ અને "હું તેને ચાહું છું?" તેનું સ્પષ્ટ

તર તેને મળવુ જોઈએ. એટલુ થયા પછી જ કાંઈ ગતિ કરવી યોગ્ય ગણાય. મારા સિવાય અન્ય કોઈ તે ઉત્તર મેળવી શકશે નહિ. મારે એક વખત તેને મળવુ જોઈએ રમા તેવી સગવડ કરી આપશે."

આમ, સુરસિંહ એવા નિશ્ચય ઉપર આવે છે અને રમા તેમા અનિચ્છાએ પણ સંમતિ આપે છે કે લગ્ન પછી પણ શોભના સુરસિંહને ચાહે છે—એવો એકરાર કરે તો તેનુ લગ્ન ફોક કરી સુરે તેને પોતાની સાથે રાખવી અને એની સાથે કાયદેસર લગ્ન કરવા.

અલબત્ત, હવે લગ્ન કરતા કેટલીક મુશ્કેલીઓનો સામનો કરવો પડે ખરો. શોભનાના સગાવહાલા, તેના એક બનેવી વગેરેથી શોભના અને સુરસિંહની સલામતી પણ જોખમાય તેથી શોભનાના શરીરને સલામતીમા રાખવુ જોઈએ. એના અંગ પર ધસારો કરનારને બરાબર જવાબ મળવો જોઈએ. તેની સાવકી મા કાવના કરાવે તો તેમાથી તેને રક્ષણ આપવુ જોઈએ. એનો પિતા વ્યભિચારી અને દારૂડિયો છે. એવી વર્તણુકના માણસોને પોતાના પ્રેમની આડે આવવા કશો હક નથી.

પણ દુ:ખ તો એ છે કે શોભના તેના પોતાના રક્તના સંબધીઓના રક્તમાથી સુરને મળે—એ પ્રાપ્તિના આનંદમા એક ભારે વ્યથારૂપ છે. આ વિષાદ અર્જુનના જેવો જ છે વળી, રમા, આ લગ્ન પછી શોભના-સુરની સાથે રહેવાનો ઇન્કાર કરે છે, તેનુ પણ દુ:ખ છે. "મ્હારા બાળકો અને તે મ્હારાથી જૂદા થશે !"—એ દુ:ખ ખૂબ ઊડુ છે. રમાના અશ્રુમાથી મળતી ગમે તેવી શોભના પણ સુરસિંહને આખી જિંદગી સુધી ત્યજી દેવા જેવી લાગે છે—તેનો વિયોગ જિંદગીભર સહી લેવા જેવો લાગે છે. પરંતુ સુરસિંહને શ્રદ્ધા છે કે ધીરે ધીરે રમાના અશ્રુ અદસ્ય થઈ જઈ સુરસિંહ તથા શોભનામા પ્રેમની દૃષ્ટિ રાખતા થશે. શોભના તેની દાસી જ રહેશે. તેનુ હૃદય રમાને પૂજતું જ રહેશે —એટલી ઉદાર તો શોભના જરૂર રહેશે, એવી સુરને શ્રદ્ધા છે. તેથી રમા-શોભના-સુર ત્રણે સમરસ બની શકશે. "શોભનાનુ હૃદય કેમ ઉદાર ન થાય ? જ્યા મ્હારી દૃષ્ટિ પડે ત્યા તેની કેમ ના પડે ? અને પછી રમાના આવા ભક્તને રમા કેટલા દિવસ ત્યજી શકશે ? ફરી અમારા મકાનમા આવી વસવા અમે નિત્ય તેના પગ પર આસુ રેડશુ." એટલે એ તો ઠર્ઠ રહેને પણ "મ્હારી રમાને ખાતર મ્હારી શોભનાને ઝિંદગીભર દુઃખમા રાખવા મને કશો હક નથી." અને સમજાવ્યે સમજે તેમ નથી. "હાલ તુરત રમાને આપ સમજાવી શકશો એવી આશા રાખશો નહિ અને શોભનાના સંબધીઓ—રમાના એ નિમકહલાલ

પણ્યુઓ—કોઈથી પણ એ સમજે એ આશા પણ રાખશો નહિ. આ સાથે, અમલદારો અને એજન્સીની દૃષ્ટિએ પણ શોભના સાથેનાં લગ્ન વાજબી ખરાં કે કેમ તેના વિચારો સુરને આવે છે. કામદાર કદાચ રમાને દુઃખ અપાયું જાણી બેદિલ થાય અગર ચાલ્યો જાય, કારણ કે તે રમાનો માબુમ છે. પણ સુરસિંહને શ્રદ્ધા છે કે તે એમ નહિ ચાલ્યો જાય. તેને પણ તેમના જેવા અનુભવની જાણ છે અને કદાચ તે સુરસિંહનો પક્ષ પણ લે. અને કદાચ કામદાર ચાલ્યો જાય તો ય તેથી શું? રાજ્યમાં તેથી ફેરફાર કરવો પડે તો ય તેથી શું? એજન્સીમાં પોતે અસ્થિર વિચારનો દેખાય તો તેથી પણ શું? "એજન્સી ઈશ્વર નથી. એ એક એવી તલવાર છે જે તેનાથી ડરનાર માટે તલવાર જ છે અને જ્યારે તેનો ડર ગયો ત્યારે એક નેતરની સોટી પણ નથી." "રાજ્ય અન્ય કારભારીથી ચાલી શકશે." આમ, કારભારી અને એજન્સી તરફના ભયને તો તે હડસેલી શકે છે, પણ આ બધા પ્રશ્નો કરતાં કલાપીને એક પ્રશ્ન સૌથી વધારે મૂંઝવે છે: "અન્યની સ્ત્રીને ઉપાડી જનાર રાજા પ્રજાને કેમ ન્યાય આપી શકશે?" કામદેવસર સુરસિંહ મોંઘીને છૂટાછેડા અપાવ્યા સિવાય પરણી શકે નહિ જ. પણ સમાજના ધારા કરતાં ઈશ્વર મોટો છે. અને ઈશ્વરની દૃષ્ટિમાં પોતે જરા પણ ગુનેગાર ન ઠરે—એમ' સુરસિંહની શ્રદ્ધા છે. તે બાલાના હૃદયમાં કોના માટે સાચો પ્રેમ છે? ગાંભા માટે કે સુરસિંહ માટે? તે બાલાની ખાતર જાન આપવા કોણ તૈયાર છે? ગાંભો કે સુરસિંહ? "પ્રેમના પદાર્થને શું દુનિયાની ઉપાધિ લૂંટી જશે? મને મારો હક તે બાલા ઉપર વધારે લાગે છે." પણ હજી એક બીજી ગૂંચ. શોભનાને મેળવવામાં સુરસિંહ રાજા તરીકેના અધિકારનો કે સ્થિતિનો ઉપયોગ તો નથી કરતા ને? અન્ય કોઈ આ રીતે બીજાની થઈ ચૂકેલી સ્ત્રી સાથે લગ્ન કરવાનો વિચાર કરી શકયુ હોત? પણ કલાપી સમાધાન કરે છે: "જે સ્થિતિએ મને ખરું જોતાં બધી મુશ્કેલીમાં નાખ્યો છે તે શું એક વખત પણ હૃદયની વાતમાં ઉપયોગી ન થાય?"

આ સાથે એક બીજો મુદ્દાનો વિચાર તેમને વળી ઊઠે છે: તે બાલા જ હવે ચાહતી બંધ થઈ હોય—ધિક્કારતી થઈ હોય તો? કદાચ દુનિયાદારીની શરમથી હવે તે સુરસિંહ સાથે લગ્ન કરવા તૈયાર ન થાય તો? તો, એક જ નિર્ધાર, "હું તો ફકીર થઈ રહીશ. બધા સ્થૂલ વૈભવને ફેંકી દઈશ. તેની છબી રમા પાસેથી માગી લઈ દિનરાત પ્રભુના ૐકાર મંત્ર કરતો રહીશ અને તેમાં શોભનાની મનોહર મૂર્તિનું દર્શન કર્યા કરીશ."

આવા મનમાં ઊઠતા, ઘોળાતા અને બુદ્ધિ તથા અંતરાત્મા પરની શ્રદ્ધાના બળે ઉકેલાતા અનેક પ્રશ્નો આ અઢી વર્ષમાં સુરસિંહના મનને ચગડોળે ચડાવે છે. નીતિ, શુદ્ધ પ્રણય, રાજા, પતિ, કુટુંબના વડા, પ્રજા, સમાજ, રમા–શોભના એમ અનેકની દૃષ્ટિએ સુરસિંહ શોભનાની સાથેના પોતાના લગ્નનો પ્રશ્ન લાગણીથી તેમ જ પૂરી તટસ્થતાથી વિચારી જુએ છે એ વિચારમાં ને વિચારમાં અઢી વર્ષ જેટલો ગાળો તે કાઢી નાખે છે અને તેટલામાં તો શોભના બિચારાની સ્થિતિ એવી કેદખાના જેવી લાચાર, દુખી અને દીણી બની જાય છે[20] કે સુરસિંહથી તેનું એવું દુખિયારું મુખ સહ્યું જતું નથી. શોભનાનું એવું વેદનાપૂર્ણ મો જોઈ સુરને જિંદગી એવી બૂરી લાગે છે અને હૃદયમાં દર્દ એવું ઘેરાતું જાય છે કે મણિલાલને લાઠી તાર કરી બોલાવવામાં આવે છે મણિલાલ લાઠી આવી રમાને સમજાવે છે અને જો સુરસિંહના આત્માને સુખી કરવો હોય તો રમાએ પોતાની લગ્ન માટે સંમતિ આપવી જ જોઈએ, એમ અનેક વિધે તેને હમાવે છે આખરે રમા અનિચ્છાએ પણ લગ્ન માટે સંમત થાય છે અને સુરસિંહ ઈ ૧૮૯૮ના જુલાઈની ૧૧મી તારીખે સાડાત્રણ વર્ષથી જેની યાતના ભોગવતા હતા તે શોભના સાથે, અનેક મિત્રો–સ્વજનોના વિરોધ છતાં, લગ્ન કરે છે લગ્ન કર્યાને બીજે દિવસે તે "કાન્ત"ને લખે છે, " અને ધીમે ધીમે દર્દ એવું થતું જતું હતું કે મને એ સાહસ કરવું જ ગમ્યું! પ્રભુ તે કાર્ય પર કૃપા ને ક્ષમાની દૃષ્ટિથી જુઓ!"

## (૫) કલાપીથી શોભના કે શોભનાથી કલાપી ?

મંથનના આ કાળમાં મણિલાલ બે વાર લાઠી આવી જાય છે. તેમને પત્રો દ્વારા પણ આ કિસ્સાના સમગ્ર પરિસ્થિતિથી રમા અને સુરસિંહ તરફથી વાકેફ કરવામાં આવે છે ઉભયને મણિલાલ શિખામણ–સલાહ આપે છે. સુરસિંહને ખૂબ શાંતિ અને ધીરજથી સમયને થોડોક વહી જવા દઈને જે પગલું લેવું હોય તે લેવું અને અંતરની વ્યથા શમાવી વિચારપૂર્વક પરિસ્થિતિને નિહાળવી—એવો આદેશ આપે છે છેવટે, તેમના સમજાવ્યાથી જ રમા લગ્ન માટે સંમતિ આપે છે વાજસુરવાળા, રૂપશંકર, શિવસિંહજી, બાવાવાળા વગેરે મિત્રો પણ લાઠી આવી તેમને આ પ્રકરણમાં સમજાવે છે મિત્રો સમક્ષ હૈયાનું પ્રણયમંથન વ્યક્ત કરતા સુરસિંહજી ભાયાત મિત્ર સરદારસિંહ અને આનંદરાય પાઠે તથા જટિલ જેવા કવિમિત્રોને પત્રો દ્વારા તેનો ઇશારો સરખો કરતા નથી, એ ઘણું સૂચક છે હડાળા, મુંબઈ,

૨૦ જુઓ લલિતને પત્ર, 'પત્રધારા', પૃ ૩૯૮

આદિ મ્યગ્રાએ જઈ દિવસો આનંદમાં ગાળવાનો સુરસિંહજી ઉત્સાહ દાખવે છે. મુંબઈમાં "કાન્ત", ઠાકોર આદિ વિદ્વાન કવિઓ સાથે મૈત્રીભાવ આરંભે છે મુંબઈના વીસેક દિવસના નિવાસ દરમિયાન "ફરવાહરવામાં દિવસના ૧૭ કલાક ૧ કલાકની માફક પસાર કરે છે અને ૭ કલાક ઉંઘમાં એક મિનિટ જેવા તેમના જાય છે." એ અરસામાં મુંબઈમાં આવેલ વિલાયતના પ્રખ્યાત કૉમિક ઍક્ટર ગનર્રાને સાંભળવા મિત્રો સાથે "એસ્પ્લેનેડ"માં જાય છે અને એની "ભાવ બતાવવાની ખરી કળામાં આનંદ" માણે છે. મુંબઈમાં એ દવાદરના અને એ મુળજીના નાટકો જુએ છે ત્યાથી વચમાં એકાદ દિવસ લાનોલી જઈ કુદરતનું સૌન્દર્યદર્શન પણ કરી આવે છે [૧] બીન અને સિતાર શીખવાનું પણ ઉમંગભેર શરૂ કરે છે

શોભના–રમાના પ્રણયત્રિકોણના મનોમંથનમાં પડેલા સુરસિંહજી બાહ્ય જીવનમાં આમ સુખી, આનંદી અને ઉત્સાહી જણાય છે ગન્યમર્યમાં ગણેલા મુજબનું તેમનું કાર્ય અટકતું દેખાતું નથી. '૯૬–'૯૭ના તેમના જીવન-ઇતિહાસનો પત્રો પાડતા કા યા અને મણિલાલ તથા "કાન્ત" ઉપરના આ સમયના પત્રો આપણે બાજુએ મૂકીએ તો કદાચ સુરસિંહજીના જીવનમાં શોભના સાથેનો પ્રણયપ્રસંગો આટલી ઉત્કટ માત્રામાં ભજવાયો હશે કે કેમ તે પણ શંકાસ્પદ લાગે એવા સુરસિંહના વાચન, મનન, લેખન, ઘોડેસ્વારી, કસરત, પર્યટનો અને ગણેલા મુજબના અન્ય કાર્યક્રમો ચાલ્યા કરે છે, તેમાં કશો વિક્ષેપ પડતો નથી મણિલાલ–કાન્ત સિવાયના સ્વજનો, મિત્રો પરના પત્રોમાં શોભનાનો નિર્દેશ સરખો પણ આવતો નથી આ બધું સૂચવે છે કે સુરસિંહની '૯૬–'૯૭ની કવિતામાં શોભનાએ ગમે તેટલો મહત્ત્વનો ભાગ ભજવ્યો હોય, તેમની '૯૫થી '૯૮ સુધીની કવિતામાં તેમના રંગનું આલંબન ભલે ઘણુંખરું શોભના–રમા રહ્યાં હોય પણ જીવનમાં સુરસિંહના સમગ્ર હૃદયરસનો પૂર્ણ કબજો શોભના–રમા પડાવી શક્યાં નથી "કાન્તે" 'કેકારવ'ની પહેલી આવૃત્તિ સમયે પ્રગટ કરેલા સુરસિંહના પ્રણયઇતિહાસને આલેખતા પત્રોએ ગુજરાતી વાચકોના હૈયામાં ઊંડું આકર્ષણ જમાવ્યું અને એ દૃષ્ટિએ તેમના કાવ્યો રસપૂર્વક વંચાવા લાગ્યા, તેથી શોભનાના કિસ્સાને સુરસિંહના જીવનમાં વધારે પડતું સ્થાન ગુજરાતી પ્રજાએ આપ્યું, પણ સુરસિંહના જીવનસમગ્રની દૃષ્ટિએ વિચારીએ તો '૯૫થી '૯૮માં પણ શોભનાનો કિસ્સો સુરસિંહના જીવનમાં એક પ્રણય–અનુભવના કિસ્સાથી વધારે મહત્ત્વનું સ્થાન નથી ધરાવતો હા "કેકારવ"ના કાવ્યોની દૃષ્ટિએ એ

[૧] જુઓ પત્રધારા, પૃ ૧૬૭

કિસ્સો ખૂબ નોંધપાત્ર ગણાય ખરો, પણ સુરસિંહજીની સૌંદર્યરસિક પ્રકૃતિ, વિશાળ સ્વભાવ, વિદ્યાપ્રેમ તથા ચિંતનશોખની તુલનામાં શોભનાનો પ્રેમકિસ્સો તેમના અનેક અનુભવપ્રસંગોમાંનો એક પ્રસંગ જ છે; તેથી વિશેષ સ્થાન સુરસિંહના જીવનમાં તેને છે નહિ. એ કિસ્સાના તેમના કાવ્યો તેમ જ પત્રોમાં થયેલા આલેખનમાં પૂરેપૂરી વાસ્તવિકતાની માત્રા જોવી એ પણ અયોગ્ય ગણાશે. સુરસિંહ કૌતુકપ્રિય આદર્શવાદી પ્રકૃતિના કવિ હતા અને તેમનું એક પણ કાવ્ય કલ્પનામિશ્રિત હોયા વિના સંભવ નથી. તેમના પત્રોમાં પણ જે વિચારો, ભાવનાઓ, લાગણીઓ ઊછળે છે તેમાંય કવિ અને ભાવનાશીલ સુરસિંહનો ઘણો મોટો હિસ્સો છે. એમાંની કેટલીક બાબતો લગભગ બનેલી નહિ, પણ કવિએ કલ્પનાથી જોયેલા હોય એમ લાગવા સંભવ છે. ઉદાહરણ તરીકે, સુરસિંહ મણિલાલ પરના તા ૩-૬-'૯૬ના પત્રમાં લખે છે: "હૃદયત્રિપુટી"માં છેલ્લે અગાસી પર સુવાનું અને શોભના મળે છે ત્યાં સુધીની બધી હકીકત જે બનેલી છે તે જ વર્ણવેલી છે." હવે, "હૃદયત્રિપુટી" કાવ્ય તપાસીએ તો સુરસિંહનું આ નિવેદન સાચું નહિ લાગે "હૃદયત્રિપુટી"ની રમા અને શોભના સુરસિંહના જીવનની વાસ્તવિક સ્ત્રીઓ નથી. એ બંને પાત્રોના વર્તન કલ્પનારસથી છલકતાં છે. એમાંની હકીકત પણ કાલ્પનિક છે[૨૨]

આથી સુરસિંહની જીવનસરિતાને અવલોકતાં તેમાં ભળેલા શોભનારૂપી એક મોટા ઝરણને એવું મહત્ત્વ નહિ આપી દેવું જોઈએ કે જેથી એક સરિતાના અન્ય ઝરણો ભુલાઈ જાય કે ઉપેક્ષિત બને. વળી, સુરસિંહના જીવનનો પ્રધાન સૂર ત્યાગમય રાગ છે, એકલો રાગ નથી. રાગમાં પણ ત્યાગના સ્વમાં તેમને આવી જાય છે. રાગના આનંદની પછવાડે તેમને તેના પરિણામરૂપ નિર્વેદના ભણકાર તે ઘડીએ પણ સ્પષ્ટ સંભળાય છે એટલે શોભનાના સ્નેહમાંથી તેમની કવિતા ભલે જન્મી, તેનો સ્નેહ સુરસિંહનું જીવનસર્વસ્વ નહોતું એ વાતનો સ્પષ્ટ ખ્યાલ રાખવો જરૂરી છે.

શોભનાથી કલાપી કે કલાપીથી શોભના, એવા પ્રશ્નો આપણા કોઈ કોઈ સાહિત્યચિંતકોને ઊઠ્યા છે અને તેની તેમણે લાંબી ચર્ચાઓ પણ અગાઉ કરેલી છે પરંતુ જો ઉપર્યુક્ત દૃષ્ટિને ખ્યાલમાં રાખીએ તો સમજાશે કે આવા પ્રશ્નો સાહિત્ય કે કલાપીના જીવનની દૃષ્ટિએ ખાસ મહત્ત્વના નથી. શોભનાથી કલાપી એવો તર્ક જ બાલિશ છે. શોભના સુરસિંહના જીવનમાં રોમાન્સ રેડી ગઈ તે

૨૨ વિશેષ માટે જુઓ પ્ર. ૨ અને પ્ર ૩ની પાદટીપો નં ૧૩, ઉપરાંત 'હૃદયત્રિપુટી કાવ્ય કે ઇતિહાસ?' એ મુદ્દો પણ પ્ર ૯માં વાંચો

પહેલાના સુરસિંહ કવિ હતા. '૯૮ પછીની શોભના તેમની કવિતામાંથી અદૃશ્ય થઈ ત્યાર તો આપણે જોઈશું તેમ સુરસિંહ એક માત્ર પ્રતિભાશાળી કવિ તરીકે દેખાય છે. હા, કહેવું હોય અને ચર્ચાનો રસ માણવો હોય તો એમ કહેવાય કે કલાપીથી શોભના અમર બની ગઈ. કલાપીએ તેમને દાગીનામાંથી ગ[illegible] બનાવ્યા, પોતાના કાવ્યોનું એક મધુર પાત્ર તેમને બનાવ્યા અને જિંદગીભર શોભના સાચવી રાખી શકે તેવી સુખસમૃદ્ધિ તેમણે તેમને આપી.

બાકી, નવલકથાઓ કે ચિત્રપટોની કથાઓના નાયકોની જેમ '૯૬–'૯૭માં સુરસિંહના ચોવીસે કલાક શોભના માટેની ઝૂરણી, ફનાગીરી, પ્રણયોન્માદ કે હૃદય અને મગજની શૂન્યમય સ્થિતિમાં જ પસાર થાય છે, સુરસિંહ અહર્નિશ આ પ્રણયના જ વિચારચિંતનમાં મગ્ન થઈ પડ્યા રહે છે, એમ કહેવાય તેવું નથી. સુરસિંહ રાજ્યકાર્ય, મિત્રો સાથે વાર્તાલાપ, જ્ઞાનગોષ્ઠિ અને પત્રવ્યવહાર, કાવ્યવાચન અને લેખન, તત્ત્વજ્ઞાનનો અભ્યાસ, સંસ્કૃતનું શિક્ષણ, રમતગમત, વગેરેમાં પોતાનો ઘણો સમય રોકે છે. તેમના દિલમાં ઊંડે પ્રણયસિદ્ધિનો અભિલાષ છે. કંઈક નિશ્ચય, કંઈક વૃત્તિ–વાસના મનમાં ઘોળાતા રહે છે. શોભનાના વિયોગથી ચિત્ત વ્યાકુળ બને છે એ ખરું, પણ જીવનની અન્ય પ્રવૃત્તિઓ તો ક્રમ મુજબ એટલા જ ઉત્સાહથી ચાલે છે. એ વિના આ વર્ષોમાં આટલી બધી વિપુલ સંખ્યામાં કાવ્યો અને પત્રો લખાત ક્યાંથી? મનનપ્રેરક વિચારો અને અભ્યાસ તે આપત ક્યાંથી? કાવ્યસર્જન વિશેની તેમ જ "હમીરજી" જેવા મહાકાવ્યની યોજના અને રચનાનો અમલ થાત ક્યાંથી?

## (૧૬) ઊર્મિકાવ્યો અને પ્રણયજીવન : આત્મલક્ષિતા

'બિલ્વમંગળ' આદિ સુપ્રસિદ્ધ ત્રણ ખંડકાવ્યો ઉપરાંત અનેક ઊર્મિકાવ્યો સુરસિંહજીએ '૯૫ના વર્ષમાં લખ્યાં છે, જેમાં એક મિસિસ બ્રાઉનિંગના કાવ્યનું ભાષાંતર છે. ગઝલો, હરિગીત અને વૃત્તમેળ રચનામાં લખાયેલાં આ કાવ્યો સુરસિંહની કલાની કોઈ નવીન દિશા સૂચવતાં નથી. તેમ છતાં તેમના પ્રણયજીવનની દૃષ્ટિએ મહત્ત્વનાં છે. 'વિરહ સ્મરણ' તા. ૧૪–૭–'૯૫ના રોજ લખાયું છે અને કાશ્મીરમાંની વિરહવ્યાકુળ સ્થિતિના ચિત્રનું સ્મરણ એનો વિષય છે. પ્રકરણ બીજામાં રજૂ કરેલ રમા ઉપરના અપ્રકટ–પ્રકટ પત્રોમાં સુરસિંહના હૈયાની જે સ્થિતિ છે તેનું પદ્યચિત્ર એ કાવ્યમાં છે. એની વિશેષતા એ છે કે '૯૧–'૯૨માં લખાયેલાં સુરસિંહનાં આ જ વિષયને લગતાં કાવ્યો 'કાશ્મીરનું સ્વપ્ન' અને '[illegible]ગમાં વિયોગ' કરતાં આ અને કલાદૃષ્ટિએ આ કાવ્ય અને 'પાન્થ પંખીડાં' વધુ ચઢિયાતાં છે, જે આ સાડાત્રણ વર્ષમાં સુરસિંહની કવિતાકલાએ કેવો વિકાસ

સાધ્યો તે બતાવે છે. બીજુ કાવ્ય "વિષપાન" આનંદરાય, સરદારસિંહ વગેરે મિત્રોએ જે રીસ અને રોષ સુરસિંહ ઉપર કાઢ્યા છે તેના સ્નેહી અને વિનમ્ર સુરસિંહે દીધેલા લાગણીનીતરતા જવાબરૂપ છે. ત્રીજુ કાવ્ય "પ્રિયતમાની એ ધાણી", "મૃત કુસુમ" નામે લખાઈને જટિલને વાચવા અને યોગ્ય લાગે તો તેમા ફેરફાર કરવા મોકલાયુ હતુ. (જુઓ : જટિલને પત્ર, તા. ૧૮–૮–'૯૫, "૧૪૪ પત્રો") અને તા. ૨૫–૮–'૯૫ના પત્રમા તેમને લખ્યુ હતુ :

> "મૃત કુસુમ" એ "મૃત બાલક" નથી પણ મૃત કુસુમ જ છે. ૧૦ વર્ષ સુધી સાથે રહી શક્યુ તે બની શકે તેવી વાત છે કેમ કે તે પ્રિયાની પહેલા પ્રેમની પહેલી ભેટ છે. તે એક પેટીમા સાચવી રખાયેલુ છે. પ્રિયા તો સ્વર્ગવાસી બની અને આ મરેલુ કુસુમ પાખડીઓ પાખડીઓ સાથે ચોટી જ ગઈ છે અને એક આકાર માત્રે જ કુસુમ જેવુ જ રહ્યુ છે "

આ પ્રિયા તે કઈ? ૧૦ વર્ષ પહેલા સુરસિંહને પ્રિયા હોય તો તે સમયે સુરસિંહની વય દસ–અગિયારની હોય એ વખતે સુરસિંહના લગ્ન થયેના નહિ વળી એ પ્રિયા હવે તો અવસાન પામી છે, તો દસ અગિયારની ઉમરે સુર-સિંહજીની આ પ્રિયા કોણ? ન જાને અને જો તે ખરેખર કાલ્પનિક નહિ પણ વાસ્તવિક પ્રિયા હોય તો સુરસિંહજીની આ ચાથી પ્રિયા ગણાય સુરસિંહે જટિલ પરના પત્રમા વર્ણવી છે તે હકીકતનો નિર્દેશ કાવ્યમા પણ છે અરો :

> "ગઈ તે વ્હાલી ને વરસ દશ ગાળ્યા તુજ પરે!
> વિલાયુ તુ હાવા! રહુ હુ અવલમ્બુ તુ ઉપરે!"
>
> ("કેકારવ", પૃ ૫૧)

પણ, આ કાવ્યને મિસિસ બ્રાઉનિંગના કાવ્ય 'A Dead Rose' સાથે સરખાવતા થોડાક ફેરફાર આવે તે અગ્રેજીનો ભાવવાહી અનુવાદ હોવાનો સભવ વધુ છે "મુર્દા આશક", "આધુનિક પ્રેમ", "દગો", "તુ મ્હારી હતી", એ ચારે ગઝલો રમાને વિષય બનાવી લખાઈ છે. સુરસિંહની હૃદયસ્થિતિનુ ચિત્ર તેમા સ્પષ્ટ પડે છે

> "દઈ દિલદારને ધક્કો, કજાના હાથના દના,
> હતી જ્યા વસ્લની પ્યાલિઓ, મળ્યુ ત્યા ઝેરનુ પ્યાલુ"
> "હવા તુજ વસ્લની પલટી, ચમન મ્હારો ગયો ફીકી."
> "નજરથી દૂર હુ થાતા, અગર દોસ્ત ગઈ જાના,
> જગાથી બોલજે શુ તુ "હતી તુ ચાહતી તેને"!"

"અયે સનમ! તું બેરહમ કાં બની ખિતમગાર?"
"દુનિયામાં નથી પ્રીતિ, હતી કંઈ તે ગઈ ઉડી."

આમ; રમાની રીસ, ગેપ, મહેણાં, અવિશ્વાસ, અબોલા, વગેરેથી સુરસિંહનું દિલ તરફડતાં આવા દર્દીલા ઉદ્દગારો તેમની કવિતામાંથી બહાર પડે છે. આ ચારે ગઝલો જુનથી ઑગસ્ટ સુધીમાં લખાઈ છે અને તેમાં રહેલા દર્દથી આવેલા નિર્વેદને પરિણામે જ ડિસેમ્બરમાં ત્યાગરાગી "બિલ્વમંગળ" લખાયું હોય એવા તર્કને ટાચો દરાવે છે.

આ કાવ્યો ઉપરથી સુરસિંહના પ્રણયજીવનમાં હવે વિષમતા દાખલ થતી જાય છે તેની ઠેક ઝાંખી થાય છે. સુરસિંહના મનરંજન માટે શોભનાને રમાએ '૯૩ના અંતમાં તૈયાર તો કરી, પણ '૯૫ના પ્રારંભમાં તેમને સમજાઈ ગયું કે બંનેનો સબંધ પોતે ધાર્યો હતો તે કરતાં વિશેષ રૂપમાં વધી ગયો છે, હાથના કર્યાં હૈયે વાગવાનો સમય નજીક આવ્યો છે. આથી રમાએ પોતાની દાસી શોભનાને '૯૫ના મધ્યમાં સુરસિંહની આંખ આગળથી ખસેડી લેવાનો વિચાર કર્યો અને ખવાસ કોમના કોઈ છોકરા સાથે તેનો વિવાહ કરી દીધો. સુરસિંહ આશાભંગ થયા અને તેમના હૃદયમાં રમા માટે જે ફરિયાદો ને રોષ પ્રકટ્યા તેના આવિષ્કારરૂપે આ કાવ્યો રચાયાં. "સારસી"માં પણ જે પ્રેમમીમાંસા કવિએ કરી છે તે તેમના જીવનમાં બની રહેલ કિસ્સાના પડઘારૂપે જ છે. આ મંથન, ફરિયાદ અને હૃદયનો તરફડાટ '૯૫માં એટલો ઉત્કટ નથી, પણ તેની શરૂઆત તો તેના જૂન માસથી થઈ ગઈ છે, એ વાતની ગવાહી આ કાવ્યો પૂરે છે. એ દૃષ્ટિએ આ કાવ્યો દસ્તાવેજી રૂપનાં છે. સુરસિંહની તીવ્ર લાગણી પણ એટલા ઉત્કટ શબ્દો ને ભાવાવેશ સાથે '૯૫ની ઊર્મિકવિતામાં વ્યક્ત થઈ રહી છે:

"તમે વ્હાલા! વ્હાલા! સમજી મમ ઇચ્છા નવ શક્યાં"
("વિષપાન")

"દશાનો કેવો આ ક્રમ જ સઘળો આમ ઉલટયો?
અરે! તે દિનોનો પલટી જ ગયો રંગ સઘળો!"
("મૃત કુસુમ")

આ રીતે સુરસિંહની કવિતામાં હવે આત્મલક્ષી, અંગત તત્ત્વ પ્રવેશતું જાય છે અને ઊંડી લાગણીના પ્રબળ ધક્કાથી તે બહાર આવે છે, જેનો ધોધમાર પ્રવાહ તો હવે પછી ૧૮૯૬ અને '૯૭માં વહેવાનો છે.

## (૭) "કલાપી"ના કાવ્યકલાપ : ઈ. ૧૮૯૬–'૯૭

તથાપિ, ૧૮૯૫મા, સુરસિંહની કવિતામા રાગ અને ત્યાગ વચ્ચેનું ઘર્ષણ, કુદરતપ્રીતિ અને ઈશ્વરની કૃતિમા શ્રદ્ધાવાદનુ બળ જણાતુ હતુ, જ્યારે '૯૬–૯૭'ની તેમની કવિતામા રુદુદિયાની લાગણીના આલાપે વેગ વધારે પકડ્યો છે. તત્કાલીન મનોદશા અને લાગણીના વારવાર ઉચ્ચારણો કરતી, અતરની વેદનાને જુદા જુદા શબ્દો–રૂપકોમા આલેખતી અને નિષ્ફળતાના પ્રત્યાઘાતને ગળી જવાના મિથ્યાપ્રયત્નોના વલખા દાખવતી આ સમયની સુરસિંહની કવિતા છે. પ્રણયનું ઘમસાણ હૃદયમા ચાલતુ હોવાથી પ્રત્યેક ઉત્સાહપ્રેરક સ્થિતિમાય તેના ઓળા પડ્યા વિના રહેતા નથી અને બીન કે સિતાર બજાવતા, ટેનિસ કે ક્રિકેટ ખેલતા, ઘોડેસવારી કરતા કે પિકનિકોમા આનદ કરતા, મોજ કરતા, એમર્સન કે વર્ડ્ઝવર્થ વાચતા સુરસિંહજીના જિગરમા ઊમટી રહેલી વેદનાના તણખા જરાજરામા ઉપર—ચિત્તની સપાટી ઉપર—આવી જાય છે, અને તેમને વિષાદમગ્ન, દુ.ખી બનાવી મૂકે છે. આથી આ સમયની તેમની સમગ્ર કવિતા :

"વ્હાલાનો વિરહી બની હૃદયને ચીરી રડ્યો ત્યા હતો,
તે અશ્રુઝરણુ જ શોણિત સમુ તે કાવ્યમા છે ભર્યું."
("પાન્થ પખીડુ")

ના જેવી છે.

અલબત્ત, મોટા ભાગના કાવ્યોમા કોઈ ખાસ કલ્પનાનો આશ્રય લીધો નથી, પણ તેમના વાચનમાથી તેમને કેટલીક અભિલાષાઓ થઈ આવી છે, તેમા તેનો ઉપયોગ કરવા તે ધારે છે "પેલી હઝરાયલની અને હૈદરની વાત વળી આજે મનમા આવી છે. હઝરાયલની વાત કરતા હૈદરની વાત વધારે સારી ગોઠવી શકાય તેવી મને લાગે છે. તે વાત જ કવિતાના રૂપમા મૂકવાનો વિચાર થાય છે." (સરદારસિંહને પત્ર, તા. ૧૮–૯–'૯૬)

"The Useful Ideas of Wordsworth" એ કે એવા નામવાળુ પુસ્તક છપાવવાનો તેમને વિચાર છે. વર્ડ્ઝવર્થની કવિતાના પુસ્તકો વાચતા અગત્યના વિચારો, પંક્તિઓ નીચે લાલ લીટીઓ દોરી રાખી છે. તેવા લાલ લીટીઓવાળા "કકડા" હરગોવન કારકુન પાસે તેમણે ઉતરાવી ગખ્યા છે. એમર્સન તેમ જ અન્ય લેખકો માટે પણ તેવો વિચાર તેમને સૂઝ્યો છે. પોતાના એક પૂર્વજ હમીરજી ગોહેલ વિશે મહાકાવ્ય રચવાની આકાક્ષા પણ તેમને આ સમયથી થઈ છે. "હૃદયત્રિપુટી", "જહ ટલિયો", "મહાત્મા મૂળદાસ", "ભરત", "વીણાનો મૃગ", "કન્યા અને કૌન્ચ", વગેરે દીર્ઘ કથાકાવ્યોમા સુરસિંહે પોતાના

જીવનની ઘટનાઓ, વૃત્તિસંઘર્ષો અને લાગણીના આવેશોને તથા કલ્પનાશક્તિને શક્ય તેટલે અંશે લડાવ્યાં છે. એવાં કાવ્યોમાં વર્ડ્ઝવર્થ, ગોલ્ડસ્મિથ, "કાન્ત" આદિ કવિઓની શૈલીનો સફળતાપૂર્વક ઉપયોગ તેમણે કર્યો છે; પોતાની કલ્પના મુજબ કાવ્યોને આકાર આપ્યો છે અને વસ્તુસંકલના, પાત્રદર્શન અને વર્ણનકલાની તેમની શક્તિ દાખવી છે. તથાપિ, એવાં કાવ્યોની સંખ્યા થોડી અને '૯૬–'૯૭ની સુરસિંહની થોડાપૂરે વહેતી કાવ્યસરિતામાં એવાં ઝરણું તો ક્યાંય સંતાઈ જાય એ જોતાં આ સમયનાં તેમનાં સ્વાનુભવલક્ષી ઊર્મિકાવ્યો જ આપણી નજરે વધારે ચઢી જાય એમાં કશું આશ્ચર્ય નથી.

પોતાના પ્રણયત્રિકોણના ઇતિહાસ લેખે "હૃદયત્રિપુટી" ઉપરાંત "નદીને સિંધુનું નિમંત્રણ", "ગુનેહગાર", "હદ" "અતિ મોડું", "ના ચાહે એ" "સીમા", "આધીનતા", "નિઃશ્વાસને", "વ્હાલીનું રુદન", "એક ઘા", "ગોફણી અને પત્થરથી પક્ષી ઉડાડતા છોકરાને", "પશ્ચાત્તાપ" વગેરે ટૂંકાં કાવ્યોને સુરસિંહે ગણાવ્યાં છે. પણ એક યા બીજી રીતે જોઈએ તો આ સમયનું પ્રત્યેક કાવ્ય સુરસિંહના પ્રણય જીવનપ્રસંગ કે હૃદયની કોમળ વૃત્તિને અથડાયેલી કોઈ ઘટનાના આઘાતરૂપ છે. ૩૮૪ પંક્તિઓનું ખંડકાવ્ય "કન્યા અને ક્રૌન્ચ" કવિની સ્નેહરસિકતાના ગુંજારવ સમું છે. યૌવનમાં પ્રેમ–વિકારોની ગરમ હવા કેવી લાગી જાય છે, તારુણ્યની હવા લાગતાં કિશોરોમાં કેવું રૂપાંતર થાય છે તેમ જ પ્રણયના થડકાર, સંવનનભાવ અને પ્રણયપૂર્ણતાની ઇચ્છામાં કેવાં રસોર્મિ ઊછળે છે તે કર્તા અનુભવતા હોવાથી સરસ રીતે બતાવી શક્યા છે. "પુત્રીમરણથી હસતા પિતા" તો સ્પષ્ટ આત્મલક્ષી કાવ્ય છે:

"તને છાતી સાથે દબવી મમ બેઠી પ્રિય હતી,
અને હું બેઠો'તો મુજ કર મહીં પુસ્તક લઈ."

સુરસિંહનું પોતાનું પ્રિય ચિત્ર જ અહીં શબ્દસ્થ બન્યું છે. સુરસિંહ અને નાનાલાલની પ્રિય ભાવનાઓ કેવી સમાન હતી, તેનું દર્શન પણ કાવ્યમાં થાય છે. ઉભયની ઝંખના વિશાળ જનસેવાની અને વ્યક્તિમાંથી ઊર્ધ્વ બની સમષ્ટિના પ્રેમમાં રંગાઈ જવાની છે:

"ભણ્યો તું ચી આજે પ્રણય કરવા આ જગતથી,
ત્યજી સ્વાર્થી અશ્રુ પીગળીશ દયાના રુદનથી,
અહીં ત્યાં સર્વેમાં અનુભવીશ હું પ્રેમમયતા,
વિના સ્વાર્થે ભાગી બનીશ સહુના હું રુદનમાં."

("પુત્રીમરણથી હસતો પિતા")

"દુ:ખ દઈ દાસ કીધો, પ્રભો !
સ્વાર્થ લૂંટી પરમાર્થ પહેરાવ્યો, નાથ !
આંસુ પાઠે આંસુ લ્હોતા શીખવ્યું
એક બાલાનો પિતા મટાડી
અનેક બાલુડાંનો પિતા સ્થાપ્યો."
("ઇન્દુકુમાર", અં. ૧, પ્ર. ૪માં જયદેવના ઉદ્‌ગારો)

સુરસિંહની અસર નાનાલાલ ઉપર પડી હશે ? કે મહાત્માઓના ચિત્ત સર્વત્ર સમાન હશે ?

સુરસિંહે ગણાવેલાં કાવ્યો ઉપરાંત "ત્યાગ", "પકવતા", "હું બાવરો", "એક દિવસ દિવસ", "વીંધાયેલા હૃદયને", "જરી મોડું", "મધ્યમ દશા", "વૈરની ઉમેદ ધરું ?", "સુખમય સ્વપ્ન", "એક ચંડોળને", "એક આગિયાને", "એક કેરફાર", "વિદાય", "બેપરવાઈ", '૯૭ના "હું ત્હારો હતો", "કુસુમ માટે પ્રાર્થના", "એક ચિંતા", "આશા", "પ્રેમ અને ધિક્કાર", "હમારી ગુનેહગારી", "એક પ્રશ્ન", "પાણીનું પ્યાલું", "જાગૃતિનું સ્વપ્ન", "બે કળી", "એકપત્નિપત્નીવ્રત", "ખાક દિલ", "પરવાયો", "ઉલ્ટી જફા", "ઝેરી છુરી", "નિર્વેદ" અને "ચુંબન વિપ્લવ" કાવ્યો પ્રણયસંબંધે સુરસિંહના ચિત્તમાં થયેલા ક્ષોભને લીધે ઉદ્‌ભવ્યાં છે, એટલે એમાં પણ કવિ કોઈ ને કોઈ જીવનઘટના કે પરિસ્થિતિના પ્રત્યાઘાતની લાગણીઓ કે વિચાર વર્ણવે છે.

આમ, '૯૬–'૯૭માં સુરસિંહની કાવ્યસરિતામાં મોટું પૂર આવ્યું છે તે તેમના પ્રણયઅનુભવના વિવિધ સ્પંદનોના જોશને લીધે "કલાપી"નો અધઝાઝેરો ભાગ આવા પ્રણયમંથનની દર્દના આંસુની અને પ્રણયભાવનાની ઝડી વરસાવે છે.

આવાં કાવ્યો તેમની તત્કાલીન મનોદશાને, એમના પ્રણયલક્ષી મનોમંથનને અને એમની પ્રણયદૃષ્ટિને સ્ફુટ કરે છે, એમના પ્રણયજીવનનો આછો ઇતિહાસ ચીંધી બતાવે છે. તેમના પત્ની અને પ્રેયસી—રમા–શોભના—આટેની તેમની વિવિધ લાગણીઓ, વૃત્તિ–વાસનાઓ વ્યક્ત કરે છે, સુરસિંહનું કોમળ, ભાવનામગ્ન, પુસ્તકપ્રિય, ચિંતનશીલ, સૌન્દર્યરસિક, પ્રણયપરાયણ, સરલ, નિખાલસ, મુગ્ધ, અસ્વસ્થ તરુણોના જેવું છતાં ઊંચા આભિજાત્યસંસ્કારવાળું મધુર વ્યક્તિત્વ પ્રગટાવે છે. આવાં કાવ્યામાં કલ્પનાનો ચમત્કાર કે કલાની કારીગરી નથી હોતાં, પણ લાગણીનું પૂર, પ્રિય ભાવનાઓનો વેગ, વિચારોનો ચળકાટ, ભાષાની પ્રાસાદિકતા, છંદોની પ્રવાહિતા, પ્રકૃતિવર્ણનની ચિત્રાત્મકતા, અભિવ્યક્તિની તાલાવેલી અને અનુભૂતિની સચ્ચાઈ તેમાં પૂરતી માત્રામાં છે. કશી જાતની આળપંપાળ

કે સંકોચ વિના, લાગણીઓને—તેમને ઘાટઘૂટ આપવાનો કશી જાતનો કસબ કર્યા વિના—મનમાં જેવી આવે તેવી કહી જવી, એ આ કાવ્યોના સર્જનનું મુખ્ય બળ છે. તેમણે '૯૩ના માર્ચમાં વાજસુરવાળાને જે લખ્યું છે: "કવિતા કરવાનું સાંભરે અને રસનું કાવ્ય હોય ને રસમય હૃદય હોય તો ચોવીશ લીટી પાંચ મિનિટનું કામ છે અને તેવા હૃદયના વેગ વિના હું કવિતા કરતો જ નથી. આ વાત તેમની ૧૮૯૬–'૯૭ની કવિતા પૂર્ણપણે સાચી ઠરાવે છે. '૯૬માં–'૯૭માં કવિની લાગણી ખૂબ ઉશ્કેરેલી છે. એમના હૃદયનો સતત ઝોક એ લાગણી તરફનો રહ્યો છે તેથી હૃદય દર્દ, અશ્રુ અને કારુણ્યના રસથી ભરપૂર રહેવાથી રસનાં કાવ્યો સુરસિંહ દસ–પંદર મિનિટમાં રચી કાઢે છે. નાનાંમોટાં મળીને '૯૬ની સાલમાં ૭૫ જેટલાં અને '૯૭માં લગભગ ૯૦ જેટલાં કાવ્યો તે વિના તેમાંથી રચાયાં હશે?

પરંતુ "કેકારવ"માં પ્રણયકવિતાનું મોટું પૂર આવ્યું છે, તો વિચારલક્ષી ચિંતનકાવ્યો, ખંડકાવ્યો તથા ચિત્તના અન્ય ભાવરસને વહાવનાં કાવ્યોની વીજળીઓ પણ આ વર્ષોમાં કવિએ થોડી નથી ચમકાવી. "પુત્રી મરણથી હસતો પિતા"માં કવિનો શાંત ગંભીર ભાવ અને ઉચ્ચ જીવનદર્શન, "આકાશને" અને "કૃતઘ્નતા"માં ચિત્તવૃત્તિનો બળકટ શૌર્યભાવ, "બાલક કવિ"માં કાવ્યાદર્શ, "વૃદ્ધ ટલિયો"માં પ્રાણી, પંખી અને દુઃખી જનો પ્રત્યેનો અનુકંપાભાવ, "પ્રિયા કવિતાને"મા કાવ્યપ્રીતિ, "વિધવા બહેન બાબાને"માં ત્યાગ અને ક્ષમાની વૃત્તિ તરફનું ખેંચાણ, "વૃદ્ધ માતા" માં માતૃપ્રેમ, "મહાત્મા મૂળદાસ"માં જીવવાત્સલ્ય અને દયાધર્મની વૃત્તિ, "મૃત પુત્રી લાલાંની છબી દષ્ટિથી ખેસવતાં"માં ઈશ્વર શ્રદ્ધા, "ત્યાગ", "ભરત"માં ત્યાગ–વૈરાગ્ય અને પ્રેમ વચ્ચેના ઘર્ષણની પરિસ્થિતિ, "ઋણ"માં જગતક્રમ અને પરમાત્મા વચ્ચેના સંધાનનું દૃષ્ટિબિંદુ, "એક ઇચ્છા"માં અડગતા અને કોમળતા ઉભય તરફનું વલણ, "મનુષ્ય અને કુદરત"માં કુદરત પ્રત્યેનું પક્ષપાતી વલણ, અને '૯૭માં "વીણાનો મૃગ"માં કલાનું રહસ્યદર્શન, "પ્રિયા કવિતાને છેલ્લું આલિંગન"માં કાવ્ય તરફની મમતા, "જન્મદિવસ"માં જીવનચિંતન, "નતન સખા પ્રતિ" અને "એક સવાલ" જેવાં મૈત્રીવિષયક કાવ્યો, "ભવિષ્યના કવિને"માં કવિની કાવ્યભાવના, "બાલક"માં કવિના જીવન વિચારો, "ચુંબનવિપ્લવ"માં કવિનો શુદ્ધ સૌન્દર્યરસ, "ભાવના અને વિશ્વ"માં પ્રેમમીમાંસા, "પહાડી સાધુ"માં કવિને પ્રિય પ્રેમની ફકીરી અને "હમીરજી ગોહેલ"માં મહાકાવ્યને પહોંચવાનો પ્રયત્ન—આ બધાં સહેજે ગણાવી શકાય તેવાં છે.

આ કાવ્યો દર્શાવે છે કે સુરસિંહને જેટલી પ્રણયીની મનોદશા પ્રિય છે એટલી જ કરુણા, દયા, અનુકંપા, ફકીરી, કાવ્યલેખન, ત્યાગ, જીવ વાત્સલ્ય, ઈશ્વેન્ની રચનામાં શ્રદ્ધા, પ્રભુપ્રીતિ, મનની અડગતા, પ્રકૃતિ, જીવજગત અને ઈશ્વરનો પરસ્પર સંબંધ વગેરે બાબતોમાં પણ પ્રીતિ છે. વ્યક્તિપ્રીતિની સાથે સમષ્ટિપ્રીતિ પણ તેમના ચિત્તમાં સંચાલક કે પ્રેરક બળ તરીકે સતત ગુંજન કરતી રહી છે અને તેના ચગખાના સતત ફરવાને લીધે કવિનો આત્મા એ વિરોના ઉચ્ચગ્રાહો તરફ પણ એટલો જ મીટ માંડીને બેઠો છે ટૂંકમાં, કવિમાં યુવાવસ્થાની ચંચળ પ્રેમવૃત્તિ છે તો વિશાળ ચિંતનને પરિણામે અને જન્મસંસ્કારે પાકટ અવસ્થામાં ઉદ્ભવે તેવી વ્યાપક સમષ્ટિ-પ્રીતિ પણ છે અને તેનું પણ ગાન આ વર્ષોની કવિતામાં વિષય બની શકેલ છે. જેઓ સુરસિંહની કવિતાને માત્ર પ્રેમાશ્રુની જ જોવા ટેવાયેલા છે તેઓએ આ પ્રકારની કવિતા તરફ પણ નજર ફેરવવી જોઈએ.

એવી કવિતામાં '૯૬ની "કૃતજ્ઞતા", "બાલક કવિ" અને '૯૭ની "ભુવન વિપ્લવ", "જન્મદિવસ" અને "હમીરજી ગોહેલ" સમગ્ર ગુજરાતી કવિતાના ઇતિ-હાસમાં ખાસ ધ્યાન ખેંચે તેમ છે. આ પાંચે કાવ્યો સુરસિંહની વિકસતી કાવ્ય-કલા અને કાવ્યભાવનાના દૃષ્ટાંતરૂપ છે. 'કૃતજ્ઞતા'માં કોમળ હૃદયના મંવિદૈયાની સહનશીલતાની હદ આવી જતા નીપજેલ રોષ અને કટુતાના ભાવો ઝિલાયા છે. અલબત્ત, એ ભાવો લાંબો સમય ટકતા નથી, પણ સુરસિંહજીના હૈયામાં ઓજસ યુક્ત આવેશ આવી જતા તેમની કલમ કેવું પાણી બતાવે છે તેની પ્રતીતિ આ કાવ્ય કરાવે છે. વાણીમાં બળકટતા અને લાગણીનો આવેશ એમાં ભારોભાર છે પટેલી બે કડીમાં તે દેખાય છે. "ભલે ફૂંકો ફૂંકો"થી આઠ પંક્તિઓ સુધીનો આવેશ 'King Lear' એ નાટકની યાદ અપાવે છે. 'Blow winds and crack your cheeks'—આવેશની ઉગ્રતામાં રાજા લિયર અને સુરસિંહ ઉભય સમાન છે. આવો મનોભાવ માનવીમાં જ્યારે ઊંડી ધિક્કારની લાગણી પ્રવર્તે છે ત્યારે સ્વાભાવિક છે પરંતુ સુરસિંહની વિશેષતા કાવ્યના અંત ભાગમાં જ્યાં એવા ધિક્કારની પછવાડે તે ક્ષમાશીલતા, કરુણાર્દ્રતા પ્રકટ કરે છે તેમાં છે. પ્રારંભના રૌદ્ર સ્વરૂપને સ્વાભાવિક પલટો કવિએ કાવ્યાંતે કોમળતા બતાવીને આપ્યો છે. આમ, સુરસિંહની લાગણીનું ઘનીભૂત થયેલું સ્વરૂપ આ કાવ્યમાં જોવા મળે છે. ચિત્તના ક્ષણિક આવેશને પણ કવિ કેટલી યથાર્થતા અને સુરેખતાથી કાવ્યમાં વણી લે છે!

એવું જ દૃષ્ટિની ઉન્મુખતા બનાવતું બીજું કાવ્ય "બાળક કવિ" છે. તે કવિ લલિતને સંબોધીને લખાયું છે. પણ તેમાંનું દૃષ્ટિતત્ત્વ કવિતા અને કવિના સમગ્ર પ્રદેશને આવરી લે છે. કવિનો ધર્મ, કવિની દૃષ્ટિ, કવિનો સર્જનફલક એમાં સુરસિંહે સામર્થ્યપૂર્વક બતાવ્યાં છે. સુરસિંહની કાવ્યભાવનાના પરિપાકરૂપ એમાં વિચારો છે. અલબત્ત, જગત અને કાવ્યપ્રદેશને જોવાની દૃષ્ટિ એમાં સુરસિંહની જ છે. કવિ નવીનતાનો પૂજક, એની નજર સ્વતંત્ર અને વ્યાપક, રસાત્મા છતાં સંયમી, સૌન્દર્યદ્રષ્ટા અને કુદરતશોખીન, પ્રતિકૂળ વિચારવહેણોમાં અડગ રહીને પ્રજાને સદ્બોધનાર વીર અને સાહસિક તથા

"છે યુદ્ધ તો જગવવું: પણ પ્રેમ રાખી,

લોહી લીધા વગર લોહી દઈ જ દેવું!"નો મંત્ર જીવનમાં જીવનાર મંત્રદ્રષ્ટા અને નવજીવનસ્રષ્ટા—આમ કવિનો કેવો ઊંચો આદર્શ સુરસિંહે બતાવ્યો છે, જે પાછળથી નાનાલાલ, રવીન્દ્રનાથ અને ગાંધીજી જેવા ચિંતકોએ ફરી ફરીને ચીંધ્યો છે. આમ, આ કાવ્યમાં સુરસિંહની પારગામી, વેધક ભવિષ્યને જોનારી દૃષ્ટિનો પરિચય થાય છે.

ત્રીજું કાવ્ય "ચુંબન વિપ્લવ" કવિની સૌન્દર્યરસિકતા, કલ્પનાદીપ્તિ અને સંવેદનમાધુર્યના ઉન્મેષરૂપ છે. એમાં કવિનું પ્રત્યેક પંક્તિએ થતું ભાવનિરૂપણ રસમય અને ચિત્રાત્મક છે. એમાં શબ્દો પણ કેવા સાર્થ અને વ્યંજનાપૂર્ણ છે? ઉદાહરણ તરીકે એની પ્રથમ જ કડી લઈએ:

"ત્યારે હતી અલક સૌ સર તે રમન્તી
ત્હારાં મૃણાલવત બાલક અંગ સાથે,
તું તો હતી ઉર ભણી મુજ આ ચડન્તી,
ને એ લટો સરતી પાદર રોજ જોવા."

'પાદર' શબ્દની વ્યંજના કેવી અર્થગર્ભ છે! ચુંબન દેતાં થતા ભાવોનો કેવો મધુર ઝંકાર ત્રીજી—ચોથી કડીમાંથી ઊઠે છે! કવિની લાગણી, ભાવના છઠ્ઠી—સાતમી કડીમાં કેવા હિલોળા લે છે! અને જ્યારે મીઠા લલાટ ઉપરથી ચુંબન મીઠા કપોલ ઉપરે સરકી પડ્યું ત્યારે જે ઉન્મત્તતા આવી તેનું કેવું ઉન્મત્ત વર્ણન કવિએ કર્યું છે! બારમી કડીમાં કવિની કલ્પનાસમૃદ્ધિ કેવી છોળો ઉડાડે છે!

"એ ક્ષીરસાગર સમી જુઈની બિછાને
હું તો બન્યો અલક ઉપર શેષશાયી,
ઉલ્લાસઊર્મિ પર ઊર્મિ કૂદી રહ્યા, ને
નાચી રહ્યાં કમલ એ સ્મિતનાં રૂપેરી."

ચૌદમી કડીમાં ચુંબનના આસ્વાદ–અનુભવના કેફનું વર્ણન પણ એટલું જ ભવ્ય-મધુર છે. છેલ્લી કડીમાં કવિનું મધુર કોમળ ભાવો તરફ ખેંચાતું વ્યક્તિત્વ જોવાય છે. આમ, સમગ્ર કાવ્ય એક મધુર પુષ્પની ખુશબો જેવું છે. કાવ્યની આવી બાની, ભાષાનો આવો પ્રવાહ, કલ્પનાના આવા રંગો અને ઊર્મિના આવા હિલોળા ગુજરાતનાં ઘણાં થોડાં ઊર્મિકાવ્યોમાં જોવા મળે છે.

"ચુંબન વિપ્લવ" જો પહેલ પાડેલ હીરાના ટુકડા જેવું છે તો ચોથું કાવ્ય "જન્મદિવસ", ચિંતનના રત્નકણ સમાન છે. દુઃખી પ્રણયી, આત્મનિરીક્ષક ફિલસૂફ અને કૌતુકપ્રિય કવિ સુરસિંહનું એ દર્શન કરાવે છે. એમાં પોતાના જીવન પરનું કવિએ સાચું ભાષ્ય આપ્યું છે. અંધારમૃત્યુમાં અટવાતા કવિનું મંથન અને જીવનના હેતુની સાર્થકતા તપાસતી કવિની અંતર્મુખ દષ્ટિ સુરસિંહમાં ચિંતન કેવું ગહન છે અને તેની રજૂઆત કેવી કલાત્મક છે તે બતાવે છે.

"કે હું અનન્ત યુગનો તરનાર યોગી,
જનાર જે હજુ અનન્ત યુગો તરીને,
તે આમ આજ દુઃખ ને દિનને ગણુન્તો,
આંહીં પડયો, અરરા ચેતનહીન છેક !"

કેવાં વેદના, આત્મપૃથક્કરણ, અંતર્મુખતા અને જીવનદૃષ્ટિ આટલી ચાર પંક્તિઓમાં વ્યકત થયાં છે! આ કાવ્ય બતાવે છે કે સુરસિંહમાં હવે ચિંતનની ગહનતા અને વ્યાપકતા આવતાં જાય છે. બાનીના પ્રસાદ ને માધુર્યમાં તો એક "કાન્ત"ને બાજુ પર રાખીએ તો ઓગણીસમી સદીનો બીજો કોઈ ગુજરાતી કવિ સુરસિંહની તોલે આવે એમ નથી. ઊર્મિકાવ્યોમાં સંવેદનયુકત ચિંતનનો આવો પોધ ઓગણીસમી સદીના બીજા કોઈ કવિમાં જડે તેમ નથી. અભિવ્યક્તિનો સરલ પ્રવાહ તેની સ્વાભાવિક ગતિએ જ વહ્યા કરે છે.

### (૮) ઘડાઈ ચૂકેલી કાવ્યકલા :

સંખ્યાદષ્ટિએ આ બે વર્ષોમાં સુરસિંહે જેટલાં કાવ્યો લખ્યાં છે તેટલાં તેમના જીવનદરમિયાનમાં પણ લખાયાં નથી. લગભગ ૧૭૦ જેટલાં નાનામોટાં મળીને તેમણે આ સમયમાં કાવ્યો રચ્યાં છે. તેમાં "હમીરજી ગોહેલ" નામનું દીર્ઘ આખ્યાનકાવ્ય, "હૃદયત્રિપુટી" જેવું ૧૦૭૨ પંક્તિનું દીર્ઘ ખંડકાવ્ય અને "વૃદ્ધ ટેલિયો" "પહાડી સાધુ" "કન્યા અને ક્રૌન્ચ" "ભરત" "વૃદ્ધ માતા"– "મહાત્મા મૂળદાસ" "વ્હાલીને નિમંત્રણ" "પુત્રી મરણથી હસતો પિતા", "એક સ્વપ્ન", "પ્રતાપ", "વીણાનો મગ", "અસ્વસ્થ ગૃહિણી", "જાગૃતિનું સ્વપ્ન"

વગેરે અન્ય ટીકટીક લાંબાં લાંબાં કાવ્યોનો સમાવેશ થાય છે. "કેકારવની", પૃષ્ઠ ૬૩ થી ૪૬૧ સુધીનાં એટલે કે લગભગ ૪૦૦ જેટલાં પાનાં આ બે વર્ષનાં કાવ્યો રોકે છે. આમ, આ હકીકત બતાવે છે કે આ બે વર્ષોમાં સુરસિંહની કલમ કેવી ત્વરાથી વહી છે, તેમાં કેવો વેગ આવ્યો છે અને પળવારમાં લીલાપૂર્વક કર્તાની માનસિક સૃષ્ટિ ઊભી કરી દે છે! એક દિવસમાં બે, ત્રણ, ચાર કાવ્યો ક્યારેક તો સુરસિંહની કલમે રચી નાખ્યાં છે. અને આ બધું રચાય છે રોજના લેખન પાછળ નિયમિત મુકરર કરેલા બેત્રણ કલાકમાં જ. જો તેમના લેખનક્રમમાં નિયમિતતા કે નિશ્ચિતતા ન હોય તો બે વર્ષમાં લગભગ ૧૦,૦૦૦ જેટલી કાવ્યપંક્તિઓ રચાવી શક્ય ખરી? આ બે વર્ષ સુરસિંહની કવિતાશક્તિમાં મોટું પૂર આવ્યું છે. લગભગ બધા સંસ્કૃત વૃત્તો, ગઝલના અનેક છંદપ્રકારો અને "હરિગીત" માત્રામેળ તેમણે આ ગાળામાં બેઠી બતાવી છંદો ઉપર સંપૂર્ણ પ્રભુત્વ પ્રાપ્ત કરી દીધું છે. કદાચ અંતરની લાગણી છંદની ગાડી વિના બહાર નીકળતી જ નહિ હોય! છંદો સહજ લીલાથી તેમના હાથમાં હવે તો રમે છે. કવિની પદ્યભાષા પણ હવે તો નિશ્ચિત રૂપ પામી ચૂકી છે. શબ્દોની તાણ પડતી તો નથી, પણ અનુકૂલ શબ્દોની શય્યામાંથી એક મધુર સંગીત—લય નિષ્પન્ન થતાં જણાય છે. વાની( Diction )નું માધુર્ય, શબ્દોની કોમળતા અને નિરૂપણનો પ્રસાદ તો એવી પરાકાષ્ઠાએ પહોંચ્યો છે કે પંક્તિઓ વાચતાં—સમજતાં જરાસરખો પણ આપણને શ્રમ પડતો નથી અને અર્થઆસ્વાદ સુપક્વ કેરીના રસની જેમ, ચિત્તમાં અનાયાસ લીલાથી થતો રહે છે. "ઝમેલી", "ધગધગી", "છો", "ચુગે", "કાંકિડીઓ", "વાભૂત" જેવા તળપદા શબ્દો પણ સંસ્કૃત શબ્દોની સાથે મધુર લયપૂર્વક ભળી જાય છે.

૧૮૯૪—'૯૫માં કવિનું લક્ષ કાવ્યના આયોજન તથા કાવ્યની આકૃતિને મઠારવા તરફ કંઈક હતું, પણ '૯૬—'૯૭માં તો અનાયાસ, શક્તિથી જે કંઈ કાવ્યાકૃતિઓ રચાઈ તેને તેમ ને તેમ રહેવા દઈને તેમને વહેતી મૂકી જણાય છે. "હૃદયત્રિપુટી", "હમીરજી", "ભરત", "કન્યા અને ક્રૌન્ચ" જેવાં ખંડકાવ્યોમાં પણ કવિએ કાવ્યના દેહસૌષ્ઠવ ઉપર નહિ, તેટલું તેમાં નિરૂપાનારી લાગણી ઉપર ધ્યાન આપ્યું છે. તેમનું લક્ષ હૃદયના મંથનને, અંતરના ક્ષોભને વ્યક્ત કરવા તરફ જ મુખ્યત્વે રહ્યું છે. કાવ્યો રચીને તે વાંચવા માટે ય કવિ ભાગ્યે રોકાય છે અને બીજાં કાવ્યો રચવાનું આરંભે છે, એમ પણ બન્યું છે. (જુઓ—જટિલને પત્રઃ તા. ૨૯—૮—'૯૭) પ્રકૃતિનો જેવો ઉપયોગ "બિલ્વ-મંગળ"મા થયો છે તેવો "હૃદયત્રિપુટી"માં થયો નથી. અધીર, ઉતાવળા,

આવેશપ્રધાન આ કવિને હૃદયમાં ક્ષોભકારક જે કંઈ લાગણીઓ, વિચારો ઉદ્ભવે છે તેને ઉત્કટપણે રજૂ કરી દેવામાં જ મજા આવે છે. આથી લાગણીનું અતિશય પ્રવાહીપણું વક્તવ્યને કેટલીકવાર છાશમાં પાણીની જેમ પાતળું પાડી નાખે છે. કવિનો લાગણી ઉપરનો અસંયમ તેમની પાસે કાવ્યમાં યોગ્ય સ્થાપત્યકામ કરાવી શક્યો નથી.

પણ આટલો એક દોષ કોરે મૂકીએ તો સુરસિંહની સર્જકતામાં કેટલાક નવીન ઉન્મેષો ઉમેરાયા છે. તેમની અભિવ્યક્તિમાં વેગની સાથે સૌન્દર્ય અને રસનું બળ આવ્યું છે.

" નદી વહે છે ગિરિથી રમન્તી
ફુલો તણાં ગીત હજાર ગાતી "

જેવી પંક્તિઓમાં અભિવ્યક્તિ સૌન્દર્યસિદ્ધ છે. "ભરત"માંનું મુનિની જટા અને ચક્ષુનું વર્ણન, " કન્યા અને ક્રૌન્ચ "માં પ્રારંભનું કુદરતચિત્ર, " આકાશને "માં વર્ણનની ભવ્યતા, " કૃતઘ્નતા "માં આવેશનું ઉત્કટતાભર્યું નિરૂપણ, " ઋણ "માં બ્રહ્માંડના અનંત મહેલનું ભવ્ય ચિત્ર, "આગિયા"નું વર્ણન, " મનુષ્ય અને કુદરત "માં કુદરતનું મધુર ચિત્રાત્મક વર્ણન—આમ કવિની વર્ણનકુશલતા 'હવે'માં કેવી ખીલી ઊઠી છે! ભાવ અને રસનું કોમળ નિરૂપણ, અલંકારોનું સૌન્દર્ય, લાગણીનો ધોધ, "જન્મદિવસ" જેવાં કાવ્યોમાં ચિંતનની વેધકતા, "હમીરજી"માં સંવિધાનની કેટલીક શક્તિ—આમ નવીન ઉન્મેષો આ વર્ષોમાં ગોચર થાય છે. આ વર્ષોનાં કાવ્યોમાં સુરસિંહનું આગળ તરી આવતું લક્ષણ ચિંતનની ગહરાઈ છે. ઊર્મિયુક્ત ચિંતનલહરી તેમનાં સઘળાં કાવ્યોમાં જડે છે. તેમનું જીવનદર્શન પણ હવે સ્પષ્ટ બનવા લાગ્યું છે. દયા, વાત્સલ્ય અને સ્નેહની દૃષ્ટિ જ જીવનમાં સર્વોપરી એ તેમનું દર્શન છે. કાવ્યફલકની સાથે તેમનો દર્શનફલક પણ વિસ્તર્યો છે. તેમના ઉપમાઓ વગેરે પણ હવે મહાકાવ્યના ભરની ભવ્યતા અને ઊંચાઈએ પહોંચવા મથે છે. (જુઓ "ઋણ", "આકાશને", "હમીરજી" વગેરે.) ભાવસૌન્દર્ય અને સૌન્દર્યભાવમાં તેમણે સારો વિકાસ બતાવ્યો છે (જુઓ "ચુંબન-વિપ્લવ", "હમીરજી", "હૃદયત્રિપુટી" વગેરે). બદલાતા ભાવોનું આલેખન, ચિત્ત અને ચહેરાની બદલાતી મુદ્રાઓનું નિરૂપણ, પ્રકૃતિનું તેમ જીવમાત્રનું કોમળ કરુણામય દર્શન, પ્રેમની એમની ન્યારી ફિલસૂફી, એ બધું તેમનાં કવિમાનસ, કલ્પના અને દૃષ્ટિનો વિકાસ સૂચવે છે. એમની અનેકપાત્રનિષ્ઠ પ્રેમમીમાંસા ગુજરાતી કવિતામાં નવીન છે. સ્થૂળને ભોગવીને સૂક્ષ્મ તરફ ગતિ કરવાનું વલણ, પ્રેમ સંકુચિત ન હોવો જોઈએ,

સાચો પ્રેમ હૃદયાશ્રુ વિના અસંભવિત, ખરા પ્રેમમાં સહેવાનું જ છે, જગત દુઃખમય છે પણ પ્રભુનું સર્જન છે, બિંદુબિંદુ અન્યોન્ય આકર્ષાઈ આખરે તો એકબીજામાં બ્રહ્માંડ અને બ્રહ્મ સાથે ભળી જાય છે એ અદ્વૈત ભાવ, ભોગવીને ત્યાગી જાણો એ દૃષ્ટિ—આ બધું સુરાસંહની આ વર્ષોની કવિતામાં વણાઈ ગયેલું જીવનચિંતન છે.

આમ, સુરસિંહની કવિતા હવે ઊંચાં શિખરો સર કરતી જાય છે: ઊર્મિ ચિંતન, રસ, અલંકાર, છંદ, પદમાધુર્ય અને સંવિધાનકલામાં પરિણત બનતી ચાલે છે. તેમનું માનસ પહેલેથી જ કવિનું છે, તેમાં કવિને યોગ્ય જીવનદર્શન ભળે છે. અભિવ્યક્તિમાં ઝલકાટ છે, પણ તેમાં સચ્ચાઈ અને અનુભૂતિનું બળ હોવાથી તથા સૌન્દર્યદૃષ્ટિનો રંગ હોવાથી તે હૃદયંગમ બને છે. સુરસિંહની આ વર્ષોની કવિતા ખૂબ લોકપ્રિય બનવા પામી છે તે આ જ કારણે. લોકહૃદય સર કરવાની શક્તિ સુરસિંહની '૯૫ અને તે પછીની કવિતાએ તેમાંની પ્રણયદર્દની આત્મલક્ષી આંતરસામગ્રી તથા હસ્તસિદ્ધ બની ગયેલી સરળ કાવ્યકલાને બળે બતાવી છે.

પ્રકરણ ૬

# હંસગાન : ગાનવિરામ

## (ઈ. સ. ૧૮૯૯–૧૯૦૦)

"સુધાની પ્યાલી આ સહુ તરફ જાણે છલકતી
હવામાં હીરાની ઝગમગ થતી આ રજ ભરી."

* * *

"હવે જોવા ચાલ્યું જિગર મુજ સાક્ષાત હરિને,
તહીં તેની કોઈ પ્રતિકૃતિ કશો શો રસ પૂરે?"

("ઉત્સુક હૃદય" : "કેકારવ", પૃ. ૪૯૭–૪૯૮)

"ફૂટે, ખીલે, ખરી પડે કંઈ પાંખડીઓ,
ક્ષીરાબ્ધિનું કુસુમ એક જ લ્હેર માણે,
ત્યાં ભૃંગ જે ય ચકચૂર સુધા મહીં તે
આ પાંખડી ફૂટી ખરી ન ગણે ન જાણે."

("નવો સેંકો" : "કેકારવ", પૃ. ૫૦૮)

### (૧) લગ્નનો ઇતિહાસ :

શોભનાના અન્યત્ર લગ્ન થઈ જવાથી ભગ્નહૃદયે સુરસિંહ મહાબળેશ્વરથી '૯૭ના જુનમાં લાઠી પાછા ફરે છે ખાસ ફરમાશથી તૈયાર કરાવેલી શોભનાની મોટા કદની ઑઇલ પેઇન્ટ છબી[1] સામે આંસુભર્યા હૈયે અનિમેષ નયને નિહાળી રહે છે અને એમ વ્યથામાં દિવસો વ્યતીત કરે છે. જ્ઞાનબુદ્ધિ અને મિત્રો તેમને શોભનાની મનોમૂર્તિથી સંતોષ લેવાને સૂચવે છે, પણ સુરસિંહ હજી

૧. આ છબી વાજસુરવાળાએ સોરાષ્ટ્રના ચિત્રકાર વઢવાણવાળા નાનાલાલ જની પાસે તૈયાર કરાવી ઠાકોર સાહેબને મોકલાવેલી. જુઓ "વાજસુરવાળાનાં સંસ્મરણો".

એટલી ઉન્નત પ્રેમદશાએ પોતાનું હૃદય પહોંચ્યું નથી એમ તેમની સમક્ષ જાહેર કરે છે.

"સ્થૂળ શારીરિક સંબંધ—ભોગવિલાસ એ તો સૂક્ષ્મની કાંઈ ખામીને લીધે જ છે...પણ સ્થૂળથી પેદા થયેલા, સ્થૂળમાં વસતા માનવીને સૂક્ષ્મ માત્રથી, ઘણું કરીને, એકદમ સંતોષ થતો નથી મ્હને તો હજુ થતો નથી. જેને એવો નિર્મલ સંતોષ મળે તે ખરેખર બહુ જ ભાગ્યશાળી છે. પણ,-સંતોષ ન થાય, હૃદય હિજરાયા કરતું હોય તો સ્થૂળનો અનુભવ પણ મેળવી લેવામાં —જો તે વિચારપૂર્વક થાય તો—પાપ તો નથી જ."[૨]

સુરસિંહના વિચાર અને ચિત્તસ્થિતિ આ પ્રકારની હોવાથી પછીના ૭ માસ સુધી તેમને આ દિલદર્દ વધતું જાય છે. શોભના રૂઈની પત્ની બની હતી એથી "અક્કલ કહે છે છોડવા," પણ "હૈયું કહે એ ના બને"—એ મથન તો ચાલુ જ હતું અને શોભના પર પત્ની તરીકે હક ન થઈ શકે ત્યાં સુધી શરીરસંબંધ તેમના જેવા સંસ્કારી આત્માને માટે અશક્ય હતો. શોભનાને મળી એનું મન જાણી લેવું શક્ય નથી રહ્યું. એના લગ્નજીવનમાં એ સુખી નથી એવી વાતો તેમને કાને અથડાય છે અને તેની આ સ્થિતિ માટે પોતે જ જવાબદાર છે, એવું તેમને લાગ્યા કરે છે.

શોભના સુરસિંહને ચાહતી થઈ તે સ્ત્રીપુરુષના પ્રેમમાં સમજણી થઈ ત્યારથી. રમાની યોજનાથી તેને એક અભણ ખવાસ છોકરા જોડે પરણાવી દેવામાં આવી. સુરસિંહને મોં નહિ બતાવવાની કડક આજ્ઞા રમા તરફથી થઈ. શોભના બિચારી દુઃખી બની ગઈ. એનો પતિ અબુધ અને અજ્ઞાની. ઠાકોર સાથેના એના સંબંધની વાતો સાંભળીને એ ઉશ્કેરાયો અને શોભના પ્રત્યે સખત બન્યો. શોભનાના બાપે નવી સ્ત્રી કરેલી. તેનાં સગાંવહાલાંમાં તેના ઉપર ખરું હેત રાખે કે તેની કષ્ઠ-સ્થિતિ પર દયા બતાવે તેવું કોઈ નહિ. વર અને બાપ બંને તેને દુશ્મન દેખાવા લાગ્યા. આથી કોઈના હેત વિનાની નિર્જન વનવગડે એકલી ઝૂરતી વિલાતી વેલ જેવી શોભના દુઃખ અને દર્દમાં હીજરાતી ચાલી. તેને ખાવું પીવું ભાવતું નહિ. કામમાં તેનું દિલ ઠરતું નહિ. અબુધ અને બેચેન બની સાસરે તે નિરાધારીમાં દિવસ કાઢતી. તેનાં કાંત સ્મિત અને સંગીત હણાઈ ગયાં. શોભનાની આવી યાતના જાણી સુરસિંહનું હૈયું વધારે હીજરાવા લાગે છે.

---

૨. "કાન્તસુરવાળા"ને પત્ર: તા. ૨૬-૧૨-'૯૭: "પત્રધારા", પૃ. ૧૬૧.

ફરી એક વાર રમા સાથે વાટાઘાટો શરૂ થાય છે. એ બાબતમાં મણિલાલની સલાહ રમા અને સુરસિંહ બંનેને મળે છે. માત્ર એક વાર શોભનાને મળવા દેવા માટે સુરસિંહ રમાને વીનવે છે. રમા એનો ઇન્કાર કરે છે અને સુરસિંહનું હૈયું બમણા વેગથી ઝૂરે છે. ચિત્તશાંતિ અર્થે તે "ગીતા"નો નિત્ય પાઠ કરે છે પ્રણવને દૃષ્ટિ આગળ રાખી ધ્યાન કરે છે, તોપણ "હૃદયના તનમનાટમાં કાંઈ જ ફેરફાર નથી" થતો. તા. ૨૦-૨-'૯૮ પછીના એક પત્રમાં તે મણિલાલને લખે છે: "એ પુષ્પ કરમાઈ જશે એ વિચારથી મને દુઃખ થાય છે પણ એવા કરમાઈ જાય એવાને ય ચાહતાં, મને કશી શરમ જેવી લાગણી કદી આવી શકતી નથી. એ ન ચાહવા જેવું છે એમ દૃઢ શાન્ત વિચારથી માનવા જતાં એ માની શકાતું નથી અને એ મનાય તો હું જિંદગીથી જ બાતલ થઈ જાઉં એમ મને લાગે છે. આત્માને સ્થૂલથી જુદો હું પાડી શકતો નથી...મારા હૃદયમાં સ્થૂલ ઇચ્છાઓ બહુ છે એ તો નક્કી, પણ એ સ્થૂલ ઇચ્છાઓ પણ પાળી રાખવા જેવી છે એ પણ નક્કી એમ મને લાગ્યા વિના રહેતું નથી."[3] સુરસિંહ અનાજ છોડી માત્ર દૂધ-ફળ ઉપર રહેવાનો હવે નિર્ધાર કરે છે.

આ પ્રકરણને વિઘ્નસંતોષીઓ એજન્સી તરફ પહોંચાડે છે. જૂન માસના અરસામાં ગોહિલવાડના પોલિટિકલ એજન્ટ લાઠી સ્ટેશનથી પસાર થાય છે ત્યારે ઠાકોરસાહેબને સ્ટેશને આ સંબંધમાં ખુલાસો કરવા બોલાવે છે. આ મુલાકાતના પરિણામ ઉપર સુરસિંહના ભાવિ જીવનનો પણ આધાર છે. એને પરિણામે કદાચ ગાદીત્યાગ કરવો પડે તો ઠાકોર તેમ પણ કરવા મનથી તૈયાર છે. નિયત સમયે સ્ટેશન પર મુલાકાત યોજાય છે. એજન્ટ પૂછે છે: "Well Thakore Saheb, what is this affair about a girl in your household of which I have heard reports ?'

ઠાકોર સાહેબ જવાબ આપે છે: 'Yes, I love her.' સાહેબ પૂછે છે: 'Well then why don't you marry her ? ઠાકોર ઉત્તર વાળે છે: 'I am going to.' સાહેબ સૂચના કરે છે: 'Then do it soon'. આ મુલાકાત પછી સુરસિંહજીને માથે તોળાતો એક મોટો ભય ટળી જાય છે એટલું જ નહિ, પણ માર્ગ સરળ બને છે એટલે હવે કામ પાર પાડવું એ જ નક્કી કરવાનું રહે છે. આ મુલાકાત પછી દૂધ અને ફળનો આહાર છોડીને ખોરાક લેવાનું સુરસિંહ શરૂ કરે છે.

3. "પત્રધારા", પૃ. ૫૧.

૧૮૯૮ ના જુલાઈમાં મણિલાલને લાઠી બોલાવાય છે. બાવાભાઈ, વાજસુરવાળા અને રૂપશંકર ઓઝાને પણ તાબડતોબ બોલાવવામાં આવે છે. એ સર્વે એક સવારે બેસી મંત્રણા શરૂ કરે છે. એ મંત્રણા તીવ્ર અને કટોકટીભરી છે. સુરસિંહ હવે વધુ વખત શોભના વિનાની જિંદગીમાં તરફડિયાં મારવા તૈયાર નથી. એમને રાહ જોવાનો, ધીરજ રાખવાનો બોધ સૌએ કરી જોયો, પણ એ હવે ઉપયોગી થતો નથી. સુરસિંહનો જવાબ એક જ છે: "શોભનાની મરજી વિરુદ્ધ મારે આ પગલું ભરવું નથી. એની સંમતિ સાથે જ હું એનો સ્વીકાર કરીશ. એની સંમતિ મળે અને આપ સૌ મિત્રો મને એ વાત મૂકી દેવાની સલાહ આપશો તોપણ હું એ સ્વીકારીશ. પણ પછી તમે મને લાઠીમાં નહિ જુઓ."

સલાહસમિતિ માટે ઠાકોર સાહેબનો આ નિર્ણય બહુ કપરો હતો. તેમના આ જવાબમાં ખોટી ધમકી નહોતી. ૧૮૯૫માં ગાદીએ આવ્યા તે પહેલાંનો રાજપદ તરફ તેમને અણગમો હતો. મણિલાલની વારંવારની શિખામણથી અને શોભના પ્રત્યેના આકર્ષણથી જ એ રાજપદ સ્વીકારવા કબૂલ થયેલા. એટલે ગાદી છોડવી એમને મન રમત વાત હતી. એમને મન શોભનાનો સ્વીકાર કે ગાદીત્યાગ, એ બે જ વાત આ સમયે હતી. એટલે સમિતિ જો એવો ચુકાદો આપે કે શોભનાને ભૂલી સુરસિંહે રાજ્ય ચલાવવું તોપણ એનું પરિણામ તો શૂન્યમાં આવે એ ચોક્કસ હતું. (પછી તો તત્કાલીન અને તે બાદની સ્થિતિમાં ફેર પણ શો પડવાનો?) એટલે સમિતિ તરફથી બાલુભાઈ (રૂપશંકર) રમાબા પાસે ગયા. "ઠાકોર સાહેબને ગુમાવી દેવાની તૈયારી છે?" બાલુભાઈના એ પ્રશ્નના ઉત્તરમાં, "મોંઘીની મરજી હોય તો મારે હરકત નથી." એવો રમાનો જવાબ રૂપશંકર મારફત સમિતિને મળ્યો. શોભનાની મરજી તત્કાળ જાણી લેવાનો ઠરાવ થયો. એ માટે બે દિવસની રાહ જોવી, એમ નક્કી થયું. પણ હવે તો બે દિવસની રાહ જોવા જેટલી ધીરજ રાખવાની પણ ઠાકોર સાહેબની તૈયારી નથી.

તેનું કારણ એ છે કે ઉપર વર્ણવી તેવી સ્થિતિમાં શોભનાએ ઠાકોરને છેલ્લા સલામની એક ચિઠ્ઠી લખી હતી અને ઠાકોર સાહેબે એ ચિઠ્ઠી મળતાં જ રમા ન જાણવા પામે એટલી સંભાળ રાખીને શોભનાને જોઈ હતી. શોભનાને અત્યંત દયામણી સ્થિતિમાં જોઈને તેમનું માથું હવે તો ફરી ગયું છે. એ હૈયાદૂબળો, અનિશ્ચયી માણસ પોતાની પ્રિય શોભનાને બિસ્માર હાલતમાં જોતાં જ વજ્રમય અને નિશ્ચયપૂર્ણ બની જાય છે. "હૃદયત્રિપુટી" અને "હમીરજી" નું

મહાકાવ્ય લલકારવામાં, વિરહદર્દને રોવામાં-ગાવામાં હું રહ્યો અને આ મારી હૃદયપ્રિયા—મારા જીવનનાટકની મુખ્ય નાયિકા—મારી બેદરકારીથી આમ બેહાલ બનીને પડી છે? ક્યાં "હૃદયત્રિપુટી"ની મારી આંતમ કલ્પના અને ક્યાં આ વાસ્તવ જીવનની મારી શોભના?"

શોભનાની મરજી જાણવા માટે તેને સ્વતંત્ર વાતાવરણમાં મૂકવી જોઈએ. ત્રાસની કે ભયની, રમાની હાજરીની શરમની કે કોઈની ચઢવણીની પરિસ્થતિમાંથી મુક્ત કરવા તેને ફૂલવાડીએ[૪] લાવવા માટે કોઈ નક્કર યોજના કરવી જોઈએ, એ હેતુથી મોંઘીના વર ગાંભાને અને તેના બનેવી રામજીને લાડીથી દૂર કરવા હવે સુરસિંહજી પગલાં લે છે. રામજીને દૂર કરવાનું કારણ મોંઘીની નાની બહેનનો એ વર મોંઘીનાં સર્વ સગાંમાં આ લગ્ન થાય તેનો સૌથી ઉગ્ર વિરોધી, સ્વભાવે ઝનૂની અને અવિચારી તથા તોફાન કરાવવામાં પાવરધો હતો તે છે. (જોકે સુરસિંહના કાકા જશવંતસિંહએ એની ઉપાધિની બાબતમાં સુરસિંહને નિશ્ચિંત રહેવા કહ્યું છે.)

આથી, ૧૮૯૮ ના જુલાઈની નવમી તારીખે સૌ મંત્રણાકારો નિર્ણય કરી લાડીથી વિદાય થાય છે કે તરત બીજે દિવસે ગાંભો અને રામજી ઠાકોરની યુક્તિથી તેમનો નીચેનો પત્ર લઈ હડાળે દરબાર પાસે આવે છે:—

લાડી, તા. ૧૦–૭–'૯૮

"વહાલા ભાઈ!

આપ પાસે ગાંભા ને રામજીને બટલરીનું કામ શીખવા મોકલેલા છે. તેઓને બની શકે તો સાતેક દિવસમાં એ કામ શીખવી પાછા મોકલશો. હું ધારું છું, તેથી વિશેષ વખતની તેઓની ત્યાં જરૂર રહેશે નહિ.

અત્ર કુશળ. તત્રાસ્તુ.

સ્નેહાધીન
સુરસિંહ."

એ સમયમાં હડાળે વાજસુરવાળાને રસોડે બ્રાહ્મણ નહિ, પણ બટલર રાંધતો અને આ બહાના હેઠળ આ બે કાંટાને લાડીથી દૂર કરે તો જ શોભનાને ફૂલવાડીએ લાવવાનું સુરસિંહનું કામ સરળ બને તેમ હતું.

ગાંભો–રામજી હડાળે પહોંચ્યા તેને બીજે દિવસે એટલે ૧૧ મી જુલાઈએ મરણતોલ મોંઘીને ઠાકોર સાહેબ ફૂલવાડીએ લઈ જવાનો નિર્ધાર કરે છે. એ

૪. ઠાકોર સાહેબનો લેખન-વાચન-વિલાસ માટેનો બંગલો.

દિવસે શોભનાને જરા તાવ છે. આ સમયમાં ઠાકોર રમાબા સાથે મુસાફરી બંગલામાં રહે છે એટલે શોભનાને પણ ત્યાં જ રાખવાનું ઠરાવે છે. સુરસિંહ શોભનાની સ્વતંત્ર ઇચ્છા જાણી શકે તે માટે ગમગવડ ખાતર એ દિવસે રમાબાને એમનાં સૌ માણસો સાથે દરબારગઢમાં રવાના કરી દીધાં છે. શોભના એકલાં ફક્ત નીચું મોં રાખી બેઠાં છે. સુરસિંહ તેને પૂછે છે: "કેમ શું મરજી છે? આવવું છે?" જવાબમાં શોભના સંમતિદર્શક સ્મિત કરે છે. "ચાલો ત્યારે, ગાડી તૈયાર છે." ઠાકોર સિગરામમાં શોભનાને હાથ પકડી બેસાડે છે. પાછળની લેન્ડો ઘોડાગાડીમાં પોતે બેસે છે. સિગરામની બે બાજુએ હાસમ અને કાસમ, બે સિન્ધી જમાદારો, પગપાળા ગાડીને પકડીને ચાલે છે. લેન્ડોની એક બાજુએ ઘોડા ઉપર કાકા જસવંતસિંહજી, બીજી બાજુએ તાજ મહંમદ ફોજદાર અને છેક છેલ્લે છે ટુકડીના ઉપરી વલી મહંમદ. આમ, શોભના સાથે ઠાકોર ફૂલવાડીના બગલે આવી પહોંચે છે. શોભનાની દવા, માવજત અને તેના વિશિષ્ટ ખાનપાનનો બંદોબસ્ત કરે છે. દરબારગઢમાં રમાબાને પોતાનો નિશ્ચય જાહેર કરે છે: "આ જે મ્હારી કે મૃત્યુની છે, ત્રીજા કોઈની નથી, તેને બનશે તો જીવાડીને હું મારી કરીશ. પરંતુ આમ કરીશ તેથી ન સમજવું કે તમારા ઉપરના પ્રેમમાં રજ પણ ફેર પડશે." રમા આવી તેલીશાઈ વાત સ્વીકારવાને કે આવો અપતગે થાય તે પ્રત્યે ચલાવી લેવાને તૈયાર તો હોય જ કેમ? છતાં અણગમતે એ વાતને સંમતિ આપ્યા પછી સુરસિંહથી રિસાઈને મુસાફરી બંગલો છોડી હંમેશ માટે દરબારગઢમાં જઈ રહેવા લાગે છે. સુરસિંહ જમવા ત્યાં જાય છે, પણ રહેવાનું તો મુસાફરી બંગલે જ રાખે છે. આ બીનાથી શોભનાનો બાપ લાઠીથી ભાગી જાય છે, એનો વર હડાળેથી સીધો રાજકોટ ચાલી નીકળે છે અને ત્યાંથી કચ્છ જતો રહે છે. એનો બનેવી રાજકોટ જઈ ત્યાંથી લાઠી પાછો ફરે છે. રમાબાના પક્ષના કેટલાક આખુસોએ રમાબાની વહારે ધાવાના હેતુથી અને એ રીતે તેમના કૃપાપાત્ર બની શોભનાનું કાટલું કરવાના ઉદ્દેશે લાઠીઠાકોર વિરુદ્ધ શોભનાના બાપ પાસે એજન્સીમાં ફરિયાદ દાખલ કરાવી છે. એ ફરિયાદનો મુસદ્દો રમાબાના વિશ્વાસુ અને શોભના-પ્રકરણમાં રાજીનામું આપી ખટપટ માટે ઠીક પડે તે સારુ લાઠી છોડી રાજકોટ જઈ રહેનાર જૂના કામદાર જયશંકરે ઘડી આપ્યો છે. આવો બનાવ લાઠી જેવા નાના રાજ્યના રાજવીને માટે ભારે ચિંતાજનક નીવડે છે. જો રમાબાનો આ માનીતો કામદાર જ કામદાર તરીકે આ અરસામાં ચાલુ રહ્યો હોત તો સુરસિંહને ફરી એક વાર કદાચ શોભનાનો વિયોગ સહેવો પડત, પરંતુ નવા કામદાર તાત્યા-

સાહેબ (ગિરધરદાસ મંગળદાસ દેસાઈ) સુરસિંહને વફાદાર તેમ જ એજન્સીથી પણ પોતાના રાજ્યનું રક્ષણ કરી શકે તેવા સમર્થ છે એટલે શોભનાનાં સગાંવહાલાં અને જૂના કામદારનો ઘા ખાલી જાય છે. ઊલટાનો પ્રેમીઓનો સંબંધ એથી દૃઢતર બને છે.

ફરિયાદને લીધે એજન્સીમાંથી ખરી હકીકત જણાવવા માટે લખાણ આવતાં પ્રશ્નનું ગૌરવ તપાસીને નવા કામદાર પોતે જ પ્રાંતસાહેબ પાસે જાય છે અને રવિવાર તા. ૨૮ ઑગસ્ટ, ઈ. ૧૮૯૮ ના રોજ ૧૧ વાગ્યે તેમને બધી હકીકત સમજાવે છે.

**તાત્યા સાહેબ :** "આ અરજી ખોટી છે."

**પ્રાંત સાહેબ :** "એ છોકરી ક્યાં છે?"

**જવાબ :** "ઠાકોર સાહેબ મુસાફરી બંગલે રહે છે, તેને લગતાં ઓરડા-ઓશરીમાં બીજાં ખવાસ નોકરચાકર સાથે રહે છે."

**સવાલ :** "રોહાવાળાં રાણી (રમા) બંગલો છોડી દરબારગઢમાં કેમ જતાં રહ્યાં?"

**જવાબ :** "ચોમાસાને લીધે બંગલામાં એમને શરદી જેવું લાગવાથી."

**સવાલ :** "ઠાકોર એની (શોભના) જોડે વ્યવહાર રાખી શકે?"

**જવાબ :** "જી, હા. **રોહાવાળાં બાઈએ તો પોતાનું ચલણ જારી રાખવા એવો ઇશારો પણ કરેલો,** પણ ઠાકોર સાહેબ પોતે સંસ્કારી હોવાથી એવું ન કરતા પરણવું પસંદ કરે છે. ઠાકોર સાહેબ એને પરણે એ તો રોહાવાળાંને બિલકુલ નાપસંદ, કેમકે લગ્નથી એની પદવી કાયદેસર બને અને કદાચ પોતાનું ચલણે ય ઘટે. એ છોકરી કુંવારી નથી, પરણાવેલી છે, અને એનો વર છૂટાછેડા કરી આપે તેની ઠાકોર સાહેબ રાહ જુએ છે. વર હાલ લાઠીમાં નથી, કચ્છ ગયો છે. અને આવશે ત્યારે આનાકાની કરશે, તો એ છોકરી પોતે એની ન્યાતને વીનવીને છૂટી થશે. જો કે આવો કશો વિધિ આવશ્યક નથી. ખવાસ-ખવાસણને તેમના અન્નદાતા સામે કશા હક હોતા જ નથી. ઠાકોર સાહેબ પોતે ય પોતાના હુકમથી થયેલું લગ્ન પોતાના હુકમમાત્રથી રદ-બાતલ કરી શકે છે. પણ આ સંસ્કારી ઠાકોર સાહેબને હીણું ગણાય એવું ડગલું ન જ રુચે. વરની ફારગતીની હમણાં તો રાહ જુવે છે."

સવાલ : "છોકરીની ઉંમર ?"
જવાબ : "મોટી છે, સગીર હોય ત્યાં લગી બાપ એના હિત માટે અર્જી કરી શકે. સગીર નથી. અત્યારે અર્જી કરવી હોય તો તે હક્ક એના વરને ખરો. પણ આ અર્જી વરની કરેલી નથી.
સવાલ : "પરણુતા કેમ નથી વારુ ?"
જવાબ : "ધારું છું કે પરણુશે."
સવાલ : "ક્યારે ?"
જવાબ : "રીતસર છૂટાછેડા થઈ જવાની રાહ જુવે છે."[૫]

અને આખરે શોભનાના આશક સુરસિંહની મહોબત લગ્નમાં પરિણમે છે. જ્યાં સુધી પોતે શોભનાને પત્ની તરીકે ન અપનાવે ત્યાં સુધી તેની સાથેના સ્થૂળ દેહોપભોગની ઇચ્છા તીવ્ર હોવા છતાં, તેનો અમલ કરવો એ આત્મા અને સમાજની દૃષ્ટિએ અનિષ્ટ છે એવા સતત નીતિભાન અને હૃદયસંસ્કારને લીધે શોભના સાથે સુરસિંહે દેહસ્પર્શ કે ચુંબન સિવાય કશી અણઘટતી છૂટ લીધી હતી નહિ. પોતાના શેલીશાઈ, કૌતુકપ્રિય અને અત્યંત ભાવનાશીલ માનસથી શોભનાના વિયોગકાળમાં તેની સ્થૂળ અને સૂક્ષ્મ મૂર્તિનું તે જાણે કોઈ દિવ્ય અપ્સરા હોય એમ, બટુભાઈના જગતકિશોરને "લોમહર્ષિણી"માં થતું તેમ, તેઓ દર્શન કરતા. અડધો કલાક ધ્યાનમાં બેસતાં ૐકારની સાથે શોભનાનું મુખ પણ ભળી જતું અને તે મુખ સુરસિંહને ધ્યાનમાં ભંગરૂપ નહિ પણ રસિક અને સુગમ થઈ પડતું. આમ, સુરસિંહે શોભનામાં ક્યારેક તો કોઈ Divine Angel-નું દર્શન કરેલું. એવી વ્યક્તિને સૂક્ષ્મ માનસિક રૂપમાં જ નહિ, પણ સ્થૂળ દેહમાં પણ પોતાના સાન્નિધ્યે રાખવાની ઝંખના તેમને હતી. તેની સાથે શારીરિક તેમ જ આત્મિક ઉભય પ્રકારનો સંબંધ કશા જાતનો પડદો કે બંધન કે ભય રાખ્યા વિના સહજ જીવનક્રમ તરીકે તેમને બાંધવો હતો. એવા સંબંધે રસ, સૌન્દર્ય, પ્રેમ અને જ્ઞાનની ઉચ્ચ ભૂમિમાં એક પછી એક સોપાન ચડતાં જઈ આત્મા અને દેહનું અદ્વૈત સાધવાના સુરસિંહને કોડ હતા.

૧૮૯૮ ના સપ્ટેમ્બરની સાતમી તારીખે સુરસિંહ શોભના સાથે ફૂલવાડીને બંગલે બ્રાહ્મણને બોલાવી વિધિસર લગ્ન કરે છે. ૨૪–૧૧–'૯૮ના રોજ સુરસિંહ શોભના સાથે રાજકોટ જઈ રહે છે અને ત્યાંથી હડાળે, વડિયે જઈ આવે છે.

---

૫. પ્રો. ઠાકોરના "ઊર્મિમૂર્તિ કલાપી" એ વ્યાખ્યાનના આધારે. આના વિશેષ પુરાવા માટે જુઓ કલાપીએ કેપ્ટન એ. એલ્ડફીલ્ડ ઉપર મોકલવા ધારેલો પણ મોકલેલો નહિ તેવો પત્ર. "પત્રધારા", પૃ.૪૫૮–૪૫૯.

લાગતું હતું તેને "સાકી, જે શરાબ મ્હને દીધો દિલદારને દીધો નહીં" અને "ના શેશની ગાલે ચડી, જરી ના લબે સુરખી અડી, ઘેરી બની ના આંખડી, દિલ યારનું જામ્યું નહિ!" એવી ફરિયાદ કરવી પડે છે. "તમારી થોડા માસ પહેલાં હતી તેવી તો નહિ જ પણ કાંઈક તેવી જ સ્થિતિ અત્યારે મ્હારા મનની છે. સ્વભાવને ધક્કા લાગે એવાં માનવિ ઘણાં આસપાસ હોવાને લીધે હ્રદય કાંઈક સુક્કું થઈ જતું હોય એમ લાગે છે."

(કાન્તને પત્ર: તા. ૨૨–૩–'૯૯)

શોભના પરના પત્રો પરથી પણ આ અનુમાન સબળ બને છે.[૬] એનો પહેલો પત્ર કેટલો ઉત્સાહપૂર્વક લખાયો છે! "અંતઃકરણ સંતોષના પ્રબલ મોઝાંમાં ઝુલી રહ્યું છે, અને સર્વના સૂત્રધાર કૃપાલુ પ્રભુના આભારમાં ઘડીએ પડીએ ડૂબી જાય છે. જીવન, જીવન, તું મ્હારા આવા સુખનો રાશી કદ બનીશ એવી આશા ન હતી. દુઃખમાં જીવી દુઃખમાં મરવું હતું તેને બદલે પ્રભુએ સુખમાં જીવાડી, મારવાનું પણ સુખમાં નિર્માણ કરી સર્વ પ્રારબ્ધ ફેરવી નાખ્યું હોય તેમ લાગે છે."

પણ પછીનો બીજો અને ત્રીજો પત્ર કેવા ઠરી ગયા જેવા આવે છે!

"શંકામાં, અવિશ્વાસમાં રહેવું એ તો સ્ત્રીના હૃદયનું કાર્ય લાગે છે, પરંતુ તને જે લાગે છે, તેમાં કાંઈ જુદી જ વાત છે. ત્રણ વર્ષ પહેલાં તું મને જોતી હતી અને તું મને અત્યારે જુવે છે તેમાં કેટલો મ્હોટો ફેરફાર છે? એ ત્રણ વર્ષ મેં મૃત્યુમાં–દર્દમાં–અગ્નિમાં ગાળ્યાં છે.......મ્હારામાં તને જે

૬. "પત્રધારા"માં ઈ. ૧૮૯૭થી ૧૯૦૦ સુધીના પત્રો જણાવામાં છે, પણ શોભના પરના પહેલા જ પત્રનું વસ્તુ જોતાં તે લગ્ન પછીનો હોય એમ સમજાય છે.

સવાલ : "છોકરીની ...તથી કાંઈ પણ કરવા જેવું નથી. આપણે હજી વધારે
જવાબ : "મોટાઈ. પણ તેમ કરવા માટે તારે બહુ મહેનત કરવી પડશે. પ્રથમ ક... પૂર્ણ ખુલ્લું છોડ. ત્યારે જ મ્હારામાં તને રસ મળી શકશે."

"હું દિલગીર છું કે પ્રેમને બોલવાનો મ્હારો કાળ ગયો છે નહિ તો કદાચ તને શંકા કંઈ પણ ન આવે એવું ઘણું લખી શક્યો હોત."

શોભના સાથેના લગ્નજીવન પછી રોલીશાઈ કલ્પનાઓની સિદ્ધિને સ્થાને ત્રણે પત્નીઓની પરસ્પર ફરિયાદો અને શંકાઓ જ સુરસિંહને સાંભળવાની મળે છે. ક્યાં રહેવું, કોની સાથે ક્યારે રહેવું, ક્યાં ખાવું-પીવું વગેરે બાબતોનું જાતબંધન અમલમાં આણવું પડે છે. શોભનાની પ્રાપ્તિ પછી જીવનમાં જે "રોમાન્સ" ભોગવવાની ઝંખના લાગી હતી તેની સિદ્ધિનો સમય બહુ ઝાઝો કાળ ટકતો નથી. શોભનાને પરણ્યા પહેલાં '૯૮ ના માર્ચમાં મણિલાલે મોકલેલા "પાક"નું સેવન તેમણે કર્યું હતું. એ પાક મણિલાલે ભાંગનું સત્ત્વ બનાવી તેમાંથી એક ચાટણરૂપે તૈયાર કરેલો. એ પાક (ચાટણ) કોકેનથી વધારે કામોદ્દીપક, વાજીકરણ અને જુવાન માણસને ભોગ ભોગવવામાં વધુ મદદગાર છે, એવો મણિલાલનો દાવો હતો અને જો તે વધુ વેળા અને વધુ પ્રમાણમાં લેવામાં આવે તો માણસ ગાંડો પણ થઈ જાય, એવી એની ભારે અસર તેમણે જણાવી હતી. એ પાકના વધુ પડતા સેવનને લીધે સુરસિંહને પોતાને પરણ્યા પછી એવો ભ્રમ થાય છે કે પોતાની શારીરિક શક્તિ ઘટી તો ગઈ નથી ને ! ૭

આવા વાસ્તવિક અનુભવોને લઈને સુરસિંહનું મન ૧૮૯૯ ના ઉત્તરાર્ધમાં વળી પાછું ખિન્ન બને છે અને એ ખિન્નતા જ હવે તો મસારી રસ પરથી તેમનું ચિત્ત ખરેખરું બેસવી દે છે. માથેરાનમાં શોભના સાથે સુરસિંહ ઘોડેસવારી કરે છે, પોતાનાં કાવ્યો શોભનાને સમજાવે છે, અને એને પોતાની માનસિક-બૌદ્ધિક કોટિએ ઊંચકી જવાનો મનોરથ પાર પાડવાના પ્રયત્નો પણ

---

૭. પ્રો. ધીરુભાઈ ઠાકર ઉપર તા. ૨-૧-૫૦ના રોજ પ્રો. ઠાકોરે લખેલા પત્રને આધારે. તેમા પ્રો. ઠાકોરે એમ પણ જણાવ્યું છે કે મણિલાલે "કાન્ત", "કલાપી" અને પ્રો. ગજ્જરને આ વ્યસન વળગાડેલું. વિશેષમાં જુઓ "પત્રધારા"માં પૃ. ૨૦૦ મે પાને વાજસુરવાળાને લખાયેલો પત્ર નં. ૯૩ : "હવે ચ _ મધ્યમ વર્ગનો મોકલશો તો ખવાય. જિન્દગીમાં એક વખત એવા પદાર્થનો પણ ઉપયોગ કરાય. તેનો ઉપયોગ પણ હાલ નહિ થાય તો ક્યારે થાય? તેના અનુપાન સાથે મોકલશો." એ પછી ૨૦૧મે પાને પત્ર નં. ૯૪ વાંચો : "પૂર્ણ ચ.. ખાવાની તો ઇચ્છા નથી—અને મ્હારા ધારવા પ્રમાણે એ શિયાળામાં જ ખવાય છે. તો શિયાળામાં અર્ધ ચ ..નો ઉપયોગ કરશું."



રાણી રાજબાનુ નિવાસસ્થાન

કરે છે. પણ આખરે તો પ્રેમની દુઃખમય અતિતૃપ્તિ જ તેમને જીવનમાં જણાવા લાગે છે. હવે તેમને સમજાવા લાગે છે કે વાસ્તવિક સૃષ્ટિની શોભના પોતાની ઊંચાઈએ ઊડી શકે એવાં તત્ત્વોની બનેલી નથી. અને પોતે આવી સામાન્ય, સંસારવ્યવહાર અને રાગદ્વેષથી ખરડાયેલી સૃષ્ટિમાં રહી શકે તેમ નથી. આથી બંને વચ્ચે માનસિક અને સાંસ્કારિક અંતર પડતું જાય છે. શોભનાને સુરસિંહનો પ્રેમ ઠંડો જણાવા લાગે છે, સુરસિંહને શોભનાનો આત્મા સામાન્ય પ્રાકૃતતાથી રંગાયેલો દેખાય છે અને એમ બંનેનો આંતર-જીવનનો સહપ્રવાસ મુશ્કેલ બને છે. આવી સ્થિતિ પરણ્યાના બારેક માસ પછી તરતમાં આવતી જાય છે અને ૧૮૯૯ ના અરસામાં સુરસિંહજી વાજસુર-વાળા પાસે કબૂલ કરે છે: "ભાઈ! મેં ભૂલ કરી."૮

આમ, ત્રણ વરસના તલસાટની એક વર્ષથી ય ઓછા સમયમાં તૃપ્તિ થઈ જતાં હંસગાનનો આલાપ કરનાર અધ્યાત્મમાર્ગનો પ્રવાસી

"હવે જોવા ચાલ્યું જિગર મુજ સાક્ષાત હરિને,
તહીં તેની કોઈ પ્રતિકૃતિ કશો શો રસ પૂરે?"

જેવા ભક્તિના રંગમાં રંગાવા માંડે છે.

માથેરાન જઈ આવ્યા પછી સુરસિંહ ત્રણે રાણીઓને ન્યાય આપવા ત્રણ રાત શોભના સાથે, બે રમા સાથે અને બે આનંદીબા સાથે ગાળવાનું નક્કી કરે છે. પોતાનું રસોડું પણ આથી જુદું થાય છે. રમાની જિવાઈ બંધાય છે. શોભના સુરસિંહનો પોતા પરનો પ્રેમ ઘટી ગયો છે એ ચિંતાએ ઉદાસ રહે છે. સુરસિંહને પણ શોભનાને મળવા જેટલો તરવરાટ, ઉમંગ પરણ્યા પહેલાં રહેતો તેટલો આ પછી રહેતો નથી. એટલે, પ્રભુભક્તિ, લેખન, વાચન, ચિંતન અને મનનના પોતાને પહેલેથી જ પ્રિય વ્યવસાય તરફ તેમનું મન હવે બમણા વેગથી દોડે છે.

## (૩) જ્ઞાનતરસ :

૧૮૯૮થી સુરસિંહ અધ્યાત્મજ્ઞાન અને ધર્મસિદ્ધાંતો ચર્ચતાં પુસ્તકોના અભ્યાસમાં મશગૂલ રહેવા લાગે છે. ગીતાના ૭ અધ્યાયનું શાસ્ત્રીજી પાસે બેસીને બરાબર અધ્યયન કરે છે "પંચીકરણ"નું વાચન પૂરું કરે છે. "Voice of Silence"નું મનન કરે છે. મણિલાલ તેમને 'મેસ્મેરિઝમ" ના પ્રયોગો

૮. સ્વ. વાજસુરવાળાએ શ્રી. કપિલ ઠકકરને ઉતરાવેલાં સંસ્મરણોને આધારે.

શીખવે છે.[૯] માંસાહાર અને મદ્યપાન પણ સુરસિંહ ત્યજી દે છે. એમર્સનનું વાચન કરતાં તે એમર્સનની વિચારધારા પર આફરીન થઈ જાય છે અને તેને ઋષિનું બિરુદ આપે છે. પણ "એમર્સનથી ય કોઈ મહાન હૃદય હાથમાં આવ્યું છે" અને તે છે સ્વીડનબોર્ગ. સ્વીડનબોર્ગનાં કાન્તે મોકલેલાં પુસ્તકો "હસ-સ્નેહ" અને "સ્વર્ગ અને નરક" ના વાચનમાં તે આનંદ લે છે. એ પુસ્તકોને તે ગોપનાથ હવા ખાવા જાય છે ત્યાં પણ લઈ જાય છે અને ત્યાંથી સ્વીડન-બોર્ગના "સ્નેહ વિશ્વ" ઉપર એક વિસ્તૃત પત્ર પણ "કાન્ત" ઉપર લખે છે. "સરસ્વતીચંદ્ર" નો ત્રીજો ભાગ તે બરાબર ધ્યાનથી વાંચે છે. એમની જ્ઞાનપ્રીતિ કેવી ઉત્કટ છે!: "એક લેખકને હું લઉં છું અને પછી તેને બહુ કાળ સુધી હું છોડી શકતો નથી. તેને જે કહેવાનું હોય તે મારી હાલની શકિત પ્રમાણે પૂર્ણ સમજ્યો છું એટલી ખાતરી થયા પછી જ હું તેને રજા આપી શકું છું."[૧૦] અને આવા વાચનરસને લીધે એમર્સન, સ્વીડનબોર્ગ, પ્લેટો, રસ્કિન, કાર્લાઇલ જેવા ચિંતકો અને શેક્સપિયર, ડેન્ટી, ગ્રુથે, મિલ્ટન, કાલિદાસ, ભવભૂતિ, જગન્નાથ, વાલ્મીકિ, વ્યાસ જેવા મહાકવિઓની પ્રસાદીનું પાન કરવા તરફ તેમનું વલણ રહે છે. "બીજાં પુસ્તકો વચ્ચે વચ્ચે વંચાય જરા પણ મારી દૃષ્ટિ હું ઉપલા મહર્ષિ એકાદ પર હમેશાં રાખવા ઇચ્છું છું, અને બીજા બે કવિ—સાદી અને હાફિઝ—પણ તે બહુ કાળ લેશે નહીં. આથી સારા મહાત્મા મને મળે એમ હું હાલ માનતો નથી. આટલું વંચાય તો હું મને ભાગ્યશાળી ગણીશ."[૧૧] વાજસુરવાળા પાસેથી "ઉમ્મર ખય્યામ" મંગાવી વાંચે છે. '૯૯ માં પ્લેટો વાંચવો શરૂ કરે છે અને "બે પુસ્તકો વાંચ્યાં અને ત્રીજું રિપબ્લિકનું" વાંચવા લીધું છે. પ્લેટો સાથે થિયોસોફીનું પણ વાંચવાનું આરંભ્યું છે. તેમાં "Theosophical Manuals" ના કેટલાક ભાગો મુખ્ય છે. સુરસિંહને દરબારશ્રી હરિસિંહજી( લોર્ડ )ના સંસર્ગથી થિયોસોફીના સિદ્ધાંતો અને તેના સાહિત્ય તરફ આકર્ષણ થયું છે. આથી, મેડમ બ્લેવટ્સ્કીના સાહિત્યગ્રંથો "Isis Unveiled", "The Secret Doctrine" અને એની બેસન્ટનું "Building of the Cosmos" મંગાવે છે અને વાંચવાનું શરૂ કરે છે. ત્રણચાર હજાર પાનાંના આ ગ્રંથો વાંચવાનું આ ઉંમરે ભાગ્યે જ કોઈ વિચારે, પણ સુરસિંહની જ્ઞાનતરસ એ હિંમત કરી શકે છે. આ સાથે "ફાઉસ્ટ"નો અભ્યાસ પણ આદર્યો છે. "રામાયણ"ના અંગ્રેજી ભાષાંતરનું વાચન તો સાથે સાથે ચાલે જ છે. ટેનિસનનું "આઇડિલ્સ

૯. જુઓ "પત્રધારા", પૃ. ૧૯, પત્ર ૧૦૫.
૧૦. "કાન્તને પત્ર" – તા. ૨૦–૯–'૯૯, "૧૪૪ પત્રો", પૃ. ૩૫.
૧૧. એજન.

ઑફ ધ કિંગ" પણ પ્રો. ઠાકોરની સૂચનાથી સુરસિંહ વાંચે છે. "એલવિન "નું પુસ્તક પણ વાંચ્યાનું પત્રમાં તે ગણાવે છે.

તા. ૧૦–૧૦–'૯૯થી સુરસિંહ "કાન્ત" અને સ્વીડનબોર્ગની અસર તળે આવી 'Lord's Prayer" (ખ્રિસ્તી પ્રભુપ્રાર્થના) પણ કરે છે. '૯૯ના ડિસેમ્બરમાં તે થિયોસોફીની દીક્ષા લે છે. થિયોસોફીનાં નાનાં નાનાં ગુજરાતી પુસ્તકો પણ તે વાંચી નાખે છે અને "કર્મ"ની પુસ્તિકા વાંચી "જેસલ–તોરલ"નો સંવાદ રચે છે. એ ઉપરાંત લોર્ડ લિટનની "સ્ટ્રેન્જ સ્ટોરી", બાઇબલ, બ્લેકની કવિતા અને સ્વીડનબોર્ગને લગતી નવલકથાઓ તે વાંચે છે. થિયોસોફીને લગતી નવલો વિશે હરિસિંહજીને પુછાવે છે. અને આ બધું શા માટે સુરસિંહ વાંચે છે તેનું તેમને સ્પષ્ટ ભાન છે : "પ્રભુ મ્હારી દૃષ્ટિ વિશેષ સ્પષ્ટ કરે એટલું જ હાલ તો તેની પાસે માગ્યા કરું છું."

## (૪) મિત્રવર્તુળનો સહવાસ :

વાચન ઉપરાંત બહોળા વિદ્વાન મિત્રમંડળથી પણ તેમની જ્ઞાનતરસ વધતી જાય છે અને ચિંતનદ્વારા માનસવિકાસ ઝડપી ગતિએ થાય છે. અલબત્ત, '૧૮૯૮ના ઑક્ટોબરમાં મણિલાલનો દેહાંત થવાથી સુરસિંહ એક માર્ગદર્શક, મિત્ર અને મુરબ્બી ગુમાવે છે. તેનું તેમને અત્યંત દુ:ખ થાય છે. મણિલાલના જવાથી તેમની જગ્યા લઈ શકે તેવા સમર્થ ગોવર્ધનરામને સુરસિંહ ગુરુ, મિત્ર અને માર્ગદર્શક તરીકે સ્થાપે છે. રાજ્યકારભારની બાબતમાં, સાહિત્ય સંબંધમાં અને કૌટુંબિક સમસ્યાઓ તથા અંતરના ફૂટ પ્રશ્નોમાં કલાપી ગોવર્ધનરામ સાથે મુલાકાતો અને પત્રવ્યવહારદ્વારા નિરાકરણ—સાંત્વન શોધે છે. ગોવર્ધનરામ બે વખત લાઠી પણ આવી જાય છે. બીજી વખત આવે છે ત્યારે તો બે માસ લગી લાઠીમાં રહે છે પણ ખરા અને કલાપીના માનસને, અભ્યાસને વધુ સૂક્ષ્મ, વિવેકી અને તત્ત્વસ્પર્શી બનાવે છે.

"કાન્ત" સાથે મૈત્રીનો આરંભ ૧૮૯૬માં[૨૨] થયા પછી સુરસિંહનો તેમની સાથેનો સંબંધ ૧૮૯૭માં ઘનિષ્ઠ બનવા પામે છે. ગુજરાતી કવિતાના એક કુશળ શિલ્પી તેમ જ પોતાના જેવા જ અનુકંપાશીલ, ઊર્મિમય, આંતરમંથનવાળા અને ધર્મ, સત્ય, સૌન્દર્ય અને સ્નેહના શોધક "કાન્ત"ને પોતાના પરમ મિત્ર બનાવે છે. '૯૭માં "કાન્ત" લાઠી પણ જઈ આવે છે. ઉભય મિત્રો વચ્ચે પત્રોમાં કવિતાની સારી તત્ત્વચર્ચા થાય છે. પોતપોતાની કવિતાનાં પ્રેરક બળ, તેનાં ઉદ્‌ગમકારણો અને સ્વરૂપ વિશે પણ એકબીજાને માહિતી

૨૨. "કેકારવ"ના ટિપ્પણમાં આ મૈત્રીનો આરંભ ૧૪-૧-'૯૭ આપ્યો છે.

અપાય છે. ધર્મ, તત્ત્વજ્ઞાન અને જીવનચિંતન સંબંધે પણ ઘણી બૌદ્ધિક છતાં ઊર્મિયુક્ત ચર્ચા ચાલે છે. "કાન્ત" ખ્રિસ્તી ધર્મ, બાઇબલ અને સ્વીડનબોર્ગનો સ્વાદ સુરસિંહને ચખાડે છે. આમેય ૧૮૯૪માં વૃત્તવૈવિધ્ય પરત્વે, ૧૮૯૫માં ખંડકાવ્યો પરત્વે અને ૧૮૯૬માં અંજની ગીતો પરત્વે "કાન્ત"-ની કાવ્યશૈલીની અસર સુરસિંહ ઉપર પડેલી છે. ૧૮૯૭માં પણ બંને કવિઓ એકબીજાને કાવ્યોમાં સંબોધનો કરી પરસ્પર હૃદય ઠાલવે છે. બંનેનો લક્ષ્ય-લોક સાહિત્ય, તત્ત્વજ્ઞાન અને ધર્મ સંબંધે સમાન છે. બંનેનાં રુચિતંત્ર, સંવેદનતંત્ર અને માનસ પણ લગભગ સરખાં છે. સુરસિંહ પોતાનો પ્રણય-ઇતિહાસ "કાન્ત"ને પત્રમાં કહે છે. "કાન્ત" પોતાના જીવનની વિષમતા સુરસિંહને બતાવે છે. બંને એકબીજાની પરિસ્થિતિને અનુકંપા ને સ્નેહથી જુએ છે.

સમાન હૃદય અને રુચિતંત્ર ઉભયના સ્નેહનું પોષક છે ખરું, પણ ઉભયનાં પ્રકૃતિ અને વલણ એકબીજાથી ભિન્ન છે. "કાન્ત" જ્યાં આસ્થા લાગી જાય ત્યાં દલીલના દરવાજા બંધ કરી દે છે, સુરસિંહ જિજ્ઞાસાથી નમ્રભાવે અન્યની વિચારધારા આત્મસાત્ કરે છે, પણ બુદ્ધિનાં દ્વાર ખુલ્લાં રાખી તેના પોતાને ગ્રાહ્ય અંશો જ અપનાવે છે અને અગ્રાહ્ય અંશોમાં વિવેકપૂર્વક શંકા બતાવે છે. "કાન્ત" ઉગ્ર સ્વભાવના છે, સુરસિંહ ક્રોધ શું તે જાણતા જ નથી. "કાન્ત" નૈરાશ્યવાદી છે, સુરસિંહમાં પ્રામાણિક શંકા અને કરુણ પ્રીતિ રહેલી હોવા છતાં તે શ્રદ્ધાળુ અને આશાવાદી છે. "સ્વીડનબોર્ગ"ના ધર્મવિચાર તથા "કાન્ત" પરના ધર્મ–તત્ત્વજ્ઞાનવિષયક ચર્ચા કરતા સુરસિંહના પત્રો એની સ્પષ્ટ પ્રતીતિ કરાવે છે. આમ છતાં "કાન્ત" સુરસિંહના નિકટના અંગત મિત્ર છે. સુરસિંહ તેમને લખે છે: "હજુ સુધી હું આ આખી દુનિયામાં ચાર માનવી પાસે જ મ્હારું હૃદય ખોલી શક્યો છું. એક તો મ્હારી રમા, મણિભાઈ, પેલો ભોળો કવિ જે અત્યારે લાઠીમાં જ છે અને તમે..."[૧૩] આવી આત્મીયતા-ને લીધે "કાન્ત" અને પ્રો. ઠાકોર તા. ૧૫–૧૧–'૯૮થી શરૂ થતું એક સપ્તાહ લાઠીમા સુરસિંહજી સાથે ગાળે છે. શાસ્ત્રી પ્રભુલાલ, જટિલ, રૂપશંકર ઓઝા, કારભારી તાત્યાસાહેબ, ભાવનગરથી બે દિવસ કામ માટે આવેલા લક્ષ્મીપ્રસાદ હરિપ્રસાદ દેસાઈ, "કાન્ત" અને પ્રો. ઠાકોર એ સૌની સાથે સુરસિંહનો આત્મા ઊંચે ને ઊંચે વિહરે છે અને તેમના ઉદાર, નિખાલસ, સરલ, જ્ઞાનતરસ્યા જીવનો સૌને વિશેષ પરિચય આપે છે. ("કાન્તમાળા"ને આધારે),

૧૩ "[illegible]"ને પ [illegible]

તે પછી, ૧૮૯૯માં "કાન્ત" વડોદરાની કલાભવન સંસ્થામાં શિક્ષકોની જગ્યાઓમાં કાપકૂપને પરિણામે રાજ્યની નોકરીમાંથી દૂર થયા તથા તે પછી ભાવનગરના કેળવણીખાતામાં નિમાયા ત્યાં સુધી નોકરી વિનાના હતા, ત્યારે વચ્ચેના ગાળામાં લાઠીમાં જ સુરસિંહના સ્વજન લેખે રહે છે અને "ભાગવત"-ના અભ્યાસ તરફ સુરસિંહને વાળે છે. તેમની સોબતે સુરસિંહનું ધર્મક્ષેત્ર ખૂલે છે અને સંવાદો, પર્યેષક ચર્ચાઓ તથા નાની નાની બોધપ્રદ નવલોનાં અનુકરણો લખવા તરફ તે વળે છે,

ગોવર્ધનરામની જેમ "કાન્ત" અને પ્રો. ઠાકોર પણ સુરસિંહના પુનઃ પુનઃ આગ્રહથી ઈ. ૧૮૯૯ની નાતાલમાં લાઠી જાય છે. "કાન્ત" ભાવનગરથી ત્યાં આવે છે. આશરે અગિયાર દિવસ આ ત્રિપુટી ત્યાં જ્ઞાનાનંદની લહાણ કરે છે. ૧૯૦૦ના ઉનાળામાં મહાબળેશ્વરમાં સોફોક્લીસ તથા પ્લેટોના અગત્યના ભાગોનું પુનરાવર્તન (ઍરિસ્ટૉટલની તે ભાગોની ટીકા સાથે) અને શેક્સપિયરનાં એકબીજાથી અત્યંત ભિન્ન ત્રણેક નાટકોનું પ્રો. ઠાકોર સાથે સુરસિંહને વાચન કરવા ઘણી ઉત્કંઠા છે, પણ તે તો મનની મનમા રહી જાય છે. તોપણ સુરસિંહ તેમની સાથે રૉબર્ટ બ્રાઉનિંગનુ કંઈક વાચન કરે છે. વાચન થોડુંક જ થાય છે, કેમકે એકાદ નવીન પંક્તિ, અલંકાર, શબ્દ કે ભાવ આવતાં જ તે ઉપરથી બંને ચર્ચામાં પડે છે અને વખત પૂરો થાય છે. "કાન્ત"ની જેમ પ્રો. ઠાકોરને પણ સુરસિંહે સ્વજન જ ગણી લીધા છે, તે એટલે સુધી કે પ્રો. ઠાકોર સંકોચમા રહ્યા કરે તે ટાળવા સુરસિંહ એમની મોટી ડાયરીનું બીજું વૉલ્યુમ જોવાને માટે થોડા કલાક તેમને સોંપે છે.[૧૪]

આ ત્રણ વિદ્વાનો ઉપરાંત જટિલ, સંચિત, ત્રિભુવન પ્રેમશંકર, લલિત વગેરે કવિઓ અને વાજસુરવાળા, બાવાવાળા, શિવસિંહજી, પ્રભુલાલ શાસ્ત્રી વગેરેનો પણ સુરસિંહના સાહિત્યદરબારમા ઉમેરો અવારનવાર થતો રહે છે.

### (૫) લેખનવિકાસ :

સુરસિંહના અંતર અને માનસમાં ગંભીર, વિચારપ્રેરક પુસ્તકોના વાચન-મનન અને વિદ્વાન મિત્રોના સંપર્ક–સહવાસથી ઊંડાણ અને દૃઢતા આવતા કેવળ સંસારી પ્રણયભાવની કવિતા ગાવાને બદલે હવે તેમનું મન જ્ઞાનના અને ચિંતનના વિષય ઉપર ગદ્ય–પદ્ય લખાણો આપવા તરફ વળે છે. અત્યાર સુધી કાવ્યો અને પત્રોમાં જ તે પોતાનું હૃદય ઠાલવતા, તેને બદલે સંવાદો,

૧૪. ડાયરી ફૂલસ્કેપ કદની મજબૂત બાંધેલી ઊંચા કાગળ પર સ્વચ્છ અક્ષરે લખેલી હતી, એમ પ્રો. ઠાકોર જણાવે છે.

નવલો આદિમાં પણ તે પોતાની ધર્મદષ્ટિ, જીવનચિંતન અને હૃદયભાવો વ્યક્ત કરે છે. સ્વીડનબોર્ગના ધર્મવિચાર પર પોતાનું મનન ઠાલવતો એક વિસ્તૃત ચિંતનશીલ પત્ર '૯૮ના એપ્રિલમાં તે "કાન્ત" ઉપર લખે છે આ ૯૮ વર્ષમાં "હમીરજી ગોહેલ"નો ચોથો સર્ગ રચાય છે(!) અને નુગ્રસિંહ પોતાની "આત્મકથા" તથા નિત્યનોંધો લખવાનું કામ આગળ ધપાવે છે '૯૯માં ભોગ, ત્યાગ અને વૈરાગ્યની વિશદ ચર્ચા કરતા "ન્હાના ન્હાના ડાયલોગ્ઝ" "કાન્ત"ના સંવાદોથી પ્રેરાઈને તે લખે છે, જે "કલાપી"ના નામથી "સુદર્શન"માં પ્રકટ થાય છે[૧૫] આ વર્ષમાં થોડાંક પણ સરસ ભક્તિગીતો રચાય છે. ૧૯૦૦માં ભક્તિકાવ્યો ઉપરાંત બે નાની અંગ્રેજી નવલોના રૂપાંતરો તે કરે છે અને હજી તેમની યોજનામાં તો ઘણું ઘણું છે ભજનના ઢાળોમાં પ્રભુભક્તિના ગીતો ગાવા છે, તે માટે તે અવારનવાર ભજનિકો, લોકગાયકો, રાવણહથ્થાઓ વગેરેને પોતાની ફૂલવાડીએ નોતરે છે થિયોસોફીના રહસ્યો સમજાવતી નવલકથાઓના રૂપાંતરો આપવા છે "હમીરજી ગોહેલ"નું મહાકાવ્ય પૂરૂં કરવું છે પોતાના લખાણો ફરી એક વાર શાંત ચિત્તે તપાસી જઈ તેમાં કલાદષ્ટિએ સુધારાવધારા કરી તેમને વ્યવસ્થિત રૂપમાં પ્રકટ કરવા છે

આ વર્ષના તેમના લખાણોમાં, કાવ્યો અને સંવાદો ઉપરાંત તેમના પત્રો ખાસ ધ્યાન ખેંચે છે આમેય સુરસિંહને પત્રોમાં પોતાનું હૃદય મૂકવાની ટેવ પડેલી છે, પણ આ વર્ષના પત્રોમાં તેમના સુકુમાર, નિખાલસ હૃદયની સાથે તેમનું ચિંતનશીલ મગજ પણ મુકાયું છે વિવિધ વિષય ઉપર પત્રોમાં વ્યક્ત થયેલ તેમના વિચારો એમના હવે પૂર્ણ વિકસેલા માનસને, સુસ્થિર બનેલા ચિત્તતંત્રને, ઊઘડેલી જ્ઞાનદષ્ટિ અને સુપક્વ બની ચૂકેલ ગ્રહણશક્તિને મૂર્ત કરે છે એ પત્રોમાં પોતાની તેમ જ અન્યની કવિતા વિશે ઊંડા ચિંતન અને પ્રામાણિક નિર્ણયગર્ભ અભિપ્રાયો આપ્યા છે અને કાવ્યસમગ્ર વિશેના પોતાના ખ્યાલો સ્પષ્ટ કર્યા છે જીવ જગત અને બ્રહ્મ વિશેનો સંબંધ અને ત્રણેનું ઐક્ય સાધવા માટેની કેડી સમજાવતી પોતાની દષ્ટિ તેમાં વ્યક્ત થઈ છે અને પ્રભુ શ્રદ્ધા સત્યપ્રીતિ અને જ્ઞાનઝંખના બતાવતા તેમના વિચારો તેમાં દાખલ થયા છે કૌટુંબિક અને આંતરિક પ્રણય તથા રાજ્યજીવનની કેટલીક વિષમતાઓ તેમણે તેમાં બતાવી છે અને પોતાના હવે પછીના નિશ્ચયો તેમણે તેમાં જાહેર કર્યા છે એમના હૃદયની વેદના અને વાસના, કલ્પના અને કવિતા, શ્રદ્ધા અને

---

૧૫ ગોવર્ધનરામને પત્ર તા ૯ ૧૧ ૯૯, "પત્રધારા , પૃ ૪૧૮

વૃત્તિ, વાચન અને મનન આ ત્રણ વર્ષના ગાળાના પત્રોમા જેટલાં વ્યક્ત થયા છે તેટલા તેમનાથી ક્યારે ય થયા નથી.

## (૬) બદલાતાં જીવનવહેણ :

અને કેમ ન થાય? આટલા બધા ગંભીર તત્ત્વચિંતકો, કવિઓ અને મિત્રોના મનોરાજ્યમા વિહરવાને લીધે તેમ જ જીવનમા વિકસતી જતી દષ્ટિ, શ્રદ્ધા અને અધ્યાત્મરુચિને કારણે સુરસિંહ આત્મવિકાસની સાધના વધારતા જાય છે અને ચિત્તસ્થિતિ ઉપર પ્રભુત્વ મેળવવાની દિશામા પુરુષાર્થ કરતા રહે છે.

૧૮૯૧–૯૨ના રમા ઉપરના તરવરાટવાળા પ્રેમપત્રો અને ૧૮૯૮–૯૯ના શોભના, રમા અને કોટડાવાળા પરના શાંત હૃદયવિચારો વ્યક્ત કરતા પત્રોને બાજુ બાજુમા મૂકી તપાસવાથી તેમના માનસનો વિકાસ સ્પષ્ટ રીતે માલૂમ પડે છે. એમની પ્રેમદષ્ટિ, સ્નેહસૃષ્ટિ અને પ્રણયમીમાંસા હવે કેવા વિશાળ સ્થિર અને સ્થાયી સ્વરૂપના બનતા જાય છે તે સમજાય છે. હવેના પ્રેમપત્રોમા નવપરિણીતા શોભનાને દેહના ભોગ નથી વર્ણવાતા, પણ પ્રેમના રૂપ સમજાવાય છે. "ભીરી પ્રેમમા દઢ શ્રદ્ધા અને પોતાના સ્વાર્થ પર વિરાગ કે બેદરકારી હોય છે, તો જ સ્નેહ નભી શકે છે. મને તો હજારો રાજ્ય કરવા કરતા સ્નેહમા વધારે દઢતાની જરૂર લાગે છે. અને તે એમ જ હોય, કેમ કે, પ્રભુને મેળવવાના માર્ગ સુલભ નથી.[૧૬] આવા પત્રો બતાવે છે કે સુરસિંહના પ્રેમમા ઓટ નથી આવી, પણ તેમા ગાભીર્ય, વિવેકદષ્ટિ અને ઊંડાણ પ્રવેશ્યા છે.

એમનો દષ્ટિવિકાસ સૂચવતો એક બીજો નમૂનો. "રમાથી જુદા થતા મને બહુ દુઃખ થયુ હતુ. મને હજુ ઘણી વખત બહુ દયા આવે છે, પણ હું સંતોષથી જ હવે જીવી શકીશ એમ મને લાગે છે. જે પ્રકારે હુ પ્હેલા સહન કરતો તેમા તો ફરી ન જ જવાય તેટલી મ્હારી પ્રભુ તરફથી શ્રદ્ધા વધી છે."[૧૭]

અને પ્રભુ પરની શ્રદ્ધા સુરસિંહના જણાવ્યા પ્રમાણે "માયેરાનથી કાંઈ નવી જ હૃદયમા આવી છે."[૧૮] આ શ્રદ્ધા કેવળ ઉપર ઉપરની સ્વાર્થમય લાગણી નથી, પણ અંતરના તલમાથી વહી આવતુ સ્વયભૂ ઝરણુ છે. એ શ્રદ્ધાથી હવે તેમને "કંઈક અજવાળુ મળે છે." હવે તેમને તરફડવામા કે સહન કરવામા જીવનનો કશો અર્થ દેખાતો નથી. એને બદલે "પ્રભુ રાખે તેમ રહેતા ઝિંદગી

૧૬. શોભનાને પત્ર, "પત્રધારા", પૃ ૭૪
૧૭. "કાન્તને પત્ર", તા ૩૧–૮–'૯૯, "૨૪૪ પત્રો", પૃ ૪૮.
૧૮. "પત્રધારા", પૃ ૪૩૫.

પૂરી કરી નાખવાનો ધીમે ધીમે બને તે જ નિશ્ચય કરાવતો હોય" એવું લાગવા માંડે છે.

આથી એમની 'ફકીરી' બલવાન બનવા માગે છે. એમના નિશ્ચયો કોઈને સલાહની નાડ જુએ તેમ નથી. વિચારમાં એ કોઈથી દોરાઈ જતા નથી. "કાન્ત" જેવા પાકા જે સ્વીડનબોર્ગથી ખેંચાઈ ગયા તે સ્વીડનબોર્ગની વિચારણામાં પ્રામાણ્ય ન દાખવ્યો અને અનુભવવિરોધ સુરસિંહ પોતાના પત્રોમાં ચર્ચે છે. એમનું માનસ હવે કલ્પના નહીં, મનન, જ્ઞાન, અવલોકન અને અનુભવથી સ્થિર બનતું આવ્યું છે. એમનું અંતર હવે સ્પષ્ટતાની અતિતૃપ્તિના નિર્ણયમાંથી નીકળી જઈ શુદ્ધની ભક્તિ અને પ્રાપ્તિ માટે તલસતું થયું છે. આત્મપૃથક્કરણથી ઊંડું આત્મભાન તેમાં પ્રગટ થયું છે. પોતાનો જીવનમાર્ગ હવે એટલો સ્પષ્ટ થઈ ચૂક્યો છે કે હવે તો તેમાં ડગ ભરવાની જ માત્ર વાર છે. પોતાની ધર્મબુદ્ધિ, આત્મધર્મ તેમને સમજાયા તો હતા છેક ૧૮૯૩થી, પણ તે પ્રમાણે જીવન જીવવાને તેમાં પોતાની પ્રીતિનો, સ્વજનોની શિખામણો અને તેમની અંતર લાગણીઓનો, મણિલાલ જેવા પ્રબોધકની સૂચનાઓનો અને ખાસ કરીને તો એમના વિનમ્ર અને ત્યાગી સ્વભાવનો તેમાં અંતરાય હતો. "પોતે હજી કાચી ઉંમરના છે, હજી પૂરેપૂરું જ્ઞાન પોતાનામાં નથી, વડીલો, અભ્યાસીઓ કહે તેમનું માનવું જોઈએ, પોતાના દિલની વૃત્તિઓને એમ ફરજનું પાલન કરવામાંથી ભગાડી દેવી નહિ જોઈએ"—એવું ઘણું ઘણું તેમણે પોતાના અંતરને અગાઉ શીખવ્યું હતું, પણ જ્યારે એ ચિત્તવૃત્તિને દાબવાને—વાળવાને અનેક પ્રયત્નો કર્યા છતાં તેનો મૂળ સ્વભાવરંગ તો એવો ને એવો જ પાકો રહ્યો ત્યારે હવે સુરસિંહને સ્પષ્ટપણે સમજાવા લાગ્યું કે 'હવે તો એ જ માગે જીવનધર્મ.' " આમ ૧૮૯૫ સુધી વૈરાગ્ય માટે, ગાદીત્યાગ માટે દબાવી રાખેલી વૃત્તિ ફરીને ૧૮૯૮થી જોશ ઉપર આવી જાય છે. ગાદી છોડી જંગલમાં ચાલ્યા જવાના અગાઉ પાંચ પાંચ વાર ઉધામા કર્યા છે, પણ હવે આ છેલ્લી વારનો નિશ્ચય તે ઉધામો નથી પણ નિર્ધાર છે."

"સ્વભાવમાં જે શુભ બીજ હોય તે બાળી નાખી અન્ય શુભ બીજ રોપવું એમાં નિશ્ચિતની સ્થિતિથી વિશેષ સારી સ્થિતિની બહુ થોડી આશા છે. ફકીરના હૃદયને રાજાનું હૃદય બનાવવા મથવું એ એવું જ [illegible] મ્હારી પ્રકૃતિને તપ રાજ્યમાં તપવા કરતાં, જંગલમાં તપવું વિશેષ અનુકૂળ છે. હું લખીશ, વાંચીશ અને પ્રભુનું ભજન કરીશ એ મ્હારા સ્વભાવનું કાર્ય છે અને અન્ય પ્રવૃત્તિ મ્હારા આત્માને વ્યભિચાર છે."

"   ભાઈ કોઈને દુ ખ ગમે છે? મને પણ નથી ગમતુ. સુખદુઃખ મ્હને સનાન છે એ મ્હારો દાવો નથી હુ સત્તા ખોઈશ, ગજ્યપદ ખોઈશ, કદાચ કીર્તિ ખોઈશ, કેટલાક વૈભવ ખોઈશ—તેને માટે દયાની ખાતર કેટલાક મને કહેવા આવશે સત્તા, કીર્તિ, ગજ્યપદ, વૈભવ, એમા મ્હને રસ નથી અને ઉલટો બોઝો છે. એ બધુ હુ ખોતો નથી પણ મ્હને ગમતુ નથી એટલે ફ્રેંકી દઉ છુ, મ્હારા માર્ગમા વિઘ્ન કરે છે એટલે તેને ખસેડી મ્હારો માર્ગ કરી મ્હારે માર્ગે હુ ચાલ્યો જાઉ છુ. હુ જઈને શુ કરીશ? શા માટે જાઉ છુ? નિત્ય ત્રણ કલાક વાચવા, ત્રણ કલાક લખવા, પ્રભુનુ ધ્યાન કરવા અને જે 'એક ગાલ ઉપર લપાટ મારે તેને બીજો ગાલ ધરવા' રાજાની રીતિએ કલ્યાણ કરવાના ગુણ મ્હારા સ્વભાવમા નથી, ફકીરની રીતિએ કલ્યાણ કરવાના છે તો તેને વધારીશ "[૧૯] મ્હારા મનમા દૃઢ ઇચ્છા છે વહેલીમોડી એની એ વાત અમલમા મૂકવા દૃઢ નિશ્ચય પણ છે અને એ બની શકે તો ત્વરાથી "[૨૦]

પ્રથમ તો રાજ્ય હમેશ માટે છોડી દેવા તે વિચારે છે, પણ ગોવર્ધનરામનો પત્ર આવ્યા પછી તે વિચાર ફેરવે છે ત્રણચાર વર્ષ રાજ્ય છોડવુ, પછી એમ લાગે કે જગલમા વાચવાલખવાનુ તેમ જ રાજ્યમા રાજ્ય કરવાનુ સરખુ જ સુખરૂપ છે, તો પાછુ આવવુ લાઠી જેવા નાના રાજ્યને સરકારને સોપી દેવામા તે કશી હાનિ નથી જોતા તાત્યાસાહેબને મેનેજર થવા કહી જુએ છે પત્નીઓમાથી જેને સાથે રહેવા વિચાર હોય તેને સાથે રાખવા ઇચ્છા બતાવે છે લાઠી છોડ્યા પછી પચગની કે નીલગિરિમા રહેવુ એવો વિચાર રાખે છે રોલેજમા દર માસે તરમો રૂપિયા મળતા તટલા ગાદીત્યાગ પછી પણ નિયમિત મળ્યા કરે અથવા તથા પણ થોડાક ઓછા મળે તો સુરસિહ તેનાથી ચલાવી લેવા તૈયાર છે કુટુબના નિર્વાહની યોજના પણ તમણે વિચારી રાખી છે

(૭) મૃત્યુ

સુરસિહજી ૧૯૦૦ના એપ્રિલથી ગાદીત્યાગના નિર્ધાર ઉપર આવે છે, પરતુ વિધિના લેખ કઈ જુદા જ છે જૂનની સાતમીની રાત્રે તમને એકાએક કોલેરાના ચિહ્નો જણાય છે આઠમીની સવારે બીમારી વધે છે વૈદ્ય ઉપરાઉપરી ઉપચારો કરે છે સવારે દસેક વાગ્યે કળ ન વળતા પુત્રી રમાકુહકુવરબા અને પુત્ર પ્રતાપસિહના હાથ નાના ભાઈ વિજયસિહજીના હાથમા સોપે છે વિધિએ નિર્ધાર કરી લીધો છે સવત ૧૯૫ ના જેઠ સુદ ૧૧ ને શનિવારે અને ઈ સ

૧૯ તાત્યાસાહેબને પત્ર, પત્રધારા, પૃ ૪૪૦થી ૪૪૨
૨૦ એજન પૃ ૪૪૬

૧૯૦૦ના જૂનની નવમી તારીખની વહેલી સવારે ચાર વાગ્યે ફક્ત એક રાતની માંદગી ભોગવી મુમુક્ષુ અને આત્મોન્નતિ સાધવાની દિશામાં સજ્જ થઈ ચાલી નીકળવા તત્પર બનેલ આ રાજવી કવિ અને ચિંતક સુરસિંહનું ગાન વિરામ પામે છે.

આવા ખડતલ, તંદુરસ્ત જુવાન રાજવીને એક રાતમાં જ મૃત્યુ કેમ ઝૂંટવી ગયું તે પ્રશ્ન આજે ય અણઉકેલ છે. પણ મૃત્યુનો દેવ સાક્ષાત્ યમ જાતે લેવા આવ્યો હોય તોય બારણેથી "ઘર ભૂલ્યો" કહી પાછો જાય એવા છવ્વીસ વર્ષના ભરયુવાનને મૃત્યુ ઉપાડી ગયું એ હકીકત છે. સુરસિંહના ભાવિ જીવનની અને સાહિત્યસેવાની સર્વ યોજનાઓ આથી તૂટી પડે છે. વાજસુરવાળા એમનાં સ્મરણોમાં નોંધે છે: "એડીસનના પેલા 'વિઝન ઑફ મિરઝા'માં માનવજીવનરૂપી પુલનું વર્ણન આવે છે. એ પુલના શરૂઆતનાં અને અંત ભાગનાં દ્વારો સદાય ગાઢ ધુમ્મસમાં છુપાયેલાં રહે છે. એ મુજબ રાજાઓના જન્મમરણની કથાઓ કોઈ ગાઢ ધુમ્મસથી ઢંકાયેલી હોય છે."

એ અંધારાં ઉલેચવા પ્રયત્ન કરીએ. સુરસિંહનો વાજસુરવાળાને છેલ્લો પત્ર "પત્રધારા"માં મળે છે તે તા. ૮–૬–૧૯૦૦નો.[૨૧] પણ વાજસુરવાળા લખે છે તેમ તેમને તા. ૧૦–૬–૧૯૦૦ના રોજ એક બીજો પત્ર સુરસિંહ તરફથી મળ્યો છે, જેમાં "વરસાદ વરસ્યો: આપ ક્યારે વરસો છો?" એટલું જ લખેલું છે. તા. ૧૨–૧૩ જૂનના રોજ પ્રાન્તસાહેબ પોન્ટિજરનો લાઠીમાં મુકામ થવાનો હતો અને તે પ્રસંગે પંજાબ તરફની એક ગાનારી પ્યારાબંદીને સુરસિંહે પોતાની ગઝલો ગાવા આમંત્રી હતી તથા એ નિમિત્તે વાજસુરવાળા, આનંદરાય વગેરે મિત્રોને તેમણે નિમંત્ર્યા હતા. પ્રાન્તસાહેબ પાસે સુરસિંહને દિલ ખોલીને ગાદીત્યાગ વગેરે વિશે વાતો એ સમયે પણ કરવાની હતી. સુરસિંહજીએ આનંદરાયને પણ આ પ્રસંગે લાઠી આવવા આગ્રહ કર્યો હતો. અલબત્ત, પત્રમાં તારીખ નથી, માત્ર "જૂન ૧૯૦૦, શનિ," એટલું જ છે, પણ એ પત્ર ઘણુંખરું તા. ૨ જૂનના રોજ લખાયો હોય, એમ એનું લખાણ જોતાં કળી શકાય છે.

"અહીં કોલેરા નથી. પ્રભુકૃપાથી બિલકુલ નથી. આસપાસ છે ખરું અને ત્યાં પણ ઓછું થતું જાય છે. મ્હને કોઈ પણ જાતની તસ્દી નથી..."

૨૧. "પત્રધારા"માં વાજસુરવાળા ઉપર છપાયેલો છેલ્લો પત્ર નં. ૨૦૫, તા ૮–૬–૧૯૦૦ નો છે, પણ આ તારીખ વાજસુરવાળાને પત્ર પહોંચ્યાની જ હોઈ શકે, લખ્યાની નહિ. વાજસુરવાળાએ આપેલી મૃત્યુ તારીખ–તિથિ પણ કાળગણના સાથે સુસંગત નથી.

આ પત્રો ઉપરથી સમજી શકાય છે કે તા ૭ જૂન સુધી સુરસિંહના નખમાં ય રોગ નથી, પરંતુ તેમનુ ભાગ્ય તા ૭મીએ રાતના શોભનાને સા જતા પહેલા રમાબાને સા જરાક ડોકિયુ કરવા તેમને ખેચી જાય છે[૨૨] રમાને સા તાજા બનાવેલા પેંડા તૈયાર છે સુરસિંહને પેંડા ખાવાનો શોખ છે, રમાબાના અતિ આગ્રહથી તે એક બે પેંડા ખાય છે ઉનાળાની ગરમી હોવાથી પેંડા ઉપર સુરસિંહ ભાવનગરથી આવેલા બરફનો એકાદ કટકો લે છે ભાવનગરમા એ સમયે કોલેરા ચાલે છે અડધાએક કલાકમા સુરસિંહને ઝાડા શરૂ થાય છે. સાતમીની આખી રાત અને આઠમીનો આખો દિવસ અસખ્ય ઝાડાને લીધે ખૂબ બેચેનીમા પસાર થાય છે સાતમીની રાત્રે તાત્કાલિક કાંઈ ઉપચાર થઈ શકતો નથી વૃદ્ધ શાસ્ત્રીજી પ્રભુરામ પ્રભાશકર આઠમીના ભળભાખળે તેમની પાસે પહેલા પહોચે છે તે ઘી પાવાની સૂચના કરે છે, પણ રમાબા શાસ્ત્રીજીને ડર બતાવે છે "તમે જવાબદારી લેવા તૈયાર છો?" બિચારા શાસ્ત્રીજી એની જવાબદારી લેવાની હિંમત તો ક્યાથી કરી શકે? સુરસિંહજી વાજસુરવાળાને બોલાવવા તાર કરવા સૂચવે છે, પણ તાર કરાતો નથી એટલામા કામદાર આવી પહોચે છે પ્રભુલાલે 'વિષૂચિકા" (કોલેરા) જાણી દવા શરૂ કરી દીધી છે અને કામદાર તાત્યાસાહેબને એ જ રોગનુ નામ તે આપે છે દાક્તરો બોલાવવા તાર મુકાય છે તા ૮મીએ જેતપુરથી ડૉક્ટર દિનશા બરજોરજીને બોલાવવા તાર મુકાય છે પણ ડૉક્ટરને એ તાર મળે તે પહેલા તો જેતપુરથી લાઠી આવતી સવારની ટ્રેન ઊપડી ચૂકી છે એ જમાનો મોટરનો નથી એમને બપોર પછીની ટ્રેનની રાહ જોવી પડે છે અહી ઠાકોર સાહેબની તબિયત જોવા મહાજન પધારે છે પણ તેમની પાસે કામદાર રમાબા અને પ્રભુલાલ શાસ્ત્રી સિવાય કોઈને ફરકવા દેવામા આવતા નથી ઠાકોર સાહેબ ચીસે ચીસ નાખે છે અને ઘડીએ ઘડીએ "ભાઇ (વાજસુરવાળા) આવ્યા?" એવો પ્રશ્ન પૂછે છે થોડીક વારે એમને ઝોબો આવી જાય છે તેમાથી કળ વળતા કામદાર એમને પૂછે છે 'બાપુ! છે કઈ પણ કહેવુ ફરમાવવુ?" સુરસિંહ માત્ર શોભના વિશે ચિન્તા દેખાડે છે એમને લગતી તો પૂરેપૂરી વિચારણા થઈ ગઈ છે એટલે કામદાર એમને નિશ્ચિત કરે છે કે 'એજન્સી શિરસ્તા મુજબ એમની વ્યવસ્થા પણ કરશે" આમ છતા કામદાર ઑફિસે જઈ વિગતવાર હુકમ લખી લાવે છે, તે ઉપર આગલા દિવસની સાતમીની તારીખ નાખે છે અને ઠાકોર

૨૨ દરબાર વાજસુરવાળાના સસ્મરણોના આધારે પ્રો ઠાકોર એમ જણાવે છે કે સુરસિંહ રાતે જમેલા સૂતેલા રમાબાના નિમત્રણથી એમને આવાસે જુઓ. ઊર્મિમૂર્તિ કલાપી

કેટલીક નગરની સન્માન્ય ભરોસાપાત્ર વ્યક્તિઓની મુલાકાતમાંથી મને એ પણ જાણવા મળ્યું છે કે કલાપીના મૃત્યુસમયે રમાએ પોતાની ચૂંદડી શોભનાને ચૂડીકર્મ કરવાને ઓઢાડી હતી; તો પછી શોભના પ્રત્યેની વૈરવૃત્તિ ક્યાં રહી? રોહાવાળા પિયરિયાએ શોભનાનો રમાના માર્ગ વચ્ચેથી કાંટો દૂર કરી દેવાના હેતુએ શોભનાને કચ્છ–રોહા પહોંચતી કરી નાખવા ઘણા ઉધામા કર્યા, જેનો સદા વિરોધ રમાએ કર્યા કર્યો છે. શોભનાએ પણ રમાની છેલ્લી માંદગીમાં રાતદિન જોયા વિના સેવા આપી છે, જે બતાવે છે કે રમા–શોભના વચ્ચે કલાપી–શોભનાના લગ્ન પછી પૂર્ણ સખ્ય બંધાવા પામ્યું છે.

## (૮) બદલાતાં કવિતાવહેણ :

૧૮૯૮થી જેમ સુરસિંહનો માનસવિકાસ ઝડપી ગતિ બતાવે છે તેમ તેમની કવિત્વશક્તિનો ઇન્દુ પણ પૂર્ણિમાના પામે પહોંચવા ત્વરિત પગલે ડગ ભરવા લાગ્યો છે. અલબત્ત, સંખ્યા દૃષ્ટિએ આ અઢી વર્ષની કવિતા ઝાઝેરી નથી અને તેના બધા જ કાવ્યો સમકક્ષ નથી, પણ કવિની કલ્પનાએ બતાવેલા પ્રસન્ન અને રસઘન સ્વરૂપ તથા ચિંતન ને તેની અભિવ્યક્તિની ચોટની દૃષ્ટિએ આ સમયની થોડીક કવિતા સુરસિંહની સમગ્ર કવિતાના કલશરૂપ બની રહે તેમ છે,

આ અઢી વર્ષના ગાળામાં પચાસેક કાવ્યો સુરસિંહે રચ્યાં છે. તેમાં કોઈ કોઈ કાવ્ય કે તેનો ભાગ પરદેશી કવિની કૃતિઓના અનુકરણ જેવો તેમણે રચ્યો હશે અને થોડાક કાવ્યો અજની ગીતના માત્ર નાના ટુકડાઓ જ છે, તથાપિ "શિકારીને," "જીવનહાનિ—ચોવીસ વર્ષ," "તું વિણુ–મૈથવ વાજસુર!" "ઉત્સુક હૃદય," "સાકીને કપડો," "સનમને," "સનમની શોધ," "નવો સૈકો," "તમારી રાહ," "આપની રહમ" અને "આપની યાદી" જેવા કાવ્યો સુરસિંહના દૃષ્ટિપરિવર્તન, ભાવોલ્લાસના વિકાસ, ચિત્તના ઉન્નયન, કલ્પનાની વિશાળતા, ચિંતનઅભિવ્યક્તિના સુંદર ઉન્મેષ અને સમગ્ર વ્યક્તિત્વની પ્રફુલ્લતાની નિશાનીરૂપ બન્યા છે, એ તેમની કવિતાકલાએ સાધેલો વિમાસ બતાવે છે. સ્થૂળ વ્યક્તિ માટેના સ્નેહજન્ય તરફડાટને બદલે કવિ સૂક્ષ્મ ભાવરસના સરોવરમાં હિલોળા લેતા જણાય છે. રમા–શોભનાને બદલે પરમ તત્ત્વની પ્યાસ અને ભક્તિ તેમના કાવ્યવિષય હવે બન્યા છે[૨૪] હવેની કવિતામાં આંસુ અને દર્દ કોઈ પ્રણયરસિક સંસારીનાં નથી, ભક્તિરસિક જીવાત્માનાં છે. "જાદુભરી

---

૨૪ જુઓ સુરસિંહના પોતાના જ શબ્દો: "અત્યારે હું કવિતા લખું છું અને જે તું "સુદર્શન"માં વાંચે છે તે શોભનાને સંબોધીને નથી લખાતી, કોઈ વ્યક્તિને સંબોધીને નહિ, પણ પ્રભુ તરફ દૃષ્ટિ રાખીને લખાય છે." (આનંદરાય દવેને પત્ર, તા. ૧૦–૪–૧૯૦૦.

બુલબુલ બજાવે વાંસળી, તેની જબામાં કોણ છે ? જાણું નહીં !" ("સનમને સવાલ") છેલ્લાં દોઢ વર્ષનાં કાવ્યોમાં તો ભક્તિરસ એવો ઝંખનાઘેરો બન્યો છે કે તેમાંથી આધ્યાત્મિક સૌન્દર્યનો ઉજ્જ્વલ સાક્ષાત્કાર આપણને થાય છે. કવિમાં થયેલું આ પરિવર્તન તેમના માનસનો સ્પષ્ટ વિકાસ સૂચવી દે છે.

૧૮૯૮ સુધીની સુરસિંહની કવિતા ઉલ્લાસ બતાવી શકી નથી. સુરસિંહની જિંદગીમાં હોય તો તે આવી શકે ને? પણ હવેની કવિતામાં ઉલ્લાસ સુરસિંહજી મધુરતાથી પ્રગટાવી શક્યા છે, જોકે આધ્યાત્મિક જીવનસિદ્ધિની દૃષ્ટિએ તો તેમને અસંતોષ અને દુઃખ છેવટ સુધી રહ્યા જ કર્યું છે :

"બાલ્યા ગઈ જ, ગત યૌવન થયું, ને
મૃત્યુ તણા ય પડઘા શ્રવણે સુણાતા
હોયે રડે તરસમાં મરતો બપૈયો—
ને પિંજરાહૃદયને ફરિયાદ રોવી."

("જીવનહાનિ")

પરંતુ,

"સુધાની પ્યાલી આ સહુ તરફ જાણે છલકતી,
હવામાં હીરાની ઝગમગ થતી આ રજભરી,
દિસે તાજું તાજું જગત સહુ રોમાંચમય આ !
જુદાઈના કિલ્લા હૃદયથડકે શું ઢળી જતા !"

("ઉત્સુક હૃદય")

"ક્યાં શીતઉષ્ણ? સઘળે જ વસન્ત છાઈ,
ફૂલે પરાગ સહુ એક જ ભૃંગ કાજે."

("જીવનહાનિ")

"જ્યાં જ્યાં નજર મ્હારી ઠરે યાદી ભરી ત્યાં આપની !
આંસુ મહીં એ આંખથી યાદી ઝરે છે આપની !"

("આપની યાદી")

જેવી પંક્તિઓથી ભરપૂર કાવ્યોની સંખ્યા હવે વધતી જાય છે.

તેમની હવેની કાવ્યબાની તો નાનાલાલની લયમધુર કાવ્યબાનીની હરીફાઈ કરી શકે તેવી સમૃદ્ધ અને અર્થવ્યંજક બનવા જાય છે. કવિની રસાળ ઊર્મિ અને બાનીનું સુંદર સામંજસ્ય કોઈ કાવ્યોમાં તો સુલભ બની રહે છે.

"કે શું અનન્ત યુગની મુજ આરસી આ
જાણી શકી ન હજુ વિશ્વતણી ગતિ કૈં ?
હું આ અહીં પવનવેગ વતી ઉડું તે
છે પાત કે પ્રિય ભણી ચડવું હશે આ !"

("શંકાશીલ")

સાહેબ હુકમનો મજકૂર તથા તારીખ તપાસીને સહી કરી દે છે. સુરસિંહની છેલ્લી સહી અને છેલ્લું કાર્ય શોભનાના રક્ષણ માટે થાય છે.

ડાક્તર આવે છે, પણ મોડા પડે છે. તેમની દવાનો ગુણ લાગતો નથી અને તા. ૯મીને મળસ્કે ચાર વાગતાં "પ્રભુ સર્વનું કલ્યાણ કરો" એવા શબ્દો સાથે સસ્મિત અને ખુશમિજાજમાં પોતાની આંખો સર્વદાને માટે સુરસિંહજી ગોહેલ મીંચી દે છે.

સુરસિંહનું મૃત્યુ કોલેરાથી થયું છે, એવો અભિપ્રાય ડૉક્ટર દિનશાનો હતો. ભાવનગરમાં કોલેરા હતો. ભાવનગરથી આવેલો બરફ ઠાકોર સાહેબે ખાધો એની અસર તરત થઈ એમ તેમનું કહેવું હતું, પણ વાજસુરવાળા નોંધે છે: "લાઠીમાં એ વરસમાં ઠાકોર સાહેબનો એક જ કેસ કોલેરાનો થયો એ પણ વિધિ-નિર્માણ હશે!"[૨૩] દરબાર વાજસુરવાળા, વડિયાવાળા બાવાસાહેબ, રૂપશંકર ઓઝા, સરદારસિંહ રાણા આદિનાં લખાણો, મંતવ્યો ઉપરથી એમ સમજાય છે કે એમને સુરસિંહના મૃત્યુમાં ઝેરનો વહેમ પેસી ગયો તે છેવટ સુધી નિર્મૂળ થઈ શકેલો નહિ. પરંતુ પ્રો. ઠાકોર કહે છે કે એ કોઈ સુરસિંહની મૃત્યુઘડીએ હાજર નહોતા. હાજર હતા માત્ર કામદાર તાત્યાસાહેબ, પ્રભુલાલ શાસ્ત્રી અને ડૉ. દીનશા બરજોરજી. મોત નીપજ્યું તે રાતથી હાજર હતા પ્રાન્તસાહેબના શિરસ્તેદાર અને બીજે દિવસે સાહેબ કર્નલ પેટિંજર પોતે. આ કોઈને ઝેરનો વહેમ સરખો પડેલો નહિ તેથી "મોત રોગથી જ નીપજ્યું" એમ પ્રો. ઠાકોર માનતા હતા. બનાવ ઘણો જૂનો થયા પછી પણ પ્રો. ઠાકોરે આ સ્વતંત્ર ખમીરના ત્રણે માણસોને પૂછી જોયેલું, પણ એ ત્રણેએ ચાલતી લોકવાયકામાં લગીરે વજૂદ હોવાનો સંભવ કદાપિ સ્વીકારેલો નહિ.

પરંતુ લોકવાયકા તો એમ જ માને છે કે મોતનું કારણ રોગ નહીં, ઝેર છે. એમ પણ કહેવાય છે કે સોમલ (આર્સનિક) ખોરાકમાં આવી જાય અને ઝેર ચડે, તેની ઘણીખરી દૃશ્ય અસરો વિપૂચિકા(કોલેરા)ના જેવી હોય છે. સુરસિંહ અચાનક મૃત્યુ પામ્યા! આટલી નાની વયમાં કોલેરા કે કોલેરિક ડાયેરિયાથી મૃત્યુ પામ્યા! આવા તંદુરસ્ત, નીરોગી જુવાનને જ કોલેરા લાગુ પડ્યો! રમાના ઘરમાં ભાવનગરથી આવેલા બરફના કટકાએ બીજા કોઈનું સત્યનાશ વાળ્યું નહિ અને ઠાકોર સાહેબનું જ મૃત્યુ આવ્યું! એ બરફનો કટકો ઠાકોરસાહેબે ખાધો, બાકીના બરફનું શું રમતમાં પાણી જ થવા દીધું! રમાને ત્યાં ખાધેલા પેંડા માત્ર ચોવીસ કલાકમાં જ આવા પ્રાણઘાતક નીવડ્યા! એ

૨૩. પરંતુ પ્રો. ઠાકોર નોંધે છે: "સુરસિંહને આ થયો તે પછી તુર્ત મા લાઠી ગામમાં કૉલેરા રોગચાળારૂપે પણ ફેલાયો હતો." જુઓ "ઊર્મિમૂર્તિ કલાપી."

પેડા ને બરફ ઠાકોરસાહેબની સાથે બેસી રમાબાએ કેમ ખાધેલા નહિ ? ઠાકોર સાહેબ સિવાય બીજા કોઈને લાઠીમા કેમ કોલેરા થયો નહિ ? આવી શકાઓ લોકહૃદયમા થાય તે સ્વાભાવિક છે. (જોકે લાઠીની વૃદ્ધ વ્યક્તિઓની મુલાકાત અને લોકવાતો ઉપરથી એમ જાણવા મળે છે કે આ સમયમા કોલેગના નવુ કેસો થયેલા કલાપી, જે ગત્ર તેમને આ રોગ લાગુ પડયો તે સાજે કોલેગના આવા એકાદ દર્દીને જોવા પણ ગયા હતા) પણ બીજે પક્ષે એવા પ્રશ્નો પણ ઉઠે છે, ગોકય તરીકે પોતા ઉપર આવેની ખવાસણ દાસી ગોભના રમાની આખમા ખૂચતી હતી, તેમા ઠાકોર સાહેબને ઝેર આપવાનુ શુ પ્રયોજન ? પોતાની દાસીએ વિશ્વાસઘાત કર્યો હતો, તો વેરભાવથી રમાબા પોતાની દાસીનુ કાસળ કાઢવા તૈયાર થાય, પણ પોતાના પતિનુ મૃત્યુ પોતાને હાથે કેમ આણે ? જોકે લોકપક્ષ તો એમ જવાબ આપશે કે અમલ ગજપતાણી ખવાસણના સતાનોને પોતાના દીકરાઓના ભાગતો તરીકે રાખી ન લે, તેથી શોભનાને સતાન ન થાય તે પહેલા એ સતાનજનકનુ મૂળ ઉખેડી નાખવુ, એવી ઝનૂની વેરભાવની વૃત્તિનુ એ પરિણામ સુરસિહ ગાદીત્યાગ કરે અને શોભના સાથે પચગીની રહે, તો પોતાની અત્યાર સુધીની પતિવ્રતા સ્ત્રી તરીકેની પ્રતિષ્ઠાને લીધે પોતાને પણ રાજકારણનો રસ અને સત્તા સજી દઈ તેમની પાછળ જવુ પડે, એવી ગણતરીનુ એ પરિણામ ઠાકોર સાહેબ પોતાની મના છતા દાસીને પરણ્યા, પોતાનુ ચલણ ઠાકોરસાહેબ પરથી ઓછુ થયુ તેથી રાજ્યમા પોતાની લાગવગ ઘટી જશે, પોતાનો કામદાર પણ હવે રહ્યો નહિ, પોતાનુ ધાર્યું હવે થવાનુ નહિ, એવા અસતોષથી મહત્ત્વાકાક્ષી અને સત્તાપ્રિય, કડક અને સ્વાભિમાની પટરાણી રમાબાએ આવા નરમ દિલના રાજાની રાણી તરીકે જીવવા કરતા ગાદીએ આવનાર પોતાના પુત્ર પ્રતાપસિહની માતા—રાજમાતા તરીકે ગૌરવ-ભર્યો અધિકાર ભોગવવાનુ વધુ ઇષ્ટ માન્યુ હોય અને તે ઇચ્છાનો અમલ કરવાની ચેષ્ટાનુ પણ કદાચ આ પરિણામ હોય

લોકવાયકાની જીભે તાળુ દેવાતુ નથી, પણ આ હકીકતેય વિચારવા જેવી છે કે રમાબાએ કલાપીના મૃત્યુ પછી પોતાના મૃત્યુ સુધી શોભનાનો કદી તિરસ્કાર કર્યો નથી, શોભના પ્રત્યે પોતાની નાની બહેન તરીકે તે સદા વર્ત્યા છે. જ્યારે રાજમહેલના અને દરબારના સૌ જનો શોભના સાથે ઉપેક્ષાનો વર્તાવ કરતા, તેમને યોગ્ય માન આપતા નહિ, ત્યારે રમાબાએ તેમને ઘટતુ સ્થાન આપ્યુ છે અને સુરસિહના મૃત્યુ પછી એક પતિનિષ્ઠ વિધવાને છાજે તેવુ વર્તન બતાવ્યુ છે એ વિચારતા ઉપની વાયકાને સમર્થન ન મળે તો એમા કશુ આશ્ચર્ય નથી તેમ વળી, લાઠીમાની કેટલીક કલાપીકુટુબની અને

"ગઈ છે સૌ ચિન્તા, અનુકૂલ વિધિ એ થઈ ગયો,
'અમારાં ભાવીને વણકર વિધાતા વણી રહ્યો."

("ઉત્સુક હૃદય")

"સૌન્દર્યો વેડફી દેતાં ના ના સુંદરતા મળે,
સૌન્દર્યો પામતાં પહેલાં સૌન્દર્ય બનવું પડે."

("શિકારીને")

કવિની કલ્પના રમ્યતાની સાથે ભવ્યતાનાં શિખર પણ સાધતી મથી રહી છે:

"લક્ષ્મી તણા અમર પદ્મની આસપાસ
ફૂટી ખીલી ખરી જતી કંઈ પાંખડીઓ,
વર્ષોતણાં શતક તેમ અનન્તતામાં,
ફૂટી ખીલી ખરી જવા વહતાં હજારો.
ફૂટે, ખીલે, ખરી પડે કંઈ પાંખડીઓ,
ક્ષીરાબ્ધિનું કુસુમ એક જ લ્હેર માણે,
ત્યાં ભૃંગ જે ય મકચૂર સુધા મહીં તે,
આ પાંખડી ફૂટી ખરી ન ગણે, ન જાણે."

ભવ્ય કલ્પના રૂપક અને ઉપમાના હૃદયંગમ ચિત્ર દ્વારા કેવી મધુર અભિવ્યક્તિ પામી છે! એના એક એક શબ્દની અર્થવ્યંજકતા, પ્રાસાદિકતા અને લયમધુરતા કવિની કાવ્યશક્તિનો કલશ રચે છે. બીજી પંક્તિમાં બે બે અક્ષરનાં શબ્દજોડકાંનું નાદ અને અર્થસંગીત કેવી સહજતાથી નિષ્પન્ન થયું છે! અભિવ્યક્તિના માધુર્યની સાથે ધ્વનિસૌન્દર્ય અને આહ્લાદક વર્ણાનુપ્રાસના સંગીતનું ગુંજન એ આઠે પંક્તિઓને હૈયામાંથી દૂર ખસવા દેતી નથી. કવિની ક્ષીરસાગરની અને તેમાં લુબ્ધ ભ્રમરની કલ્પના પણ કેવી ઔચિત્યપૂર્ણ છે! એક બીજું કાવ્ય પણ એવી જ ઉજ્જ્વલ કલ્પનાના નમૂનારૂપ છે:

"જોઉં અહીં ત્યાં આવતી દરિયાવની મીઠી લહર,
તેની ઉપર ચાલી રહી નાજુક સવારી આપની."

("આપની યાદી")

અહીં પરમાત્માની સર્વવ્યાપકતાનું સૂચન નાજુક છતાં ભવ્ય કલ્પનાના ચિત્ર વડે થયું છે.

"ફૂટી ગયેલ ઘટની ઘટમાળ જેવાં
મ્હારાં ફર્યાં વરસઃ જીવનબાગ સૂકો,
એકે ય બિન્દુ નવ ચોવીશ ચક્રમાંથી,
વા કોઈ એ ન ઘટમાલ સમારનારું."

("જીવનહાનિ-ચોવીશ વર્ષ")

અહીં પણ ઘટમાલનું રૂપકચિત્ર કવિએ કાવ્યમયતાથી કેવી પ્રાસાદિક વાણીમાં આલેખ્યું છે। નિરાશા અને વેદના, અનુરૂપ કલ્પના દ્વારા સચોટતાથી અહીં અભિવ્યક્તિ પામ્યાં છે

કવિનું ચિંતન ગહનતા અને વ્યાપકતાને હવે સ્પર્શવા માંડયું છે પાછલાં પાંચ વર્ષોમાં સુરસિંહ ઊર્મિપ્રધાન હોવાની સાથે ચિંતનશીલ પણ રહ્યા છે એ તેનો પુરાવો છે અત્યાર સુધીનાં કાવ્યોમાં પ્રેમ, નીતિ, કુદરત, મનુષ્યવ્યવહાર, એક કે અનેક પત્નીવાદ, વિધિની ક્રૂરતા, સુખની ક્ષણિકતા, વિધિનિર્માણ, મૃત્યુ, ઈશ્વરી યોજના, કલા, સૌન્દર્ય, દયા, શ્રદ્ધા, ઋણભાવ વગેરે વિષયને સ્પર્શતું એમનું ચિંતન હતું, પણ છેલ્લાં દોઢ વર્ષનાં કાવ્યોમાં, ઊંચે ઊંચા શિખરો કૂદતો મનનશીલ અને સંવેદનશીલનો આત્મા આસપાસની સૃષ્ટિના ચક્રો નિહાળી ઊંડી સમજ અને વિશાળ દૃષ્ટિથી તેની મર્મગામી સમીક્ષા કરે અને તેને પરિણામે તેનામાં જેવું પરિપક્વ તીવ્ર ચિંતન ઉદ્ભવે તેવું ચિંતન આલેખાયું છે એમાં ચિંતનની સમર્થ અને સંવેદનાર્દ્ર, કાવ્યમય અને સુષ્ઠુ અભિવ્યક્તિ થઈ છે

"હું વિશ્વનો નહિ જ કૈ ઉપયોગ જાણું,
જો ખેદમાં ગતિનણું ઉર મૌન ધારે,
મ્હારો હિસાબ વિધિપાસ કશો ન લાગે,
જીવ્યો, મરીશ • વ્યર્થ તારક ત્યાં ખરે છ"

("જીવનહાનિ—ચોવીસ વર્ષ")

"આત્મા અધિપતિ મધુપ અનન્તતાનો,
આત્મા અમીઝરણના રમનો વિહારી,
આત્મા ગણે નહિ જ તે યુગને—ક્ષણોને,
ક્યાં દેશમાન ? નથળ જ વસન્ત જામી"

("નવો સેરો")

પરમાત્માનું સ્વરૂપ રમણીયતાથી કવિએ આલેખ્યું છે।

"ક્યાં શીતઉષ્ણ ? સઘળે જ વસન્ત છાઈ,
ફૂલો પરાગ સહુ એમ જ ભૃગ કાજે,
એ ભૃગના જ સહુ વારસ છો અહીં આ,
એ પદ્મની મધુરતા બધી વારસો છે"

આત્મા અને પરમાત્માનો સંબંધ મધુરતાથી કવિએ બતાવ્યો છે।

"દયા જ જ્યાંત્યાં જખમી જુવે સદા!
સાધુત્વ જોતું સઘળે જ સાધુતા.
અધીનતા દૈવ પરે નવી જ એ,
ત્હને, ઘટે! બાપુ! સુખો જ સાથમાં,
જહીં તહીં સામી જ ભાવના મળે—
સ્વર્ગે મળે છે જ્યમ મિત્ર મિત્રને.

*

ભોક્તા વિના અર્ઘ જ ભોજ્ય ભાવો,
નહીં જ દેતો પ્રભુ અર્ધ કાંઈ,
મ્હને મળ્યો તું પ્રભુ સખ્યભાવે,
તુંથી જ પામું સમ આપ્તતાને."
("મિત્ર પ્રખ્યાને")

ચિંતન જાણે કે અનુભવની, સાક્ષાત્કારની વાણી બનીને આવતું હોય તેમ આલેખાય છે. "આપની યાદી" તો સુરસિંહની ભક્તજ્ઞાનીના પ્રતિભાનું જ સુફળ હોય એમ જણાય છે. "શિકારીને" એ આખું કાવ્ય એક ચિંતનપ્રધાન કાવ્ય છે. એમા કોઈ વિશ્વપ્રેમી મહાત્માના મુખમાં શોભે એવી દયા, પ્રેમ અને અહિંસાની વાણી ઊભરાય છે.

હવેના કાવ્યોમાં ચિંતનપ્રધાનના વધી, પણ તેથી કવિનાં સઘળાં કાવ્યોનું વ્યાવર્તક લક્ષણ ઊર્મિઅંશ જરા જેટલું ય તેમણે ગુમાવ્યું નથી. કવિનો ઊર્મિ-વૈભવ જીવનની છેલ્લી ઘડી સુધી એનો એ જ હોવાથી તેમની છેલ્લામાં છેલ્લી કૃતિ ઊર્મિના આંદોલનરૂપ બની છે. આમ છતાં '૯૬–'૯૭માં ઊર્મિલ તત્ત્વનું પ્રમાણ તેમની કવિતામાં ઘેરું રહેવા પામ્યું છે, તેને બદલે છેલ્લાં વર્ષોમાં ઊર્મિ અને ચિંતનના તાણાવાણા સરખા પટે ગૂંથાતા જણાય છે:

"સેવા બજી ન પ્રભુની કશી કોઈ દી યે,
બાકી રહી સહુ ય ચેતનહીન આશા,
તેમાં પરંતુ ઉરને ફરિયાદ ના હૈ,
જાયે ગુલાબ કહીં કંટકને રડીને?"
("જીવનહાનિ")

સમાધાનને માર્ગે જેમ તેમનું હૃદય છે, તેમ ચિંતનને માર્ગે તેમનું ચિત્ત છે

"મ્હારું હજી રણ વધુ વધુ શુષ્ક થાતું,
જાણે ફરી જીવિત પથ્થરમાં વહે આ!

છે વિશ્વમા સહુ ય એક ભણી ગતિમા,
તો મોક્ષ, જ્ઞાન, સહુ પથ્થરમૂર્તિઓ શુ ?"
("શકાશીલ")

છેલ્લા વર્ષોમા કવિના છદ કેવા અનાયાસ પ્રવાહીપણે વહેતા થયા છે ? "શિકારી"માનો અનુષ્ટુપ, "જીવનહાનિ" અને "નવો સૈકો"નો વસતતિલકા, "ઉત્સુક હૃદય"નો શિખરિણી, "તુ વિણુ-મેઘલ વાજસુર"માનો સોરઠો— બધા જ લયમધુર છે, ઔચિત્યપૂર્ણ છે અને કવિ નાનાલાલની સમકક્ષાની સિદ્ધિ દાખવે છે.

(૯) ગઝલો :

આ સમયની તેમની ગઝલો પણ સૂફીઓની શૈલીનો આમર્ગપૂર્વક પડઘો ઝીલી બતાવે છે એની ભાષા સનમ પ્રત્યેના લાડ અને પ્યારની છે, એના છદો "મફાઈલુન", "ફાઅિલાતુન", "મુસ્તફ્ઈલુન" અને "ફઉલુન" એ ચાર છે, જોકે રદીફ-કાફિયા સાચવવા એ સદાની જેમ બેપરવાહ છે. આરભ શિક્ષક રાખ્યો હોવાથી છેલ્લા અનેક વર્ષોમા સુરસિહને ગઝલનો સારી પેઠે અભ્યાસ પણ આવ્યો હોય તેમ જણાય છે. ગઝલનો અદરનો ભાગ તો સુરસિહના મૌલિક કવિત્વની અને આતરવ્યક્તિત્વની જ છાપ પાડે છે :

"પેદા થયો છુ ઢૂઢવા તુને, સનમ !
ઉમર ગુઝારી ઢૂઢતા તુને, સનમ !"

*

"યારી ગુલામી શુ કરુ તારી, સનમ !
ગાલે ચૂમુ કે પ્હાનીએ તુને ? સનમ !
મેદી કદમની જોઈ ના પૂરી કદી !
આવી ન આવી એમ શુ જાતી સનમ !"

*

"મિટ્ટી હતો, તે આપનો બદો બનાવ્યો, શી રહમ !
માગી ગુલામી આપની, બક્ષી મહોબત, શી રહમ !"

અને પેલી વિખ્યાત ગઝલ :

"જ્યા જ્યા નઝર મારી ઠરે, યાદી ભરી ત્યા આપની"

આમ, સુરસિહની છેલ્લી ગઝલોમા "ઇશ્કે મિઝાઝી"નુ તત્ત્વ ગળાઈ જઈ "ઇશ્કે હકીકી"નુ તત્ત્વ ઊપસવા લાગ્યુ છે. પ્રભુદર્શનની પ્યાસ અને પ્રભુભક્તિ-કૃપાના આનદ-અહેસાન કવિએ આ અઢી વર્ષની ગઝલોમા જ

ગાયાં છે અને એમાં ભક્ત તથા કવિ તરીકે સુરસિંહના વ્યક્તિત્વની અને સર્જકતાની ખુશબો પથરાઈ છે. એમાં પ્રભુના બંદાની શ્રદ્ધા, અધ્યાત્મરસ, ભક્તિની લહર અને કોમળ, પવિત્ર હૃદયની વિનમ્ર મધુરતાની સુરખી ભરેલી છે. સુરસિંહનાં અંતિમ વર્ષોની બદલાયેલી મનોદશા અને જીવનદૃષ્ટિનો બુલંદ પડઘો તેમની ગઝલોમાં (અને સંવાદોમાં પણ) સંભળાય છે. છેલ્લા વર્ષની તેમની મોટા ભાગની કવિતા પણ ગઝલના સ્વરૂપમાં પ્રકટ થઈ છે. તેમની સૌન્દર્યદૃષ્ટિ, કલ્પના અને કાવ્યમયતાના વિકાસને જાણવાનું મોટું સાધન આ ગઝલો છે. "આપની યાદી" તેમાં મુખ્ય છે. એમનું દૃષ્ટિપરિવર્તન, બદલાયેલું રુચિતંત્ર અને વધતું જતું અનુભૂતિનું બળ જેમ તેમની "નથી સૈંદા" જેવી કવિતાને શોભાવે છે તેમ તેમની "આપની યાદી" જેવી ભવ્ય, મસ્ત, ઊર્મિલ, કલ્પનારંગી, પ્રસન્નતાભરી ગઝલને પણ દીપાવે છે.

## (૧૦) ધાર્મિક માનસ અને ગદ્યસાહિત્ય :

પણ આ સમયમાં સુરસિંહજીએ આગલાં પાંચ વર્ષોની જેમ માત્ર કાવ્યો જ લખ્યાં નથી, કેટલુંક સરસ અને સ્મરણીય ગદ્યસાહિત્ય પણ આપ્યું છે, જે તેમનો સમર્થ સાહિત્યવિકાસ સૂચવે છે. એ ગદ્યસાહિત્યમાં બે નાની નવલોનાં રૂપાંતરો છે, એક સ્વીડનબોર્ગના ધર્મવિચારો વિશે મતભેદ દર્શાવતો વિસ્તૃત પત્ર છે અને હીરાની કણિકા સમાન ચમકતા ચાર ચિંતનપ્રધાન સંવાદો છે. આ સર્વ ગદ્યકૃતિઓમાં સ્વીડનબોર્ગીય અને થિયોસોફી વિચારણાની અસરનું મિશ્રણ થયેલું જણાય છે. કળા કરતાં વિચારનું નિરૂપણ અને બોધ, તેમનું વિશેષ લક્ષ્ય એમાં રહ્યું છે. કવિની આધ્યાત્મિકતા તરફ ઢળતી જતી અભિરુચિનો, ધર્મશ્રદ્ધાનો અને લાગણીમય છતાં તાર્કિક ગદ્યશૈલીનો આ તમામ રચનાઓમાંથી જીવંત પરિચય મળે છે.

સુરસિંહજી ૧૮૯૯ના ડિસેમ્બરમાં થિયોસોફિકલ સોસાયટીમાં જોડાય છે. થિયોસોફીમાં દીક્ષિત થયા પછી છ માસમાં તો તેમનો દેહ પડે છે. આ કારણે નકરી થિયોસોફીની નવલનો અનુવાદ કરવાની તેમના મનની યોજના મનમાં જ રહી જાય છે. તેમણે "આપની યાદી" ગઝલ લખી તે પહેલાંથી તેમનું વલણ ભજનો લખવા તરફ ઢળેલું છે. તળ કાઠિયાવાડી ભજનિક કવિઓનાં ભજનોની ઢબનાં ભજનો લખવા તેઓ શબ્દસામગ્રી તેમના છેવટના સમયમાં એકઠી કરે છે. હડાળાવાળા પ્રાગજી મહારાજ અને જલાભાઈ ગઢવી, વાજસુરવાળા સાથે કેટલીક વખત લાઠી જાય છે, અને સુરસિંહજીની ખાસ ફરમાશથી વિવિધ ઢાળમાં ભજનો સંભળાવે છે. સુરસિંહ છેક '૯૮થી તેમની પાસેથી શબ્દો

એકઠા કરે છે. સામંતભાઈ ગઢવી[૩૦] પણ કોઈ કોઈ વાર તેમના દાયરામાં આવી ચઢે છે. પિંગળશી કવિરાજ તો તેમની પાસે સદા હાજર જ છે. તેમનુ ચિત્ત હવે પ્રભુભક્તિ તરફ વળ્યું છે. "પ્રભુનું ભજન કરીશ,"- એ વિચાર અમલમાં આણવાની તૈયારી થઈ ચૂકી છે. એ ભજનો લખાયાં હોત તો?

મણિલાલના મૃત્યુ પછી સુરસિંહના ધાર્મિક માનસને ઠીક ઠીક સ્પર્શનાર કાન્ત છે. કાન્તના ધર્મ વિશેના વિચારો, કવિતા અને સ્નેહ વિશેની દૃષ્ટિ, કાન્તે સાહિત્યસર્જન આદિમાં આપેલી પ્રેરણા અને કાન્તે સૂચવેલાં ધર્મચિંતનનાં પુસ્તકો તેમના ચિત્તને ઠીક આકર્ષે છે. સુરસિંહનું છેલ્લા વર્ષનું ગદ્યસાહિત્ય પણ મોટે ભાગે કાન્તની પ્રેરણાને જ આભારી છે. "સ્વીડનબોર્ગના ધર્મ-વિચાર", "ચાર સંવાદો", બે નવલકથાઓ— "નારી હૃદય" અને "માળા અને મુદ્રિકા"--વગેરેનું લેખન કાન્ત સાથેના ઘનિષ્ઠ સંબંધને લીધે શક્ય બન્યું છે.

પણ તેમ છતાં સુરસિંહનું વિશિષ્ટ વ્યક્તિત્વ કાન્તના પ્રભાવશાળી વ્યક્તિત્વ પછવાડે ઢંકાઈ ગયું નથી. ઊલટાનો, એમનો વૈયક્તિક ટહુકો તેમના વ્યાપક, મનભર અને સ્પષ્ટ દર્શનની ઝાંખી કરાવે છે. તેમની છેલ્લા વર્ષની કવિતા જેમ તેમના ભક્તિરસનો સાક્ષાત્કાર કરાવે છે તેમ તેમનુ છેવટનુ સઘળું સર્જન તેમની બદલાયેલી વૃત્તિ, રુચિ, દૃષ્ટિ અને તરસની પ્રતીતિ કરાવે છે. તેમની કરુણામયતા, ઊર્મિમયતા અને ભાવમય સરલતા તેમના સમગ્ર વ્યક્તિત્વના અર્કરૂપે આપણને તેમની જિંદગીના છેવટના ભાગમાં જોવા મળે છે. જે સમયમાં ગાદીત્યાગનો પાકો નિશ્ચય તેમણે કરી લીધો છે તે જ સમયમાં છપ્પનિયાના દુકાળના કાળા કેરથી પોતાની પ્રજા પીડાઈ રહી છે એ જોતાં પ્રજાને રાહત આપવા તે પોતાની તિજોરી ઠાલવી દે છે અને બીજેથી પણ મદદ મેળવવા તનતોડ પ્રયત્ન કરે છે.'૯૯ સુધી એમની અશ્રુધારા માત્ર પોતાની જાત માટે વહેતી હતી, તે છેલ્લા દોઢેક વર્ષમાં જનતા માટે પણ વહેતી જણાય છે. તેમના પૂજ્ય દેવો—સત્ય અને સ્નેહની શોધમાં તે તેમની છેવટની અવસ્થામાં વિશેષ જણાય છે, પણ કાન્તની જેમ ઉતાવળિયો ધર્મપલટો તે કરતા નથી. પ્રેમ માટે તરફડતું હૈયું તો છેક લગી છે; પણ પ્રેમ હવે કોઈ વ્યક્તિ માટેનો નહિ, પરંતુ કોઈ ઉચ્ચતત્ત્વ માટેનો છે. પુસ્તકો, વાચન મનન

૩૦. આ સામંતજી ગઢવી એક પ્રભાવશાળી પુરુષ હતા. એમનું સમગ્ર વ્યક્તિત્વ કથાકાર અને લોકવાર્તાકારનું. "હમીરજી ગોહેલ"માં જે ગઢવીનું ચિત્ર કલાપીએ દોર્યું છે તે આ સામંતજીના આધારે. કલાપી બાપુ એમની વાતો સાંભળવાના પણ રસિયા હતા.

તેને પહોંચવા માટેનાં સાધનો કે ઉપાયો છે. તે સત્યની શોધ કાન્તની જેમ પ્રેમ દ્વારા કરવા મથે છે. પણ વ્યક્તિમાં પોતે કલ્પેલા આદર્શ પ્રેમની નિષ્ફળતા મળતાં સુરસિંહ અશ્રદ્ધાળુ બની જતા નથી, પ્રેમ પરની શ્રદ્ધા તે ખોઈ બેસતા નથી. કાન્તે જે ખ્રિસ્તી બનીને મેળવ્યું તે સુરસિંહ કોઈ જાતનો ધર્મપલટો કર્યા વિના મેળવે છે.

આ છે સુરસિંહજી ગોહેલનાં માનસ, હૃદય અને સાહિત્યનો વિકાસ-ઇતિહાસ. તોફાની કિશોરમાંથી અતિશય રાગી બનતા, ઉત્કટ રાગીમાંથી પ્રણય-વીર થતા, પ્રણયવીરમાંથી પ્રભુના બંદા બનતા, સ્થૂળ શૃંગારના વિચાર-સ્વપ્નમાંથી નીકળી જઈ જીવનની ગંભીર ફિલસૂફી, ધર્મચિંતન, સત્યશોધ અને હૃદયસાધના તરફ વળતા, ચંચળ મનોદશામાંથી મુક્ત થઈ સ્પષ્ટ વ્યાપક જીવનદર્શન પ્રાપ્ત કરતા, જિગરનાં દર્દીલાં આંસુમાંથી પ્રાયશ્ચિત્ત અને અનુકંપા દાખવી જીવનની ઊંડી શ્રદ્ધા કેળવતા તથા વહાલાવહાલીનાં જોડકણાંમાંથી વહેલાં નીકળી જઈ મનોહર ભાવરસિક કવિતાના સર્જક બનતા, કલ્પના અને રસનાં ઊંચાં ઊંચા શિખરો કાવ્યપ્રદેશમાં સર કરતા, કૃત્રિમ આલંકારિક ગદ્યના મોહ-માંથી છૂટી સંવાદો અને પત્રોનું નિર્વ્યાજ, સુંદર, ભાવવાહી ગદ્ય પ્રગટાવતા આ છવ્વીસ વર્ષના રાજવીનાં જીવન અને કવનની આ કથા ગુજરાતના એટલી ઉંમર સુધીના જુવાનોમાં અપૂર્વ અને અદ્ભુત નથી શું?

પ્રકરણ ૭

# વ્યક્તિ કલાપી

"આંહી કોઈ યુવાન ભવ્ય દિસતો બેઠો મહાશાંતિમાં,
તેના સ્વેદથી અંગ કૈં કસરતે ભીનાં થયેલા હતાં,
મ્હોટું પુસ્તક કોઈ તે કર કને નીચે પડેલું હતું,
ચોંટી દૃષ્ટિ રહી હતી જલતણાં ફેરાં ઉડે તે પરે.
હતું તેનું હૈયું કમલ સરખું કોમલ, અને
હતો તેમાં દૈવી પ્રણયરસ મીઠો ટપકતો."

("કેકારવ", પૃ.૯૮)

ગુજરાતના હૈયામાં જે કલાપી વસી ગયો છે તે કવિ કલાપી, વ્યક્તિ નહિ. ગુજરાતે તેને કવિ અને પ્રણયી તરીકે ચાહ્યો છે તેટલો એક મહાન વ્યક્તિ તરીકે પિછાન્યો નથી. તેનાં પ્રણયકાવ્યો અને દર્દીલી ગઝલોને એણે જેટલાં લલકાર્યાં છે, એના પ્રણયજીવનને જાણવા જેટલી ઉત્કંઠા એણે બતાવી છે, તેટલી તેના વ્યક્તિત્વ અને સાહિત્યનાં અન્ય પાસાને જાણવા દરકાર કરી નથી. કલાપીનાં રુદન અને નિઃશ્વાસો સાથે ગુજરાતના કિશોરો અને તરુણોએ રુદન કર્યું છે અને નિઃશ્વાસો નાખ્યા છે, પણ તેના શરીરની અને મનની તંદુરસ્તી તથા તેની વીરતા, અભ્યાસનિષ્ઠા, વિદ્યાવ્યાસંગ, ત્યાગી મનોવૃત્તિ, કર્તવ્યનિષ્ઠા અને દિલાવરીનો સંગ કોઈએ કર્યો નથી.

કલાપીના સંપૂર્ણ વ્યક્તિત્વની પિછાન કરવાનો પ્રયાસ માત્ર તેનાં કાવ્યો વાંચીને કરવો એ વ્યક્તિ કલાપીને અન્યાય કરવા જેવું છે. એનાં કાવ્યો ભલે આત્મલક્ષી ઊર્મિકાવ્યો હોય કે તેની પ્રણયકથાનાં કેટલાંક પ્રકરણો જેવાં હોય, પણ એ કાવ્યો શુદ્ધ સત્ય હકીકતોના આધાર માટે પૂર્ણ શ્રદ્ધેય નથી, કારણ કે તે કલ્પનામિશ્રિત ભાવનાકાવ્યો છે. કલાપીએ આત્મકથા લખી છે, પણ

આપણને તે લભ્ય થઈ શકે તેમ નથી. તેમણે પત્રોમાં તેમના હૃદયને મૂક્યું છે, પણ તેમના અંગત મિત્ર રાણા સરદારસિંહનો અંગત અભિપ્રાય એવો છે કે "પત્રોમાં (હમેશાં) કલાપીએ તદ્દન સત્યપૂર્વક તેમની કથા કહી નથી."[1]

એટલે "કલાપીનું સાહિત્ય તેમના વ્યક્તિત્વનો અરીસો છે" એ ખરું, પણ તે સર્વાંશે નહિ. સત્ય એ છે કે તેમનું વ્યક્તિત્વ નહિ, પણ તેનો એકાદ અંશ જ તેમાં પડેલો છે. આમે ય કોઈ પણ સર્જકના સર્જનમાં તેના વ્યક્તિત્વનો સમગ્ર ભાગ પ્રતિબિંબિત થતો નથી હોતો, કેમકે સાહિત્યમાં સર્જકનું વ્યક્તિત્વ સંસ્કારાઈને, શુદ્ધ બનીને દાખલ થતું હોય છે. તેનું વાસ્તવિક રૂપ નહિ, પણ તેનું ભાવનાસ્વરૂપ તેમાં પ્રગટ થતું હોય છે. સાહિત્યકાર પોતાના આદર્શોના શ્રેષ્ઠ અંશો ચૂંટી કાઢીને સાહિત્યમાં દર્શાવે છે. તેથી તેના યથાતથ વ્યક્તિત્વનો તો અંશમાત્ર તેમાં દેખાય છે. બેશક, અંગત મનોભાવો અને વૃત્તિવલણો કલાપીએ તેમના સાહિત્યમાં નીડરતાથી રજૂ કર્યાં છે, પણ તેના ઉત્કૃષ્ટ અંશો જ તેમાં દાખલ થવા પામ્યા છે.

આમ હોવાથી કલાપીના પૂર્ણ વ્યક્તિત્વની ઓળખ કરવી હોય તો આંતરસામગ્રી લેખે "કેકારવ"નાં તમામ કાવ્યો, કલાપીના તમામ પ્રકટ-અપ્રકટ પત્રો અને તેમના અન્ય સાહિત્યનો વ્યવસ્થિત તુલનાત્મક અભ્યાસ કરી તેમાંથી યોગ્ય નિર્ણય તારવવો પડે. એ રીતે બાહ્ય સામગ્રી લેખે કલાપીના નિકટના સાથીઓ મણિલાલ, કાન્ત, વાજસુરવાળા, સંચિત, પ્રો. ઠાકોર, લોર્ડ હરિસિંગ, રાણા સરદારસિંહ, લલિત વગેરેનાં સંસ્મરણો, ભાષણો, મૃત્યુનોંધ વગેરેનો તુલનાત્મક અભ્યાસ કરી તેમાંથી વિવેકપૂર્વક નિર્ણય બાંધવો ઘટે. કલાપીએ પોતે પોતાને વિશે પત્રોમાં આપેલા અભિપ્રાયોથી દોરવાઈ જવું જોઈએ નહિ, કારણ કે એ વચનો તેમની સુજનતા અને વિનમ્રતાનાં હોવાથી અલ્પોક્તિરૂપ છે. આ રીતે કલાપીના સંપૂર્ણ વ્યક્તિત્વની છબી તેમનાં લખાણથી આગળ જઈ અન્ય સામગ્રીની સહાયથી ઉપસાવવી રહી.

## (૧) બાહ્યાંગ :

કલાપીની અનેક છબીઓ આપણને જોવા મળે છે, તે સૌમાંથી તેના દેહની ભવ્યતા, ચહેરાની વિચારમગ્નતા અને આંખોની નિર્દોષ સરલતા સર્વ-સામાન્ય લક્ષણરૂપે વરતાઈ આવે છે. અને તે અસત્ય નથી, કારણ કે સ્વ. વાજસુરવાળાનાં સંસ્મરણો તથા કલાપીનાં પોતાનાં કાવ્યો—પત્રો ઉપરથી તેમના

૧. પ્રો. ઠાકોરે આપેલ યુનિવર્સિટી વ્યાખ્યાન "ઊર્મિમૂર્તિ કલાપી" ના ટિપ્પણની ૯મી નોંધને આધારે. (અપ્રકટ) કૌંસમાં મૂકેલો શબ્દ મારો છે.

વ્યક્તિત્વનાં એ જ લક્ષણો આગળ તરી આવતાં જણાય છે. કલાપીની દેહકાઠી ઊંચી, ભરાઉ ને ભવ્ય હતી. તે નિત્ય સવારમાં વહેલા ઊઠી લાંબે સુધી ખેતરોમાં ચાલતા ફરવા જતા કે ઘોડેસવારી કરતા. "પેપરચેઈઝ"નો એમને ઘણો શોખ. કેટલીક વખત એવી ઘોડેસવારી ૧૫–૨૦ માઇલની પણ થતી. પાછા ફરી ખૂબ ધારું, કઢેલું દૂધ પી શકાય તેટલું પીતા. એ પછી અડધો કલાક સેન્ડોના ડમ્બબેલ્સની કે દંડ, બેઠક, જોડી, આસન વગેરેની કસરત અને તે પછી તૈલમર્દન અને સ્નાન. તેમના શરીરનો દરેક દરેક સ્નાયુ જીવનથી તરવરતો અને સશક્ત હતો. ચામડીનો રંગ શરૂઆતમાં કંઈક ભીનેવાન, પણ છેવટનાં વરસોમાં જાણે આત્મબળની જ્યોત અંદરથી બહાર ઊઠી આવી હોય તેમ ગૌર અને સુંદર બનતો ગયેલો. આછી દાઢી રાખવાનો એમને શોખ હતો. '૯૭માં સિતાર શીખવા ઉત્સાહ બતાવે છે. એમને ખાનપાનનો, સિગારેટનો, ભાંગનો અને બીર પીવાનો[2] સારી પેઠે શોખ છે. મોટે ભાગે સાંજ ટેનિસની રમત પાછળ એ ખર્ચે છે. આંખોની નબળાઈ સિવાય બીજો એકે રોગ એમને નથી. એથી બપોરના તાપમાં જ રમવી પડે તેવી ક્રિકેટની રમત નબળી આંખોને કારણે તે રમી શકતા નથી. પોતે સશક્ત, કસરતી અને તંદુરસ્ત શરીરવાળા છતાં લશ્કરી, શિકારી કે ક્રિકેટર આદિ ન બનતાં બેફાડુ ને કોમળ પ્રકૃતિના બની ગયા તે તેમના છ વર્ષ લગી વળગેલા આ સખત નેત્રવ્યાધિને લીધે.

**(૨) અંતરંગ:**

આ નેત્રવ્યાધિએ તેમના તોફાની, બેફિકરા અને રંગીન કિશોર જીવનને પલટાવી નાખવામાં અગત્યનો ભાગ ભજવ્યો. પ્રકૃતિએ ઊર્મિલ અને સંવેદનશીલ કલાપી મનનશીલ પણ બન્યા તે આવા અકસ્માતે. પોતે વાંચી શકે નહિ તેથી શિક્ષક ત્રિભુવન જાની અને વાંચવા રાખેલ ઉપશિક્ષક (Reader) જેવા હરિશંકર પંડ્યા તેમને રોજના પાઠ કરાવવા ઉપરાંત બીજું બહારનું સાહિત્ય પણ વાંચી સંભળાવે, સમજાવે અને તેમના તેરમા વર્ષથી સત્તરમા વર્ષ સુધી "નેત્રવ્યાધિથી હેરાન" કલાપી બહાર તડકામાં બપોરે જઈ શકે નહિ તેથી આ શિક્ષકોએ તેમની પાસે વાંચેલું–સમજાવેલું તે એકલા પડ્યા પડ્યા યાદ કર્યા કરે—વાગોળ્યા કરે. આથી એમની ગ્રહણશક્તિનો વિકાસ નાનપણથી જ ઝટઝટ સારો થવા પામેલો.

એમનું દેહું પણ "કમલ સરખું કોમલ" અને "પ્રણયરસથી ટપકતું" હોવાથી ઉદાર, દયાળુ, ક્ષમાશીલ, સરલ, નિખાલસ, મધુરતાથી સભર, વિનમ્ર,

૨. કલાપી ભાંગને "કાગળ" અને "બીર" ને "તાર" કહેતા.

સર્વમાં ત્વરાથી વિશ્વાસ મૂકી દેનારું ભોળું હતું. માણસના અને
૫૬. મા પ્રેમનું એ ભૂખ્યું અને કુદરતના, ભાવનાના તથા આત્માના સૌન્દર્યનું એ તરસ્યું હતું. કોઈનું ય દુઃખ તેનાથી સહ્યું જાય નહિ. કોઈને ય જાણ્યે–અજાણ્યે દુઃખ દેતાં તેને ચીરો પડે. રાજા થવામાં મોટી મુશ્કેલી તેમને આ કોમળ ને ક્ષમાશીલ હૃદયની જ હતી. "કોઈ ગુનેગારને શિક્ષા ગુનેગાર વ્યક્તિને નહિ, પણ પોતાને જ થતી હોવાનું દુઃખ" તે અનુભવતા. ૭ વર્ષની કેદ આપવી એમાં તેમને ત્રાસ છૂટતો. આ કોમળ હૃદયની અનુકંપાશીલ લાગણીઓ કલાપીને એટલી બધી પ્રિય કે જો તે ઘટવા પામે કે દિલમાંથી દયા અને સ્નેહ ઓછાં થતાં જાય તે તો તેમનાથી સહેવાય જ નહિ. એમની પ્રભુને પ્રાર્થના હતી આ: "કઠિન બનજો નહિ હૃદય, એ જ ઇચ્છું પ્રભુ." એમની ઉદારતાને સીમા ન હતી. મણિલાલને બધા મળીને બાર હજાર રૂપિયા તેમણે મદદ કે ભેટ તરીકે આપેલા. બાલાશંકરનો ગ્રંથ છપાવી આપવાનો ખર્ચ તેમણે માથે લીધો હતો. રાણા સરદારસિંહને વિલાયત મોકલવાનો ખર્ચ પોતે ભોગવવા તે તૈયાર થયા હતા. કોઈ એક ભાયાત પણ નિર્ધન કુમારને ભણાવવાનો ખર્ચ પણ પોતે આપશે, એમ તેમણે જણાવેલું. કાશ્મીરના પ્રવાસે ગયા ત્યારે તેમણે ત્યાંથી મિત્રો માટે અવનવી ચીજો, ભારે કિંમતની ખરીદેલી. ૧૮૯૯ના દુકાળમાં પ્રજાની રાહત માટે પોતાની તિજોરી તેમણે ખાલી કરાવી દીધી હતી. જટિલ, લલિત, મસ્તકવિ વગેરે કવિઓને તેમણે કેટલી ય આર્થિક મદદ કરી હતી. નોકરી વિનાના કાન્તને આગ્રહપૂર્વક ૭ મહિના સુધી લાઠીમાં પોતાને ત્યાં તેમણે રાખ્યા હતા. ખટપટિયા, નાટકી અને હરામખોર હજૂરિયાઓની લુચ્ચાઈ તેમની જાણમાં આવે તેમ છતાં તેમની આજીજી, કાકલૂદીથી પીગળી જઈ ઉદારતાથી તેમને તેઓ નિભાવ્યા કરતા.

આવા કોમળ ને ઉદાર હૃદયવાળા કલાપીની પ્રકૃતિ ઊર્મિલ હોય એમાં નવાઈ નથી. ક્રોધ એ શી ચીજ છે એ તો જિંદગીભર તેમણે જાણ્યું નથી.× કોઈને ઊંચા સ્વરે તે બોલી શકતા નથી, કોઈનું પણ અકળાવે તેવું વચન કે વર્તન નીલકંઠની જેમ તે ગળે ઉતારી જાય છે અને "સામાને માઠું તો નહિ લાગ્યું હોય, એનું દિલ પોતાના વચન–વર્તનથી દુખાયું તો નહિ હોય" એવી વ્યથા તે મનમાં અનુભવે છે. સામાન્ય ઘટના પણ તેમના અંતરમાં ઊથલપાથલ મચાવી દેતી અને મનમાં તર્કો જન્માવી ઘોળાયા કરતી.

× રમાની વડારણ નાથીના દીકરા હમીરે અન્ય બાળકો સાથે રમતાં રમતાં કલાપીનો પ્રિય કીમતી કાચનો ટીચકો તોડી નાખ્યો હતો, પણ કલાપીએ ગુસ્સે થવાને બદલે હમીરને વહાલથી ઊંચકી લીધો અને તેને મારપીટ કરતી તેની માને ઠપકો આપ્યો.

"દિસે તેવું કિન્તુ હૃદય ન હતું પૂર્ણ સુખિયું
વિચારો ઊંડામાં ગરક થઈ તે તો વહતું'તું."

તે આ કારણે.

પણ તેમ છતાં હમેશની તેમની વિનોદી અને ટીખળી પ્રકૃતિ જોનારને તો તેમના હૃદયમાં દુઃખ કે વિષાદ કદીય હશે કે કેમ એવી શંકા થાય. ખુદ તેમનાં પત્ની રમાબાને પણ જિંદગી સુધી એ આશ્ચર્ય રહ્યા કર્યું હતું કે આવા સદાના હસમુખા, આનંદી, પ્રફુલ્લ મુખવાળા કલાપીની કવિતામાં આટલું બધું દર્દ આવ્યું કયાંથી?[3] અને શંકા થાય એમાં કશું ખોટું નથી, કેમકે કલાપી મિત્રોની વચમાં એટલા બધા વિનોદટ્ટા, મશ્કરી અને મધુર કટાક્ષોથી ખીલી ઊઠતા કે તેમની હાજરીથી ગમે તેવું ગંભીર વાતાવરણ પણ હળવું બની જતું.

"હતું તેને મ્હોંએ મધુર સ્મિત કાંઈ ચમકતું.
દિસે તેનાં ગાત્રો પુલકિત થતાં હર્ષમય સૌ."

અને ખરેખર, કલાપીના વ્યક્તિત્વનો એક અંશ આ મધુર સ્મિત અને પુલકિત થતાં હર્ષમય ગાત્રો પણ ખરો, જે અનેક અપરિચિત, માની, વિદ્વાન અને પ્રતિભાવાન પુરુષોને મિત્રો તરીકે તેમની પાસે ખેંચી લાવતો.

## (૩) રાજવીઓમાં નિરાળાપણું :

એમના સમયના સર્વ રાજવીઓ અને રાજકુમારોથી કલાપીનું વ્યક્તિત્વ નિરાળું હતું. જ્યારે તેમની ઉંમરના કુમારોને શિકારે જવાનો શોખ હોય ત્યારે તેમને કુદરતમાં એકલા રખડવાનો અને પ્રકૃતિસૌન્દર્ય માણવાનો શોખ બહુ. જ્યારે તેમની વયના કુમારોને સ્વચ્છંદે હલકી સોબતમાં નાટક–મુજરા, શરાબ, ખાનપાન અને જુગારમાં રંગાવું ગમે છે, ત્યારે આ કુમારને સાહિત્યના વાચનનો નાદ લાગ્યો. જ્યારે તેમની વયના રાજવીઓ હલકી નવલકથાઓનાં થોથરાં ફાડે, ત્યારે આ જ્ઞાનરસિક રાજવી પ્લેટો, એમર્સન, સ્વીડનબોર્ગ, ગીતા, ભાગવત અને રામાયણમાં મશગૂલ રહેતો. જે ઉંમરે રાજકુમારોને સત્તા પ્રાપ્ત કરવાનાં સ્વપ્નાં આવે તે ઉંમરે આ કુમારને જંગલમાં જઈ રહેવાના વિચારો આવતા હતા. કોઈ પણ રાજવીને પોતાની દાસી સાથે ગુપ્ત સંબંધ રાખવામાં કશો બાધ આવતો નહિ, ત્યારે આ રાજવી લગ્ન કર્યા વિના તેની સાથે એવો સંબંધ રાખવામાં હલકટતા ગણે છે. કલાપીનાં વાચનશોખ, ચિંતનપ્રિયતા, પોતાના આત્માની વિકાસવાંછા, સમગ્ર જગત પર ફરી વળતી કોમળ, અનુકંપા–

૩. લાઠીઠાકોર શ્રી પ્રહ્લાદસિંહજી સાથેના વાર્તાલાપના આધારે.

ભરી દૃષ્ટિ, અનેક સાહિત્યકારોની મૈત્રી, સાહિત્યનો તેમનો જીવંત રસ સાહિત્યસર્જન માટેની ઉત્કટતા અને તેને વિકસાવવા માટેના તેમના પ્રયત્નો રાજ્યગાદી અને ગાદી તરફ અંતરનો અણગમો, રાજ્યના આંતરિક કાયદા કે પ્રણાલિકાઓ પ્રત્યે નફરત, એજન્સીની ગુલામી પ્રત્યે અંતરનું બંડ, ખોટા દબદબા, મોહ, આડંબર અને મિથ્યાભિમાનને બદલે નિખાલસતા, સરળતા સમાનતા અને સ્નેહ, શુદ્ધ બુદ્ધિ અને સાચી લાગણીથી પોતાના વ્યવહારુ પ્રશ્નો ચર્ચવા, સમજવા ને ઉકેલવા માટેની ધગશ, જ્યારે લાગ્યું કે રાજા તરીકે પ્રજાકલ્યાણ કરવાનું પોતાને પ્રકૃતિથી જ ફાવે તેમ નથી ત્યારે ગાદીત્યાગનો તેમણે કરેલો નિશ્ચય—આ બધી બાબતો કલાપીને અનેક રાજવીઓથી નિરાળા પાડી દે છે જન્મે અને વ્યવસાયે તે ભલે રાજા બન્યા હોય, પણ અંતરથી તેઓ કદી રાજા બની શક્યા નહોતા; અંતરમાં તો તેઓ કવિ, સ્નેહી ને સાધુ જ હતા

(૪) કુટુંબવાત્સલ્ય:

સ્નેહ એ કલાપીના જીવનનો સર્વોપરી સૂર છે. એ જો રસ્તે જનારને પણ મળી શકે તો તેમના કુટુંબને શા માટે નહિ? પિતા તો પાંચ વર્ષના તેમને મૂકીને ગુજરી ગયેલા, પણ માતા ઉપર તેમને ખૂબ મમતા. માતાનો પડતો બોલ તે ઝીલતા અને માતાના મૃત્યુ પછી માતાની ઇચ્છા પ્રમાણે મેનેજર આશારામભાઈ તથા શિક્ષક ત્રિભુવન જાનીને એમણે નિભાવ્યા હતા. જાની સાહેબને છૂટા કર્યા પછી પણ તેમણે માતાને આપેલા વચન પ્રમાણે તેમની સંભાળ રાખી અવારનવાર આર્થિક મદદ આપેલી. મામા–મામી ઉપર પણ તેમને એટલું જ વહાલ. પોતાના સાવકાભાઈ વિજયસિંહજી, જેમના માતાથી તેમને સદા ચેતતા રહેવાનું હતું તેના પુત્ર પ્રત્યે કેવી મમતા ને તેના શિક્ષણ પ્રત્યે કેવી કાળજી એક વડીલ ભાઈ તરીકે કલાપીએ રાખેલી તે "પત્રધારા"નો એ પત્ર સ્પષ્ટ બતાવે છે. (જુઓ પૃ. ૪૭૦થી ૪૭૨) રમાબાના માતા, ફોઈ અને ફુઆ પ્રત્યે અત્યંત આદર અને પૂજ્યભાવની લાગણી તેમને હતી "વ્હાલી બેન બાબાને" એ કાવ્ય રમાબાના વિધવા બહેનને સંબોધીને જ લખાયું છે. પુત્રીઓ લાલાબા અને રમણીકકુંવરબા તથા પુત્ર પ્રતાપસિંહ પ્રત્યે પણ તેમને અગાધ વાત્સલ્ય હતું. તેમની જુદાઈ તેમનાથી સહી જતી નહતી. કાશ્મીરના પ્રવાસે ગયા ત્યારે કે શોભનાને પરણ્યા પછી રમાથી જુદા રહ્યા ત્યારે પણ બાળકોથી જુદા પડવું તેમના દિલને ઊંડા ઘા જેવું બન્યું હતું. સર્વના જીવનવિકાસની, શિક્ષણની, આરામની, તબિયતની અને રુચિની દરકાર તેમને સતત રહ્યા કરી હતી. સગા વહાલાના રીતરિવાજ પ્રમાણે વ્યવહાર, ચાંલ્લા કરિયાવર આદિ કરવા વિશે તે રમા-

બાના પત્રોમાં ખાસ નિર્દેશ કરતા જણાય છે. પોતાનાં સગાંને વિવાહમાં અને વ્યવસાયમાં સારાં કામ મળે તે માટે તેમને કેટલી હોંશ છે અને તે માટે તેમનો કેવો યત્ન છે તે મોરબીના મહારાજા શ્રી લખધરસિંહજી ("પ્રિય જીલુભા") પરના તેમના પત્રો પરથી જણાય છે. કુટુંબીજનો પ્રત્યે તે કર્તવ્યનિષ્ઠ હતા. સાવકી માતાનો મોભો જળવાઈ રહે તથા તેમને કોઈ વાતે મુસ્કેલી ન આવે તેમાં તેમ જ કોટડાવાળા રાણીને પીયરિયામાં જે કાંઈ વ્યવહારવિધ કરવાના હોય તેની ચોકસાઈભરી સમજ આપવામાં કલાપીની કર્તવ્યનિષ્ઠા તથા વ્યવહાર-કુશળતા જણાઈ આવે છે. મહેમાનોનું આતિથ્ય, કુટુંબીઓ પ્રત્યેની મમતા, પોતાના સમાજ પ્રત્યેની પોતાની વ્યવહારફરજો અને પોતાની છત્રછાયા હેઠળ કુટુંબની કોઈ વ્યક્તિને કશી જાતની મુસ્કેલી અનુભવવી ન પડે તે માટે તે સદા જાગ્રત હતા. તેમનામાં વ્યવહારની જવાબદારીની પૂરી સમજ હતી અને તેમાં કેવી રીતે દક્ષતાથી કામ લેવું દેવું તેની જાણકારી પણ તેમની આપણા કેટલાક કવિઓ કરતાં સારી હતી. કુટુંબીજનોના ફરજપાલન માટે તેમને ખૂબ આગ્રહ છે. તેમના ભાઈ વજુભાને લખેલા પત્રમાંથી વડીલ ભાઈ તરીકેની તેમની સમજ અને શિખામણ પ્રશંસનીય છે રાણા સરદારસિંહ ઉપર પણ કેટલાક પત્રો લખાયા છે તે તેમની સાચી મુરબ્બીવટ દર્શાવે છે. એ મુરબ્બીવટમાં લાગણી અને મમતા છે, પોતાનાં સુખી થાય એ જોવાની ઇચ્છા છે. પિતા તરીકે પણ બાળકોનાં શિક્ષણ અને સારી ટેવો માટે કાળજી છે. જોરાવરસિંહ (કોટડા-વાળાંના પુત્ર) ઘણુંખરું મોસાળમાં રહેતા. તેમની તબિયત, ટેવો, અભ્યાસ વિશે પણ તેઓ ખૂબ કાળજી બતાવતા. આમ, પિતા, ભાઈ, પુત્ર, પિતરાઈ, ભાણેજ અને કુટુંબીજન લેખે કલાપીનું વર્તન એક ઉદાર, માયાળુ, કર્તવ્યનિષ્ઠ, વ્યવહારવિદ, શુભેચ્છક, ન્યાયદષ્ટિવાળા વાત્સલ્યમૂર્તિ શિરછત્ર તરીકેનું હતું. નોકર ચાકર પ્રત્યે પણ એટલી જ ઉદારતાથી તે વર્તતા. વશરામ, જેસિંગ, જીવરામ આદિ નોકરો વિશેની તેમની મમતા અને કાળજી તેમના રમા પરના અપ્રકટ પત્રોમાં સ્પષ્ટ જોવાય છે.

## (૪) પતિ અને પ્રણયી :

કલાપીનું સૌથી વધુ વિવિધતાવાળું અને સંકુલ વ્યક્તિત્વ પતિ અને પ્રણયી તરીકે-નું છે. ત્રણ પત્નીઓના આ પતિની સમસ્યા કે મૂંઝવણો કંઈ ઓછી નથી. રમા પ્રત્યે પરણ્યા ત્યારથી જ પ્રેમ અને આસક્તિ અને કોટડાવાળાં પ્રત્યે દિલથી એટલો બધો અનુરાગ નહિ. આમ છતાં કોટડાવાળાં પ્રત્યે ફરજની ભારોભાર લાગણી છે. પોતે એમના પતિ છે અને તે એક નાનકડા સંસ્થાનની રાણી છે, એવું કર્તવ્ય-

ભાન તે કદી ભૂલ્યા નથી. રાજકોટ કોલેજમા ભણતા ત્યારથી એવું તીવ્ર ભાન તેમને હતું. કોટડાવાળાને શિખામણ, સમજાવટ, તેમના મનની શંકાઓ દૂર કરવા દલીલો, બને રાણીઓએ હળીમળીને રહેવા વિશે રમાના પત્રોમા ઇશારા વગેરે બતાવે છે કે કલાપી રમા પ્રત્યે આસક્ત ભલે વિશેષ હોય, પણ પત્ની અને રાણી તરીકેના દરજ્જામા બેમાથી કોઈને માનીતી-અણમાનીતી ગણતા ન હતા. રાજકોટમા પત્ની સાથે રહેવાની છૂટ મળી ત્યારે પણ તેમણે બનેને રાજકોટ સાથે રહેવા તેડાવેલા અને હળીમળીને સંપથી ભેગા રહેવા તેમને તે સમજાવતા. કલાપીની પતિ તરીકેની ન્યાયબુદ્ધિ તથા કર્તવ્યનિષ્ઠાનું એ ઉત્તમ દૃષ્ટાંત છે. શોભના પ્રત્યે તેમને ખેંચાણ થાય છે ત્યારે પણ રમાના સ્વભાવ, મનદુઃખ, હૃદયની લાગણી અને તેના હક્ક વિશે પૂરી કાળજી રાખે છે. તેનુ વ્યક્તિત્વ ઘવાય નહિ, તેનુ સ્વમાન હણાય નહિ અને શોભના ઉપર હતો તેવો જ પ્રભાવ લગ્ન પછી પણ રમાનો કાયમ રહે એવી ખાતરી રમાને તે આપે છે. "રમા તરફની મારી ફરજ મૃત્યુ સુધી બજાવીશ" એમ તેમણે મણિલાલને લખ્યુ છે. છેલ્લા દોઢ વર્ષમા તો ત્રણે સાથે રાત્રિઓ ગાળવાના દિવસ મુકરર કરે છે, ત્રણેનુ મન સંપાદન કરે તેવા વાણીવર્તન દાખવે છે અને ત્રણેને સરખુ માન, હક્ક, ન્યાય મળે અને કોઈનુ દિલ દુભાય નહિ તે માટે સતત ધ્યાન આપે છે. અલબત્ત, તેથી જોકે ત્રણેમાથી કોઈને પૂરો સંતોષ થતો નથી, પણ કલાપીનું ગૌરવ ત્રણેને સંતોષ આપવા તેમણે કરેલા પ્રયત્નોમા રહેલુ છે. જે જમાનામા અનેક પત્નીના પતિ થવુ તો સામાન્ય વાત, જે જમાનામા ગમે ત્યારે પત્નીને જિવાઈ બાંધી આપી તેને અલગ રાખવી અથવા છૂટી કરી દેવી એ રોજની વાત, તે જમાનામા ત્રણે પત્નીઓ વિશે દરેકનુ સ્વમાન, સુખ અને ઇચ્છાઓ સંતોષાય એવી કાળજી રાખી તેનો બનતો અમલ કરવા મથવુ એ પ્રશંસાપાત્ર નથી શુ? ગૃહસ્થીના સર્વ ધર્મોનુ ઉમળકેર પાલન તેમણે કર્યું છે પત્નીઓના ઘરેણા, વસ્ત્રો, હાથખર્ચ, પ્રવાસ, નોકર ચાકર વગેરેમા પોતાની શક્તિ પ્રમાણે કશી કમીના તેમણે આવવા દીધી ન હતી

આમ છતા રમા પરની વિશેષ આસક્તિને લીધે તે પોતાની સાથે પ્રવાસે ઘણુખરુ રમાને જ લઈ જતા. એમા એ પણ કારણ હોય કે રમાબા વિશેષ ચપળ, પ્રભાવશાળી, સંસ્કારી રીતભાતવાળા અને શાણા હોવાથી મુસાફરીમા તેમ જ પરગામમા તેમને ખૂબ ઉપયોગી અને શોભારૂપ બની રહેતા હોય અને બને પત્નીઓ, સાથે રહેવામા ક્લેશ-કંકાસ કરતી હોવાથી બેમાથી એકને જ, એટલે પછી તો રમાને સ્તો, સાથે લેવાની પરોક્ષ રીતે ફરજ પડતી

હોય, પરંતુ મુંબઈ, મહાબળેશ્વર, ગોપનાથ, ઘોઘા, હડાળા, રાજકોટમાં કલાપીની સાથે રમાબા જ હોય.

અહીં એક પ્રશ્ન થવો સ્વાભાવિક છે. રમાને આટલી આસક્તિથી ચાહનારનું "…માત્ર તું મ્હારી રહેજે. તું રહેશે નહિ, તો પણ આ દિલ બાળી મરી જઈશ પણ ત્હારો મટીશ નહિ—માટે કાંઈ પણ ચિન્તા શા માટે?"૪ એવો વિશ્વાસ ૧૮૯૦થી '૯૪ સુધી રમાને સતત આપનારનું શોભના સાથેનું પ્રણયલગ્ન કઈ રીતે ન્યાયી કે વાજબી ગણી શકાય?

આ પ્રશ્ન નીતિની દૃષ્ટિએ ન વિચારીએ અને કેવળ પ્રણયપરાયણતાની દૃષ્ટિએ તપાસીએ તોપણ કલાપીનું પ્રેમમાં એક પાત્રમાંથી બીજા પાત્રમાં સરકી જવું દોષરૂપ, કદાચ ઘણાંની દૃષ્ટિએ, જણાશે. એક વ્યક્તિ તેની કિશોરાવસ્થા અને તરુણાવસ્થાના સંધિકાળમાં એક પાત્રને એટલી બધી ચાહે કે તેના વિરહથી અકળાઈ જઈ આપઘાત કરવા સુધી ઉત્કટતા અનુભવે અને એ જ વ્યક્તિ બે-પાંચ વર્ષમાં તેના પ્રેમનું પાત્ર અન્યત્ર શોધી કાઢી જે વ્યક્તિના વિરહે એ ઝૂરતો હતો તેને પોતાના નવીન પ્રેમના વિકાસમાં મોટા વિક્ષેપનું કારણ પણ માનતી થઈ જાય તે વ્યક્તિ શી રીતે પ્રણયવીર કે પ્રણયનિષ્ઠ કહી શકાય, એવો સવાલ સૌના મનમાં ઊઠે તે સ્વાભાવિક છે.

અલબત, એકપત્નીવ્રત કે એક સ્ત્રી પ્રત્યેના વિશુદ્ધ પ્રેમના આદર્શની દૃષ્ટિએ આ બરાબર છે, પણ આદર્શને સ્થાને વાસ્તવિક હકીકતો લક્ષમાં લઈ આ પ્રશ્ન વિચારવો ઘટે છે. કલાપી રમાને અનન્યપણે ચાહતા તે કાળ તેમની કિશોરાવસ્થાનો. કિશોરવયમાં સ્વાભાવિકપણે વ્યક્તિ વૃત્તિઓ અને લાગણીઓથી જ પ્રેરાતી હોય. તેના વિચાર આ વયે પાકા હોય પણ નહિ અને વૃત્તિ-લાગણી-વાસનાને પ્રિયકર પ્રવૃત્તિમાં જ તેની વૃત્તિનું ચક્રમણ તે વખતે ચાલતું હોય. માના મૃત્યુ પછી અને રમાને પરણ્યા પહેલાં સ્વજન ગણાય કે પોતાના ઉપર હૃદયનો ખરો પ્રેમ ઢોળે તેવું તેમના મામી સિવાય બીજું કોઈ સ્નેહી કમા કલાપીને હતું નહિ. આથી પરણ્યા કે તરત તેમનાથી આઠ વર્ષે મોટાં રમાબાના પ્યારમાં કલાપી રંગાઈ ગયા એટલું જ નહિ. પણ તેમના વાણીની મીઠાશ, દક્ષતા, યૌવન અને કલારસિકતાના મોહમાં તે પડી ગયા. તારુણ્યની વૃત્તિઓ જેમ જેમ જોશ કરવા લાગી તેમ તેમ તે રમાની સંગતમાં જ સ્વર્ગ અને પોતાના જીવનનું સર્વસ્વ માનવા લાગ્યા. તારુણ્ય-વેગમાં વૈરાગ્યની વૃત્તિ કોઈ કોઈ કોઈ વાર ઊઠવા લાગી ત્યારે પણ રમાથી જ પોતે સંસારમાં રહ્યા છે,

૪. રમાને પત્ર —"પત્રધારા," પૃ. ૪૯૮.

રમા વિના તો પોતાનું જીવન દુઃખી અને નીરસ છે, એવું તે ગણવા લાગ્યા. આ વયમાં વ્યક્તિ સર્વને પ્રેમ કરવા લાગે છે અને જરાક કોઈએ તેના હૃદયને મુગ્ધ કર્યું કે તે તેના તરફ અહોભાવ સેવવા લાગે છે. વિચારનું તત્ત્વ તેનામાં એ વખતે ઓછું હોય છે. વાસ્તવિકતા કે માનસશાસ્ત્ર ઉભયની દૃષ્ટિએ તપાસીએ તો આ વય કુદરતી રીતે જ એક બાજુથી વૃત્તિ, વિકાર, વાસના અને લાગણીઓ અનુભવવાની છે અને બીજી બાજુથી કલ્પના, ઉડાઈ સ્વપ્નાં અને ભ્રામક ભાવનાઓમાં રાચવાની છે.

એટલે જ્યારે વીસ વર્ષની વયે કલાપી રમામાંથી શોભના તરફ ઢળે છે, ત્યારે એવી મુગ્ધાવસ્થામાંથી પસાર થઈ રહ્યા છે. રમાના ગુણને બદલે દોષ હવે તેમને દેખાવા લાગે છે. રમાનો હવે તેમને માનસિક ભાર લાગે છે. રમાના વૃત્તિરંગો, રુચિરંગો તો એના એ જ છે, પણ કલાપીની એ રંગોને જોવાની દૃષ્ટિમાં હવે ફરક પડ્યો છે. રમાના અને પોતાના હૃદયનાં રસરુચિ, ભાવના અને દૃષ્ટિમાં મોટો તફાવત છે. જ્યારે નિર્દોષ મધુર કિશોરી શોભનાના હૃદયની સાથે પોતાનો વિશેષ મેળ ખાય છે, એવું અનુભવતાં કલાપી શોભના તરફ વધુ ને વધુ ઢળતા જાય છે. પરિણામે શોભના સાથે એમના પ્રેમની ગાંઠ મજબૂત બનતી જાય છે. એટલે કલાપીના રમા સાથેના પ્રેમને કિશોરવયના મોહનું જ પરિણામ ગણીએ, તો કલાપીનો પ્રથમ સાચો ઉદયમાન પ્રેમ શોભના પરનો જ, એમ માનવું પડે. તેથી પ્રણયની દૃષ્ટિએ કલાપીએ રમાનો અપરાધ કર્યો નથી. શોભનાને પરણ્યા પછી પણ રમાને, કોટડાવાળાની જેમ, પત્નીના હક્કો આપ્યા છે, તેમનું માન સાચવ્યું છે, તેમની ઇચ્છાઓ પૂરી કરવા તે તત્પર રહ્યા છે અને શોભનાની સાથે જ સખીના, મોટીબહેનના ભાવથી રહેવા માટે રમાને તેમણે સમજાવ્યાં છે.

આમ, કલાપીનો રમા માટેનો શરૂઆતમાં પાંચ વર્ષો લગીનો મોહ હતો. તે પછી શોભના તરફનો પ્રેમ હતો અને પચીસની ઉમરે શોભનાના સ્નેહમાંથી ય જ્યારે હૈયું કોઈ અગમ્ય તત્ત્વના પ્રેમ તરફ ઝૂક્યું ત્યારે શોભના પણ તેમને રમા અને કોટડાવાળાંની સમાન સામાન્ય બની ગયેલ જણાતી હતી. કલાપીના આત્માનો આ વિકાસ છે. માનવી, ધર્મશીલ–વિચારશીલ માનવી, જડ નથી. કુદરતી વયના આવેશમાં આવી જઈ કંઈક તેણે ઉચ્ચાર્યું હોય, મનમાં સેવ્યું હોય, એ પ્રમાણે વર્તન તેણે કર્યું હોય, તેથી વિચાર પાકા થતાં, ભાવના સ્પષ્ટ અને શુદ્ધ થતાં, જીવનદૃષ્ટિ બદલાતાં કુદરતી વયના આવેશમાં કરેલી ભૂલો સુધારવી નહિ કે તેમાંથી નીકળી જઈ પોતાના જીવનવિકાસ, આત્મવિકાસ માટે

પોતાના હૃદયને પ્રવૃત્તિશીલ ન કરવું, જીવનભર આત્મવંચના જ કર્યા કરવી, રૂઢિવશ બની હૈયાના સ્વપ્નને, કલ્પનાના ચિત્રને અને દૃષ્ટિની સિદ્ધિને ગૂંગળાવી દેવી, તેનો નાશ કરી દેવો, એ તો માણસની મોટી નબળાઈ. કલાપીએ એવી નબળાઈ બતાવી નથી. ઊલટાનું, શોભના સાથેના ગુપ્તસંબંધને ઝાઝી વાર ન ટકાવતાં તેને ખુલ્લો કર્યો છે, એટલું જ નહિ, લગ્નસંબંધમાં જ એ પરિણમવો જોઈએ એવો આગ્રહ રાખ્યો તે જ તેમની પ્રણયવીરતા અને શુદ્ધનીતિ માટેનો આદર બતાવે છે. રાજાઓના જીવનમાં દાસીઓ કે અન્ય સ્ત્રીઓ સાથેના આડા વ્યવહાર ન હોય તો જ આશ્ચર્યની વાત ગણાય, પરંતુ કલાપી એવી કોટિના રાજવી નથી. સ્વ. રમણભાઈ કહે છે તેમ "રજપૂત રાજાની સાંસારિક ભાવના તેમને છોડી શકી નથી," એવું નથી. એવી ભાવના હોત તો કલાપીએ શોભના સાથેનો વ્યવહાર લગ્નમાં પરિણમે એવો અતિ આગ્રહ સેવ્યો જ ન હોત. શોભના સાથેના તેમના ગુપ્ત વ્યવહારમાં રમાબા નારાજ નહોતાં. માત્ર લગ્નસંબંધથી મળતા હકો શોભનાને ન મળવા જોઈએ અને પોતાની સાથે કલાપીનો આટલો બધો પ્યાર બહાર જાહેરમાં પણ પૂજાય તો એવી પત્ની છતાં એક ખવાસણ સાથે કલાપી લગ્ન કરે તેમાં રમા અને કલાપી ઉભયની પ્રતિષ્ઠાને ધક્કો પહોંચે, એવા હેતુથી જ રમાબા આ લગ્નની વિરુદ્ધ હતાં. પરંતુ કલાપી શોભનાના સ્ત્રીત્વની અને પોતાના હૃદયની એવી મશ્કરી કરવા તૈયાર નહોતા. તેમની સાંસારિક ભાવના એક પત્નીવ્રતની બહુ આગ્રહી નહોતી એ વાત સાચી, પણ તે એક જડ, વિલાસી રજપૂત રાજાની નહોતી; એક વિચારવંત, અનુભવશીલ, જાગ્રત આત્માની હતી.

એક સાચા પ્રણયી તરીકે કલાપીને શોભના પ્રત્યે પણ જવાબદારી અદા કરવાની હતી. કલાપીએ જ્યારે જોયું કે પોતાની સાથેના સંબંધને લીધે તેનો પતિ શોભનાને શારીરિક અને માનસિક ત્રાસ આપે છે, ત્યારે તેમનાથી સહ્યું ગયું નહિ. છેવટ સુધી શોભનાની શી ઇચ્છા છે તે તરફ તે જ [illegible] આપ્યું છે. રાજા તરીકે, નીતિની દૃષ્ટિએ, રમાની દૃષ્ટિએ, શોભનાની [illegible]તી. આથી અનેક દૃષ્ટિએ તેમણે શોભના સાથેનું લગ્ન વાજબી ખરું કે નહિ ત[illegible]ી, [illegible]રી જોયો છે, મણિલાલ આગળ પત્રોમાં છણી બતાવ્યો છે, જે તેમની [illegible]તા, વિચારશીલતા અને આત્મપરીક્ષણ તથા પૃથક્કરણવૃત્તિનું દર્શન [illegible] છે. લલિતને લખે છે: "તમે જાણતા નહિ હો કદાચ મ્હેં મ્હારું સહેવું સં[illegible] કેવી શાન્તિથી સહ્યું છે તે. પરંતુ એક ન્હાની સરખી છોકરી અને તે પણ સખ્ત

૧૪

કેદખાના જેવી સ્થિતિમાં અસહ્ય દર્દ શી રીતે સહી શકે? તે મરી જતી હતી અને અમુક માસમાં કદાચ મરી જાત. કોઈ પણ કાયદાની કે નીતિની ખાતર તેને મારી નાખવા જેવું ઔદાર્ય મ્હારામાં રહ્યું નહિ અને ભ્રષ્ટ થઈને પણ મેં તેને ઉગારી લીધી છે...મ્હેં પરાર્થે આ કાર્ય કર્યું છે એમ હું કહેવા માગતો નથી, પરંતુ મ્હારા કાર્યમાં પાત કરતાં ઉત્થાનની દૃષ્ટિ મ્હને વધારે પ્રબળ લાગે છે. હું સહન નથી કરી શક્યો અને મ્હેં આ કર્યું એમ હું માનતો નથી અને તેટલામાં જ મ્હારા અંતઃકરણને સર્વ શાન્તિ છે."[૫]

એટલા સાચા પ્રણયનિષ્ઠ પ્રણયવીર તરીકે આ સંજોગોમાં કલાપીને મા શોભના સાથે લગ્ન જ ઇષ્ટ હતું. પ્રિયતમા પ્રત્યેની તેમની ખરી જવાબદારી આ જ હતી અને તે તેમણે લોકનિંદાના, રમાના, શોભનાનાં સગાંવહાલાંના—સર્વના ભયને અવગણીને પણ બજાવી.

પરણ્યા પછી પણ શોભનાના બાહ્ય અને માનસિક પરિસ્થિતિના ફેરફાર માટે તેમણે બનતો પ્રયત્ન કર્યો છે. શોભનાને રાજ્યમાં કલાપી, કારભારી તાત્યા સાહેબ અને કલાપીનાં કેટલાંક માણસો સિવાય કોઈ આદર આપતું નહિ. શોભનામાં કલાપીની ઊંચાઈએ જઈ શકે તેવું મનોબળ, બુદ્ધિશક્તિ કે જ્ઞાન નહોતાં. આથી એક વર્ષ સુધી શોભનાના માનસને તથા સરલ હૃદયને રસ અને જ્ઞાનની પોતાની ભૂમિકાએ ચઢાવવા કલાપીએ પ્રયત્નો કર્યા છે. મૃત્યુસમયે પણ તેમની ચિંતા શોભના માટેની જ હતી.[૬] પ્રો. ઠાકોરના કહેવા પ્રમાણે કલાપીની છેલ્લી સહી અને છેલ્લું કાર્ય શોભનાબાના હક્કના રક્ષણ માટે હતાં. પતિ અને પ્રણયી લેખે પણ, આમ, કલાપી અસામાન્ય વ્યક્તિ છે.

રાજા :

રાજા તરીકે કલાપીના હિસાબનું સરવૈયું બહુ જમાપાસું દેખાડતું નથી. તે દક્ષ, દૃઢ મનના, ગુનેગારો સામે કડક હાથે કામ લેનારા, પોતાના પ્રભાવથી ખટપટિયા ને તરફદારો અને નોકરોને નિયમનમાં રાખનારા, પોતાની ઇચ્છાઓનો તાબેદાર કોઈ ઠરાવનારા કુશળ રાજ્યકર્તા થઈ શક્યા નથી. પણ તેમ છતાં કર્તવ્યોને પ્રામાણિકતાથી બજાવવા ઉત્સુક ને પ્રજાનું સદા કલ્યાણ વાંછનાર ઉદાર દિલના રાજવી તો તે હતા જ. આદર્શ રાજા થવા માટે તે અનેક પુસ્તકોનું અધ્યયન કરે છે. રાજાના ખરા ધર્મોનું તે મનન કરે છે. કારભારી પાસે બેસી રાજકાજનો નિષ્ઠાથી અનુભવ લે છે. મણિલાલ અને તેમના મૃત્યુ પછી

૫. "પત્રધારા", પૃ. ૩૯૯–૪૦૦.

૬. જુઓ "ઊર્મિમૂર્તિ કલાપી" એ પ્રો. ઠાકોરનું વ્યાખ્યાન.

ગોવર્ધનરામનું વારંવાર રાજ્યધર્મમાં માર્ગદર્શન ગ્રહણ કરે છે. પ્રજાની ફરિયાદોને તે એકચિત્તથી સાંભળે છે. પ્રજાકલ્યાણ માટે અનેક યોજનાઓ ઘડે છે. રાજ્ય સુતંત્રિત બને, ન્યાય સરળતાથી મળે અને પ્રજાનો સર્વાંગી વિકાસ થાય તે માટે ગોવર્ધનરામ પાસે અનેક ધારાઓ ઘડાવે છે. અમલદારોની નાગચૂડ, તેમની લાંચરુશ્વત અને તેમના તરફનું પ્રજાપીડન દૂર થાય એ માટે શું કરવું તેનો વિચાર કરે છે. પ્રજાના સુખદુઃખ તથા ફરિયાદો તરફ તે સદા જાગ્રત રહે છે. દુકાળમાં પ્રજારાહત માટે પોતાની તિજોરી ખાલી કરાવી દે છે. પોતાના સર્વ અમલદારોને દુષ્કાળની પ્રવૃત્તિમાં જ રોકયા છે. એટલે એજન્સી પાસેથી લાખ રૂપિયા ચાર ટકાના વ્યાજે પ્રજા રાહત માટે લઈ અને "બધી મુશ્કેલી વેઠીને પણ એક માણસ આ રાજ્યમાં ન મરે" તે માટે બનતાં બધાં પગલાં તેમણે લીધાં હતાં. ગરીબ માણસો માટે બે તળાવ ગળાવવાનું કામ શરૂ કર્યું, આખા રાજ્યમાં દરેક ઘરમાં કેટલાં માણસો છે, તેમાં કામ કરી શકે તેવાં કેટલાં અને ઘેર બેઠાં ખાવાનું આપવું પડે તેવાં કેટલાં તેની નોંધ કરાવી, અને બળદો તથા પ્રભુમીલોકના જાનવરને માટે ઘાસનો બંદોબસ્ત પણ કરાવ્યો. આવી ઉદારતા અને પ્રજાપ્રેમને લીધે કલાપી જ્યારે મૃત્યુ પામ્યા ત્યારે રાજ્ય માથે ૭૫,૦૦૦ રૂપિયાનું દેવું મૂકતા ગયેલા. પણ કલાપી પ્રકૃતિએ નરમ, દિલે ઉદાર અને ક્ષમાશીલ, વર્તને વિવેકી અને સમતાવાળા અને દષ્ટિએ પ્રારબ્ધવાદી, એટલે મનના નિર્ણયનો તાકીદે અમલ કરવામાં પણ શિથિલ હતા. બે બાજુના અભિપ્રાયો તેમની સમક્ષ રજૂ કરવામાં આવે તો તેમાંથી કોઈ ચોક્કસ નિર્ણય ઉપર આવવામાં તેમના હૃદયને મુશ્કેલી નડતી. અને એ નિર્ણયનો અમલ કરવા જતાં મિત્રો શું કહેશે, રમા શું કહેશે, કારભારીને કેવું લાગશે, અમલદારોમાં કચવાટ તો પેદા નહિ થાય, પ્રજા તેનો વિરોધ તો નહિ કરે—એવા તર્કો કરી વિલંબ લગાડતા. એમના આવા નરમ હૃદયને લીધે પ્રપંચીઓને ઠીક અનુકૂળતા મળી જતી. તેમના નિર્ણયનો અમલ જ ઘણી વાર તો થતો નહિ અને આમ તેમની ભાવના—ઇચ્છા નિષ્ફળ રહેતી. આથી રાજ્યમાં રમાનું ધાર્યું ઘણું થતું. સત્તાના સૂત્રો, માણસોની ફેરબદલી, અમલદારોની નિમણૂકો વગેરેમાં રમાબાનું જ રાજ્ય ચાલતું. રમાબાના માણસો રમાબાને ખુશ રાખીને રાજ્યમાં પોતાનો સ્વાર્થ સાધવા પ્રજાને હેરાન કરતા અને તેમને રાજા સુરસિંહ કઈ જ કરી શકતા નહિ

રાજા તરીકે તેમની બીજી ખામી એ છે કે માણસને નાણી જોઈને ઘટે તેટલો જ તેનો વિશ્વાસ કરવો એ તે કદી શીખ્યા નહિ. તેમના સ્વજન જેવી

બનેલી કે તેમણે સ્વજન માની લીધેલી અનેક વ્યક્તિઓ વિશે તેમની આંખ એકથી વધારે વખત મિત્રોએ ઉઘાડેલી. એવી વ્યક્તિઓને ઊંડા ઉદ્વેગ અને પૂરા તિરસ્કારથી તેમને છેવટ દૂર પણ કરવી પડેલી. તોપણ એ રામ એના એ, કારણ કે લાગ મળતાં જ એવી વ્યક્તિઓ પાછી ઘૂસી જતી, તેમનો મલિન ભૂતકાળ ભૂંસાઈ જતો અને આમ "મેલ કરવત મોચીના મોચી" જેવું થતું. પ્રો. ઠાકોર યોગ્ય રીતે જ રાજા કલાપી વિશે તેમના વ્યાખ્યાનમાં જણાવે છે: "નિયમો બંધાવે, જાહેર કરે, હુકમો કરે, પણ નાટકિયાઓની જાળમાં કલાપી આવી જઈ એમને પરોક્ષ રીતે મદદ કરે. સુરસિંહની આ પ્રકૃતિ સૌ પામી ગયેલા. નરમ, લાગણીપ્રધાન રાજા."

અને એ પણ ખરું કે કલાપીની અન્ય ક્ષેત્રોમાં જેવી અનુરાગવૃત્તિ તેવી રાજપદમાં નહિ. રાજા થવા માટે કદી તેમને અંતરથી ઇચ્છા જ થઈ નહિ. રાજા થવા કરતાં કવિ, સ્નેહી, દયાળુ સજ્જન, સાધુ, તત્ત્વજ્ઞાની અને શિક્ષક થવા તરફ તેમનાં રુચિ અને વલણ વિશેષ. જાણવું અને વર્ણવવું, એ જ તેમનો મુખ્ય રસ. રાજા તરીકે પોતાને કોઈ વિશિષ્ટ અમર્યાદિત હક જોઈતા નથી. રાજાની કાર્યધૂંસરી તેમના નિષ્ક્રિય અને ભોળુ સ્વભાવને ગમતી પણ નથી. તેમના સરલ, દયાળુ, વિચારશીલ હૃદયને ગુનેગારોને સજા આપવી, અમલદારો પાસેથી સામ, દામ, દંડ, ભેદની નીતિથી કામ લેવું, રાજ્યકાર્યની મેલી રમતોમાં ખૂંપી રહેવું, વગેરે અનેકગણું કઠણ લાગે છે.

રાજાનો પ્રજાધર્મ, રાજાનું કાર્યક્ષેત્ર, રાજાની દૂરંદેશી ને વિચારપૂર્ણ દૃષ્ટિ—નીતિ, રાજાનું પ્રજાને દોરવામાં નેતૃત્વ વગેરે વિશે કલાપીની ઊંડી અને ન્યારી સમજ તેમના પત્રોમાં જણાઈ આવે છે. રાજા તરીકે કલાપીના કાર્ય કરતાં વિચાર ઘણા ઊંચા છે. તેમની રાજા તરીકે પણ સહનશીલતા એટલી બધી કે તેમનો એક ખવાસ રસોઇયો તેમને "ઠીંડું" કહી બેઠો એય તેમણે સાંખી લીધેલું.

રાજા તરીકેનું કર્તવ્ય કલાપી હૃદયથી બજાવી શક્યા નથી. "ફકીરીના હૃદયને રાજાનું હૃદય" તે બનાવી શક્યા નથી. રાજા તરીકેની પોતાની એકેએક મર્યાદા કલાપી જાણે છે.[૭] પણ અન્ય રાજાઓની જેમ તે પણ પ્રારબ્ધવાદી હોવાથી સામાન્ય પ્રજાજન જે પુરુષાર્થ કરી શકે, જે જવાબદારી કુશળતાથી બજાવે તે કલાપી કરી શકતા નથી. સામાન્ય સુશિક્ષિત, બુદ્ધિશાળી માણસની

૭. જુઓ તાત્યાસાહેબ, ગોવર્ધનરામ અને મણિલાલ પરના પત્રો.

તુલનામાં પુરુષાર્થ કરવામાં રાજા કલાપી નબળી વ્યક્તિ તરીકે જાહેર થાય તેમ છે. રાજા-પ્રજાના સંબંધ વિશે તે લેખ લખી શકે, પણ એવો સંબંધ તે સ્થાપી શકતા નથી. માત્ર વિચાર-પુરુષનું એ લક્ષણ છે, પણ રાજામાં તો કાર્ય-પુરુષ પણ હોવો જોઈએ ને !

**મિત્રમંડળ :**

કલાપી રાજા તરીકે ભલે નિર્બળ હોય, મિત્ર તરીકે તો ખૂબ દિલાવર હતા. સ્નેહ એમના જીવનનો સર્વોપરી સૂર હોવાથી અને ઉદારતા તેમના દિલનો મોટો ગુણ હોવાથી મિત્રોથી તે સદા પરિવેષ્ટિત રહેતા. પુષ્પથીયે કોમળ આ હૈયું જે જે એના સંપર્કમાં આવ્યા તેમના પર મમતા અને વત્સલતા વરસાવી ગયું છે. આથી એ સ્નેહમૂર્તિનું મિત્રમંડળ વિશાળ રહ્યું હતું. એ મિત્રમંડળ ખુશામતપ્રિય, વિલાસપરાયણ રાજાઓની આસપાસ હોય છે એવું નહિ, પણ સંસ્કારી, સાહિત્યરસિક, કલાપ્રેમી આત્માઓ તથા સમાનશીલ વ્યક્તિઓનું હતું. એમની સાથેનો એમના હૃદયનો સ્નેહસંબંધ તેમના પત્રો પરથી જણાય છે. એ પત્રો કલાપીનું સ્નેહી મિત્રનું પાસું પૂર્ણપણે દર્શાવે છે. એમની રસવૃત્તિને, સાહિત્ય-તત્ત્વજ્ઞાનના એમના અભ્યાસને અને એમના સાહિત્ય-સર્જનને આ મિત્રમંડળથી સારું પ્રોત્સાહન મળતું તેમ જ તેમનાં માનસ, દૃષ્ટિ અને વિચારને આથી સારું પોષણ મળતું. બીજે પક્ષે, એ મિત્રોને પણ ઊર્મિલ ઉદાર કવિહૃદયનો ઓછો લાભ નથી મળ્યો. કેટલાકને કાવ્યવિવેચનનો લાભ, કેટલાકને નોકરીનો લાભ, કેટલાકને પેન્શનનો લાભ તો કેટલાકને તેમની દ્વારા સાહિત્યજગતમાં પ્રવેશવાનો લાભ મળ્યો છે. સર્વ મિત્રોને તેમના હૃદયરંગનો, ઉમળકાનો, હેત અને લાગણીનો, સમૃદ્ધ વ્યક્તિત્વનો, જીવનસુવાસનો અને ચારિત્ર્યની ઉદાત્તતાનો કંઈક ને કંઈક પાસ લાગતો, તો બીજે પક્ષે, કલાપીને પણ એ મિત્રોનાં કલાસર્જન, જીવનવિચાર અને વિવિધ કોટિના વ્યક્તિત્વનો કંઈક પાસ લાગ્યો હતો. કલાપીને ત્રણ કોટિના મિત્રો છે : ૧. મણિલાલ, ગોવર્ધનરામ જેવા ગુરુપદનું અને માર્ગદર્શકનું સ્થાન ભોગવતા મિત્રો; ૨. કાન્ત, વાજસુરવાળા, શિવસિંહજી, સંચિત, બાવાભાઈ વડિયાવાળા અને જટિલ જેવા સમાનધર્મી, સમકક્ષ મિત્રો; ૩. રાણા સરદારસિંહ, મસ્તકવિ લલિતજી, આનંદરાય દવે, મોરબીઠાકોર શ્રી લખધીરસિંહજી આદિ જેમને પોતે કંઈક શીખવે, સૂચવે, રાહ બતાવે અને પરસ્પરના હેતથી સૌ ઐક્ય સાધે તેવા મિત્રો. પ્રો. બ. ક. ઠાકોર પણ તેમના સંપર્કમાં આવેલા, પણ મૈત્રી સુધી પહોંચી શકે તેવો એ સંબંધ નહિ.

## મણિલાલ અને કલાપી

મણિલાલ કલાપીના જીવનસમયના સલાહકારક તથા માર્ગદર્શક ગુરુ હતા. સાહિત્ય, ધર્મ, તત્ત્વજ્ઞાન, રાજકારણ, પ્રણય, વૈરાગ્ય એ બધા વિષયમાં તો ખરું જ, પણ રમાને મનાવવામાં, કલાપીને મેસ્મેરિઝમ તથા યોગ શીખવવામાં (તેમને અનંગવર્ધક ચાટણ તૈયાર કરી મોકલી આપી તે કેમ વાપરવું તે બતાવવામાંય!) અને એ પ્રમાણે કલાપીના જીવનની નાની નાની ખાનગી બાબતોમાં મણિલાલ કલાપીના મુરબ્બી, મિત્ર અને સલાહકાર હતા. બંને વચ્ચે ૧૮૯૨ના ઓક્ટોબરથી સંબંધ બંધાયો તે, વચમાં એકાદ વાદળું ૧૮૯૬ના મે મહિનામાં આવી ગયું તે સિવાય, મણિલાલ મૃત્યુ પામ્યા ત્યાં સુધી તે અવિચ્છિન્ન રહ્યો. બંને વચ્ચે આવો સંબંધ અતૂટ રહ્યો તેનું કારણ ઉભયનું ઝંખનાસામ્ય તથા રુચિસામ્ય હતું. મણિલાલ લખે છે: "સ્ત્રીના અભાવે કોઈ પુરુષની સાથે ખરો પ્રેમ બંધાય તો તે પણ મને ઇષ્ટ હતો. આ જ કારણથી હું મિત્રોની વ્યવસ્થા વારંવાર કર્યે જતો ને બને તેટલી રીતે મારા મિત્રો મારા પર પ્રેમ રાખે તેવા પ્રયત્ન આચરતો."[૮] કલાપી પણ પ્રેમતરસ્યો આત્મા હતો. કોઈક સમાનશીલવ્યસની અને સમસંવેદક દિલ પોતાના મનની વાતો સાંભળે અને પોતાને પ્રેમ અને ધર્મનું સાહિત્ય, રાજ્યકાર્ય અને જીવનનું ઊંચું દર્શન કરાવે, એવી તેમના મનની ઊંડી ઇચ્છા હતી. મણિલાલ એ વિષયમાં સમર્થ વ્યક્તિ હતા એટલે બનેમાં અન્યથા ભિન્ન પ્રકૃતિ અને વ્યક્તિત્વ, તોપણ ઉભય વચ્ચે આમ, ગુરુશિષ્યનો સંબંધ છેવટ સુધી ચાલુ રહેવા પામેલો.[૯] કલાપી સાથે મણિલાલ વારંવાર લાઠી આવતા. કલાપી પણ બે વાર નડિયાદ તેમને ઘેર જઈ આવેલા. મણિલાલની તેમનાં પાછલાં વર્ષોમાં તબિયત નબળી રહેતી ત્યારે કલાપીએ તેમને પૂર્ણ નિવૃત્ત થઈ થોડો સમય લાઠી રહેવા આવવાનો આગ્રહ કર્યો હતો.

કલાપી ઉપર મણિલાલનું ઘણું ઋણ છે. પોતાના "સુદર્શન"માં "ફકીરી હાલ" અને તે પછીનાં કાવ્યો પ્રગટ કરી કલાપીને સાહિત્ય જગતમાં પ્રથમ પ્રવેશ કરાવનાર મણિલાલ. છેવટે તે કાવ્યો પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરવાનું નક્કી થયું ત્યારે પણ તેની જવાબદારી મણિલાલે સ્વીકારી હતી ગઝલનો સાહિત્યપ્રકાર

૮. મણિલાલની આત્મકથા (વસંત).

૯. જોકે કલાપી સાથે સંબંધ ગાઢ થયા પછી મણિલાલને લાઠીના કારભારી થવાની અને કલાપી પાસેથી વધુ ને વધુ આર્થિક મદદ મેળવવાની લાલસા ખરી. જુઓ: મણિલાલ પરના કલાપીના પત્રો.

અજમાવવાની પ્રેરણા કલાપીને મણિલાલની ગઝલોમાંથી મળેલી. કલાપીની ગઝલો 'સુદર્શન'માં છાપતાં મણિલાલે ક્યાંક ક્યાંક શાબ્દિક ફેરફારો પણ કરેલા. કલાપીને સૂક્ષ્મતા તથા અદ્વૈતના આનંદની ઊંડી સમજ આપનાર મણિલાલ. "ગીતા", અભેદના પ્રેમની, "ઇમિટેશન ઑફ શંકર", "ઝેનોની", "અભેદોર્મિ", "સિદ્ધાંતસાર" વગેરે તત્ત્વજ્ઞાનનાં પુસ્તકો વાંચવાની પ્રેરણા આપનાર તથા તેમાંના કેટલાક અઘરા વિચાર કલાપીને સમજાવનાર મણિલાલ. કલાપીના ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિચારોમાં અભેદના સિદ્ધાંત તથા સ્વરૂપનો વણાટ આપનાર મણિલાલ. બ્રહ્મ, બ્રહ્માંડ, જીવ, જગત અને તેને જોવાની દૃષ્ટિ કલાપીમાં સ્પષ્ટ કરનાર મણિલાલ. તેમના પ્રેમરાજ્યમાં કલાપીને ખરા સૂક્ષ્મ પ્રેમનું દર્શન કરાવનાર, પ્રણયત્રિકોણમાં તેમનું શું કર્તવ્ય તે બતાવનાર મણિલાલ. રાજ્યવિષયમાં રાજાના ધર્મો, તેની શક્તિ, તેની દૃષ્ટિ અને કાર્યપદ્ધતિનો કલાપીને બોધ કરનાર સૌપ્રથમ મણિલાલ અને ગૃહ, કુટુંબ, સમાજ ઇત્યાદિ બાબતોમાં કલાપીના મનનું સમાધાન કરી તેમને યોગ્ય માર્ગદર્શન આપનાર પણ મણિલાલ. પણ સૌથી વધુ ઋણ તો કલાપીને વૈરાગ્યની વૃત્તિમાંથી થોડાંક વર્ષ પાછા વાળી, તેમને ગૃહસ્થધર્મ અને રાજ્યધર્મનું જ્ઞાન કરાવી તેમના હૃદયનો વિશ્વાસ જીતે એવી દલીલો કરી કલાપીના ચિત્તનુ સમાધાન મણિલાલે કરાવી આપ્યુ તેનું છે. રમા, રમાનાં ફોઈ, ફુઆ વગેરે આત્મજનોથી જે કલાપી રોકાયો નહિ તેને મણિલાલે રાજ્ય છોડી જતો રોક્યો એ મણિલાલનો પ્રભાવ કલાપીના મનમાથી ભૂંસાઈ શક્યો નથી. "આપે મને સમજાવ્યો. મ્હારો જ ધર્મ મને બતાવ્યો. હવે કદી રાજ્ય છોડવાનો વિચાર હું કરી શકીશ નહિ." "હવે મ્હારા બધા ઉધામા બેસી ગયા છે." "અત્યારે અને એક વર્ષ પહેલાંની મારા મનની સ્થિતિ સાંભરે છે. કેટલું દુઃખ! કેટલી મુંઝવણ! એ બધા પડદા આપ ચીરી મને અજવાળા પાસે લઈ ગયા એ કેટલું બધું."[૧૦] આમ, કલાપી મણિલાલના કેટલા આભારવશ છે! મણિલાલે કલાપીના "કાશ્મીરનો પ્રવાસ" માં પણ સુધારવા માટેનાં આઠેક સૂચનો કરેલાં.[૧૧]

"સુદર્શન" માંનાં મણિલાલનાં લખાણોથી આકર્ષાઈ કલાપી તેમની સાથે પત્રવ્યવહાર શરૂ કરે છે અને એ પત્રોમાં કલાપી પોતાની નિખાલસ, પ્રેમાળ અને સાહિત્યરસિક પ્રકૃતિ બતાવે છે ત્યારથી મણિલાલ પણ પોતાની રોજનીશીમાં તેમને વિષે ઊંચો અભિપ્રાય વ્યક્ત કરતી નોંધ કરી રાખે છે: "એ કુમાર!

૧૦. "પત્રધારા", અનુક્રમે પૃ. ૯, ૧ અને ૧૭.
૧૧. એ પરિશિષ્ટ નં. ૨ માં આપ્યાં છે.

કેવો પ્રેમાલ હૃદયનો, કેવો શુદ્ધ ચરિતવાળો, કેવો વિદ્યાવિલાસી—એને પ્રત્યક્ષ જોયો નથી. એણે પોતે પત્ર દ્વારા ઓળખાણ કર્યું છે, પણ પછી તેના પત્રોમાંથી તે એવો સમજાયો છે. એક રાજા તરીકે એનું એ ચરિત્ર વધારે ખીલવીને અનુકરણીય થાય એમ મારી ઇચ્છા એને લખવાનો ઉદ્દેશ છે."૧૨

મણિલાલનું મૃત્યુ, આ કારણે, કલાપીની જિંદગીમાં એક આઘાતરૂપ બની જાય છે. તા. ૫-૧૦-'૯૮ના રોજ તે મિત્ર આનંદરાય દવેને લખે છે: "મ્હારું ગુરુ, મ્હારો ધર્મ—તે સર્વમાં દોરનાર મ્હારો તો એક પરમ કૃપાળુ ગુરુ ગયો અને તેની સાથે મ્હારા હૃદયનું સર્વ જાણનાર એક મિત્ર ગયો. કદાચ આખી ઝિંદગીમાં તેની ખોટ કદિ પૂરી પડશે નહિ."

તા. ૧૯-૧૦-'૯૮ના રોજ ગોવર્ધનરામને લખે છે:

"હું એમને મિત્ર કરતાં ગુરુ વિશેષ ગણતો હતો, અને રાજ્યમાં દીવાન પર રાજા હોય છે પરન્તુ દીવાન અને રાજા બન્ને પર રહી શકે તેવા કોઈ પુરુષની મ્હને જે અપેક્ષા સમજાઈ છે તે એમનાથી પૂરી પડતી હતી." કલાપીએ પોતાના હૃદયની ગુપ્તમાં ગુપ્ત વાત પણ મણિલાલને કહી તેમની પાસેથી માર્ગદર્શન અપેક્ષ્યું હતું.

તો બીજી બાજુએ કલાપીએ પણ મણિલાલને બધા મળીને બાર હજાર રૂપિયાની મદદ કરી હતી. "વિલ" નામનું મણિલાલનું પુસ્તક છપાવવા તેમણે તેનો ખર્ચ આપ્યો હતો. મણિલાલની પૈસા સંબંધી તંગીની વાત કલાપી જાણતા હતા, તેથી તેમને સદા આર્થિક મદદ કરવા તે તત્પર રહેતા હતા. આમ, ઉભય વચ્ચે સ્નેહનો અને ગુરુ-શિષ્યના ભાવનો એટલો બધો દૃઢ સંબંધ હતો કે કલાપીનું વિચારશીલ ને ગંભીર વ્યક્તિત્વ તેમની અઢાર વર્ષની ઉમરથી જે ત્વરિત ગતિએ વિકસવા લાગ્યું તેમાં મણિલાલનો મોટો હિસ્સો હતો, એમ આપણે ગણવું જ પડે

### કલાપી અને ગોવર્ધનરામ

મણિલાલની જેમ ગોવર્ધનરામ સાથેનો સંબંધ પણ ઈ. ૧૮૯૨ના ઑક્ટોબરથી પત્ર દ્વારા શરૂ થયો હતો. કલાપીએ જેમ મણિલાલ સાથે છબીની આપલે કરી હતી તેમ ગોવર્ધનરામની છબી પણ પત્ર દ્વારા મંગાવી હતી. કલાપીએ પોતાના ત્રીજા જ પત્રમાં ગોવર્ધનરામને પોતાનાં વાચન, અભ્યાસ અને રુચિતંત્ર વિશે માહિતી આપી હતી અને આગળ હવે શું શું વાંચવું

૧૨. શ્રી ધીરુભાઈ ઠાકર કૃત "ગુજરાતી સાહિત્યની વિકાસરેખા, ખંડ ૨" માંથી.

સેતું માર્ગદર્શન માગ્યું હતું. તેમનો વિચાર મણિલાલની જેમ ગોવર્ધનરામને પણ ગુરુ બનાવી તેમની પ્રેરણા અને માર્ગદર્શન હેઠળ જીવન, રાજ્ય તથા સાહિત્યની પ્રવૃત્તિ કરવાનો હતો.[૧૩] એક વાર ગોવર્ધનરામને રૂબરૂ મળી રાજ્યમાં સારા માણસો ગોઠવવાની ઇચ્છા ૧૮૯૩ માં, તેમને રાજ્ય સોંપવાનું હતું તે અરસામાં, કલાપીએ વ્યક્ત કરી હતી. એ જ વર્ષમાં "કાશ્મીરનો પ્રવાસ"ની સંશોધિત નવી આવૃત્તિ બહાર પાડવા અંગે મૂળ કૃતિમાં સુધારા કરવાનું કામ મણિલાલની જેમ ગોવર્ધનરામને સોંપવાની અભિલાષા તેમણે બતાવી છે. આમ જોઈ શકાશે કે કલાપીની ઇચ્છા મણિલાલ અને ગોવર્ધનરામ ઉભયને ગુરુ—માર્ગદર્શક બનાવવાની હતી, પણ ગમે તે કારણે ગોવર્ધનરામે કલાપી સાથે પાછીથી પત્રવ્યવહાર ચાલુ રાખ્યો નહિ અને તેમની વચ્ચેનો સંબંધ મણિલાલ જેટલો દૃઢ રહેવા પામ્યો નહિ. પણ મણિલાલના મૃત્યુ પછી કલાપીએ પોતાનાં રાજકાર્યો અને જીવનવિચારોના માર્ગદર્શન માટે ગોવર્ધનરામ પાસે પુનઃ ઇચ્છા પત્ર દ્વારા વ્યક્ત કરી અને ઈ. ૧૮૯૮ના ઓકટોબરથી ફરીને તેમની વચ્ચે પત્રો દ્વારા પરિચયની નિકટતા સર્જાતી ગઈ. લાઠીના કારભારી તાત્યાસાહેબ દ્વારા પણ તેમની વચ્ચેનો સંબંધ દૃઢ થતો ગયો. ઈ. ૧૮૯૭માં કલાપી ગોવર્ધનરામને ઘેર મળવા ગયા. ઈ. ૧૮૯૮ના ડિસેમ્બરમાં કલાપીના આમંત્રણથી ગોવર્ધનરામ તેમના પુત્ર રમણીયરામ સાથે લાઠી આવે છે. રાજ્યના કામ અંગે માર્ગદર્શન આપે છે. કલાપી ગોવર્ધનરામને મુસાફરીખર્ચના રૂ. ૬૦ આપે છે અને ગોવર્ધનરામની નાની પુત્રી જયંતીના લગ્નપ્રસંગે રૂપિયા બસો ચાંલ્લો મોકલાવે છે. ફરીને, ૧૮૯૯ના ઓગસ્ટમા કલાપીનો વારવારનો આગ્રહ હોવાથી બીમારીમાંથી ઊઠેલા અને હવાફેર કરવાની આવશ્યકતાવાળા ગોવર્ધનરામ બે માસ લાઠી આવી રહે છે. સુરસિંહજીના " મુસાફર " બંગલે નિરાતે બેસી તે "સરસ્વતીચંદ્ર"ના ચોથા ભાગનાં કેટલાંક પ્રકરણો રચે છે અને લાઠીના રાજ્યતંત્ર માટે કેટલાક ધારાઓ ઘડી આપે છે. ત્યારબાદ એ જ વર્ષમાં કલાપી લલિત અને જટિલ સાથે તેમને મળવા નડિયાદ આવે છે અને સરસ્વતીચંદ્રનાં છેલ્લાં પ્રકરણો વંચાતાં સાંભળે છે. કલાપી ગોવર્ધનરામને "જરૂરીને સમયે આપનો ઉપયોગ હું કરું છું તેમ જ જરૂર જણાતાં વગરસંકોચે આપ પણ મ્હારો ઉપયોગ કરશો" એમ જણાવી નાણા સંબંધે જરા પણ મૂંઝવણ ન અનુભવવા કહે છે. દુષ્કાળ બાબતમા પણ તેમની સલાહ લે છે. ઈ. ૧૯૦૦મા જ્યારે ફરીને કલાપીના ચિત્તમાં ગાદીત્યાગનો પ્રશ્ન ઘોળાય છે ત્યારે ગોવર્ધનરામની સલાહ લેવાય છે

૧૩. જુઓ "પત્રધારા", પૃ.૪૦૬.

દર્શન મેળવી શક્યા હતા તે ગોવર્ધનરામ પાસેથી મેળવી શક્યા નથી.[૧૫] ઈ. ૧૮૯૩ પછી કદાચ ગોવર્ધનરામ તેમની અન્ય પ્રવૃત્તિઓ અને સંજોગોના વિષમ વાતાવરણમાં મુકાયેલા હોવાથી કલાપી સાથે પત્રવ્યવહાર ચાલુ નહિ રાખી શક્યા હોય. આથી પોતાને મૂંઝવતા રાજ્યના તથા ગાદીત્યાગના પ્રશ્નો રજૂ કરી દિલને હળવું કરવા સિવાય અને લાઠીના ધારાઓ ઘડાવવા સિવાય અન્ય કશું ગોવર્ધનરામ પાસેથી કલાપી પ્રાપ્ત કરી શક્યા નથી. તોપણ ગોવર્ધનરામ જેવા મહાન સાક્ષર સાથેનો તેમનો પ્રત્યક્ષ તથા પત્રો દ્વારા પરોક્ષ સંબંધ તેમના ચિત્તને ઉત્સાહ અને પ્રેરણા આપવા માટે બસ હતો. "સરસ્વતીચંદ્ર" કલાપીની માનસમૂર્તિને ઘડવામાં મોટો ફાળો તેમના પ્રવાસ દરમિયાન આપ્યો હતો. "સ્નેહમુદ્રા" વાંચીને તેમનું હૈયું હવી ઊઠ્યું હતું. ગોવર્ધનરામે તેમના લાઠીના નિવાસ દરમિયાન કલાપીના ચિત્ત, માનસ અને રુચિતંત્રને પ્રભુ તથા અધ્યાત્મ તરફ વાળવામાં મોટો ફાળો આપ્યો હતો. ૧૮૯૯ થી કલાપીનાં જીવન, સાહિત્ય અને વૃત્તિઓમાં જે પરિવર્તન થતું જણાય છે તેમાં ગોવર્ધનરામ જેવી સુચિંતક, કૃતનિશ્ચયી અને પક્વ બુદ્ધિની વ્યક્તિનાં પણ ચાહના તથા વિશ્વાસ જીતી જવાં, તેમને દોઢ મહિના સુધી લાઠી રહેવા લલચાવવા અને તેમના પ્રેમાદરને પાત્ર બનવું એ માત્ર ચોવીસ વર્ષના યુવાન કલાપીને માટે પણ ઓછી ધન્યતાની વાત છે?

### કાન્ત–કલાપી

"શું જે હું ફરિયાદ કરું છું તે જ આપ કરો છો? કદાચ આપણે બહુ પાસે હશું. આપણી ગત કામની રેખાઓ પણ બહુ સમાન લાગતી જાય

૧૪. જુઓ "પત્રધારા", પૃ.૪૨૨થી ૪૨૮.

૧૫. સ્વ નવલરામ ત્રિવેદી તેમના "કલાપી" પુસ્તકમાં (પૃ.૮૨ મે)" કલાપીને મણિભાઈ (દ્વિવેદી) તરફ જેવી સ્નેહની લાગણી હતી તેનો અહીં અભાવ હતો," એમ જે જણાવે છે, તે બરાબર નથી. કલાપીએ પોતાના ઘરસંસારની બાબતો ગોવર્ધનરામ પાસે મૂકી ન હતી તેનું કારણ તેમના પર સ્નેહનો અભાવ નથી, પણ પ્રારંભમાં તેમની સાથે કલાપીને સંબંધ થયો ત્યારે કલાપીને ગૃહસંસારના પ્રશ્નો હતા નહિ અને ઉત્તરકાળનો સંબંધ શરૂ થયો ત્યારે તેમના એ પ્રશ્નો પતી ગયા હતા.

છે. પ્રભુ જાણે." ૧૮૯૬માં કાન્ત સાથે મુંબઈમાં સમાગમ થયા પછી તેમની સાથે કલાપીનો જેવો આત્મીય સંબંધ બંધાવા પામે છે તેવો તો કોઈ ગુરુ કે મિત્ર સાથે બંધાયો નથી. કાન્ત-કલાપી પ્રથમ વાર જ મળ્યા અને છૂટા પડયા ત્યારે કલાપી કાન્તને કહે છે: "આપણે બંને અગાઉ કોઈ વાર મળ્યા હોઈએ અને ઘણી વાર સાથે રહ્યા હોઈએ એમ લાગે છે." અને આ "જન્માંતર સૌહૃદ" તે પછી ઝડપથી પોષાય છે. ૧૮૯૭થી કલાપી કાન્તને પોતાના મનની ઝીણામાં ઝીણી ગુપ્ત વાત પણ કહે છે. પોતાની બધી નબળાઈઓ અને ખામીઓ તે કાન્ત સમક્ષ વ્યક્ત કરે છે અને કાન્ત પણ કલાપીના સમાન ધર્મશીલવ્યસનવાળા હોવાથી કલાપીના હૃદયને જેટલું ખેંચે છે તેટલું અન્ય કોઈ ખેંચી શક્યા નથી. કાન્ત તાત્પર્યનો બોધ કરતા, મણિલાલ કે ગોવર્ધનરામ જેવા મિત્રગુરુઓની માફક નહિ, પણ કાન્તાની જેમ કલાપીને સહૃદયતા, સહાનુભૂતિ અને સ્નેહથી પોતા તરફ ખેંચે છે. સાહિત્યચર્ચા, રસચર્ચા, કલા અને કવિતાના સ્વરૂપની ચર્ચા, કલાપીના શોભના સાથેના સ્નેહની ચર્ચા, ધર્મ-ચર્ચા, સ્વીડનબોર્ગનાં પુસ્તકોની ચર્ચા કલાપીના રાજ્યકાર્ય વિશે ચર્ચા—એમ રુચિના, અભ્યાસના, હૃદયના કંઈ કંઈ પ્રશ્નોના જવાબ કાન્ત એવી ઊંડી લાગણીથી કલાપીને આપતા જાય છે કે કલાપી કાન્તના સ્નેહમાં ઊંડે તણાતા જાય છે. પોતાના હૃદયનું અપૂર્વ વિરામસ્થાન કલાપીને કાન્તમાં લાધે છે. કાન્ત પણ કલાપીની સાહિત્યસર્જકતા, વિદ્યાપ્રેમ, જ્ઞાનજિજ્ઞાસા, હૃદયનું ઔદાર્ય અને ઊર્ધ્વપણું, સ્નેહાળતા તથા ઊર્મિલતા જોઈ કલાપી તરફ ખેંચાય છે અને આમ ૯૭ થી ઉભય વચ્ચેની મૈત્રી કોઈ અપૂર્વ ઊંડા સ્નેહના તારથી દઢ થાય છે. કલાપી ક્ષણે ક્ષણે અથડાતા પોતાના જીવનપ્રસંગો અને હૃદયવિચારો કાન્ત પાસે રજૂ કરે છે અને સલાહ-સૂચન માગે છે. કાન્ત મમતા, લાગણી અને ચિંતનપૂર્વક કલાપીને પોતાનાં મંતવ્યો તરફ દોરે છે.

ઈ. ૧૮૯૪માં કાન્તની છંદના ભાવાનુસાર પલટાતી કલાને કલાપીએ અપનાવી છે, ૧૮૯૫માં કાન્તની શૈલીનાં ખંડકાવ્યો કલાપીએ રચવાં શરૂ કર્યાં છે, ૧૮૯૭માં કાન્તને અનુસરી અંજનીગીતો કલાપીએ રચ્યાં છે, ૧૮૯૮થી સ્વીડનબોર્ગ વગેરે કાન્તની અસર તળે આવી કલાપીએ વાંચ્યા-વિચાર્યા છે. ૧૮૯૯માં કાન્તના સંવાદોમાંથી સીધી પ્રેરણા પી ચાર સંવાદો કલાપીએ લખ્યા છે અને ઈ. ૧૯૦૦માં બે સ્વીડનબોર્ગીય નવલોના અનુવાદ પણ આપ્યા છે.. આમ, કલાપીએ સાહિત્ય અને વિચારક્ષેત્રમાં કાન્તની પ્રતિભાને ઝીલવાનો સમર્થ

પ્રયત્ન કર્યો છે, તો બીજે પક્ષે કલાપીનાં સ્નેહ, ઔદાર્ય, હમદર્દી, લાગણી, દર્દ અને ઊર્ધ્વાભિમુખ હૃદયવૃત્તિથી કાન્ત પણ એવા આકર્ષિત થયા છે કે કલાપીને પોતાના હૃદય સમાન ગણતા થયા છે.

તા. ૨૬–૧૧–૧૮૯૭ના રોજ વડોદરાથી કાન્ત પ્રો. ઠાકોર ઉપર પત્ર લખે છે : "હું કાઠિયાવાડથી પરમની રાતે જ પાછો આવ્યો છું...લાઠી ઠાકોરસાહેબ એક ઉત્તમ કવિ છે, અને અમે પહેલી ક્ષણે જ અન્યોન્ય મિત્ર બન્યા છિયે. એમના વિશે ઘણી ઘણી બાબતો એવી છે, જે તમે જાણો એમ ઇચ્છું છું."[૧૬]

તા. ૨૧–૧૨–૧૮૯૭ના રોજ કાન્ત કલાપીને લખે છે : "...ફરી પણ તમે સરલતા અને વિશ્વાસથી બધું જ મને લખી જણાવ્યું છે. મારું હૃદય તે સમજે છે. "હૃદયત્રિપુટી" થી બેશક ઘણુંખરું જણાયેલું જ હતું. આવી હકીકતો સાંભળ્યા પછી કહેવાનું તો શું હોય! કહેવાનું જો કંઈ હોય તો તે તમને નહીં પણ પરમાત્માને છે. તમારે તો સહેવાનું જ રહ્યું છે, એ સ્પષ્ટ છે. કેવું કઠણ સહેવાનું છે તે હું સમજું છું. પણ મને આશા છે કે એક ઔષધની મદદથી તમે તે સહી શકશો. એ ઔષધિ હાલ ઘણાખરા જાણતા નથી અને ઘણાખરા જિરવી શકતા નથી. પરમાત્માની ઇચ્છા હશે તો એ ઔષધિ યોગ્ય કાલે તમને મળ્યા વગર નહીં રહે.

"અફસોસ એ છે કે હાલના વખતમાં આપણે બધા એમ માની લઈએ છીએ કે ધર્મનું સત્ય આપણને મળી ચૂક્યું છે. હકીકત એ છે કે એ સત્ય પરમ દુર્લભ છે અને ઘણા જ થોડાને મળે છે. એ મળ્યા પછી આત્માને એટલી શાંતિ રહે છે કે ક્ષોભ કદાપિ થતો નથી. 'જે કંઈ થાય છે તે સર્વ ઈશ્વરેચ્છાથી જ અને વિશ્વના અનંત ઉદ્દેશોની ખાતર જ થાય છે' એ શ્રદ્ધા અથવા પ્રતીતિ નિશ્ચલ થયા વગર ધર્મનાં સત્યો આપણી દૃષ્ટિને દેખાતાં નથી. આ પાર્થિવ જીવનનાં સુખદુઃખ ક્ષણિક છે, અનંત જીવનના કાંટામાં જ તેની યોગ્ય તુલના થઈ શકશે.

"સ્ત્રી અને પુરુષના સંબંધ અને તેમના ભવિષ્યના જીવન સંબંધી સ્વીડનબોર્ગ ઘણું જાણવા જેવું કહે છે. ચોપડી ("લગ્નસ્નેહનો નિષ્ક્રમમાં હેતુ") હજી બંધાઈ નથી, પણ તમારી ઇચ્છા હોય તો હાલ જ છૂટાં પાનાં મોકલી આપું. બાકી તો ફરીને જૂના શબ્દો જ સંભળાવું છું કે—

૧૬. કલાપી પણ કાન્ત વિશે ઉચ્ચારે છે: "(મણિશંકરનું) હૃદય નિખાલસ અને બાળક જેવું પવિત્ર લાગે છે": ગોવર્ધનરામને પત્ર, "પત્રધારા", પૃ. ૬૨૦.

"નહિ રસ સખે આત્માનો એ કદાપિ કમી થતો,
રસમય લસે આત્મા તો એ ચરાચરમાં છતો."

કવિતાઓ મળી છે..."—મણિશંકર.[૧૭]

આમ, કલાપીની સ્ત્રી–પુરુષના પ્રશ્નની મૂંઝવણને નિમિત્ત બનાવી કાન્ત કલાપીને સ્વીડનબોર્ગના વિચારો તરફ પ્રેમ અને શુભેચ્છાથી વાળવાનો પ્રયત્ન કરે છે. બંને ધર્મજિજ્ઞાસુ છે, સત્યના શોધક છે અને હૃદયધર્મને અનુસરનારા છે. બંનેને પરમાત્માની ઇચ્છા અને હેતુમાં શ્રદ્ધા છે અને બંને ધર્મનાં સત્યોના સાચા દર્શન માટે મથે છે. બંને સ્નેહઝંખુ અને સ્નેહી દિલવાળા છે. પ્રેમ અને સત્યનું દર્શન ઉભયની ઝંખના છે. સાહિત્ય અને તત્ત્વજ્ઞાન ઉભયના પ્રિય વિષયો છે અને ઊર્મિયુક્ત વ્યવહાર અને ચિંતન ઉભયના સ્વભાવનું લક્ષણ છે. આથી સુરસિંહ–મણિશંકર વચ્ચે મૈત્રીનો દોર અતૂટ રહેવા પામે છે. તા. ૧૬–૧૧–૯૮ના રોજ કાન્ત પ્રો. હાદાર સાથે લાઠી જાય છે અને અઠવાડિયું રહે છે. વડોદરાના કલાભવનમાંથી છૂટા થયા પછી ભાવનગરના કેળવણી ખાતામાં કાન્ત જોડાયા તે દરમિયાન વચ્ચેના ૭ માસ તેમણે પોતાના વતન તથા કુંડલા ઉપરાંત લાઠીમાં પણ ગાળ્યા છે. તા. ૭–૪–૧૮૯૮ પહેલાં કાન્તે ખાનગીમાં ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો. તા. ૯–૪–૧૮૯૮ના પત્રમાં તે કલાપીને જણાવે છે : "...હું ખ્રિસ્તી થયો છું.." એ બતાવે છે કે કલાપીએ કાન્તના હૃદયનો કેવો વિશ્વાસ મેળવ્યો છે ! ઈ. ૧૯૦૦ના આરંભમાં કાન્તે ખ્રિસ્તી ધર્મનો જાહેર સ્વીકાર કર્યો ત્યારે કાન્તના બધા મિત્રોમાં કલાપીએ જ તેમને ઘટતી સહાય કરી હતી. કાન્તે ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો તે વાતથી જ્ઞાતિના તેમ જ બીજા સ્નેહીઓએ તેમનો જ્યારે ત્યાગ કર્યો ત્યારે આ રાજવી મિત્રે તેમને આશ્રય આપ્યો હતો. તેમના તરફના પ્રેમથી અને ધર્મવિષયક નિખાલસ ઉદારતાથી "સ્વર્ગ અને નરક" નામના સ્વીડનબોર્ગના પુસ્તકનો ગુજરાતી અનુવાદ કાન્તે S. T. G. એટલે કે સુરસિંહજી તખ્તસિંહજી ગોહેલને અર્પણ કરેલ છે.

કલાપી સાથેનો કાન્તનો સ્નેહ થોડાંક જ વર્ષો લંબાયો. કલાપીના અકાળ અવસાનથી એ મૈત્રીનો અંત આવ્યો. એ ચાર વર્ષના સ્નેહસંબંધમાં પણ કલાપી ઉપર કાન્તના વ્યક્તિત્વની એવી અસાધારણ છાપ પડી હતી કે એ હૃદય કાન્ત પાસે આપોઆપ ઊઘડી ગયું હતું. કલાપીએ "નૂતન સખા પ્રતિ" અને "એક ચંડોળને" જેવાં કાવ્યો કાન્ત સંબંધે રચ્યાં હતાં. કાન્ત પણ કલાપીનાં સ્નેહ, નિખાલસતા, વિશ્વાસ, જિજ્ઞાસા અને આત્મચિંતનથી એવા

૧૭. ઉપરના બંને પત્રો "કાન્તમાળા" માં છે.

પ્રભાવિત થયા હતા કે આ "સુરતાની વાડીના મીઠા મોરલા"ને તેમણે પોતાના "સ્વર્ગ અને નરક" પુસ્તકનું અર્પણ કર્યું હતું અને મિત્ર કલાપીના શ્રાદ્ધરૂપે ઈ. ૧૯૦૩ માં "કલાપીનો કેકારવ", ઈ. ૧૯૧૧ માં "હમીર કાવ્ય" અને ઈ. ૧૯૧૨માં "માલા અને મુદ્રિકા" એ ત્રણ પુસ્તકો સંપાદિત કરી પ્રકટ કર્યાં હતાં. સુરસિંહજીના મૃત્યુનો ઊર્મિલ પ્રકૃતિના કાન્તને મોટો ધક્કો લાગ્યો હતો, જે આઘાત તેમને ખ્રિસ્તી ધર્મમાંથી પાછા વળવા માટેનાં અનેક કારણો-માંના એક નિમિત્તરૂપ બન્યો ગણાશે. કલાપીના અકાળ અવસાનથી કાન્તને એટલું બધું દુઃખ થયું હતું કે એ પછી તેમનો શોક અંતરમાં ઘણો કાળ અપ્રકટ રહ્યો. કોઈક વાર જ પછી એ સ્નેહની વાત તેઓ બહાર કાઢતા. "સુરતાની વાડીના મીઠા મોરલા" એ તેમનું કાવ્ય આજે પણ બંનેના સ્નેહને અમર કરે છે.

## કલાપી–ઠાકોર :

'કાન્ત'ની સાથે પ્રો. ઠાકોરનો કલાપીને કેટલીક વાર મેળાપ થયો છે ખરો અને કેટલાંક અંગ્રેજી પ્રશિષ્ટ કાવ્યોના ભાગોનું સહવાચન તેમણે આદર્યું પણ છે, તથાપિ કલાપી–ઠાકોરની તદ્દન ભિન્ન પ્રકૃતિ જોતાં ઉભયના વ્યક્તિત્વની પરસ્પર અસરો પડવી બિલકુલ અશક્ય હતી. છતાં કલાપીને ઉચ્ચ કવિતાનો રસાસ્વાદ કરાવવામાં, તેમાંના ઉચ્ચાશયો ગ્રહણ કરાવવામાં પ્રો. ઠાકોરનો ફાળો અવશ્ય છે અને પ્રો. ઠાકોર એ રીતે કલાપીના ઊર્મિમય માનસ અને અંતરંગથી ઠીક ઠીક પરિચિત બન્યા હતા.

## અન્ય સાહિત્યવિલાસી મિત્રો

કલાપીએ છવ્વીસ વર્ષની ટૂંકી જિંદગીમાં પણ કેટકેટલી જાણીતી સંસ્કારી વ્યક્તિઓને મિત્રો બનાવેલ છે! 'સંચિત", જટિલ, લલિત, મસ્તકવિ ત્રિભુવન પ્રેમશંકર, શાસ્ત્રી પ્રભુલાલ પ્રભાશંકર, આનંદરાય દવે આદિ તેમના મિત્રોમાં મુખ્ય છે.

૧. "સંચિત" (રૂપશંકર ઉદયશંકર ઓઝા ઉર્ફે બાલુભાઈ) : "સંચિતનાં કાવ્યો"ના આ કવિ આમ તો સૌરાષ્ટ્રનાં રજવાડાંમાં નોકરી કરતા હતા, પણ દરબાર શ્રી વાજસુરવાળાના તે મિત્ર હોવાથી પછી કલાપીના પણ સ્નેહી બન્યા હતા. કાશ્મીરના પ્રવાસમાં કલાપીના કાફલા સાથે તે પણ હતા અને ત્યારથી બંને વચ્ચે મૈત્રીની ગાંઠ બંધાઈ હતી. કાશ્મીરનો પ્રવાસ સંચિતે અધૂરો મૂકેલો તેથી કલાપી પ્રવાસમાંથી જ તેમના પર સ્નેહ વર્ષાવતા પત્રો લખતા થયા હતા.

એમની સાથેનો સ્નેહ કેટલો બધો ગાઢ અને સમકક્ષ હતો તે "પત્રધારા"ના પત્રોમાં કલાપીએ તેમને કરેલા "પ્રેમકોષ," "પ્રિય દુનિયા," "પ્રેમવત્સલ", "ચન્દ્ર", "પરમ પ્રિય દુનિયા", "પ્રિય આત્મા", "સ્નેહી હૃદય", "વ્હાલા" વગેરે સંબોધનોથી જાણી શકાય છે. સંચિત ઉપરના કલાપીના પત્રો ઉપરથી જણાય છે કે તે બંને વચ્ચે સાહિત્યના રસાસ્વાદની સમાન અનુભૂતિ હશે. "કાદમ્બરી"ની પરિભાષામાં બંને પરસ્પર વાતો કરે છે: મધુકર–ભ્રમર, ચન્દ્ર–કુમુદ વગેરે રૂપકોમાં બંનેના સંકેતો ચાલે છે અને કલાપી પણ બાણશાઈ ગદ્યમાં માત્ર સંચિત ઉપર જ પત્રો લખે છે

સાહિત્યરસની સમાન પ્રીતિ પછી તો કલાપીના ગૃહજીવન સંબંધમાં પણ સંચિત ઊતરે છે. સંચિત અવારનવાર વાજસુરવાળા સાથે કે એકલા લાઠી આવે છે અને કલાપીના ગૃહમાં પણ એટલા પ્રિય થઈ પડ્યા છે કે સૌ કોઈ તેમને આત્મીયજન તરીકે લેખે છે. શોભના–પ્રકરણમાં રમાને સમજાવવાનું કામ સંચિત કરે છે સંચિત થોડોક સમય લાઠીમાં ડેપ્યુટી કારભારી તરીકે પણ કામ કરે છે, પરંતુ મુખ્યત્વે તો પોતાના સાહિત્યસર્જનની બાબતમાં કલાપી તેમની સલાહ લે છે તે ધ્યાનપાત્ર છે સંચિત સાથે અંગ્રેજ કવિઓની ચર્ચા, વાજસુરવાળાના કાવ્યોની ચર્ચા, પોતાના કાવ્યોની ચર્ચા વગેરે ચર્ચાઓ દ્વારા કલાપી પોતાના સાહિત્યિક વ્યક્તિત્વને ખીલવતા જાય છે. સંચિત કલાપીના કોઈ કોઈ કાવ્યો સુધારી પણ આપે છે અને '૯૬ માં "મધુકરનો ગુંજારવ" ("કેકારવ") છપાવાનો હતો તેના થોડાક "પ્રૂફ" પણ તે જોઈ આપે છે કલાપીના મૃત્યુ પછી "કલાપી ગ્રન્થાવલિ"ની એક પ્રકાશનમાળા શરૂ કરી તેના પહેલા મણકા તરીકે "કાશ્મીરનો પ્રવાસ" છપાવે છે, પણ પછી એ "માળા" બંધ પડી જાય છે

આમ, સંચિત સાથેનો કલાપીનો સ્નેહ, પ્રીતિમાં જે કંઈ વાતો થઈ શકે, દિલ ઊઘડી શકે અને પરસ્પર વિશ્વાસ રાખી એકબીજાનું કામ કરી શકે તેવો મુક્ત અને નિસંકોચ છે સંચિતના જીવન ઉપર કલાપીના વ્યક્તિત્વે એવી અસર કરી કે કલાપીના મૃત્યુ પછી સંચિતે કદી રંગીન પાઘડી પહેરી ન હતી કલાપીના જીવન અને કવનમાં ત્યાગ, વૈરાગ્યભાવ તથા ચિંતન કેવા ઝળહળે છે તે સૌ પ્રથમ સંચિતે ઈ ૧૯૦૯ની ત્રીજી સાહિત્ય પરિષદ વખતે "કલાપીનું સાક્ષર જીવન"માં બતાવ્યું છે કલાપીએ તેમના મૃત્યુ પછી પણ સંચિતના હૃદયનો કેવો કબજો જાળવી રાખ્યો હતો તેનું એ નિદર્શન છે

૨. "જટિલ" (જીવણરામ લક્ષ્મીરામ દવે) "જટિલ પ્રાણપદબંધ"ના કર્તા એ સમયમાં કવિ અને ટીકાકાર તરીકે સારી ખ્યાતિ પામ્યા હતા તેમણે કેટલોક સમય કલાપીના મંત્રી તરીકે કામ કર્યું હતું. હરિલાલ ધ્રુવના મૃત્યુ પછી તે

પ્રભાવિત થયા હતા કે આ "સુરતાની વાડીના મીઠા મોરલા"ને તેમણે પોતાના "સ્વર્ગ અને નરક" પુસ્તકનું અર્પણ કર્યું હતું અને મિત્ર કલાપીના શ્રાદ્ધરૂપે ઈ. ૧૯૦૩ માં "કલાપીનો કેકારવ", ઈ. ૧૯૧૧ માં "હમીર કાવ્ય" અને ઈ. ૧૯૧૨માં "માલા અને મુદ્રિકા" એ ત્રણ પુસ્તકો સંપાદિત કરી પ્રકટ કર્યાં હતાં. સુરસિંહજીના મૃત્યુનો ઊર્મિલ પ્રકૃતિના કાન્તને મોટો ધક્કો લાગ્યો હતો, જે આઘાત તેમને ખ્રિસ્તી ધર્મમાંથી પાછા વળવા માટેનાં અનેક કારણો-માંના એક નિમિત્તરૂપ બન્યો ગણાશે. કલાપીના અકાળ અવસાનથી કાન્તને એટલું બધું દુઃખ થયું હતું કે એ પછી તેમનો શોક અંતરમાં ઘણો કાળ અપ્રકટ રહ્યો. કોઈક વાર જ પછી એ સ્નેહની વાત તેઓ બહાર કાઢતા. "સુરતાની વાડીના મીઠા મોરલા" એ તેમનું કાવ્ય આજે પણ બંનેના સ્નેહને અમર કરે છે.

## કલાપી–ઠાકોર :

'કાન્ત'ની સાથે પ્રો. ઠાકોરનો કલાપીને કેટલીક વાર મેળાપ થયો છે ખરો અને કેટલાક અંગ્રેજી પ્રશિષ્ટ કાવ્યોના ભાગોનું સહવાચન તેમણે આદર્યું પણ છે, તથાપિ કલાપી–ઠાકોરની તદ્દન ભિન્ન પ્રકૃતિ જોતાં ઉભયના વ્યક્તિત્વની પરસ્પર અસરો પડવી બિલકુલ અશક્ય હતી. છતાં કલાપીને ઉચ્ચ કવિતાનો રસાસ્વાદ કરાવવામાં, તેમાંના ઉચ્ચાશયો ગ્રહણ કરાવવામાં પ્રો. ઠાકોરનો ફાળો અવશ્ય છે અને પ્રો. ઠાકોર એ રીતે કલાપીના ઊર્મિમય માનસ અને અંતરંગથી ઠીક ઠીક પરિચિત બન્યા હતા.

## અન્ય સાહિત્યવિલાસી મિત્રો

કલાપીએ છવ્વીસ વર્ષની ટૂંકી જિંદગીમાં પણ કેટકેટલી જાણીતી સંસ્કારી વ્યક્તિઓને મિત્રો બનાવેલ છે! 'સંચિત", જટિલ, લલિત, મસ્તકવિ ત્રિભુવન પ્રેમશંકર, શાસ્ત્રી પ્રભુલાલ પ્રભાશંકર, આનંદરાય દવે આદિ તેમના મિત્રોમાં મુખ્ય છે.

૧. "સંચિત" (રૂપશંકર ઉદયશંકર ઓઝા ઉર્ફે બાલુભાઈ) : "સંચિતના કાવ્યો"ના આ કવિ આમ તો સૌરાષ્ટ્રનાં રજવાડાંમાં નોકરી કરતા હતા, પણ દરબાર શ્રી વાજસુરવાળાના તે મિત્ર હોવાથી પછી કલાપીના પણ સ્નેહી બન્યા હતા. કાશ્મીરના પ્રવાસમાં કલાપીના કાફલા સાથે તે પણ હતા અને ત્યારથી બંને વચ્ચે મૈત્રીની ગાંઠ બંધાઈ હતી. કાશ્મીરનો પ્રવાસ સંચિત્તે અધૂરો મૂકેલો તેથી કલાપી પ્રવાસમાંથી જ તેમના પર સ્નેહ વર્ષાવતા પત્રો લખતા થયા હતા.

૪. **મસ્તકવિ** (ત્રિભુવન પ્રેમશંકર કવિ) : "વિભાવરી સ્વપ્ન" અને "સ્વરૂપ પુષ્પાંજલિ"ના આ કવિએ કલાપીના "સ્મરણમાં" કલાપીનો વિરહ" કરુણપ્રશસ્તિરૂપ એક કાવ્યપુસ્તક અર્પ્યું છે. આ ગ્રંથમાં તેમણે શાંકરવેદાન્ત ભજનના ઢાળોમાં સમજાવી કલાપીના ઉત્કંપનશીલ આત્માને તત્ત્વજ્ઞાનની કાવ્યબાનીમાં ખરા કવિ-હૃદયની અંજલિ આપી છે. તે ખૂબ ભોળા અને સરળ હૃદયના હતા. કલાપીએ પોતાના મનની ઊંડી ને ગુપ્ત વાતો કાન્ત, વાજસુરવાળા, મણિલાલ ઉપરાંત તેમને પણ કહેલી. તેમના ભજનોથી અને નિખાલસ હૃદયથી કલાપી ખુશ રહેતા અને કલાપીના તેમના ઉપરના સ્નેહ અને ઔદાર્યથી મસ્તકવિનું નિર્મળ હૃદય ભીંજાઈ જતું. કલાપી મસ્તકવિને માસિક દસ રૂપિયાનું પેન્શન આપતા અને વડિયાના બાવાવાળા તથા ભાવનગરના મહારાજા પાસેથી તેમને થોડું ઘણું પેન્શન અપાવતા. મસ્તકવિનો પરિચય આપતાં કલાપીએ લખ્યું છે. "કોઈને પણ સખ્ત સત્ય કહી શકે, કદી પણ અંતઃકરણની ઉચ્ચ ભાવનાથી ન ડગે એવું ચરિત્ર આ કવિમાં દુનિયાદારીમાં મેં પ્રથમ જ જોયું છે. અને તે ગરીબ બ્રાહ્મણ, કોઈ પણ રાજાનો મિત્ર થવા યોગ્ય છે એમ મને સમજાયું."

૫. કુંડલાના પ્રશ્નોરા નાગર **પ્રભુલાલ પ્રભાશંકર શાસ્ત્રી** કલાપીના આશ્રિત અને ખાનગી મંત્રી જેવા હતા. કલાપી તેમની સાથે સંસ્કૃત કાવ્યો વાંચતા અને તેમની પાસેથી સંસ્કૃતનું જ્ઞાન વધારતા. કલાપીને ભાગવતનું રસદર્શન કરાવનાર બે પ્રભાશંકર: એક કાન્ત અને બીજા શાસ્ત્રીજી. તેઓ મેઘદૂતના ઘનપાઠી પણ હતા. કલાપીને મહાભારત, ભાગવત, રામાયણ અને ગીતાનું સંસ્કૃતમાંથી અર્થદર્શન કરાવ્યું શાસ્ત્રીજીએ શાસ્ત્રીજી કલાપીના રાજવૈદ્ય તરીકે પણ કામ કરતા. કલાપીના મૃત્યુસમયે તે તેમની પાસે જ હાજર હતા.

૬. **આનંદરાય દવે** : લાઠી રાજ્યના પ્રજાજન, રાણા સરદારસિંહના સમવયસ્ક, સહઅભ્યાસી મિત્ર અને બી. એ., એલએલ. બી. એડવોકેટ હતા. કલાપી તેમના સાહિત્યાભ્યાસ, બુદ્ધિ અને નીડર સ્વભાવને ચાહતા. છેક ૧૮૮૭ થી કલાપીને તેમના પર સ્નેહ હતો. આનંદરાય કલાપીની કવિતા ઉપર મુગ્ધ હતા. કલાપી તેમની અઢાર વર્ષની ઉંમરથી આનંદરાયને જીવનના અને દાંપત્યના રાહ પર સ્થિર કરવા યત્ન કરે છે. આનંદરાયે અંગ્રેજી કવિતાનો સ્વાદ કલાપીને લગાડ્યો. કલાપીને ટોમસ મૂરના કાવ્યોનો રસ લગાડનાર આનંદરાય. તે પોતે પણ કાવ્યો કરી જાણતા. કલાપીએ તે "સુદર્શન"માં છપાવવાનો

"ચંદ્ર" સામયિકના તંત્રી બન્યા હતા. કલાપીનાં કેટલાંક કાવ્યો "સુદર્શન" અને "ચંદ્ર"માં પ્રકટ થયાં ત્યારે તેના ઉપર તેમણે વિવેચન લખ્યું હતું. કલાપીનાં કેટલાંક કાવ્યોમાં શાબ્દિક સુધારા પણ તેમણે કર્યા–કરાવ્યા હતા. "હમીરજી ગોહેલ"નું ખોખું તૈયાર કરવામાં કલાપીને તેમણે સારી મદદ આપી હતી. સુરસિંહજીને "કલાપી"નું ઉપનામ સૂચવનાર જટિલ હતા.

કલાપીની એમની સાથેની મૈત્રી સાહિત્યચર્ચા પૂરતી જ ન હતી. કલાપીએ ઘણી વાર તેમની પાસે હૈયું ખોલ્યું હતું. તે કલાપીના આશ્રિત કવિ જેવા હતા અને સાહિત્યરસિક તેમ જ સંસ્કૃતના અભ્યાસી હોવાથી કલાપી તેમને આદર આપતા હતા. પણ ઈ. ૧૮૯૯માં જટિલ સાથે કલાપીને ઊંચા મન જેવું થવાથી તેમની પાસે રાજીનામું અપાવ્યું હતું, છતાં જટિલ "ગરીબ કુટુંબના ગૃહસ્થ" હોવાથી તેમને જિંદગીપર્યંત પેન્શન કલાપીએ બાંધી આપ્યું હતું.

૩. "લલિત" (જન્મશંકર મહાશંકર બુચ): કલાપીથી ઉંમરે નાના હતા. કલાપીનાં સ્નેહ, ઔદાર્ય અને સાહિત્યપ્રેમથી આકર્ષાઈ લલિત કલાપી તરફ ખૂબ આદરભાવથી નિહાળતા. લલિતની કવિતા કલાપી વાંચતા અને આનંદ પામતા. લલિતે કલાપીને સંબોધીને કેટલાંક કાવ્યો આપ્યાં છે તેમાં તેમનો કલાપી પ્રત્યેનો પૂજ્ય ગુરુભાવ વરતાય છે. પોતપોતાની કવિતા સંબંધે બંને કવિઓ પરસ્પર પોતાનું હૃદય ખુલ્લું કરતા. "બાલક કવિને" લલિતને ઉદ્દેશીને લખાયેલું કાવ્ય છે. બંનેની પ્રકૃતિ ઊર્મિલ હોવાથી એમને હૈયાનો મેળ સારો રહેતો. શોભના સાથે લગ્ન કર્યા પછી કલાપી જ્યારે શોભના સાથે માથેરાન ગયા ત્યારે સાથે લલિતજીને પણ લેતા ગયા હતા. લલિતજીએ કલાપીનાં સંસ્મરણો લખ્યાં છે. તેમાં તેમણે કલાપીનાં હૃદય, માનસ અને સ્નેહને સદ્ભાવયુક્ત અંજલી અર્પી છે. લલિતનાં કેટલાંક કાવ્યોને કલાપીએ જ "ચંદ્ર" વગેરે માસિકોમાં ભલામણ કરી છપાવ્યાં હતાં. ટૂંકમાં, કલાપી જેમ કાન્ત પાસે તેમ લલિત પાસે પણ પોતાની લાગણીઓ, માન્યતાઓ અને અભિપ્રાયો છૂટથી વ્યક્ત કરતા અને એમ મુગ્ધ લલિતને સ્નેહ તથા વિશ્વાસથી બાંજવી દેતા. કલાપીની કવિતા તથા વ્યક્તિત્વ માટે લલિતજીની આ પંક્તિઓ ધ્યાનમાં રાખવા જેવી છે:

"જોયો તને પ્રથમ મેં તુજ કાવ્ય માંહિ—
દૈદ્વિપીલર તને પરખી લીધો મેં:
જોયો પરંતુ તુજ રાજવીદેહ માંહે,
ત્યારે દીઠો વદનની ઝલકે વને મેં."

૪. **મસ્તકવિ** (ત્રિભુવન પ્રેમશંકર કવિ) : "વિભાવરી સ્વપ્ન" અને "સ્વરૂપ પુષ્પાંજલિ"ના આ કવિએ કલાપીના સંસ્મરણમાં '"કલાપીનો વિરહ" કરુણપ્રશસ્તિરૂપ એક કાવ્યપુસ્તક અર્પ્યું છે. આ ગ્રંથમાં તેમણે શાંકરવેદાન્ત ભજનના ઢાળોમાં સમજાવી કલાપીના ઉર્મિનશીલ આત્માને તત્ત્વ-જ્ઞાનની કાવ્યબાનીમાં ખરા કવિ-હૃદયની અંજલિ આપી છે. તે ખૂબ ભોળા અને સરલ હૃદયના હતા. કલાપીએ પોતાના મનની ઊંડી ને ગુપ્ત વાતો કાન્ત, વાજસુરવાળા, મણિલાલ ઉપરાંત તેમને પણ કહેલી. તેમનાં ભજનોથી અને નિખાલસ હૃદયથી કલાપી ખુશ રહેતા અને કલાપીના તેમના ઉપરનાં સ્નેહ અને ઔદાર્યથી મસ્તકવિનું ઊર્મિલ હૃદય ભીંજાઈ જતું. કલાપી મસ્તકવિને માસિક દસ રૂપિયાનું પેન્શન આપતા અને વડિયાના બાવાવાળા તથા ભાવ-નગરના મહારાજા પાસેથી તેમને થોડુંઘણું પેન્શન અપાવતા. મસ્તકવિનો પરિચય આપતાં કલાપીએ લખ્યું છે : "કોઈને પણ સખ્ત સત્ય કહી શકે, કદી પણ અંતઃકરણની ઉચ્ચ ભાવનાથી ન ડગે એવું ચરિત્ર આ કવિમાં દુનિયા-દારીમાં મેં પ્રથમ જ જોયું છે. અને તે ગરીબ બ્રાહ્મણ, કોઈ પણ રાજાનો મિત્ર થવા યોગ્ય છે એમ મને સમજાયું."

૫. કુંડલાના પ્રશ્નોરા નાગર **પ્રભુલાલ પ્રભાશંકર શાસ્ત્રી** કલાપીના આશ્રિત અને ખાનગી મંત્રી જેવા હતા. કલાપી તેમની સાથે સંસ્કૃત કાવ્યો વાંચતા અને તેમની પાસેથી સંસ્કૃતનું જ્ઞાન વધારતા. કલાપીને ભાગવતનું રસદર્શન કરાવનાર બે પ્રશ્નોરા : એક કાન્ત અને બીજા શાસ્ત્રીજી. તેઓ મેઘદૂતના ઘનપાઠી પણ હતા કલાપીને મહાભારત, ભાગવત, રામાયણ અને ગીતાનું સંસ્કૃતમાંથી અર્થદર્શન કરાવ્યું શાસ્ત્રીજીએ. શાસ્ત્રીજી કલાપીના રાજવૈદ્ય તરીકે પણ કામ કરતા. કલાપીના મૃત્યુસમયે તે તેમની પાસે જ હાજર હતા.

૬. **આનંદરાય દવે** : લાઠી રાજ્યના પ્રજાજન, રાણા સરદારસિંહના સમ-વયસ્ક, સહઅભ્યાસી મિત્ર અને બી. એ., એલએલ. બી. એડવોકેટ હતા. કલાપી તેમનાં સાહિત્યાભ્યાસ, બુદ્ધિ અને નીડર સ્વભાવને ચાહતા. છેક ૧૮૯૨ થી કલાપીને તેમના પર સ્નેહ હતો. આનંદરાય કલાપીની કવિતા ઉપર મુગ્ધ હતા. કલાપી તેમની અઢાર વર્ષની ઉંમરથી આનંદરાવને જીવનના અને દાંપત્યના રાહ પર સ્થિર કરવા યત્ન કરે છે. આનંદરાયે અંગ્રેજી કવિતાનો સ્વાદ કલાપીને લગાડ્યો. કલાપીને થોમસ મૂરના કાવ્યોનો રસ લગાડનાર આનંદરાય. તે પોતે પણ કાવ્યો કરી જાણતા. કલાપીએ તે "સુદર્શન" માં છપાવવાનો

મેળવેલા. તેમનુ માનસ ફિલસૂફનુ અને પ્રકૃતિ ગુલાબી હતી તેથી કલાપીને કૉલેજમા તેમની સાથે વિશેષ ફાવતુ. કાશ્મીરના પ્રવાસમા કલાપી રમાની સાથે શિવુભાના વિરહથી પણ વ્યથા અનુભવે છે. તેમના ઉપર પ્રવાસ પહેલાથી બે ચાર ટૂંકા કાવ્યો કલાપીએ જોડ્યા છે.[૧૮] પ્રવાસમા કાશીથી મિત્ર શિવુભા માટે કલાપી વિશિષ્ટ ઘાટ અને કસબવાળો રૂપાનો ખાસ હુક્કો ભેટ આપવા તૈયાર કરાવે છે. આમ, શિવુભા કલાપીના હૃદયમા અનેરુ સ્થાન ૧૮૯૨ સુધી પ્રાપ્ત કરે છે. કલાપીના તત્કાલીન સમયનું હૃદયવિરામસ્થાન, પ્રેરણા અને વિકાસ શિવુભાને પણ આભારી છે.

**રાણા સરદારસિંહ :** કલાપીના મામા રાવાભાઈ (રતનસિંહ) રાણા જે કલાપીના કૉલેજકાળ દરમિયાન તેમના મુસાહેબ તરીકે કામ કરતા, તેમના પુત્ર સરદારસિંહ કલાપીથી બેત્રણ વર્ષે નાના હતા, પણ અભ્યાસમા આગળ હતા. તે મુંબઈ રહી અભ્યાસ કરતા અને કલાપી ઉપર અંગ્રેજી સાહિત્યના નવા નવા કાવ્યપુસ્તકો ત્યાંથી મોકલાવતા પ્રસંગે પ્રસંગે કલાપીનુ અંગ્રેજી સાહિત્યનુ જ્ઞાન વધારતા અને તેમની સમક્ષ શેક્સપિયર આદિ ઉત્તમ કવિઓના પુસ્તકો વાચના કલાપી પત્રોમા તેમને જીવનની, દુ:ખમા શ્રદ્ધાની, આપત્તિઓ સામે ટકી રહેવાની ઘણી ઘણી સલાહ આપે છે અને નિરાશા ખંખેરી નાખવાનો બોધ કરે છે કલાપીની રાજ્યનીતિમા કેટલીક અસંગતિઓ જોઈને આનંદશંકરની જેમ રાણા સરદારસિંહ પણ તેમનાથી એકાદ વર્ષ ખિન્ન રહે છે અને ત્યારથી આ આદર્શવાદી જુવાન કલાપીના હૅમ્લેટ જેવા માનસનો દોષ કાઢતા રહે છે. તે પોતે બહુ સ્ફૂર્તિવાળા હતા અને મુંબઈની એલ્ફિન્સ્ટન કૉલેજમાથી બી એ થઈ બૅરિસ્ટર થવા ઇંગ્લૅન્ડ ગયા હતા ત્યા રાજકારણમા પડી ગયા, સમાજવાદની દીક્ષા લીધી, કાયમનો દેશવટો સ્વીકાર્યો અને વર્ષો સુધી પૅરિસવાસ સેવ્યો હિંદ આઝાદ થયા પછી તેઓ ભારત આવ્યા તાજેતરમા, ઈ ૧૯૫૭ના મે મહિનામા જ તેમનુ અવસાન થયુ. કલાપીને અંગ્રેજી સાહિત્યજ્ઞાનમા ખૂબ મદદગાર થઈ પડનાર આ મિત્ર તેમની નીડરતા, સ્પષ્ટ વક્તૃત્વ અને અભ્યાસને લીધે તેમને પ્રિય થઈ પડ્યા હતા

**અન્ય મિત્રો :** અન્ય રાજપૂત મિત્રોમા વડિયાવાળા બાવાસાહેબ મુખ્ય હતા તેઓ કૉલેજના સમયથી જ તેમના સાથી અને સુખદુ:ખના ભાગિયા હતા વાજસુર, કલાપી અને બાવાભાઈની ત્રિપુટી જામે એટલે અગમનિગમની ચર્ચાઓ ચાલે, ખડખડાટ હાસ્યના મોજા ઊડે અને કંઈ કંઈ કાર્યક્રમો રચાય, પછી તે ત્રિપુટી

૧૮ સંચિત "કાશ્મીરનો પ્રવાસ" ના ઉપોદ્ઘાતમા આપેલી માહિતીને આધારે

લાઠીમાં હો, હડાળે હો કે વડિયે હો. વર્ષમાં બેચાર વખત તો આ ત્રણે મિત્રો અઠવાડિયા, દસ દિવસ સુધી એકઠા મળે અને જ્ઞાનસંસ્કારની લહાણુ કરી કલ્લોલ કરે. બાવાસાહેબ લાઠીની નજીકના જ સ્થળના, કૉલેજમાં સહાધ્યાયી, રમતગમતના પૂરા શોખીન અને વિદ્યાવ્યાસંગી એટલે કલાપી-વાજસુરને તેમની સાથે મેળ પણ સારો જામી ગયો હતો.

બાવાભાઈ ઉપરાંત મોરબીના ઠાકોર **લખતરસિંહજી** અને ભાવનગરના **ભાવસિંહજી** પણ કલાપીના અંગત મિત્રો હતા. સાહિત્ય, કલા, સંગીત અને કુટુંબવ્યવહાર આદિ બાબતોમાં તેઓ મોકળે મને પરસ્પર વાતો કરતા અને એકબીજાને રાજ્યકાર્યમાં સહાય કરતા.

આ ઉપરાંત કાન્તને લીધે **પ્રો. બળવંતરાય ઠાકોર** સાથે પણ કલાપીને થોડોક સમાગમ થયો હતો. ઠાકોર, કાન્ત અને કલાપી વચ્ચે પ્રથમ મુલાકાત થઈ ઈ. ૧૮૯૬ માં મુંબઈમાં, જ્યાં પ્રો. ઠાકોરે મેથ્યુ આર્નોલ્ડનાં કાવ્યોમાંથી એક કલાપીને વાંચી સંભળાવેલું અને ત્રણે મિત્રો મોરબી નાટક કંપનીનું એકાદ નાટક સાથે જોવા ગયેલા. તા. ૧૫-૧૧-૯૮ના રોજ કાન્ત અને ઠાકોર લાઠી ગયેલા અને ત્યાં કલાપી સાથે તેમણે અઠવાડિયું ગાળેલું. એ વખતે શાસ્ત્રી પ્રભુલાલ, જટિલ, સાંચત અને કારભારી તાત્યાસાહેબ ત્યાં હતા જ અને લક્ષ્મીપ્રસાદ હરિપ્રસાદ દેસાઈ ભાવનગરથી એ દિવસ ત્યાં આવ્યા હતા. કાન્તે અને ઠાકોરે કલાપી સાથે આ વખતનો મે માસ મહાબળેશ્વર ગાળવો અને સાથે શેક્સપિયર, પ્લેટો, સોફોક્લિસ આદિ વાંચવા એ માટે કલાપીએ તેમને ઘણો આગ્રહ કર્યો હતો. પ્રો. ઠાકોર નોંધે છે: "શુદ્ધ જિજ્ઞાસાની સુરસિંહજીના જેટલી ઉત્કટતા અતિ વિરલ."

કલાપીના સરલ, નિખાલસ, અત્યંત સ્નેહી, ઉદાર, સાહિત્યરસિક, વિદ્યાભ્યાસી, જિજ્ઞાસુ, કવિ, ધર્મચિંતક, સત્ય અને સૌન્દર્યશોધક, વિનમ્ર, વિવેકી અને મધુર વ્યક્તિત્વે કેટકેટલા ખ્યાતનામ અને અજાણ્યા મિત્રોને રસના ઘૂંટડા પાયા છે? કલાપી એક વ્યક્તિ ન હતા, એક વિકાસશીલ સંસ્થારૂપ હતા. આટલા અલ્પ આયુષ્યમાં તેમણે રમા, શોભના ઉપરાંત આવા મહાન સાક્ષરો, કવિઓ, ચિંતકો અને રાજવીઓને પોતા તરફ ખેંચ્યા, પોતાના પ્રેમને વશ કર્યા, પોતાના ગુણોથી મુગ્ધ કર્યા અને પોતાના મધુર વ્યક્તિત્વની લગની લગાડી! જટિલ અને કાન્ત પાસેથી એમની કવિતાને સક્રિય મદદ મળી, આગલા પાસેથી એમના જીવન દરમિયાન અને બીજા પાસેથી એમના મૃત્યુ બાદ "કેકારવ"ના સંપાદન-પ્રકાશન વેળા. કાન્તે "કેકારવ" અને "માલા અને

મણિલાલને લખીને બંદોબસ્ત કરેલો. ઈ. ૧૮૯૫ ની ૨૫ મી જૂનના રોજ કલાપીને Poetical Works of John Keats C 'Palgrave'–1892) ભેટ મોકલતાં આનંદરાયે પુસ્તકમાં લખ્યું હતું:

> "પુષ્પો થકી અધિત જે બહુ ચિત્ર રંગે
> આપું હું રસભરી તુજ મિત્ર કંઠે
> અર્પન એ વિજયદાયક થાવ માલા
> આનંદમૂર્તિ હૃદમાં પ્રસરાવી વ્હાલા."

આમ છતાં કલાપીની નબળી રાજ્યનીતિ અને નરમ, પોચટ સ્વભાવને લઈને તેમને ૧૮૯૫માં કલાપી સાથે મનદુઃખ થયું હતું, જે એક વર્ષ સુધી ચાલ્યું. તોપણ કલાપીની તેમના ઉપર મમતાભરી મુગ્ધબીવટ એવી હતી કે પત્રમાં તે "વ્હાલા આનંદને" "કોઈ કોઈ વખત તો ત્હને લપાટ મારવાનું મન થઈ આવે છે" એવા મીઠા ચાબખા લગાવે છે કલાપી તેમની સાથેના વિનોદ, ગમ્મત, મશ્કરીમાં ખૂબ ખીલતા. "આ બધો કકળાટ શાનો? ઘી પી અને જાડો થા—નહીં તો થોડા દિવસ આવ અહીં. કાંઈ ન ગમતું હોય તો પછી, કહે તો, બગસરાનો એક સારો ઘોડાળ મોકલી દઉં?"—આમ આ, બ્રાહ્મણ મિત્રની મીઠી મજાક પણ કલાપી કોઈ કોઈ વાર કરી લે છે.

## ક્ષત્રિય મિત્રો

આદિત્યરસિક, વિદ્યાવિલાસી સજ્જન કવિમિત્રો ઉપરાંત કલાપીને રાજપૂત મિત્રો પણ થોડા નવી વાજસુરવાળા, શિવસિંહજી, વડિયાવાળા, રાણા નગદાર સિંહ, મોરબીઠાકોર શ્રી લખધીરસિંહજી, ભાવનગરના મહારાજા ભાવસિંહજી વગેરે શિક્ષિત, સંસ્કારી, સાહિત્યવિલાસી રાજવી મિત્રોમાં પણ કલાપીનું હૃદય ઝૂરતું રહે છે

**વાજસુરવાળા :** આ મંડળમાંના કલાપીના "ભાઈ"—પરમ મિત્ર દરબારશ્રી વાજસુરવાળા ("સુમન") કલાપીના કૉલેજના સમયથી સાથી હતા કૉલેજમાં, પ્રવાસમાં અને પછી તો બંને પાસે પાસેના સંસ્થાનોના રાજવીઓ હોવાથી જીવનભર બાળપણની એ મિત્રતા મજબૂત કરતા ગયા હતા' જોકે બંનેની પ્રકૃતિમાં ભિન્નતા હતી—વાજસુરવાળા નીતિ અને શુદ્ધ વિચારના આગ્રહી. વાજસુરવાળા શ્રેયમાં પ્રેયનું સમાધાન શોધી લે એવા. કલાપી પ્રેયમાં શ્રેયની સાધના કરનાર. આથી વાજસુરવાળા પાકા થિયોસોફિસ્ટ બન્યા અને જીવનના અંત સુધી એના અનુયાયી રહેલા, જ્યારે કલાપીએ ધર્મ અને સત્યની શોધ કાન્તની જેમ જીવનભર ચલાવી.

તથાપિ બંનેની પરસ્પર પ્રીતિ અજોડ છે. કલાપી વાજસુરવાળાને સાહિત્યનું રસપાન કરાવે છે, કવિતાની કલા સમજાવે છે, વર્ડ્ઝવર્થનું સૌન્દર્ય અને રહસ્ય બતાવે છે અને તેમનાં કાવ્યોનું વિવેચન કરી કાવ્યનું ખરું સ્વરૂપ શીખવે છે. તેમનાં કાવ્યો "સુદર્શન"માં છપાવી આપવાનો પ્રબંધ કરે છે. આમ, "સુમન"ની કવિતાને કેટલીક પ્રેરણાઓ તથા પરોક્ષ ઘાટ આપનાર કલાપી છે. તેમનાં કેટલાંક કાવ્યોને કલાપીએ પોતાનાં કાવ્યો કરતાં ચઢિયાતાં કહ્યાં છે એ તો તેમની વિનમ્રતાથી, પણ તેમની કવિતા વિચારપ્રધાન હતી તે વાત તો સાચી. મણિલાલ લાઠી આવે ત્યારે કલાપીનાં અને સુમનનાં કાવ્યો પર ચર્ચા ચાલે. તે પ્રથમ કલાપીનાં કાવ્યો વાંચે. પછી કહે કે 'We have so far heard the heart. Now let us hear the head.'

રાજ્યપ્રશ્નો, રમા–શોભના પ્રશ્ન અને ચિત્તના અન્ય પ્રશ્નોમાં પણ વાજસુરવાળા કલાપીના જિગર જેવા હતા. રાજ્યનો, ગૃહનો કે મનનો કોઈ પ્રસંગ કે અનુભવ એવો નહિ હોય જે કલાપીએ વાજસુરવાળા પાસે નહિ મૂક્યો હોય. "વિલ" કરવું હોય કે શોભનાને હાથ કરવી હોય, ગોપનાથ, મહાબળેશ્વર કે મુંબઈ જવું હોય કે લાઠીમાં કોઈ આનંદનો અવસર કે મિત્રોની મિજલસ હોય, તો કલાપી વાજસુરવાળાને આગ્રહભર્યું નિમંત્રણ પાઠવવાના જ. વાજસુરવાળા પણ કલાપીની અનેક સમસ્યાઓ સમયે તેમની સાથે ખડે પગે તૈયાર રહી તેમને હિંમત આપવાના માર્ગ બતાવતા અને શક્ય તેટલો માર્ગ સરળ કરી આપતા. મૃત્યુસમયે પણ કલાપીએ "ભાઈ"ને તાર કરવા કહેલું, પણ તે કોઈએ ગણકાર્યું નહિ. પરિણામે "ભાઈ" આવ્યા નહિ અને કલાપી "ભાઈને કશી ખબર નથી?" એવા શબ્દો બોલીને આંખો મીંચી ગયા.

કલાપીના મૃત્યુનો આઘાત વાજસુરવાળા ઉપર કારમો થયો. મૃત્યુ પછી લાઠી એમને અકારું થઈ પડયું. કલાપી–વાજસુરની મૈત્રીના સ્થૂલ સ્મરણચિહ્નરૂપે કલાપીએ ખાસ હડાળે આવી સ્થાપન કરાવેલ અને રૂપશંકર ઓઝાએ (સંચિતે) પોતાના મિત્રો તથા દાતાઓની સહાયથી તેમ જ જાતિશ્રમ અને વ્યયથી બંધાવેલ "વ્રજસુરેશ્વર" મહાદેવનું મંદિર તથા ધર્મશાળા આજ પણ એ મૈત્રીની અમર ગાથા ગાતાં ઊભાં છે.

**શિવસિંહજી :** ઈડરના ભાયાત મુન્ડેટીના ઠાકોર શિવસિંહજી, કલાપીના જિગરજાન મિત્ર શિવુભા હતા. અભ્યાસકાળમાં વાજસુરવાળા કરતા પણ કલાપીના હૃદયમાં તેમના તરફ પ્રીતિ વિશેષ હતી. તેમણે મેટ્રિક પાસ કરેલી અને ખૂબ તેજસ્વી વિદ્યાર્થી હોવાથી Head-boy થયેલા તેમ જ રમતગમતમાં પણ ઇનામો

મુદ્રિકા" ના સંપાદન-પ્રકાશનથી, સંચિતે "કાશ્મીરનો પ્રવાસ" અને "કલાપીના સંવાદો" થી, મસ્તકવિ ત્રિભુવન પ્રેમશંકરે ચિંતનાત્મક વિરહકાવ્ય "કલાપીનો વિરહ" થી અને કાન્ત, સંચિત, લલિત આદિએ ઊર્મિભીનં સ્નેહાંજલિઓ કાવ્યોમાં અર્પીને પોતાના મિત્ર કલાપીનું જે ઉચિત શ્રાદ્ધ કર્યું છે તે તેમના તરફના મમતાભર્યા ખેંચાણને લીધે જ.

કલાપીને માટે તો પ્રેમ એ જ તેમના જીવનનો વિકાસ હતો, પછી તે મિત્ર પ્રત્યેનો હો, મૂગાં પ્રાણી, પંખી કે દીન મનુષ્ય તરફનો હો કે પત્ની-પ્રિયતમા તરફનો હો. તેથી જ તે ઉચ્ચારે છે :

"પ્રિયાને આલિંગું મુજ હૃદયને જે પ્રિય સદા,
સખાને ભેટું છું, મુજ જિગરની જે પ્રતિકૃતિ,
અહો હો! ત્યારે તો મુજ જિગર વિસ્તીર્ણ બનતું,
અરે કિન્તુ ત્યારે રસની પણ હેલી વધી પડે."
("ન્હોળા રસ")

અને એ રસ પીતાં કદી તેમને અતૃપ્તિ થઈ નથી; ઊલટાનું એ પીતા જિંદગી પણ તેમને ટૂંકી જણાય છે:

"અતિતૃપ્તિ કો દી નથી નથી થઈ કે નહિ થશે,
ઉગેના પ્યાલામાં રસ નહિ કદીએ સ્થિર રહે,
કવિના ગાતાં કે પ્રિય હૃદયની ભેટ કરતાં
બહુ ટૂંકું ભાસે જીવિત ધ્રુવનું એ ક્ષણ સમું."
("ન્હોળા રસ")

તેમના મિત્રમંડળના હૈયામાંથી ઊઠતા આર્તનાદનો જ પડઘો જાણે હોય તેમ કલાપી પોતે જ ફરિયાદ કરે છે :

"આયુ સ્વલ્પ દઈ કર્યાં મનુજને પ્રેમી ઈશે કાં ભલાં ?
શું પીવાય મુહૂર્તમાં રસઘડા વ્હાલાં ઉરે જે વસ્યાં ?"

એ "રસઘડા" પૂરા પિવાય કે ન પિવાય, પરંતુ કલાપી જીવ્યા ત્યાં સુધી મિત્રોને તેમને "રસઘડા" પીવડાવ્યા છે અને તેમની પાસેથી તેમણે તેવા પીધા છે.

## જીવનધ્યેય અને ફિલસૂફી

"વિશ્વમંગળ"નું ધ્યેય એ કલાપીનું ધ્યેય હતું. ભક્તિ, વાચન, મનન અને ચિંતન તથા સાહિત્યપ્રવૃત્તિ દ્વારા આત્મોન્નતિ કેળવવી, જનતાની, ગરીબોની સેવા કરવી અને સંસારીને "સ્નેહ, વૈરાગ્ય, ભક્તિ શીખવવાં, એ એમનું ધ્યેય હતું.

"ચાલો ચાલો નદી તટપરે ઝૂપડી બાધશુ ને,
વ્હાલા મારા પરમ પ્રભુના ગીત ગાશુ જ પ્રેમે" એ "બિલ્વમ ગળ"નો

સૂર તેમના ઘણા પત્રોમા તેમણે વ્યક્ત કર્યો છે અને તેમનુ માનસ તથા પ્રવૃત્તિ જોતા એ અસત્ય નથી. કીર્તિ માટે તેમને પરવા ન હતી. પ્રેમધર્મની જ આણ તે હમેશા માનતા. "લોકોની અપકીર્તિમા હૃદયની સાચી જ કીર્તિ વસે' એવુ પણ કઈક વલણ તેમનુ હતુ. તેમની જીવનફિલસૂફી હિંદુધર્મની ફિલસૂફી હતી. હિંદુ ધર્મે બતાવેલા નીતિસૂત્રો, જીવનસત્યોને તેમણે વગર આનાકાનીએ સ્વીકારી લીધા હતા. તોપણ શોભના-પ્રકરણમા "પ્રેમમા સઘળી નીતિ સમાઈ જાય છે." "સ્થૂળ શારીરિક સબધ—ભોગવિલાસ એ તો સૂક્ષ્મની કાઈ ખામીને લીધે જ છે પણ સતોષ ન થાય, હૃદય હિજરાયા કરતુ હોય તો સ્થૂળનો અનુભવ પણ મેળવી લેવામા—જો તે વિચારપૂર્વક થાય તો—પાપ તો નથી જ. ઉચ્ચતા તો સૂક્ષ્મના લ્હાણામા જ છે." "જગતમા વીરના તત્ત્વો વધવાથી કશો લાભ નથી, પ્રેમના તત્ત્વો વધવાથી લાભ જ છે પ્રેમમા છૂપો વીર—અને તે જ ખરો વીર, ખરુ શૌર્ય છે—રહે જ છે. હનુમાનના બધા કાર્યોમા તેણે જે પોતાનુ હૃદય ચીરી તેમા રામની મૂર્તિ બતાવી એ ઉત્તમ છે રડતા હૃદયમા દુનિયાને મહાત કરનાર કવી પ્રબળ શક્તિ છે? એ જ ખરો વીરરસ છે. ખરુ શૌર્ય છે." કલાપીના પોતાના જ શબ્દોમા રજૂ થયેલી તેમની જીવન-ફિલસૂફીના ન્યારા વિચાર જોવા મળે છે. બાકી તો પરપરિત રૂઢિ મુજબ "હા! પસ્તાવો વિપુલ ઝરણુ.. ", "વ્હાલી બાબા, કુદરતકૃતિ સર્વદા ટેવુવાળી", "મરેલા તો પ્રભુના છે તેનુ માન જ રાખવુ," "પ્રેમને કારણો સાથે સબધ કાઈએ નથી", "જેનુ કોઈ નહી અરે! જગત આ આખુ ય તેનુ નથી", "રે ભાઈ મૃત્યુ! ભાવી તણા તિમિરમા ઉજળો તુ દીવો" વગેરે વિચારો કલાપીએ અવારનવાર કાવ્યોમા વ્યક્ત કર્યા છે, જે હિંદુધર્મની શ્રદ્ધાને વ્યક્ત કરે છે અનેક સ્ત્રીપ્રેમનો તેમણે બચાવ કર્યો હોય તો તેમાય વ્યભિચાર કે અનીતિની ગધ સરખી નથી. આમ, કલાપીનુ જીવનધ્યેય શાતિથી જીવી, વિચારી અને લખી જવાનુ હતુ. તેમની ફિલસૂફી પણ સાદી, સરળ અને હૃદયધર્મને અનુસરનાર જીવનની હિમાયતી હતી.

## માનવી

ઉપરના સર્વ અગોમાથી ફલિત થતુ કે વ્યક્ત થતુ કલાપીનુ માનવી પણુ હવે જોઈએ. (કલાપીને માટે "દિવ્યધામમાથી ઊતરેલા યોગીરાજ" જેવા વિશેષણો અતિશયોક્તિ છે, પણ કલાપીમા માનવતાના ઘણા ગુણો રહેલા હતા.

તેમના હૃદયના સ્નેહમાં સચ્ચાઈ ભારોભાર હતી. તેમનામાં ઉદારતા, ત્યાગ, લાગણીવશતા અને સંસ્કારિતા એ ખરા જિગરના સ્નેહી હોવાને કારણે જ આવ્યાં હતાં. એમનો સ્નેહ હાલો વિવેક માટે નહોતો. એમનો સ્નેહ અમુક જ વ્યક્તિઓ પૂરતો મર્યાદિત નહોતો. સ્નેહ અને કરુણાનું જ બનેલું તેમનું હૈયું હતું. દ્વેષ, ખુન્નસ, ક્રોધ, વેર, ઈર્ષ્યા તો તેમના સ્વભાવમાં કિંચિત્ પણ નહિ. માનહાનિ કે પરાજયથી આવતી લઘુતા તો તેમનામાં ક્યારે ય નહિ. સૌને પોતે ચાહે, સૌ પોતાને ચાહે એ તેમના મનની મોટી અભિલાષા. એમનાં આંસુ વહે છે પણ કારણે : ભોળી જનતા અજ્ઞાનથી કેવા વિપથમાર્ગે જાય છે તે એક, પ્રેમની વિશુદ્ધ ભાવનાને અનુરૂપ પ્રીતિપાત્ર દૂર ને દૂર ક્ષિતિજ બતાવતું રહે છે તે બીજું, અને કર્તાની સૃષ્ટિમાં દ્વંદ્વોનું જે ઘોર ઘર્ષણ સતત ચાલ્યા કરે છે તેનું દુઃખ એ ત્રીજું કારણ છે. એમનાં આંસુ માત્ર પોતાની જાત માટે જ નથી, દીન હીન દુર્ભાગી બંધુઓ અને પ્રાણીઓ પંખીઓ તરફ પણ તેમની તીવ્ર અનુકંપા એટલી જ ઉત્કટપણે વહે છે. સત્તર વર્ષના કિશોરમાં જે નિર્દોષ સરલતા, મુગ્ધ નિખાલસતા અને મધુર રસિકતા હોય તે છવ્વીસ સુધીના કલાપીમાંથી પણ ગઈ નથી. ગમ્મત, હોંશ, પ્રેમઘેલા, મૈત્રીભૂખ, વિચારમગ્નતા, તરંગશીલતા, ભાવનાપરાયણતા, સ્વપ્નપ્રિયતા, ઊર્મિલતા આશા–નિરાશાનું દર્દ કલાપીના વ્યક્તિત્વનાં ચિરકાળનાં જાણે સાથી. તથાપિ કલાપી મનુષ્યની ઊજળી બાજુ વિશે અસાધારણ શ્રદ્ધાળુ અને કાળી બાજુ વિષે અતિશય ક્ષમાશીલ છે. આભિજાત્ય તેમણે ગમે તેવી કપરી માનસિક સ્થિતિમાં પણ ગુમાવ્યું નથી. હૃદયની દિલાવરી અને ખુમારી તેમણે ક્યારેય ત્યજી નથી. ચિત્તની કોમળતાને તેમણે ક્યારેય સૂકવી દીધી નથી. હૃદયનું રક્ષણ એમને મન જીવનનો પરમ ધર્મ હતો :

> અરે! હૃદય જો ગયું રસ ગયો પછી તો બધો,
> ભલે મૃદુ રહી સહી જખમ છેક ચૂરો થતું
> કઠિન ન બનો કદી હૃદય એ જ ઇચ્છું પ્રભુ!"
>
> ("એક ઇચ્છા")

હૃદયની આ સચ્ચાઈ ને કોમળતાને લીધે "સ્વ" કરતાં "પર" નાં સુખ અને લાગણી તરફ તેમનું વધુ લક્ષ રહેતું. શોભનાને પરણવામાં આટલો વિલંબ થયો તેનું કારણ રમા પ્રત્યેની કોમળ અનુકંપાવૃત્તિ જ હતી. અને છેવટે શોભનાને પરણવા તેમના ભીરુ મને પણ નિશ્ચય કર્યો તેનું કારણ શોભનાની તેમણે જોયેલી અસહાય સ્થિતિ જ હતી. ચિત્તની મુલાયમતાને લીધે તે અન્યની

કટુ વાણી, દુર્વર્તન અને કઠોર નીતિ પરત્વે ક્ષમાશીલ રહ્યા હતા. અન્યનુ દિલ દુભાય તેના કરતા પોતે ખમી લેવું વધારે સારુ અને પોતે કેવું ખમે છે તે તેને દર્શાવી તેના હૃદયનો પશ્ચાત્તાપ કે સમભાવ માગી લેવો, એ જાતનુ વલણ તેમનુ હતું.

તેમનો બુદ્ધિવૈભવ અલ્પ નહોતા. "સ્વીડનબોર્ગના ધર્મવિચાર" માં એ વિપુલ પ્રમાણમા જોવાય છે. પણ પોતે આત્મપૃથક્કરણશીલ, ચિંતનશીલ, અંતર્મુખદૃષ્ટિવાળા હોવાથી પોતાની જાતની મર્યાદાઓ વિશે સદા જાગરૂક રહેતા અને એવી મર્યાદાઓને જોઈને પોતે દુઃખી થતા. કર્તવ્યબુદ્ધિનુ તેમને સતત ભાન રહેતુ, પણ અરુચિકર કર્તવ્યો બજાવતા એમને થાક ચઢતો. પ્રિય લાગણી કે ભાવનાને લાગેલા ધક્કાની અસર તેમના ચિત્ત પર પ્રબળ પડતી. આથી દિલની ફકીરી લઈ પ્રિયાના ત્યાગમા કરુણરસિક બની રહેવાનુ મનોવલણ તેમને સ્વાભાવિક થઈ પડતુ. શુભ કરતા અશુભની કલ્પના તેમને વારવાર આવતી અને તેથી એવી ઘટનાની સંભવિતતા પહેલેથી જ કલ્પી તે વિશે દુઃખી બનવામા જાણે કે એમને મજા પડતી. વેદનપટુતા ઘણી ઊંડી અને વિચાર-વર્તન હૃદયપ્રેરિત, તેથી આઘાત-પ્રત્યાઘાતના આંદોલન તેમના ચિત્તપર ત્વરાએ અથડાતા. તેમના આવા માનસિક બંધારણે તેમને જીવનમા પણ સ્વસ્થ, મુત્સદ્દી ગજવી નહિ, પણ કવિ બનાવ્યા. માનવવ્યવહાર પરત્વે સૌજન્યમૂર્તિ છતા કલાપી પૂરા વ્યવહારકુશળ હતા. સમાજની રૂઢિઓ, કુટુંબના અવસરો, સ્વજનોના વિવાહ તથા સંબંધીઓના વ્યવહારો વિશે તેમને સારુ જ્ઞાન હતુ. સામાન્ય જીવનનુ જ્ઞાન પણ તેમને છેક અલ્પ ન હતુ. તેમ છતા તેમની પ્રકૃતિ અને હૈદર તો કવિના જ છે, કારણ કે તે હૃદયવિલાસી આત્મા હતા. હૃદયનો રસ તો સ્નેહ અર્પવામા, સ્નેહી બનવામા, સાહિત્યનુ લેખન, વાચન, મનન કરવામા, વીતેલા અનુભવોનુ ચિંતન કરવામા અને જનતા-જનાર્દનની પોતાને માર્ગે શક્ય તેટલી સેવા કરવામા હતો.

### વ્યર્થ સ્વપ્નનો આદમી

કલાપીના કાર્યો કરતા વિચારો ઘણા ઉન્નત અને પ્રેરક છે. તેમણે પોતે જ કહ્યુ છે તેમ તે "ગમે તેવા ભવ્ય પણ વ્યર્થ સ્વપ્નનો આદમી" છે પતિ, પ્રણયી, રાજા, મિત્ર, કુટુંબીજન કે કવિ તરીકે કલાપીની ભાવના ને હોશ જેટલા ઊંચા હતા તેટલી તેમની કર્તવ્યસિદ્ધિ નથી. કલાપી દ્રષ્ટા છે, સ્રષ્ટા નથી. કલાપી એમના જમાનાની પ્રસિદ્ધ કૃતિ "સરસ્વતીચંદ્ર" ના નાયક સરસ્વતીચંદ્ર કે શેક્સપિયરના હેમ્લેટ જેવા ચિંતક છે, પણ સાત્ત્વિક પ્રકૃતિના હોવાથી રજોગુણીઓની ત્વરા કે ચપળતાથી તે વિચાર પ્રમાણે કાર્ય કરવા તરફ લક્ષ બતાવતા નથી. કવિ કલાપીમા

શિક્ષકનો આત્મા રહેલો છે. પોતાના વિચાર પ્રમાણે લોકોને સુધારવાનો, તેમને સદ્‌બોધવાનો ઉત્સાહ તેમનામાં ઘણો. એમનું હિત તેમને હૈયે કાયમ વસેલું. એ પ્રમાણે કાર્ય કરવાની કુશળતા એમનામાં ઝાઝી ન હતી. આમ છતાં આ કવિદ્રષ્ટા કોઈ અગમ્ય ઝંખનાનો તરસ્યો છે. તેના પગ ધરતી ઉપર, પણ મસ્તક ઊંચે હતું. પોતાને પ્રિય ભાવના, સ્વપ્નાં, કલ્પનાઓને આ જગત પર મૂર્તરૂપે જોવા તે તલસતા. વાસ્તવિક જીવન તે રંગથી માણતા, જીવનનો વિલાસ ભરપૂર તે ભોગવતા, ઉલ્લાસનો ગુલાલ તેની હમેશની કલ્પનામાં ઊડતો. ઇન્દ્રિયોની તૃપ્તિનું ઘેન તેમને ગમતું. ભોગ ને રાગમાં રંગાવું તેમને પસંદ હતું. તથાપિ તેમની દૃષ્ટિ તો એક કૌતુકપ્રિય કવિની હોવાથી સતત ઊંચી ભાવનાઓ અને આદર્શોમાં જ ઊડતી રહેતી. શેલીની પ્રીતિપિપાસા, સૌન્દર્ય-ઝંખના અને તડફડાટ કલાપીને પણ રોમેરોમ વ્યાપેલાં. અગમ્યની પ્રાપ્તિ માટેનો તડફડાટ તેમના પ્રત્યેક ધબકારામાં સંભળાય છે. પ્રેમનો તડફડાટ પૂરો થાય છે કે તરત આત્માનો એથી વધુ ઊંચો "દિવ્ય તડફડાટ" શરૂ થાય છે. આવી મનોદશાએ કલાપી રાગી અને ત્યાગી એમ સરખી ચિત્તવૃત્તિવાળા જણાય છે. "નથી નથી મુજ તત્ત્વો વિશ્વથી મેળ લેતાં" એમ એક પળે તેમને કહેતાં સાંભળીએ છીએ, તો બીજી જ પળે એ વિશ્વના સૌન્દર્યમાં અને શોભના-ના વિલાસમાં એવા ઓતપ્રોત બની ગયા હોય છે કે આપણને પ્રશ્ન થાય કે "કલાપી રાગી કે ત્યાગી ?" પણ તેનું કારણ એ બન્યું છે કે ભૌતિક જીવન રસભેર માણતાં પણ કલાપીના હૃદયની ઊંડી પિપાસા તો જુદી જ. રમામાંથી શોભના તરફનો અને શોભનામાંથી પ્રભુની રસપ્યાલી તરફનો કલાપીનો વિકાસ તેમની આ વૃત્તિ અને દૃષ્ટિને કારણે જ સમજી શકાય તેમ છે. કલાપીને ધરતી પર રાગ છે. તેથી તો તે પ્રકૃતિસૌન્દર્યનો આનંદ લે છે, શૃંગારતૃપ્તિમાં આનંદે છે, મૈત્રીવિલાસ માણે છે; મનને સુખ થાય, વૃત્તિને તૃપ્તિ થાય એવા પ્રયાસો કરે છે. પણ ઇન્દ્રિયોની તૃપ્તિવેળા પણ ભીતરની પિપાસા અદશ્ય થઈ જતી નથી. એથી બધા ભોગવિલાસ, સુખ અને ઇન્દ્રિયઆનંદમાંથી છટકી જઈ કોઈ ઉચ્ચ નિશાનને તાકવાની, કોઈ અગમ્યને ઉકેલવાની અને ત્યાં જઈ પહોં-ચવાની સતત પિપાસા તેમના ચિત્તને રહ્યા કરે છે. તેનું કારણ કવિ આપે છે :

"જગત સઘળું ન્હાનું ન્હાનું અનન્ત વિહારને,
પણ રમતમાં ટૂંકી વાડે દશા અટકી પડે.
ક્ષણિક સમજે લે સૌ લહેરો ભલે ઉપભોગની,
રસમય થવું શરીરીને બને જ બને નહીં."
("ભાવના અને વિશ્વ")

આથી રાગનો પૂરેપૂરો ઉપભોગ કલાપી કરે છે ત્યારે પણ—એ ઉપભોગ-સમયે પણ વિરાગની ઊંડી તૃષા તેમના હૈયામા જાગે છે. ઘડી ઘડીમાં સુખ-દુઃખની, આશા-નિરાશાની, રાગ-ત્યાગની, ભોગ-વિરાગની અને સ્થૂળની તૃપ્તિ કે સૂક્ષ્મના પોકારની લાગણી કલાપીમા થઈ આવે છે. એથી જ શોભના સાથેના લગ્નસુખની પ્રતીક્ષા કરતું "ઉત્સુક હૃદય", એ સમય નજીક આવ્યો તેની વધાઈમા

"હવે તો એ પાસે મુજ જિગર કૈં તાડવ રચી
રહ્યુ નાચી રાચી ઉદધિ ગ્સનામાં રહ્યુ મચી."

એમ કહે છે ત્યા તો

"હવે જોવા ચાલ્યુ જિગર મુજ સાક્ષાત હરિને,
તહીં તેની કોઈ પ્રતિકૃતિ કરો શો રસ પૂરે?"

એમ કહી શોભનાથી ય ઉન્નત સ્થાન તરફ પોતાની નજર ફેરવે છે.

અને કલાપીની એવી અધ્યાત્મશ્રદ્ધા ઓછી નથી. ઈશ્વરની સઘળી કૃતિમાં તેમને શુભ ને ઇષ્ટ સકેત જણાય છે. પ્રભુ ઉદ્દેશ વિના કઈ કરતો નથી અને એનો ઉદ્દેશ એના બાળકોના શ્રેય માટે જ છે, એ એમની પરમ શ્રદ્ધા છે "સારસી" કાવ્યમા તેમની જે ચીસ સાભળાય છે—એ કે '૯૬-'૯૭ના કાવ્યોમા વિધિ સામે જે અસતોષ જોવાય છે તે '૯૮ થી અદશ્ય થઈ જાય છે. '૯૮મા તો "વિશ્વસૌન્દર્ય કુમળુ" જણાય છે. ઊલટાનુ આ સસારમા "પ્રભુહૃદયના પ્યારા જ દુખિયા રહે છે" એવી ભક્તશ્રદ્ધા તે કેળવે છે.

આવો સતત વિકાસશીલ, ચિતનશીલ, અતર્મુખ, ઊર્ધ્વગામી, વિદ્યા-વિલાસી, સાહિત્યરસિક, પ્રકૃતિપ્રેમી, તત્ત્વચિતક, સ્નેહનો સાગર, અનુકપાશીલ, વ્યવહારચતુર, અભિજાત હૃદયસસ્કારવાળો, ગુલાબી છતા નરમ, કર્તવ્યનિષ્ઠ છતા કર્તવ્યમા કૌશલહીન, રાગી છતા ત્યાગી, ભાવનાપરાયણ સજ્જન માનવી કલાપી માત્ર છવ્વીસ વર્ષમા માનવતાના ઉચ્ચ શિખરો જીતી ગયો, એના વ્યક્તિત્વનો પરિમલ સ્વજનો, મિત્રો અને સબધમા આવેલ સૌ કોઈ વ્યક્તિને એટલાં ટૂકા જિંદગીમા દાખવી ગયા ગુજરાતના કવિઓમા સ્વભાવના આવા સૌમ્ય ને સાધુ તથા ચિત્તના આવા ગુલાબી, સ્નેહાળ અને દિલાવર કેટલા? નીચેની બે અજલિઓથી માનવવિશેષ કલાપીનો વ્યક્તિપરિચય પૂરો કરીએ.

લોર્ડ હરિસિહજીએ તેમને વિશેની આલેખેલી છાપ કલાપીના વ્યક્તિત્વને પૂર્ણ રીતે સમજાવે છે:

"તેમની મુખમુદ્રામાં જ તેમનું નિર્મળ અને સ્નેહાળ અંતઃકરણ પ્રકાશી રહ્યું હતું. બીજાની માફક તેમનું મન જાણવાને બહુ ફાંફાં મારવાં પડે તેમ ન હતું...સામાનું મન વશ કરવાની ખરેખર એમનામાં કોઈ અદ્‌ભુત શક્તિ હતી અને તે માત્ર તેમના શુદ્ધ અને સ્નેહાળ અંતઃકરણને લીધે જ...... ઉદારતાનો ગુણ પણ તેમનામાં એક રાજવંશીને છાજે તેવો હતો.... પણ એક રાજવંશીના કરતાં તેઓ એક તત્ત્વજ્ઞાની યોગી થવાને વધારે લાયક હતા."

કલાપીના અવસાનની નોંધ લેતાં સ્વ. આનંદશંકર ધ્રુવે "સુદર્શન"ના ૧૯૦૦ના જુલાઈ માસના અંકમાં કલાપી વિશે જે ઉચ્ચાર્યું છે તે પણ સ્મરણીય છે :

"રાજ્યપદે રહીને સાહિત્યનો રસ લેવો અને આપવો એ વિરલ ગુણ એમનામાં હતો ........જેને એમની સાથે જરા પણ પરિચય હશે તેઓ તુરત કહેશે કે એમનામાં એવી એક વિલક્ષણ મધુરતા હતી કે એક વખત એમના સંબંધમાં આવેલો જન પુનઃ કોઈ પણ કાળે વિમુખ થઈ શકતો જ નહિ. વળી આ રસિક રાજામાં એમની પ્રજા પ્રત્યે પણ કેવી લાગણી હતી! એ કોમળ દયા અને પ્રીતિ પ્રજાના હૃદયમાં હમેશાં નોંધાયેલાં રહેશે."

પ્રકરણ ૮

# ગદ્યકાર કલાપી

૧. "કલાપીની કવિતા આગળ તેનું ગદ્યલખાણ જરા ઢંકાઈ ગયું છે."
—"સુંદરમ્"

૨. "કવિ 'કલાપી'ની લોકપ્રિયતાએ ગદ્યકાર 'કલાપી'ને લોકનજર આગળ બહુ આવવા દીધા નથી."
—પ્રો. રાવળ

માનવી તરીકેનું કલાપીનું કવિપણું અને તેમનું ભાવનાવિહારી માનસ વિશેષરૂપે વિલસે છે તો તેમના સાહિત્યમાં. તેમના સાહિત્યસર્જનની પ્રેરણાનાં બ્રણ ઉદ્દભવસ્થાનો છે: એક તો તેમનું ઉપ્યાભર્યું કોમળ સંવેદનશીલ હૃદય. આથી આંતરમન અને બાહ્ય જગતના અનુભવો પોતાના હૃદયમાં સમાતા નથી ત્યારે તેમને બહાર કાઢવાની કલાપીને અદમ્ય સિસક્ષા થાય છે. આ સ્વભાવદત્ત લક્ષણે જ તેમના હાથમાં કલમ ઝલાવી છે. અને વસ્તુત કલાપીએ પોતાના સઘળા સાહિત્યમાં પોતાનું હૃદય જ મૂક્યું છે ને "હૃદયને પત્રમાં મૂકવાની ટેવ" માત્ર પત્રોમાં જ નથી, કવિતા, પ્રવાસ, સંવાદો, નિબંધ આદિ તમામ પ્રકારોમાં એ હૃદય જ તેમની મોટી મૂડી દેખાય છે. તેમની પ્રેરણાનું બીજું નિમિત્ત આંતરમનના પ્રવાહોને સમજવા-સમજાવવા તેમને થતી ઊંડી પ્રેરણા છે. આથી પણ સાહિત્યસર્જન તેમને માટે અનિવાર્ય થઈ પડે છે. તેમનું આંતરમન તપાસીએ તો કલાપી સૌન્દર્યનો, દિવ્ય રસનો, ભાવનારસનો પિપાસુ છે તેની સાથે સાથે રમા, શોભના, મિત્રો, પ્રકૃતિ, પુસ્તકો, ઉજાણીઓ વગેરે પણ તેમનાં રસ-સ્થાનો બને છે. ઇન્દ્રિયરસમાં પણ તે ઊછરે છે, પણ તેનાથી કલાપીના ચિત્તને સદા તૃપ્તિ થતી નથી. "સૌન્દર્યનો ભોગ ખોવાઈ જતાં દરેક ભોગવિલાસના ત્યાગ તરફ હૃદય ખેંચાયા જાય છે." ("કાન્તને પત્ર", તા. ૧૧-૧૨-'૯૭) એમના હૈયાની ઊંડી પ્યાસ કોઈ અગમ્ય પરમ રસતત્ત્વ માટેની રટી છે, તેમનું

આંતરમન એની શોધ ચલાવે છે. વારંવાર ઉદ્દ્ભવતો વૈરાગ્યનો વિચાર એનું જ ફળ છે. આમ, આંતરમનનો એક ઇન્દ્રિયમાત્ર વિષયરાગનો અને બીજો અતીન્દ્રિય તત્ત્વરસનો—એમ બે પ્રવાહો કલાપીના જીવાત્મામાં જે એક સાથે વહી રહ્યા છે તેમને સાહિત્ય દ્વારા સમજવા-સમજાવવાનું કલાપીને માટે આવશ્યક થઈ પડયું છે. અને ત્રીજું, શિક્ષકો, મિત્રો અને ગુરુઓ પણ હૃદયની પ્રેરણાને પોષે તેવા જ તેમને મળ્યા હતા, તે છે વાજસુરવાળા, નરહર જોશી, મણિલાલ, કાન્ત, સચિત, જટિલ, મસ્તકવિ, ગોવર્ધનરામ વગેરેની તેમ જ અંગ્રેજી, સંસ્કૃત, ગુજરાતી અને ઉર્દૂ સાહિત્યના વાચનની ઘેરી અસર તેમના આંતરમાનસ પર પડી, જેમાંથી કલાપીને સાહિત્યની ખરી સમજ મળી, સાહિત્યોચિત વિચારો અને ભાવનાઓ મળ્યા અને તે કાગળ ઉપર ઉતારવા પ્રવૃત્ત થયા. આ ઉપરાંત એમની મૃદુ ચિત્તવીણાને પ્રબળતાથી કંપાવનાર રજવાડી ખટપટો, શોભનાનું પ્રણયપ્રકરણ આદિ તેમના જીવનની બાહ્ય ઘટનાઓ પણ તેમના સાહિત્યસર્જનના મોટા નિમિત્તરૂપ ગણાવાય. કાવ્યનિમિત્તે તેમના જીવનમાં મહત્ત્વનો પ્રશ્ન ખડો કર્યો એ ખરું, પણ મમ્મટે કાવ્યના ગણાવેલા ત્રણ હેતુ—કારણે પૈકી એક સર્જકત્વના બીજરૂપ શક્તિ વિના કલાપી સમર્થ સાહિત્યકાર થઈ શક્યા ન જ હોત શું ગદ્યમાં કે શું પદ્યમાં, આખરે તો બોલે છે તેમનામાં રહેલી નિસર્ગદત્ત કાવ્યશક્તિ જ. આપણે ગદ્યની વાત કરીએ.

સોળ વર્ષની ઉંમરે લખાયેલા રમા ઉપરના પત્રોમાં તેમનો પ્રશસ્ય ભાષાવિલાસ અને કાવ્યવિહાર દેખાય છે તે શું સૂચવે છે? એ સૂચવે છે કે નાનપણથી જાગેલા સાહિત્યવાચનના શોખે, એમનામાં રહેલા તીવ્ર આત્મભાને અને વિધિદત્ત બળવાન સ્મૃતિશક્તિ તેમ જ ગ્રાહકશક્તિએ એ તને ભાષાપ્રભુત્વ બક્ષ્યું, તેણે કલાપી પાસે ગદ્યનું બહોળું સર્જન કરાવ્યું. વેદનશીલ સ્વભાવને લીધે આત્મઆવિષ્કાર કરવાની ટેવ તો છેક નાનપણથી હતી.[1] તેમાં ભાષાપ્રભુત્વ આવી જતાં એની ફાવટ ગદ્યમાં સહેજે આવી ગઈ અને ગદ્યકાર—સાહિત્યકાર કલાપીનું વ્યક્તિત્વ એમ બંધાતું ચાલ્યું. પ્રકૃતિસૌન્દર્યની સંસ્મરણાપને, ચિત્તના ઉમળકાને, હૃદયની ગાઢીઘેરી પણ રસિક લાગણીઓને અને મગજના તરંગોને એવડી સોળની ઉંમરે પણ તે પ્રવાહી ને વેગીલી ભાષામાં છટાથી વ્યક્ત કરી શક્યા પછી તો અંતરમાં ચાલતી ગડમથલોને, વેળાએ વેળાએ બદલાતી મનોદશાને તથા સૌન્દર્યદર્શન કે સ્નેહઅનુભવથી સ્ફુરી ઊઠેલા હૃદયભાવોને વ્યક્ત કરવા તેમ જ માનસિક, નૈતિક, આધ્યાત્મિક અને પ્રણયજીવનની

1 જુઓ વાજસુરવાળાનાં સંસ્મરણો

સમસ્યાઓ તથા તેને જોવા-ઉકેલવાની દૃષ્ટિ રજૂ કરવા અને આત્મમંથનરૂપે આત્મદર્શન કરવા કલાપીએ કાવ્યની સાથે ગદ્યનો પણ ઉપયોગ કર્યો છે.

ઈ. ૧૮૯૦ થી ૧૯૦૦ સુધીના દસ વર્ષના ટૂંકા ગાળામાં કલાપીની પ્રથમ આરાધ્ય તો રહી કવિતા જ, પણ તેમણે ગદ્યનું ખેડાણ પણ ઓછું કર્યું નથી. કલાપીને આપણી ભાષાના એક સુંદર ગદ્યકાર લેખે સ્થાપનાર તેમના ગદ્યસાહિત્યમાં સ્નેહીઓ અને સ્વજનો પરના પત્રો, "કાશ્મીરનો પ્રવાસ", "ચાર સંવાદો", સ્વીડનબોર્ગના ધર્મવિચારની ચર્ચા, આત્મકથા અને ડાયરીઓ એટલું મૌલિક અને "માળા અને મુદ્રિકા" તથા "નારીહૃદય" એ રૂપાંતરિત નવલકથાઓ ગણાવી શકાય. તેમણે ખેડેલા ગદ્યપ્રકારોમાં આમ પત્ર, પ્રવાસવર્ણન, સંવાદ, આત્મકથા, ડાયરી અને નવલકથા એમ ગદ્ય સાહિત્ય-પ્રકારોનું નોંધપાત્ર વૈવિધ્ય છે.

## પત્રો

ગુજરાતી સાહિત્યમાં પત્રો લખાવા કે પ્રગટ થવા ક્યારથી શરૂ થયા, એ જાણવાથી કલાપીના પત્રોની ચર્ચાને કશો લાભ થવાનો નથી, કારણ કે પત્ર-લેખન એ સાહિત્યસ્વરૂપનો એવો કોઈ ચોક્કસ આકાર નથી કે જેથી કલાપીના પત્ર-લેખનની કલામા કોની કોની અસર આવી, એનું પગેરું સાચી રીતે નીકળી શકે. હા, કહેવું જ હોય તો કહી શકાય કે મુખ્યત્વે કોઈ વિષય કે વિચારધારાની છણાવટ કરતો હોય એવો પત્ર "સ્વીડનબોર્ગના ધર્મવિચાર" કલાપીએ કાન્ત પર લખ્યો તે પહેલાં મણિલાલના "સિદ્ધાંતસાર"ના પુસ્તકમાંના વિચારો પર પત્રરૂપે ચર્ચા "સિદ્ધાંતસારનું અવલોકન" એ શીર્ષક હેઠળ રમણભાઈના "જ્ઞાનસુધા" માસિકમાં કાન્તે કરી હતી. આ સિવાય ગંભીર વિષય પરની નિબંધાત્મક ચર્ચા પત્રરૂપે કલાપી પહેલાં આપણી ભાષામાં કોઈએ કરી હોય એવુ જાણ્યામાં નથી. પણ આ તો બિનંગત જાહેર પત્રોની વાત થઈ. સ્નેહીઓ અને સ્વજનો ઉપર લખાયેલા અંગત પત્રો તેને કલાનો ઘાટ આપવા કંઈ ગોઠવી ગોઠવીને લખાતા નથી. એ તો પત્ર લખનારનું જેવું વ્યક્તિત્વ તેમ જ પત્ર લખતી વેળાનો તેનો જે મનોભાવ તેવો તેનો પત્ર. લેખકનાં ઊર્મિ, વિચાર અને ભાષા પત્રોને સાહિત્યકોટિમાં મૂકે અથવા ન મૂકે. જે લેખકનું વ્યક્તિત્વ ડોળ વગરનુ હોય, સત્યનિષ્ઠ અને પોતાની જાતને જે વધુ વફાદાર હોય તેના પત્રોમા તાજગી અને જીવંતતા સારી પેઠે જોવા મળે. પત્રલેખનની કલારચના તેના કર્તાના વ્યક્તિત્વને લીધે જ આવે છે. વાર્તાલાપમાં જેટલી નિકટતા બે પાત્રો વચ્ચે રહે છે તેનાથી પત્રોમાં જરાક જ ઓછી રહે છે પત્રોમાં એવી નિકટતા જેટલી વધુ લાવી

શકાય તેટલી પત્રની આંતરિક સમૃદ્ધિ અને બાહ્ય કલા વિશેષ સધાય. વ્યક્તિત્વનું વૈશિષ્ટ્ય, ભાષાનો પ્રસાદ, કલાદૃષ્ટિ—એ ત્રણ તત્ત્વો પત્ર લખનારમાં હોય તો બીજા કશાની જરૂર નહિ.

કલાપીમાં આ ત્રણે તત્ત્વો સારા પ્રમાણમાં હાજર છે. એમનું પુષ્પમૃદુ, સંવેદનશીલ હૃદય આયાસ વિના પત્રોમાં નીતરે છે. એમના વ્યક્તિત્વનો વિલાસ વૈવિધ્યવંતો છે. વિનોદ, આંસુ, ગાંભીર્ય, તોફાન, કરુણા, સ્નેહ, કવિતા, નિખાલસતા, ઊર્મિલતા, ચિંતનશીલતા અને ઉલ્લાસ કે વિષાદ—એ સૌ તત્ત્વોનું બનેલું એમનું વ્યક્તિત્વ એમના પત્રોમાં સફળતાથી ઊતર્યું છે. વ્યક્તિત્વના સ્વૈરવિહારને પત્રોમાં ખીલવતાં પણ તેમને સરસ આવડે છે. ભાષાનો એમના જેટલો પ્રસાદ તો ગુજરાતી સાહિત્યમાં ઘણા થોડા સુસાધ્ય છે. અને કાવ્યોમાં ખંડિત થનાર તેમની કલાદૃષ્ટિ પત્રોમાં સુરુચિ, સંયમ અને લાઘવ દાખવી જાય છે. આ જોતાં કલાપીની પત્રધારા, શ્રી સુંદરમ્ કહે છે તેમ, "એક વ્યક્તિત્વના જીવંત સ્પર્શોથી છલકાતી કળામય રચના" છે.

કલાપીના પત્રોના બે સંગ્રહો પ્રગટ થયા છે :

(૧) શ્રી મુનિકુમાર ભટ્ટે કરેલું "૧૪૪ પત્રો"નું સંપાદન.

(૨) કલાપીના પુત્ર સ્વ. જોરાવરસિંહ ગોહેલે કરેલું "કલાપીની પત્રધારા"નું સંપાદન.

આ બીજા સંગ્રહના સંપાદનમાં "સાગર"ની મહેનત વિશેષ છે, પણ પત્રોની પસંદગી, ભાષાજોડણી, ગોઠવણી, કાપકૂપ વગેરેની કાળજી જોતાં આ બેમાં શ્રી મુનિકુમારનું સંપાદન વધુ સારું જણાય છે. "પત્રધારા"માં કેટલાક પત્રોની તારીખો ખોટી માલૂમ પડે છે. દા. ત. વાજસુરવાળાને લખાયેલો "પત્રધારા"નો પહેલો જ પત્ર તારીખની દૃષ્ટિએ ખોટો ઠરે. તા. ૩–૧૦–'૯૧ના દિવસે સુરસિંહજી લાઠીમાં હતા નહિ, કાશ્મીરના પ્રવાસે નીકળેલા હોવાથી અમદાવાદમાં તે હતા. એટલે એ દિવસે લાઠીથી તે લખે કે "મણિભાઈ ચાલતા માસની ૧૩મી તારીખે અહીં આવશે" એ હકીકત અસંગત છે. આ પત્રનો સંદર્ભ જોતાં અને મણિલાલના પત્રોનો સંદર્ભ મેળવતાં તે ૩–૧૦–'૯૧ના દિવસે તો નહિ જ, પણ ૩–૫–૯૧ના રોજ કદાચ લખાયાનું અનુમાન થઈ શકે. (જુઓ મણિલાલ પરના પત્રો નં. ૭૨ અને નં. ૭૯નો સંદર્ભ) એ જ પ્રમાણે રાણા સરદારસિંહ ઉપરનો છપાયેલો પત્ર નં. ૫૭ આનંદરાય ઉપરનો છે, એ તેમાંનો સંદર્ભ અને સ... (સદુભા એટલે કે સરદારસિંહ) વગેરે ચિહ્નો તપાસતાં સ્પષ્ટ થાય છે. "પત્રધારા"ના સંપાદક પત્રના સંબોધન "મ્હારા વ્હાલા આનંદ"થી ભરમાઈ

ગયા ! તેમણે આનંદનો અર્થ "હર્ષ" કર્યો, પણ "આનંદ" અહીં સંજ્ઞાવાચક નામ છે, એ તેમની વિસ્મૃતિમાં રહી ગયું ! આ ઉપરાંત પત્રોની લીટીઓની કાપકૂપમાં પણ કેટલોક વિવેક અને ઔચિત્ય જાળવી શકાયાં હોત.

બંને સંગ્રહોમાં મળીને કુલ ૬૭૯ પત્રો છપાયા છે. "કૌમુદી" માસિકના પુ. ૧, અંક ૨માં છપાયેલ કલાપીનો એક પત્ર અદ્યાપિ કોઈ સંગ્રહમાં છપાયો નથી. અને મને પ્રાપ્ત થયેલા ૨માં ૫૨ લખાયેલા કંગાળબંધ પત્રો પણ યોગ્ય સંપાદન બાદ છપાવવા જેવું બળ ધરાવે છે. કલાપીના જીવન, કવન અને અંતરને સમજવા માટે તેમના પત્રો અત્યંત ઉપયોગી છે.

ભાવુક કલાપીના ભાવોને તેમના પત્રો અરીસાની માફક ઝીલી બતાવે છે. કલાપીના મનની નિકટીક કહી શકાય તેવી સ્વચ્છ, નિર્મળ છબી તેમના પત્રોમાં ઝિલાઈ છે. કલાપીના સ્વભાવની ઉચ્ચતા અને મનની વિશાળતા એમાંથી ચિત્રિત બને છે. "His face was an index of his mind" એ સત્ય કલાપી વિશે તેમના પત્રો સિદ્ધ કરે છે. કલાપીનું ઘણુંખરું મૌલિક ગદ્ય લખાણ (સંવાદો સિવાયનું) પત્રરૂપે છે, એ તેમના ઊર્મિલ અને આત્મલક્ષી માનસનું સૂચક છે. મનની ઊર્મિ જ પત્રોનું મોટું ઉદ્ભવસ્થાન હોવાથી ઊર્મિલ કલાપીને વિહરવાનો તેમાં પૂરતો અવકાશ મળ્યો છે. કલાપીના ઘણાખરા પત્રો તે તે સમયની માનસિક પરિસ્થિતિના દ્યોતક છે. જોકે તેમાં ક્યારેક વાસ્તવિક હકીકતો કે લાગણીઓને ભાવના અને કલ્પનાના રંગે રંગી રંગીન બનાવવાની કુશળતા માલૂમ પડી આવે છે, તોપણ જ્યારે આપણે તેમની 'આત્મકથા' ગુમાવી જ બેઠા છીએ ત્યારે તો આ પત્રોને તેમના આત્મવૃત્તાંતના અંશરૂપ ગણવા પડે તેમ છે. હૃદય ખુલ્લું કરવાના આશયથી જ તેમણે ઘણાખરા પત્રો લખ્યા છે. કલાપીના આંતરજીવન ઉપર આ પત્રો સારો પ્રકાશ પાડે છે. તેમના માનસિક જીવનની અનેકવિધ સમસ્યાઓ અને વિયોગ-ભાવનાઓને પત્રો હૃદયંગમતાથી સમજાવે છે. તેમના વિવિધ કાવ્યોના ઉદ્ભવ અને ભૂમિકાઓને પત્રો સ્પષ્ટ કરે છે. કશી જાતના અંચળા વિના પત્રોના ત્યાગી મનને વર્તનું મ છે. કલાપીના વ્યક્તિત્વનો ઉત્કટ અર્ક પત્રોના સાર છે તે આ કારણે કલાપી પણ ગાંધીજીની જેમ પત્રોમાં આત્મગ્લાનિ આત્મમહત્તા નહિ બતાવતા હોવાને લીધે તેમના પત્રો તેમના વિશુદ્ધ અંતરંગની ઝાંખી આપે છે. ગાંભીર્ય, સત્યની શોધ, પરમ તત્ત્વની ઝંખના બહુ નાના ઉંમરે તેમના જીવનમાં પ્રવેશ્યાં છે. તત્ત્વજ્ઞાન માટે એકનિષ્ઠાથી, ગંભીરતાથી વિચાર ચલાવવા અને એ વિચાર માગે

એટલા જીવનમાં થાય તેટલા પરિવર્તનો થવા દેવાં એ બાબતોમાં "કાન્ત," "કલાપી" અને "સુંદરમ્"માં સમાનતા છે. કલાપીના પત્રો આવા પરિવર્તનો પણ ઝાંખી બનાવે છે.

## કાન્ત પરના પત્રો :

કલાપીના પત્રોમાં સૌથી અગત્યના કલામય પત્રો કાન્ત ઉપરના છે. એ પત્રોમાં કલાપીનું હૃદય પૂરેપૂરું ઊઘડેલું માલૂમ પડે છે. મણિલાલ સમક્ષ કલાપીનું હૃદય એટલો મુક્ત વિહાર કરતું જણાતું નથી. મણિલાલ તેમના ગુરુ સમાન હોવાથી તેમની સાથે તે આધ્યાત્મિક, રાજકીય, ગૃહ કે સંયોગવિષયક ચર્ચાઓ કરે અને શોભનાના પ્રણય-ડિમ્ભાની વાત પણ માર્ગદર્શનના હેતુથી તે તેમની સમક્ષ મૂકે છે, પણ તેમનું પ્રેમી હૃદય કાન્ત પરના પત્રોમાં તો પૂર્ણપણે ઠલવાઈ ગયું છે. આથી જ આ પત્રો ગુજરાતી જનતામાં સૌથી વધુ લોકપ્રિય બન્યા છે. કલાવિધાનની દૃષ્ટિએ પણ કાન્ત પરના પત્રો સર્વોત્તમ છે. સુરુચિ અને ઔચિત્ય સિવાય અન્ય કોઈ બંધન તેમને આ પત્રોમાં નડયું નથી. કાન્ત પરના પત્રોમાં કલાપીનું વ્યક્તિત્વ નવું દૃષ્ટિએ રજૂ થાય છે (૧) કલાપીના ચારિત્ર્યની દૃષ્ટિએ, (૨) તેમની સાહિત્યપ્રવૃત્તિ અને સાધનાની દૃષ્ટિએ, (૩) ધર્મમંથન અને અધ્યાત્મપ્રેમની દૃષ્ટિએ. આ પત્રોમાં કલાપીનો ઉચ્ચ કાવ્યાદર્શ, પોતાના કાવ્યો માટેનો તટસ્થ સ્વાભિપ્રાય અને પોતાની કવિતાનું સ્વરૂપ અને પ્રયોજન સ્પષ્ટપણે જાણવા મળે છે. આ પત્રોમાં કલાપીમાં વિવેચક પણ ઊંડે ઊંડે રહેલો છે, તે સ્પષ્ટ થાય છે. કલાપીમાં સત્યશોધ માટેની જે જિજ્ઞાસા હતી તેને કાન્તના પત્રોથી ઉત્તેજન મળ્યું અને કાન્તે મોકલાવેલા પુસ્તકોએ કલાપીના ચિત્તમાં એવી અસર કરી કે તેમના જિંદગીના અંતિમ વરસોમાં કલાપી કાન્તના સ્વીડનબોર્ગીય વિચારોના આકર્ષણમાં આવ્યા તે આ પત્રો દર્શાવે છે.[૨]

---

૨ કાન્ત અને તેમના પુત્રશ્રી સુનિકુમાર એમ માને છે કે "કલાપીએ સ્વીડનબોર્ગ સંબંધે પોતાનું મંતવ્ય ફેરવેલું." અને તેના ટેકામાં "માલા અને મુદ્રિકા" અને "નારી હૃદય"ને ધરે છે. કાન્ત "માલા અને મુદ્રિકા"ની પ્રસ્તાવનામાં લખે છે 'લગ્ન એક સંબંધી સ્વીડનબોર્ગના સિદ્ધાંત ઉપર કલાપીએ કેટલીક ખોટી અને વિપથગામી ટીકા પ્રથમ એક પત્રના આકારમાં બહાર પાડી હતી. પ્રસ્તુત લેખમાં (નવલમાં) જોઈ શકાશે કે કલાપીએ એ વિષયના શુદ્ધતર અને ઉચ્ચતર પ્રકાશને સ્વીકાર્યો છે"

પરંતુ કલાપીનો સ્થાનદરાય પરનો તા ૨૫-૧-'૯૯નો પત્ર વાંચો —
"સ્વીડનબોર્ગમાં મ્હેં જે કહ્યું છે તે જ સર્વ સ્થાને મ્હારે કહેવાનું છે એ લેખ અને

**વાજસુરવાળા પરના પત્રો :**

કાન્તથી બીજે નંબરે વાજસુરવાળા પરના પત્રો આવે છે. તેમાં કલાપીનું અનેકરંગી વ્યક્તિત્વ ઊપસે છે. ટીખળી, વિનોદી, રમતિયાળ કલાપી, મોજીલો શોખીન કલાપી, કવિ કલાપી, વિવેચક કલાપી, સ્નેહી મિત્ર કલાપી, ગંભીર ચિંતક કલાપી—આવા કલાપીના વ્યક્તિત્વના અનેક પાસા આ પત્રોમાં ઊપસે છે. તેમની પત્રશૈલીનું વૈવિધ્ય ને તેનો મુક્ત વિહાર પણ આ પત્રોમાં સૌથી વિશેષ જોવા મળે છે. તેમનો અભ્યાસરસ એમાં પ્રત્યક્ષ થાય છે. તેમનો સ્થૂલ જીવનવિકાસ પણ આ પત્રોમાંથી ઠીકઠીક દોરી શકાય તેમ છે જે "નીલી ભાતવાળા મેઘન" વાજસુરવાળા વિના પોતાનું મનખેતર સોરાય છે તેને આ ચાતક-કલાપી ખરી કવિતાનું સ્વરૂપ સમજાવે છે. વર્ડ્ઝવર્થના કવિતાનું વાચન કેમ કરવું તે બતાવે છે. વર્ડ્ઝવર્થ અને શેલી વચ્ચેનો ભેદ દેખાડી આપે છે, પોતાનાં કાવ્યોનું પ્રેરણાસ્થાન અને ઉદ્ભવ દર્શાવે છે, એમર્સનના ચિંતનની ગહનતાની પિછાન કરાવે છે, ગુજરાતી નાટક કંપનીઓની ચર્ચા કરે છે, ગોવર્ધનરામના ગ્રંથોનું રસદર્શન કરાવે છે, પોતાનાં કાવ્યોની મર્યાદા બતાવે છે અને પોતાના હૃદયમાં ઊઠતા વિચારો અને નિર્ણયોની જાણ કરે છે. ઉપરાંત ઓઝા પરના પત્રોમાં ઊર્મિલ રસિક, પ્રેમી, વિચક્ષણ, મિત્ર કલાપીનાં દર્શન થાય છે.

**પત્નીઓ પરના પત્રો :**

રમા અને શોભના પરના પત્રોમાંથી કલાપીની પ્રેમદૃષ્ટિ ચંચળતામાંથી ગંભીરતા તરફ કેવી વિકસતી ચાલી છે તે જાણવા મળે છે. રમા પરના પ્રેમપત્રો કલાપીના પ્રેમના નીર જેવા શાંત, નિર્મળ સૂક્ષ્મ ભાવયુક્ત બનતા ગયા છે, તેના દૃષ્ટાંતો પૂરાં પાડે છે કલાપીનો વયભેદ અને રસભેદ પણ એ સૂચવે છે. રમા ઉપરના પ્રકટ-અપ્રકટ પત્રો કલાપીએ ઘણુંખરું તેમની મોળથી અઢાર વર્ષની ઉંમરમાં લખેલા છે, જ્યારે શોભના પરના પત્રો ૧૮૯૮ના જુલાઈ પછી એટલે કે કલાપીના અધ્યાત્મ-ઉઘાડ સમયના છે કોટડાવાળાના પત્રો ઔપચારિક સ્નેહ

---

આ જીવન એ સત્ય પર જ લાંબા કાળથી ટકી રહ્યું છે અને હું જે વાંચ્યું તે બધી વાતમાં માત્ર એક જ સત્ય હતું લગ્નની વાત તો તેનો અપવાદ માત્ર જ છે." ("પત્રધારા", પૃ ૮૬)

તા ૪-૨ ૧૯૦૦ ના રાજ ગોવર્ધનરામને લખેલા પત્રના "તેના થોડા પુસ્તકો વાંચવા ધારું છું," એમ કહે છે સ્વીડનબોર્ગિય નવલકથાઓના જેમ રૂપાંતરો કલાપીએ ર્યાં છે તેમ તે ચિંતકોની નવલોના પણ કરનાર હતા ખરું જોતાં તો કલાપી સ્વીડન-બોર્ગ તરફ નહિ, પણ થિયોસોફી તરફ આખરમાં ઢળેલા તેમણે દીનસરની થિયોસોફીની દીક્ષા પણ લીધી હતી

અને કર્તવ્યદૃષ્ટિના છે. પણ ૧૮૯૮ પછી કોટડાવાળાં પ્રત્યેની કલાપીની કર્તવ્ય-લાગણી બતાવે છે કે કલાપીને મન ત્યારથી રમા અને આનંદીબા વચ્ચે સ્નેહની દૃષ્ટિએ કશો ફરક રહ્યો નથી, એટલે કે રમા તરફનો તેમનો સ્નેહ ઊતરવા લાગ્યો છે.[3]

## આનંદરાય, સરદારસિંહ અને બીજા બધા :

બે મિત્રો આનંદરાય અને સરદારસિંહ પરના પત્રોમા કલાપી મુરબ્બી શુભેચ્છક, સાહિત્યપ્રિય કવિ અને લાગણીવેલા મિત્રના સ્વરૂપમા દેખાય છે. ગીગે ભરાયેલા આનંદરાય અને સરદારસિંહ પરના પત્રોમાં કલાપીની ભાવોદ્રેકતા, સ્વમાનીપણુ અને આત્મપૃથક્કરણ ગજબપણે વ્યક્ત થયા છે. લલિત પરના પત્રોમા કલાપીની સાહિત્યચર્ચા, કવિભાવના અને દર્દદિલી જણાય છે. જટિલ પરના પત્રોમા કલાપીની કવિતાના મૂળ, તેની ભૂમિકા અને જટિલે તેમને કાવ્યોમા કરેલી મદદ વ્યક્ત થાય છે. કલાપી કેવા ચતુર અને વ્યવહારદક્ષ છે તે જટિલ પરનો છેલ્લો પત્ર સૂચવી જાય છે. ગોવર્ધનરામ પરના પત્રોમા કલાપીનો અભ્યાસ અને ગાદીત્યાગનો વારંવાર ઊઠતો સળવળાટ જોઈ શકાય છે. ગાદીત્યાગના કારણો અને તેની તેમણે વિચારેલી વ્યવસ્થા ને હેતુ જાણવા તાત્યાસાહેબના પત્રો જોવા પડે તેમ છે.

આમ, કલાપીના પત્રો તેમના આંતરભાવ માનસ તથા જીવનપ્રવૃત્તિને તથા સાહિત્યસાધનાને તેમ જ કર્તાના સાચા વ્યક્તિત્વને પ્રકાશમા આણે છે. તેમની પત્રધારા તેમના હૃદયના વિધવિધ રસપ્રદેશોમા આપણને બળપૂર્વક ખેંચી જાય છે, એમના હૈયાની શય્યામા આપણને સુવાડી મોજથી આળોટાવે છે.

## પત્રશૈલી :

એવો જાદુ શી રીતે બને છે? તેમની રોચક ને વેધક પત્રશૈલીથી. કલાપીની પત્રશૈલીનુ મુખ્ય લક્ષણ તેમની ઊર્મિનો ઊંડો ઉમળકો છે. એવી ઉષ્માભરી લાગણી ને હેતથી કલાપી પત્રોમા નિવેદન કરે છે કે જેને પત્ર લખાયો છે તેની સાથે તેમનુ હૃદય આત્મીય બની જાય છે, તેના હૃદય સાથે શીઘ્ર નિકટતા તે સાધી લે છે તેમ કરી વાચકને પણ પોતાના ઊર્મિલ ને ભાવનારંગી વક્તવ્યની અભિમુખ કરી પોતાના વિવિધરંગી, ઊછળતા સ્વભાવ અને હૃદયનો તેને

3. "પહેલી વખત રોહાવાળાની હાજરીમા આપણે મળશુ. તમે સંપથી એની અને મ્હારી સાથે વાતો કરજો મારી, મોધીની બાબતમા જરા મશ્કરી કરજો. એવી તેવી વાતો કરજો પછી બેક વખત એમ મળ્યા પછી હુ તમને મળી શકીશ, જેથી એકદમ હુ ફરી ગયો એમ લાગે નહિ" ("પત્રધારા', પૃ ૯૪)

અનુભવ કરાવી પોતાની સાથે તેને સમગ્ર બનાવી મૂકે છે. જેવા ભાવના ઉછાળા તેમનામાં આવે છે તેને યોગ્ય ઊછળતી તેમની ભાષા પણ પત્રોમાં સદા રહે છે./ભાષા અને વસ્તુ, આમ, એકબીજામાં ઓતપ્રોત બની ચાલે છે.| {સભાનતાની ચિંતા કલાપીને પત્રલેખનમાં હૃદયઉદ્‌ગાર વેળાએ રહેતી જ નથી,} એથી તેમની વાણી હૈયાની સીધી ફૂટેલી સરવાણીઓ જેવી સ્વયંભૂ લાગે છે/ વાચકના ધ્યાને, આમ, તેમના પત્રોમાં વસ્તુ અને ભાષાનો અદ્‌ભુત મેળ ખેંચે છે તેમની પત્રશૈલીનું એક બીજું લક્ષણ વિષયોન્મુખતા છે. કલાપીનું ચિત્ત પત્રલેખનમાં વિષય ઉપર ત્વરાએ લીલાથી પહોંચી જાય છે, અને તેનું હૃદયંગમ બયાન આપે છે. નાસાગ્રતા ( Directness ) તેમની શૈલીનો બીજો ગુણ છે. એમના ઘણા પત્રોના ઉપાડ જુઓ

"વ્હાલા મણિભાઈ,

કાંઈ નિરાકરણ, કાંઈ અંત — નિરાશામાં કે ઇષ્ટપ્રાપ્તિમાં, ગમે તેમ પણ આ લાંબા વર્ષોની આશાનો હવે નિકાલ?" કેવો માનસિક સ્થિતિ ને લાગણીને ઉચિત નાસાગ્ર ઉપાડ આ પત્રનો છે!

કલાપીની પત્રશૈલીનું એક ત્રીજું લક્ષણ તેમાં આવતું સુમધુર ચિંતન છે. એ ચિંતન મુખ્યત્વે ત્રણ વિષયને સ્પર્શે છે (૧) જીવનવિષયક, (૨) સાહિત્ય વિષયક, (૩) ધર્મવિષયક આ ત્રણે પ્રદેશોનું ચિંતન કેટલીકવાર તો એવા મહાન સત્યો અજાણતા પણ કલાપી પાસે ઉચ્ચારાવી નાખે છે કે આપણને એઠ ફિરસ્તો બોલતો હોય એમ માલૂમ પડે. કલાપીના ચિંતનમાં વિચારોની સંકુલતા કે ક્રાન્તિકારકતા નથી, પણ એ તદ્ દ્ વિષયના મર્મને તો જરૂર સ્પર્શે છે૪ જગતના પરિચિત સત્યોને સ્થાપી એવી સૂત્રાત્મક શૈલીમાં, કાવ્યની

૪ 'વડવાના હાથબળે મેળવેલી રાજ્યગાદી કરતા, મ્હારા પોતાના બળથી મેળવેલી નિંદા હજાર દરજ્જે ઉત્તમ અને સુબળ તેમ જ પુરુષાર્થ થશે તેવી ગણું છું"

"વળી, "જગત ભ્રમ છે એ શા માટે માનું ન હોય? એમ હોય તો પણ આ મ્હારી દુનિયા મ્હારી સાથે જ જન્મી છે એ ભ્રમને લીધે સાચુ છે મ્હારી માયા મ્હે જ ઉત્પન્ન કરી છે'

"પ્રવૃત્તિહીન મોક્ષને પણ હું નથી માનતો પ્રેમહીન હોય તે જ પ્રવૃત્તિહીન હોય પ્રેમહીન મોક્ષ હોય જ નહિ નિરાશા એ જડતાનું બીજું નામ છે'

'મન આપણી ઇચ્છા પ્રમાણે ફરી શકતું નથી અને તેથી સત્ય તરફ જ આપણે ફરવાનું છે'

'વિધાને માતાને સ્થાને રાખવા કરતા સ્ત્રીને સ્થાને રાખવી એ જ ઉત્તમ છે'

રીતિએ અને ભારપૂર્વક રજૂ કરે છે કે બુદ્ધિપ્રિય વાચક પણ તેમના વિચારોમાં હૃદયને ઘડીભર તણાવા દેવાનું પસંદ કરે છે. એમના વિચારો રસાત્મક સ્વરૂપે, ઊર્મિના રંગમાં બોળાઈને ઉચિત સ્થાને રજૂ થાય છે, એથી મધુર બની રહે છે. કલાપીના માનસિક–બૌદ્ધિક દેહનો આપણને એ દ્વારા પરિચય થાય છે. એમના વિચારોમાં ભાવનાનું તત્ત્વ વિશેષ જોવાય છે. કલાપીની પત્રશૈલીનું એક લક્ષણ તેમાં આવતાં તેમના જિગરના તીવ્ર મનોમંથનો છે. કલાપી મુખ્યત્વે તો પત્રોમાં પોતાના હૃદયની વ્યથા, સમસ્યા–આંદોલન અને લાગણીઓ વ્યક્ત

---

"કેમલ લાગણીઓનો નાશ થવો, માણસ પરની દયા જતી રહેવી, એ કાંઈ ઓછી શિક્ષા છે?

"હૃદયના બળાપામાં શું કોઈ મહાન શિક્ષા જ નથી?"

"હકીકત જે હોય તે કહેવામાં તે કલ્પનાથી ફેરફાર કરાવી શકતી નથી."

"અર્જુને યુદ્ધ કર્યું તેમાં હું નીતિ માનતો નથી. જ્ઞાન—પૂર્ણ જ્ઞાન આવો સંહાર કરવામાં કેમ હોય? તેણે નિમિત્ત પણ થવું ઘટતું ન હતું. યુદ્ધ એ જેવી ફરજ હતી તે કરતાં આટલા બંધુઓનો વિનાશ એ બહુ મોટું પાતક અને તેથી તેમ ન કરવું એ વધારે મોટી ફરજ હતી. નીતિનો માર્ગ છોડવો તે રાજ્યના પણ ગાદિવ કરતાં વધારે જોખમી છે."

"સંન્યાસી થાઓ તો શંકર જેવા થજો. શંકર સંન્યાસી હતો, પણ વિશ્વનું સૌન્દર્ય તે પી ગયો હતો. નહિ તો, બુદ્ધને દેશનિકાલ તે કદિ કરી શકત નહિ."

"દુનિયામાં હર્ષ અને શોકની સીમાઓ ન ધારેલી જ આવી ઊભી રહે છે"

"હૃદયની કોમળતા એ જ કાવ્યની ઉત્પત્તિ છે. આમ છે, તેથી જ કેટલાએક કાલિદાસ કરતાં ભવભૂતિને મોટો કવિ કહે છે"

"હું તો "નીરસ કાવ્ય" કાવ્ય જ કહેતો નથી, "લાગણી" વિનાનું "કાવ્ય" એ બને જ નહિ. "લાગણી" જેમાં નહિ, તે કાવ્ય નહિ"

"કવિ–ખરો કવિ–એ નોર્માલિટી છે. તે ઉત્તમ છે. દરેકનો વિષય જુદો છે, છતાં એક છે અને તે ઉત્તમ જ છે એટલે અમર રહેવાનો તેમાં કાંઈ નવું છે. જેમાં કાંઈ નવું છે તે જ કવિ. જેમાં કાંઈ નવું છે તે જ કાવ્ય"

"આપ જ્યાં સુધી પહાડનું સૌન્દર્ય જોતાં શીખશો નહિ, ત્યાં સુધી કવિતાનું ખરું સ્વરૂપ જોઈ શકશો નહિ"

"શ્રીશ્રી. હેલા. દા. કે મિલ્ટન કે શેક્સપિયર હિંદુસ્તાનના હમણાં નથી અને બહુ કાલ સુધી આવવાના નથી. ત્યારે કોઈને કવિ કહેવા તે શબ્દને જ હલકો કરવા જેવું છે"...

"સ્વાનુભવ-રસિક કવિ અને સર્વાનુભવરસિક કવિમાં હું બહુ ભેદ જોતો નથી જે વ્યક્તિને ગાઈ શકે તે શું સમષ્ટિનું જ ગીત નથી?"

કરે છે, પરંતુ એમ કરતાં તેમના ચિત્તમાં જે રવૈયો ચાલી રહ્યો છે તે વાચકને સાક્ષાત્કાર કરાવે છે.[5]

અને કલાપીના પત્રોનું છેલ્લું મોટું આકર્ષણ તેની સુમધુર, ઊર્મિલ, એકસરખી ગંભીર, પ્રવાહી, રસાળ, ભાવોચિત ગદ્યશૈલી અને કોમળ ભાષા છે. એમનું ગદ્ય એવું આયાસરહિત, ધારાબદ્ધ, હૃદયમાંથી જ બોળાઈને આવતા વેગપૂર્ણ, નિર્મળ ઝરણા જેવું છે કે વાચક જરા પણ શ્રમ કે કંટાળા વિના એક નવલકથાનાં પ્રકરણોની જેમ હોંશે હોંશે સડસડાટ વાંચી જાય. એમની ભાષા ક્યારેક તળપદી, કહેવતો ને રૂઢિપ્રયોગોની સુગંધ તાજી કરતી, ક્યારેક જીવંત પ્રાણવાન બોલીનો સાક્ષાત્કાર કરાવતી તો ક્યારેક "મચિત"ના પત્રોમાં વિનોદમાં છે તેમ સંસ્કૃતમય જોવાય છે. પણ ભાષાની એવી કૃત્રિમ અસર '૯૪ પછી જોવાતી નથી. તેમની ભાષામાં એકસરખી પ્રૌઢિ, સચ્ચારિતા અને વેધકતા છે. જ્યાં જેટલું કહેવાનું ઉચિત છે તેટલું જ ત્યાં તે કહે છે અને વિનોદ કે મિત્ર સાથે મજાક સિવાય ભાષાનો વ્યર્થ વિલાસ તે કરતા નથી. છતાં એમની ભાષામાં રમતિયાળપણું પણ આવે છે. ભાષાનું પોત કલાપી પોતાના તલ્લીન હૃદયભાવ પ્રમાણે રચે છે. ક્યારેક તેમાં ઊર્મિનો ઉછળાટ આવે છે, ક્યારેક એમાં ટોળટપ્પા કે વિનોદ આવે છે, ક્યારેક એમાં કવિતા આવે છે, તો ક્યારેક એમાં વિચારનું ગાંભીર્ય આવે છે. પ્રકૃતિનાં ચિત્રો તેમાં સુરેખતાથી ચિત્રિત થાય છે, પ્રકૃતિની રમણીયતા અને ભવ્યતા, તેની કોમળતા અને રંગીનતા, તેનાં તોફાન અને રુદ્રતા આ ભાષાના સ્પર્શથી સજીવ બને છે. પત્રોમાં કલાપી મીઠી મજાક કરે છે, સ્નેહીને લાડ લડાવે છે, સ્વજનોમાં વાત કરે છે, ઊર્મિનાં ઊભરા વહાવે છે. વાચકને ભાવનાપૂરમાં તાણી જાય છે. કદીક

5 "...હવે જેને તેને દુઃખ જ આપ્યું છે. આ હૃદય કોઈ પાસે ન જ ખોલું, પણ શું...? તેમ કરતાં તો હૃદય ફાટી જશે." "હું...જ રહેશે નહિ."

"શોભનાને હૃદયમાંથી કાઢી નાખતાં આખું જગત, આ–ખ્યું નિકળી જાય છે. શોભના ખસે અને બીજું કંઈ રહે એ બની શકતું નથી. રમાને હૃદયમાં રાખતાં શોભના પણ હૃદયમાં ભરાઈ જાય છે."

"અરે રે! મ્હારા સંબંધમાં આવનારા દુઃખી થયા છે. શું આપનું પણ એમ જ થશે? એ શાપ... પાપ આગળ આગળ આપો છો છતાં પણ દૂર થઈ શકતી નથી. અને કોણ જાણે શું થશે?—કોઈ પણ કોમળ હૃદય મ્હારી પાસે આવે છે તો એવા જ કોઈ વિચારોથી તેને માટે મને ખેદ થાય છે. મ...બહુ વાળા કાળથી એવા નરમ હૃદયોને દૂર જ રાખવા નિશ્ચય કર્યો હતો પણ—અરે! એ હવે તૂટી જાય છે."

નાનકડાં મધુર ઊર્મિકાવ્યો લખી નાખે છે, તે તેમના ભાષાપ્રભુત્વના સુફળરૂપે.[૬]

આમ, પત્રોમાં સ્વૈરવિહારી, વિનોદી, મોજીલા, કવિ, ચિંતક, વિવેચક, જીવન સાથે ઝઘડતા, મચનશીલ અને દર્દીલા કલાપીના પાસા ગોચર બને છે. કલાપીની પત્રલેખક તરીકેની શક્તિ અને સફળતા પોતાના વિવિધરંગી વ્યક્તિત્વનો તે પત્રો દ્વારા ગાઢ સ્પર્શ કરાવી શક્યા છે તેમાં અને પત્રોને માત્ર તેમના જીવનના ઇતિહાસરૂપે જ નહિ, પણ ગુજરાતી સાહિત્યના એક સમૃદ્ધ નમૂનાઓ રૂપે તે આપી શક્યા છે તેમાં છે. કાન્તના કેટલાક પત્રોને બાદ કરીએ તો અંગત છતાં સાહિત્યખ્યાનાં ચિરંજીવ ટુકડા જેવા આવા પત્રો ઓગણીસમી સદીમાં બીજા કોઈ સાહિત્યકારે લખ્યા નથી; લખ્યા હોય તો અપ્રકાશિત

૬ ક 'વી પી ગાને બટાયા-કહે તો, બા૦સાહેબનો એક સારો ચોકદાર મોકલી દઉં ?' ("પત્રધારા', પૃ ૩૮૫)

ખ 'બાઈ-એ-આઈ કા, શું છો આટલું બધું શું ? ના-ના-ભાઈ એવા ડાહ્યા ન થઈએ (એજન પૃ ૧૧૨)

ક 'પંખીડા બિચારા પવનથી ઘસડાઈ, જુદા થઈ ગયા વળી સાનુકૂળ વાયુની રાહ જોતા જો કોઈ-જ્યાં આનંદ મળે તો ત્યાં બેઈ વિશ્રાન્ત રહેવું -બીજું શું ? (એજન, પૃ ૧૪૮)

ઢ 'ચંદ્રવની શોધમાં હરો જ, બાકી દાર તો વર્ષાદની રાહ જોવાનું—આનંદ, બાગ અને ધરતીની બળાઈઓ માટે" (એજન, પૃ ૨૦૮)

ઈ 'ઓહ ! અત્યારે મને એક વર્ષ પહેલાની મારા મનની સ્થિતિ સાંભરે છે કેટલું દુ:ખ ? કેટની મુંઝવણ ? એ બધા પડદા આપ ચીરી મને અજવાળા પાસે લઈ ગયા એ કેટલું બન્યું ? હું શું લખું ? આપ લાંબું જીવો અને આવા બચ્ચા ઉપર આવા જ ઉપકાર કરતા રહો" (એજન, પૃ ૧૭)

ફ 'આપણે મળી શકતા નથી. આપ કાન્ત સાથ મળી શકે છે ? માણસ અને ઝાડમાં બહુ તફાવત લાગતો નથી બિચારું કોઈ સ્થિતિ છોડી જઈ શકતું નથી પણ સંસારમાં કંઈ હકીકતથી કંઈ હકીકત ઓછી રડવા જેવી છે ? અને દુ:ખ પણ ક્યાં ન કરવું જોઈએ ત્યાં થયા વિના રહેતું નથી" ('૧૪૪ પત્રો', પૃ ૨૦)

ગ 'હે અલી પત્રવતા ! આ બાબત જેને માટે ત્હારો આ મિત્ર આતુર છે તેનો તો નક્કી પત્તો લાવજે હો હવે ત્હને પણ પ્રમુખના દર્શનની ઘણી અભિલાષા ઉત્પન્ન થઈ છે જા ! ભલે જા ! કતોહ ફરી આવ તું તેર બાપરાણી ! ખરે ! અતિ ભાગ્યશાળી ! કોઈ દિવસ દૂતનું પૂર્ણ કરી પ્રેમીને મેળવજે તો ખરી ("પત્રધારા', પૃ ૨૨૦)

ચ 'અમે મુંબઈ જઈએ છીએ ! વર્ષાની રમઝટ અને નાટકશાળાના તબલા ! શી વાત કરવી ? નવો છંદ અને નવી મઝા તે છંદ કેવી રીતે વંચાય ? મુંબાઈમાં જેવી રીતે વરસાદ આવે ▪ તે રીતે 'એક દચ્છા -પૃથવી" ('પત્રધારા', પૃ ૧૯૫)

જ "એ ચોકના પોષાકના ચીતરા જેવું કરી લઉ-વળી ખતુરીનો બનિયો" એ વખત થઈ ગયા પણ સ્પષ્ટતા ન રખાય તો "બનિનો' "બનિયો' થાય" (એજન, પૃ ૨૫૫)

પ્રકટ થયા નથી. કલાપીના પત્રો એક કળાકારના પત્રો છે. ખાસ કરીને જે પત્રોમાં એ શિખામણ આપવા બેસતા નથી કે જીવનનું જ્ઞાન સમજાવવા રહેતા નથી કે જ્યાં વિચારભાર લાદતા નથી, ત્યાં કલાપી કળાકાર જ રહે છે.

## પ્રવાસલેખન :

આપણા કલાત્મક એટલે સર્જનાત્મક પ્રવાસસાહિત્યની કલાપીના "કાશ્મીરના પ્રવાસ"થી જ સાચી શરૂઆત થઈ ગણાય, કારણ કે તે પહેલાં પ્રવાસવર્ણનોમાં સાહિત્યિક તત્ત્વો કરતાં માહિતી અને બોધનાં તત્ત્વો વિશેષ હોવાથી તેમને શુદ્ધ પ્રકારના પ્રવાસસાહિત્યમાં લેખી શકાય નહિ.

## કાશ્મીરનો પ્રવાસ :

"કાશ્મીરનો પ્રવાસ"[૭] સત્તર વર્ષની તરુણ વયના એક કવિહૃદય, કુદરતપ્રેમી અને સ્વદેશભક્ત રાજકુમારની કલમનું પ્રથમ સર્જન છે અને ભવિષ્યના નીવડેલા કવિની કલા અને કલ્પનાના "બીજક" રૂપ છે. પ્રકૃતિ અને સહૃદય વચ્ચેનું ઐક્ય તથા પ્રકૃતિ અને મનુષ્ય વચ્ચેનો વિસવાદ એનું મોટું પ્રેરક બળ છે. સુરસિંહનું અંતર્ગત લાગણીવિશ્વ—રસવિશ્વ કુદરતના સાક્ષાત્કારથી એવું તાદાત્મ્ય અનુભવે કે તે તેને જ "સ્વપ્ન" શબ્દથી ઓળખાવે છે. પ્રવાસપુસ્તકને "સ્વર્ગનું સ્વપ્ન" નામ આપવામાં રહેલો આશય પણ એ હકીકતનું સમર્થન કરે છે. પ્રકૃતિવિશ્વ સાથે સમરસતા અને એકરૂપતા એ તેમનું સ્વપ્ન અને તેનો આનંદ. એ સ્વપ્નસ્થિતિ કાશ્મીરના સૌન્દર્યદર્શન વેળા તે ઘણીવાર અનુભવે છે. કાશ્મીરના પ્રદેશોમાં મનમોજી રીતે ફરીને સાંજે મુકામે પાછા વળતા સુરસિંહને મિત્રમંડળી દિવસ દરમિયાન શું જોયું તેની હકીકત પૂછે છે. તેના જવાબમાં તે કહે છે "ભાટ (વાજનુરવાળા) અને સાહેબ (પ્રાણજીવનભાઈ) તો વખતોવખત કંઈ ને કંઈ વાતચીત કરતા હતા, પરંતુ હું તો સ્વપ્નાં ગોઠવતો હતો અને તે જાગતાં સ્વપ્નાં આવતાં હતાં." કાંઈ ચર્ચા દરમિયાન પણ મિત્રમંડળીમાંથી સુરસિંહ અલોપ થઈ જઈ, એના સહવાસથી દૂર છટકી જઈ, મૌન ધારણ કરી સ્તબ્ધ બની રહે છે અને કોઈ ઊંડી વિચારસૃષ્ટિમાં ડૂબકી લગાવી રહે છે. ચાલતા પ્રસંગો કે વિવાદ અંગે એમને જ્યારે પૂછવામાં આવે છે ત્યારેય ઊંઘમાંથી જાગતા હોય તેમ "હોંકારો" આપી ખડખડ હસી પડે છે અને આશ્ચર્ય બતાવે છે કે "હું અહીં ન હતો."[૮]

૭. "કાશ્મીરનો પ્રવાસ"ના પ્રકાશન-ઇતિહાસ માટે જુઓ પરિશિષ્ટ (૨)

૮. રવ રૂપશંકર ઓઝા સંપાદિત 'કાશ્મીરનો પ્રવાસ'માંના "ઉપક્રમોપસંહાર"ને આધારે

કાશ્મીરનું રમણીય સૌન્દર્ય જોવાથી સુરસિંહના મન પર થયેલી અસર અને તે દ્વારા સ્ફુરી આવતા સંસ્કારો તેમ જ વિચારો — કલ્પનાઓનો આ સુસંકલિત આકાર તેમના "કાશ્મીરનો પ્રવાસ"માં મળે છે "કાશ્મીરનો પ્રવાસ" પત્રરૂપે લખાયો હોઈ તરુણ રસિક ગદ્યવિના આત્મલક્ષી તત્ત્વો સજીવરૂપે પ્રકટ કરે છે. પત્રની શરૂઆતમાં "પ્રિય માસ્તર સાહેબ"ને તે પ્રવાસવર્ણનનો પોતાનો હેતુ સમજાવે છે

"આપને કુદરતી લીલાનું અવલોકન કરવાનો શોખ છે અને મને પણ કુદરતી કૃતિ પર લક્ષ આપી તેનું વર્ણન લખવામાં આનંદ આવે છે કાશ્મીર દેશ કુદરતી ખુબીનો જ સમુદાય હોવાને લીધે તે વિશે આપને કાંઈક લખવું એવી મ્હારી ઇચ્છા છે"

હેતુ :

આમ, "કુદરતી કૃતિ પર લક્ષ આપી તેનું વર્ણન લખવામાં આનંદ" આવતો હોવાથી, સુરસિંહ કેવળ આનંદના પ્રયોજનને ખાતર પ્રવાસવર્ણન આલેખે છે એક તો આનંદનું પ્રયોજન અને તેય પાછું પત્રરૂપમાં સિદ્ધ કરવું, તેથી કર્તાના આત્મલક્ષી તત્ત્વો અને વ્યક્તિત્વ એમાં જીવતપણે આવિષ્કાર પામે છે પોતાના વ્યક્તિત્વના જે અંશો રસપ્રેરક બની રહે તેટલાને જ તેમાં સેખક દાખલ થવા દીધા છે અને અંગત તત્ત્વો યોગ્ય પ્રમાણમાં અને વિષય તથા હેતુને અનુકૂલ રહીને આપ્યા છે એ તેમની પ્રવાસલેખક તરીકેની મોટી સિદ્ધિ છે.

વૃત્તાંતકળા .

સુરસિંહની વૃત્તાંતકથનની કળા પણ તેના અંગત — આત્મલક્ષી તત્ત્વોનું ઔચિત્ય જાળવવામાં રહેલી છે વૃત્તાંતનો ક્રમ બરાબર સચવાય વૃત્તાંતમાં પુનરુક્તિ ન થાય એ બાબત ઉપર તેનું પૂરતું લક્ષ રહે છે પ્રથમ શ્રીનગરનું વર્ણન રાવલપિંડી અને શ્રીનગર વચ્ચે રસ્તામાં જે સુંદર દૃશ્યો જોવા મળે છે તેનું તથા વાટમાં જે નદીઓ નદી અને રોમાંચક ને રમૂજી અનુભવો થયા તેનું — એમ ક્રમબદ્ધ નિરૂપણ તેમાં થયું છે શ્રીનગરનો દેખાવ, તેના રસ્તા, તેના રહેવાસીઓ, તમના પહેરવેશ રીતરિવાજ, ધંધા, ખાસિયતો, કુટેવો વગેરેનું સ્વરૂપ અને વાસ્તવલક્ષી આદિતીપૂર્ણ ચિત્ર એમાં દોરવામાં આવ્યું છે કાશ્મીરી પંડિતોની લુચ્ચાઈ જુઓ અને લાગવગનું તથા શ્રીનગરના ગંદવાડ અને તેની અસંસ્કૃતતાનું આલેખન પણ સચોટતાથી થયું છે

સુરસિંહની કથનકળા વૃત્તાંતને રસાળ બનાવે છે અને વીગતોનું ઝીણું ઝીણું નકશીકામ બનાવે છે એ કથનકળાના પ્રવાહમાં વાચક પણ લેખકની સાથે પ્રવાસે નીકળ્યા હોય એવી સાક્ષાત્કારતા અનુભવે છે પ્રવાસીના અનુભવોમાં કોઈ અપૂર્વતા નથી કે ખાસ ચમત્કાર નથી સાદા અનુભવો સાદા રૂપમાં,

ટૂંકાં ટૂંકાં વાક્યોમાં રજૂ થયા છે, પણ વૃત્તાંતકથનની ગતિશીલતા, સુરેખતા અને ચિત્રાત્મકતા પ્રવાસની આ પત્રમાળાને નાની રસલક્ષી નવલકથા જેવી આહ્લાદક બનાવે છે. પત્રોની લેખનરીતિ એવી આકર્ષક છે કે વાસ્તવિક પ્રવાસનું તેમાથી યથાર્થ અને મનોહર ચિત્ર મળી રહે અને કર્તાના વ્યક્તિત્વના વિવિધ રસિક પાસાનો પરિચય સાથે સાથે થતો રહે. ભયાનક રસ્તાઓ ઉપર લેખક કેટલો મસ્તાન રહે છે, પ્રવાસની મુશ્કેલીઓ અને વિચિત્રતાઓને એ કેવો વિનોદમાં અને સરલ રમૂજમા ફેરવી દે છે, ઉગીથી ગરી સુધીના અંતરને સાધતા વિકટ રસ્તાને એ કેવી મુક્ત જીવનદૃષ્ટિથી પસાર કરે છે, સ્થળે સ્થળે કઇ ગી કે અપરિચિત વસ્તુનો અનુભવ કર્યાથી એના ચિત્તમાં કેવી લાગણીઓ ઊઠે છે— એ બધાનો દૂબહૂ ચિતાર તેણે તેના વૃત્તાતમાં આપ્યો છે. એના ગમ્મતના, કઢોડી સ્થિતિના, પ્રતિકૂળ ઘટનાના કે વિચિત્ર દૃશ્યના અનુભવોમા વાચક પણ ઘડીભર ચિત્તને ખેંચાવા દઈ શકે તેવું નિર્દોષ મધુર વાતાવરણ છે. ટૂંકી મનોહર વાક્યધારામાં સુરસિંહનું વૃત્તાતનિવેદન વેગ પકડતુ જાય છે અને ઘટનાના કથનપ્રવાહના પૂરમા વાચકને ચિત્રોની નાવમા બેસાડી તેને વિહાર કરાવતુ રહે છે. કાશ્મીરની નવીન, આશ્ચર્યકારક, આપણા પ્રાતથી સાવ નિરાળી અને તેમની વિલક્ષણતાથી જુદી તરી આવે તેવી કેટલી ય પરિસ્થિતિઓ, જીવનરીતો, માન્યતાઓ, લોકટેવો, ધધા–ઉદ્યોગો, વાહનો, માર્ગો, પુલો અને ત્યાની કલાકારીગરીનો સરલ, વેગવતી ને ક્વચિત્ પ્રસન્નગભીર તો ક્વચિત્ કટાક્ષો કે વિનોદોની છોળો ઉડાડતી રમતિયાળ શૈલીમા તેમણે પૂર્ણ પરિચય કરાવ્યો છે. કાશ્મીર જતી વખતે ભૂખ ને થાકની તૃપ્તિ માટેની શોધને અંતે મળેલ ભોગ, વાસી ભોજનનો અને પથારીનો અનુભવ તેમણે કેવી રમૂજથી આલેખ્યો છે!

"થાળીમા શુ હતુ ? ઉધરસના માબાપ! ભોગ ભજિયા, બીજ, કડવી પણ સાકર જેની રોટલીઓ, બાલુ( પટેટા નુ કાચુ શાક અને નાખતુ ખારુ અથાણુ ખૂબ ખાધુ ! શાંતિ,—મામા વળી માકડના લશ્કરો સહિત ત્રણ ખાટલા ઉપાડી લાવ્યા. "જો ભૂખ ન જાણે ટાઢા ભાત તો ઊંઘ ન જાણે તૂટી (અને માકડવાળી) ખાટ." ક્યાથી જાગે ? ઘસઘસાટ ઊંઘી ગયા."

એના વિનોદમા શબ્દરમતની ગમત પણ છે. "ખચ્ચરને આ ઘોડા સાથે દોડતા ઘણી મુશ્કેલી પડતી હતી અને વારવાર અટકતું હતુ તો પણ સોટીથી જરા શીખામણ આપવામા આવતી ત્યારે દોડવા લાગતુ હતુ. આ પણ એક નવુ વિમાન !"

આમ, પ્રવાસના વૃત્તાતનિવેદનમા સુરસિંહના મોજીલા સ્વભાવનું દર્શન ખૂબ આકર્ષક બની રહે છે. પરતુ લેખકના આનદના પ્રયોજનને તેના વૃત્તાત-

નિવેદનથી યે વિશેષ સિદ્ધ કરે છે સ્થળે સ્થળે તેણે જોયેલી સૃષ્ટિલીલાનાં વર્ણનો. પ્રકૃતિમાં રહેલાં વિવિધ પ્રકારનાં સૌન્દર્યચિત્રો, આકારો અને રંગોને નીરખતાં તેનું હૃદય મુગ્ધ ભાવોથી ઊભરાય છે. એ ભાવો એના હૃદયમાં સમાઈ ન રહેતાં સહૃદય, સ્નેહી ને ગુરુ જેવા સાહેબને પોતાનું નિવેદન કરવા તલસે છે તેના પરિણામરૂપ આ પ્રવાસપુસ્તક અને તેમાંનાં વર્ણનો છે.

## સૃષ્ટિલીલાનું દર્શન :

સૃષ્ટિલીલામાંથી સુરુચિથી પસંદ કરેલા વિષયોની યોગ્ય વરણી આવડી સત્તરની વયે પણ તેમણે પ્રાપ્ત કરી લીધેલી રસવિવેકના અને અવલોકનશક્તિના ઉત્તમ નમૂના છે. તેમણે આપેલાં ડાલ સરોવર, જેલમ નદીનો પ્રચંડ પ્રવાહ, શંકરાચાર્યના દેવાલય પાસેથી નિહાળેલી સૃષ્ટિ, ઉરીથી ગરી સુધીનો રસ્તો, વુલર સરોવરની ભયાનકતા, જેલમનો ઘુઘવાટ વગેરે દૃશ્યોનાં વર્ણનો કાવ્યાત્મક અને ચિત્રોની સુરેખતાથી અંકિત છે. ઓગણીસમી સદીમાં કાશ્મીરનાં પ્રકૃતિસ્થળોનું આવું મનોરમ વર્ણન અહીં જ પ્રથમ વાર મળે છે. સૂર્યાસ્ત, પ્રભાત, મેઘવૃષ્ટિ, દોડતાં વાદળાં ઇત્યાદિ પ્રકૃતિનાં દૃશ્યોનું આલેખન પણ વાતાવરણથી સભર તાદૃશ છબિ ઉપસાવે તેવું બન્યું છે.

“પૂર્વ દિશાની લાલાશ, પર્વતો પરનો ગુલાબી દીસતો બરફ, નાના પ્રકારના અવાજ કરતાં આમતેમ ઊડતાં પક્ષિઓ, ઝાકળથી ટપકતાં વૃક્ષો, જરા જરા ઉઘડેલાં જલકણથી છવાયેલ પુષ્પ, ડાળીઓ પર પથરાઈ ગયેલી પાણીનાં મોતીયોથી ચળકતી કરોળિયાની જાળ, લીલું ઘાસ અને તે પર પડેલાં પાણીનાં ટીપાં, ધીમે ધીમે વિખરાતો ધુમ્મસ, ડુંગર પર ફરતાં હસ્તિદળ જેવાં દેખાતાં વાદળાં, નિર્મળ થતું આકાશ, શુક્ર અને બીજા વિરલ વિરલ રહેલા ઝાંખા તારા, પાણી પર ઊડતા કલકલિયા, ઓરડામાંથી નીકળતા ધુમાડાના ગોટા રહેલા ધુમ્મસ સાથ મળી જતા ગોટા અને પ્રભાતકાળના એવા અનેક સુખકર રમણીય કુદરતી દેખાવો જોઈ આનંદમાં નાસ્તાપાણી કરી લીધાં”

પ્રત્યેક વીગતથી પ્રભાતસમયનું કેવું સાંગોપાંગ અને તાદૃશ અનુભવગમ્ય ચિત્ર ઊપસતું રહે છે! વાતાવરણને સર્જવામાં હિસ્સો આપનાર ભિન્ન ભિન્ન પદાર્થોને તેના યોગ્ય ને સૌન્દર્યપોષક ક્રમમાં, સમગ્રનું ચિત્ર વાસ્તવિકપણે નીપજવા પામે તેમ આલેખવાની કલાના લેખકની કુશળતા રહેલી છે. અલબત્ત “સરસ્વતીચંદ્ર”માંની વર્ણનશૈલીની પ્રબળ અસરનું એ પરિણામ છે.

“સરસ્વતીચંદ્ર”ની અસર ઉપરાંત “બાઈ કાદમ્બરીની તેણે કરેલી સેવા”ની / ઊંડી છાપ પણ તેના ચિત્ત પર પડી હોવાથી વારંવાર તેનાં વર્ણનોમાં ડોકિયાં

કરે છે અલંકારો અને કલ્પનાચિત્રોની લાંબી પલટણ ખડી કરતી વાક્યાવલિઓમાં બાણની શૈલીનું અનુકરણ કરવાનો તેનો સમર્થ પ્રયત્ન છે. પર્વત પરની આડી-અવળી સડક પર જતી ગાડીમાંથી આસપાસનું જે દૃશ્ય સુરસિંહ નિહાળે છે તેનું વર્ણન કૃત્રિમતાભર્યું છતાં આલીશાન છે. ખીણમાં ઘૂઘવતી વહી જતી જેલમનું વર્ણન અદ્ભુત અને મનોરંગી છે. જેલમના ઘુઘવાટના ધ્વનિના વૈચિત્ર્ય અને વૈવિધ્યનું ભવ્ય વર્ણન સાહિત્યમાં પ્રથમ પગલી પાડતા આ તરુણને માટે ઘણી ઊંચી આશા આપે છે :

"પહેલાં મુગ્ધાના નૂપુરરવ જેવો, પછી ઉતાવળે પરણવા જતી બાલાના રથના ઘુઘરા જેવો, પછી મદમત્ત ગંધગજની ગર્જના, સિંહના ઘર્ઘર ઘોર અથવા વાંસઝાડીમાં ફુંકાતા પવન જેવો, પછી વર્ષાઋતુની ગર્જના સાથે ખડખડી પડતા કૈલાસશિખરના ગડગડાટ જેવો અથવા બ્રહ્માના કમંડલુમાંથી શંકરજટા પર અને શિવમસ્તક પરથી મેરુપર્વત પર પડતી ભાગીરથીના ઘુઘવાટ જેવો"—વગેરે

વિશેષણવાક્યોથી ખચિત બનીને એકવીસ લીટીમાં પહોળું પથરાઈને બનેલું જેલમને વર્ણવતું આ મહાવાક્ય આ તરુણની ગદ્યશક્તિનો પણ સારો પરિચય મેળવી આપે છે. એના ગદ્યમાં ટૂંકાં ટૂંકાં વાક્યોનો ઝંકાર પણ છે અને મહાવાક્યોનું સાગરસંગીત પણ છે. સાદી ભાષાનાં સુરેખ, મનોહર, મિતાક્ષરી ચિત્રો પણ છે અને આલંકારિક છટા બતાવતાં કાવ્યરસિક તરંગચિત્રો ય છે ઉપમાઓ, ઉત્પ્રેક્ષાઓ, દૃષ્ટાંતો અને રૂપકોની પલટણ તેનાં વર્ણનોમાં દ્રૌપદીને મળતી ચીરમદાવની જેમ દૃશ્યમાન થતી રહે છે

કેટલાંક દૃશ્યવર્ણનો તો ખરેખર મનોહર અને અદ્ભુતરસિક છે અહાવાથી નીકળતાં, સૂર્યોદય પહેલાંના નક્ષત્રોના પ્રકાશમાં જે પ્રકૃતિદૃશ્ય જોવા મળ્યું છે તેનું વર્ણન કેવું કાવ્યમય છે! એમાં યથાર્થતા અને આલંકારિક કાવ્યરસિકતા—ઉભયનો સુમેળ સધાયો છે એવું વાતાવરણસૌન્દર્ય ચિત્તને ઢ્લોલ્ફસ ભરી દે છે તારાઓનું અદૃશ્ય થતાં જવું, એમાં એકાદ તારાનું ખરવું, ઊંડી ગુફામાંથી પાણીના ધોધનું પડવું અને તેની ઉપર થઈને ચિત્રવિચિત્ર વાદળાનું, એ બધાં સ્નાન કરવા આવ્યાં હોય તેમ ઢળાઈ જવું અને આસપાસ ઘૂમ્યા કરવું —એ વર્ણનમાંનું કલ્પનાચિત્ર શ્રેષ્ઠ સમર્થ અને પ્રતિભાશાળી કવિનું જ છે વાદળાંના વિવિધ આકારો અને રંગોનું વર્ણન કાલેલકરની વર્ણનરીતિની આગાહી આપે છે હાથીઓ, મગર, અજગર દેવનાં વિમાન, રાક્ષસોની માફક તેમનાં રંગ ને આકૃતિઓનું થતું રહેતું પરિવર્તન—આમ, વાદળવર્ણન દ્વારા કાલેલકરી કલ્પનાનું કેટલાં બધાં વર્ષો પહેલાં કલાપીએ દર્શન કરાવ્યું છે!

અને "જેલમ માતાએ જગાન છોડ્યો –અ ! તેણે એક માતી માફક શ્રીનગરમાં અને શ્રીનગરથી દોઝલા સુધી અમારી નબાબ લીધી તેના ખોળામા અમને રમાડ્યા, તેના પયથી અમારૂ પોષણ કીધુ, હાલરડાં ગાઈ અમને આનંદ આપ્યો, ઘુઘરા વજાડી રીઝવ્યા, નવનવી વસ્તુઓ દૃષ્ટિ આગળ ધરી તૃપ્ત કીધા, આખરે ગીતાની માફક પૃથ્વીમા નમાઈ ગઈ, તેના પ્રથનના દગદા પ્રમાણે બનીરાન્ત પાને ચાલી ગઈ, વજ્ર જેવા આ સ્વર્ગના પાષાણને ફાડી દૃષ્ટિ ગોચર થઈ હતી તે પર્વતોને આડા ધરી સતાઈ ગઈ, હોયુ જાણે કયાએ દૃષ્ટિમર્યાદ બહાર દોડી ગઈ"

પુસ્તકના સર્વશ્રેષ્ઠ વર્ણનચિત્ર લેખે આ વર્ણનને સ્વ નર્િસહલાલ નનુભાઈએ યાગ્ય રીતે જ બિરદાવ્યુ છે ૯ નાન પદ પક્તિઓમા, જેલમની વિનાયુ આવુ નિર્મિજિપણાતુ, હૃદયગમ વર્ણન અન્યત્ર ક્યા મળશે ?

આમ, દૃશ્યવર્ણનો કાગ નુગસિદ્ધ પ્રકૃતિસૌન્દર્યના દર્શનનો આનંદ વ્યક્ત કરે છે અને પોતાનો આનંદ—અનુભવ તે કાગ વાચકના કલ્પનાચક્ષુ સમક્ષ મૂર્ત્ત કરી આપે છે દૃશ્યના સમગ્ર વર્ણનમા તમની કલમ સર્વથા સફળ થતી નથી, પણ દૃશ્યની મુખ્ય મુખ્ય રેખાઓ દોરી તેની ખૂબીઓ તરફ લક્ષ ખેચવામા અને રસિક અલકાર દ્વારા લેખકના ચિત્ત—કલ્પના પ્રગટ કરવામા તેને સારી સફળતા પ્રાપ્ત થઈ છે નુગસિદ્ધની કલ્પનાનુ ઘણખરુ મૂળ તેના અનુભવ કરતા ઇતિહાસ—પુરાણના તેમના વાચનમા વિશેષે રહેલુ દેખાય છે Classical allusionsનો વિનિયોગ ક્યાઇક પ્રમાણમર્યાદા બહાર જતો રહે છે તે લેખકની સૌન્દર્યમુગ્ધતા, હૃદયઆવેગ અને પ્રવાહી શૈલીને કારણે બાકી નટિનીલાના દર્શન અને નિરૂપણમા તેમનો આવેશભર્યો અનુરાગ તો મધુર જ બની રહે છે

ચિંતનનિરૂપણ :

રસાતકથનમા વિનોદી, અનુભવરસિક અને પ્રસન્નચિત્તવાળા, પ્રકૃતિ વર્ણનમા સૌન્દર્યભક્ત અને સાહિત્યના સરસ સ્વાદવાળા, તો પ્રાસગિક વિચાર નિરૂપણમા સુગસિદ્ધ એક ગભીર પ્રકૃતિના ચિંતક તરીકે પ્રગટ થાય છે હિંદના હુન્નર—ઉદ્યોગો, રાજાઓ, અમલદારો, શ્રીમતા ક્યા હોવા જોઈએ ?, કલાના જ્ઞાનને ગુપ્ત રાખવાની વૃત્તિ, કુદરત તરફની અજ્ઞાનભરી ભક્તિના અનિષ્ટ ફળ,

---

૯ જુઓ: પરિશિષ્ટ (૨)

હિંદની પડતીના કારણો, શ્રીનગરની ગરીબી અને જનસ્થિતિ, પ્રજાનું પોષણ ને ઉન્નતિ શી રીતે થાય? આર્યાની ધર્મભાવના અને કુલમર્યાદા, આધુનિક સુધારાની વિલાસબાજી, મનુષ્યની ખરી કેળવણી શી? વગેરે વિવિધ વિષયની બાબતો પરત્વે સુરસિંહે પોતાના ઊર્મિયુક્ત વિચારો પુસ્તકમાં જ્યાં જ્યાં પ્રસંગ મળ્યા ત્યાં ગંભીરપણે વ્યક્ત કર્યા છે

વિચારવિષયની વાસ્તવિકતા અને ઉચિતતા પારખવાની યોગ્ય દૃષ્ટિ આટલી નાની ઉંમરે સુરસિંહમાં છે. વિચારનિરૂપણનો આડંબર જ્યાં ને ત્યાં દૃશ્યવર્ણનોમાંના અલંકારોની માફક તે બતાવતા નથી. ગમે તેવા પ્રસંગે તે બોધ આપવા કે ઉદ્બોધન કરવા બેસી જતા નથી, પણ ઔચિત્યબુદ્ધિ અને કલાદૃષ્ટિના સંયમમાં રહીને જ્યાં લાગણી અતિશય બનતી હોય ત્યાં જ કોઈ વિચારપ્રેરક પરિસ્થિતિ કે ઘટના જોઈને તે વિશે પોતાના વિચાર તે પ્રગટ કરે છે. એમના વિચારનિરૂપણમાં કૃત્રિમતા કે ડોળ આવતા નથી, તેમ વિચારોનું શુષ્કપીંજણ પણ થતું નથી. વિચારનિવેદનમાં હૃદયની ઉષ્મા ને લાગણીનું બળ દાખલ થતાં હોઈ વાચકને પણ તેનો ચેપ લગાડે છે. ઉન્નર-ઉદ્યોગો વિશેના ઊભરામાં તેની સ્વદેશપ્રીતિની લાગણી કેવી ઊછળી રહે છે! શ્રીનગરની સ્થિતિનું વર્ણન વાંચી કોના હૈનામાં ગમગીની નહિ છવાય! વાચકના હૃદયના મર્મભાગોને સ્પર્શવાની અને તેમ કરી પોતાની લાગણી તેમનામાં સંક્રાન્ત કરી દેવાની શક્તિ અને કલા સુરસિંહમાં છે.

ભાષા :

અને પ્રવાસપત્રમાળાની ભાષાશૈલી પણ એટલી જ ધ્યાનપાત્ર છે. એની ભાષા સંસ્કારી જનો સામાન્ય વ્યવહારમાં વાપરે તેવી શિષ્ટ, સ્વાભાવિક અને જીવંત છે. એની ભાષામાં સંસ્કૃતની આછી છાંટ છે, પણ "નૂપુર", "રજનજડિત રત્નપ્રભા", "નિષ્ઠારણ", "સંધ્યારાગ" કે "દુર્દશા" જેવા શબ્દોથી વધુ કઠિન શબ્દો કે અઘરા સમાસો તેમાં જડતા નથી. ખૂબીની વાત એ છે કે સંસ્કૃતના સમર્થ પંડિતો ગોવર્ધનરામ અને બાણની શૈલીનું સુરસિંહ પુસ્તકમાં ઘણે ઠેકાણે અનુકરણ કરતા હોવા છતાં તેમની સંસ્કૃતપ્રચુર ભાષા, તેમના કઠિન શબ્દસમાસો કે અપરિચિત અર્થઅસ્પષ્ટતાથી તે દૂર રહી શક્યા છે. તેમની ભાષા પર હિંદી-ઉર્દૂની કંઈક અસર જોવાય છે, પણ સૌથી વધુ તો કાઠિયાવાડના શિષ્ટ જનોની બોલીની અસર છે, જે તેમની પોતાની રોજની ભાષા પણ છે. "ઝળઝળ", "જિગર", "બચ્ચા", "પ્યાર", "કિસ્તી" જેવા શબ્દપ્રયોગોમાં ઉર્દૂ તરફનું તેમનું વલણ જોઈ શકાય પણ સુરસિંહનું

ભાષાપ્રભુત્વ તો બોલાતી ગુજરાતી ઉપરનું જ ગણી શકાશે. એમની પાસે ગુજરાતી શબ્દોનો જબરો ભંડાર છેક નાનપણથી છે એમ તેમના પ્રારંભના અનેક પત્રો અને લખાણો પણ દર્શાવે છે ઘણાંયે રૂઢિપ્રયોગો, કહેવતો અને શબ્દોનો સરસ વિનિયોગ તે પોતાની પ્રવાહી અને સમૃદ્ધ ભાષામાં ઠેકઠેકાણે કરે છે "માથે છપ્પનના પાટા પડવા", "પગમાં કુહાડો માર્યો", "પોથીમાંનાં રીંગણાં", "ઓઢવા ઓસરી અને પાથરવા પડથાર", "ભૂખ ન જુએ ટાઢો ભાત અને ઊંઘ ન જુએ તૂટી ખાટ", 'ઉખર ડુંગર જેવો લાગને", "બત્રીસ કોઠે ખાય તે બત્રીસ લક્ષણવાળો થાય" — જેવા રૂઢિપ્રયોગો અને કહેવતો અને "ઘરભા", "ફળી", "રડી ગયું" ("દડી ગયું, વહી ગયું"ના અર્થના) "અજાણી", "પૂછલેવ બગદ", "કાગાનીર", "ખોરડાં", "સરપ", "ધાધા થઈ ગયા", "કાઈ ગયા", "ગોતવા ગયા", "દાળિયા" વગેરે કાઠિયાવાડી શબ્દપ્રયોગો સુરસિંહની ભાષાને વધુ જીવંત ને સચોટ બનાવે છે.

**વ્યક્તિત્વ :**

"કાશ્મીરનો પ્રવાસ"ની ગદ્યશૈલીમાં તેના કર્તાના વ્યક્તિત્વનું મનોહર પ્રતિબિંબ પડે છે પ્રવાસવૃત્તાંત અને વર્ણનની સાથે સાથે તેનો આલેખક પ્રવાસી પણ એટલો જ આકર્ષણનું પાત્ર થઈ પડે છે ગરીબ માણસોની ભાળી મજૂરી અને તેમના ઉપર ગુજરતા ત્રાસથી વલોવાતા હૃદયથી કરુણાર્દ્ર, કાશ્મીરની ગંદકી ઉદ્યોગોની પડતી, દેશની અધોગતિ અને પ્રજાની જડતા, અજ્ઞાન અને ગરીબીથી દુઃખી બની જતા સ્વદેશવત્સલ સુરસિંહ જીવને હાનિકર્તા પણ આંખ અને ચિત્તને સુખ આપનાર પ્રકૃતિદૃશ્યો દેખતાં ઉત્કટ, રસિક, મુગ્ધ, સૌન્દર્યભક્ત સુરસિંહ વિકટ રસ્તા અને પ્રવાસની હાડમારીઓને ગમ્મત કરતા સ્વસ્થતાથી સહી જનાર ખડતલ યૌવનવીર સુરસિંહ રાજાઓ, અમલદારો, ધનિકો, સત્તાધારીઓ અને વિલાસી આગન્તુ, વહેમી લોકો ઉપર કટાક્ષો વેરતા વિચક્ષણ સુરસિંહ — આમ, એમનું શું શું સંભારીએ ને વખાણીએ!

**મર્યાદાઓ :**

એનો અર્થ એમ નથી કે "કાશ્મીરનો પ્રવાસ" નખશિખ દોષરહિત છે એમાંનાં વર્ણનો એકસરખાં આકર્ષક નથી ઘણાં વર્ણનોમાં જગતના લેખકની મુગ્ધ મનોદશાનું ઘેરું પ્રતિબિંબ પડ્યું છે અલંકારવિનિયોગ અને તરંગ લીલાનું દર્શન ઘણીવાર તો લેખકની અસંયમી મનનું અને સાહિત્યશક્તિનું પ્રદર્શન કરવાની વૃત્તિનું જ પરિણામ છે એકના એક તરંગ કે ચિત્રનું પુનરાવર્તન પણ તેમાં થયા કરે છે અલંકારો કેટલીક વખત તો અનુચિત ને અસ્થાને પણ લાગે છે

"આથી યુદ્ધમાં ગયેલા પતિઓને માટે શોક કરવાથી પડતાં અનેક સહસ્ર સુંદરીઓનાં અશ્રુ જેવાં........અને વસંતમાં ઉંચી ચઢી વિખરાતી જતી શ્રીમંતના જલયંત્રમાંથી નીકળતી જલધારા જેવાં જલબિંદુઓ અહર્નિશ ચોપાસ છંટાયા કરે છે."

અહીં જલબિંદુઓને "પતિઓને માટે શોક કરવાથી પડતાં અશ્રુ"ની ઉપમા આપવાથી કશી અર્થરમણીયતા સધાતી નથી. શ્રીમંતના જલયંત્રની જલધારા સાથેની સરખામણીમાં પણ કશું ચમત્કારક નથી. જલબિંદુના વર્ણન-નિમિત્તે કેવળ તરંગોનું પ્રદર્શન થાય છે. જલબિંદુઓની વિપુલતા, સતતવાહિતા કે વૈભવ બતાવવાનું તેમાં પ્રયોજન હોય તોપણ ઉપમાઓ કૃત્રિમ ને સાધારણ છે. આવશ્યક–અનાવશ્યક દશ્યરેખાઓ, ઉપમાનો–વીગતોનો શંભુમેળો પણ તેમનાં વર્ણનોમાં ક્યાંક ક્યાંક જમા થાય છે. એવે વખતે વર્ણનો સ્વાભાવિક નહિ પણ કૃત્રિમ અને અલંકારપલટણ કે શબ્દવૈભવ, વક્તવ્યને સચોટ ને રમણીય કરવાનું નહિ પણ હદથી જ્યાદે તેને અતિરેકથી શણગારી ગૂંગળાવી કે દબાવી દેવાનું કામ બજાવે છે. એ શણગાર પણ કેટલીક વખત તો કેટલાક ધનાઢ્યોને ત્યાં ધનપ્રદર્શન કરવા અનેક પ્રકારની વિચિત્ર આકૃતિઓ તથા રૂપ, રંગ, ગંધ ને ભરચક વસ્તુસામગ્રીથી લદાયેલા દીવાનખાના જેવો બની જાય છે. પણ પહેલી-વાર લખતો સાહિત્યરસિક તરુણ લેખક એમ ન લખે તો જ નવાઈ.

વિચારોની બાબતમાં પણ સુરસિંહ પૂર્ણ મૌલિકતાનો દાવો કરી શકે તેમ નથી. "આર્યાવર્તમાં કુદરતની અતિશય ભવ્ય લીલાથી માણસોની કલ્પના-શક્તિ અતિશય વધી ગઈ અને તેથી ખરી વિચારશક્તિની ખામી રહી ગઈ! અને માણસો વહેમીલાં થઈ ગયાં."

બકલના "હિસ્ટરી ઑફ સિવિલિઝેશન"માં આ વિચાર ઘણા દેશોના ઇતિહાસમાંથી દૃષ્ટાંતો ટાંકી પ્રતિપાદિત કર્યો છે. સુરસિંહના અભ્યાસકાળ દરમિયાન આ પુસ્તક તેમને અનુવાદ માટે વિચારી જવાનું હતું તેથી તેમના સંસ્કૃતિવિષયક વિચારોમાં બકલના આવા અનેક વિચારો રજૂ થયેલા છે.

વળી, જ્યાં વિચારો કે લાગણીચિંતનો મૌલિક છે, ત્યાં પણ વિચારોનું સૂક્ષ્મ પૃથક્કરણ, તત્ત્વદર્શી ચિંતન કે લેખકની વિશાલ બુદ્ધિમત્તા જેવું જણાતું નથી. કાલેલકરના ગુજરાતી કે કૈસરલિંગના અંગ્રેજી પ્રવાસપુસ્તકમાં જે વિચારો-ની પકવતા અને ચમકારા જોવાય છે તે આ પુસ્તકમાં નથી. સત્તર વર્ષના ઊછરતા તરુણમાં એવી આશા રાખી શકાય પણ ક્યાંથી?

અને છેલ્લે, એક મનોહર કાવ્ય જેવા પ્રવાસલેખની સમાપ્તિ શુષ્ક નીતિબોધના પ્રવચનથી કરવામાં આવે એ તે કયા રસિક વાચકને ગમે વારુ ? સ્વ. મણિલાલ દ્વિવેદીએ પુસ્તકના અંતની ટીકા કરતાં "Very morose conclusion for a book of travel full of beautiful scenes and descriptions"—એવો અભિપ્રાય આપ્યો છે તે યથાર્થ જ છે. સુંદર, મનોહર, મધુર વાતાવરણદર્શન, આકર્ષક વર્ણનચિત્રો અને ઉલ્લાસપ્રેરક અનુભવવૃત્તાંતને અંતે મૃત્યુ વિશે નાનો નિબંધ લખાય, પ્રકૃતિસ્થળોએ જવાનો પ્રચારબોધ અપાય, નિશાળિયાઓ લખે તેવા પ્રકૃતિપ્રવાસના ફાયદા ગણાવાય, પ્રવાસનો પદાર્થપાઠ શીખવાય, પ્રવાસનું સાહસ કરવા પ્રવચન કરાય, શામળ ભટ્ટની વાર્તાઓની જેમ વિપત્તિવડાઈનો મહિમા વર્ણવાય, પ્રવાસના સાહસ અને તેમાં નડતી વિપત્તિઓને બી. એ. કે મેટ્રિક જેવી પરીક્ષાઓ સાથે સરખાવાય, વેળાવેળાની સ્થિતિનું તત્ત્વજ્ઞાન પીરસાય, હિંમત કરવા અને સંકટસમયે સદા ઉપદેશ યાદ રાખવા વ્રજભાષાના ભજન "કિરતાર બડો વિધિ ખેલ રચાયો"થી આવા સરસ પુસ્તકનું સમાપન થાય—એ કલારસિક કોઈને પણ ખૂંચશે. જિંદગીની કસોટી કરતી અને આત્માને તાવતી મહાન આપત્તિઓ સાથે પ્રવાસની મુશ્કેલીઓને સરખાવવામાં આવે અથવા એ મુશ્કેલીઓ આવા નિર્વેદ અને ગમગીનીભર્યા અંત લાવવાના એક સાધન તરીકે કામમાં લેવાય, એ પુસ્તકના વિષય તેમ જ તેના સમાપન ઉભયના ગૌરવને ખંડિત કરે છે.

આમ છતાં, પુસ્તકનું એકંદર કલાવિધાન સમુચિત છે. જ્યાં જ્યાં સુરસિંહ નીતિ, આદર્શ અને ઉપદેશના વિચારભારથી કે સાક્ષરોની શૈલીના અનુકરણમોહથી સદાયા નથી ત્યાં એ કળાકારરૂપે જ પ્રકટ થાય છે. પ્રકૃતિદશ્યોના આલેખનમાં તેમની પાસે ચિત્રકારની પીંછી છે, ઊર્મિઓને લડાવવામાં, ચિત્તનાં ઉલ્લાસો, વિષાદો અને લાગણીઓને બહલાવવામાં તેમની પાસે પ્રવાહી ભાષા છે. અંતરના આવેશો અને આઘાત-પ્રત્યાઘાતોને તે ચોટપૂર્વક રજૂ કરી આપે છે. હળવી રમૂજોમા અને અનુભવના કથનમાં તે સરસ તાજગી પૂરી જાય છે. અને એમ, તેમનું આ પ્રવાસપુસ્તક ગુજરાતના પ્રવાસસાહિત્યનું એક સીમાચિહ્ન બન્યું છે. ઓગણીસમી સદીના આપણા પ્રવાસસાહિત્યમાં તો 'एकोऽहं अद्वितीयम्'નો દાવો કરે એવી તેની શક્તિ અને સ્થિતિ છે.

**પત્રાત્મક નિબંધ :**

"સ્વીડનબોર્ગના ધર્મવિચારની ચર્ચા"રૂપે દોઢસો ક્રાઉન સાઇઝ પાનાંના પુસ્તકમાં ધર્મ, પ્રભુ અને જીવાત્માના સંબંધની વિશાળ રૂપમાં તલસ્પર્શી

છણાવટ કરતો એક નિબંધ કલાપીએ પત્રરૂપે આપ્યો છે. એમાં એક સમર્થ નિબંધકાર, ચિંતક અને ગદ્યકાર તરીકે તેમનું વ્યક્તિત્વ જોવા મળે છે.

## નિબંધકાર :

આ નિબંધનું બાહ્ય સ્વરૂપ પત્રનું હોવાથી તેની લખાવટમાં જીવંત સ્પર્શ અનુભવાય છે : એમાં અંગત વ્યક્તિત્વની ફોરમ આવી શકી છે; લેખક જાણે કોઈ વ્યક્તિ સાથે આ લખતી વેળા કોઈ મધુર વાત માંડી કહેતા હોય એવી રસાળતા તેના વક્તવ્યમાં આવી છે. અને આમ છતાં નિબંધ પહેલેથી છેલ્લે સુધી સુશ્લિષ્ટ, મુદ્દાઓની ક્રમબદ્ધ રજૂઆત કરતો, સ્વીડનબોર્ગની એક પછી એક દલીલ લઈ સમજાવતો, તેની સ્વસ્થપણે ચર્ચા કરી તેનું ખંડનમંડન કરતો, લેખકના વક્તવ્યનું સમર્થન કરતો અને આખરે એક ગંભીર વિચારસરણીની વિશદપણે છાપ મૂકી જતો શાસ્ત્રીય બની શક્યો છે. વિષયનો પ્રારંભ, ક્રમ, મધ્ય, અંત આદિ એટલા સ્વાભાવિકપણે તેમાં ગોઠવાઈ ગયા છે કે વિષય ચર્ચાના તમામ પાસા એકમીજાથી છૂટા પડ્યા વિના વિષય ઉપર ધીમે ધીમે વધતો પ્રકાશ રેલાવી રહે છે. સ્વીડનબોર્ગની વસ્તુદષ્ટિ, સ્નેહભાવના, વિશ્વદષ્ટિ, તેણે કલ્પેલા સ્વર્ગ-નરકના બે પ્રવાહો ને તેમનું સ્વરૂપ, એની સ્ત્રીપુરુષદષ્ટિ, દામ્પત્ય-આદર્શ, એના સ્વર્ગોની ક્રમસરણી વગેરેનું સંક્ષેપમાં દર્શન કરાવી, તેના વિચારોમાં રહેલો અમગતિદોષ, સાંપ્રદાયિક સંકુચિત દષ્ટિનો દોષ અને તેના તર્ક કે કવિતારૂપી નરકોનો દોષ કલાપીએ ખૂબ વિનમ્રતાથી, શિષ્યભાવે પણ સ્પષ્ટતા અને અચોટતાથી ખુલ્લો કરી બતાવ્યો છે. અને તેને સ્થાને શું હોવું જોઈએ, કેવી કલ્પના કે વિચાર કરવાથી આ સર્વ દોષો ટળે તેનું સદૃષ્ટાંત દર્શન પણ કરાવ્યું છે આમ, આ ચર્ચાનિબંધ કલાપીના માત્ર નકારાત્મક વલણથી ભરેલો નથી, એમાં સક્રિય વિધેયાત્મક વિચારનું દર્શન પણ પૂરતા પ્રમાણમાં થાય છે. નિબંધમાં કલાપી વિચારની એક પણ કડી પોતાની ઊર્મિના આવેગમાં, કલ્પનાના તાણમાં કે ભાવાના પ્રવાહમાં ચૂકી જતા નથી, એ તેમની ચોકસાઈ બતાવે છે એક પણ વિચારબિંદુનું રહસ્ય સમજાવી તેની છણાવટ કરવી ભૂલતા નથી, એ તેમની ઝીણવટ ને જાગરૂકતા બતાવે છે. અને છતાં નિબંધ, વિચાર ખાખાને તૈયાર કર્યા પછીના આયાસયુક્ત વિચારભરણ જેવો નિષ્પ્રાણ નથી, પણ સ્વયંસ્ફુરણાએ ચાલતી કલમના વેગને પુષ્ટ કરતી કલાપીની વિચારધારાના બનેલા નિર્મળ, આસ્તિક સરોવર સમો છે.

આ નિબંધની સફળતા તેના વેગીલા, અર્થદ્યોતક ગદ્યમાં છે. કલાપી અંગત વ્યથા કે આઘાતની લાગણી ખૂબ ભાવોદ્રેકતાથી અભિવ્યક્ત કરવામાં

✓નિપુણ છે, પણ વિચારો, દલીલો, સમર્થનો, ખંડનો અને બૌદ્ધિક વસ્તુ શાસ્ત્રીયતાથી રજૂ કરવામાં પણ એટલી જ કુશળતા બતાવે છે, તેનું દૃષ્ટાંત આ નિબંધ છે./કલાપીની વિચારનિરૂપણની પદ્ધતિ વૈજ્ઞાનિક છે, પણ તેની અભિવ્યક્તિ ✓કલાત્મક છે./અભિવ્યક્તિ વેળા કલાપી અતિ ગંભીરતાનો જાડો અંચળો પહેરી લઈ ગાંભીર્યની આવ ઓઢી, કુદરતી મલમલ ઓઢી અંદરનું પોતાનું રસિક કવિનું. ઊર્મિલ સ્નેહીનું અને મુગ્ધ સૌન્દર્યભક્તનું પડ સતત દેખાડ્યા કરે છે. આથી વિચારકનો સાથે કવિનો આત્મા જરાય પાછળ પડતો નથી.

એમના ગદ્યના વિવિધ રંગો આ નિબંધમાં જણાય છે. "સ્વીડનબોર્ગ એક પાદરી હિલ્ચક હતો એમ કહેવામાં હું એટલું જ કહેવા માગું છું કે તે ક્રિશ્ચિયન પૂરો હતો. તે એવો હતો એ જ તેની ભવ્યતાનું બીજ છે પણ એ જ તેની ખામીઓનું પણ કારણ છે. તે એવો હતો એ જ તેની ભવ્યતાનું બીજ છે, કેમકે તેનાં સમગ્ર કારણો, સાક્ષિનીઓ અને દલીલો તેની શ્રદ્ધામાંથી વહે છે અને તેથી જ તે બહુ સબળ અને સરસ બની શક્યાં છે." (પૃ.૮૮) "તે એવો હતો એ જ તેની ભવ્યતાનું બીજ છે," એ વાક્ય દુહરાવવાથી એના ગદ્યવેગમાં આવતો ચમત્કાર તેના વક્તવ્યને કેવો ભારપૂર્વક પોષે છે! એક બીજું ઉદાહરણ જુઓ :

"ભક્ત અને જ્ઞાની નિરંતર એક વર્તમાનમાં જ રહે છે, અને તે એટલી બધી તૃપ્તિથી કે ચાલતી ક્ષણથી અધિક સુખ તેને કોઈ પણ સ્વર્ગમાં નથી. ભજનની ધૂનમાં રહેનારી આપણી ગઈકાલની મીરાંને કે હજારો વિકટ આમલાઓમાં સમાન—પ્રફુલ્લ—શાંતહૃદય કૃષ્ણને પૂછી જુવો કે તેઓ આજે જગ સ્વર્ગ જોવા પધારશે? તમે કેવા ઉત્તરની આશા રાખો છો? હું તો ધારું છું કે 'અમને એવો વ્યર્થ કાલક્ષેપ કરવા શા માટે બોલાવો છો?' એ જ ઉત્તર મળશે."

લલિત શબ્દોની મધુર શય્યા, કથનને ઉચિત આરોહ અને અવરોહ, પ્રશ્નાર્થ વાક્યોથી આવતી જીવંતતા, વાક્યોનો સંગીતાનુકૂળ વિન્યાસ, ભાવના લયને પોષક વાક્યજોડણ અને એ સર્વની ગ્રંથિત કલામાંથી વ્યક્ત થતો ઉત્સાહી વિચારક કલાપીનો શ્રદ્ધાવાન આત્મા—ઉપરની ગદ્યકંડિકા મૂર્ત કરે છે. કલાપીનું ગદ્ય તેમના વ્યક્તિત્વનું દ્યોતક છે, પછી તે અંગત લાગણીવાળા પત્રોમાં હો કે આવા શાસ્ત્રીય ચર્ચાનિબંધમાં હો. એટલે, આ નિબંધના ગદ્યમાં કવિની સાથે શાસ્ત્રીય વિચારકની વ્યક્તિ પણ આવિષ્કાર પામે છે, એ નોંધપાત્ર છે. પોતાની દલીલ કે માન્યતાને સમજાવવા કલાપી રોચક ને રસિક દૃષ્ટાંતો, ઉપમા, રૂપક, ઉત્પ્રેક્ષાઓ રજૂ કરે છે, તે પણ તેમની વિષયની સૂઝ અને કવિની શક્તિ

દાખવે છે, "બુરાની બુરાઈ એ ભલાના વ્હાણને એક દીવાદાંડીરૂપ શું નથી?" (પૃ. ૧૪૩) "જે એકને અર્પાય છે તે જ બળથી અર્પાય છે. કાચમાંથી સૂર્યનો પ્રકાશ કપાસ પર જ્યારે દાળ જેવડો થઈને પડે છે ત્યારે જ અગ્નિ ઉત્પન્ન થાય છે" (પૃ ૯૮)

"થોડા જ અતિ મહાન નાદ વિના સુરીલી કાવ્યવીણામાંથી સ્વર્ગના જ સ્વચ્છ ગીત આપણે સાંભળી શકતા નથી, તેમાં દુનિયાની થોડીઘણી કડવાશ ભળેલી જ હોય છે. ત્યારે આપણું કાવ્ય પૃથ્વીમાંથી પણ સ્વર્ગ ઉપજાવી લઈ સ્વર્ગના જ ગીત આપણી પાસે ધરે છે અને આપણને નોતરી ગાય છે કે 'તું જે તારી મધુરતા અત્યારે છે ત્યાંથી તું તારી જ એક મધુતર મધુરતામાં અત્ર આવ. આ સ્થાન પણ તારું જ છે. તને એ રુચશે. અહીં વધારે મઝા છે.'"

જો કે કલાપીના આ નિબંધના ગદ્યમાં ભાવાતરિયા ગદ્યની છાયા ક્યાંક ક્યાંક વરતાઈ દિઠે છે:

"વધારે અને વધારે પર્ણ બનવું એ જેમ વધારે અને વધારે વૃક્ષ બનવું છે, વધારે અને વધારે જન્તુ બનવું એ જેમ વધારે અને વધારે પશુ બનવું છે, તેમ જ વધારે અને વધારે પરમાત્મા બનવું એ વધારે અને વધારે વિશ્વ બનવું છે."

તો પણ ઉપરની ઉક્તિઓમાં છે તેવી નાસાગ્રતા (Directness), વ્યક્તિત્વની મીઠાશ, ચિન્તનર્જકતા, લાડ, ભાવસ્પર્શિતા અને રસિકતા કલાપીના ગદ્યમાં સદા રમતા રહે છે.

## સુરસિંહનું ધર્મદર્શન :

ઈશ્વર પરની અનન્ય શ્રદ્ધા સુરસિંહજીને જન્મથી જ મળેલી છે. ઈશ્વર વિશેની તેમની કલ્પના વિવિધ આકારે પ્રકટ કરીને ચાલે છે. માત્ર ભૌતિક નિયમોને વશવર્તીને આ વિશ્વ ચાલે છે એવી તેમની માન્યતા કદી હતી નહિ, તેથી જીવન દરમિયાન આત્યન્તિક સત્યનું સ્વરૂપ ને રહસ્ય પામવાની તેમને સતત ઝંખના થયા કરી છે અને તેની તૃપ્તિને કાજે તેમણે પુસ્તકોના વાચન—મનન, મિત્રો સાથેના પત્રવ્યવહાર અને વાર્તાલાપ, સાધુ—સંતો—જ્ઞાનીઓના સત્સંગ અને કાવ્યસર્જન દ્વારા પ્રયત્નો કર્યા જ કર્યા છે. મણિલાલ, જટિલ, ગોવર્ધનરામ, ¹સ્નાનુખરામ ત્રિપાઠી આદિના પરિચયથી પણ વેદાન્ત, ભક્તિ અને થિયોસોફીનો પરિચય તેમને થતો રહ્યો છે. આમ, તેમનું માનસ ૧૮૯૮ સુધીમાં તો સર્વ રીતે ધાર્મિક થઈ ચૂક્યું છે.

ભોળાનાથ, રમણભાઈ, નરસિંહરાવ પ્રાર્થના સમાજ તરફ વલણ ધરાવતા હોવાથી ઈશ્વરને મનુષ્યથી પૃથક વ્યક્તિરૂપે માનતા, પણ સુરસિંહજીમાં મણિલાલ આદિની વેદાન્તની અસર સારા પ્રમાણમાં થયેલી હોવાથી પરમ તત્ત્વને જ્ઞાનથી શોધવું અને ભક્તિથી સહ બ્રહ્માત્મના અંતઃસ્વરૂપને પામવું, એ તેમની આધ્યાત્મિક ભાવના હતી. ૧૮૯૮ થી તેમનું થિયોસોફી તરફ વલણ થતું જતું હતું, પરંતુ જીવ, જગત અને ઈશ્વરના અભેદ તરફનો તેમનો ઝોક તો ચાલુ જ હતો. આથી સ્વીડનબોર્ગના "મન, વિશ્વ," "સ્વર્ગ અને નરક," "દૈવી ઉધારો" વગેરે પુસ્તકોમાં રજૂ થયેલ વિચારો, માન્યતાઓ અને કલ્પનાઓથી તે આકર્ષાય છે ખરા, પણ તેમની સાથે તે પૂરેપૂરા સંમત થઈ શકતા નથી. કાન્ત જેવા પંડિત સ્વીડનબોર્ગથી અંજાઈ જાય છે, પણ કલાપીની તોલનશક્તિ એવી મુગ્ધતાથી દૂર રહે છે. અભેદમાર્ગ તેમને વાસ્તવિક જણાય છે, કેમકે સર્વ ધર્મો, સર્વ સિદ્ધાંતોને તે પોતાનામાં સમાવી લે છે. થિયોસોફી તરફ પણ તેની સર્વધર્મસમન્વયની ભાવના તેમ જ ઉદાર ધાર્મિક વલણે જ તેમને આકર્ષ્યા છે.

**સ્વીડનબોર્ગના ધર્મવિચારો પર મંથન :**

ધર્મશોધક તરીકે સુરસિંહને અનેક જિજ્ઞાસાઓ થાય છે અને વાચન-મનનમાંથી અનેક પ્રામાણિક શંકાઓ ઊઠે છે. હૃદયના સત્યની પ્રતીતિ થાય નહિ ત્યાં સુધી તેમને જંપ વળે નહિ, એવો તેમનો સ્વભાવ છે. આથી જ કાન્તે ૧૮૯૮ના જાન્યુઆરીથી માર્ચ–એપ્રિલ સુધીમાં મોકલાવેલાં સ્વીડનબોર્ગનાં પુસ્તકો વાંચ્યા પછી સુરસિંહજીને અહીંના વિચારો ને તર્કો વિશે જે શંકાઓ થાય છે તે ગોપનાથથી તા. ૧૩–૪–'૯૮ના રોજ કાન્ત ઉપર લખવા શરૂ કરેલા અને તા. ૧૭–૪–'૯૮ના રોજ પૂરા થયેલા વિસ્તૃત પત્ર દ્વારા તે રજૂ કરે છે, જે પાછળથી "એક જિજ્ઞાસુ"ની સહીથી "સ્વીડનબોર્ગના ધર્મવિચાર"ને નામે પ્રસિદ્ધ થાય છે અને તે જ આ ઉપર્યુક્ત નિબંધ.

મણિલાલે "સિદ્ધાંતસાર"માં અદ્વૈત મત સમજાવ્યો ત્યારે કાન્તે તેના ઉપર પત્રાત્મક અવલોકનરૂપે આકરી ટીકા કરી. હવે સુરસિંહજી કાન્તે પ્રચારેલ સ્વીડનબોર્ગના ધર્મવિચાર પર ટીકા કરે છે, પણ કાન્તની ટીકા કરવાની શૈલી કટાક્ષાત્મક અને સખત છે, જ્યારે સુરસિંહજી ખૂબ નમ્રતા, વિવેક, મૂળ કર્તા પ્રત્યે પૂજ્યભાવની લાગણી અને શિષ્યભાવ બતાવીને પોતાને અરુચિકર વિચારો પ્રત્યે પોતાની અસંમતિ દર્શાવે છે. એમાં સુરસિંહની શંકાશીલતાની સાથે શુદ્ધ જિજ્ઞાસા પણ રહેલી છે. પત્રને જાહેર કરતાં પત્રની શરૂઆતમાં જ તે પોતાના પત્રલેખનનો ઉદ્દેશ અને તે પાછળ રહેલી પોતાની દૃષ્ટિ વાચકને સમજાવે છે :

"પત્રમાં ચર્ચેલો વિષય લખનારના જ, અને જેને ઉદ્દેશીને પત્ર લખ્યો છે તેના જ હિતનો નહીં પણ સાર્વજનિક હિતનો છે. વળી, લખનાર ઉપદેશક કે સિદ્ધ માનીને લખતો નથી, પણ તેની શોધક અને શિષ્ય રહેવાની વૃત્તિ છે...લખનાર પોતે જાણે છે તે મનાવવા નહીં, પણ પોતાની ભૂલ હોય તે જાણવા વિશેષ ઉત્સુક છે." મણિલાલ, રમણભાઈ, નરસિંહરાવ કે કાન્ત અને બીજી બાજુ સુરસિંહ (કલાપી)—એમની ટીકા કરવાની દૃષ્ટિ અને હેતુમાં કેટલો આભજમીનનો તફાવત છે! "જ્ઞાનસુધા" અને "સુદર્શન"ની સાઠમારીઓ તથા કાન્તની "સિદ્ધાંતસાર" પરની ઉગ્ર ટીકાની તુલનામાં સુરસિંહની આ ટીકા કેટલી સૌમ્ય, સમતોલ અને વિવેકશીલ છે, તે આ લાંબો પત્ર વાંચવાથી જ સમજાય તેમ છે.

## સ્વીડનબોર્ગની વિચારસૃષ્ટિ :

સ્વીડનબોર્ગ સાંપ્રદાયિક ધર્મના પ્રવર્તક હતા. તેમના જીવનકાળ દરમિયાન બુદ્ધિમાન ખ્રિસ્તીઓને તેમણે પોતાના વિચારો તરફ આકર્ષ્યા હતા. તેમણે પોતાના વિચારોમાં ત્રણ વસ્તુ પર ભાર મૂક્યો હતો : ૧. ઈશ્વર, ૨. જગત, ૩. મનુષ્ય. ૧. ઈશ્વર પ્રેમનો પારાવાર સાગર છે. એ પ્રેમમાંથી સૃષ્ટિ નીપજી. એ પ્રેમે જ જીવાત્માઓને બુદ્ધિ અને સ્વાતંત્ર્ય બક્ષ્યાં, પણ બધા જીવોએ આ તત્ત્વનો ઉપયોગ ન કર્યો એટલે અનિષ્ટ નીપજ્યું. તેથી ઇષ્ટમાંથી પડેલાં અનિષ્ટો સદાકાળ નરકમાં સબડવા લાગ્યાં. ૨. સ્વર્ગમાં અનેક શ્રેણી છે. સ્વર્ગની મધ્યમાં જ્યોતિનો રાશિ છે. તેની પાસે સૂર્ય, નક્ષત્રો ને આગના ગોળા છે. એ જ્યોતિમાંથી બે પ્રવાહો વહે છે : એક ઉષ્માનો અને બીજો પ્રકાશનો. આ પ્રવાહો પ્રભુના જ છે. એ Love અને Wisdom—પ્રેમ અને જ્ઞાનને નામે ઓળખી શકાય. ૩. સ્ત્રી સ્નેહ છે, પુરુષ જ્ઞાન છે. પણ પુરુષ પુરુષ જ રહે છે, સ્ત્રી સ્ત્રી જ રહે છે. નરક અંતકાળ લગી નરક જ રહે છે, તે કદી સ્વર્ગમાં પલટાતું નથી.

## સુરસિંહજીની શંકાઓ અને સમીક્ષા :

૧. ક્રાઇસ્ટ એક જ ઈશ્વર એમાં એમને શ્રદ્ધા નથી. ૨. સ્વીડનબોર્ગ જે કહે છે તે સ્પષ્ટ કહે છે પણ "આ જ સત્ય છે" એમ કહી પ્લેટોની ભાવનાને વેગળી મૂકે છે. ૩. પુનર્જન્મ નથી અને પાપી અનંતકાળ સુધી શાસ્વત નરકમાં સબડે એ કલ્પના કૃપાળુ પ્રભુપ્રેમથી વિરોધી છે. નરક અનંતકાળનું હોય જ કેવી રીતે? ઈશ્વર જો પ્રેમનો સાગર, ન્યાયી, તો પછી આમ કેમ? જ્ઞાન અને સ્નેહ વચ્ચે કૃત્રિમ ભેદ શા માટે? સ્વીડનબોર્ગના સ્વર્ગમાં જ્ઞાન અને સ્નેહ એકરૂપ કેમ ન બને? સ્વીડનબોર્ગ કહે છે, તે શું એ સ્વદેહે સ્વર્ગમાં જઈ આવ્યો છે?

ફિલસૂફમાં તાટસ્થ્ય હોવું જોઈએ. જ્યાં સત્ય હોય ત્યાંથી તેણે તે સ્વીકારી લેવું જોઈએ. સ્વીડનબોર્ગ ફિલસૂફ નથી, તે ખ્રિસ્તી ધર્મનો પાદરી છે, કવિ છે, રાગી છે. કવિનું દર્શન તેને કદાચ થયું હોય, પણ એમ કહેતાં તેને જાણે કે ડર લાગે છે. અને જ્ઞાની થતાં સૃષ્ટિની સર્વ પ્રજાઓને માટે ધર્મ પ્રબોધવા એ જાય છે, પણ ધર્મની તેની કલ્પનામાં જ દોષ, ન્યૂનતા, ઓછપ આવે છે અને છેવટે તે પાદરી જ રહી જાય છે. કવિ થતાં તે ડરે છે તેથી નથી તો તે ઋષિ પણ થઈ શકતો. તે રાગી છે તેથી ફિલસૂફનું તાટસ્થ્ય તેનામાં જણાતું નથી. તેની શ્રદ્ધા કારણોમાંથી નહિ, પણ કારણો શ્રદ્ધામાંથી આવે છે. સ્વીડનબોર્ગ તેની સ્વર્ગશ્રેણીમાં મધ્યનો સંબંધ યોજતો નથી, તેથી એક મોટી ઊણપ રહી જાય છે. 'द्वा सुपर्णा सयुजा सखाया'ના સ્વર્ગમાં સુરસિંહને સ્ત્રી-પુરુષ સ્વજાતિને ભૂલીને અન્યોન્યના પૂરક બની ઊર્ધ્વગતિ કરતાં દેખાય છે. માનવી—વ્યષ્ટિ તૃપ્તિ પામતું પામતું જ સમષ્ટિમય બને છે અને બ્રહ્માંડમય બની છેવટે દ્વૈત નાશ પામતાં અદ્વૈતરૂપ બને છે. આમ, સ્વીડનબોર્ગના નિબંધોમાં કોઈ અચળ ઈશ્વરી સત્યની ઝાંખી થઈ શકતી નથી.

## સુરસિંહના વિચારોની સમીક્ષા :

સ્વીડનબોર્ગ જેવા મહાન ધર્મપ્રવર્તકના રૂઢ થયેલા સિદ્ધાંતોની સામે બાથ ભીડવી એ કોઈને માટે ય નાનુંસૂનું કે અલ્પબુદ્ધિનું કામ નથી, તો પછી આ ચોવીસ વર્ષના તરુણને માટે તો કેમ હોય? આવો ઊછરતો જુવાન તત્ત્વચર્ચાનો ગંભીર નિબંધ લખે એવો તેનો અધિકાર ખરો? એવો પ્રશ્ન શરૂમાં કોઈને પણ સહેજે થાય પણ તેમનો ગંભીર સ્વભાવ, પર્યેષક બુદ્ધિ, ધર્મજિજ્ઞાસા અને ક્રમે ક્રમે જીવનમાં પોતાની રુચિને અનુરૂપ યોગ ધર્મની ખોજપ્રવૃત્તિ એમને આવા નિબંધ લખવાના અધિકારી બનાવી જ દે છે. હા, સુરસિંહને એ અધિકારનું અભિમાન નથી. તે તો કહે છે: "જ્યારે હું એની ખામીઓ બતાવું છું, ત્યારે તેની પૂજા જ કરી રહ્યો છું." અને સુરસિંહની એ વિચારની પરીક્ષા કે સમીક્ષા અમુક અપવાદો બાદ કરતાં સાચી પણ છે. સ્વીડનબોર્ગનું પાદરીપણું, તેના વિચારમાં રહેલા તાર્કિક દોષ, તેની પક્ષિલતા અને સાંપ્રદાયિકતા કે તેના વિચારોમાં રહેલા અસંગતિદોષ તે જ્યારે બતાવે છે ત્યારે સુરસિંહ એક સમર્થ પર્યેષક સમાલોચકની શક્તિ બતાવે છે. પરંતુ જ્યાં સુરસિંહને પોતાની કલ્પના, માન્યતા અને રુચિમાં બંધાઈ રહેવું ગમ્યું છે, ત્યાં તેમણે પણ ઠોકર ખાધી છે અને સ્વીડનબોર્ગને જાણ્યે—અજાણ્યે અન્યાય તેમને હાથે થઈ ગયો છે.

૧. સુરસિંહજી એ વીસરી ગયા છે કે સ્વીડનબોર્ગે ખ્રિસ્તી ધર્મ માટે જ

આ સંપ્રદાય અને વિચારણા પ્રબોધ્યાં છે. તેની ફિલસૂફીનું સત્ય ખ્રિસ્તી આમજનતા સરળતાથી સ્વીકારે, અપનાવે અને તેની અનુયાયી બને એ આશયથી તેણે અન્ય ધર્મોને ધ્યાનમા લીધા જ નથી. કાન્તનું વલણ ખ્રિસ્તી ધર્મ તરફ થતું જતું હતુ, તેથી જ "સ્વીડનબોર્ગનો એકેએક શબ્દ હું માનુ છું," એમ તેમણે સુરસિંહજીને લખેલુ. ખ્રિસ્તી થયા વિના સ્વીડનબોર્ગની ફિલસૂફી કોઈ અપનાવે નહિ એ સ્વાભાવિક છે.

૨. સ્વીડનબોર્ગ અંતઃપ્રજ્ઞાથી, તેને ધન્ય પળે થયેલા અનુભવનું ચિન્મય વર્ણન પોતાના પુસ્તકોમા આપે છે, પરંતુ સુરસિંહે તો એક તાર્કિકની જેમ અંદરના નકશાઓ તથા રૂપકનો—મૂર્ત–અમૂર્ત સ્વરૂપનો એવો ગોટાળો ઊભો કર્યો છે, કે જેથી સ્વીડનબોર્ગને અન્યાય થઈ જવા પામ્યો છે. Heavenly Fatherને પામવા Christની ઉપાસના કરવી. તેના વડે આપણે મનુષ્યત્વનું પૂર્ણતા તરફ ઊર્ધ્વવહન કરીશુ. ઈશ્વર પાસે જઈશુ, (જો કે ઈશ્વર બની શકીશું નહિ.) 'He came for us, dies for us and not instead of us' એવી ક્રાઇસ્ટ વિશેની સ્વીડનબોર્ગની ઊંડી શ્રદ્ધા સુરસિંહજી સમજી શક્યા નથી અને તેને બદલે વેદાન્તની દૃષ્ટિએ સ્વીડનબોર્ગની ક્રાઇસ્ટ અને મનુષ્ય વચ્ચેના સબંધની કલ્પનાની વૃથા ટીકા તેમણે કરી છે

૩. "જ્ઞાની અને ભક્ત વર્તમાનમા જીવે છે," એ સુરસિંહજીનુ વિધાન જ્ઞાનીના સબંધમા સત્ય નથી. ભક્ત ભાન ભૂલે છે, એ ઇષ્ટ આરાધ્ય સાથે તન્મય બની જતો હોય છે, પ્રભુને અધીન, તન્મન, આર્દ્ર બને છે. પરિણામે એ વર્તમાનમા જીવે છે, એ વાત સાચી. પણ જ્ઞાની તો સ્વસ્થ છે તે સર્વતોમુખી વિચાર કરે છે. ત્રણે કાળમા તે જીવે છે ભૂતકાળના નિર્ણયો આદિમા તે જીવે છે, ભવિષ્યકાળના દર્શનમા તે જીવે છે. એટલે જ્ઞાની માત્ર વર્તમાનમા જીવતો નથી. હા, વર્તમાનને જ્ઞાની સજીવ બનાવે છે, એવા વ્યાપક અર્થમા સુરસિંહે કહ્યુ હોય તો તે બરાબર છે. આથી ભક્ત તરીકે મીરાનો તેમણે આપેલો દાખલો બરાબર છે, કારણ કે ગિરધારીની પ્રીત એ જ તેનુ સ્વર્ગ છે, પણ *ગીતાગાયક કૃષ્ણ માત્ર વર્તમાનમા કેવી રીતે જીવી શકે?*

૪. સુરસિંહજીને પ્રેમ અને જ્ઞાનનો અભેદ કલ્પનામા સમજાયો હતો, પણ વ્યવહારમા તે સમજી શક્યા નથી માશૂક પ્રત્યેના પ્રેમમાથી જ ક્રમે ક્રમે આગળ વધી અભેદમાર્ગે જવાય એવો તેમનો મત છે પણ માશૂક પ્રત્યેની આવી કલ્પના તેમની પોતાની જ અંગત બાબત છે. એ કલ્પનાની ભૂમિકા શોભનાના પ્રેમમાથી સર્જાઈ છે. એમના અંગત પ્રશ્ન અને વૃત્તિને તેમણે આ રીતે ફિલસૂફીનુ રૂપ

આપ્યું હોય એમ સમજાય છે. કદાચ "પ્લેટોનિક" પ્રેમ તરફની પોતાની રુચિને લીધે પણ તે ઉદ્‌ભવી હોય.

પરંતુ આ દૃષ્ટિએ સુરસિંહના વિચારોની સમીક્ષા કરવાનું કોરે મૂકીએ તો એમ કહેવાય કે સ્વીડનબોર્ગે જે રીતે બાઇબલનું વાર્તિક કર્યું [redacted] તે રીતે સુરસિંહજીએ ભક્તિમાર્ગ અને કેવલાદ્વૈતનું વાર્તિક તેમના 'ધર્મવિચારો'માં કર્યું છે. અભેદમાર્ગના પ્રવાસીની જેમ સ્નેહ, ભક્તિ અને પરમાત્મામાંથી બ્રહ્માંડોની થયેલી ઉત્પત્તિનો તથા તેના લયનો ક્રમ તેમણે તેમાં સમજાવ્યો છે અને એ સિદ્ધાંતવિચાર પ્રમાણે સ્વીડનબોર્ગની વિચારધારામાં કયાં કયાં ક્ષતિઓ, અસંગતિઓ [redacted] તે વિનમ્રતાથી દર્શાવ્યું છે. કોમળ અને સ્નેહાળ જીવાત્માઓને ખ્રિસ્તી ધર્મ જેમ આકર્ષે છે તેમ આપણો ભક્તિમાર્ગ પણ આકર્ષી શકે એટલું જ નહિ, સ્વીડનબોર્ગની કલ્પના પ્રમાણે સ્નેહવિશ્વની, લગ્નસ્નેહની તથા સ્વર્ગ—નરકની કલ્પના સ્વીકારી લઈએ તો જીવનમાં કેવી નિરાશા આવે, પરમાત્માનું સ્વરૂપ કેવું સંકુચિત બની જાય અને પરમાત્મા પણ આપણા જેવો પ્રવાહપતિત બની જાય એ તેમના વક્તવ્યનો ધ્વનિ છે. અલબત, ભક્તિમાર્ગ અને ખ્રિસ્તીધર્મ વચ્ચે ઘણું સામ્ય છે. બંનેમાં સ્નેહ,ભક્તિ અને લગ્ન (લગની)નું તત્ત્વ મુખ્ય છે. ખ્રિસ્તી ધર્મે ઈશતત્ત્વને સ્નેહરૂપ માન્યું છે: Love is God અને God is love. એ અનુભવની આસપાસ તેમની કોમળ ભાવનાઓનો વિકાસ થયો છે. આપણો ભક્તિમાર્ગ પણ ઈશતત્ત્વને સ્નેહરૂપ માને છે. ઉભય ધર્મોમાં પ્રાર્થનાનું તત્ત્વ, પ્રભુ પાસે દીન યાચના અને શરણાગતિનું તત્ત્વ છેવટની કોટિએ પહોંચવા જરૂરનું મનાયું છે. પણ ખ્રિસ્તી ધર્મ અને સ્વીડનબોર્ગ ત્યાં જ અટકી ગયા છે, જ્યારે પ્રેમલક્ષણા ભક્તિ અને સૂફીદર્શન રસ અને સ્નેહથી પરમાત્મા સાથે ઐક્ય સાધે છે. કેવલાદ્વૈત તો તેથી ય આગળ જઈ જીવ અને પરમાત્મા વચ્ચે એવો સ્નેહનો અભેદ રચે છે કે જીવ અને પરમાત્મા એકરૂપ બની જાય છે. આમ, ભક્તિમાર્ગની પ્રેમલક્ષણા ભક્તિ અને કેવલાદ્વૈતનું અદ્વૈત તત્ત્વ બંને સુરસિંહની વિચારણામાં સ્થાન પામ્યાં છે. "માનવ આત્માની અલૌકિક સ્નેહના ભૂખને સંતોષવાની વાસનામાંથી ભક્તિમાર્ગનો તથા ખ્રિસ્તી ધર્મનો ઉદ્‌ભવ થયો છે" — એવી પ્રતીતિ સ્વ. દુર્ગાશંકર શાસ્ત્રીને થયેલી તે કાન્ત-કલાપીનું જીવન અને માનસવૃત્તિ જોતાં યોગ્ય લાગે છે. સ્નેહને માર્ગે સત્યની ખોજ—એ તત્ત્વ બંનેમાં સમાન છે. માત્ર એટલું જ કે કાન્ત ખ્રિસ્તી ધર્મમાં આકર્ષાયા, જ્યારે કલાપી ૧૮૯૯ પછી ભક્તિમાર્ગે વિકાસ કરવા લાગ્યા. અલબત્ત, ભક્તિમાર્ગમાં અદ્વૈતની કોટિને નકારવામાં આવી છે અને સુરસિંહની

મણિલાલ, શંકર આદિના અભ્યાસથી અદ્વૈતમાં પૂર્ણ શ્રદ્ધા ભળી છે, તો પણ સુરસિંહ અભેદમાર્ગી સાથે ભક્તિસ્નેહના ય એટલા જ ઉપાસક છે તે ભૂલવા સરખું નથી.

સુરસિંહના વક્તવ્યનો ભાર મુખ્યત્વે ભક્તિ–પ્રેમ અને આત્મા–પરમાત્માના અભેદ ઉપર છે. ભક્તિ અને પરમાત્માના પ્રેમરસ વિનાનું જ્ઞાન તેમને આકર્ષતું નથી. ભક્તિની અધીનતામાં જ તેમને રસ છે. (જુઓ પૃ. ૧૪૫) સ્વતંત્ર કેવળ પ્રભુ; મુક્તિ પણ એ જ. મુક્તિની સ્થિતિએ પહોંચાય ખરું, પણ ત્યાં સુધી "બધી આથાફૂટ કોરે મૂકી અધીનતાનો રસ ભરી ભરી ખૂબ પીતો જા." "માશૂકના પગમાં લોટતા આધીન ભોક્તાને" પણ સુરસિંહ સ્વતંત્ર કહે છે. કૃષ્ણલીલાના ભક્તો પોતાને ગોપીઓ કહે છે, તેમાં પણ તે અધીનતા જુએ છે. અને સ્વાતંત્ર્યનો રસ તો એક પરમાત્મા જ જાણે છે અને આપણે પણ એક દિવસ પરમાત્મા થઈશું ત્યાર પછી અનંતકાળ સુધી એ જ રસમાં મહાલવાનું છે, એવી તેમની શ્રદ્ધા છે.

સુરસિંહની ભક્તિના આવા સ્વરૂપની દૃષ્ટિ તેમને અનેકસ્ત્રીલગ્નના વિચારના હિમાયતી બનાવે છે. સ્વીડનબોર્ગ પુરુષને અનંતકાળ સુધી પુરુષ જ ગણે છે અને સ્ત્રીને સ્ત્રી જ. એની સામે સુરસિંહનો વાજબી વિરોધ છે. સ્વીડનબોર્ગ માને છે કે અનેકસ્ત્રીલગ્ન લંપટતા છે : અનેક સ્ત્રીનો પતિ આધ્યાત્મિક થઈ શકતો નથી. ક્રિશ્ચિયાનિટી સિવાય ખરો લગ્નસ્નેહ સંભવતો નથી. સુરસિંહ એનો અલ્પાંશે સ્વીકાર કરે છે: "પત્ની એવી હૃદયની ખંટ દેવી એક જ હોઈ શકે. એવું કોઈ પણ માનવી મળી જવું એ આ સંસારમાં તો મ્હોટામાં મ્હોટા ભાગ્યની નિશાની છે "લોર્ડ"ને જેમ એક જ ચર્ચ તેમ કૃષ્ણને પણ એક જ રાધા સંભવે." પરંતુ સુરસિંહ એમ પણ માને છે કે 'બહુભોગી કૃષ્ણ અનેક ગોપીના ભોક્તા થઈ શકે છે. ભોક્તા અર્પતો હોય ત્યાં સુધી તે કાંઈ જ ખોતો નથી. એ બ્રહ્મચારી જ રહે છે, પણ ભોક્તા જ્યારે યાચતો થાય છે ત્યારે જ ભ્રષ્ટ થાય છે. કૃષ્ણલીલાનાં જેમ અનેકપત્નીનું રહસ્ય પણ સ્વાર્પણમાં જ છે. આદીને પ્રસંગે પણ એક સ્ત્રીના ત્યાગ પછી જ અન્ય સ્ત્રીનું પાણિગ્રહણ થઈ શકે એવો સ્વીડનબોર્ગનો આગ્રહી કાયદો મને તો યોગ્ય નથી લાગતો."

જો કે સુરસિંહ જાણે છે કે જ્ઞાનની દૃષ્ટિથી સંસાર અનેકસ્ત્રીલગ્નને આચરવાનો નથી. અનેકસ્ત્રીલગ્નની સામે જ અને પાસે જ વ્યભિચારમાં પડવાનો ભયજનક ઊભો છે. અત્યારે સમાજમાં સહીસલામતીભર્યો માર્ગ સ્વીડનબોર્ગ માને છે તે જ છે, પરંતુ જે આવા લગ્નને જ્ઞાનથી સ્વીકારે તેને સુરસિંહ

સ્વીડનબૉર્ગ કરે છે તેમ અટકાયત કરતા નથી. 'લટાનું વિશુદ્ધ જ્ઞાની અને સ્નેહીને માટે પરમાત્મા તરફ પહોંચવાનું અનેકસ્ત્રીલગ્ન એક સોપાન છે, એમ તેઓ ગણે છે. સ્વીડનબૉર્ગ જેટલો સુરસિંહને, અનેક સ્ત્રીલગ્ન માટે તિરસ્કાર નથી સ્વીડનબૉર્ગના માર્ગને એ સલામત ગણે છે, પણ "ખરા સત્યનો માર્ગ જુદો છે," એમ કહી સિદ્ધાંત તરીકે તો આ લગ્નની પણ હિમાયત કરે છે. એકસ્ત્રીલગ્ન કે અનેકસ્ત્રીલગ્ન, ગમે તે માર્ગે પરમાત્માને માર્ગે જવા તે ઇચ્છે છે. એમનો વિરોધ વ્યભિચાર સામે છે. સ્વર્ગ—નર્ક એકસ્ત્રીલગ્ન કે અનેકસ્ત્રીલગ્નમાં નથી, પણ સ્વાર્પણ કરવામાં અને સ્વાર્પણ યાચવામાં છે, એ તેમને સાબિત કરવું છે. સ્વાર્પણ વિના કોઈપણ પુરુષ પોતાની ધર્મપત્ની સાથે પણ વ્યભિચારમાં જ રહે છે અને સ્વાર્પણ કરીને પુરુષ અનેક સ્ત્રી સાથે પણ સ્વર્ગમાં વિહરે છે, એવું તેમનું મંતવ્ય છે. આમ, સુરસિંહનો ભાર અનેકસ્ત્રીલગ્ન કે એકસ્ત્રીલગ્ન ઉપર નથી, પણ સ્નેહમાના સ્વાર્પણ તત્ત્વ ઉપર જ છે. જાતિસ્નેહની વિશુદ્ધિ ઉપર સુરસિંહ—સ્વીડનબૉર્ગ બંને ભાર મૂકે છે, ભગિનીભાવથી ચાહવા સ્વીડનબૉર્ગ પણ કહે છે; પણ જાતિભેદના વર્ગોમાં ભગિની ભાવથી ચઢિયાતો પત્નીભાવ અને છેવટે ભગિની-પત્ની એવા ભેદ ભૂંસી જવાય અને આત્મા સર્વત્ર આત્મવત્ જુએ, સઘળે પ્રેમમય સૃષ્ટિ અનુભવે, એ સ્થિતિને સુરસિંહ અનેકસ્ત્રીલગ્ન ગણે છે.

અમદાવાદની "ગોહિલ એન્ડ લિટરરી એસોસિયેશન" (હાલની ગુજરાત સાહિત્ય સભા) તરફથી તા. ૬—૬—૧૯૦૩ના રોજ કલાપીની ઉજવાયેલી જયંતી-પ્રસંગે તેના પ્રમુખ રમણભાઈ નીલકંઠે ઉપસંહાર કરતા જણાવેલું કે "સુરસિંહજીનું રાજાપણું આ લેખમાં એક ઠેકાણે કાયમ રહેલું જણાય છે. રજપૂત રાજાની સાહસિક ભાવના તેમને છોડી શકી નથી." પરંતુ રમણભાઈ સુરસિંહનો અનેકસ્ત્રીલગ્ન પાછળનો મુખ્ય આશય સમજી શકયા નથી, અથવા તો તેઓ સુધારક હોવાથી તેમને "અનેકસ્ત્રીલગ્ન" જેવો શબ્દ જ અનભિપ્રેત લાગ્યો હશે. સુરસિંહે અનેકસ્ત્રીલગ્નની હિમાયત સ્થૂલ મ સારી દૃષ્ટિએ કરી નથી. તેમનું અનેકસ્ત્રીલગ્ન "રજપૂત રાજાની સાહસિક ભાવના" નથી, પણ પરમાત્માના પંથે જતા જીવ સ્થૂલ જાતિભેદનો આભાસ ઘટાડતો જાય અને આત્માની સ્વાર્પણમય પ્રેમની અવસ્થાએ માત્ર એક જ સ્ત્રીમાં પ્રેમ રાખી અન્ય સ્ત્રીઓ સાથે ભેદભાવથી ભિન્નતા ન રાખતા તેઓમાં વિશાલ, સૂક્ષ્મ, વાસનારહિત રાધા-કૃષ્ણના જેવો પ્રેમલક્ષણાભાવ અનુભવે અને સ્નેહના સ્નેહને લીધે સ્ત્રીઓ સાથે રસપૂર્વક તન્મય બની સખાની કોટિએ પહોંચે એવી ભાવના છે.

સુરસિંહ પ્રમાણે સુહૃદ–સ્વર્ગમાં પુરુષ અલ્પ સમય સ્ત્રી સાથે વિહાર કરે છે, પણ ઉપલા મિત્ર–સ્વર્ગમાં તે જતાં જાતિસ્નેહ બહુ સૂક્ષ્મ રહે છે અને ત્યાં સમગ્ર દેવો–દેવીઓ એક દંપતી બને છે. કોઈ કોઈ પ્રસંગે પત્નીઓમાં મીઠી અદેખાઈના સ્નેહમય ક્રીડાસમા આભાસ દેખાય છે, પણ આખરે તો જાતિ રહેતી જ નથી, સ્નેહ કે જ્ઞાન સ્વીકારવાના પદાર્થ પ્રમાણે દિવસમાં ઘણી વખત જાતિ ક્ષણે ક્ષણે બદલાતી રહે છે અને આમ સ્નેહ અને જ્ઞાનના પ્રવાહનું ઐક્ય અનેક સ્ત્રીલગ્ન દ્વારા શક્ય બને છે.

સુરસિંહની આ ભાવના તેમની વેદાન્તી તેમ જ પ્રેમલક્ષણા ભક્તિની ભાવના દૃષ્ટિને લીધે ઉદ્‌ભવ પામી જણાય છે. તેમના ગુરુ મણિલાલની દૃષ્ટિ પણ આવી જ હતી. "મારી જિંદગીની મુખ્ય શોધ કોઈ શુદ્ધ પ્રેમસ્થાન મેળવવા તરફ હતી. તેવું સ્થાન સ્ત્રી મળે, ને વળી પોતાની પરણેલી હોય તો ઘણું શ્રેષ્ઠ એમ હું માનતો......પ્રેમનું સ્વરૂપ હું એક પ્રકારનો આનંદમય તથા પોતાપણું ભૂલી પારકામાં તન્મય થવાય એવો અભેદ માનતો. મારું વય સમજવાળું થયા પછી હું કોઈ સ્ત્રીઓના સંબંધમાં આવ્યો હોઈશ, તે પણ આવી શોધના ઈરાદાથી, વિષયવાસનાથી નહિ." ( મણિલાલની "આત્મકથા,"– "વસંત." )

સુરસિંહ પણ માને છે: "આત્મા અનેક સ્ત્રી સાથે સૂક્ષ્મ સહચારથી જોડાય છે તેથી નરકસ્થાનનો અધિકારી ઠરતો નથી. સ્થૂલ વાંછનાથી કોઈ સ્ત્રી સામે જોવું એ તેની સાથે વ્યભિચાર કર્યા બરાબર છે અને તેટલાથી જ તે મોહનો કીડો નરકનો અધિકારી થઈ ચૂકે છે, પછી ભલે તે એકસ્ત્રીલગ્નવાળો હોય. લગ્નનો હેતુ સૂક્ષ્મ બનવામાં એટલે પરમાત્મા પાસે જવાના યત્નમાં છે, પછી એ લગ્ન એક સ્ત્રી સાથે હોય કે અનેક સ્ત્રી સાથે હોય."

પણ આપણો સુરસિંહને સવાલ એ છે કે એકસ્ત્રીલગ્ન દ્વારા પરમાત્મા પાસે જઈ શકાતું હોય તો પછી અનેકસ્ત્રીલગ્નની જરૂર શી ? જો કે જર્મન લેખક Ivan Bloch તેમના 'The Sexual Life of Our Time' માં અનેક દૃષ્ટાંતો આપી છેવટે કહે છે કે "એક જ સ્ત્રી અને એક જ પુરુષ વચ્ચેના લગ્નથી સંપૂર્ણ એકતા સાધવાનું કામ અત્યંત કઠિન છે. એ પરથી એવું અનુમાન કરવાનું નથી કે માણસે નિરંકુશ બની જવું. પણ એક પતિવ્રત અને પત્નીવ્રતના ઉચ્ચ આધ્યાત્મિક આદર્શને પહોંચનાર વ્યક્તિઓ કેટલી બધી મહાન છે તે સમજવાનું છે." ગમે તેમ, પ્રકૃતિએ, ઊર્મિએ, વૃત્તિએ અને અનુભવે સુરસિંહને અનેકસ્ત્રીલગ્ન ગમી ગયેલ છે. રમાના વ્યાવહારિક

પ્રેમથી તે ખિન્ન થયા છે. શોભનામાં અપૂર્વ પ્રેમસ્થાન પ્રાપ્ત થયું હોય એવું તે અનુભવે છે. પ્રેમના વિશુદ્ધ આનંદમાં પરમાત્મા તરફ વધુ નજીક જવાય છે, એમ તેઓ માને છે. વળી, સૂફીઓની જેમ શોભના—માશૂક—તેમને મન પરમાત્મા તરફ લઈ જનાર સેતુ સમાન છે. શોભના અને રમા ઉભય તરફ અમુક અમુક સમયે હૃદયવલણ—પ્રેમોર્મિ વળ્યા કરે છે. તેમનું ચિત્ત કૌતુકપ્રિયતાવાળું, નૂતન અનુભવો—સૌન્દર્યોને ઝંખનારું અને તેમાં રાચનારું છે. આથી અનેક સ્ત્રીલગ્ન તેમને મૂળથી જ ગમે છે. તેમાં કૃષ્ણ-ગોપીઓનો ભક્તિભાવ અને મણિલાલનું અભેદ-દર્શન ભળે છે. પરિણામે અનેકસ્ત્રીલગ્નની વૃત્તિને તે ફિલસૂફીનું સ્વરૂપ આપે છે. ૧૮-૭-'૯૭ માં લખાયેલું તેમનું "એકપતિપત્નીવ્રત" કાવ્ય પણ તેમની આ દૃષ્ટિને જ સ્પષ્ટ કરે છે:

"રુચે છે પ્રીતિને ક્ષણ ક્ષણ કંઈ નૂતનપણું."
રુચે છે આત્માને અનુભવ નવામાં વિરહવું."
"જનોનાં હૈયાનાં રુદન કરતાં પાત્ર અધુરાં,
ઉરો જ્યાં ખેંચે ત્યાં અરર! નવ સ્ફૂલો જઈ શકે,"
"ઉરો તે ઉડે છે લયળય થવા સામ્ય નિરખી."
"અરે જૂનો સાથી નવીન નવ જો કૈં દઈ શકે,
નવું વા કૈં જૂદી દઈ લઈ શકે જો નવીનતા,
ન કાં તો તે સાથે હૃદય સ્થૂલનું ઐક્ય કરવું?
અરે! પ્યાસા પ્યાસા જલમય છતાં કેમ મરવું?
મથે સ્થૂલે સર્વે પ્રતિપલ વધુ સૂક્ષ્મ બનવા,
ચડાતાં તૃપ્તિથી અનુભવ લઈને પગથિયાં."

નવીન પ્રેમ-અનુભવની વાંછના, જૂનું પાત્ર અધૂરું જણાય, તૃપ્તિથી જ આગળ જઈ શકાય, તૃપ્તિ વિના તરફડાટ જ—એ અનુભવ-લાગણી આ કાવ્યમાં સ્પષ્ટ છે. સુરસિંહના અનેકસ્ત્રીલગ્નના સિદ્ધાંતના મૂળમાં તેમની આવી અંગત પ્રિય વૃત્તિ—વાસના અને પ્રકૃતિ જ કાર્ય કરે છે.

તથાપિ, આ આખોય પત્રાત્મક નિબંધ સુરસિંહની વિચારધારા અને મનનશીલતા માટે માન ઉપજાવે છે. વિષયને સમજીને, બરાબર આત્મસાત્ કરીને સમજાવવાની તથા વિષયનાં બધાં ચર્ચાપાત્ર પાસાંને તેના કર્તાને અન્યાય કર્યા સિવાય સરળતાથી રજૂ કરી, તેમાંના મુદ્દાઓને એક પછી એક ક્રમિક સ્વરૂપમાં લઈ પોતાનાં તર્ક, વિચાર, દલીલ અને હૃદયસ્થ ભાવનાથી તેમની છણાવટ કરી તેમાંનું તથ્યાતથ્ય સ્પષ્ટતા અને વિશદતાથી ખુલ્લું કરવાની સુર-

સિંહની પદ્ધતિ પ્રશસ્ય છે. વિરોધ અને મૂળ કર્તાના વિચારો, માન્યતાઓની વિસંગતિ કે મર્યાદાઓ બતાવતાં પણ કલાપી પોતાની વિનમ્રતા ગુમાવતા નથી. તેમની ચર્ચાશૈલી પણ સૂત્રબદ્ધ, રસિકતાવાળી અને ઉષ્માભરી છે. અને ખૂબીની વાત તો એ છે કે જ્યારે ચોવીસ વર્ષનો આ યુવાન લેખક સ્વીડનબૉર્ગ જેવા મહાન ફિલસૂફનાં વિધાનોમાં શંકાઓ બતાવે છે, તેના વિચારોની મર્યાદા પ્રકટ કરી આપે છે, ત્યારે એ જ લેખકની માન્યતાઓ ઉપર કાન્ત જેવા તત્ત્વચિંતક એટલા બધા મુગ્ધ બની ગયા છે કે "હું સ્વીડનબૉર્ગનો શબ્દેશબ્દ માનું છું અને એને વળી ઈશ્વરનો પયગંબર માનું છું..." જેવાં અહોભાવયુક્ત વચનો ઉચ્ચારે છે! સુરસિંહની દૃષ્ટિ, વિચારણા, શ્રદ્ધા અને બુદ્ધિશક્તિ કેટલી સ્વતંત્ર છે તેની પ્રતીતિ આ દ્વારા આપણને થાય છે. સ્વીડનબૉર્ગનાં લખાણો તેમને ગમે છે, તેના વિચારો તેમને આકર્ષક લાગે છે, તેમ છતાં તે તેનાથી દોરાઈ જઈ પોતાની વિચારદૃષ્ટિ અને માન્યતાને બાજુએ મૂકી દેતા નથી. ઊલટું, જ્યાં જ્યાં વિસંગતિ કે અપ્રતીતિ કરતા જણાય ત્યાં ત્યાં પોતાનાં જ્ઞાન, અભ્યાસ અને બુદ્ધિ-શક્તિ વડે તેનું સમાધાન કરી તેનો યોગ્ય નિર્ણય આપે છે. પ્રામાણિક શંકાઓ, વિચારશુદ્ધિનો આગ્રહ, વિનમ્રતા છતાં નીડરતાથી વ્યક્ત કરાતી અસંમતિ, પ્રભુપ્રીતિ, આશાવાદ, સ્નેહધર્મ અને ઈશ્વરશ્રદ્ધા તેમ જ વિષયની રસપ્રદ છણાવટ-સુરસિંહના આ નિબંધનાં આગળ તરી આવતાં ખાસ લક્ષણો છે. તેમની ધર્મચર્ચા, સમભાવ અને પ્રેમભાવથી જેમ અંકિત છે તેમ તેમની પર્યેષકતા, બુદ્ધિમતા, ધર્મજિજ્ઞાસા અને ઊંડી પ્રભુશ્રદ્ધાથી સમૃદ્ધ છે.

સુરસિંહનું હૃદય તેમના જીવન દરમિયાન ગમે તેવું ચંચળ રહ્યું હશે, પણ તેમનું માનસ તો શિસ્તબદ્ધ રીતે જ સદા વિચારે છે એનો પરિચય આપણને અહીં સારા પ્રમાણમાં થાય છે. અને એમનું હમેશનું ઉર્મિયુક્ત, કલ્પનારસિક, આવેશપૂર્ણ, મધુર ગર્વ પણ અહીં ક્યાં અદૃશ્ય થઈ ગયું છે! "કૃષ્ણલીલાનું રહસ્ય સ્વાર્પણમાં છે. અનેક પત્નીનું રહસ્ય પણ સ્વાર્પણમાં જ છે. ધર્મ માત્રનો અગ્રિમ અને અંતિમ હેતુ પણ સ્વાર્પણમાં જ હોવો જોઈએ. સ્નેહ હિતનો હોય તો સ્નેહ મીઠા મેરામણ જેવો હોવો જોઈએ. અરે રે! તેનાથી વધારે વિશાલ ન થવાય તો ભલે એક રાધાને જ હૃદય પર ધારણ કરી રહે, મોતી તો હંસને જ ભલે આપે, પણ તેના દૂરના એ કિનારા પર ઉગતું ઘાસ આશ્રિત મેંઢાં કે અતિથિ ગાયને તે શું નહિ ચરવા દે?......પતિઓ! તમારી પત્નીની

દ્વેષની તીખી નજરને તમે ન્યાય આપતાં શીખજો. એ તીખી નજર તમારા પરનો પ્રેમ છે ..." (પૃ. ૧૦૬–૧૦૭)

કલાપીનું, આ પુસ્તકમાં ધર્મચિંતક તરીકેનું સામર્થ્ય પ્રાપ્ત થાય છે. ઈ. સ. ૧૮૯૭થી કલાપીને ફિલસૂફીના વાચનમાં ખરેખરો રસ પડવા માંડયો હતો. ૧૮૯૮થી વિવિધ ધર્મોના ગ્રન્થો જાણવા વિશે પણ તેમની ઉત્કંઠા વધી હતી. ૪ ઓ. ૧૮૯૯માં તેમણે થિયોસોફીની દીક્ષા લીધી હતી. આમ કલાપીની ધર્મદૃષ્ટિ તેમના છેવટના વર્ષોમાં બહુ ઝડપથી વધતી જતી હતી. જો કે ૧૮૯૫માં મણિલાલે શીખવાડેલી વેદાંતદૃષ્ટિ જ તેમના ચિત્તમાં કાયમ હતી. "હું જડવાદી કદી હતો જ નહિ. અત્યારે હું ગીતાના ધર્મને–તે વેદાંતના અદ્વૈતને–માનું છું. એ ધર્મ હું પોતે સમજાવી શકતો નથી. મારી પોતાની આખો આડ મોટુ પડ છે પણ તેના મને કોઈ મહાન સત્ય છે એમ ભાસે છે." (તા ૧૬–૯–'૯૭ના રોજ કાન્તને લખેલો પત્ર.) એટલે, કલાપીએ સ્વીડન બોર્ગની ચર્ચા વેદાન્ત દૃષ્ટિએ જ કરી છે પણ એમાની ચર્ચા–વિચારણા જોતા કલાપીએ વેદાંતનું જ્ઞાન બહુ ઊંડું ગ્રહ્યું છે, એમ કહેવાય. મણિલાલના અભેદ અને પ્રેમ–એ ઉભયને સાધી દઈ, એ દૃષ્ટિએ સ્વીડનબોર્ગના વિચારોની મર્યાદાઓ તેમણે બતાવી છે. જો કે અનેક જીવનની હિમાયત કરવા માટે કરેલી રસિક દલીલો, આપેલા મનોહર દૃષ્ટાંતો અને સ્વીડનબોર્ગના સ્વર્ગોમાં પોતા તરફથી નવા ઉમેરેલા "સખાસ્વર્ગ" સિવાય કલાપીની સ્વતંત્ર ધર્મદૃષ્ટિએ અન્ય કશો ફાળો તેમાં આપ્યો નથી, તો પણ કલાપીની વેદાંતમાં શ્રદ્ધા કેટલી મજબૂત છે, અભેદ–પ્રેમની ભક્તિની કલ્પનામાં કેવી અવિચળતા છે, તેનું સરસ દૃષ્ટાંત નિબંધમાનું તેમનું ચિંતન પૂરું પાડે છે.

ધર્મચિંતક તરીકે પણ કલાપી સ્નેહધર્મના જ પુરસ્કર્તા રહ્યા છે. ધર્મ, સત્ય, પરમાત્મા–સર્વના મૂળમાં તે સ્નેહ જ માને છે. તેમને મન સ્નેહ જ આદિ, મધ્ય અને અંતનું કારણ છે. સ્નેહે કરીને જ વ્યક્તિ સમષ્ટિ તરફ ને છેવટે મૂળ પરમાત્મામાં ભળી જાય છે. આમ, ધર્મની ચાવી તે સ્નેહમાં જુએ છે. પ્રભુમાં તેમને પહેલેથી જ શ્રદ્ધા છે એટલે તેમને સ્નેહ સાંપડશે, એવી દૃઢ આસ્થા પણ તેમને રહેલી છે. આથી તેમનું ધર્મચિંતન, પ્રસન્નતાભર્યું એકશ્રધ્ધાદૃષ્ટિથી સમાયુક્ત અને કરુણાના ભાવથી પુષ્ટ છે.

કાન્તને પણ ધર્મનું આવું જ દર્શન જોઈતું હતું. પરંતુ તેમને અભેદ–પ્રેમમાં તે ન દેખાયું. (જો કે પાછળથી તેમણે મણિલાલના "સિધ્ધાંતસાર"

ઉપર કરેલી કડવી ટીકાનો પશ્ચાત્તાપ કર્યો હતો.) કાન્ત અને કલાપીની ધર્મ-દૃષ્ટિમાં ભેદ એ છે કે કાન્ત ખ્રિસ્તી ધર્મ પ્રમાણે પ્રભુને પિતા–સ્વામી તરીકે સ્વીકારે છે. કલાપી અભેદભાવથી પ્રભુને માશુક તરીકે પોતામાં સમાવી લે છે. ૧૮૯૮મા એ માશુક શોભના હતી. ૧૮૯૯થી એ માશુક એમના હૃદયની કોઈ અગમ્ય ઊંચી, પવિત્ર રસ–સ્નેહની સૃષ્ટિનો સર્જનહાર બની હતી. આમ, કલાપી સ્થૂલમાંથી સૂક્ષ્મ તરફ ખેંચાઈ એમાં જ પોતાના આત્માનું રસમય વિલોપન થઈ જાય એની રાહ જોતા અગમ્ય માર્ગના પ્રવાસી હતા. ધર્મચિંતક તરીકે એમનું કોઈ વિશિષ્ટ અર્પણ નથી, પણ એ વિષયમાં એમનું મનન–ચિંતન ઠેક મૂળના મર્મ સુધી પહોંચ્યું હતુ. એનો એમને હૃદયથી ઊંડો રસ હતો અને વિવિધ ધર્મોના સત્યોમાંથી હજી તે પોતાનું વિશિષ્ટ દર્શન તારવવામા હતા.

## સંવાદો

૧૮૯૯ની સાલમા સુરસિંહજીએ ચાર સંવાદો લખ્યા છે, જે તેમનુ તત્ત્વજ્ઞાન પ્રત્યેનુ ઊંડુ વલણ બતાવે છે. આ સંવાદો લખવાની સીધી પ્રેરણા તેમને કાન્ત તથા લેન્ડોરના પુસ્તક 'Imaginary Conversations' માથી થઈ છે. એમને વિચારસામગ્રી મળી છે પ્લેટો, સ્વીડનબોર્ગ તથા થિયોસોફીના સાહિત્યમાંથી અને પાત્રો જડ્યા છે લોકગીતો અને લોકકથાઓમાથી.

ચારે સંવાદોની ભાષા, રીતિ વગેરે બાહ્ય કલેવર તથા અંદરનુ વિચારસૂત્ર તપાસતા તે એકાદ–બે માસમા જ લખાયા હોય એવુ અનુમાન થઈ શકે તેમ છે.[૧૦]

સુરસિંહે તા. ૯–૧૧–'૯૯ના રોજ ગોવર્ધનરામને લાઠીથી લખ્યું છે: "હાલ પ્લેટો વાચુ છુ. બે પુસ્તકો વાચ્યા, અને ત્રીજુ રિપબ્લિકનુ લીધુ છે. કવિતા પણ કોઈ વખતે લખુ છુ. એ સિવાય ન્હાના ન્હાના "ડાયેલોગ્ઝ" લખવાનુ શરૂ કર્યું છે. એમાનુ કેટલુંક "સુદર્શન"મા કોઈ કોઈ વાર આવ્યા કરશે. "કલાપી"-ના નામથી તે આપ વાચશો અને કાંઈક સૂચનાઓ આપવાનુ યોગ્ય લાગે તો આપવા કૃપા કરશો. પ્લેટો સાથે થોડુ થિયોસોફીનુ પણ વાચુ છુ." આમ સુરસિંહે જ્યારે સંવાદો "લખવાનુ શરૂ કર્યું છે" ત્યારે તે પ્લેટો અને થિયોસોફીનું સાહિત્ય વાચી ગયા છે અને સ્વીડનબોર્ગ તો આગલે વર્ષે વાચવો શરૂ કર્યો છે.

આ સંવાદોમા પ્રથમ લખાયો છે, "જેસલ અને તોરલ."

૧૦. સ્વ. દરબાર વાજસુરવાળાએ આ સંવાદો ગોપનાથમા લખાયા છે એવું જે જણાવ્યું છે તે માની શકાતું નથી, કેમ કે ૧૮૯૯મા કલાપી ગોપનાથ ગયા જ નથી.

"પાપ તારાં-પરકાશ જાતે જ, ધરમ તારો સંભાળ રે," એ પ્રસિદ્ધ ભજન પર એના વસ્તુનો પાયો મંડાયો છે. તેમાંની વિચારસામગ્રી થિયૉસોફીના નાનકડા "કર્મ" નામના પુસ્તક પરથી તેમ જ સ્વીડનબોર્ગીય વિચારણાથી પ્રેરિત છે. સુરસિંહના ચારે સંવાદોમાં આ સંવાદ વધારે લાંબો, અગત્યનો અને કલાની વિશેષ દીપ્તિવાળો છે. મૃત્યુ નજીક આવ્યું તેનો આઘાત પામી જેસલ જેવો ભયંકર લૂંટારો તોરલ સમક્ષ પોતાનું પાપ પ્રકટ કરવા લાગે છે, પશ્ચાત્તાપ કરે છે અને તોરલના બોધથી તેના હૃદયનું પરિવર્તન થાય છે, એ આ સંવાદનું વસ્તુ. વસ્તુની પસંદગી નાટ્યક્ષમ છે. વાચકની જિજ્ઞાસાને સતેજ કરે તેવો આ સંવાદનો ઉપાડ છે. દરિયાનું તોફાન, પવનનો સુસવાટ અને મછવો નહિ બચે એવી બીતિ જેમ જેસલના હૈયાને શરૂમાં ક્ષુબ્ધ કરે છે તેમ આપણા કુતૂહલને પણ વિષયની અભિમુખ કરે છે. પ્રકૃતિનો આવો વિનિયોગ જેમ સુરસિંહે "બિલ્વમંગળ" કાવ્યમાં કર્યો છે, તેવો જ મનુષ્યને ચેતાવનાર લાલ ધજારૂપે અહીં પણ કર્યો છે. જેસલના ગભરાટભર્યા હૈયાને દરિયાનું તોફાન વધુ તીવ્ર કરે છે અને તેમ કરી તેના હૃદયપલટા માટે અનુકૂળ ભૂમિકા રચી આપે છે. જેસલનું હૃદયમંથન પણ એટલી જ ઉત્કટતા અને સચોટતાથી સંવાદની શરૂઆતમાં રજૂ થઈ શક્યું છે અને તોરલનાં બોધવચનો પણ એવી જ ચોટદાર ભાષામાં અને મધુર ઉચિત દૃષ્ટાંતો દ્વારા વ્યક્ત થયાં છે. "જેસલ—મને પાપીને એ ઉગારશે? નહિ, નહિ, નહિ ઉગારે કોઈએ....જો, જો, જો! આ બેખડમાં મછવો અથડાયો. માતાઓ બાળકોને વળગી પડી ચીસોચીસ પાડે છે. કેવો કળકળાટ! હૃદય થરથરી જાય છે.... આહા બિચારી તે ડોશી પડી ગઈ—ડૂબી!" "તોરલ—પ્રભુ! પ્રભુ! પણ જો, તેનું એ ન્હાનું બાળક આનંદથી કેવું ધુધવે છે! આ તોફાન તો જાણે તેને નવું રમકડું મળ્યું! પ્રભુ તેને સહાય કરે છે, તને પણ સહાય કરશે." આમ, સંવાદના આરંભમાં વાર્તાલાપમાં નાટ્યાત્મક તત્ત્વને ઉચિત આવેશ, ઉત્કટતા અને ભાષાનો યોગ્ય આરોહ-અવરોહ લેખકે પાત્રની તત્કાલીન સ્થિતિને અનુરૂપ રાખીને ગૂંથ્યાં છે. સંવાદમાં વિચારકણિકાઓ પણ કેવી સફાઈદાર, તત્ત્વપૂર્ણ અને ઊર્મિ-શ્રદ્ધાથી રંગાયેલી છે! "પાપનો રંગ કાચો છે. જો કચ્ચા હોય તો તે એક ઘડીમાં પણ ધોવાઈ જાય." "કર્મ માત્રની પોટલીને ફેંકી દઈ ફરી બાળક બની મ્હારી સાથે વાતો કરવા આવ." "પાપને જ ખાળવાં હોય તો પુણ્ય એકઠાં કરવાં પડે છે. પણ જેસલ! કર્મ માત્રને બાળી દે." "પ્રભુની મહાન યોજનાના મેળમાં ત્હારો સિતાર મેળવી દે, તેનાથી છૂટું તે બધું બેસુરું જ છે." "એક જીવ જ્યારે મુક્ત દશા પ્રાપ્ત કરે ત્યારે આખું બ્રહ્માંડ પ્રભુનો ઉપકાર ગાવા લાગી જાય છે." "આ જન્મે જે અભિલાષા છે

તે આવતે જન્મે ધારણુશક્તિ બને છે. આ ફેરે જે વિચાર વારવાર આવે છે તે આવતા ફેરે સ્વભાવ બને છે,"

ઈશ્વર પ્રેમમય છે, જીવનમા પ્રેમનું સ્વરૂપ કરુણાસાગર ઈશ્વર જ છે, તેની પાસે જવા જીવનમા માત્ર પ્રેમ પ્રગટે અને જૂનું જીવન છોડી દેવાય એટલે બસ —એ વિચાર આ સવાદના સૂત્રરૂપ વિચાર છે, અને તે કઈ સુરસિંહમા આજકાલનો પ્રગટચો નથી, છેક ૧૮૯૩થી તેમના જીવનમા એ સભળાય છે, જે તેમના પત્રો અને "કેકારવ"ના કાવ્યો બતાવે છે. ગીતાના નવમા અધ્યાયના અપિચેત્સુ દુરાચારો વાળા શ્લોક પર ભાષ્ય હોય તેવો પાપીઓનેય પ્રબળ આશા આપતો અને ઉદ્ધાર કે પુનર્જીવનનો માર્ગ ચીંધતો આ સવાદ વાચનારના હૃદયની સુવૃત્તિઓનો પ્રેરક–પોષક બને એવો છે.

બીજા ત્રણ સવાદો—"ગોપીચંદ–મેનાવતી," "જાલંધર–ગોપીચંદ" અને "ભર્તૃહરિ અને વિક્રમ"–મા આગલા સવાદ જેવું સઘર્ષનું તત્ત્વ દેખાતું નથી. એમા તો એક પાત્ર પોતાની ફિલસૂફી, શ્રદ્ધા, અનુભવ, પશ્ચાત્તાપ, કથન રજૂ કર્યા કરે અને બીજું પાત્ર તેને ટેકો આપવા ખાતર જ કંઈક ટાપશી જેવું પૂરે, એવું બન્યુ છે. એટલે આ ત્રણે સવાદોની કિંમત તેમાના ત્યાગ અને ભોગ, રાજા અને સન્યાસીના જીવનધર્મ, સ્નેહ અને સૌન્દર્ય, જ્ઞાન અને શ્રદ્ધા અને અનાસક્તિ તથા કર્મ વિશેની આકર્ષક વિચારકણિકાઓના તેજને લીધે તથા તેમા પડેલા સુરસિંહના તત્કાલીન આત્મલક્ષી હૃદયમથનના પ્રતિબિંબને લીધે છે.

"મેનાવતી અને ગોપીચંદ"મા સવાદનો પ્રારંભ ઉચિત ઉઠાવ આપીને થયો છે એમા વ્યક્ત થયેલો વિચાર—"જે યોગી નથી બની શકતો એ રાજા બની શકતો નથી, પણ રાજા ન બની શકે એ યોગી બની શકે"—સુરસિંહનો જીવનભરનો પ્રિય સાથી હતો એ જ પ્રમાણે "જાલંધર અને ગોપીચંદ"માંનો "કાંઈ ફિકર નહિ, બેટા ! એ વાસના હોય તો તેને પણ જરા વાર તો હૃદયથી ચાંપી લે" એ વિચાર સુરસિંહે શોભના સાથે કરેલ લગ્નનો બચાવ રજૂ કરે છે. "ભર્તૃહરિ અને વિક્રમ"મા "હું પ્રેમમા ઉદાર થઈ શક્યો ન હતો, તેને પરમ વિરાગ ક્યારે મળશે? હું રાજા થવાને જન્મ્યો ન હતો, પણ વિક્રમ, હું મને જેવો માનતો હતો તેવો સૌન્દર્ય ને સ્નેહને સર્વસ્વ અર્પનાર પણ ન હતો જો હું ખરો રાગી થઈ શક્યો હોત તો અત્યારે વિરાગી પણ થઈ શક્યો હોત" જેવા આત્મના ઉદ્ગારો સુરસિંહે શોભના સાથે કરેલા લગ્નમા રમા અને શોભના ઉભયને કરેલા અન્યાયના પશ્ચાત્તાપના પડઘારૂપે સભળાતા હોય એમ જાણે કે લાગે છે.

'આ ચારે સંવાદોનું મૂલ્ય તેમાં વ્યક્ત થતી સુરસિંહની ભક્તિ, શ્રદ્ધા, પ્રભુપ્રીતિ, ચિંતન અને તેમાંના અનુત્તમ ગદ્યપ્રવાહને લીધે છે.

"અંતકાળની શાન્તિ, બેટા, ખોવાતી નથી–ખોવાય છે તો મળી જ ન હતી. અખંડિત શાંતિ શું? તેનું દર્શન તો હવે થશે—અને તે ભોગમાંથી જ." વિચાર અને ભાવ પ્રમાણે ગદ્યમાં વાક્યો કેવાં નાનાંમોટાં બનતાં જાય છે અને પાત્રની માનસસ્થિતિ તથા હૃદયવૃત્તિને ગ્રીક્ષી બનાવે છે!

(વિચારોની કોમળતા અને સમૃદ્ધિ તથા તત્ત્વગહનતા જેટલી સુરસિંહના સંવાદોમાં છે તેટલી ગુજરાતી સંવાદસાહિત્યમાં અન્યત્ર ક્યાંય મળી શકે તેમ નથી.) એ જ પ્રમાણે આવા પ્રેરક અને મનનીય વિચારોને જેટલી પ્રાસાદિકતા અને મધુરતાથી તેમ જ હૃદયને વિચાર કરતા કરી મૂકે તેવા બળપૂર્વક સુરસિંહે સંવાદોમાં ગૂંથ્યા છે, તેવા બીજા કોઈ સંવાદકારે હજી સુધી ગૂથ્યા જાણ્યા નથી. સુરસિંહની કલમમાંથી જે કંઈ નીતરે છે તે તેગના હૃદયના ઊંડાણમાંથી સીધું આવતું હોવાથી તે ગમે તેટલું ગહન અને બુદ્ધિગ્રાહ્ય હોય તોપણ હૃદયંગમ બને છે અને ચિત્તમાં ઝટ ઊતરી જાય છે. બુદ્ધિને એમાં ઝાઝી રોકવી પડતી નથી, તેનું કારણ સુરસિંહની સમર્થ કલમ અને તેના મૂળમાં રહેલું તેમની અનુભૂતિનું બળ જ છે.

આ ચાર સંવાદો માત્ર નિરપેક્ષ કલાદૃષ્ટિએ જોઈએ તો ક્યાંક ક્યાંક ખામીભર્યા લાગે તેમ છે. કલાત્મક સંવાદોમાં પાત્રોની ઉક્તિઓ વચ્ચે પ્રશ્નોત્તરની અપેક્ષા દ્વારા હકીકતોનું અનુસંધાન થતું રહે, જેવું આ સંવાદોમાં બહુ થતું નથી. સુરસિંહના સંવાદો વિચાર તેજ આપે છે, પણ તેમની વાર્તાલાપની કળામાં વિચાર–વિકાસની અપેક્ષિત વ્યવસ્થા જળવાતી નથી. પ્રશ્ન–ઉત્તરમાંથી જે પ્રવાહી તત્ત્વ વહી આવે તેવું એમાં બનતું નથી, એને બદલે માત્ર વિવિધ પ્રકારના એકસૂત્રે બાંધેલા વિચાર–તણખા જ એમાં ઊડતા હોય એમ માલૂમ પડે છે. પાત્ર, ઉત્તરને નજર સમક્ષ રાખીને પ્રશ્ન પૂછતું હોય એવું જણાય છે. પાપ અને પુણ્ય વચ્ચેના સંઘર્ષને "જેસલ–તોરલ"માં લેખક વધુ સારી રીતે ઉપસાવી શક્યા હોત. ભયભીત જેસલને ચીતરીને સંઘર્ષ તરત જ અદશ્ય થઈ ગયો અને તોરલ દ્વારા વિચારની સ્થાપના જ પછીથી કવિ કરવા લાગ્યા. સંવાદના આરંભમાં જ જેસલ ઈશ્વર તરફ ઢળી ગયેલો હોય છે અને થોડીક વારમાં તોરલને દેવી માની "હા–હા" કર્યા કરે છે. કંઈક વિરોધ "ભર્તૃહરિ અને વિક્રમ"માં રચાવા જાય છે, પણ ત્યાંય રાજા કોણ થાય એનો સંઘર્ષ વિકસવાને

બદલે રાજાના ધર્મની ચર્ચા જ પ્રસ્તુત બની રહે છે. ગોપીચંદનું પાત્ર સાવ નિર્બળ જણાય છે. "જાલંધર અને ગોપીચંદ" માં સંઘર્ષ જેવું બહુ આવતું નથી, એથી સંવાદ ગુરુ–શિષ્ય વચ્ચેના વાર્તાલાપ જેવો બની ગયો છે. સંવાદનો રસ કે પાત્રોનું વ્યક્તિત્વ નહિ ઉપસાવતાં, પાત્રોના મુખમાં સીધું કથન જ મૂકી દેવામાં આવ્યું છે, એને આ સંવાદોની એક ખામી કહેવાય.

પણ સુરસિંહના જમાનાને લક્ષમાં રાખીએ તો એ સમયે કલાની દૃષ્ટિ ભાગ્યે કોઈ લેખકમાં હતી નહિ. એ જમાનાના સૌ લેખકો વિચારને રજૂ કરવા જ પાત્રો આલેખતા અને વિચારો તળે ઘણી વાર પાત્રોનું વ્યક્તિત્વ દબાઈ પણ જતું. એટલે, સુરસિંહજીની સંવાદરીતિની આ મર્યાદા સમજી શકાય તેવી છે. ઊલટાનું, તેમના સંવાદ–ગદ્યમાં વિચારોની જે ઊર્મિભીનાશ અને રજૂઆતમાં જે પ્રસાદગુણ છે તે એમના સમયમાં ભાગ્યે જ કોઈમાં હતાં. ધર્મશોધક હોવાને લીધે તથા વિચારોનું ઊંડુ મંથન કર્યું હોવાને પરિણામે સંસ્કારી, સુઘડ, સ્પષ્ટાર્થવાળી અને વેધક ભાષા સુરસિંહજી વાપરી જાણે છે. એમની ભાષા વિચારને લડાવીને, મોહક બનાવીને રજૂ કરે છે.

અને સુરસિંહજીના જીવનદર્શનની દૃષ્ટિએ સંવાદોનું મૂલ્ય ઝાઝું છે. સુરસિંહને મન પાત્રો મહત્ત્વનાં નથી. તેમના નિમિત્તે સદ્ધર્મના, પ્રભુશ્રદ્ધાના અને જીવનનીતિના વિચારો તેમને રજૂ કરવા છે. સંવાદોના નિમિત્તે તેમણે પોતાનું જીવનમંથન અને જીવનદર્શન આપવા ધાર્યું છે. જીવનનાં કેટલાંક મૂલ્યો સ્પષ્ટ કરવા તેમાં તેમણે સમર્થ પ્રયાસ કર્યો છે. "ભર્તૃહરિ અને વિક્રમ" માં તેમણે પ્રેમની મીમાંસા અને પ્રેમનું સાચું સ્વરૂપ બતાવ્યું છે. ભર્તૃહરિનો પ્રેમ જો સંપૂર્ણ ને નિષ્કામ હોત તો પિંગળા ગમે તેવી હોત તોપણ પ્રેમ પર વૈરાગ્ય ન આવત. આમ, ધર્મ, પ્રભુશ્રદ્ધા, પ્રેમ, અનાસક્તિ અને યોગ પરત્વેના સુંદર વિચારો વેધક શૈલીમાં રજૂ કરી સુરસિંહજી આ ચારે સંવાદો દ્વારા ગુજરાતી સંવાદ–સાહિત્યમાં પોતાનું ચિરંજીવ અર્પણ મૂકતા ગયા છે. વિષય, ભાષા અને વિચારની દૃષ્ટિએ સુરસિંહજીના સંવાદો અદ્યાપિ અજોડ છે.

કલાપીના સંવાદો ગુજરાતના સંવાદસાહિત્યનું અણમોલ ધન છે. સમજાતું નથી કે અદ્યાપિ તેની જેટલી પ્રતિષ્ઠા થવી જોઈએ તેટલી કેમ થઈ નથી. એમ નહિ થવાનું કારણ કદાચ તેમાં નાટ્યકલાની કેટલીક કચાશો રહેવા પામી છે તે હશે. વસ્તુનો નાટ્યાત્મક વિકાસ, કેન્દ્રિત વિચારનુ સંઘર્ષ દ્વારા નિર્વહન કે બે પાત્રોના વાર્તાલાપ વચ્ચે પ્રશ્નોત્તરની અપેક્ષા દ્વારા થતા અનુસંધાનમાં

આ ચારે સંવાદોનું મૂલ્ય તેમાં વ્યક્ત થતી સુરસિંહની ભક્તિ, શ્રદ્ધા, પ્રભુપ્રીતિ, ચિંતન અને તેમાંના અનુત્તમ ગદ્યપ્રવાહને લીધે છે.

"અંતકાળની શાન્તિ, બેટા, ખોવાતી નથી–ખોવાય છે તો મળી જ ન હતી. અખંડિત શાંતિ શું ? તેનું દર્શન તો હવે થશે—અને તે ભોગમાંથી જ." વિચાર અને ભાવ પ્રમાણે ગદ્યમાં વાક્યો કેવાં નાનાંમોટાં બનતાં જાય છે અને પાત્રની માનસસ્થિતિ તથા હૃદયવૃત્તિને ગ્રીવી બનાવે છે!

(વિચારોની કોમળતા અને સમૃદ્ધિ તથા તત્ત્વગહનતા જેટલી સુરસિંહના સંવાદોમાં છે તેટલી ગુજરાતી સંવાદસાહિત્યમાં અન્યત્ર ક્યાંય મળી શકે તેમ નથી.) એ જ પ્રમાણે આવા પ્રેરક અને મનનીય વિચારોને જેટલી પ્રાસાદિકતા અને મધુરતાથી તેમ જ હૃદયને વિચાર કરતા કરી મૂકે તેવા બળપૂર્વક સુરસિંહે સંવાદોમાં ગૂંથ્યા છે, તેવા બીજા કોઈ સંવાદકારે હજી સુધી ગૂંથ્યા જાણ્યા નથી. સુરસિંહની કલમમાંથી જે કંઈ નીતરે છે તે તેમના હૃદયના ઊંડાણમાંથી સીધું આવતું હોવાથી તે ગમે તેટલું ગહન અને બુદ્ધિમાહ્ય હોય તોપણ હૃદયંગમ બને છે અને ચિત્તમાં ઝટ ઊતરી જાય છે. બુદ્ધિને એમાં ઝાઝી રોકવી પડતી નથી, તેનું કારણ સુરસિંહની સમર્થ કલમ અને તેના મૂળમાં રહેલું તેમની અનુભૂતિનું બળ જ છે.

આ ચાર સંવાદો માત્ર નિરપેક્ષ કલાદૃષ્ટિએ જોઈએ તો ક્યાંક ક્યાંક ખામીભર્યા લાગે તેમ છે. કલાત્મક સંવાદોમાં પાત્રોની ઉક્તિઓ વચ્ચે પ્રશ્નોત્તરની અપેક્ષા દ્વારા હકીકતોનું અનુસંધાન થતું રહે, એવું આ સંવાદોમાં બહુ થતું નથી. સુરસિંહના સંવાદો વિચાર તેજ આપે છે, પણ તેમની વાર્તાલાપની કળામાં વિચાર–વિકાસની અપેક્ષિત વ્યવસ્થા જળવાતી નથી. પ્રશ્ન–ઉત્તરમાંથી જે પ્રવાહી તત્ત્વ વહી આવે તેવું એમાં બનતું નથી, એને બદલે માત્ર વિવિધ પ્રકારના એકસૂત્રે બાંધેલા વિચાર–તણખા જ એમાં ઊડતા હોય એમ માલૂમ પડે છે. પાત્ર, ઉત્તરને નજર સમક્ષ રાખીને પ્રશ્ન પૂછતું હોય એવું જણાય છે. પાપ અને પુણ્ય વચ્ચેના સંઘર્ષને "જેસલ–તોરલ"માં લેખક વધુ સારી રીતે ઉપસાવી શક્યા હોત. ભયભીત જેસલને ચીતરીને સંઘર્ષ તરત જ અદશ્ય થઈ ગયો અને તોરલ દ્વારા વિચારની સ્થાપના જ પછીથી કવિ કરવા લાગ્યા. સંવાદના આરંભમાં જ જેસલ ઈશ્વર તરફ ઢળી ગયેલો હોય છે અને થોડીક વારમાં તોરલને દેવી માની "હા–હા" કર્યા કરે છે. કંઈક વિરોધ "ભર્તૃહરિ અને વિક્રમ"માં રચાવા જાય છે, પણ ત્યાંય રાજા કોણ થાય એનો સંઘર્ષ વિકસવાને

બદલે રાજાના ધર્મની ચર્ચા જ પ્રસ્તુત બની રહે છે. ગોપીચંદનું પાત્ર સાવ નિર્બળ જણાય છે. "જાલંધર અને ગોપીચંદ" માં સંઘર્ષ જેવું ખાસ આવતું નથી, એથી સંવાદ ગુરુ-શિષ્ય વચ્ચેના વાર્તાલાપ જેવો બની ગયો છે. સંવાદનો રસ કે પાત્રોનું વ્યક્તિત્વ નહિ ઉપસાવતાં, પાત્રોના મુખમાં સીધું કથન જ મૂકી દેવામાં આવ્યું છે, એને આ સંવાદોની એક ખામી કહેવાય.

પણ સુરસિંહના જમાનાને લક્ષમાં રાખીએ તો એ સમયે કલાની ટેક ખાસ કોઈ લેખકમાં હતી નહિ. એ જમાનાના સૌ લેખકો વિચારને રજૂ કરવા જ પાત્રો આલેખતા અને વિચારો તળે ઘણી વાર પાત્રોનું વ્યક્તિત્વ દબાઈ પણ જતું. એટલે, સુરસિંહજીની સંવાદરીતિની આ મર્યાદા સમજી શકાય તેવી છે. ઊલટાનું, તેમના સંવાદ-ગદ્યમાં વિચારોની જે ઊર્મિભીનાશ અને રજૂઆતમાં જે પ્રસાદગુણ છે તે એમના સમયમાં ભાગ્યે જ કોઈમાં હતાં. ધર્મશોધક હોવાને લીધે તથા વિચારોનું ઊંડુ મંથન કર્યું હોવાને પરિણામે સંસ્કારી, સુઘડ, સ્પષ્ટાર્થવાળી અને વેધક ભાષા સુરસિંહજી વાપરી જાણે છે. એમની ભાષા વિચારને લડાવીને, મોહક બનાવીને રજૂ કરે છે.

અને સુરસિંહજીના જીવનદર્શનની દૃષ્ટિએ સંવાદોનું મૂલ્ય ઊંચું છે. સુરસિંહને મન પાત્રો મહત્ત્વના નથી. તેમના નિમિત્તે સદ્ધર્મના, પ્રભુશ્રદ્ધાના અને જીવનનીતિના વિચારો તેમને રજૂ કરવા છે. સંવાદોના નિમિત્તે તેમણે પોતાનું જીવનમંથન અને જીવનદર્શન આપવા ધાર્યું છે. જીવનનાં કેટલાંક મૂલ્યો સ્પષ્ટ કરવા તેમાં તેમણે સમર્થ પ્રયાસ કર્યો છે. "ભર્તૃહરિ અને વિક્રમ" માં તેમણે પ્રેમની મીમાંસા અને પ્રેમનું સાચું સ્વરૂપ બતાવ્યું છે. ભર્તૃહરિનો પ્રેમ જો સંપૂર્ણ ને નિષ્કામ હોત તો પિંગળા ગમે તેવી હોત તોપણ પ્રેમ પર વૈરાગ્ય ન આવત. આમ, ધર્મ, પ્રભુશ્રદ્ધા, પ્રેમ, અનાસક્તિ અને યોગ પરત્વેના સુંદર વિચારો વેધક શૈલીમાં રજૂ કરી સુરસિંહજી આ ચારે સંવાદો દ્વારા ગુજરાતી સંવાદ-સાહિત્યમાં પોતાનું ચિરંજીવ અર્પણ મૂકતા ગયા છે. વિષય, ભાષા અને વિચારની દૃષ્ટિએ સુરસિંહજીના સંવાદો અદ્યાપિ અનેરા છે.

કલાપીના સંવાદો ગુજરાતના સંવાદસાહિત્યનું અણમોલ ધન છે. સમજાતું નથી કે અદ્યાપિ તેની જેટલી પ્રતિષ્ઠા થવી જોઈએ તેટલી કેમ થઈ નથી. એમ નહિ થવાનું કારણ કદાચ તેમાં નાટ્યકલાની કેટલીક કચાશો રહેવા પામી છે તે હશે. વસ્તુનો નાટ્યાત્મક વિકાસ, કેન્દ્રિત વિ[illegible]નું સંઘર્ષ દ્વારા નિર્વહન કે બે પાત્રોના વાર્તાલાપ વચ્ચે પ્રશ્નોત્તરની અપેક્ષા[illegible]ગ થતા અનુસંધાનમાં

સંવાદને જરૂરી કલાતત્ત્વો કલાપીએ જાળવવાની દરકાર કરી નથી. તેથી કદાચ આપણા વિવેચકવર્ગનું ધ્યાન આ સંવાદો ખેંચી નહિ શક્યા હોય? પરંતુ એ ચારે સંવાદો તેમાંનાં વિચાર-મોજાં અને ભાવોત્કટ ગદ્યને લીધે સ્મરણીય બની રહે તેવી રચનાઓ છે. કલાપીના અંતરના ખરા રંગના પણ એ સૂચક છે. ચારે સંવાદો વિચારપ્રધાન છે. એમાં પાત્રો વિચારો વ્યક્ત કરવા માટેનાં નિમિત્ત છે. એમ ને એમ વિચાર રજૂ કરવા કરતાં તેના દરેક ત્વિચારોને યોગ્ય વિષયવસ્તુ, પાત્રો લઈ સંવાદ દ્વારા રજૂ કરવાથી તેમની આકર્ષકતા અને જનભોગ્યતા વિશેષ રહેશે, એવા હેતુથી કલાપીએ સંવાદોની રચના કરી છે. અલબત્ત,તેની પાછળ કાન્ત અને લેન્ડોરના સંવાદોની પ્રેરણા પડેલી જ છે. પણ કલાપીને નાટ્યકલાનું દર્શન કરાવવા કે પાત્રોનું સ્વતંત્ર વ્યક્તિત્વ બતાવવા સંવાદો લખવાનો વિચાર આવ્યો નથી, એ જો ધ્યાનમાં રાખીએ તો સંવાદોમાં રહેલું કલાપીનું સર્જનબળ પ્રછવામાં અન્ય કશું વ્યવધાન રહે નહિ સંવાદો લખવા પાછળ કલાપીનો એકમાત્ર ઉદ્દેશ પોતાના હૃદયમાં મંથનરૂપ જે વિચારો વલોવાઈ રહ્યા છે તેને અભિવ્યક્ત કરી આત્મદર્શન કરવાનો, તેમાંથી આત્મસંતોષ મેળવવાનો અને જનતાને પોતાનાં વાચન, અનુભવ, મંથનમાંથી સાંપડેલા જીવનવિચારરત્નોનો પરિચય કરાવવાનો છે.

સંવાદો કલાપીના અંતરનો ભગવો રંગ સૂચવે છે. એમાં આવતાં પાત્રો પણ જોગીઓનાં કે રાજાઓમાંથી જોગી બનવાની ભૂમિકાની તૈયારી કરતા વિલાસી રાજવીઓનાં છે, જે પણ કલાપીના માનસરંગના પ્રતિબિંબરૂપ છે. એમાં જે ચર્ચાઓ આવે છે તેમાં કલાપીની ઊંડી ધર્મદૃષ્ટિ જોવા મળે છે. આ વિચારપ્રધાન સંવાદોના મુખ્ય વિષય પાપ ને તેમાથી મોક્ષ, પ્રભુનો પંથ, વૈરાગ્ય, કર્મ, ભોગ અને ત્યાગ છે. એમાં આવતાં પાત્રો તોરળ, મેનાવતી, ભર્તૃહરિ અને જાલધરની ઉક્તિઓ કે સદ્બોધો દ્વારા ૧૮૯૩થી જનક વિદેહી થવાનું સ્વપ્ન સેવતો કલાપી જ બોલી રહ્યો છે. એ મહાત્માઓની ફિલસૂફી કલાપીની પોતાની ફિલસૂફી છે. એમાંના ગોપીચંદ અને ભર્તૃહરિની ભાવનાઓ કલાપીની પોતાની જ પ્રિય ભાવનાઓ છે.

"ગોપીચંદ : પણ મા, એ સંકટમય અમરત્વ કરતાં તો કોઈ વ્હાલાંને હાથે ઝેરનો પ્યાલો પી મરી જવામાં વધારે મજા, અને એ અમરત્વ કરતાં હું હમેશાં બિમાર રહીને તમારી વારવાર જોયા કરૂં એ વધારે મીઠું."

"ગોપીચંદ : પણ મા ! મને જંગલમાં ભગવાં પહેરાવી ન મોકલી આપો. તમે કહેશો તેમ અહીં હું કરીશ. **સ્નેહી વિના,** સાધન વિના જંગલમાં એકલા વસવું એ તો વૃદ્ધો માટે છે. મ્હારા જેવાને એ સ્હેલું શી રીતે ?"

આ હૃદયદોલનો એક ઝોક પણ રાગી કલાપીનો જ છે.

"ભર્તૃહરિ : ખરું કહું છું. વિક્રમ, હું રાજા થવાને યોગ્ય ન હતો, પણ તેને માટે મને બહુ લાગતું નથી. હું રાજા થવાને જન્મ્યો ન હતો, પણ વિક્રમ, હું મને જેવો માનતો હતો તેવો સૌન્દર્ય ને સ્નેહને સર્વસ્વ અર્પનાર પણ ન હતો. હું સ્નેહી થવાને યોગ્ય જ ન હતો. જો હું ખરો રાગી થઈ શક્યો હોત તો અત્યારે વિરાગી પણ થઈ શક્યો હોત !"

"ભર્તૃહરિ : અને જ્યારે મેં મારી ભૂલ જોઈ ત્યારે — પિંગળા મને ચ્હાતી નથી એ વાત સ્પષ્ટ સમજાઈ—ત્યારે જ હું રાજા થવાને યોગ્ય થયો હોત, પરંતુ અહંકારે જનક થવા ન દેતાં વનવાસ અને એકાંત સ્વીકારાવ્યાં."

આમ કલાપીનું હૈયું જ્યારે "રાગ ને ત્યાગની વચ્ચે" ઝૂલી રહ્યું છે ત્યારની સ્થિતિનું પ્રતિબિંબ આ સંવાદો પાડે છે.

આ વિચારોની પશ્ચાદ્‌ભૂમિકા પ્રત્યેક સંવાદમાં કલાપી કુશળતાથી આલેખી શક્યા છે. "જેસલ–તોળલ" માં જેસલના હૈયાના તોફાન અને ભયને જન્માવવા, વધારવા તથા શાંત કરવા તેની બરાબર સમાન્તર પ્રકૃતિનું તોફાન શરૂ થાય છે, તેનું રૌદ્ર તત્ત્વ દાખવે છે અને છેવટે શમી જાય છે.

"મેનાવતી અને ગોપીચંદ" ના સંવાદની શરૂઆતમાં મેનાવતીના રોવાનું, સ્નાન કરતા ગોપીચંદની ઉઘાડી કાયા પર તેનાં ગરમ આંસુઓનું પડવાનું અને તેમાંથી મેનાવતીના જીવનચિંતનના તાણામાંથી એક પછી એક વાણાના પડવાનું કાર્ય કૌશલપૂર્વક ગૂંથી દેવાયું છે. "જાલંધર અને ગોપીચંદ" માં ગોપીચંદના નિત્ય કરતાં જુદા જ ચિત્તક્ષોભ–ઉદ્‌ભાવક અનુભવની પશ્ચાદ્ ભૂમિકા જાલંધરના વિચારપ્રાકટ્ય માટે ગોઠવવામાં કલાપીની કુશળતા દેખાય છે. "ભર્તૃહરિ અને વિક્રમ"ની વિનંતી કે "માળવાની ગાદીનો રાજ્યદંડ પુનઃ ધારણ કરી માળવાના અંધકાર દૂર કરો" માંથી અંધકાર–પ્રકાશની ચર્ચા દ્વારા ભર્તૃહરિનો જે ઢાવક ભૂતકાળ ઉકેલાય છે તે સર્વથા સમુચિત છે.

**ગદ્ય : કાન્ત અને કલાપીના સંવાદો**

પણ કલાપીના સંવાદોનું કાન્તના સંવાદોનેય ટપી જાય તેવું વિશિષ્ટ તત્ત્વ સંવાદોમાં પ્રયોજાયેલું ભારે તત્ત્વચિંતનને પ્રાસાદિક, મધુર અને કોમળ

શૈલીમાં સરળતાથી રજૂ કરતું ભાવવાદી, ઊર્મિપ્રાપ્તિ અને ઉચ્ચ વક્તૃત્વનાં ચરમ છટાઓ દાખવતું ગદ્ય છે. વક્તૃત્વકળાના ઉસ્તાદ કાન્ત તેમના સંવાદોના ગદ્યમાં ટાઢા જણાય છે, જ્યારે કલાપીના સંવાદોનું ગદ્ય નાનાં મોટાં વાક્યોના આરોહ–અવરોહથી, વચમાં વચમાં આવતાં ભાવભીનાં સંબોધનો અને આશ્ચર્યકારક તથા પ્રશ્નાર્થચિહ્નોથી તથા કથન ને વિચારના વેગથી ઉષ્માપૂર્ણ બને છે. કાન્ત અને કલાપી બંને કોઈ બનેલી હકીકતનું વર્ણન કરે છે, તે વેળાનું તેમનું ગદ્ય તપાસો :

"શાક્યમુનિઃ સાંભળ ભદ્રા. હું ઉપર ચંદ્રશાળામાં નિયમ પ્રમાણે વાંચવાને ગયો હતો, તે તું જાણે છે. પણ આજે મારું ધ્યાન વાંચવામાં ચોંટ્યું નહિ. મને ઘણા દિવસોથી વિષમ અનુભવ થયા કરે છે, હું ચિંતાને દૂર કરી શકતો નથી. આજે તો આટલી ઘડી મેં પુસ્તક તરફ નહીં પણ આકાશ તરફ જોયા કીધું છે, અને આકાશ તરફ પણ દૃષ્ટિ માત્ર હતી. મને લાગે છે કે મારે વધારે જોવું અને જાણવું જોઈએ, કે પ્રવાસ કરવો જોઈએ." (કાન્તના સંવાદોમાંનો એક "શાક્યમુનિ અને સુભદ્રા")

આની તુલનામાં બનેલી હકીકતનું વર્ણન આપતું કલાપીના સંવાદનું ગદ્ય વિચારો :

"મેનાવતી : નવાઈ જેવી વાત છે એ – ગોપીચંદ તું જન્મ્યો ત્યારે સ્તનપાન કરતો ન્હોતો, અમે બધાં ગભરાયાં. જોશીએ કહ્યું કે "કાંઈ ચિંતા નહિ. બીજા કોઈ બાળકને ધવરાવો એટલે કુમાર ધાવશે." એમ અમે કર્યું અને તું ધાવવા લાગ્યો બાળકનો સ્વભાવ તો એક સ્તન પોતાના હાથથી ઢાંકીને બીજાને ધાવવાનો. તેમાં ત્હારી આ રીતથી સૌને કૌતુક થયું. તું મ્હોટો થયો ત્યારે પણ અન્યને ખવરાવીને ખાતો અન્યને રમકડાં આપીને રમતો. સૌ કહેતાં કે તું ચક્રવર્તી રાજા થશે..." વગેરે.

મેનાવતીની ઉક્તિમાં અને કથનરીતમાં હૃદયની ઉષ્મા છે, કાન્તના પાત્રની ઉક્તિ મોળી ને ઠંડી લાગે છે. કાન્તનો સર્વોત્તમ મનાતો સંવાદ "સિદ્ધાર્થ અને રાહુલ" પણ કેવળ જ્ઞાનચર્ચાની ખાંડી જેવો બની ગયો છે. એમાં નથી કલાપીના સંવાદો જેવો ઉપાડ કે નથી હૃદયને ખેંચી રાખે તેવો તેમાં ઉદ્વેગકારક પ્રસંગ. ચર્ચાના ઉપાડ માટે કૌશલપૂર્વક પશ્ચાદ્ભૂમિકા પણ તેમાં યોજવામાં આવી નથી. માત્ર સીધેસીધો શ્રેય અને જિજ્ઞાસા ઉપર સિદ્ધાર્થનો ઉપદેશ આરંભથી શરૂ થઈ જાય છે. એને મુકાબલે કલાપીના સંવાદોમાં ઊર્મિ, ગદ્ય અને પ્રસંગ કે

પશ્ચાદ્‌ભૂની યોજનાનુ નિરૂપણ ગ્સપોષક બને છે. વિચારની તાત્ત્વિક ગહનતાની દૃષ્ટિએ કાન્તના સવાદોનુ ધોરણ કલાપી કરતા વિશેષ ઊ ચુ છે એ વાત સાચી, પરતુ ઉપરની દૃષ્ટિએ ગુજરાતી સવાદસાહિત્યમા કલાપીના સવાદો જ ઉત્તમ ગણાય તેવા છે સર્વાનુભવી લેખકો અને કલાકારો તરીકે કાન્ત-કલાપી બનેમા ન્યૂનતા હતી. પાત્રોના વ્યક્તિત્વ અને વિશિષ્ટ રેખાઓને ઉપસાવવામા કાન્તમા કઈક ત્રુટી કલાપી કરતા ઓછી હતી, પણુ વિચારસ્થાપના, ગદ્ય અને ઊર્મિના નિરૂપણમા કાન્ત કરતા કલાપીના સવાદો ચઢિયાતા જણાય છે. કલાપી તેમના સવાદોમા પોતાને ઘટ ને પ્રિય એવી ભાવનાઓથા તેમના પાત્રોમા સફળતાથી ઉતારી શકયા છે કલાપીના પાત્રો કોઈક ઊ ચા ગ્રમથલમા પડેલા આત્મરત પાત્રો છે માન પોતાના વિચારપટથી જ નહિ પણ લાગણીની અસરથી ય અન્ય પાત્રને પોતાની ચાવી પ્રમાણે ચાલતા કરી દેવામા તેમના નાયક–નાયિકા પ્રભાવશાળી છે.

આમ, સવાદલેખક તરીકે કલાપીમા કલાકારની મર્યાદા હોવા છતા અન્યથા ઘણી ઊ ચી શક્તિ રહેલી હતી વીસમી સદીમા નાનાલાલ ખબરદાર, નરસિંહરાવ, બળવતરાય, પ્રો અતિસુખશકર, વિજયરાય, લીલાવતી મુનશી, કેશવ ધ્રુવ, ધૂમકેતુ, આદિ અનેક ખ્યાતનામ લેખકોએ સવાદકળા ઉપર હાથ અજમાવ્યો છે, પરતુ વિષય, પ્રસગ, વિચાર, લાગણી, પશ્ચાદ્‌ભૂ અને ગદ્યની બાબતમા હજી આજે અડસઠ વર્ષ પછી પણુ કલાપીના સવાદો તાજી, સુગધિત કલગીઓ સમાન છે, એમ કહીએ તો ખોટુ નથી

**આત્મકથા અને ડાયરી :**

કલાપીના પત્રોમા એમની આત્મકથા અને ડાયરીનો ઉલ્લેખ અનેક વાર આવે છે મણિશકરને તે લખે છે " ડાયરી કાલે રવાના થશે " " ડાયરી તો આપને મળી ગઈ હશે " ' ડાયરી વચાવવા માટે – તે કોઈ અન્યને વચાવવાની હતી જ નહિ " કાન્તને લખે છે " હુ Autobiography ( આત્મજીવન ) હાલ લખુ છુ જે વીતી ગયુ છે તેને ફરી સ્મૃતિમા લાવતા જે રસ આવે છે તેના પર જ હાલ તો આ જિન્દગીનો આધાર છે"

પણુ આપણા દુર્ભાગ્યે આજે તેમની આત્મકથા કે ડાયરીનો પત્તો નથી. એ ડાયરી સ્વ વાજસુરવાળાએ વાચી હતી અને તેમના સસ્મરણોમા તેને વિશે નીચેની નોધ કરી હતી ' મણિલાલ નભુભાઈએ એ ડાયરી આખી વાચેલી. મે એના અમુક પાનાઓ વાચ્યા હતા એમના સ્વર્ગવાસ બાદ એ ડાયરી સોનગઢ પોલિટિકલ એજન્ટ પાસે ઘણા વરસો રહી એ ડાયરી લાઠીને પાછી

મળે એ માટે ઘણા પ્રયત્નો કરવામાં આવેલા. આખરે સુરસિંહજીના કુમાર પ્રતાપસિંહજી લાઠીની ગાદીએ આવ્યા ત્યારે એમને એ સોંપાઈ હતી એવો મ્હારો ખ્યાલ છે. પછી એ ક્યાં છે એની મને માહિતી નથી.'' લાઠીના હાલના રાજવી (હવે સ્વર્ગસ્થ) શ્રી પ્રહ્લાદસિંહજી તથા તેમના નાના ભાઈ ચિત્રકાર કુમાર શ્રી મંગલસિંહજી આત્મકથા કે ડાયરી બાબતનું કશું જાણતા નહિ હોવાથી તેમ જ કલાપીના મિત્રો પાસે તપાસ કરતાં પણ આ આત્મકથા–ડાયરીની ભાળ કોઈ આપી શક્યું નહિ હોવાથી હવે તો એ દુષ્પ્રાપ્ય જ નહિ, મૃત પણ બની ચૂકી છે, એમ અત્યારે તો કહેવાય. એને વિશે વાજસુરવાળા નીચે પ્રમાણે ખ્યાલ આપે છે :

''કલાપી પોતાની ડાયરી નિયમિત લખતા. એ ડાયરી સંપૂર્ણ અને બારીક વિગતોથી ભરેલી હતી. હમેશના જીવનના બનાવો અને પોતાની આસપાસના વિવિધ પ્રકારના માનવીઓ માટેનો એમનો અભિપ્રાય અને કિંમતી વાતો એ ડાયરીમાં લખાતી. વેબસ્ટર ડીક્ષનેરીના કદની એક ડાયરી મુંબાઈમાં ટેકર કંપનીમાંથી તેમણે ખરીદી હતી. એ મહાન ગ્રંથ જેવી નોંધપોથી તાળાકુંચીવાળી એક પેટીમાં તેઓ રાખતા. એ બંધ કરેલી પેટીને ફરીથી એક તાળાકુંચીવાળા ખાનામાં તેઓ સંભાળપૂર્વક મૂકતા, અને બંનેની કુંચીઓ પોતાની પાસે રાખતા. એની અંદરની નોંધને તેઓ બહુ અંગત અને ખાનગી રાખતા....''

પણ હવે તો તે ગઈ જ. કલાપીના વ્યક્તિત્વની ખરેખરી પિછાન તેમણે સર્જેલા અન્ય સાહિત્ય કરતાં તેમની આત્મકથા કે ડાયરીથી વધુ સારી અને સચ્ચાઈભરી થઈ શકી હોત એ વાત નિર્વિવાદ છે. કલાપીના જીવનની અનેક ગૂઢ પરિસ્થિતિઓ અને સમસ્યાઓ, તેમનું અંતઃતત્ત્વ, એમના વ્યક્તિઓ વિશેના સાચા અભિપ્રાયો અને એમના જીવનનાં ગૂઢ પડો એમની આત્મકથા જ વધુ સારી રીતે બતાવી શક્યા હોત. કલાપીના વ્યક્તિત્વ અને કલમનો એક વધુ જીવતો સ્પર્શ તેમની આ આત્મકથા–ડાયરીમાંથી આપણને મળ્યો હોત. આત્મકથાના આપણા સાહિત્યમાંન એથી એક વિશેષ ઉમેરો થયો હોત. પણ હવે એની આશા જ્યારે રહી નથી, ત્યારે એને વિશે તર્કો કરવા વ્યર્થ છે. અત્યારે તો માત્ર સ્વ. સાગર સંપાદિત ''કેકારવ'' ની છેલ્લી આવૃત્તિમાં કલાપીની ખીસા ડાયરીઓમાંથી તેમનાં કાવ્યો વિશેની તેમની યોજનાઓ, ભૂમિકાઓ, નોંધો વગેરે આપવામાં આવ્યું છે તે વિશે જ કેટલીક અછડતી માહિતી મળે છે. અલબત્ત, આ ડાયરીઓ તે તેમની કાવ્યો લખવા માટેની ખીસામાં રહે તેવી નાની ડાયરીઓ છે, જેને આધારે પછી તે પોતાનાં કેટલાંક વિશિષ્ટ કાવ્યો, સ્મરણો આદિ મોટી ડાયરીમાં ઉતારી લેતા. ઉ. ત. ''ભરત'' કાવ્યની યોજના વિશે તેમણે લખેલી સંક્ષિપ્ત નોંધ મળે છે, તે જોઈએ.

"ભરત–ગંડકી નદી–આસક્ત. મ્હને જ પોતાનું ટોળું માને છે. તેને માટે મ્હારો ત્યાગ જતાં સ્વાર્થ જ જાય છે. તેની ચિંતા ન કરવી જોઈએ, સમિધ, કંદમૂળ વગેરે લેવાય. જતી વખતે જીવ મૃગમાં રહેલો તેથી સાથે લઈ જાય છે અને તો પણ દૂર કુદી નાચતું તેથી ખભે ઉપાડે છે. પૂજા કરતાં ઉઠીને તેને આશીર્વાદ આપે છે તે દૂર જતાં ઉદ્વેગ થાય છે. સમાધિ સમયે શિંગડાથી તેને મૃગ હલાવતો. પૂજાના દર્ભને વીંખી નાખતાં ધમકાવે ત્યારે સ્થિર ઉભું રહે.

"મનોરથો વધ્યા. તપસ્વી–પ્રભાવ–આરાધના–એકાગ્ર.

"ઉપયોગી થવું, પણ આસક્ત ન થવું. લાગણી માટે હૃદયમાં અહીં અને આ થાય છે એ કોણ કહી શકે?

"બ્રહ્માંડને પાળનાર વ્યક્તિ ન પાળે.

"તું મૃગને છોડવા માગે છે. પણ આ નદી, આ વાદળીના રંગને ચાહે છે ત્યાં સુધી મૃગ કેમ ત્યજી શકીએ?

"અરે રે! પ્રેમ—આસક્તિ શું પાપ છે?" (કલાપીની ડાયરીમાંથી)

આ પ્રકારની કાવ્યયોજનાઓ કલાપીનુ માનસ, કલ્પના અને વિષયવ્યવસ્થા બતાવે છે. "ભરત" કાવ્યને જોઈએ તો આ નોંધની જ વિસ્તૃત, સંકલનાબદ્ધ તે કાવ્યમય આવૃત્તિ છે. એટલે, યોજના વિચારતા પણ કવિનુ ચિત્ત અને મગજ કેટલું વસ્તુ અને વિચાર કેન્દ્રિત છે તેની પ્રતીતિ આવી નોંધ કરાવે છે. મનનો બધો ભાર આવી જાય અને વસ્તુનુ આખું ખોખું તૈયાર થઈ કાવ્યના પ્રસવ માટે યોગ્ય ભૂમિકા બતાવી જાય એવી કલાપીની એ નોંધો પાછળની નેમ સફળ છે. આવી નોંધોનું ગદ્ય પણ અદ્ધર કે શુષ્ક નથી, સંસ્કારી, મિતાક્ષરી, સુશ્લિષ્ટ અને સુવાચ્ય છે. આવડી નાની નોંધમા પણ જ્યા કાવ્યમાં લાગણી લાવવાની છે. ત્યાં "અરેરે! પ્રેમ–આસક્તિ શુ પાપ છે!" જેવી સ્વાભાવિક ઉક્તિઓ આવી જાય છે.

## બે અનુકૃતિ વાર્તાઓ :

(સુરસિંહજી તેમના છેલ્લા વર્ષમાં સ્વીડનબોર્ગ–વિચારણા અને થિયોસોફીનું રહસ્ય રજૂ કરતી ચાર નવલકથાઓ ગુજરાતીમા રૂપાંતરિત કરવા મનસૂબો ધરાવે છે, પણ લખાઈ છે માત્ર બે)

"પ્લેટોનું છેલ્લું એક જ પુસ્તક હવે મારે વાંચવાનુ બાકી રહ્યું છે. તે વાંચ્યા પછી થિયોસોફીનાં પુસ્તકો અને સ્વિડનબોર્ગનાં પુસ્તકો હું વાચવા ધારું છું. ગુજરાત પાસે એ બંને વિચારશ્રેણીની થોડી ભાવનાઓ મૂકવા મારી ધારણા થઈ છે. એક જ પુસ્તકમાં ચાર કથાઓ મૂકવી, બે સ્વીડનબોર્ગીઅન અને બે થિયોસોફીકલ.

સ્વિડનબોર્ગીયન એવી એક કથાનું અનુકરણ મેં પૂરું કર્યું છે. બીજી એક નાની ચોપડી પરથી હું એવી જ રીતે એક નાની કથા લખીશ."

(કલાપીના પત્રો : પૃ. ૯, તા. ૧૦–૫–૧૯૦૦)

કાન્તને આ પત્ર લખ્યો એના આગલા દિવસે પણ એક પત્ર આ સંબંધમાં તેમણે લખ્યો છે.

(તા.) ૯: ૫: ૧૯૦૦

"હાલ હું શું કરું છું ? "ચાર્લ્સ રોબિનસન" વાંચું છું. તેનો પણ થોડો તરજુમો કરીશ એમ લાગે છે........હાલ આવો વિચાર કર્યો છે : બે સ્વિડનબોર્ગીયન નોવેલ્સનાં ભાષાંતર કરું અને બે થિયોસોફિકલ નોવેલ્સનાં ભાષાંતર કરું. જોઈએ મને શું વિશેષ અનુકૂળ થાય છે."

(કલાપીના પત્રો, પૃ. ૪૯)

આ બંને પત્રો બતાવે છે કે સુરસિંહને તેમના છેલ્લા વર્ષમાં ધર્મશોધ માટે કેવી લગની હતી. પોતાને પસંદ બંને સંપ્રદાયોના વિચાર ગુજરાતી જનતા સમક્ષ મૂકવા કેટલી તેમને હોંશ છે ! સુરસિંહ જે કંઈ વિચારે–આચરે–આદરે છે, તે કેવળ પોતાને માટે જ ઉપયોગમાં લે એવું નથી, તેનો સર્વજનસમુદાયને લાભ મળે એવી તેમની ઉત્કંઠા છે. અને તેવા હેતુથી પ્રેરાઈને તે સ્વીડનબોર્ગી, અંગ્રેજ લેખક James Spilling નાં 'Wreath and the Ring' અને 'Charles Robinson' એ બે વાર્તાપુસ્તિકાની અનુકૃતિઓ "કાન્તનો દિનચર્યા લેખ"[૧૧] ("માળા અને મુદ્રિકા") અને "એક આત્મના ઇતિહાસનું એક સ્વરૂપ" ("નારી હૃદય")[૧૨] એ નામે લખવાનું આદરે છે. આ બંને વાર્તાઓના વિષય લગભગ સમાન છે : આસ્તિકતા વિરુદ્ધ નાસ્તિકતા, શ્રદ્ધા વિરુદ્ધ તાર્કિકતા, પ્રભુની દયાળુતા વિરુદ્ધ ક્રૂરતા, ધર્મ વિરુદ્ધ વિજ્ઞાન, પ્રણાલિકાભક્તિ વિરુદ્ધ સુધારાપ્રેમ—આવાં પ્રશ્નજોડકાંને આગળ કરીને બંને કૃતિઓ લખાયેલી છે. મૂળ પુસ્તકોમાં યુરોપીય નાસ્તિકવાદ સામે ઝૂઝેલા સ્વીડનબોર્ગના અગમ્યવાદસભર્યા ખ્રિસ્તી ધર્મનો પ્રચાર વાર્તાના ઢાળામાં કરવામાં આવ્યો છે. સુરસિંહે પોતાની વાર્તાઓમાં ઓગણીસમી સદીના મધ્ય ભાગના

---

૧૧. ૧૮૯૯માં 'કાન્તે' The wreaeth & the ring નામની નવલકથા કલાપીને વાંચવા મોકલેલી, જેનું રૂપાંતર કલાપીએ ૧૯૦૦ના 'મે'માં કરેલું. પોતાનું રૂપાંતર તેમણે લાઠીના બગીચાને બંગલે વાજસુરવાળા પાસે વાંચેલું. એ હસ્તપ્રત પછીથી પડી રહેલી.

૧૨. આ બે વાર્તાઓમાંથી પહેલીનું પ્રકાશન 'કાન્તે' ૧૯૧૨માં કર્યું હતું. બીજીનું પ્રકાશન ૧૯૩૬માં રમણીક મહેતાએ રમણીકલાલ દલાલ પાસે અધૂરી નવલ પૂર્ણ કરાવીને કર્યું હતું. 'નારી હૃદય' નામ સૂચવ્યું હતું, સ્વ. રમણલાલ દેસાઈએ તેની બીજી આવૃત્તિ ઈ. સ. ૧૯૩૭માં પ્રકટ થઈ હતી.

સમયમાંથી આ દેશના સનાતનીઓ અને સુધારકો તથા શ્રદ્ધાળુઓ, નિરાશાવાદીઓ અને બુદ્ધિવાદીઓ વચ્ચેના સંઘર્ષનું અવલંબન લીધું છે. આપણે ત્યાં નર્મદ-યુગમાં અંગ્રેજી ભણેલાઓમાં નાસ્તિકતાની હવા શરૂ થઈ ગઈ હતી. હિંદુ ધર્મના રીતરિવાજો અને સંપ્રદાયોમાં નહિ માનનારાઓ વધવા લાગ્યા હતા અને સ્થિતિચુસ્ત વર્ગ તેમને નાસ્તિકો કહી વગોવતા હતા. દુર્ગાશંકર મહેતાજીએ જૂના વહેમો, અંધશ્રદ્ધા અને જૂની રૂઢિઓ તોડવા માટે સભા, પત્રિકા, વ્યાખ્યાનો અને મંડળ શરૂ કર્યાં હતાં. એટલે એ યુગનું સુરસિંહે આ નવલમાં વાતાવરણ લીધું છે તે અયોગ્ય નથી. "માળા અને મુદ્રિકા" માં પરિસ્થિતિ, વિચાર અને લાગણીનો ગોફ લાક્ષણિક ઢબે બંધાતો ચાલે છે. "માળા અને મુદ્રિકા" નું આયોજન રોજનીશીની ઢબનું છે. નાયક પોતાની રોજનીશી લખતો જાય અને તેના વિચાર, લાગણી, પ્રસંગઘટના કે પરિસ્થિતિની નોંધોમાંથી વસ્તુનો વિકાસ થતો રહે, એવું આયોજન આ નવલનું છે. વાર્તા કાવ્યાત્મક અને ભાવપ્રધાન હોવાથી આવું આયોજન તેને માટે સુલભ બની રહે છે. ભાવ કે લાગણીઓની અભિવ્યક્તિ વર્ણનોના રંગોમાં ભળીને આહ્લાદક બની રહે છે. વાર્તાનું વસ્તુ આવું છે: પોતાની બહેન શાન્તાની નાની દીકરીના મૃત્યુથી કાન્ત તેને આશ્વાસન આપવા તેને ગામ જાય છે. તેના બનેવી પ્રસાદને આ મૃત્યુથી પ્રભુની સૃષ્ટિમાં સર્વત્ર ક્રૂરતા જ દેખાય છે. ત્યાં એક દયાળુ શ્રદ્ધાળુ છોકરી કાન્તા સાથે કાન્તને પ્રેમ ઉદ્ભવે છે. કાન્તા અને કાન્ત ઈશ્વરની રચનાને આભારની દૃષ્ટિથી જુએ છે. શાન્તા પણ બાળકીના મૃત્યુથી ઈશ્વરની ભલાઈ વિશે શંકા સેવે છે. ચારે વચ્ચે તે વિશે પરસ્પર ચર્ચા ચાલે છે. કાન્તા, કાન્ત સાથે પરણવા માટે સખી દ્વારા પિતાને કહેવડાવે છે, પણ કાન્તાના પિતાએ પોતાના જ વ્યવસાયનો એક મુખ્યાજીનો દીકરો કેશવ કાન્તા માટે પસંદ કર્યો છે. કાન્તાના પિતા કાન્ત પાસે સ્વાર્પણ માગે છે. કાન્તા કેશવ પાસે સ્વાર્પણ માગે છે. આખરે કાન્તા અને કાન્તનો સ્નેહ મુક્ત બને છે. ગામમાં રોગચાળો ફાટી નીકળે છે. કાન્તા દર્દીઓની સેવામાં ભળે છે, પણ કાન્તાને ય રોગનો ચેપ લાગે છે. કાન્તને ખબર પડતાં કાન્તાનું અધૂરું કાર્ય તે ઉપાડી લે છે. કાન્તા પ્રભુશ્રદ્ધાના જોરે સાજી થાય છે અને વાર્તાના અંતે કાન્ત સાથે તેનું લગ્ન થાય છે.

વસ્તુમાં કશો ચમત્કાર નથી. પ્રભુનું સામ્રાજ્ય, દાંપત્યસ્નેહની પવિત્રતા અને દેવોનું સ્વર્ગ વિસ્તારથી ચર્ચવામાં આવ્યાં છે. સ્વીડનબોર્ગના સિદ્ધાંતો અને માન્યતાઓનો નર્યો પ્રચાર નવલકથામાં કરવામાં આવ્યો છે. પરંતુ નવલ-

કથાનું આયોજન અને વાર્તાનો ગજ્ત છે કલાપીના ભાવનામય, ઉર્મિલ ગદ્યને વિકરવાનો ભાગ અવમાગ અહીં મળ્યો છે.

"એ જ નાનું ઝરણુ, એ જ નાનો ધોધ અને એ જ નાનો પુલ—ત્યા કાન્ત ઊભો છે દેવગની નવી ફૂટેલી કળીઓ જેવા કિરણથી સૂર્ય ઉગે છે આગને કમળમાથી બહાર નીકળતા જોઈ યુવાનનું હૃદય સ્નેહકમળની કુમાશી પાખડીમા બીડાવા લાગ્યું ઉદર નગ્ન થઈને ગળવા લાગ્યું અને જ્યા જ્યા દૃષ્ટિ પડે ત્યા ત્યા સ્નેહસમાધિ થવા લાગી ઝરો ઝમઝમ કરી સ્નેહના ગીત ગાય છે",

("માળા અને મુદ્રિકા", પૃ ૭ )

નવલમા કેટલાક વિચારો પ્રેરણાત્મક છે.

"પોતાનું મરે અને પારકાનું મરે એમા દુનિયા બહુધી રડે છે દુનિયાની બહાર ગયેલું કોઈ એ બેમાથી છૂટી જાય છે સ્વાર્થી કતામા અને દગાનું દયામા ગળી પડે છે, ત્યા કોને પારકું પોતાનું કોય? જો બાળા હમણા ઉડી ગઈ તેમા પ્રભુએ તેવી દશા મૂકી હતી એવા જીવને બધા ચાહે છે પણ એવા જીવને એવો બીજો જીવ જ્વું ચાહે છે? તે કાન્તાને પૂછો અત્યારે"

( "માળા અને મુદ્રિકા"—પૃ ૮)

"માળા અને મુદ્રિકા" મા કાન્ત અને પ્રસાદ તથા કેશવ, મુખ્યાજી વૈદ્ય, શાન્તા અને કાન્તા દ્વારા, તો "નારીહૃદય" મા કરુણાશંકર, શારદા, ડો વૈષ્ણવ, તેમના પુત્રી દુર્ગા તથા ભટ્ટજી, ગુલાબરાય લક્ષ્મીબાઈ વગેરે પાત્રો દ્વારા લેખકે પ્રભુશ્રદ્ધા તથા પ્રભુનો સૃષ્ટિરચના તેમ જ દુ ખમાર્જન પાછળનો શુભ હેતુ સિદ્ધ કર્યા છે શાન્તા અને શારદાના સ્નેહાળ, નમણા શ્રદ્ધાળુ ઓપાત્રો મારફત પણ દયાળુ પ્રભુ અને પ્રેમધર્મનું દર્શન તેમણે કરાવ્યું છે

"નારીહૃદય" નુ વસ્તુ આવું છે વાર્તાનો નાયક કરુણાશંકર વૈષ્ણવ સંપ્રદાયના માતાપિતાને ત્યા જન્મ્યો હોવા છતા નવીન સુધારાના પ્રવાહમા ખેચાઈ નાસ્તિકવાદનો સ્વીકાર અને પ્રચાર કરે છે તેની પ્રિયતમા શારદા તેને પ્રભુશ્રદ્ધામા ખેચવા મથે છે પરતુ નાસ્તિક પતિ અને આસ્તિક પત્નીની વચ્ચેનો ગૃહસંસાર વિષમય નીવડવાના ભયથી શારદાના માતાપિતા આ લગ્નમા સંમત થતા નથી નાસ્તિક ટોળીની સહેલગાહમાથી થયેલો હોડીનો અકસ્માત, ડો વૈષ્ણવ અને તેમની પુત્રી દુર્ગાના ઉદાર ધાર્મિક વિચારોનો પરિચય પ્રિયતમાની માંદગી અને વિયોગ અને છેવટે શારદાનું કરુણ પણ ભવ્ય મૃત્યુ, એ હતા નાસ્તિક કરુણાશંકરના વર્મના ઉંડા સસ્કારો જગાડી તેને દુ ખમા પણ પ્રભુનો શુભ સંકેત વાચતા કરી મૂકે છે વાર્તામા કેટલાક વિધિનિર્મિત અકસ્માતો

બંને આમ જ શાંત ચૂપ બેસી રહ્યાં, અને ઈશ્વરની નિકટતાનાં આલ્હાદમાં મગ્ન રહ્યાં."

("નારીહૃદય")

આ વાર્તાઓ મૂળ કૃતિઓનાં અક્ષરશઃ ભાષાંતરો નથી, પણ અનુકૃતિ જેવાં રૂપાંતરો છે. આમાંની પ્રથમ નવલનાં બે પ્રકરણો સંવત ૧૯૫૬ના (ઈ. ૧૯૦૦ના) વૈશાખ-જ્યેષ્ઠના "ચંદ્ર" માં સુરસિંહની હયાતી દરમિયાન જ પ્રગટ થાય છે. જ્યારે બીજી, તેમના અચાનક મૃત્યુને લીધે તેર પ્રકરણો લગી આવી અધૂરી રહેવા પામે છે.

આ બંને વાર્તાઓમાં પ્રભુશ્રદ્ધાની સાથે સુરસિંહજીએ નારીની મંગળ, સુકોમળ સ્નેહની લાગણીઓને પણ હૃદયસ્પર્શી રીતે વ્યક્ત કરી છે. ધર્મ, શ્રદ્ધા, હૃદયનાં ઔદાર્ય તથા પ્રેમના કોમળ ભાવો અદ્યાપિ નારીજગત દ્વારા જ વિશ્વમાં વરી રહ્યાં છે, એવું જાણે કે તેમને બંને નવલકથાઓમાંથી કહેવું છે અને એ સમર્થપણે તે કહી શક્યા પણ છે.

તેમના છેલ્લા વર્ષમાં કલાપીના ચિત્તની સર્વ તંત્રીઓ પ્રભુમહિમાના ગાન તરફ વળી હતી. 'પ્રભુની ઇચ્છા વિના પાન પણ હાલતું નથી, તેનું નિર્માણ નિષ્પ્રયોજન છે જ નહિ, દુઃખો ને વેદનાઓનો વર્ષાદ પણ પ્રાણીઓના હિત માટે જ પ્રભુ સર્જે છે, તેની કૃપા અને ભક્તિ એ જ જીવનનું પરમ લક્ષ્ય હોવું જોઈએ," એવી રટણા કલાપીના મનમાં એ વર્ષમાં ચાલતી હતી અને રટણાના ગુંજન તથા જનતાને તેનું ભાન કરાવવાના હેતુથી તેમ જ તેમને પ્રિય સ્વીડન-બોર્ગના પ્રભુકૃપાના વિચારો ગુજરાતની પ્રજામાં ફેલાવવાના હેતુથી કલાપીએ બે વાર્તાઓનાં અનુવાદ જેવાં રૂપાંતરો કર્યાં.

પરંતુ આ અનુકૃતિરૂપ વાર્તાઓમાં કલાપીની મૌલિકતા ખાસ વિશેષ ન હોવાથી તેમની અનુવાદની ભાષા કેવી છે તથા તેમનું ગદ્ય વાર્તાને યોગ્ય છે કે કેમ તે તપાસવું જોઈએ.

આ વાર્તાઓમાં કલાપીની ભાષા એમનાં અન્ય લખાણોમાં છે તેવી મધુર, કોમળ અને પ્રાસાદિક છે. ટૂંકાં ટૂંકાં વાક્યોમાં હૃદયના ભાવ અને વિચાર પાત્રો વ્યક્ત કરે છે અને કલાપી સ્થિતિકાળનાં વર્ણનો આલેખે છે. કલાપી વાર્તાઓમાં રૂપ અને ભાવચેષ્ટાનાં મનોહર રેખાંકનો અને માનસિક સ્થિતિનાં તાદૃશ ચિત્રો પોતાના ગદ્યમાં અનાયાસ વ્યક્ત કરે છે. મનના પ્રેમના સૂક્ષ્મ, કોમળ ભાવોને

કલાપી મધુરતાથી મૂર્ત કરે છે. "કાન્તા નીચું જોઈ ગઈ. ફરી તેને બોલાવવા લાગી. અને મેના ઓચિંતી હાથ પર આવી બેસી ગઈ, પણ કોના હાથ પર? કાન્તાના હાથ પર શું મેના જાણતી હતી કે પોતાના જેવું જ એ હૃદય પોતાની બાઈનું પાળેલું બનવા ઉમેદવાર હતું?" ("માલા અને મુદ્રિકા," પૃ. ૨૮)

એમનું ગદ્ય વાર્તાના વિષયવસ્તુ અને ગાભીર્યને અનુરૂપ છે. એમા કથનની સુવાચ્યતા, વર્ણનની ભોગ્યતા અને ચિંતનની એકાગ્રતા સારી પેઠે જળવાય છે. "માલા અને મુદ્રિકા"નું આયોજન રોજનીશીના સ્વરૂપનું હોવાથી તેનું ગદ્ય વિશેષે ઊર્મિલ અને લાડ કરતું છે.

"હા, તેનો ખુલાસો આ રહ્યો! હું છેતરાયો ન હતો. મધુરી ન્હાની ચંપા ગઈ. રાતે સાડા આઠે ગઈ. તે જ એ ઘડી, જ્યારે "કાન્ત મામા, દેવો આવ્યા છે" એ મે સાભળ્યું." ("માલા અને મુદ્રિકા")

"નારીહૃદય"નું ગદ્ય જરા વધારે પ્રૌઢ છે. એમા સ્થિતિ-કાળના ચિત્રો પણ જરા ઝીણવટથી આલેખાયા છે. હોડીનું ઊંધું વળી જવું, કરુણાશંકરનું ડૂબતા માણસોને બચાવવા પાણીમા પડવું, કિનારા પરનો કરુણ દેખાવ વગેરે ટૂંકા વર્ણનો પણ કલાપીના ગદ્યને જોમ આપે તેવા છે. વિચારચર્ચાનું ગદ્ય પણ આગળથી નવલ કરતા અહી વિશેષ કસોટી માગી લે તેવું છે

"મારે તમને પૂછવું પડશે કે આધ્યાત્મિક સૃષ્ટિમા અર્થાત્ દ્રવ્યસૃષ્ટિમા નહિ, પણ માનસિક સૃષ્ટિમા બળે છે એ કયા પ્રકારનો અગ્નિ તમે સમજો છો? જીવને કુદરતી ગદાથી તમે મારી શકો નહિ, કે કુદરતી તલવારથી કાપી શકો નહિ, તેમ જ કુદરતી અગ્નિથી જીવને બાળી શકો નહિ આ પ્રમાણે પ્રથમ તો એ સમજવું જોઈએ કે આધ્યાત્મિક સૃષ્ટિમા બળતો અગ્નિ આધ્યાત્મિક છે." અલબત્ત, આ કંડિકા ભાષાંતરિયા ગદ્યની છાપ પાડે છે. એમા પ્રવાહિતા સ્ખલિત બને છે, પરંતુ ઓગણીસમી સદીમા, જ્યારે આપણી ભાષા હજી તો ઘડાતી જતી હતી ત્યારે અંગ્રેજી વિચારપ્રચારના નવયોના ભાષાંતર કરવા કોઈ પણ પ્રયાસ કરે તો ભાષાના એવી અધૂરપ આવે

વાર્તાકાર તરીકે કલાપીનો આગવો વિશેષ અહી તપાસી શકાય તેમ નથી, કારણ કે બને વાર્તાઓ અંગ્રેજી વાર્તાઓની અનુકૃતિઓ છે. વળી, મૂળ વાર્તાઓ પણ વાર્તાઓ તરીકે અંગ્રેજી સાહિત્યમા ભાગ્યે જ નોંધપાત્ર બની હોય. પાત્રો અને કથવસ્તુનું ઓઠું લઈ મૂળ લેખકે ખ્રિસ્તી ધર્મના, ઈસુની કૃપા અને શક્તિનાં તથા સ્વામીની સર્વશ્રેષ્ઠતાના ગુણગાન ગાયા છે. ધર્મચર્ચા, સ્વામીકૃપાની વકાલત

અને ખ્રિસ્તી ધર્મના સિદ્ધાંતોના પ્રચાર વાર્તામાં ઠાંસી ઠાંસીને ભર્યા છે. આથી કલાપીની વાર્તાકલાનો પરિચય અહીં ખાસ થતો નથી. વળી, તેમની કલા પણ મુખ્યત્વે આત્મલક્ષી છે, તેથી તેમના કથાનકમાં તેમના તરફથી કોઈ ખાસ નવીન ગૌરવવર્ધક તત્ત્વ ઉમેરાય એવો સંભવ પણ નહોતો. બધાં પાત્રો ચર્ચાશૂર, વિચારઘેલાં, ગંભીર અને નીતિધર્મનો આગ્રહ લઈ ફરનાર કે પરોક્ષ રીતે તેને પુષ્ટિ આપનાર છે. આમ છતાં કલાપી પાત્રોના આંતરઇતિહાસ સારા આલેખી શકે છે. સ્થળ, સમય, આકૃતિ અને રૂપરેખાઓના વર્ણન મિતાક્ષરી પણ વાસ્તવિકતાવાળાં આપી શકે છે તેમના પ્રિય હૃદયવિચારો અને ધર્મ—નીતિ–પ્રભુભક્તિ પરની શ્રદ્ધા બંને વાર્તાઓમાં પડઘાય છે. તેમની શૈલી પણ તેમના સ્વભાવ જેવી મૃદુ, તાજી અને મધુર છે ધર્મ સંબંધી ચર્ચાથી બંને વાર્તાઓના ઉત્તરાર્ધનો વાર્તાપ્રવાહ રૂંધાઈ જાય છે. જે ઢબે નાયકાના હૃદયમાં ધાર્મિકતા જાગ્રત કરવામાં આવે છે તે ઢબ આજે તો હાસ્યાસ્પદ લાગે તેમ છે. રૂપાંતરો હોવાને લીધે "કાશ્મીરનો પ્રવાસ" માં ખીલી નીકળેલી તરુણ કલાપીની કલા આ બંને વાર્તાઓમાં કુંઠિત બની જતી જણાય છે. વાર્તાઓમાં રસજમાવટ થઈ શકતી નથી. વસ્તુ, પાત્ર એક બાજુ અને વર્ણનવિધાન બીજી બાજુ—એમ બંને તત્ત્વો નોખાં નોખાં પડી જાય છે. "માલા અને મુદ્રિકા" માં કેશવનું હૃદયપરિવર્તન એટલી ત્વરાએ બને છે કે માની શકાતું નથી. પાત્રાલેખન ઠેઠ ધુમાડા જેવું જણાય છે. આમ છતાં કલાપીએ વર્ણન અને પાત્રોના માનસના નિરૂપણ સંબંધે સારી શક્તિ બતાવી નવલમાં તેમની સજીવ કલાના દર્શન નથી થતાં તેનું કારણ એ છે કે અન્ય કોઈ વાર્તાનું અવલંબન લીધા વિના ધર્મ-પ્રેમને કેન્દ્રમાં રાખીને મૌલિક વાર્તા કલાપીએ રચી હોત, તો તેમની કલાને મુક્ત અવકાશ મળ્યો હોત તેમની રસિકતા, કવિતા, ગદ્યસર્જકતા અને ચિંતન અહીં પારકી વાર્તાનું આલંબન લઈ ચાલવાથી મંદ પડી ગયાં છે અને કલાપીનો મૂળ સ્વભાવ વાર્તામાં જ્યાં ખીલવાનું કરે છે. ત્યાં ચર્ચા અને શુષ્ક તરંગોના જાળાં તેને દબાવી છે તથાપિ કલાપીના આ બંને પ્રયત્નો તેમના ઉત્સાહ, ઉદ્દેશ અને ભાષાપ્રભુત્વને કારણે સ્તુત્ય ગણાવા જોઈએ.

## ચિંતક :

પત્રલેખક, પ્રવાસવર્ણનકાર, સંવાદલેખક, નિબંધલેખક અને વાર્તાકાર તરીકે કલાપીને જુદા જુદા સ્વાંગમાં જોયા પછી હવે એ સર્વમાંથી પ્રકટ થતા જીવનચિંતક, સંસારચિંતક કલાપીનું દર્શન કરીએ

કલાપીનો યુગ ચિંતનયુગ છે. એમાં સાહિત્યપ્રવૃત્તિ કરનાર કોઈપણ કવિ, નવલકથાકાર, નાટકકાર, જીવનચરિત્રકાર, પ્રવાસલેખક, હાસ્યકાર પ્રથમ ચિંતક હોવાનો, પછી બીજું બધું. ગોવર્ધનરામ કવિતા કે નવલકથા લખે તોપણ ચિંતનના ભારે એ સ્વરૂપો નમવાનાં. રમણભાઈ હાસ્યલેખક કે નાટક લખે તોય વિચારો અને પ્રશ્નો તો પ્રધાનપણે તેમાં ઘૂમતા રહેવાના. નરસિંહરાવની કવિતા, વિચારનાં સૂત્રો ઉચ્ચાર્યા વિના રહી શકવાની જ નહિ. મણિલાલ નભુભાઈ તો આખા ચિંતન અને ગાંભીર્યના બનેલા. આમ, સૌ સાક્ષરો પોતાની લલિત કૃતિઓને ય વિચારગોળાએ વીંટાળવાનું કામ કરતા હોવાથી એ સમયનો કોઈપણ ઊગતો કે મધ્યમ લેખક તેમની અસર તળે તેની કૃતિનો અંત અમુક નીતિસાર કે જીવનબોધથી જ લાવતો. પંડિતયુગની એવી એક પણ લલિત–લલિતેતર કૃતિ નથી, જે કેવળ આનંદાર્થ લખાઈ હોય. કલાપી પણ તેમાં અપવાદ શાને હોય?

કલાપી ગોવર્ધનરામ, મણિલાલ, રમણભાઈ, નરસિંહરાવ જેવા પ્રખર ચિંતક નથી. એનું ચિંતન એટલું સમર્થ ને વિષયને ઝીણું કાંતનારું નથી કે જેથી કોઈ મહાન વિચારધારા તે ઊભી કરી શકે અને પોતાનો એક અનુયાયીવર્ગ સ્થાપી શકે. ગોવર્ધનરામે વેદાંતમાં ભક્તિ ભેળવી, પ્રાચીન પૂર્વ, અર્વાચીન પશ્ચિમ અને અર્વાચીન ભારતીય સંસ્કારોના ત્રિવેણીસંગમ ઉપર પોતાનું સર્વગ્રાહી વ્યુત્પન્ન ચિંતન ચલાવ્યું. મણિલાલે શાંકરવેદાંતમાં પ્રેમના અભેદનું તત્ત્વ ભેળવી અભેદની એક નવી સૃષ્ટિ ખડી કરી. કાન્તે સ્વીડનબોર્ગની અસરો ઝીલી તેની ફિલસૂફીનો જીવનમાં સ્વીકાર કર્યો અને તેના વિચારો ફેલાવવા પ્રયાસ કર્યો. નરસિંહરાવે બુદ્ધિવાદ અને સુધારાના વિચારોનો જીવનમાં અંગીકાર કર્યો. રમણભાઈએ પ્રાર્થનાસમાજી તત્ત્વો વિશે તથા સુધારા અને સ્ત્રીસમાજની ઉન્નતિ વિશે ચિંતન ચલાવ્યું. કલાપીની એવી કોઈ વિશિષ્ટ નવીન વિચારધારા ખરી, જે તેની સ્વતઃસર્જિત છાપવાળી હોય અને જેનો તેણે પ્રચાર કરી અન્યને તેનું ઘેલું લગાડ્યું હોય? ના.

એ અર્થમા કલાપી ધુરંધર ચિંતક નથી. કલાપી પાંડિત્યની એવી પાઘડી પહેરી શકે એટલી તેની વિદ્યા કે વય પણ નહિ. એની જ્ઞાનસમૃદ્ધિ પરિમિત છે. એની તર્કદૃષ્ટિ અમુક જ વિષયોમાં ઘૂમે છે. એનો આકર ગ્રંથોનો એવો એવો શાસ્ત્રીય કે વ્યુત્પન્ન અભ્યાસ પણ નથી. તેમ છતાં કલાપીનો આત્મા ચિંતનશીલ છે. એણે છેલ્લાં દશ વર્ષમાં જે જોયું, વાંચ્યું, અવલોક્યું અને અનુભવ્યું તેનો એ મોટો મનનકાર બન્યો છે વાચનની એકે ગંભીર લીટી કે કંડિકા મનન વિના તેની આંખ પાસેથી પસાર થઈ શકતી નથી. એમના વિપુલ વાચન-

શોખે એમનું રસવર્તુલ વિકસાવ્યું તેમ એમના મનનશોખે એમની દૃષ્ટિનું વર્તુલ પણ વિકસાવ્યું. વાર્તાલાપો અને અનુભવોથી તેમની ગ્રહણશક્તિ વધી, જિજ્ઞાસા ખીલી, કલ્પના સળવળી, લાગણીઓ—રુચિતંત્ર ઉચ્ચગામી બન્યાં અને દૃષ્ટિ સમાલોચક તથા પર્યેષક બનતી ગઈ. એ એમના બુદ્ધિવિકાસે એમને આજીવન ચિંતક પણ બનાવ્યા. આથી એમના ચિંતનમાં મૌલિકતા પણ આવી.

"સ્થૂળ શારીરિક સંબન્ધ—ભોગવિલાસ એ તો સૂક્ષ્મની કાંઈ ખામીને લીધે જ છે."

"દુઃખ કરતાં આનંદનો ઇતિહાસ ન્હાનો હોય છે અને તેથી દુઃખ કરતાં આનન્દમાં બોલવાનું પણ ઓછું હોય છે."

"મેટ્રિક્યુલેશનની પરીક્ષા આપવા કરતાં છોકરાઓને આવાં કામ શિખવાડો."

"અરે હિન્દુસ્તાની! તું ઉદ્યોગ કર. કુદરતી કૃપાનો ઉપયોગ કર. બીજાની મદદ તરફ દાષ્ટ ન રાખી પોતાની મહેનત પર આધાર રાખતાં શિખ."

"વિચાર કરનારાં અને કાર્ય કરનારાં માણસો એ બે જુદી જ જાતિનાં માણસો છે. વિચારનારાંના બધા વિચાર કાર્ય કરનારને અનુકૂલ નથી હોતા. એકને દેશકાળ સાથે બહુ થોડો સંબન્ધ છે, અન્યને પગલે પગલે દેશકાળનો વિચાર કરવો પડે છે."

'વિદ્યાને માતાને સ્થાને રાખવા કરતાં સ્ત્રીને સ્થાને રાખવી એ જ ઉત્તમ છે."

"રાજાઓ અને ગરાસીઆઓ વિદ્યાના ઓરમાન દીકરાઓ છે."

"પ્રેમના ઉમળકાના હોય પ્રેમાન્ધ શોધી શકે નહીં."

"ખરેખર આપણે બધા—આ આખી દુનિયા ઘાણીમાં બળદ છીએ. ફરવું, પણ આખરે ત્યાં ને ત્યાં જ.

એમની બૌદ્ધિક શક્તિ અને જ્ઞાનવૃદ્ધિની સાથે એમની વેદનપટુતા પણ તીવ્ર રહી એ એમના પક્ષે મોટા લાભની વાત બની.

ઘણુંખરું ચિંતકો, વિચારકો વિષય, વસ્તુ, પ્રશ્નને તટસ્થતાથી તપાસવા કેવળ બુદ્ધિથી, અનુમાનશાસ્ત્ર અને તર્કપરંપરાથી જુએ છે—ચકાસે છે. હૃદયના ભાવ અને તેની કૂણી લાગણીઓને એટલા સમય પૂરતું તે તાળાકૂંચીમાં રાખી મૂકે છે. કલાપીના સંબંધમાં આવું બન્યું નહિ તેનું કારણ તેમનું ચિંતન કેવળ બુદ્ધિ કે મગજમાંથી નહિ, પણ હૃદય અને લાગણીમાંથી પણ ઉદ્‌ભવ્યું હતું તે છે. ચિંતકની વિચક્ષણતા અને પ્રતિભા કૉલેજકાળમાંથી તેમનામાં હતી

(જુઓ "કાશ્મીરનો પ્રવાસ"). તેમાં મિત્રો, વાચન આદિ રૂપી ખાતર અને અનુરૂપ સંજોગોરૂપી પાણી મળી જતાં તેમનું ચિંતન ખીલવા પામ્યું. નેત્રવ્યાધિ જેવા વિચિત્ર કારણે એને માફક આબોહવા પણ મળી ગઈ. પરિણામે કલાપીનો ચિંતન-કોશ સતત કાર્ય કરતો થઈ ગયો.

સામાજિક અને રાજકીય રૂઢિઓ કે ઘટનાઓની અન્યાયનીતિ, ક્રૂરતા, વિષમતા અને અસમાનતા સામે કલાપીને વિચારસરખો આવ્યો નથી. ધાર્મિક પાખંડ કે ધર્મોનાં ધતીંગ વિશે કલાપીએ શબ્દસરખો ઉચ્ચાર્યો નથી. એવા તત્કાલીન સળગતા કે જીવનને મૂંઝવતા પ્રશ્નો પર કવિ વિચાર કરવા રોકાયા નથી, કારણ કે એવા પ્રશ્નો તેમના જીવનમાં ઘણુંખરું અથડાયા નથી. તે રાજવી હતા, સામાજિક કે આર્થિક વિટંબણાનો પડછાયો પણ તેમના ઉપર પડી શકે તેમ હતું નહિ. એ યુગ પણ એવો હતો કે આવી ક્ષણકાળની મૂંઝવણો કે વિષમ પરિસ્થિતિઓ પર તેનો કીમતી વિચાર બગાડવા (!) તૈયાર થાય પણ નહિ. એ યુગના મહાન પ્રશ્નો હતા—લગ્નજીવનને લગતા, ધર્મજીવનને લગતા, નીતિ અને આદર્શ ભાવનાઓને લગતા, ઉજ્જ્વળ દિવ્ય જીવન કેમ ઘડાય તેને લગતા.

કલાપી પણ એમના યુગનું જ સંતાન હોવાથી પોતાના પત્રો તથા અન્ય ગદ્ય લખાણોમાં એવી કક્ષાના પ્રશ્નો લઈ આવ્યા છે. એમના પ્રશ્નો છે બે પ્રકારના : એક જીવનને લગતા, બીજા ધર્મ અને આત્માને લગતા. જીવનને લગતા પ્રશ્નો એમના સંજોગો અને પ્રસંગોએ ઊભા કર્યા છે. ધર્મ અને આત્માની શાંતિની તરસ તો એમને જાણે કે જન્મથી મળેલી છે. જીવનને લગતા એમના પ્રશ્નો અંગત છે, પણ તેમાંથી ઉદ્‌ભવતી ચર્ચા વ્યાપક છે. કલાપીએ પ્રશ્નોને રસમય બનાવી ચર્ચા હૃદયસ્પર્શી બનાવી છે, એમ કહેવું જોઈએ.

કલાપીના જીવનચિંતનમાં જીવનનું ધ્યેય, જીવનના પ્રધાન લક્ષણો તથા જીવનમાં પાપ-પુણ્ય, નીતિ-અનીતિ-પ્રેમ-મોહ, સ્થૂલ-સૂક્ષ્મ અને વિલાસ-વૈરાગ્યને શું સ્થાન તેની પ્રાસંગિક, અછડતી, પોતાની માન્યતાઓ બતાવતી ચર્ચા જે કલાપીએ પત્રોમાં કરી છે તે મુખ્ય છે કલાપી આત્માની દૈવી સુખ-શાંતિની પ્રાપ્તિ અને પરમ ઉચ્ચ સત્યદર્શનના સાક્ષાત્કારને જીવનના ધ્યેય તરીકે સ્વીકારે છે. જીવનનું પ્રયોજન ઈશ્વરના સૃષ્ટિનિર્માણના હેતુને પુષ્ટ કરવામાં તે માને છે. ઈશ્વર બધું વિચારપૂર્વક કરે છે, તેના વિચારનદમાં આપણું જીવન ભળી જાય અને કર્તાના ઉદ્દેશને સિદ્ધ કરે, એને જીવનનું પ્રયોજન તે ગણે છે. જીવનનાં પ્રધાન લક્ષણોમાં કલાપીએ હૃદયધર્મનું પાલન, સ્નેહમય આચાર, સદ્‌વૃત્તિ અને

માનસિક સ્વાસ્થ્ય અને પવિત્રતાને ગણાવ્યાં છે. સ્નેહમય આચાર માટે તો તેમનું જીવન જ દૃષ્ટાંત જેવું લેખી શકાય. વર્તન કરતાં વૃત્તિની શુદ્ધિ ઉપર તેમણે ખૂબ ભાર તેમના પત્રોમાં આપ્યો છે અને શરીરની પવિત્રતા કરતાં માનસની નિર્મળતા અને તંદુરસ્તીને તેમણે ઊંચાં લેખ્યાં છે. પાપ-પુણ્ય આદિમાં કલાપી હેદનવર્મને અનુસરે છે. સાચા અને વિશુદ્ધ પ્રેમમાં સઘળી નીતિ સમાઈ જાય છે અને શુદ્ધ પ્રેમમાં પાપ-પુણ્ય બળી જાય છે. સ્થૂળ કરતાં સૂક્ષ્મના સૌન્દર્યને તેમણે પૂજ્યું છે, પણ સ્થૂળનોય અનાદર કર્યો નથી. સ્થૂળને તૃપ્ત કરી તેનો મોહ ઘટાડી સૂક્ષ્મ તરફ જવું, એવી તેમની ભાવના હતી; પણ સાચા પ્રેમમાં સૂક્ષ્મની જેમ સ્થૂળ પણ પુણ્યરૂપ બની રહે છે, એવી તેમની માન્યતા હતી. જીવન પરત્વે એમના અન્ય ચિંતનવિષયો અનેક પત્નીપ્રેમ, પ્રણયનો વિભાગ, પ્રેમ, પ્રેમ અને નીતિ, વ્યક્તિપ્રેમ અને સમષ્ટિપ્રેમ, રાજાના ધર્મ, માનવી માનવી પ્રત્યેનો વ્યવહાર, સુખ વિરુદ્ધ શ્રેયની ઇચ્છા, હૃદયની ઇચ્છા વિરુદ્ધ વિરુદ્ધ કર્તવ્ય, લાગણી વિરુદ્ધ વ્યવહાર, કુટુંબ રાજ્ય અને દેશ, સેવા અને દયા, સ્વાતંત્ર્ય વિરુદ્ધ સ્નેહબંધન, શિક્ષા વિરુદ્ધ હૃદયપરિવર્તન, હૃદયના મૂળ સ્થિતિ સંસ્કાર અને વિદ્યા, જ્ઞાન, કર્તવ્યભાનથી ચઢાવેલા તેને પડ, પ્રણયનિર્વાણ, રાજા અને રૈયતની સ્થિતિ, ન્યાય અને કાયદો, કર્તવ્યમાં ક્રૂરતા વિરુદ્ધ કર્તવ્યમાં દયા, પ્રેમમાં શ્રદ્ધા, જીવનવૈષમ્ય, જીવનવિકાસ અર્થે પગલાં વગેરે ઉપર પત્રોમાં, સંવાદોમાં અને કાવ્યોમાં પોતાના રચનાત્મક વિચાર કલાપીએ જણાવ્યા છે. જીવનમાં રમા અને શોભનાના પ્રેમે, ગાદીત્યાગના વિચારે, રાજા થવાની તૈયારીના નિશ્ચયે, રાજ્યખટપટે અને વિશાળ દૃષ્ટિએ કરેલા જગતના અવલોકને તેમને આ વિચારો આપ્યા છે. એનો જન્મ કેટલીક વાર ઘણા મંથન પછી પણ થયો છે

જીવનની સાથે સાથે તેમણે કવિતા, કવિ, મહાન સાહિત્યકારના ધર્મ વિશે પણ વાચન મનન, શ્રવણ, વાર્તાલાપના પરિણામે કેટલાક ગંભીર મનનીય વિચારો ગદ્યમાં અને પદ્યમાં આપ્યા છે. વાજસુરવાળા પરના પત્રોમાં, કાન્ત અને લલિત પરના પત્રોમાં વિશેષે આ વિષય પરના તેમના ઊર્મિયુક્ત ઊડતા વિચારો મળે છે. શીઘ્ર કવિતા પ્રત્યેની સૂગ, કવિતાના ઉત્પત્તિનું સ્થાન લાગણી, ઔદાર્ય અને કોમળતા એ વિચાર, ઉત્તમ કવિ કોણ, સમકાલીન કવિતા કેવી, કવિનો ધર્મ શો, કવિતાનું સ્વરૂપ શી રીતે બને, વર્ડ્ઝવર્થ-શેલીમાં કોણ ચઢિયાતું અને બંને કવિઓના વિશિષ્ટ લક્ષણો શાં, કવિતામાં પ્રેમ-શૌર્ય એટલે શું અને શૌર્ય કરતાં પ્રેમની કેમ વધુ અગત્ય, સ્વાનુભવી અને સર્વાનુભવી કવિતા, નવલકથાનું સાહિત્ય, ચિત્રકળા, નાટક અને સંગીત અને સૌન્દર્ય વગેરે વિશે કલાપીએ અભ્યાસ અને અનુભવ, મનનમાંથી લાધેલા તેમના વિચાર રજૂ કર્યા છે.

બીજા પ્રકારમાં કલાપીએ ધર્મ, ઈશ્વર અને આત્માને લગતું મનન વ્યક્ત કર્યું છે. વિધિની ક્રૂરતામાં દયા અને દયામાં ક્રૂરતા, સુખની ક્ષણભંગુરતા, વિધિનિર્માણ, જગતમાં વ્યાપી રહેલ પરસ્પરાવલંબન અને ઋણભાવ, મૃત્યુ, ઈશ્વરી યોજના, સપ્રેમ પ્રવૃત્તિ એ જ "ધર્મ", આસ્તિક અને નાસ્તિક, પૂર્ણ જ્ઞાન સંહારક બની શકે ખરું ?, સૌન્દર્યનો ભોગ અને ભોગવિલાસનો ત્યાગ, ધર્મનું સત્ય જ્ઞાનયોગ, મહાત્મા ત્યાગ જ દેશોદ્ધાર, મનુષ્યપ્રકૃતિ તેના મૂળમાંથી ફરી શકે કે કેમ ? પાતમાં ઉત્થાન રહેલું છે કે નહિ ?, શિવ જીવનું ઐક્ય એટલે અદ્વૈત, ક્રિશ્ચિયાનિટી અને અદ્વૈતમાં ભેદ, સખાનું સ્વર્ગ, સ્થિતપ્રજ્ઞતા, આત્મઘાત, વિશ્વનો કાયદો, યોગ અને જ્ઞાનીનું જીવન, જડવાદ, સ્વર્ગ અને નરક, એકપત્ની અને અનેકપત્ની સંબંધ—ફિલસૂફીની દૃષ્ટિએ અને સત્યસ્વરૂપને જોવાની દૃષ્ટિ, ગાદી ત્યાગ, ફકીરી—એવી બાબતોમાં કલાપીએ પોતાની વિચારદૃષ્ટિ સ્પષ્ટપણે દાખવી છે.

આમ, કલાપી કેવળ ઊર્મિવિલાસી કે કલ્પનાવિલાસી ગદ્યકાર નથી, ચિંતનશીલ ગદ્યકાર પણ છે. "કાશ્મીરનો પ્રવાસ"માં પ્રકૃતિવર્ણન અને પ્રસંગકથનની સાથે હિંદના હુન્નર, ઉદ્યોગ, કલા, કારીગીરી વિશે, કાશ્મીરની ગરીબી, ત્યાંની પ્રજાની જડતા અને અજ્ઞાન વિશે, હિંદની પ્રજાના વહેમ અને આળસ વિશે તેમણે દેશદાઝથી ભરેલા સંગીન અને આજે પણ અસરકારક લાગે તેવા વિચારો રજૂ કર્યા છે. "સ્વીડનબોર્ગના ધર્મવિચાર" માં પરમાત્મા પ્રત્યેના પ્રવાહો, જીવના ઉદ્ધાર, પ્રેમ અને જીવ-શિવના સંબંધ વિશે સ્વીડનબોર્ગથી ભિન્ન મતવાળા બની પોતાની વેદાંતી ભક્તિના વિચાર તેમણે પ્રગટ કર્યા છે. સંવાદોમાં પશ્ચાત્તાપ દ્વારા પાપનાશ, પ્રભુકૃપા, પરમાત્માનો પંથ, વૈરાગ્ય, ત્યાગ, કર્મ, ના । વગેરે વિષયો પર જનકવિદેહીનો આદર્શ સેવતા કલાપીનું દર્શન પ્રાપ્ત થાય છે. તેમના સર્વ ગદ્યલખાણોમાં અનેક વિધવિધ બાબતો પર તેમના અભિપ્રાયો અને મનનો ઠેર ઠેર જોવાય છે. જીવનનો વ્યાપક અને ક્યારેક તો ચાલતા ચીલાથી દૂર જઈને નવીન દૃષ્ટિકોણ બતાવતું કલાપીનું વિચારશીલ માનસ એના પ્રેરક—રક ચાલક બળ રૂપે હોય છે. અનેક વિષયને સ્પર્શતું એમનું ચિંતન એમની દષ્ટિ જેટલા એમની ગ્રાહકશક્તિ, સમજ, જીવનદૃષ્ટિ અને વિચારકતા કેટલી વ્યાપક અને મર્મગ્રાહી હતી અને કલાપી પોતે જીવનના અને અધ્યાત્મપંથના કેવા મુમુક્ષુ, તત્ત્વગ્રાહી અને મર્મગામી નિરીક્ષક તથા સમીક્ષક હતા તેની પ્રતીતિ કરાવે છે. હૃદયધર્મના ઉપાસક બુદ્ધિ, જ્ઞાન અને તત્ત્વદર્શનના સત્યો પણ ગદ્યમાં છૂટક છૂટક વેરતા રહ્યા છે. જીવન, જગત અને તેમને ઓઢીને બેઠેલા પરમાત્માને ઓળખવા જતા

જે કંઈ વિચારો કે ઊર્મિ તેમને ઊઠ્યાં છે, તે તેમણે તેમનાં ગદ્યલખાણોમાં ઊર્મિની ઉષ્માથી વ્યક્ત કર્યાં છે. કવિતામાં ય એવા કેટલાય અર્થાન્તરન્યાસો અને વિચારતણખાઓ મૂકી આપણને વિચાર કરતા કરી મૂકયા છે.

## વિવેચક :

તેમનું સાહિત્ય સંબંધી મંતવ્ય અને કવિતાવિષયક ચિંતન તેમને એક રસદર્શી મર્મગ્રાહી વિવેચક પણ ઠરાવે છે. વર્ડ્ઝવર્થની કવિતા વિશેનું તેમનું અવલોકન, મિત્રોની કવિતાની બે-પાંચ વાક્યોમાં પણ સમર્થ સમીક્ષા, એમનું નીડર, સ્પષ્ટ અને તટસ્થ અભિપ્રાયદર્શન એમની સાહિત્યકલાની સૂઝ, એમનું સંસ્કારી કાવ્યપટુ ચિત્તસંવેદન, એમની પારખદૃષ્ટિની પિછાન આપે છે. એમનું કૃતિ કે કર્તાની સાહિત્યશક્તિનું અવલોકન કવિ નાનાલાલ, મેઘાણી કે અંગ્રેજ વિવેચક સ્ટોપફોર્ડ બ્રુકના વિવેચન જેવું રસલક્ષી અને તત્ત્વદર્શી છે. એમની અવલોકનપદ્ધતિ પૃથક્કરણાત્મક નથી, પણ કવિતા જેવી સંયોજનાત્મક છે. તથાપિ એમના અભિપ્રાયો આજ પણ કેટલા સત્યપૂર્ણ કર્યા છે, તે નોંધવા જેવું છે.

"સરસ્વતીચંદ્રનો ત્રીજો ભાગ વાંચ્યો હશે. ગોવર્ધનભાઈ તરફથી કશું નકામું તો નથી જ આવતું, પરન્તુ, રસ બહુ ફિક્કો થતો જાય છે એમ તો લાગ્યા વિના રહેતું નથી." ("પત્રધારા", પૃ. ૩૯૯) "ગુલાબસિંહ સરસ્વતીચંદ્રના પહેલા ભાગ જેવું તો નથી જ અને ઝેનોની વાંચ્યા પછી તો લાગે જ કે અંગ્રેજી પુસ્તકનું બલ આમાં આવી શકયું નથી અને છતાં મણિભાઈને જે એક વાત બધે કહેવાની છે તે આમાં પણ કહેવાઈ છે અને તે નવલકથામાં એવી રીતે આવી છે કે બધું સુન્દર અને ભવ્ય લાગે છે." ("પત્રધારા", પૃ ૩૫૯) "શેલી વાંચવો સહેલો છે, કેમકે તે શ્વરશક્તિનો પૂરો ભક્ત છે, અને તેથી તે વાંચતાં રસ ઉછાળા મારે છે, પણ ઊંડા ઊંડા—અતિ ઊંડા ઊતરશો તો શેલી એક બાળક અને વર્ડ્ઝવર્થ એક બુઝરગ સાધુ દેખાશે. દરેક પર્યંપક કકડો તપાસતા જજો અને તેમાં સંસાર અને વખતે તો આખા બ્રહ્માંડનું ઊંડું મીઠું અવલોકન જોશો." ("પત્રધારા", પૃ. ૧૩૩)

આ ઉપરાંત પ્રખ્યાત ચિત્રકાર રવિવર્માનાં બે ચિત્રો દમયંતી અને રાધાનું તેમણે વાજસુરવાળાને કરાવેલું રસદર્શન જુઓ તો તેમનું વિવેચન એક રસમય કાવ્યના ટુકડા જેવું જ જણાશે.

કવિતાના સ્વરૂપ વિશે પણ તેમની સમજ કેટલી સાચી છે!

"કવિતા અવશ્ય કલા સાથે જ હોય, જે કલા હાલ અત્ર નથી. "કવિ" અને "કવિતા લખનાર" એ બે જુદાં જ પ્રાણીઓ છે. હૃદયનાં અશ્રુ સર્વ પ્રકારે ઉત્તેજનને પાત્ર છે, પરંતુ, હૃદયનાં અશ્રુ જેટલાં વધારે ઉદાર હોય તેટલાં કવિતામાં ગણાવાને વિશેષ પાત્ર હોય એ તો આપ જાણો છો. કવિ કવિ છે કેમકે તે ઉદાર છે. હાલ અત્ર કવિતા નથી કેમકે હાલ અહીં ઔદાર્ય નથી. ("પત્રધારા", પૃ. ૩૯૬)

અલબત્ત, ઉદાર હૃદય હોવાથી જ કંઈ કવિતા નીપજતી નથી, પણ કવિનાં જગત અને જીવનને જોવા માટે હૃદયનાં વધારે ઉદાર આંસુ હોય તો ઇષ્ટ એ ખરું જ.

"આપણી હાલની સારામાં સારી કવિતા શું સંસ્કૃત કે યુરોપના કવિઓ, જે ત્રીજા વર્ગના કવિઓ ગણાય છે, તેની સાથે મૂકી શકાય તેવી છે? ટેનીસન કે મૂર જેવા પણ કવિઓ હાલ અહીં છે? કવિ તરફ આવી દૃષ્ટિથી જોનાર વિવેચક હાલની કવિતા માટે હલકું મત બંધાવે એ શું સાચું જ નથી?" (એજન, પૃ. ૩૯૭)

આમ, કવિ અને કવિતા વિશે કલાપીના વિચાર સાચી સમજવાળા અને ઊંચી કોટિના છે. તે ઉચિત રીતે જ ગદ્ય કવિતાને કવિતા માનતા નથી, તે ગઝલનું યોગ્ય સ્વરૂપ ને ઉદ્ભાવક બળ વર્ણવે છે, પોતાની કવિતાનાં ઉદ્ભવ-સ્થાન, સ્વરૂપ અને સત્ત્વ વિશે તે બિનંગત, હકીકતે સાચા અભિપ્રાયો ઉચ્ચારે છે, તેમની સ્પષ્ટ વિચારક, નીડર, વિવેચક અને મર્મસઝવાળી ચિંતકદૃષ્ટિનું એ પરિણામ છે.

એમનું ચિંતન હૃદયના ઊંડાણમાંથી, મગજનો આશ્રય લઈને, તેમનાં લખાણોમાં વહે છે. યોગ્ય દૃષ્ટાંતો, ઉપમા–રૂપકો, અર્થાન્તરન્યાસો અને કાવ્યાત્મક દલીલોથી તેમના વિચારો સુગમતાથી ગ્રાહ્ય બને છે અને બરાબર સ્પર્શી જાય છે.

"તોળલ : તેં સહન કર્યું છે, પણ વાઘ વરુ બનીને સહન કર્યું છે, હવે એક મેંઢું બનીને સહન કર. જખમી થયેલો વાઘ શિકારી પર ધસતી વખતે લાગેલી તલવારને ગણકારતો પણ નથી. એક મેંઢું ઘવાયેલું તરફડ્યું પડ્યું રહે છે, અને કાગડાને પોતાનું જીવતું માંસ લેઈ જવા દે છે, વાગોળ્યા કરે છે અને શાન્ત રહે છે. જનનમાં આવીને તો કંગાળ પણ સહન કરતો દેખાય છે. પૂરાયેલી હોય તો એક બિલાડી પણ ગમે તેવા ઘરાનું ગણું ચૂમી રહે છે.

સ્વાર્થની ખાતર તો બાવલા પણ કંઈ કંઈ ચમત્કાર કરી શકે છે. પાતકી થવું સહેલું છે, ગરીબ થવું અઘરું છે. શું તને નથી લાગતું કે પેલા વાઘ કરતાં ગરીબ ગેંડું વધારે બહાદુર છે?" (જેસલ-તોળલ)

આથી એમનું ચિંતન કેવળ બુદ્ધિગમ્ય કે તાર્કિક નહિ રહેતાં હૃદયબીતું બને છે. એમનું ચિંતન ક્યારે ય કંઈ, મગજને શ્રમ આપે એવું કે નીરસ નથી હોતું. એનું કારણ એ છે કે એ ઘણુંખરું કલાપીના ચિત્તના સંવેદનથી આર્દ્ર અને ઔચિત્યપુરસ્સર દાખલ થયેલું હોય છે. કલાપી ગમે ત્યારે અને ગમે તેવા વિષય પરત્વે એકદમ ગંભીર બની ચિંતન ચલવતા નથી, પણ જ્યાં એમની લાગણી ઘનતા પામે, જ્યાં પ્રસંગ, પરિસ્થિતિ, વિચાર દશ્ય એમના મગજ ઉપર પણ પ્રબળ અસર મૂકી જાય ત્યાં જ તે પોતાના વિચાર, ઉદ્‌ગારરૂપે વ્યક્ત કરે છે. એમની ચિંતનરસિકતા એમના ઊર્મિબળ, કાવ્યરસ અને તર્કબળનું પરિણામ છે. એ રસિકતાએ એમનાં કાવ્યોમાં પણ અર્થાન્તરન્યાસી પંક્તિઓ ઠેર ઠેર વેરી છે. એ ચિંતનપ્રિયતાએ તેમની સત્તર વર્ષની ઉંમરે પ્રકૃતિસૌન્દર્યના આસ્વાદમાં પણ એમની પાસે વિચારના તણખા ઉડાવડાવ્યા છે. એ ચિંતનની પ્રકૃતિએ તેમને "સ્વીડનબોર્ગના ધર્મવિચાર" ની સમીક્ષા કરવા ફરજ પાડી છે, તેમની પાસે વિચારપ્રધાન સંવાદો રચાવ્યા છે અને અનુવાદ માટે ચિંતનપ્રધાન વાર્તાઓ જ પસંદ કરાવી છે. આમ, કલાપીમાં ચિંતનનું પ્રમાણ ઓછું છે. પણ તેમની શક્તિની ખૂબીની વાત એ છે કે તે આપણને ચિંતનનો ભાર આપતું નથી, તેથી તેમની કવિતાની જેમ એ આપણને અનાયાસ ગળે ઊતરી જાય છે અને ચિત્તને એ વિચારોમાં મૂર્છા પામવા જેવા વાતાવરણમાં નાખી દે છે. શું તેમના ગદ્યમાં કે શું પદ્યમાં આવતાં ચિંતનબિંદુઓ કેટલીક વાર તો કોઈ ફિરસ્તો જગતનાં અનુભવસત્યો ઉચ્ચારતો હોય એવાં ગૌરવ અને આત્મશ્રદ્ધાથી સભર વાણીમાં વ્યક્ત થતાં હોય છે. વાચકોના મગજનો તો કોણ જાણે, પણ હૈયાનો કબજો એવાં બિંદુઓ તત્કાળ લઈ લેતાં હોય છે.

ગદ્ય :

આ ચિંતનબિંદુઓ લોકપ્રિય બન્યાં છે, તેનાં અનેક કારણોમાં સૌથી મોટું કારણ કલાપીનું રોચક ગદ્ય છે. એમના ગદ્યમાં ત્રણ તબક્કાઓ આવી ગયા છે. એક તો, બાણ, ગોવર્ધનરામ, નર્મદ અને મણિલાલની અસર તળેનું એમનું ગદ્ય. બીજો તબક્કો તેમના ગદ્યે પ્રાપ્ત કરેલો સર્જનાત્મક સ્વરૂપનો અને ત્રીજો તબક્કો તેમના સ્વતંત્ર વિચારલક્ષી ગદ્યનો. આ વિભાગો નિયમચુસ્ત નથી. તબક્કાના ગદ્યમાં ચિંતન કે સર્જનાત્મકતા નો'તાં એમ નહિ કે તેમના ત્રીજા

તબક્કાના ગદ્યમા તેમના વિનોદ–ગમ્મતનો અભાવ છે એમ નથી, પરંતુ જે રીતે એમનુ ગદ્ય ઘડાતુ–વિકસતુ ચાલ્યુ છે તે જોતા આવા વિભાગો સુગમતાથી પડી શકે તેમ છે. કલાપીનુ પ્રાથમિક ભૂમિકાનુ ગદ્ય પણ કદી અણઘડ લાગ્યુ નથી. જાણે કે ગદ્યની સજાવટ નિશાળે બેઠા ત્યારથી જ તેમણે કરી લીધી હોય ને! તેમના પદ્યને અણઘડતામાથી પસાર થતા ઠીક ઠીક સમય લાગ્યો, પણ તેમનુ ગદ્ય તો છેક ઈ. ૧૮૯૦ના જાન્યુઆરીથી કોઈ રસિક, ભાવમુગ્ધ, સૌન્દર્યભક્ત ભાષાખેલાડીનુ હોય એવી પ્રતીતિ કરાવે છે એના કેટલાક નમૂના પહેલા પ્રકરણમા આપ્યા છે. આ એક વિશેષ નમૂનો તેમના પ્રારંભિક ગદ્યની સર્વ વિશિષ્ટતાને સમાવી લે છે, માટે જુઓ.

લાહોર,

તા. ૧૨–૧૦–૧૮૯૧.

" ઘાતકી પ્રાણ

મારુ દુઃખ, મારા સાહસિક વિચાર, મારા ઉછળતા તર્ક, મારુ તડફતુ મન, મારુ ધડકતુ હૃદય, મારુ કળી પડતુ દીન મારા ધ્રૂજતા અવયવો, એ બધાનુ હુ કેવી રીતે વર્ણન આપી શકુ? શુ મારુ કોમળ અંતઃકરણ કેવુ કુમળુ અને પોચુ છે તે તુ ભૂલી ગઈ? તને કાગળ લીના વિયોગના વખતમા કેવી વેદના થતી હશે તેનો વિચાર નથી? ... હે જીવન, હે ઘાતકી પ્રાણ, હે અવિચારી પ્યારી, હે નિર્દય જાન, હે કઠીન હૃદયવાળા, હે પથ્થર, જીવન રીબાવી રીબાવીને શા માટે મારે છે? મે કોઈ ગુનો કર્યો નથી, નિરપરાધી છુ માન પ્રીતિ નડે છે બધાને ખાળી રાખે છે પાછુ લોહી ચડી આવે છે. પ્રીતિને દબાવી દે છે, ઘાત કરવા મન તૈયાર થઈ જાય છે. પ્રીતિ ઉકળી આવે છે"

ઉપરની કંડિકામા પ્રેમવિરહના તલફલાટમા અને તરુણના ભાષામોહમા એક જ અર્થ બતાવતા કેટલા બધા શબ્દો વપરાયા છે! જુદા જુદા શબ્દો દ્વારા કવિને પોતાનુ વિરહદુઃખ જ અહીં સમક્ષ લાવવુ છે. પણ તારુણ્યસુલભ શબ્દલાલિત્ય તેમા કેવુ ઊતર્યુ છે! કદાચ કલાપીના મનમા આ વખતે આટલો તલફલાટ ન પણ હોય, તેમ છતા વિરહના તરુણ શબ્દોની જાળ દ્વારા જાણે સાજનને પોતાના હૃદયની સ્થિતિ વર્ણવી શબ્દરમ્ય પણ સાચે સાચે મેળવી લે છે. અહીં સાચી ઊર્મિ કરતા વાસનાનો આવેશ જબરો છે, તેથી શબ્દો પણ તેવો જ આડંબર રચી વાસના–આવેશને પ્રેમતલફલાટમા ખપાવવા મથે છે. કલાપીનુ આવુ ગદ્ય તેનુ પ્રારંભમા રહેલુ તરુણસહજ મોગ્ધ્ય, શબ્દમોહ અને સાહિત્યાભાસી દૃષ્ટિ દાખવે છે. પણ શબ્દોની પસંદગીમા કલાપી શરૂઆતથી જ કેવો કસાયેલો છે તે

પણ એથી માલૂમ પડે છે. "કાશ્મીરનો પ્રવાસ" માં કાદમ્બરીશૈલીના ગદ્યથી કલાપી અત્યંત મુગ્ધ બની ગયા છે "મુગ્ધાના નૂપુરરવ જેવો, પછી ઉતાવળે પરભુરવા જતી બાલાના રથના ઘુઘરા જેવો, પછી મદમત્ત ગજગજની ગર્જના, નિંદના ઘર્ઘરઘોર અથવા વાંસ ઝાડીમાં ઝુમતા પવન જેવો, પછી વર્ષા ઋતુની ગર્જના સાથે ખડખડી પડતા કૈલાસશિખરના ગડગડાટ જેવો "–વગેરે. આમ ઘોષના ગંભીર અવાજનું વર્ણન કાદમ્બરીશૈલીમાં કલાપીએ કર્યું છે, જે બતાવે કે કલાપીનું પ્રાથમિક ગદ્ય સાહિત્યપ્રેરિત છે. "નર્મગદ્ય"ની અસર પણ તેમનું શરૂઆતનું ગદ્ય બતાવે છે. "અરે હિન્દુસ્થાન! તું ઉદ્યોગ કર. કુદરતની કૃપાનો ઉપયોગ કર. બીજાની મદદ તરફ દૃષ્ટિ ન રાખી પોતાની મહેનત પર આધાર રાખતા શિખ. જૂનું એ જ સારું, એ ધુન મનમાંથી કાઢી નાખ. દુનિયા અગાડી વધે છે, તું કે જે એક વખત શિરોમણિ હતો, તેને આવી રીતે પાછળ નમાલા થઈ પડી રહેતા શરમ નથી આવતી?"

અહીં સીધા સંબોધનમાં, અભિવ્યક્તિના વેગમાં અને વિચાર કે લાગણીના જોસ્સામાં કલાપી નર્મદનો પડઘો પાડે છે. આ ઉપરાંત ગોવર્ધનરામ અને મણિલાલના ગદ્યની અસર પણ તેમના ૧૮૯૩ સુધીના ગદ્યમાં છે.

"આ ઋતુમાં પણ આ દેખાવ આટલું આશ્ચર્ય ઉત્પન્ન કરે છે તો ખેતરોને કેસર અને બીજી વનસ્પતિથી, દરેક વૃક્ષને ચળકતા નવપલ્લવ અને ફળોથી, દરેક ઝરણને નિર્મલ, શીત ખળખળતા જલથી, દરેક મેદાનને લીલા ઘાસથી અને દરેક પર્વતને પુષ્પ, પાન અને ફલના નવરંગ ગાલીચાથી ભરી દેતી વસંતમાં આ પ્રદેશો હૃદય પર શું અસર નહિ કરતા હોય! સર્વદા ધન્ય છે આવી અનુપમ લીલાને સર્જનાર લીલાને આવા અકળ અમાનુષિ, અતી ગહન, ઈશ્વરી ચમત્કારના રમણીય ભંડારનું પ્રેમ, આનંદ અને આશ્ચર્યસહિત અવલોકન કરી, મહાદેવના ફરીથી દર્શન કરી, ચિત્તવૃત્તિને ત્યાં જ છોડી પાછા વળ્યા"

ગોવર્ધનરામના પ્રૌઢિ, શિષ્ટ, સંસ્કૃતમય શબ્દો તરફની તેમની વિશેષ પસંદગી, વાસ્તવિક ઝીણવટભર્યું, વિગતપ્રચુર અવલોકન અને ભાષાની અને ગદ્યનયની ચોકકસતા કલાપીએ યથાર્થ રીતે ઝીલવાનો સબળ પ્રયત્ન ઉપરની કંડિકામાં દાખવ્યો છે. તો મણિલાલના ગદ્યની પ્રાસાદિકતા, પ્રવાહિતા, સુશ્લિષ્ટતા અને મધુરતા પણ તે પોતાના ગદ્યમાં બતાવે છે.

"મારા હાથમાં હશે ત્યાં સુધી ગોઠવણ કરીશ, પણ આકાશગલોલી ગઈ તો નિરૂપાય. અહીં નવી ગોઠવણમાં એવી ગોળી ઘણી વાગી છે માર શરીર અને મન પરના વાદળા તો બિલકુલ ઉડી ગયા પણ સ્ટેટ પર હજી ઘણા વાદળા

છે. તે દૂર કરવાને મારું એક સિદ્ધાંત—"આંખ, કાન ઉઘાડા અને મ્હો બંધ" કેટલેક દરજ્જે ફેરવવું પડશે પણ તે સ્વતંત્ર થયા બાદ જ. હાલ જોઈ, સાંભળી અનુભવ મેળવવાનું હું મારું કામ સમજું છું અને પછી અનુભવનો ઉપયોગ કરવો પડશે-ત્યારે-હાલ હું કોઈને ગુલાબના ફૂલથી પણ નથી મારતો પણ-લાકડીનો ઉપયોગ પણ કરવો પડશે એ કાંઈ મુશ્કેલ નથી બુદ્ધાવતાર પછી કલ્કી અવતાર થાય એ સ્વાભાવિક છે." ("પત્રધારા", પૃ. ૨૪૩)

કંડિકાના છેલ્લા વાક્યમાં મણિલાલની અસરને લીધે કલાપીનો પુગણ-પરિચય પણ પ્રતીત થાય છે અને તેમની મૌલિક હાસ્યદૃષ્ટિ પણ જોવા મળે છે.

પોતાનો સાહિત્યઅભ્યાસ અને ડહાપણુ પોતાના લખાણોમાં ઠાલવી દેવાનો કલાપીને ૧૮૯૩ સુધી કેવો મોહ છે તે જુઓ

"મુંબઈગરા" માણસે "મુંબાઈ"નો ભાવ ભજવ્યો પણ "આદર્યું અધવચ રહે અને ધણીએ ધાર્યું હોય તે થાય" "ધોબીનો કૂતરો વાટનો એ નહિ રહે અને ઘાટનો પણ નહિ," એ ખોટું છે વિલાયત જાય એ જ માણસ થાય એ સાચું નથી. તો પણ ડાક્ટર થવું હોય તો એ સાધ્ય, સુલભ છે.

"બધી ખૂબી એ શબ્દમાં છે. યોગ જેવી દુર્લભ વસ્તુ પણ આત્માના બલ, એ દૃઢ નિશ્ચય, એ અનિવાર્ય શક્તિ પાસે સુલભ છે.

"આ શેક્સપિયરનું અમૂલ્ય સિદ્ધાંત મનન કરવા જેવું છે. કેવું ગંભીર વાક્ય! નિરાશા એ નરમાં ઓધન તત્ત્વ છે, તે કાઢી નાખે ત્યારે જ નર "નર" થાય માટે છો તે બનો આપણાથી બનશે તે આપણે કરશું તેથી વિશેષ આપણે કરી શકીએ તેમ નથી. અન્ય સંતોષ દોષ છે પણ સહયત્ન સંતોષ એ વિરક્તતા છે—માટે વિરક્ત થાઓ—જનકવિદેહી થાઓ" ("પત્રધારા", પૃ ૨૮૭–૨૮૮–૨૮૯)

આમ, ઈ ૧૮૯૩ સુધી કલાપી પોતાના સાહિત્યવાચનનો સ્થાને-અસ્થાને પણ ઉપયોગ પત્રો લખવામાં અને અન્ય ગદ્યલખાણમાં કરે છે કહેવતો, રૂઢિપ્રયોગો, શબ્દો, વાક્યો, લઢણો, વિચારનિરૂપણની રીત વગેરેમાં કોઈ ને કોઈ ગુજરાતી કૃતિ કે અનુવાદકૃતિ તેમની નજર સમક્ષ રહે છે અને તેની સામે જોઈ જોઈને ઘણી વાર તે પત્રો લખતો હોય, વર્ણન કરતો હોય, ભાવકથન કરતો હોય એમ જણાય છે રમા પત્રના પત્રોમાં એમની વિદગ્ધવ્યાકુળતા ઉપરાંત સાહિત્ય-વાચનમાંથી મળેલી તેની સ્થિતિ ને મનોદશા પણ જવાબદાર છે તે કાળે ખૂબ વંચાતા "સરસ્વતીચંદ્ર", છગનલાલ પંડ્યા અનુવાદિત "કાદમ્બરી", "નર્મગદ્ય" "કરણઘેલો" અને "પ્રિયંવદા", "સુદર્શન" આદિ સામયિકોના ગદ્યની

અસર તેમની તે સમયની લાગણી અને નિરૂપણમાં સ્પષ્ટ દેખાય છે. '૯૪ માં એવી થોડીક અસર જણાય છે. (જુઓ રાણા સરદારસિંહને લખાયેલો પત્ર "પત્રધારા નં. ૩૭) પરંતુ '૯૪ ના અંતથી કલાપી પોતાના વ્યક્તિત્વને દ્યોતક સ્વતંત્ર, મૌલિક ગદ્ય સર્જી બતાવે છે.

"કોમળ લાગણીઓનો નાશ થવો, માણસ પરની દયા જતી રહેવી, એ કાંઈ ઓછી શિક્ષા છે? કુદરતની આ શિક્ષા મને પણ થશે. હું પછી એકલો બેસી કેમ રહી શકીશ? મારાં આ વ્હાલાં આંસુ હવે મારાથી દૂર જશે. હું ઘણાનું ભલું કરી શકીશ, પણ મારું હૃદય કઠિન થઈ જવાથી હું તે ભલું કરતાં મને જે સંતોષ થવો જોઈએ અને થશે તેનો ખરો ભોક્તા નહિ થઈ શકું. શું રાજાઓ માટે આવું જ નિર્માયેલું છે?" (પત્રધારા" પૃ. ૧૬) આ કંડિકાનું ઉપાંત્ય વાક્ય કલાપીના ગદ્યની સફળ કસોટીરૂપ છે. એમાંનાં જે ગૌણ વાક્યો, તેનો મુખ્ય વાક્ય સાથે કેવો લયબદ્ધ તાલ ગોઠવ્યો છે અને વક્તવ્ય પણ અહીં કેટલું સુશ્લિષ્ટ, વિશદ અને પૂર્ણાર્થવાળું બને છે! મનની અઘરી સમસ્યાઓને પણ, કલાપીને '૯૪ થી સરળતાથી, અનાયાસ પ્રવાહી ગદ્યમાં રજૂ કરવાની ફાવટ આવી ગઈ છે ઘણુંખરું તો કલાપીના ગદ્યમાં સંકુલતા હોતી જ નથી. પણ ક્યારેક અઘરા વિચારને લીધે તેમનું ગદ્ય સંકુલ બનવા જાય છે, ત્યારે પણ ભાષાનો પ્રસાદ વક્તવ્યનું માધુર્ય ગદ્ય ગુમાવતું નથી.

એમનું ગદ્ય ટૂંકી ધ્વનિમય આલેખનરીતિમાં વિશેષ રાચતું જણાય છે. "ચંડુળની શોધમાં હશો જ. બાકી હાલ તો વર્ષાદની રાહ જેવાનું—આન્તર બાહ્ય અને ધરતીની ભળાઈઓ માટે." એમનું ગદ્ય કવિતાની સર્વ રીતિઓ અને છટાઓ તો છેક ૧૮૯૧ થી પ્રગટ કરે છે. (જુઓ પ્ર. ૧માં આપેલ ઉદા-હરણો.) ઉપરાંત બીજાં દૃષ્ટાંતો:—

"હવે તો કોઈ આશક હોય તો એમ કહે કેઃ—રાહ જોઈ જોઈને આંખમાં ફૂલાં પડયાં. કયે દિવસે પધારશો?"

"ગયાં વર્ષો ગયાં—વીશ પચીશ નહિ પણ અનન્ત કોટિ. આવતાં વર્ષો પણ "ગયાં" થશે અને આપણે ક્યાંક હઈશું. આજે આપણે તે વર્ષોની પરં-પરાના એક પગથિયા ઉપર ઊભા છઈએ."

"મારું હૃદય કોઈ મીઠા ઉપકારમાં દ્રવી રહ્યું છે—ત્હારું આ પત્ર વાંચીને. તું તે છબિ મને આપશે તે ઉપકાર નહિ, પણ કાંઈ બીજું જ. તારી હૃદયની પ્રીતિ મને ઉપાડીને કોઈ ઉપકારના મોટા સમુદ્રમાં ફેંકી દે છે."

એમના ગદ્યમાં લાગણીનો ઉદ્રેક તો અસ્ખલિતપણે વહે છે.

"નહિ—હું માણસજાતિને ધિક્કારનારો નથી. હું માણસજાતિની સ્થિતિ તરફ દયા ખાનારો છું. હું માણસજાતિના કાયદાને ધિક્કારું છું. અને એ કાયદાએ બહુ નુકસાન કીધું છે—ઘણાને કરે છે. માણસજાત દુઃખી છે." ટૂંકાં ટૂંકાં વાક્યોમાં કલાપી પોતાના હૃદયનું વલોણું પ્રકટ કરે છે. અહીં "માણસજાતિ" શબ્દનો ત્રણ વાર ઉપયોગ કર્યાથી લેખક પોતાની લાગણીની સ્થિતિને સ્પષ્ટ ને અચોટ કરે છે. "આપણે મળી શકતા નથી. કોણ કાન્ત સાથે મળી શકે છે? માણસ અને ઝાડમાં બહુ તફાવત લાગતો નથી. બિચારું ઝાડ સ્થિતિ છોડી જઈ શકતું નથી. પણ સંસારમાં કંઈ હકીકતથી કંઈ હકીકત ઓછી રડવા જેવી છે? અને દુઃખ પણ જ્યાં ન કરવું જોઈએ ત્યાં થયા વિના રહેતું નથી." "કાન્ત" શબ્દ ઉપર શ્લેષ કરીને કવિ પોતાનો "કાન્ત" સાથેનો ગાઢ સ્નેહ સૂચવે છે. ઝાડના દૃષ્ટાંતથી પોતાના લાગણીથી સભર વિચારને વધારે હૃદય-સ્પર્શી ને કોમળ બનાવે છે. આ રીતે કલાપીના ગદ્યમાં કોમળતા, ઊર્મિસભરતા, કાવ્યરીતિની છટા અને હૃદયનિવેદનની નિખાલસ સરલતા પ્રકટે છે.

કલાપીના રસાળ ગદ્યમાં તેમના વિનોદના અને ખાસ કરીને પોતાની જાત ઉપરના વિનોદના ચમકારા તેમના નિર્દોષ, નિખાલસ અને રમૂજી વ્યક્તિત્વનું સૂચન કરી જાય છે. "મારે માટે શું લાવશો? શી ખબર પડે? મરજીમાં આવે તો એક ભમરડો લેતા આવજો. અથવા તમારા પ્રોફેસરના છોકરાને આપો છો તેવું દીવાસળીનું બાકસ—તો પણ ચાલશે."

કલાપી ગાદીએ બેસે ત્યારે ઘણા સરદારસિંહ તેમને શી ભેટ આપે, ને વિરોની કલાપીની વિનોદી કલ્પના અને તે પાછળ રાજા તરીકેની નિષ્ફળતાનું પોતાને ભાન—એ બંનેનું આ વાક્ય એકી સાથે દર્શન કરાવે છે. શબ્દોનો વિનોદ તો તેમના ઘણા પત્રોમાં દેખાય છે. આમ, કલાપી શબ્દોને, વાક્યોને, પોતાના વિચારોને પોતાના વિનોદને ઝીલવા માટે ઉચિત રીતે ઉપયોગમાં લે છે.

કલાપી જેવા સરળ, નિરાડંબરી, નિખાલસ, ઉત્સાહપૂર્ણ, લાગણીપ્રેરિત અને રંગીલા હતા તેવા જ તે અંશો એમના ગદ્યમાં ઊતરતા વિલંબ થતો નથી. એટલે કલાપીનું ગદ્ય એમના વ્યક્તિત્વના ઘણાગમતા અંશોને ઝીણી રેખાએ રજૂ કરે છે, એમ કહેવું સર્વથા ઉચિત છે. એમનાં કાવ્યોમાં તેમના વ્યક્તિત્વનું એક જ પાસું—દર્દી પ્રેમીનું અને વૈરાગી—ત્યાગીનું—દેખાય છે, પણ તેમના મૌલિક ગદ્યમાં એમના વ્યક્તિત્વના અનેક અંગોનો જીવંત સ્પર્શ આપણને થાય છે. કવિ સૌન્દર્યભક્ત, પ્રકૃતિરસિક, સ્નેહી, વિનોદી, રમતિયાળ મિત્ર ને તોફાની પ્રણયી, ગંભીર વિચારક અને અભ્યાસી તથા જીવનના સર્વ રસોના ચાહક, ઊર્મિલ છતાં

લહેરી છટાવાળા કલાપીનાં દર્શન તેમના ગદ્યમાં થાય છે. એમનું ગદ્ય તેમની ભાવોર્મિ કે મિજાજ પ્રમાણે વૈવિધ્ય પણ બતાવે છે. ક્યારેક તે ટૂંકાં ટૂંકાં વાક્યોમાં નાચતી-કૂદતી બાળમસ્ત બાળાનું રૂપ ધારણ કરે છે, ક્યારેક તે ટૂંકાં અને લાંબાં ધ્વનિવાક્યોના યોગ્ય મિશ્રણમાં લજ્જાળુ યૌવનશોભના સુંદરીનું દેહસૌષ્ઠવ દાખવે છે, ક્યારેક તે અલંકારયુક્ત, તરંગલીનાથી સભર યૌવનમસ્ત, શૃંગારાયેલી પ્રૌઢા, પ્રગલ્ભ નાયિકાના રૂપમાં તેના હાવભાવ બતાવે છે, તો ક્યારેક વિચાર અને દુઃખના ભારે નમેલી અનુભવઅભ્યાસવૃદ્ધા નારીનું રૂપ લઈ ચાલે છે. કામ અને ચિંતન, વિનોદ અને ન્યારો મિજાજ—કલાપીના ગદ્યમાં દેખાતા સ્વરૂપના મુખ્ય અંશો છે.

કલાપીના ગદ્યના વિષયો અસામાન્ય નથી, પણ ૧૮૯૪થી તેમને હાથે લખાયેલું ગદ્ય તેમની એક સ્વતંત્ર ગદ્યશૈલી પ્રકટાવે છે. એ શૈલી કેવળ તેમના વ્યક્તિત્વને જ વફાદાર છે. હવે નર્મદ, ગોવર્ધનરામ, બાણ, મણિલાલની શૈલીના રંગો કલાપીના ગદ્યમાંથી લુપ્ત થઈ ગયા છે અને તેને સ્થાને કલાપીના પોતાના હૃદયના, મિજાજના, કારુણ્યમિશ્રવેદનપદુ ચિત્તભાવોના અને જ્ઞાનવિચારના રંગો પુરાયા છે. એ રંગો ઔચિત્યપુરસ્સર છંટાયા હોવાથી તેમના ગદ્યને એક સુઘડ આકાર આપે છે, જેમાંથી કલાપીનું વ્યક્તિત્વ અને સાહિત્યકાર તરીકેની શક્તિ બહાર ઊપસી આવે છે. કલાપીની ગદ્યશૈલી તેમના જમાનાના કોઈ પણ લેખક કરતાં અનોખી છે. એમના જેવું ભાવવાહી, ઊર્મિપ્લાવિત, પ્રસાદમધુર, પ્રવાહી અને કોમળ ગદ્ય ઓગણીસમી સદીના ગુજરાતી ગદ્યસાહિત્યમાં ક્યાંય નહિ જડે.

પ્રવાહિતાની દૃષ્ટિએ અર્વાચીન ગદ્યકારોમાં ત્રણ વ્યક્તિની શક્તિઓ વધુ માનાર્હ છે. એ ત્રણ વ્યક્તિઓ તે કલાપી, રમણલાલ દેસાઈ અને ઝવેરચંદ મેઘાણી. ત્રણેનું ગદ્ય અનાયાસસિદ્ધ સહજ વેગવાળું, અત્યંત પ્રવાહી અને પ્રાસાદિકતા તથા માધુર્યથી સભર છે. ત્રણેને કથન, વર્ણન કે ભાવનિરૂપણમાં શબ્દવિન્યાસ કે વાક્યવિન્યાસની કશી મુશ્કેલી નડતી હોય એવી ગડમથલ જણાતી નથી. ત્રણેની વિચારની અભિવ્યક્તિમાં વાક્યો ગોઠવવા પડતાં હોય કે શબ્દોની–સમાસોની કે ઉચિત પદરચનાની ગડમથલમાં રહેવું પડતું હોય એવું દેખાતું નથી. ત્રણે ગદ્યને પોતાના અર્થને અનુરૂપ કરવા રમાડે છે, વાળે છે અને અનાયાસ ઉચિત ઘાટ સહજમાં આપી દે છે. —પ્રવાહી કલમ આ ત્રણે ગદ્યકારોની છે. ત્રણે પોતાના ગદ્યને ઉચિત સંસ્કૃત, ફારસી, અરબી, ઉર્દૂ, દેશ્ય, તળપદા ગુજરાતી અને સ્વરચિત શબ્દજોડકાં કે સમાસોથી સમૃદ્ધ રાખે છે. જીવંત લોકબોલીના શબ્દો, કહેવતો, રૂઢિપ્રયોગો અને અર્થકરણોથી ત્રણે પોતાની

ભાષાને સજીવને રાખે છે. ત્રણેના ગદ્યનું મુખ્ય ઉદ્દભાવક બળ વ્યુત્પત્ન પાંડિત્ય અને તાર્કિકતા કરતાં વિવિધતાયુક્ત વાચન, અવલોકન, અનુભવ, રસસૌન્દર્યની ભક્તિ, મીઠાશભર્યો મિજાજ અને લાગણી છે. વિવેક, સૌજન્ય માધુર્ય—એમના ગદ્યનાં પણ લક્ષણો બને છે. ભરપૂર દૃષ્ટાંતો અને શબ્દચિત્રોથી ત્રણેય પોતાના વક્તવ્યને ધારદાર બનાવે છે.

આમ, કલાપી સર્જનાત્મક ગદ્યમાં ઊંચું બળ બતાવે છે. એમના ચિંતનાત્મક ગદ્યમાં પણ તેમની સર્જનાત્મકતાનાં લક્ષણો જ વિશેષ જોવાય છે. "પણ સ્વીડનબોર્ગ દુનિયાને બહુ ઓળખે છે. માનવી અર્પણ કરવા જવા યાત્રાએ નીકળી લૂંટ કરવા લાગી જાય છે, અને કાશીપુરીના તટ પર દાન કરવાને બદલે પવિત્ર ગંગાજીમાં ગરીબડાં માછલાં મારવા લાગી જાય છે. આમ છે તેથી જ અનેક ઓલમની સામે જ અને પાસે જ વ્યભિચારમાં પડવાનો ભૈરવજપ ઉભો છે." ("સ્વીડનબોર્ગના ધર્મવિચાર") એક બીજું એવું ચિંતન પ્રગટાવતું સર્જનાત્મક ગદ્યનું દષ્ટાંત ધ્યાનમાં લો. "કાળો ડાઘ લાગવાનો નથી. ખરો ખેલાડી સ્વચ્છ શ્વેત કપડાં પહેરી કાજળની કોટડીમાં ઉતરે છે અને તેવાં જ સ્વચ્છ કપડાંથી પાછો બહાર આવે છે, તેમ બની શકશે. ખરી ચાતુરી સ્વાર્પણના દીવાને અગાડી ને અગાડી પકડી રાખવામાં છે. અરે—એ દીવો પકડતાં આવડ્યો તો પછી એ કોટડીમાં આંખો મીચી ઝંપલાવવાને પણ કાંઈ વાંધો નથી. સ્વાર્પણનો દીવો મેશને ગુલાલ બનાવી દે છે. એ સ્વાર્પણ વિના કોઈ પણ પુરુષ પોતાની ધર્મપત્ની સાથે વ્યભિચારમાં જ રહે છે. એ દીવા વિના મખમલની દીવાલોમાં પણ મેલોઘેલો થઈને આવે છે." ("સ્વીડનબોર્ગના ધર્મવિચાર")

કલાપીના ગદ્યમાં રસાળતા છે, પણ તેથી તેમની સૂત્રાત્મક ચિંતનશૈલીને જરા ય આંચ આવતી નથી. "સત્ય આપણી ઇચ્છા પ્રમાણે ફરી શકતું નથી અને તેથી સત્ય તરફ જ આપણે ફરવાનું છે." સત્યના સિદ્ધાંતનો પાયાનો વિચાર અહીં જાણે કે ગાંધીજીની સૂત્રાત્મક ચિંતનશૈલીમાં રજૂ થયો છે. "જેને આપણે બરાબર ચાહીએ છીએ તેને તો કારણ વિના ચાહીએ છીએ, પરંતુ ઘણાંને આપણે ઘણાં કારણોથી ચાહીએ છીએ." કલાપીની તત્ત્વદૃષ્ટિ કેટલી સૂક્ષ્મ છે અને તેને દાખવતું ગદ્ય કેટલું સમર્થ અને વિશદ છતાં સરળ છે તેનો નમૂનો આ વાક્ય છે. "પદાર્થમાત્ર પરમાત્માને જ ચૂસે છે પરંતુ તે રસને પોતાના શરીરને અનુકૂળ કરીને ચૂસે છે. કેમ કે એમ થયા વિના એ રસ મળી શકતો નથી. અર્થાત્ પ્રભુ જેને જેવા રૂપમાં ગોઠે છે તેને તેવા રૂપમાં

પ્રાપ્ત થાય છે." ગદ્યને જરા પણ આડંબરી, ક્લિષ્ટ, કૃત્રિમ કર્યા વિના આવો ગહન વિચાર કલાપી કેટલી સરળ અને સ્વચ્છ શૈલીમાં સમજાવે છે!

આમ, કલાપીના વર્ણનાત્મક, કથનાત્મક, વિવેચનાત્મક કે ચિંતનાત્મક ગદ્યમાં ઊર્મિનું બળ, વક્તવ્યનો આવેશ, વિચારની વ્યવસ્થા, રચનાનું માધુર્ય, શબ્દોનો સુભગ વિન્યાસ, આત્મશ્રદ્ધાનો રણકો, નમ્રમાધુર્યતા, ઓજસ, માધુર્ય, પ્રસાદ, કવિત્વ અને સ્પર્શક્ષમતા છે. શબ્દપ્રભુત્વ, ચિત્રાત્મકતા, પ્રવાહ અને વેગ કલાપીના ગદ્યનાં મુખ્ય લક્ષણો છે. કલાપીની દલીલો મોહક છે અને રસિક દૃષ્ટાંતોથી વિશેષ મોહક બને છે. પ્રકૃતિસૌન્દર્યના વર્ણનમાં જ્યારે એમની લાગણીઓ ભળે છે ત્યારે એમનું ગદ્ય અત્યંત કોમળ અને રમણીયતા ધારણ કરે છે. વિનોદની લહેરીઓમાં એમનું ગદ્ય જ્યારે ભીંજાય છે ત્યારે તે રમૂજી શબ્દોના લટકણિયાં ધારણ કરે છે.

એ બહુ દિલગીરીની વાત છે કે તેમના "કાશ્મીરનો પ્રવાસ", "સ્વીડનબોર્ગના ધર્મવિચાર" અને સંવાદોના ગદ્યથી ગુજરાતી સાક્ષર જનતા બહુ પરિચિત નથી. એનું એક કારણ એ છે કે લાંબા સમયથી એમનાં એ લખાણો સુપ્રાપ્ય રહ્યાં નથી. એનું બીજું કારણ એ છે કે લોકોમાં એવી એક હવા ચાલી રહી છે કે કલાપી તો માત્ર કવિ જ હતો અને પ્રેમપત્રો સિવાય બીજું ગદ્ય તેણે શું લખ્યું હોય? પરંતુ, કલાપી એક સારા અભ્યાસી અને મનનશીલ વિચારક હતા, સત્યના ઉપાસક અને સૌન્દર્યના ભક્ત હતા, આત્મનિરીક્ષક અને સંવેદનશીલ સાહિત્યરસિક હતા. એના ધાર્મિક અને આધ્યાત્મિક વિચારો વખતે ભૂલભરેલા હશે, પણ એના સહૃદયતા, નિખાલસતા, નિર્ભય અને ખુલ્લા મન સામે કોઈથી કંઈ કહી શકાય તેમ નથી. એના પ્રેમ-લગ્ન સંબંધી અને નીતિ સંબંધી વિચારો સાથે સંમત નહિ થનાર પણ તેની સત્યનિષ્ઠા અને વિનમ્ર જિજ્ઞાસા પ્રત્યે આદરથી જોશે. એના ગદ્યમાં વ્યાકરણની, શબ્દોની જોડણીની ભૂલો શોધનારને જડશે, પણ એના ગદ્યની સર્જનાત્મકતા અને અસરકારકતાના પ્રવાહ ને વેગમાં તો સૌ ખેંચાશે. કલાપી ગોવર્ધનરામ, રમણભાઈ, મણિલાલ, નરસિંહરાવ, બળવંતરાય આદિ ચિંતક ગદ્યકારોની હરોળમાં ન ઊભો રહી શકે તો પણ, નર્મદ, કાન્ત, મુનશી, રમણલાલ, મેઘાણી, 'ધૂમકેતુ' જેવા ગદ્યકારોની સાથે તો જરૂર સ્થાન લઈ શકે.

## પ્રકરણ ૯

# કવિ કલાપી

" કમ્પે તુજ મૃદુલા કેકા રતિવિદ્ધ શી!
ઘેલા કરતી અભિનવ રસભર ઉંચા બ્ને!
ગુર્જરકુંજે કરુણ કલાધર મોરલા!"
—પ્રો. ઠાકોર

**આરંભ કાળ :**

કલાપીને સત્તરમા વર્ષથી કવિતા કરવાનો શોખ લાગ્યો હતો. એ સમયમાં ગુજરાતના સૌથી વધુ લોકપ્રિય કવિઓ દલપતરામ અને નર્મદાશંકર ગણાતા. તેમાં કિશોરમાનસને વિશેષ સુગ્રાહ્ય દલપતરામ હતા. ભણતરમાં પણ હોપ-વાચનમાળા દ્વારા તેમની આગળ પહોંચતી દલપતરામની જ કવિતા. તેથી એ જમાનામાં કોઈપણ ઊગતો બાલકવિ દલપતશૈલીથી પોતાની કવિતાની બારાખડી ઘૂંટતો. કલાપીનું પહેલું પ્રાપ્ય કાવ્ય "કાશ્મીરનું સ્વપ્ન" દલપતરામની અસર તળે લખાયેલું છે:

" ક્યાંઈ છે ખુબ ઘીટ ઝાડ વનના ઝાઝા ફૂલોથી ભર્યા,
વેલીના નવરંગથી લટકતા સારા પટોળા ધર્યા."

પ્રકૃતિની યાદી આપવાની આ રીત અને પટોળાનું રૂપક દલપતરામની કાવ્યશૈલીનું જ અનુસરણ દેખાડે છે. પછીના કાવ્યો "કાશ્મીરમાં વિયોગ" અને "બીડી અને બીડીનો પીનાર" પણ દલપતરામની અસર નીચે જ લખાયાં છે. પરંતુ કલાપીએ દલપતરામની અસર છંદ, શૈલી અને ભાષા એ કાવ્યના બાહ્યાંગ પૂરતી પોતાના કાવ્યોમાં ઝીલી હતી. તેમના પ્રારંભના કાવ્યોના વસ્તુ, ભાવ અને ક્યારેક તો છંદ કે ઢાળ નાટકના ગીતો કે "મેઘદૂત" આદિ સંસ્કૃત શૃંગારરસિક કાવ્યોમાંથી તેમણે ઝીલ્યા હતા.[1] એમણે કાશ્મીરના પ્રવાસવેળા

૧. જુઓ, પ્રકરણ ૧

તેમના મિત્ર શિવુભા(શિવસિંહજી)ને સંબોધીને કે તેમના પત્ની રમાને સંબોધીને કાવ્યો લખ્યા હતાં. એમણે કાવ્ય લખવાનો હેતુ શરૂઆતથી જ પોતાની વૃત્તિઓ અને મનોભાવો પ્રગટ કરવાનો રાખ્યો હતો એમ કરી પત્નીને ખુશ કરવાનો અને પત્નીને પણ પોતાની માફક કવિતા રચવા ઉત્તેજવાનો ઉદ્દેશ તેમણે રાખ્યો હતો. કાન્તે તેમના પ્રારંભના કાવ્ય તરીકે એક ચાગણી કિસ્સો લખ્યો હતો, ત્યારે કલાપીએ પ્રારંભથી જ પોતાના કાવ્યોમાં પોતાનો પ્રેમ, શૃંગારરસ, વિરહવેદના અને તત્કાલીન મનોદશા ગાવાનું વલણ રાખ્યું હતું, આમ, કલાપી પ્રારંભથી જ આત્મલક્ષી કવિ હતા. તેમનું રુચિતંત્ર પોતાનાં જ હૃદય અને પરિસ્થિતિને અન્ય પાસે કરવાનું શોખીન હતું.

તેમણે નર્મદાશંકરની અસર તળે પણ શરૂઆતના વર્ષોમાં કાવ્યો લખ્યા હતા. "સુષુપ્ત પ્રિયાનું દર્શન," "પ્રીતિની રીતિ," "કૌમુદીભંગ" 'પરિતાપ," "તારામૈત્રક મુગ્ધપ્રેમ", "અશ્રુસ્થાન", "કેલિસ્મરણ", "કુમુદિનીનો પ્રેમાલમ્ભ" વગેરે '૯૩ સુધીના કેટલાક કાવ્યોમાં પ્રેમઘાયલ નર્મદના જેવી મનોદશા અને શૈલીનું પ્રતિબિંબ પડે છે આ જ અરસામાં કલાપી બાલાશંકરની ગઝલોનું, નરસિંહરાવની "ચંદા"નું અને હરિલાલ ધ્રુવના 'વિકરાળ વન-કેસરી"નું અનુકરણ પોતાના કાવ્યોમાં કરે છે. તે તે કવિઓની રીતીને પોતાના કાવ્યોમાં ઉતારવાનો પ્રયત્ન તે કરે છે. મણિલાલ પાસેથી અધ્યાત્મજીવનની દીક્ષાનું પ્રતિબિંબ પોતાની આ સમયની ગઝલોમાં તે પાડી બતાવે છે. માત્ર ગુજરાતી કવિઓ જ નહિ, અંગ્રેજ કવિઓ ટેનિસન, મેથ્યુ આર્નોલ્ડ, થોમસ મૂર કીટ્સ, શેલી વર્ડ્ઝવર્થ વગેરેના ભાવ, વિચાર, કલ્પના તથા વિષયનિરૂપણની રીતિનું અનુકરણ તે પોતાના અનુવાદકાવ્યોમાં તેમ જ સ્વતંત્ર કાવ્યોમાં આબાદ રીતે કરી બતાવે છે

પરંતુ આ ત્રણ વર્ષમાં કલાપી પોતાની સ્વતંત્ર ઊર્મિલ શૈલીનું ઘડતર તો કરતા જ રહ્યા છે. અને ઈ ૧૮૯૪થી દલપતરામ, નર્મદ, મણિલાલ, નરસિંહરાવ, બાલાશંકર, હરિલાલ આદિ કવિઓની શૈલીના અનુકરણથી મુક્ત બની જઈ, માત્ર અંગ્રેજ કવિઓને આદર્શ સ્થાને રાખી પોતાના કાવ્યો રચ્યે જાય છે.

કવિ કલાપીમાં આરંભથી છેવટ લગી મમ્મટે ગણાવેલું લોક, શાસ્ત્ર અને કાવ્ય વગેરેના મનનથી આવતી નિપુણતાનું એક મહત્ત્વનું અંગ ખૂટે છે (જે કાન્ત અને ઠાકોર જેવામાં પુષ્કળ છે), પણ તેણે ગણાવેલા બીજા બે અંગો, સહૃદય અને કાવ્યરસિક મિત્રોના સમાગમ તેમ જ સંવાદરચનાદિથી મળેલી તાલીમ અને કાવ્યના જનનરૂપ કવિત્વના બીજરૂપ શક્તિ તેનામાં ભરપૂર છે. આ

નિસર્ગદત્ત કાવ્યશક્તિ, પ્રતિભાએ જ તો આ રાજકુમારને સાચો કવિ બનાવ્યો છે ઉપર્યુક્ત કોઈપણ કવિની કાવ્યશૈલીનુ અનુકરણ કરતા તે પોતાની કાવ્યપ્રતિભાનો પરિચય સહજપણે કરાવી દે છે તે પણ આથી જ.

કાન્તે પદર વર્ષની ઉમરે (ઈ. ૧૮૮૩) દલપતશૈલીની અસર તળે લખેલુ કાવ્ય જુઓ .

"અરે મારા પ્રાણાધાર, માર તો હૈયાના હાર,
જીદગી મેરા આધાર, બહાર આપ કયા ગયા ?"

અને કલાપીએ ઈ. ૧૮૯૦મા સોળ વર્ષની ઉમરે દલપતરીતિમા યોજેલુ પદ્ય જુઓઃ

"કોમળ વગર ચુટેલને તાજા ફુલનુ જેમ,
મધ લે ચુમી ભ્રમર ખૂબ ઉત્સુક હુ છુ એમ,
તુજ અધરામૃતપાનમા, મુજ તૃશ ઉની ટાળ,
તૃશા પાઈ રસસુદરી, થઈ લગાર દયાળ

અધર હોઠ અગુલીવડે, ઢાકી વારવાર
'રે મુજ ચુબન મા કરો", એમ કર્યો ઉચ્ચાર,
છટા થકી બોની ઉરી, અટકાવ્યુ મુજ કામ,
સુદર પાપણયુક્ત એ નયન ફેરવી આમ,
ઉચુ કરવા હુ ગયો, નીચુ તારૂ ગોહ,
પ્રયત્નથી પણ નહિ થયુ ચુબન એનુ (હોઠ) તોય"

(ઈ ૧૮૯૦)

અહી કાન્તની પ્રારભની કવિતા કરતા કલાપીની આરભની કવિતા વિશેષ રસાત્મક લાગે છે એટલુ જ નહિ, દલપતરામની શૈલીમા, દોહરા છદમા કાવ્ય લખાયેલુ હોવા છતા વસ્તુ ને ભાવના કથનમા દલપતરામ કરતા કલાપીએ વધારે ચિત્રાત્મકતા સાધી છે એ જ પ્રમાણે નરસિહરાવની "ચદા" કરતા કલાપીનુ 'કમલિની' કેટલીક વર્ણનખૂબી કલ્પનાલીલા અને અલકારોમા ચઢિયાતુ બન્યુ છે "વનમા એક પ્રભાત"મા હરિલાલ ધ્રુવની જ શબ્દગૌરવની શૈલીમા કલાપીએ કોમળતા સાથે વિશેષ કાવ્યરસિકત્વ બતાવ્યુ છે નર્મદ કરતા કલાપીની ચિત્રસર્જકતા અને લાગણી તેના આરભકાળમા પણ વિશેષ પ્રાસાદિક અને કલાત્મક છે 'ખુશી દુનિયા ફકીરી મે," "ફકીરી હાલ" અને "મસ્ત બુલ્બુલ" જેવી આરભની ગઝલોમા પણ મણિલાલ–બાલાશકરની ગઝલોનુ સાવ નિષ્ફળ અનુકરણ તેમણે કર્યું નથી.

તેમનાં કાવ્યોદ્દલકાળે પણ કલાપીનુ ખરુ કવિત્વબળ તેમની કાવ્યભાષા, કાવ્યોચિત પદાવલી અને સંસ્કૃત વૃત્તોના વેગીલા પ્રવાહ તથા તેના લયસંવાદમાં અનુભવાય છે. ઈ ૧૮૮૭મા પ્રકટ થયેલ "કુસુમમાળા"મા નરસિંહરાવની ભાષા અને પદાવલી ક્યાંક લથડિયા ખાતી દેખાય છે:

"એવી મેઘની રેલ સરસ, નાવ મુજ ધમડાય જ્યાં,
ને મુજે હરણુ માહરૂ, ને ઉર મીઠી લે ખરૂ." ("ચદા.")

પોતાને સિદ્ધ ગણાતા હરિગીતમા—માત્રામેળમા પણ લઘુ-ગુરુની અનેક ઠોકરો નરસિંહરાવને ખવડાવવી પડી છે, "માહરૂ"માંનો "હ"કાર માત્રાલય જાળવવા કૃત્રિમ રીતે મૂકવો પડ્યો છે "ને" શબ્દ નિરર્થક એ વખત લાવવો પડ્યો છે. નરસિંહરાવની કાવ્યભાષા નથી તો કાન્ત કે કનાન્તની જેમ સંસ્કૃતની એક સરખી પ્રૌઢિ બતાવતી કે નથી તો કલાપીની જેમ તળપદી અને સંસ્કૃતના સુમિશ્રણની મીઠાશ આપતી. તેમની કાવ્યભાષામા કૃત્રિમતા અને વધુ પડતી સભાનતા કે ચોકસાઈની ગણતરીથી આવતી યાંત્રિકતા જણાય છે.

પણ એમા નરસિંહરાવનો વાંક નથી. નવીન ભાવો, વિચારો, વિષયો માટે ગુજરાતી કવિતાની ભાષા એ સમયે હજી બહુ ઘડાઈ ચૂકી ન હતી લાગણીનાં નવા સંસ્કારો ઝીલવાને આપણી ભાષા એ વખતે બહુ સમર્થ નહોતી. ઈ. ૧૮૮૧ના એક અંગ્રેજી પત્રમા કાન્ત આપણી ભાષા વિશે લખે છે: "આ આપણી હજી બાલ્યવસ્થા ચાલે છે તેમા કવિતા લખવી કેટલી તો મુશ્કેલ છે તે હુ જાણુ છુ" સ્વ. રામનારાયણ પાઠકે ભાષાના વિમર્શમા એ સમયે આપણે કેવી સ્થિતિમા હતા તે વિશે કાન્તના સંબંધમા "પૂર્વાલાપ"ના ઉપોદ્ઘાતમા બે રમણી દાખલા ટાંક્યા છે, તે પરથી પણ ગુજરાતી કાવ્યભાષામા તે સમયે કાવ્યો રચવા કેટલા અઘરા હતા તેનો ખ્યાલ આવી શકશે

આવી ભાષા-સ્થિતિમા ઓગણીસ વર્ષનો કાવ્યના એકડા ઘૂંટતો નોન-મેટ્રિક તરુણ કવિ કલાપી ઈ. ૧૮૯૩મા નીચેની મનોહર પદાવલિઓ આપે છે:

"પુષ્પો પરે ટપકતા સુતુષારબિન્દુ
ને સ્નિગ્ધ પાંખ કુન્દની મકરન્દનીની,
અન્ધાર ઘોર વિધુહીન નિશાની શાન્તિ,
વા ફ્રેન દૂધ સમ રેન રૂડા શશીની"

છે ક્યાય લઘુ-ગુરુની છૂટછાટ? વસંતતિલકાનો સૂક્ષ્મ અર્થલય અને તેને લયસંવાદ, કાવ્યોચિત આંદોલનમધુર પદાવલિ, ગુજરાતી કાવ્યભાષાનું લાવણ્ય શબ્દો અને વર્ણોની રસિક વ્યંજનાશક્તિ અને પછી આવનારા ન્હાનાલાલ કવિને

જેવા અપૂર્વ ઘડતરવાળા નાદમધુર સરસ શબ્દો—"મકરન્દશીની," "અન્ધારઘોર," "ફુલની પાંખ"—જોતજોતામાં કલાપી સર્જી બતાવે છે. નીવડી ચૂકયા ગણાયેલા કવિ નરસિંહરાવ છંદોલય ને કાવ્યભાષામાં જ્યાં અટવાઈ પડે છે ત્યાં ઊગતો બાલકવિ કલાપી સિદ્ધહસ્ત બની વિહરે છે. એ એનામાં વસતા ને હવે બોલવા માંડેલા કવિનું જ કામ. એક બીજું દૃષ્ટાંત તેનામાંથી જુઓ :

"કોકિલતણી કીકી સમો રસ દ્રાક્ષનો ઢોળ્યો પણે,
ને ચળકતા ફુલડાં ગુલાબી વેરિયાં નભમંડપે,
ત્યાં ગાર આ કીં ચોકમાં લીંપી રહી કેસરતણી,
પણ ભાનુ તો ડૂબી ગયો ને શાંત સંધ્યા રહી ગઈ !"

("કમલિની")

નરસિંહરાવના "ચંદા"માંના વખણાયેલા "હરિગીત" જેવો જ "હરિગીત" અહીં પ્રયોજી તેમાં કલાપી તેવી સિદ્ધિ બતાવે છે. વર્ડ્ઝવર્થના જેવી સરલ શિષ્ટ કાવ્યરીતી ગુજરાતીમાં આવડા તરુણ બાલકવિ ઉતારી શકેલ છે. ". ગાર લીંપી." અને "વાસન્ટ દો આરડે ને પવન હાંકે જોરથી." સંસ્કૃતની પ્રૌઢિવાળી શિષ્ટ ભાષામાં કલાપી તળપદા શબ્દો "ગાર", "લીંપી", "આરડે", "હાંકે જોરથી" જેવા ઔચિત્યપૂર્વક ગૂંથી દે છે ! ઈ. ૧૮૯૩માં વિશાલ મંગલ પ્રેમભાવના શુદ્ધ, શિષ્ટ અને પ્રૌઢિવાળી તથા સંસ્કૃતના સંસ્કારવાળી કાવ્યભાષામાં તથા શાર્દૂલવિક્રીડિત જેવા ગરવા છંદમાં કેવી સહજતાથી કલાપી વ્યક્ત કરી શક્યો છે !

"હોજો વિદ્યુત–સાકડી ચળકતી પ્રેમાર્દ્ર હૈયા વિષે !
સ્પર્શે હર્ષ જરી જ કો હૃદયને તો સર્વવ્યાપી બને !"

("મરણશીલ પ્રેમી")

કલાપી આ શક્તિ તેમના માત્ર ઓગણીસમા વર્ષે સિદ્ધ કરી શક્યા તેનું કારણ એ કે કેટલાક ભાગ્યશાળી કવિઓની જેમ કલાપીને પણ તે કાશ્મીરના પ્રવાસે ગયા ત્યાંથી જ સમજાયેલું કે પુસ્તકોનું વાચન મનન અને સાહિત્યસર્જન અને તેમાં ય કાવ્ય એ જ પોતાના હૃદયનો ખરો ધર્મ અને જીવનમાર્ગ છે. દરેક વ્યક્તિ પોતાની રુચિ અને શક્તિ પ્રમાણે જીવનવ્યવસાય નક્કી કરે છે, પણ પોતાની ખરેખરી શક્તિનો પરિચય તેમને ઘણી વાર મોડો થતો હોય છે. સાહિત્યકારો અને કલાકારો પણ પોતાની શક્તિને યોગ્ય માર્ગ જડ્યા પહેલાં ઘણાં અનુકરણો કરે છે અને તેમાં નિષ્ફળ બાચકિયાં મારે છે. કલાપીએ "કાશ્મીરનો

પ્રવાસ" થી આત્મલેખનના શ્રીગણેશ માંડેલા, પણ તેમને પોતાની શક્તિના વિશિષ્ટ સ્વરૂપનું ભાન અને તે પરની શ્રદ્ધા કાન્તની પેઠે જ વહેલી જાગી હતી. આથી પ્રવાસેથી પાછા ફર્યા કે તરત સંસ્કૃત વૃત્તો, માત્રામેળ છંદો અને ગઝલના છંદોને તેમણે ઘૂંટવાનું આરંભી દીધેલું, તેમ જ ગુજરાતી પદ્યોની ભાષા માટે પ્રેમાનંદથી નર્મદ-દલપત અને બાલાશંકર-કાન્ત સુધીના કવિઓની કાવ્યભાષાનું મનન-ગુંજન કરવાનો મહાવરો રાખેલો. પરિણામે કાવ્યભાષા તથા છંદોને સરળતાથી વહાવવામાં તેમને ૧૮૯૩થી કોઈ મુશ્કેલી નડતી હોય કે લાગણીની અભિવ્યક્તિ માટે શબ્દો શોધવામાં ખૂબ શ્રમ પડતો હોય તેવું જણાતું નથી.

અનુવાદો :

કલાપીને ભાષા, છંદશક્તિ તથા લાગણીની અભિવ્યક્તિ આટલાં વહેલાં સિદ્ધ થયાં તેનું બીજું કારણ તેમણે તેમના કવનકાળનાં બે વર્ષો ૧૮૯૩–'૯૪માં કાવ્યોમાંથી છૂટે હાથે અનુવાદો કરવાનો મહાવરો રાખ્યો તે પણ છે. આ બે વર્ષોમાં તેમણે કેટલાંક અંગ્રેજ કવિઓનાં છૂટક કાવ્યો તથા ગીતાનો ભાવાનુવાદ ગુજરાતીમાં ઉલટભેર ઉતારવા પ્રયત્ન કર્યો. તેમણે તેમની આ અનુવાદપ્રવૃત્તિ તેમની સર્જનપ્રવૃત્તિ સાથે તેમના મૃત્યુના છેક આગલા વર્ષ સુધી કર્યા કરી. આ અનુવાદોથી ગુજરાતી સાહિત્યને તેમ કવિને પોતાને પણ ઘણો મોટો ફાયદો થયો. શબ્દાર્થને ચીવટથી વળગી રહેવાનું પસંદ નહિ કરતા મુક્ત, રસવાહી અને ભાવસ્પર્શી તેમના અનુવાદોએ તેમના રુચિ, વિચાર અને લાગણી અનુસાર શેક્સપિયર જેવી વર્ડ્ઝવર્થ, ટેનિસન, ગોલ્ડસ્મિથ, મેથ્યુ આર્નોલ્ડ, કીટ્સ, મૂર, ટોમ્સન, વેન્ટર્ અને મિસિસ બ્રાઉનિંગ, હેરિક અને જર્મન કવિ ગ્યુઇથેની કાવ્યપ્રસાદીમાંથી કિંચિત્ વાનગીનો અંગ્રેજીથી અનભિજ્ઞ ગુજરાતી જનતાને આસ્વાદ કરાવ્યો. દ્દ ટેલિયો," "વૃદ્ધ માતા," "પહાડી સાધુ' જેવી કેટલીક કારુણ્યભીની સરસ અંગ્રેજી આખ્યાયિકાઓ આ ગુર્જરીને ચરણે તેમણે ધરી કાન્તના ખંડકાવ્યાની શૈલીની જોડાજોડ આખ્યાયિકાની એક આ બીજી સાદી સરળ શૈલીનો જનતાને પરિચય કરાવ્યો.

કલાપીને પોતાને તો આ અનુવાદોથી વિશેષ ફાયદો થયો. એમની વર્ણન દૃષ્ટિ, ચિત્રશક્તિ, નિરૂપણછટા અને શબ્દશક્તિને આથી સારો વેગ મળ્યો. છંદો અને ભાષા પરની તેમની પકડ આથી વધી અને એમની ઊર્મિઅભિવ્યક્તિમાં અનુવાદોના રસાયનરૂપે એક ચોક્કસ રીતિ આવી ગઈ. અંગ્રેજી કાવ્યોનું ગુંજન-મનન પણ તેમણે એવું ઊંડું કર્યું કે કોઈ કોઈ કવિના વિચાર કે કલ્પના તેમણે પોતાના મૌલિક કાવ્યોમાં પણ જાણ્યે-અજાણ્યે ઔચિત્યપૂર્વક વણી લીધા. કેટલીક અંગ્રેજી

કાવ્યપંક્તિઓના સીધા અનુવાદ પણ પોતાના સ્વતંત્ર કાવ્યોમાં યોગ્ય સ્થાને મૂકી દઈ કાવ્યોની દીપ્તિ વધારી. આના અનેક દૃષ્ટાંતો સ્વ. નવલરામ જ. ત્રિવેદીએ તેમના 'કેટલાક વિવેચનો' માં "કલાપી" નામ ધેના લેખમાં આપેલા છે, તેથી વધારે દૃષ્ટાંતો આપવાની આવશ્યકતા હું જોતો નથી.

પરંતુ આ અનુવાદકાવ્યો-પંક્તિઓ કે પરવિચાર-કલ્પનાના અનુકરણ વિશે એક વાત નોંધવી જરૂરની બને છે. અને તે એ કે કલાપીના અનુવાદો કે તેમણે પોતાના કાવ્યોમાં વણી લીધેલ અન્યના વિચાર-કલ્પના પણ તેમની મધુર, પ્રવાહી, સરળ ગુજરાતી ભાષામાં એવા ઉચિત રૂપ ધારણ કરીને અને રસવાહી બનીને આવે છે કે જ્યાં સુધી તેમનું મૂળ બતાવવામાં આવે નહિ ત્યાં સુધી તેની ખબર પણ પડે નહિ કે આ અનુવાદ છે કે આ પરવિચાર કે પરકલ્પના છે, એવી તેની સ્વાભાવિક, શુદ્ધ રજૂઆત છે. ગુજરાતી વાતાવરણ અને માનસને અનુકૂલ બનાવીને, મૂળ કાવ્યોમાં પોતાના તરફથી પણ કેટલુંક ઉચિત ઉમેરીને કલાપી પોતાની અનુવાદકલા અને અનુવાદદૃષ્ટિની સાથે પોતાની રસદૃષ્ટિનો ય પરિચય કરાવી દે છે "વૃદ્ધ ટેલિયો" અને "વૃદ્ધ માતા" માં કલાપીએ પોતાની કલ્પના વડે મૂળ સ્થળ-કાળ ફેરવી નાખી, તેમાં ભારતીય સ્થળ-કાળનું દર્શન કરાવી તેની કેટલીક વિગતોમાં રહેલો પરદેશી વાઘો દૂર કર્યો છે. વળી એ કાવ્યોમાં વર્ડ્ઝવર્થના બીજા કાવ્યોની તેમ જ પોતાની કેટલીક સુંદર પંક્તિઓનો પણ ઔચિત્યપૂર્વક સમાવેશ કરી દીધો છે. આ ફેરફારની બાબતમાં કલાપી ચોક્કસ માન્યતા પણ ધરાવે છે.

"કોઈ પણ અંગ્રેજ કવિના વિચારો લઈ કાવ્ય કરતાં લક્ષમાં રાખવાનું એટલું જ કે તે કવિનું, તેના ઊંડા હૃદયધ્વનિનું પૂરું અવલોકન કરી, તેમાં તન્મય બની તેના પાતાળનો નાદ સમજી તેને ખીલવવું તેને વધારે રસિક—વધારે સ્પષ્ટ કરવું."
સ્વ વાજસુરવાળાને પત્ર, તા. ૨-૮-'૯૪)

કલાપીનો જેવો અનુવાદ-આદર્શ છે તેવી જ તેમની અનુવાદકૃતિઓ બની છે. મૂળ કાવ્યના કવિના ઊંડા હૃદયધ્વનિનું પૂરું અવલોકન કરી, તેમાં સમરસ બની તેના પાતાળનો નાદ કલાપી પોતાના અનુવાદોમાં ઝીલી બતાવે છે. એટલું જ નહિ, પોતાની રસ-કલ્પનાદૃષ્ટિ અનુસાર મૂળને ખીલવી વધારે સ્પષ્ટ-રસિક બનાવે છે. એ ખાતર તે કોઈ ઠેકાણે મૂળનું લાંબુ લખાણ ટૂંકું કરે છે અને મૂળનું ટૂંકું વર્ણન લાંબુ કરે છે. ઉદાહરણ તરીકે, કલાપીનું "કુદરત અને મનુષ્ય" કાવ્ય લો. મૂળ કાવ્યની પંક્તિઓ આ પ્રમાણે છે:

"To her fair works bid nature link
The human soul that through me ran,
And much it grieved my heart to think
What man has made of man."

આ પંક્તિઓનો સંવર્ધિત અનુવાદ કલાપીએ પોતાની કલ્પના અને સૂક્ષ્મ-દૃષ્ટિ વડે વધારે સ્પષ્ટ કરી, ખીલવી રજૂ કર્યો છે :

"અને આ આત્માને કુદરત ગ્રહી લે નિજ કરે,
ઉડાડી દે ઉંચો, પકડી વળી ચાંપે નિજ હિયે,
મૂકે તેને પાછો ઢગી મૃદુલ રોવાણ પર ને,
પછી પંપાળે છે ફરી ફરી દઈ ચુંબન મુખે
અરે! એ માતા છે, ભગિની મુજ, કે શાન્તિ સુખ છે,
નવા કાર્યો પ્રેરી મુજ હૃદય કુંજમાં અગ્નિ છૂપવે!
નિરાશી વિરાગી મુજ દિલ બની કાંઈ જ જગે,
અહો આ જે રીતિ જન પ્રતિ ચલાવે જન, અરે!"
("કુદરત અને મનુષ્ય")

વર્ડ્ઝવર્થે જે વિચાર શબ્દમાં રજૂ કર્યો છે તે કલાપીએ પ્રકૃતિનું એક સંવાદી મનહર શબ્દચિત્ર દોરીને અહીં રજૂ કર્યો છે. કલાપીના આ અનુવાદ કાવ્યમાંની શૈલી પણ પોતાની જ ગરિમા મુજબ રહે છે, જોકે કેટલીક વાર સુગમતા અને સરળતાને ખાતર તે મૂળમાંના કોઈ કોઈ કલ્પનાચિત્ર કે અલંકાર કે કઠણ વિચાર ત્યજી દે છે, તે ઠીક નથી. યથા

"Oh Sir, the good die first,
And those whose hearts are dry as summer dust,
Burn to the socket"

એનો અનુવાદ કરતાં

રે મહેરબાન! નકી મરવું ભલાનું વ્હેલું
ને શુષ્કને સળગવા બસ કાળ લાંબો!"

એમાંથી as as 'summer dust" અને 'socket' નો રમ્ય અર્થ આવી શક્યો નથી.

તથાપિ, કલાપીના અનુવાદમાં જે કલાપીના વ્યક્તિત્વે રંગાઈને ઊતરે છે એમાં નિરૂપણશૈલી, લાગણીના ઘેરા રંગો, ઊર્મિલ સંબોધનો, તેની અતિશય સરળતા, સ્પષ્ટતા અને સુબોધતા કલાપીની દૃષ્ટિ-શક્તિના પરિણામરૂપ છે. કલાપીના અનુવાદો તેમની ભાષાશક્તિ, છંદપ્રભુત્વ, કલ્પના, મર્મજ્ઞતા અને

રસવિવેચકની ઝાંખી કરાવે છે, તો સાથે સાથે મૂળનાં કાવ્યોમાં તેમણે કરેલા ફેરફારોને લીધે કલાપી મૂળ કૃતિને પૂરા વફાદાર રહેતા નથી એ તેમની અભ્યાસ અને શક્તિની મર્યાદા છે, એવું પણ કોઈને કહેવું હોય તો કહી શકાય તેવું બન્યું છે.

કલાપીની અનુવાદકલા અને શક્તિ આ દૃષ્ટિએ આપણા એક મધ્યકાલીન કવિ ભાલણના જેવી છે, એમ કહી શકાય. મૂળ કૃતિ સાથે ભાલણે જેટલી છૂટો લીધી છે તેની કલાપી પણ લેતા. મૂળ કૃતિમાં જે ઘટાડા-ઉમેરા લોકદૃષ્ટિએ તથા રસદૃષ્ટિએ ભાલણે કરેલા તેવા કલાપીએ પણ કર્યા. મૂળ કૃતિને સરળ, સુવાચ્ય અને લોકગમ્ય બનાવી ભાલણ રજૂ કરતો તેમ કલાપીએ પણ કર્યું.

પણ કલાપીએ ઠીક પ્રમાણમા અનુવાદો કર્યા કે પોતાના મૌલિક કાવ્યોમા ઉચિતતા જોઈને પરભાષાના કવિઓની પંક્તિઓ કે વિચાર, કલ્પનાઓ તેમણે વણી લીધા, તેથી કલાપીમા સ્વતંત્ર પ્રતિભા નહોતી કે અન્ય કૃતિમાથી ઉછીનુ લીધા વિના કલાપી કાવ્યને આગળ ચલાવી શકતા નહોતા કે તેમની કલામા સ્વતંત્ર ટહુકો નહોતો, એમ માની લેવુ જોઈએ નહિ. નરસિંહરાવની પરિભાષામા કહીએ તો કલાપીમા ' અપહરણ" નથી, પણ પ્રેરણાનુ સંચલન છે. કોઈ અંગ્રેજી કાવ્ય કે કાવ્યપંક્તિ તેમની પ્રિય બની જતા તે તેને નિર્ભયતાથી નિ:સંકોચ પોતાની કૃતિમા અવકાશ આપી દે છે. એમા એમનો હેતુ પારકે પૈસે ધનવાન થવાનો નથી, પણ પોતાના કાવ્યવિચાર, હેતુ, ઊર્મિ ને વસ્તુને પોષે તેવુ કશુ‌ક સુંદર, ઉદાત્ત અન્યમાથી અનાયાસ મળી જાય તો "अधिकस्य अधिकं फलम्" એ દૃષ્ટિએ આભડછેટ વિના તેનો સ્વીકાર કરી લેવો એવી સરળ ને ઉત્સાહી મનોવૃત્તિ તેની પાછળ કામ કરી રહેલ છે. અને કોઈ કવિ અન્ય કવિની કૃતિમાથી કોઈ સૂચન ઊચકી લઈ તેનો ઔચિત્યપૂર્વક પોતાની કૃતિમા વિનિયોગ કરે, તેને વિસ્તારે તેટલા માત્રથી જ તે ઊતરતી કક્ષાનો કવિ છે એમ પણ શાથી ગણાય? કારણ, જગતમા એમ તો કશુ ય મૌલિક નથી કે જે કેવળ પોતાના ઉપર જ આધાર રાખીને ચાલતુ હોય નવી પેઢીને જૂની પેટીમાથી, એક ભાષાના સાહિત્યને અન્ય ભાષાના સાહિત્યમાથી કંઈક ને કંઈક ઋણસ્વીકાર કરવો જ રહે છે હૉલિનશેડના ફકરા ને ફકરા શેક્સપિયરના નાટકોમાથી ટાંકી બતાવાય છે. પરંતુ એથી શેક્સપિયરની નાટ્યકલા પરપ્રેરિત કે ઊતરતી કોટિની નથી બની જતી. ઊલટાનુ, શેક્સપિયરે હૉલિનશેડના ફકરાઓનો કેવો નાટ્યોચિત વિનિયોગ કર્યો અને પોતાના હેતુમા ઉપયોગી થાય તેવુ તેનુ બળ જોઈ એ મૂળના ફકરાઓને પણ કેવા જ્વલંત કર્યા, તેમા શેક્સપિયરની શક્તિનુ મૂલ્ય રહેલુ છે. આ જ પ્રમાણે "વૃદ્ધ ટેલિયો"ની કથા અને ઘણી પંક્તિઓ તથા પાત્રવિગતો કલાપીએ વર્ડ્ઝવર્થમાથી સ્વીકાર્યા પછી મૂળ કાવ્યમાથી કેટલુંક ત્યજવામા, કેટલુંક ગ્રહણ કરવામા, કેટલુંક ટૂંકાવવામા,

કેટલુંક વધારવામા અને નવું ઉમેરવામા કલાપીએ કેવીક રસદષ્ટિ બતાવી, તેમની સર્જકતા તેમાં કેવી જણાઈ તેની કસોટીના અભિપ્રાયમા જ તેમનુ મૂલ્ય આંકી શકાય. એ રીતે વિચારીએ તો "વૃદ્ધ ટેલિયો" પ્રો. ઠાકોરના મત પ્રમાણે "એક દરે લેતા કૃતિ એવી તો હૃદયની ઊર્મિમાંથી ઉદ્‌ભવેલી અને ગૌરવવાળી છે કે, એને અનુવાદના વર્ગમા મૂકવી અશક્ય લાગે છે."[૨] આમ, એ પંડિતવિવેચક એનુ જે દષ્ટિએ મૂલ્ય આંકયુ છે તે દષ્ટિ મુજબ કલાપીના અનુવાદો અને તેમની અનુવાદોમા પણ રહેલી સર્જકકલા વિષે તટસ્થ મત બાંધવો ઘટે.[૩]

કલાપીએ પોતે "કેકારવ" નું પ્રકાશન કર્યું નથી એટલે તેમણે અનુવાદો કે પોતાના કાવ્યોમા જણાતી પરછાયા છુપાવવાનો પ્રયાસ કર્યો છે, એવું પણ કહી શકાશે નહિ. કશુ પણ છુપાવવું એ એમના સ્વભાવની જ વિરુદ્ધ હતુ. ઊલટાનુ પોતાના પત્રોમા કાવ્યોના મૂળ આદિ વિશે યથાશક્ય તે મિત્રોને જણાવતા જ રહ્યા છે.[૪]

આમ, કલાપીએ પોતાની કૃતિઓમા બનાવેલી પરછાયા તેમણે મુક્ત, નિર્ભય અને નિર્મળ ચિત્તે અપનાવી છે. એ પરછાયા તેમની નૈસર્ગિક કાવ્યશક્તિમા મદદરૂપ બની છે. એ છાયાનો તેમણે પોતાની મનહર સર્જકકલા વડે સરસ વિનિયોગ કર્યો છે અને કેટલીક વખત તો મૂળ છાયાને તેમણે અધિકતાથી શોભાવી છે. કલાપીના અનુવાદો ભલે મૂળ કૃતિનુ અક્ષરશ: ભાષાંતર ન આપતા હોય, પણ તેનો પૂરો રસાસ્વાદ કરાવે છે. તેમના અનુવાદો તેમની પોતાની કાવ્યકલાની તાલીમ માટે જેમ આવશ્યક હતા તેમ અન્ય ઘણા ઊછરતા કવિઓને પણ નમૂનેદાર અભ્યાસપાઠ (Exercise) જેવા બની ગયા છે. ગુજરાતી સાહિત્યમા તેમના અનુવાદો ઓગણીસમી સદીમા તો અપૂર્વ જેવા ગણાશે, કેમકે નરસિંહરાવ કરતા મૂળ કૃતિની રસછાયા (ભલે શબ્દછાયા અપૂરી હોય) તેમણે પોતાના અનુવાદોમા વિશેષ સરળતા ને સફળતાથી ઉતારી છે. એમના અનુવાદકાવ્યો એમની સર્જકકલાના પણ લક્ષણોથી અંકિત હોવાથી કલાપીની કાવ્યકલાના વિકાસમા પણ સૂચકરૂપ બની રહે છે, કારણ કે પર-અસર ઝીલતી વેળા પણ તે અસર કરતા સ્વકીય તેજ કલાપીએ ઓછુ બતાવ્યુ નથી.

---

૨ 'કવિતાશિક્ષણ' પ્રો. ઠાકોર

૩. "ટેલિયાના મૂળનો એવો સંપૂર્ણ સળંગ અનુવાદ કર્તાને પોતાને ગમે તેવો પ્રિય થઈ પડત, તથાપિ ગુજરાતી કવિતામા તો બહુ નીચું સ્થાન લેત એમા શંકા નથી. આકૃતિમા કરુણ રસ અને ઐક્ય, સુરેખતા અને મર્મવેધકતા ઉત્તમ સધાયા છે"
—એજન

૪. સંગ્રહ છપાવતા, કલાપીને મૂળ અંગ્રેજી કાવ્યો મૂકવાનો સંકલ્પ હતો જ. જુઓ "પત્રધારા"–પૃ ૩૩–મ ન. દ્વિ ને પત્ર.

### સ્વતંત્ર ટહુકો :

કલાપીની કવિતામાં તેમનો સ્વતંત્ર વૈયક્તિક ટહુકો ૧૮૯૩ થી આછેરો સંભળાવા લાગ્યો હતો, પણ ૧૮૯૪ થી તેનો ધ્વનિ ખીલતો ને ખીલતો ગયો.. ૧૮૯૩ સુધીની કલાપીની કવિતામાં વૈયક્તિક ટહુકો ખાસ ન હતો. ત્યાં સુધીની તેમની કવિતા સ્વતંત્ર પ્રેરણા કે સ્ફૂર્તિથી ચાલતી ન હતી, એટલે અંગ્રેજ કે અન્ય ગુજરાતી કવિની આંગળી પકડીને તેને ટેકે ટેકે ચાલતાં કલાપી શીખે છે. ત્યાં સુધીની તેમની કવિતા પરાવલંબી છે અને મુકાબલે છે પણ કાચી.

પરંતુ ઈ. ૧૮૯૪ થી કલાપીએ પોતાની આગવી સ્વતંત્ર કાવ્યશૈલી અને વિશિષ્ટ જીવનદર્શન સિદ્ધ કરવા માંડયાં. એ શૈલીમાં પોતાની સ્વતંત્ર ઊર્મિલ વ્યક્તિતા અને હૃદયની કોમળતા સહજપણે તેમણે વ્યક્ત કર્યાં. એ શૈલીમાં તેમણે પોતાનું ચિંતન, અનુભવ–પડઘા, ઊર્મિ, આઘાતો, કલ્પનાતરંગો, વસ્તુલક્ષી પ્રસંગો અને પ્રકૃતિસૌન્દર્યનું અવલોકન સલીલ ચમકાવ્યાં. કલાપીએ અન્યનું લીધું તેમાં પણ નિજી વ્યક્તિત્વનો ઘેરો રંગ ચઢાવી દીધો. અનુવાદોમાં પણ પોતાના વ્યક્તિત્વનો રણકો ખખડાવ્યો. કાન્તની ભાવાનુકૂળ વૃત્તપલટાની રીતિના, તેમનાં ખંડકાવ્યોના સ્વરૂપ અને નિરૂપણરીતિના અને તેમનાં અંજની ગીતોના અનુસરણમાં પણ આંતરરંગ તો પોતાનો જ રેલાવ્યો. સંસ્કૃત મહાકાવ્યના અનુસરણમાં રચેલા "હમીરજી" ની અંતઃસામગ્રીમાં અને સૂફીશાઈ ગઝલોના આંતરધ્વનિમાં પણ તેમનું જ કૌતુકપ્રિય વ્યક્તિત્વ પડઘાયું. આ બધું કલાપીની નિત્યવિકસતી પ્રગતિશીલતા અને વૈયક્તિક ટહુકાની નિશાનીરૂપ છે.

### કાવ્યભાવના—આદર્શ :

કલાપીની કવિતાના પ્રાપ્ય સ્વરૂપનું કારણ તેમની કાવ્યભાવના કે કાવ્યાદર્શમાં આપણને મળે છે. કલાપીમાં તેમની કવિત્વશક્તિની જેમ તુલનાશક્તિ—વિવેચકદૃષ્ટિ પણ અઢાર–ઓગણીસમી ઉંમરે જાગવા માંડેલી. મિત્રોનાં કાવ્યોનું અવલોકન, પોતાનો કાવ્યવ્યાપાર, કવિતા વિશેની પોતાની દૃષ્ટિ, પોતાની તેમ જ ગુજરાતી સાહિત્યની વર્તમાન કવિતા વિશેના તેમના અભિપ્રાયો, અંગ્રેજી કવિતાની ઉચ્ચતા વિશેનો તેમનો ખ્યાલ—આ બધાં વિશેના તેમના પત્રો, કલાપીમાં નાનપણથી કેવી વિવેચકદૃષ્ટિ જાગ્રત હતી અને તેમનો કાવ્યાદર્શ ધીમે ધીમે કેવો ઉચ્ચ ને ઉચ્ચ કક્ષાએ પહોંચતો ગયેલો તેની ઝાંખી કરાવે છે.

કલાપી હૃદયની સુકુમારતાવાળા અને અત્યંત સંવેદનશીલ કવિ છે, તેથી

કાવ્યની ઉત્પત્તિ કોમળ હૃદયના આઘાતમાંથી તે માને છે. "હૃદયની કોમળતા એ જ કાવ્યની ઉત્પત્તિ છે. આમ છે, તેથી જ કેટલાએક કાલિદાસ કરતા ભવભૂતિને મોટા કવિ કહે છે." (વાજસુરવાળાને પત્ર, તા. ૨–૯–'૯૪) "કવિના હૃદય વિના કવિ શું વગાડી શકે?" (કાન્તને પત્ર, તા. ૨૬–૩–'૯૭) "લાગણી" વિનાનું "કાવ્ય" એ બને જ નહિ." (વાજસુરવાળાને પત્ર, તા. ૨–૯–'૯૪)

આમ, કલાપીની કાવ્યભાવનામાં લાગણીને પ્રધાન સ્થાન મળ્યું છે. તેમની પ્રકૃતિને પણ તે અનુકૂળ હોવાથી લાગણી જ તેમના કાવ્યસ્વરૂપને ઘડનારું બળ બન્યું છે. કલાપી લાગણીને જ કાવ્યનું જનક બળ માનતા હોવાથી બુદ્ધિ કે ચાતુરીને કાવ્યમાં અવગણે છે. તેથી ચાતુરીકાવ્યને કવિતાના વર્ગમાં મૂકવાની સ્પષ્ટ અનિચ્છા દર્શાવે છે. "હું તો "ચાતુરીકાવ્ય"ને કાવ્ય જ કહેતો નથી. દલપતરામ, ઘણું કરીને, એક શીઘ્ર કવિ છે અને તેથી તે કવિ જ નથી" (એજન) તેમનો કાવ્ય વિષેનો આ ખ્યાલ સાચો છે. કવિતાના મૂળમાં કવિનું કોમળ હૃદય અને લાગણીની તીવ્રતા ને સચ્ચાઈ તો હોવાં જ જોઈએ, એમ આધુનિકો પણ હવે સ્વીકારતા થયા છે. કલાપીની કાવ્યશૈલી કેમ ઊર્મિલ છે, તેનું પગેરું જેમ તેમના વિશિષ્ટ માનસ, હૃદયમાં છે તેમ તેમની કવિતા પ્રત્યેની આવી દૃષ્ટિમાં પણ છે. વર્ડ્ઝવર્થની કાવ્યભાવનાનો પ્રથમ પુરસ્કાર આપણા સાહિત્યમાં નર્મદે કર્યો, પણ તેને અધકચરી રીતે તે સમજ્યો અને 'જોસ્સા'ના નશામાં તેમણે કાવ્યભાવનાનું હસનીય પરિણામ પોતાનાં કાવ્યોમાં આપ્યું. કલાપી નર્મદ કરતાં એક ડગલું આગળ વધે છે. "શાંતિની પળોમાં પુનઃ અનુભવેલ પૂર્વની લાગણીઓના ઊભરામાંથી કાવ્ય જન્મે છે", એવી વર્ડ્ઝવર્થની કાવ્યભાવનાએ કલાપી પર પણ ગાઢ અસર કરી હતી પરંતુ કલાપી પણ કમનસીબે "શાંતિની પળોમાં પુનઃ અનુભવેલ" એ વાક્યાર્ધને કવિતાના સર્જનવેળા વીસરી ગયા હોય એમ લાગે છે. તેથી તેમણે કાવ્યમાં ખરી લાગણીના ઊંડા ઊભરાને અને હૃદયની કોમળતાને કાવ્યનું જનક બળ માન્યું છે. નર્મદ કરતાં કલાપી એક ડગલું આગળ એટલા માટે કે હૃદયની કોમળતાના અનિવાર્ય કવિલક્ષણને તેણે આગ્રહ ધર્યું છે, તથા કલાપી નર્મદની જેમ કૃત્રિમ ને આભાસી લાગણીઓ (નશો વગેરે પણ કરીને) ઊભી કરતા નથી. કલાપીની લાગણી ખરી ને ઊંડી હોય છે. કિન્તુ કાવ્યના સર્જન માટે તે લાગણી અનુકૂળ સમય સુધી આત્મામાં રહી, અનુભવનું સ્વરૂપ લઈ પ્રકટ થાય તેટલી ધીરજ રાખવા, રાહ જોતા કલાપી કાવ્યસર્જન માટે બેસી રહેતા નથી, એ તેમની કવિતાની એક કમનસીબી ■ પણ લાગણીના ઊંડાણ વિશેની આવી

સમજ તેમને ગઝલરચનામા ખૂબ કામે આવી છે. ગઝલો વિશેની તેમની સમજ કેટલી સાચી અને ઊડી છે, તે તેમણે એક પત્રમા બતાવ્યુ છે: "ગઝલમા ઘણુ કરીને શાન્ત લાગણીઓ કરતા outbursts of heart (હૃદયના ઉભરા) બહુ સારા લાગે છે. તેથી વર્ડ્ઝવર્થ કરતા ગઝલ સારૂ ગાઈ શકે અને વર્ડ્ઝવર્થ વૃત્તો સારા ગાઈ શકે તેમ કહેવાય." (વાજસુરવાળાને પત્ર, તા. ૨૩–૧૦–'૯૪) આથી ગઝલમા તેમને સારી ફાવટ મળે છે.

કલાપીએ પોતાનો કાવ્યાદર્શ તેમના કાવ્યોમા વ્યક્ત કર્યો છે. તેમની કાવ્ય વિશેની કલ્પના સૂચવે છે કે કલાપીમા કાવ્યદૃષ્ટિ કેવી પ્રગતિશીલતા અને નિત્ય-નવીનતાની હિમાયતી હતી અને તેમના જમાના કરતા કેટલી આગળ વધેલી હતી:

" કમલવનતણા તો ગીત પૂરા થયા છે,
નિજ ગીત ગવરાવી તૃપ્ત છે શીતરશ્મિ,
મધુર કુસુમની પ્રીતિ જાણના સૌ થયા છે,
નવીન રસતણા તુ ગીત ગા, ગીત ગા કે." ("ભવિષ્યના કવિને")

— વીસમી સદીના આધુનિક કવિતાકાળની "ત્યારે હાય રે હાય કવિ, તને સધ્યા ને સાગરના ગીત કોણે ગમે?" જેવી જ પક્તિઓનો સૂર ઓગણીસમી સદીના આ યુવાન કવિમા નથી ભળાતો! આગળ જુઓ

"નકી નિજ કવિ શોધે વિશ્વના સૌ પદાર્થો,
નિજ રસ કથવાને રાહ જોતા સહુ છે."

કલાપીએ ભલે ત્રણ-ચાર વિષયો જ કવિતામા ખેડયા હોય, તેમની કલ્પના તો જગતના સૌ પદાર્થોને કાવ્યવિષય તરીકે સ્વીકારે છે, શરત ફક્ત એટલી કે એ પદાર્થોને "નિજ કવિ" હોય તે જ ગાઈ શકે. માધુર્ય અને ઇશ્કની દર્દ દિલીના આ કવિની એક બીજી પ્રગતિશીલ કાવ્યકલ્પના જુઓ:

"ન કદી મધુરતાનો હોવ જો ઘોધ તુમા,
સખત સખત ભોળા વજ્ર શા ગીત ગા તો." (એજન)

વજ્ર જેવા કઠોર ગીત ગાવાનો ભવિષ્યના કવિને તે આદેશ કરે છે.

આ કાવ્યમા આ રીતે કલાપી કવિતાના ચાલુ પ્રવાહથી અન્ય નવીન દિશાએ જઈ કવિતાની વિષયસૃષ્ટિ, શૈલી અને રસદૃષ્ટિમા નવીન ચમત્કાર આપે છે, એ તેની નિત્યવિકાસશીલ કાવ્ય માટેની ભાવનાના પ્રતિબિંબ રૂપ છે. "બાલકવિ" એ કાવ્યમા કલાપીએ કવિનો આદર્શ પ્રબોધ્યો છે, તે પણ તેમના પ્રેમવીર માનસના પ્રતીકરૂપ છે.

કાવ્યભાવનામાં આવો પ્રગતિશીલ કવિ પોતાની શૈલીમાં પણ વૈયક્તિક ટહુકો કેમ ન લાવે? એવા કવિની કાવ્યકલા કેમ ન વિકસે? એવો કવિ જીવનદર્શન, ચિંતન, ઊર્મિ, કલ્પના, રસ, વર્ણન, અલંકારો, પદાવલી અને કાવ્ય પ્રકારો તથા કાવ્યવિષયો પર પોતાની આગવી વિશેષતા ને સિદ્ધિ બતાવવામાં પાછો પડે તો જ નવાઈ.

કલાપીની કવિતા જોતાં એવી નવાઈ આપણને લાગતી જ નથી. તેમણે સંખ્યાદૃષ્ટિએ પુષ્કળ કાવ્યો ૧૮૯૧થી ૧૯૦૦ સુધીમાં આપ્યાં છે. ૧૮૯૧થી ખરેખરું શરૂ થયેલ તેમનું કાવ્યસર્જન '૯૫ના અંત સુધીમાં માત્ર ૭૦ કાવ્યોની સંખ્યા સુધી જ પહોંચેલું. ૧૮૯૬–'૯૭ માં તેમના ચિત્તે અને કાવ્યસર્જને એવી ભરતી અનુભવી કે એ બે વર્ષોમાં એમની સમગ્ર કવિતાનો પોણો ભાગ એટલે કે દોઢસો ઉપરાંત કાવ્યો તેમની કલમે સર્જાયાં. ૧૮૯૮ થી તેમના કાવ્યસર્જનનો વેગ આ બે વર્ષોની તુલનામાં ઠીક મંદ પડી ગયો કહેવાય, તોય ૫૦ ઉપરાંત કાવ્યોનો આંકડો તે બતાવે છે. આમ, કલાપીએ નાનાંમોટાં કાવ્યો મળીને લગભગ ૨૭૫ ઉપરાંત કાવ્યો રચ્યાં, અને તે પણ દશેક વર્ષના ગાળામાં અને માત્ર છવ્વીસ વર્ષની ઉમર થતા સુધીમાં.

માત્ર સંખ્યાદૃષ્ટિએ જ તેમનો કાવ્યસંગ્રહ "કેકારવ" વિપુલ નથી, એમાં અનેકવિધ કાવ્યપ્રકારો ખેડાયા છે, અનેક ભાવોને સ્પર્શતા વિષયો એમાં લેવાયા છે, અનેક રસોનું તેમાં આલેખન છે, અનેક સુરમ્ય કલ્પના અને અલંકારોની દીપ્ત દેખાય છે. અનેક રસિક–મધુર ચિત્રો ને વર્ણનોનો ચમત્કાર તેમાં જોવાય છે. એમાં કવિની ઊર્મિનો વૈભવ અને એના ચિંતનની વિપુલ રસલહાણ મળે છે. એમાં પદલાલિત્ય, છંદો અને બાનીનું કૌશલ પણ એનો કવિ બતાવે છે અને એ બધામાંથી કવિ કલાપીની સુરેખ મનોહર મૂર્તિ "કેકારવ"માંથી સર્જાય છે.

**કાવ્યવિભાગો અને પ્રકારો:**

કલાપી મુખ્યત્વે આત્મલક્ષી કવિ છે. સર્વાનુભવી કવિને સહજ એવું તેવું દર્શન નથી, તેવું કૌશલ પણ તેનામાં ઝાઝું નથી. તે પોતે પણ કવિના પ્રકૃતિગત એ બે પ્રકારોમાં મોટો ભેદ જોતો નથી. ૨૪–૨–'૯૮ના રોજ એ કાન્તને લખે છે: "સ્વાનુભવરસિક કવિ અને સર્વાનુભવરસિક કવિમાં હું બહુ ભેદ જોતો નથી. જે વ્યક્તિને બરાબર ગાઈ શકે તે શું સમષ્ટિનું જ ગીત નથી? એક આવી બધે લાગી રહી છે." આમ છતાં તે પરલક્ષી કવિના લખવાના પ્રયત્નો કરે છે. એ જ પત્રમાં તે આગળ લખે છે: "અને છતાં માત્ર મ્હારી દૃષ્ટિને કેળવવા, મ્હારા

હૃદયને વિસ્તીર્ણ કરવાની આશામાં મેં "હમીરજી" જેવાં સર્વાનુભવરસિક કાવ્યો[૫] લખવાનો યત્ન આદર્યો છે." પરંતુ કલાપીને, પોતે કેવા પ્રકારનો કવિ છે અને પરલક્ષી કવિતામાં પણ પોતાની આત્મલક્ષિતા જ વિશેષે આવી જાય છે એનું ભાન પહેલેથી જ રહ્યું છે. "પણ ત્યાંએ, હું જ્યાં જોઉં ત્યાં મને મ્હારું જ હૃદય મળી આવે છે. હમીરજીના હૃદયમાં કે સદેવંતના હૃદયમાં, મ્હારી કવિતામાં અન્ય દૃષ્ટિને બહુ મોટો તફાવત લાગશે—કદાચ, મને તો તેવું કાંઈ જ લાગતું નથી." (એજન) આમ, કલાપી પોતાની પ્રકૃતિમર્યાદા અને તેથી આવતી લેખનમર્યાદા સમજે છે, પણ કાવ્યના આ બે પ્રકારો વચ્ચે તેને ઝાઝો ભેદ નહિ લાગતો હોવાથી તે સર્વાનુભવી કાવ્યપ્રકાર બહુ સારો ખેડી શક્યો નહિ, પણ તેથી અસંતુષ્ટ થતો નથી.

તેમ છતાં કલાપીની સમગ્ર કવિતા મુખ્ય બે ભાગોમાં વહેંચાઈ ગઈ છે: આત્મલક્ષી અને પરલક્ષી. આત્મલક્ષી કાવ્યે નું સ્વરૂપ તેણે અંગ્રેજી રીતનાં સંસ્કૃત વૃત્તોમાં લખેલ ઊર્મિકાવ્યો, ફારસી રીતની ગઝલો, કાન્તની રીતનાં મુક્તકો, જૂની રીતનાં ગીતો અને પદોમાં વહાવ્યું છે. પરલક્ષી કાવ્યોનું સ્વરૂપ ખંડકાવ્યો અને મહાકાવ્યના ઢાળામા વહાવ્યું છે.

## આત્મલક્ષી ઊર્મિકાવ્યો:

કલાપીનું શ્રેષ્ઠ સર્જન તેમનાં ઊર્મિકાવ્યોમાં છે. કલાપી ગુજરાતી સાહિત્યનો સૌથી વધુ સમૃદ્ધ ઊર્મિકવિ છે. એમનાં ઊર્મિકાવ્યોમાં અર્વાચીન ઊર્મિકાવ્યની રીતિનાં કેટલાંક આદર્શ દૃષ્ટાંતો મળે છે. ઊર્મિની તીવ્રતા અને સચ્ચાઈ ઊર્મિનું ખરું જનક બળ મનાય છે, તે કલાપીનાં ઘણાંખરા ઊર્મિકાવ્યોમાં છે. એવી ઊર્મિનું પ્રાકટ્ય પણ સીધું, વેગપૂર્વક, હૃદયના ઊંડા બળ અને સતત ધક્કાથી કાવ્યમાં થવું જોઈએ, તો એ પણ તેમની ઊર્મિકવિતામાં સાદ્યંત અનુભવાય છે. બુદ્ધિથી દબાયા વિનાની નિરંકુશ ઊર્મિ નિખાલસપણે કાવ્યમાં ધોધની જેમ વહેતી રહેવી જોઈએ, તો એ લક્ષણ પણ કલાપીનાં ઊર્મિકાવ્યોમાં વ્યાપક બળરૂપે જોવાય છે. ટૂંકમાં કહી શકીએ કે ગુજરાતી કવિતામાં ઊર્મિકાવ્યનું આદર્શ સ્વરૂપ કલાપીનાં કેટલાંક ઊર્મિકાવ્યો પૂરું પાડે છે.

---

૫ નોંધવા જેવું છે કે "બિલ્વમંગળ", "હૃદયત્રિપુટી" આદિ પોતે રચેલાં ખંડકાવ્યોને કલાપી આત્મલક્ષી કવિતાના જ એક પ્રકાર લેખે ગણે છે. પોતાની "હમીરજી ગોહેલ" એ એક જ રચનાને તે સર્વાનુભવી કવિતા લેખે છે.

કલાપીનાં ઊર્મિકાવ્યોમાં તેમનું આંતરજીવન, ભાવનાજીવન અને સંવેદનપટુ ચિત્તતંત્ર પૂર્ણપણે આવિષ્કાર પામ્યું છે. તેમનાં અંગત ઊર્મિ, અનુભવ અને જીવનપ્રસંગ તેમના વ્યાપક રસભાવને લીધે સર્વસ્પર્શી રૂપ પકડે છે. કલાપીનાં ઊર્મિકાવ્યોનું રૂપ અને તેનો આલાપ કેવળ તેમની ઊર્મિની જડ યાદી કે ટીપ જેવાં બની નથી રહ્યાં, પણ તેમની પ્રાણવાન ઊર્મિના ઉષ્માભર્યા સંસ્કારની પ્રબળ છાપરૂપ બની શક્યાં છે. કલાપી અંગત ઊર્મિને સર્વાનુભવી ઊર્મિનું વ્યાપક રૂપ, તાટસ્થ્ય અને અસર અર્પી શક્યાં છે તે તેમની આત્મલક્ષી કલાનો એક મોટો વિજય છે.

ઊર્મિકાવ્યનો પ્રકાર નરસિંહરાવ આદિ તેમના સમયના અન્ય કવિઓ કરતાં વધુ સફળતાથી કલાપી સાધી શક્યા છે તેનું કારણ કલાપી પોતે આખા ઊર્મિના જ બનેલા હતા તે છે. હૃદયધર્મને જીવનમાં મહત્ત્વનો ગણતા કલાપી હૃદયની ઊર્મિઓને, વૃત્તિઓને કે તરંગોને બુદ્ધિથી કે નીતિવિચારથી કે જગત-વ્યવહારના ભાનથી દાબી છાવરતા નહિ, તેનો પ્રયત્ન સરખો કરતા નહિ. આથી તેમના કોમળ ને સંવેદનશીલ હૈયામાં જે ઊગ્યું અને જેણે હૈયાને હલાવ્યું કે તરત તેને તે કાવ્ય કે પત્ર દ્વારા પ્રકટ કરવા મથતા, તેનો પુરસ્કાર કરતાં, અહોભાવ–મુગ્ધભાવ અને લાગણીઓના હાર વડે તે તેનું ગૌરવ કરતા, કલ્પના-ઓથી તેને ચમકાવતા અને એમ પોતાનો હૃદયરંગ કાવ્યમાં ઢોળતા.

આવી કલાપીની ઉત્કટ હૃદયવૃત્તિ પોતાના અનુભવમાં આવેલ સઘળા ભાવોને ઊર્મિકાવ્યોમાં ગાવા તત્પર છે. પણ પચીસ વર્ષના એ યુવાનમાં ભાવો હોઈ હોઈને વિવિધતાની દૃષ્ટિએ હોય પણ કેટલા? તે લખે છે: "દેશ માટે મને બહુ લાગણી છે, પણ તે ગાઈ શકાય તેવા બળવાળી નથી." આથી તે મોટે ભાગે તરુણોને સહજ ઝંખના અને અપ્રાપ્તિની વ્યથાના ભાવોને ઊર્મિ-કાવ્યમાં નિરૂપે છે. એમાં ય આ ઉંમરે ઝંખના ને અતૃપ્તિ પ્રણયની જ હોય એટલે ચોવીસ વર્ષની વય સુધી તે પ્રણયના ભાવો પોતાનાં ઊર્મિકાવ્યોમાં ગાય છે અને છેલ્લું દોઢ વર્ષ માત્ર પ્રભુભક્તિની ઝંખના અને અદર્શનની વ્યથાના ભાવને તે આલેખે છે.

પરંતુ ઊર્મિકાવ્યોના સર્જક તરીકે કલાપીની શક્તિ એમાં રહેલી છે કે આ ભાવો, ખાસ કરીને વ્યથાના ભાવો તે એવી પ્રબળતાથી, ઊંડી નિષ્ઠાથી અને વળી કાવ્યમયતાથી ગાય છે કે એ ભાવો કેટલીક વાર તો ઉત્તમ રસાત્મક કાવ્યોનું સુંદર રૂપ ધારણ કરે છે.

"ફૂટી ગયેલ ઘટની ઘટમાળ જેવાં
મ્હારાં ફર્યાં વરસ: જીવનબાગ સૂક્યો,
એકે ય બિન્દુ નવ ચોવીસ ચક્રમાંથી,
વા કોઈ એ ન ઘટમાળ સમારનારું.
સેવા બજી ન પ્રભુની કશી કોઈ દીએ,
બાકી રહી સહુ ય ચેતનહીન આશા,
તેમાં પરન્તુ ઉરને ફરિયાદ ના કે',
જાયે ગુલાબ કહીં કંટકને રડીને!" ("જીવનહાનિ")

હૃદયની ઊર્મિ અને મનોરથની નિષ્ફળતાની ઊંડી વ્યથાનો ભાવ કેવી પ્રબળતાથી અને તીવ્ર સત્યનિષ્ઠાથી કલાપીએ કાવ્યના રૂપમાં વહાવ્યો છે! કલાપીનો ભાવ કેવળ એક લાગણીનો આલાપ જ નથી રહ્યો, રસાત્મક ઊર્મિ-કાવ્યની એક સુરેખ આકૃતિ સર્જી શક્યો છે, તે કલાપીના માત્ર ઊર્મિબળે નહિ પણ તેમની કવિપ્રતિભાના જ બળે. વીતેલા વર્ષોને ઘટમાળના રૂપક તથા ગુલાબ–કંટકના દૃષ્ટાંતથી ભાવની સાધેલી ઘનતા અને પરાકાષ્ઠા, એ ઊંડી કવિદૃષ્ટિ અને ઉત્તમ કવિત્વબળ વિના અશક્ય.

પોતાનાં ઊર્મિકાવ્યોમાં કલાપીએ ચિંતનનો સારો આશ્રો દીધો છે. પણ તેમાં તેણે તેની વ્યથા અને તેના રુદન ઉપર જેટલું વિશેષ ધ્યાન આપ્યું છે તેટલું ઊર્મિકાવ્યના આવશ્યક લક્ષણ ચિંતન ઉપર પ્રમાણમાં નથી આપ્યું. તેમ છતા, રુદનને ગૌણ બનાવી તેણે જ્યાં ચિંતન ઉપર લક્ષ આપ્યું છે ત્યાં તેનાં ઊર્મિકાવ્યો ચિંતનની દીપ્તિથી ઑર ઝબકી ઊઠયાં છે.

"આજે જે પાંખમા પેસી ઘૂમે છે મધ ભૃંગ તે,
ફિક્કી પીળી થઈ કાલે સુવાસિત નહીં હશે!
સ્પર્શતાં પક્વતાને કે, રે રે! ધ્વંસ શરૂ થતો,
અને, ના પક્વ ત્યા સુધી ના ના સ્વાદ મળે કરો."
("પક્વતા")

જીવનમાં વિષમતાનું ચિંતન અહીં કેટલી મધુરતા અને ઊર્મિમયતાથી પીરસાયું છે! આવાં ઊર્મિકાવ્યો આકર્ષક બન્યાં છે, તે કલાપીની ચિંતનશકિત અને રીતિના પ્રભાવે.

તેમનાં ઊર્મિકાવ્યોમાં તેમની હૃદયવાણી એટલી પ્રબળતાથી બુલંદ ધ્વનિ કરે છે કે તેનો પડઘો આપણા ચિતમાં ચિરકાળ સુધી ગૂંજ્યા કરે છે:

"ભલે મૃદુ રહી સહી જખમ છેક ચૂરો થતું,
કઠિન ન બનો કદી હૃદય એ જ ઇચ્છું પ્રભુ!"
("એક ઇચ્છા")

કલાપીના જીવનમાં પ્રણયની તૃપ્તિની સ્થિતિ પ્રાપ્ત થતાં, શ્રી સુંદરમ્ જોઈ તેમ કહે છે, પરંતુ આ ઊર્મિકાવ્યો અટકી ગયાં નથી.[૬] માત્ર પ્રમાણમાં ઓછાં લખાવા માંડ્યાં, એટલું જ. કલાપીએ પોતે લલિતજી પરના પોતાના પત્રમાં કરેલું એ વિધાન "કવિતા તો ઓલવાઈ ગઈ છે",[૭] એનો અર્થ જીવનગત પરત્વે છે, કાવ્યના વિશિષ્ટ સ્વરૂપ પરત્વે નહિ: કારણ કે શોભનાના પ્રણયની તૃપ્તિની સ્થિતિ પછી પ્રભુદર્શન ને ભક્તિની અતૃપ્તિની સ્થિતિ તો ચાલુ જ રહે છે અને ૧૮૯૮ થી '૯૮ સુધીમાં લખાયાં તેના કરતાં સંખ્યામાં ઓછાં નહિ, પણ ગુણમાં તો 'નવો સ્નેહ' જેવાં કલાપીની કવિતાકળાના અર્ક સમાન કાવ્યો લખાયાં છે.

(કલાપીનાં સંપૂર્ણ સુંદર ઊર્મિકાવ્યો "અગ્રાહ્ય પ્રેમી", "પ્રાપ", "આકાશને", "કૃતજ્ઞતા", "પ્રિયા કવિતાને", "વિધવા બેન બાળાને", "અતિ મોહ", "એક ઘા", "પશ્ચાત્તાપ", "હૃદય", "એક ઇચ્છા", "મનુષ્ય અને કુદરત", "વૈરાગ્ય", "વિદાય", "શાંત પ્રેમ", "જન્મદિવસ", "ભવિષ્ય અને શ્રદ્ધા", "નિર્વેદ", "ભાવના અને સ્વપ્ન", "સુબનવિપ્લવ" "શિકારીને", "જીવનહાનિ", "ઉત્સુક હૃદય" અને "નવો સ્નેહ"— આટલાં ▪ આમાં કોઈની દૃષ્ટિએ વધુ બે-ચાર ઉમેરી શકાય, પરંતુ ઊર્મિનું એકાગ્રતાથી સાદ્યંત અસ્ખલિત વહન કરતાં ને કલાપીનો ઊર્મિવૈભવ બતાવતાં કાવ્યો આટલાં છે.)

**ગઝલો:**

કલાપીએ ગઝલો પણ સારા પ્રમાણમાં લખી છે. તેમણે ગઝલોમાં સૂફીવાદ અને અદ્વૈતનો સમન્વય કર્યો. તેમણે ગઝલોની દીક્ષા લીધી મણિલાલ પાસેથી. પણ મણિલાલે આધ્યાત્મિક અર્થનો ખોટા આભાસ જેમ તેમની ગઝલોમાં અને તેની પર લખેલી ટીકામાં ઊભો કર્યો હતો તેવો કલાપીએ નવો કર્યો એ યોગ્ય જ કર્યું છે. છેલ્લા દોઢ વર્ષની કલાપીની ગઝલોમાં સંબોધનવ્યક્તિ પ્રિયાને બદલે ખરેખર પ્રભુ આવી છે અને ત્યાં કલાપીએ તેમના મિત્ર આનંદરાવ પાસે પ્રકટ કર્યું છે તેમ "સમરૂપની દૃષ્ટિથી કવિતા લખી શકાય છે અને ઉર્દૂ ગઝલો બધી એવી રીતે લખાઈ છે. અત્યારે હું કવિતા લખું છું અને જે ▪ "સુદર્શન"-માં વાંચે છે તે શોભનાને સંબોધીને નથી લખાતી, કોઈ વ્યક્તિને સંબોધીને નહિ, પણ પ્રભુ તરફ દૃષ્ટિ રાખીને લખાય છે" (તા. ૧૦-૪-૧૯૦૦) પણ

૬. 'અર્વાચીન કવિતા' પ્રથમ આવૃત્તિ, પૃ. ૨૮૩

૭. તા. ૧૯-૧૦-'૯૮નો પત્ર

ત્યા સુધીની ગઝલો રમા–શોભનાને સબોધીને જ ઘણી ખરી લખાઈ છે. આમ છતા, "હમારા ગહ", 'ત્યાગ', "ઇશ્કનો બદો", હમારી પિછાન" જેવી ગઝલો તેમના જગતવૈરાગ્ય અને પ્રેમપરસ્તીના પરિણામરૂપ છે અને સૂફી તથા અદ્વૈતની સમન્વયદૃષ્ટિથી વિચારસમૃદ્ધ બની છે

કલાપીની ગઝલોમા કલાનુ મહત્ત્વ નથી, લાગણીના કે જોસ્સાના "ફીભા"નુ મહત્ત્વ છે કલાપીના દર્દની કે ખુમારીની પ્રબળ ઊર્મિઓ તેમા ઝિલાઈ છે. રાજખટપટ વ્યવહારજાળ, મનુષ્યની પ્રપચી સૃષ્ટિ અને પ્રેમમા ઉદ્ભવતી વિષમતા તથા નિષ્ફળતાના આઘાતે કલાપીનુ હૈયુ ઘૂણી ઊઠતા તેને વ્યક્ત કરવા તે સહજપણે ગઝલનુ તેને અનુરૂપ સ્વરૂપ પકડી લે છે અને તેમા પોતાની સર્વ વેદનાઓ અને વિમાસણો, નિર્ણયો અને મસ્તાની રગો ઠાલવે છે પ્રેમના અનુભવમા કલાપી ઊડા ઊતર્યા હોવાથી તની વિવિધ મઘર્ષાત્મક પળોને તે ગઝલોમા સારી રીતે વહાવી પણ શકે છે તેમની શૃગારરસિકતા, સૌન્દર્યદૃષ્ટિ, વિપ્રલભના દર્દના આલાપ અને નિરાડબરી મસ્ત ભાવોને વિહરવાનુ ગઝલોમા સુગમ થઈ પડયુ છે એ દૃષ્ટિએ પક્તિઓમા ત નજાનો હાવ્ય ચમકારો તેમની ગઝલોના લઈ આવે છે, જેની ચોટની અસર આખી ગઝલમા રહેવા પામે છે

"હીનાના રગથી પ્હાની સનનની રગતો'તો હુ,
ઝૂકીને બાગમા તેના ગુલોને ગૂથતો'તો હુ."

જેવી પક્તિઓ તમની પ્રણયરસિકતા અને સૌન્દર્યપનાનુ યથેચ્છ દર્શન કરાવે છે એમનુ સવનન પણ કેવુ ખુશબોદાર છે!

"યારી ગુલામી શુ કરુ તારી? સનમ!
ગાલે ચૂમુ કે પ્હાનીએ તુને? ! સનમ!"

એમની પ્રણયચારઝૂનો પોમાર પણ ગઝલમા વવારે સારી રીતે પડી શક્યો છે.

"જિગર મુજ ખૂન પાડે જે નિસાસે અનુ ચાલે છે,
ચિતા મુજ ઉપરે ત્યારે લવે એ, દૂર છે સારુ!"

એમનુ દર્દ પણ એટલી જ ઉત્કટતાથી ગઝલ ઝીલી શકે છે

"મગર એ દાતની મિસ્સી, સનમના હાથમા દેતા,
અરેરે કોઈ વા વાયો, સનમ, બો, રગ સૌ ફીટયા,
મને એ ખ્વાબની ખુશમો, મને એ સોબતી મ્હારો,
મને એ હાથનો પ્યાલો ફરી આ એક દિન આપો."

કલાપીની ગઝલોમાં દર્દની વેદના અને તેને ઉચિત કલ્પનાની કાવ્યમય અભિવ્યક્તિ પણ અપૂર્વ બની ગઈ છે

"પાણી બની છલકાઉં છું, હું દમ બ દમ ગમને કૂવે,
આધાર છે, લાચાર છું, મિર્ઝા—હવે મિર્ઝા, સનમ!"

તેમની લાગણી અને કલ્પના અહીં એકમીજાને બાઝી કઈ અધ્ધર ખેંચે છે!

ગુજરાતની સમગ્ર ગઝલોમાં કદાચ અપૂર્વ કહી શકાય તેવી તેમની એક કલ્પના જુઓ

"જોઈ તને આંખો નમાવી આ બધે,
રોકી દઉં પૂગી તને આંખે? સનમ!"

—પહેલા આંખમાં પૂરી દઉં, પછી આંખો મીંચી દઉં, જેથી જુદાઈ ન થાય—કેવી રમ્ય નવીન કલ્પના!

એમની ગઝલોમાં ભવ્ય મસ્તીનો ઉન્માદ ને ખુમારી પણ સધાય છે

"હું જાઉં છું! ત્યાં આવશો કોઈ નહિ!
સો સો દિવાલો બાંધતાં ત્યાં ફાવશો કોઈ નહિ!"
આ ચશ્મ મુંજે છે ચઢ્યું આલમ બધી નિહાળવા,
તે ચશ્મ પર પાટો તમે વીંટી હવે શકશો નહિ"

"હા લાખની ફક્કડ આ એકની જામ છે!
મસ્તાનના મસ્તાન એવું જામ પીનારા હમે!"

એમાં કલાપીને પ્રિય ફકીરી—વૈરાગ્યનો ભાવ પણ સહજપણે ગૂંથાઈ આવે છે:

"હમે જોગી બધા વસ્વા સ્મશાનો ઢુંઢનારાઓ!
તહીંના ભૂતને ગાઈ જગાવી ખેલનારાઓ!"

પરંતુ ઈ. ૧૮૯૯—૧૯૦૦ની તેમની ગઝલોમાં પ્રભુદર્શનની પ્યાસ અને તેના અભાવે થતી ઊંડી વેદનાનો રણકાર થાય છે, તે અપૂર્વ છે કલાપીની જિંદગીના છેલ્લા વર્ષો આત્મની ખોજ તરફ વળ્યા હતા, તેની પ્રતીતિ તે કરાવે છે

"છીપી રહ્યા છે પ્યાસને આ ઝાંઝવે લાખો અહીં,
હું તો તમારું નીર સાચું શોધતા પ્યાસો, સનમ!
"પેદા થયો છું ઢુંઢવા તુંને, સનમ!
ઉમ્મર ગુજારી ઢુંઢતાં તુંને, સનમ!"

આખરે એ તરસ છીપે છે ત્યારે કેવી વિશાળ અને એકરૂપતાવાળી તેમની આત્મસ્થિતિ બને છે, તેનું ચિત્ર પણ ગઝલમાં જ સારું આવી શક્યું છે :

"જ્યાં જ્યાં નજર મ્હારી ઠરે યાદી ભરી ત્યાં આપની,
આંસુ મહીં એ આંખથી યાદી ઝરે છે આપની!"

આમ, હૃદયના વિવિધ ભાવો અને લાગણીઓ કે મનોદશાને કલાપી ગઝલોમાં સમર્થ રીતે વ્યક્ત કરી શક્યા છે. તેમની ગઝલોમાં ફારસી–ઉર્દૂ શબ્દોના વપરાશથી તેની મસ્ત હવા પેદા થાય છે અને ભાષામાં જોશ આવે છે. પણ કલાપી ઘણી વાર ફારસી–ઉર્દૂ શબ્દોની સાચી સમજ વિના તેમનો ઉપયોગ કરે છે તથા ખોટી રીતે શબ્દોમાંના અક્ષરોને વાળે છે–તોડે છે.૮ "આ કારખાનું ઇશ્કનું" જેવી અસુભગ કલ્પના પણ તેમનાથી થઈ છે. કલાપીની સમજ એવી લાગે છે કે ગઝલોમાં જોશ અને મસ્તી લાવવા માટે ક્યાં તો સનમ, સાકી, ઇશ્ક, દર્દ, ગમ, જામ, શરાબ, ખંજર અને એવા ઉર્દૂ શબ્દો વાપરવાની જરૂર છે, ક્યાં તો ખંડખોર, વિરૂપ ચિત્રો, રૌદ્ર કલ્પનાઓ અને ભયાનક પ્રતીકોનો ઉપયોગ કરતાની આવશ્યકતા છે. પણ એથી તો શબ્દોના ખણખણાટ, શબ્દાડંબર, કલ્પનાચિત્રની અવાસ્તવિકતા ને એકવિધતા અને કઢંગાપણા સિવાય બીજું કંઈ સધાતું નથી. કલાપીએ ફારસી–ઉર્દૂની મૂળ ગઝલો જોઈ હોત તો તેમાં કેટલું સૂક્ષ્મ સૌન્દર્યનિરીક્ષણ એના કવિઓનું છે, એની પાછળ તેમનો કેવો ઊંડો ને વિવિધ કોટીનો અનુભવ છે તે તેમને માલૂમ પડત. એ પરિચિત સુરા, સનમ આદિ પ્રતીકો તો કેવા કેવા વિચારોના સમર્થ વાહક છે, તેનો તેમને ત્યારે જ ખ્યાલ આવત. પરંતુ કલાપી મૂળ ઉર્દૂ–ફારસી ગઝલો સમજ્યા વિના તત્કાલીન ગુજરાતી ગઝલકારોની કૃતિઓને વાંચીને ગઝલો લખવા પ્રેરાયા, તેથી આ ઊણપો તેમની ગઝલોમાં રહી જવા પામી. મારે નમ્ર મતે તો જ્યાં કલાપીએ ઉર્દૂ શબ્દો ઓછા વાપર્યા છે અને કઢંગી, ભયાનક કલ્પનાઓ ઓછી કરી છે, ત્યાં તે ગઝલકાર તરીકે વધુ સફળ થયા છે. તેમની છેલ્લા દોઢ વર્ષની ગઝલો આ કારણે સ્મરણીય બની રહે તેમ છે.

કલાપીની ગઝલો તેમના સમયના કોઈપણ અન્ય ગઝલકાર કરતાં વધુ લોકપ્રિય બની છે. એમની ગઝલોમાં છંદો, શબ્દો, રદીફ–કાફિયા તરફની બેદરકારી અને મસ્તીની તેમની વિચિત્ર કલ્પનાને લીધે દોષો આવ્યા છે, તેમ છતાં ફારસીના

૮. આ પુસ્તકનાં પ્રકરણો ૨, ૩ જુઓ.

વિદ્વાન ને કડક વિવેચક શ્રી સંજાણાએ તેમની કોઈ કોઈ ગઝલને ધ્યાનપાત્ર ગણી છે:

"I am inclined to think that barring a dozen or so of gazals by Kalapi and Nanalal and one or two others, all the hundreds and thousand of Gujarati gazals may safely be consigned to a well-deserved oblivion. One of the finest gazals in Gujarati I have read is now ascribed to Kalapi......"[૯]

કલાપીની ઘણીક ગઝલો તો તેમાંનાં ઊર્મિઘોષ, અનુભૂતિનું ઊંડાણ, સુરમ્ય, રસિક મનોહર કલ્પના, કાવ્યોચિત નિરૂપણછટા અને ભાવની કોમળતાને લીધે ગુજરાતી ગઝલ-સાહિત્યમાં ચિરંજીવ સ્થાનની અધિકારી છે.' ગઝલની રચના તેમાંના આંતરિક ભાવવિશેષ સાથે સતત સંબંધથી જોડાયેલી છે અને કલાપીની "આપની યાદી," "તમારી રાહ," "આપની રહમ," "સનમની શોધ," "સનમને!," "એકરાર," "હમારી પિછાન," "હમારા રાહ," "ત્યાગ," "ઇશ્કનો બંદો" આદિ ગઝલોની રચના તેમાંના આંતરિક ભાવવિશેષ સાથે એકરૂપ થયેલી અનુભવાય છે. કલાપીને પોતાના કૌતુકપ્રિય ભાવો અને લાગણીઓને એવી જ કૌતુકપ્રિય રીતીમા વ્યક્ત કરવામા ગઝલના કાવ્યપ્રકારે સૌથી વિશેષ યારી અપાવી છે, એ પણ નોંધવા સરખું છે.

મુક્તકો:

કલાપીએ ઈ. ૧૮૯૭માં[૧૦] કેટલાંક મુક્તકો લખ્યાં છે. તેમાં પણ તેમના જ હૃદયની લાગણીઓ અને તેનાં આંદોલનમાંથી ઉત્પન્ન થતા વિચારતરંગો વ્યક્ત થયા છે. કલાપીનાં મુક્તકોમાં મોતીની માફક ચળકે છે તે કલ્પના કે વિચારની ચમત્કૃતિ નહિ, પણ તેમની લાગણીના તણખાની દ્યુતિ. મુક્તકોમાં હૃદયનાં નાનાં ભાવબિંદુઓ રજૂ કરવાનો તેમનો પ્રયત્ન છે. "એક સવાલ," "સ્ખલિત-હૃદય," "કોને કહેવું ?," "સ્મૃતિ," "એક ચિંતા," "નિઃશ્વાસો," "એકલો હું," "રજા," "ઘા", "દેશવટો," "ભ્રમર," "પ્રેમાધીન," "હસવા કહેતીને," "રુદ્દિષા," "તે મુખ," "રોનારાં", "વીત્યા ભાવો," "તલશું કાં," "પીત્યાને રોવું" વગેરે તેમનાં આવાં આઠ આઠ પંક્તિઓનાં

૯. આ ગઝલ તા ૨૬-૨-૧૮૯૭ના રોજ લખાયેલી "તમારી રાહ".
૧૦. ઈ ૧૮૯૬માં 'એક કળીને', 'નિ.શ્વાસને' જેવાં ત્રણચાર જ મુક્તકો મળે છે.

મુક્તકો છે. "દેશવટો" જેવાં કોઈ કોઈ મુક્તકો તો જાણે તેમણે તેમના જિગરના લોહીમાં કલમ બોળીને લખ્યાં હોય તેટલાં વેધક અને પ્રતીકઅનુભૂતિની સમરસતામાંથી સહજપણે આકૃતિ સર્જાઈ હોય તેટલાં લીલામય બન્યાં છે.

## અંજની ગીતો :

એમાંનાં લગભગ બધાં મુક્તકો અંજની છંદમાં લખાયેલાં છે. જોકે એમાં કલાપીને કાન્ત જેટલી સફળતા મળી નથી, કારણ કે લાગણીને ગાવા તથા રોવા સિવાય અન્ય કશો હેતુ કલાપીએ તેમાં રાખ્યો નથી. અંજની છંદની ચોથી પંક્તિમાં પ્રથમ ત્રણે પંક્તિઓના અર્કરૂપે જે ચમકારો મળવો જોઈએ તે કલાપીના અંજની છંદોમા જોવા મળતો નથી. કલાપીએ પહેલું અંજની ગીત "એકલો હું" કાન્તના "આકાશે એની એ તારા" એ અંજની ગીતથી પ્રેરાઈને લખ્યું. પછી તો કલાપીને એ નાનકડા અજનીનું ગુંજન પોતાની રુદનપ્રિયમય લાગણીને લીધે એટલું બધું પ્રિય થઈ પડ્યું કે તેમણે તેમાં સારી સંખ્યામાં મુક્તકો વહાવ્યા. એ જ પ્રમાણે કલાપીએ પ્રવાહી તોટકમાં "એક સવાલ" એ તેમનું પ્રથમ મુક્તક લખ્યું તે પણ કાન્તના તોટક "વત્સલનાં નયનો" પરથી જ લખ્યું. આમ, મુક્તકોમા કાન્તમાંથી પ્રેરણા લઈ, તેમણે વાપરેલા તોટક, અંજની આદિ છંદોનું અનુસરણ કરી પોતાના રુદનભાવ ગાવા સિવાય કલાપીએ કશું નવીન આપ્યું નથી. તોપણ "દેશવટો" જેવું તેમનું મુક્તક તેમાની લાગણીએ સાધેલા કરુણરસના રૂપમાંથી ચમત્કાર બતાવતું હોવાથી કાવ્યદૃષ્ટિએ (પ્રકારની દૃષ્ટિએ નહિ) ચિર જીવ છે.

## ગીતો-પદો :

કલાપીએ લખેલાં ગીતો-પદોની સંખ્યા ઝાઝી નથી. તેમણે તેમના કવનકાળની પ્રારંભદશામાં સોરઠ રાગમાં "પ્રીતિની રીતિ" નામે પદ રચ્યું છે, પણ તે જૂના ભજનઢાળના અનુકરણ સિવાય કશો ચમત્કાર બતાવતું નથી. પણ ૧૮૯૭માં મણિલાલના "આપ ભર્યે શું થાય હરીલી! આપ ભર્યે શું થાય?" એ પદના રાહમાં કલાપીએ રચેલું "પ્રિયા કવિતાને છેલ્લું આલિંગન" સુગેય અને મધુર છે. હૃદયનાં આંસુથી કવિતા વિશેની પોતાની પ્રીતિ વ્યક્ત કરતા કલાપીનું "ઊર્મિહીણકનું" આ ગીત આપણા સાહિત્યનાં કરુણરસનાં ગીતોમાં એક સારો ઉમેરો બન્યું છે.

"આંખ ગઈ છે! ક્યાં છે આંસુ? શું ગાશે સુનકાર?
વિશ્વે છે ના શું એનું એ? છે ક્યાં એ રસધાર?
હવે તો ક્યાં છે એ મળનાર?
આંસુ વર્ષનારી આંખ ગઈ! હવે કોઈ સુણનાર પણ નથી!

હવે તો "મારો હું જ પોકાર!" જેવી ક્રિયા કવિતાની દશા જોઈને કવિમાં જે નિરાશાની કરુણતા વ્યાપી છે તેનો સચોટ અનુભવ કવિ આ ગેયપદમાં કરાવી શક્યા છે.

પણ આ સિવાય તેમણે લખેલાં બે–ચાર "સ્વપ્નને સાદ," "પાણીનું પ્યાલું," વગેરે ગીત તેમ જ ઊર્મિના નિરૂપણની દૃષ્ટિએ સત્ત્વહીન છે, જેમ તેમણે નાનપણમાં નાટકનાં ગીતોના ઢાળ પરથી લખેલાં ગીતો પણ નિર્માલ્ય છે.

ટૂંકમાં આત્મલક્ષી કાવ્યપ્રકારોમાં કલાપીને ઊર્મિકાવ્ય અને ગઝલના કાવ્યપ્રકારોમાં સૌથી વિશેષ સફળતા સાંપડી છે. તેમના આ બે કાવ્યપ્રકારે તેમના સમયના કોઈપણ કવિ કરતાં વધારે લોકપ્રિય પણ નીવડી ચૂક્યા છે.

કલાપીએ વસ્તુલક્ષી યા પરલક્ષી કાવ્યોમાં બે કાવ્યપ્રકારો ખેડ્યા છેઃ ખંડકાવ્ય અને મહાકાવ્ય.

ખંડકાવ્યો :

કલાપીની રસનિરૂપણની શક્તિ, વસ્તુ–આલેખનની છટા અને પ્રકૃતિવર્ણનની કુશળતાને લીધે તેમનાં ખંડકાવ્યો કાન્તથી બીજે નંબરે આવી શકે તેમ છે. બોટાદકર, ખબરદાર કે નરસિંહરાવનાથી ચઢિયાતું રસસંયોજન કલાપી તેમનાં ખંડકાવ્યોમા બતાવી શક્યા છે. કાવ્યોનું સંઘર્ષાત્મક વસ્તુ પસંદ કરવામાં અને તેમાંથી તીવ્ર ભાવસ્થિતિ પ્રકટ કરી તેનું રસાત્મક રીતે નિર્વહન કરવામાં પણ કલાપીનુ કૌશલ વરતાય છે.

જોકે કાન્તની પૂરી અસર તેમનાં ખંડકાવ્યો ને આલેખનરીતિ ઉપર છે પ્રકૃતિના સંવાદી કે વિરોધી ચિત્રથી ખંડકાવ્યની શરૂઆત કરવી. વાચકની જિજ્ઞાસા વધારે એ રીતે પાત્રો અને તેમની લાગણીઓના સંઘર્ષનો તેમને પરિચય કરાવવો, ભાવને જુદી જુદી લાગણીઓ તથા પ્રકૃતિચિત્રો અને એકાદ ઘટનાથી ઘટ્ટ કરતા જઈ પરાકોટિએ પહોંચાડવો તથા એ ભાવને ઉચિત રીતે ગ આપવો—એવી યોજના, કુશળતા તેમને કાન્તનાં ખંડકાવ્યો વારંવાર ઘૂંટવાથી હાથ લાગી છે. ભાવાનુકૂળ વૃત્તવૈવિધ્ય અને પરિવર્તનની રીતિ પણ

કાન્તના અનુસરણમાં જ તેમણે વાપરી છે. પ્રકૃતિ અને પાત્રો વચ્ચેનો સુમેળ પણ તે કાન્ત પાસેથી જ શીખ્યા લાગે છે. આમ છતાં કલાપીનાં ખંડકાવ્યો એક વાતે કાન્તનાથી જુદાં પડે છે. કલાપીનાં ખંડકાવ્યો "સારસી," "બિલ્વમંગળ," "ગ્રામમાતા," "કન્યા અને ક્રૌંચ," "ભરત," "મહાત્મા મૂળદાસ" વગેરે કથાઓ જેવાં લાગે છે, જ્યારે કાન્તનાં ખંડકાવ્યો નાટકનું કલાવિધાન બતાવે છે. એક વાર્તામા જે રીતે પ્રસંગ કહેવાય, તેને પરાકાષ્ઠાએ પહોંચાડાય એ રીતે કલાપી પોતાનાં ખંડકાવ્યોમાં વસ્તુ આલેખે છે અને તેનો અંત લાવે છે. વાર્તામાં પણ અમુક અંશે નાટ્યાત્મક સંવિધાન લાવી શકાય છે. કલાપીનાં ખંડકાવ્યોમાં જે નાટ્યાત્મક કૌશલ દેખાય છે તે કથાકારનું છે. કાવ્યોની વચમાં વચમાં આવતું કવિનુ ભાષ્ય કે ચિંતન પણ એ હકીકતની સાક્ષી પૂરે છે. આથી કલાપીનાં ખંડકાવ્યોને પ્રસંગકાવ્યો કે પ્રસંગોર્મિકાવ્યો કહી શકાય. કાન્ત અતિલાઘવથી જ્યાં અનિવાર્ય હોય ત્યાં જ પોતાની જાતને કાવ્યની વચમા લાવે છે, બાકીનો આખો સમય પ્રસંગને, પાત્રને, કાવ્યમાંની પરિસ્થિતિને અને ભાવને બોલવા દે છે, જ્યારે કલાપી પાત્રોને પોતાની આંગળીએ પકડી કાવ્યમા ફેરવે છે. કાન્તમા બિનંગત કલાકારનું તાટસ્થ્ય એટલું બધું છે કે પૂરા ધૈર્યથી તે ભાવને વેગ આપે છે, તેને અન્તિમ કક્ષાએ પહોંચાડે છે. કલાપી મુખ્યત્વે કવિ હોવાથી ખંડકાવ્યોમા વ્યક્ત થતાં રહસ્ય, પ્રશ્ન, સંઘર્ષ તેના પોતાના જ માનસના હોય છે અને તેથી તે ભાવના આલેખનમાં કાન્તના જેટલું ધૈર્ય, સ્વાસ્થ્ય બતાવી શક્તા નથી. ભાવાવેશમા આવી જઈ તે કાવ્યમાં પોતાની અંગત લાગણીઓ, વિચારો દાખલ કરી દે છે અને આમ થવાથી ખંડકાવ્યની સુશ્લિષ્ટતા તૂટી જાય છે કાવ્યો પ્રમાણહીન ને દીર્ઘસૂત્રી બની જાય છે. કાવ્યની આકૃતિ શિથિલ પડી જાય છે. કવિના અનુભવની કલ્પના મંદ પડી જઈ કવિનું નીતિતત્ત્વ આગળ આવી જાય છે. આમ છતાં કલાપીનાં "બિલ્વમંગળ," "હૃદયત્રિપુટી," "પ્રપાત," "ભરત," "વીણાનો મૃગ", આદિ ખંડકાવ્યો તેમાના રસ, વર્ણન, ભાવનિર્વહન, મનોમંથન અને સંઘર્ષને લીધે તેમ જ તેના પ્રવાહી રસમય આલેખનને લીધે ગુજરાતી ખંડકાવ્યોમા નોંધપાત્ર બન્યા છે. તેમનું "પ્રપાત" કાવ્ય, જે બહુ જાણીતું નથી બન્યું, તે અન્યોક્તિ પ્રકારનુ, કલ્પનામંડિત આત્મલક્ષી ખંડકાવ્ય છે. આખું કાવ્ય સ્વપ્નસૃષ્ટિનો અનુભવ કવિ વર્ણવતા હોય એ રીતે લખાયું છે. એ રીતે એ કલાપીનો એક નવો કલાપ્રયોગ છે. એના નિરૂપણમાં કવિએ વ્યંજનાનો આશ્રય પણ ઠીક ઠીક લીધો છે.

## ત્રણ સુપ્રસિદ્ધ ખંડકાવ્યો :

("સારસી", "ગ્રામમાતા" અને "બિલ્વમંગળ" કલાપીનાં સરસ ખંડકાવ્યો છે.) કાન્તના "વસંતવિજય" આદિ ખંડકાવ્યોના કલાવિધાનથી આકર્ષાઈ બે કાલ્પનિક અને એક જનવાર્તાના પ્રસંગના કથાતંતુ આ ત્રણ કાવ્યોમાં તે ગૂંથે છે.

સુરસિંહનું પ્રથમ ખંડકાવ્ય "સારસી" 'કાન્તના' "મૃગતૃષ્ણા" કાવ્યનું સ્મરણ કરાવે છે. આરંભની કુદરત સ્થિતિ અને પાત્રપ્રવેશ, પશુ–પક્ષીયોનિના અબોલ, નિર્દોષ પાત્રો, તેમના જીવનની વિષમતા ને કરુણતા, તેમના પ્રત્યે કવિની કરુણાર્દ્ર હમદર્દી, એમાં દેખાતું કવિમાનસ અને વ્યક્ત થતી તેમના કવિઓની વિધિ સામેની ફરિયાદ વગેરે તત્ત્વો બંને કાવ્યોના સમાન છે. પ્રસંગગ્રથનની શૈલી અને વૃત્તવૈવિધ્યની બાબતમાં "મૃગતૃષ્ણા"નું જ અનુસરણ કરે છે અને સુરસિંહના કહેવા મુજબ 'સીધાસાદા પ્રસંગગ્રથનની વર્ડ્ઝવર્થ–રીતિનું કાવ્ય' છે તેના કરતાં કાન્ત–રીતિનું વધુ લાગે છે. તથાપિ "મૃગતૃષ્ણા"ના કવિનું નિરાશાની અને વિધિની ક્રૂરતાની બાબતમાં જેટલું ઘેરું માનસ છે તેટલું "સારસી"ના કવિનું નથી. સુરસિંહે પોતાના કાવ્યના અંતભાગમાં વિધિની દયાળુતા બતાવી છે એ સૂચવે છે કે કવિમાનસની કાન્ત સુરસિંહમાં સમાનતા અને કાવ્યકલાની બાબતના સુરસિંહ કાન્તનું અનુસરણ કરતા છતાં જીવનદર્શનની બાબતમાં સુરસિંહ કાન્તથી ભિન્ન પડી જાય છે અથવા તો દૃષ્ટિ–વલણમાં કાન્ત જેટલા સુરસિંહ ઉદ્દામવાદી (extremist) નથી.

"ગ્રામમાતા" "સારસી"ની પદ્ધતિએ ચાલતું છતાં સુરસિંહના સ્વતંત્ર વ્યક્તિત્વ અને કવિત્વનું સુફળ છે "વર્ડ્ઝવર્થ સાદાઈમાંથી કાંઈક અદ્ભુત ચમત્કાર ઉપજાવી શકે છે ... "કહેવાનું તે કહી જવું" એ નિર્ણય પર જ્યારે વર્ડ્ઝવર્થ આવે છે ત્યારે તે ગાઈમાં નથી એવું પેદા કરી શકે છે મારું લક્ષ્ય આ છે, પણ, એ કાર્ય મારા સ્વભાવને પ્રતિકૂલ લાગે છે કે કાં તો તે બહુ કઠિન કાર્ય છે પણ એ રસ્તે ચાલતાં હજુ સુધી મને સંતોષ નથી મળ્યો." "સારસી"ને "રોવડી" સાથે સરખાવી જોજો" આમ સુરસિંહજી વાજસુરવાળાને લખે છે[૧૧] પરંતુ તેમનું આ નિવેદન તેમની અત્યંત વિનમ્રતા અને સુજનતાના નમૂનારૂપ હશે, તટસ્થ અવલોકનના નમૂનારૂપ

૧૧ 'રોવડી' તે જ 'ગ્રામમાતા'

નથી. "સારસી" માટે કેંક અંશે એ યોગ્ય ઠરે તોપણ "
માટે તો સુરસિંહનું આ નિવેદન સ્વીકારી લઈએ તો તેમ
દષ્ટિને અન્યાય પહોંચાડવા બરાબર છે. સુરસિંહજી "ગ્રામમાતા" માં વર્ડ્ઝ-વર્થની જેમ સાદાઈમાંથી કાંઈક અદ્ભુત ચમત્કાર ઊપજાવી શકચા છે. કહેવાનું કહી જવાના લક્ષ્ય તરફ તે આવ્યા છે, ત્યારે કાવ્યનાં બહિરંગ તત્ત્વોનો કશો ઠઠારો કર્યા સિવાય અભિવ્યક્તિને સરળતા ને સાદાઈથી છતાં સચોટપણે તે વ્યક્ત કરી શકચા છે. બાળોટા, વૃદ્ધ માતા અને વૃદ્ધ ખેડૂતની દૂરથી આવતા અસવારને જોતી વેળાની ચેષ્ટાઓનું સ્વભાવોક્તિભર્યું વાસ્તવલક્ષી વર્ણન અને આધારભૂત તંતુ સમી પંક્તિઓ

"રસહીન ધરા થૈ છે, દયાહીન થયો નૃપ
નહીં તો ના બને આવું,"

એનું સમર્થન કરે છે. કાવ્યમાં બોધ વ્યંજનારૂપે જ કવિએ વહેવડાવ્યો છે. એમાંનો સૂર જેટલો પરલક્ષી છે તેટલો આત્મલક્ષી પણ છે. સુરસિંહના સાદાઈથી ઓપતા સુકવિત્વનું જ એ નિદર્શન છે. કાવ્યોમાં પ્રસંગ કોઈ લોકકથા કે દષ્ટાંતકથા જેવો ચમત્કારપૂર્ણ લાગે છે, પણ સુરસિંહજીને નિત્ય સવારમાં ઘોડા પર બેસીને ખેતરોમાં ફરવા જવાનો શોખ હોવાને લીધે તેમના જીવનમાં બનેલો વાસ્તવિક હોવાનો પણ એટલો જ સંભવ છે.

"બિલ્વમંગળ"[૧૨] એક દંતકથામિશ્રિત ઐતિહાસિક ખંડકાવ્ય છે. બિલ્વમંગળમાં આરોપાતી ઘટનાઓ તુલસીદાસમાં પણ ઘટાવવામાં આવે છે. બિલ્વમંગળની પ્રસંગકથા ઉપર સુરસિંહની પસંદગી ઢળી તેમાં એ વખતની તેમની વૃત્તિઓનું બિલ્વમંગળની મનોદશા સાથેનું સામ્ય છે. સુરસિંહને ભકતો, યોગીઓ, સાધુઓ, સંતોને પોતાનાં કાવ્યોમાં પાત્રો તરીકે આલેખવું વિશેષે ગમે છે તેનું કારણ તેમના અંતરનો ત્યાગના વિષય અને સત્ત્વગુણી પાત્રો તરફનો ઊંડો અનુરાગ છે. ભરત, બિલ્વમંગળ, મહાત્મા મૂળદાસ, પહાડી સાધુ વગેરે એનાં દષ્ટાંતો છે. "બિલ્વમંગળ" પંક્તિસંખ્યાની દષ્ટિએ "હમીરજી ગોહેલ" અને "હૃદયત્રિપુટી" પછીનું સુરસિંહનું ત્રીજું લાંબામાં લાંબું ૨૦૪ પંક્તિઓનું કાવ્ય છે. એમાં સુરસિંહની તત્કાલીન મનોદશા અને હૃદયમાં ચાલતા મંથનનો

૧૨. 'બિલ્વમંગળ' નામ કાન્તે આપ્યું. કલાપીએ કાવ્યને આપેલું નામ તુલસી. તુલસી અને બિલ્વમંગળ વિશેની લોકકથા લગભગ સમાન છે.

આબાદ પડધો પડે છે. શોભના અને રમાચિંતન કે જ્ઞાનયોગનું ચિંતન અથવા પ્રિયાપ્રેમ કે પ્રભુપ્રેમ એ તેનો વિષય છે. "રાગ અને ત્યાગ"ની વચ્ચે એ ઝૂલતા કવિહૃદયાની મથામણને આ કાવ્ય ઝીલી બતાવે છે :

"બોલી ઊઠયો, "અહહ પ્રભુ! સ્નેહની આ દશા શી?
ઓહો કર્તા! તુજ કરણીમાં આવી તે ક્રૂરતા શી?
પ્રેમી બોક્તા પ્રણયી હૃદયે બોજ્યની પાસ આવે,
તે ભોક્તાનું જિગર કુમળું ભોજ્ય તે કેમ બાળે?"

શોભના સાથેના પ્રણયસંવનનમાં સુરસિંહે પોતાની પ્રિય દુઃખવાદી મનોદશા પ્રમાણે અહીં કલ્પી કાઢયું છે કે રમા પોતાના કુમળા જિગરને પ્રણયસંવનન કરતાં આગ જેવી દાઢથી ને વેણુથી બાળી નાખવાની છે. પણ તરત જ પછીની પંક્તિમાં "કાંઈ મીઠું સુખ નકી હશે બાળવામાં" કહી કવિ સમાધાનવૃત્તિ અને કર્તાના પ્રયોજનમાં શ્રદ્ધા દાખવે છે. નાયક-નાયિકાના શૃંગારસુખના અનુભવનું અને તે બાદનું ચિત્ર પણ તેમના તત્કાલીન સ્વાનુભવનું દર્શન છે. "મ્હારા વ્હાલા સુરા હૃદયથી દાસ તું ઈશનો થા!" એ અને "શું છે હું માં! સુખરૂપ તને કેદ આ ના થવાની," જેવી પંક્તિઓ સુરસિંહના અસ્વસ્થ ચિત્તમાં વારંવાર ઊઠતા નિર્વેદની નિશાની છે અને તેમાં જે બોધ છે તે બિલ્વમંગળની સાથે પોતાને ય પ્રબોધવા માટે હોય તેમ જણાય છે.

"સંસારીને શિખવીશ હવે સ્નેહ, વૈરાગ્ય, ભક્તિ,
ને અંતે હું મગીશ સુખમાં ઈશનું નામ બોલી,
ચાલો ચાલો નદીતટ પરે ઝુંપડી બાંધશું ને
વ્હાલા મારા પરમ પ્રભુનાં ગીત ગાશું જ પ્રેમે!"

આ ઝંખના સુરસિંહની અહર્નિશ પ્રિય સંગિની છે. પોતાની પ્રિય પણ વણપાંગરેલી ઇચ્છાને તેમણે અહીં બિલ્વમંગળ દ્વારા મૂર્ત કરી બતાવી છે.

રમામાં '૯૩ સુધી આસક્ત અને પછીથી શોભના-રમા ઉભયમાં આસક્ત સુરસિંહનું હૃદય—એ એક સ્થિતિ, અને બીજી સ્થિતિ બચપણથી આવતાં પ્રિયા સાથે જંગલમાં જઈ વસવાનાં, "શાંત વૈરાગ્ય"નાં અને ઉપરની પંક્તિઓમાં ▨ તેવાં સત્ત્વગુણી શમણાં—આમ બે ભિન્ન રંગો વચ્ચે સુરસિંહનું હૃદય ઝોલાં ખાઈ રહ્યું છે. શૃંગારનો રંગરાગ એ સુરસિંહના અનુભવની વાસ્તવિક સ્થિતિ છે, પણ તે ક્ષણિક છે. તેના અનુભવને અંતે નિર્વેદ થાય છે, એવું

અનુભવાતાં વૈરાગ્ય અને પ્રભુભક્તિનો વિચાર તેમના ચિત્તમાં પુનઃ પુનઃ સળવળે છે. આમ, રાગ એ વર્તમાન સ્થિતિનો વાસ્તવિક સ્થૂળ અનુભવ છે. ત્યાગ ને વૈરાગ્ય એ કલ્પનાથી, વાચન–મનનથી ચિત્તમાં રમતો પોતાનો પ્રિય મનોરથ છે. એકને ત્યજવો ગમતો નથી, પણ બીજા વિના શાશ્વત શાંતિ નથી, એ સમજે પહેલાને ત્યજી દેવા કોઈ કોઈ વાર વિચાર ઊઠ્યા કરે છે. રાગ સુરસિંહની ચિત્તવૃત્તિને ગમે છે, પણ તેમના જાગ્રત આત્મા અને વિવેકબુદ્ધિને તે રુચતો નથી. ત્યાગ વિવેકબુદ્ધિને સાનુકૂળ છે, પણ ચિત્તવૃત્તિમાં હજી પૂરેપૂરો રગાઈ ગયો હોય એવું માની શકાય તેમ નથી. આમ, "બિલ્વમંગળ" જેવાં કાવ્યોના નિર્માણસમયે સુરસિંહની આવી દ્વિધાભરી મનોદશા છે.

'બિલ્વમંગળ' કાવ્યમાં સુરસિંહે કાન્તની રીતિથી અળગા થઈ છેલ્લી આઠ પંક્તિઓ સિવાય "મંદાક્રાન્તા" એક જ છંદ ઉપયોગમાં લીધો છે. એક પ્રયોગ દાખલ તે બરાબર છે, પણ શ્રી ગગનવિહારી મહેતા કહે છે તેમ "...એક સ્વરનો છંદ કાનને મનને નિર્વિકાર (Monotonous) લાગે છે અને એ પણ મંદાક્રાન્તા છે. કાવ્યનો ઉત્તરાર્ધ, જેમાં પશ્ચાત્તાપ ને આંતરવ્યથાનું તથા વૈરાગ્ય ને ત્યાગનું વર્ણન છે, એને માટે એ અનુકૂલ છે, પણ એના પૂર્વાર્ધમાં જ્યાં બિલ્વમંગળની મદોન્મત્ત સ્થિતિ અને એના કામના ઉપભોગની કથા છે ત્યાં એ અયોગ્ય લાગે છે."[૧૩]

## "બિલ્વમંગળ" અને શ્રી ગગનવિહારી મહેતા :

"કૌમુદી"ના કલાપી સ્મારક અંકમાં "વસંતવિજય" અને "બિલ્વમંગળ"-ની વિવિધ દૃષ્ટિએ તુલના કરતો એક તલસ્પર્શી વિવેચનલેખ શ્રી ગગનવિહારી મહેતાએ લખ્યો છે. એમાં લેખકનું દૃષ્ટિબિંદુ તથા કાવ્યના કેટલાક મહત્ત્વના મુદ્દાઓની માનસશાસ્ત્ર, કલાવિધાન, નીતિ અને રસની દૃષ્ટિએ કરેલી તેમણે ચર્ચા અને છણાવટ ખૂબ પ્રશંસનીય છે, પરંતુ એમાં વ્યક્ત થયેલાં કેટલાંક વિધાનો ચિન્ત્ય છે.

ચિંતામણિના ઉદ્ધારના નિરૂપણમા શ્રી ગગનવિહારી ઉચ્ચ કલાવિધાનની ખામી જુએ છે: "ચિંતામણિના ઉદ્ધારના વર્ણનમાં પાંડુના પતનના ચિત્ર જેવું કલાવિધાન નથી. એમાં એવો માનસિક વિગ્રહ નથી: એમાં નૈતિક વિપર્યયની એવી ગૂઢતા કે કલાકારની અદ્‌ભુત સૂક્ષ્મતા નથી......ચિંતામણિની ઉન્નતિ અસંબદ્ધ અને આકસ્મિક રીતે થતી જણાય છે." જોકે આગળ તેઓ કબૂલ

૧૩. જુઓ "કૌમુદી"ના કલાપી સ્મારક અંકમાં 'બે ચિત્રો' એ લેખ.

કરે છે: "પરંતુ પાંડુ અને ચિંતામણિના પરિવર્તનમાં તત્ત્વોની પરીક્ષા દેખાડે છે કે ચિંતામણિની સંક્રાન્તિ પણ છેક અચાનક નથી થતી......ચિંતામણિના હૃદયમાં અસંતોષ, શોક ને જ્ઞાનના અંકુર રાત્રિ પછીના પ્રહરમાં ફૂટે છે. શબ તથા સર્પનું દર્શન એના મનમાં ભય ઉત્પન્ન કરે છે, ત્યાં ઓલવાઈ જતા દીવાથી એને જીવનની ક્ષણભંગુરતાનું, ઇન્દ્રિયસુખની તુચ્છતાનું અને અજ્ઞાનના તિમિરનું ભાન થાય છે. પોતાનું રૂપ સદા કાલ નહિ ટકે એ ખ્યાલ એને અસહ્ય લાગે છે પણ એથી તેની વિષયી સુખ વાસ્તેની લોલુપતા વધતી નથી, સંસાર પર વૈરાગ્ય આવે છે, ઓલવાઈ જતી હાંડીના "ધૂમ્રના શ્યામ ગોટા" શિવના ત્રીજા લોચનથી ભસ્મ થયેલા અનંગના ફરી ભસ્મ થયાની સાક્ષી પૂરે છે. "દીપ્તિહીણા તિમિર"માં સ્વર્ગીય કિરણની "દિવ્ય જ્યોતિ" અદ્ભુત પ્રકાશ પાડે છે."१४

પરંતુ "બિલ્વમંગળ" કાવ્યનું પ્રધાન લક્ષ્ય કામાંધ બિલ્વમંગળના હૃદયનું પરિવર્તન બતાવવાનું છે, ચિંતામણિના હૃદયનું નહિ, એ વાત ઉપર શ્રી ગગનવિહારી મહેતાનું ધ્યાન રહ્યું જણાતું નથી. ચિંતામણિ પણ કવિને મન અન્ય પ્રકૃતિ જેવી એક પ્રકૃતિ જ છે. બિલ્વમંગળ અન્ય પ્રકૃતિતત્ત્વો તરફ પોતાની પ્રિય ચિંતામણિ રૂપી પ્રકૃત તરફના મોહને લીધે અંધ બની ગયો છે. મુખ્ય પ્રકૃતિ તરફ પહોંચવાને તેણે અન્ય પ્રકૃતિતત્ત્વોને અંધતાથી સાધન બનાવ્યાં છે. બિલ્વમંગળની આંખમાં ને ચિત્તમાં ચિંતામણિની સ્થૂળ દેહપ્રકૃતિ જ રમ્યા કરે છે અને જે પ્રકૃત ઉપર તે આસક્ત બની ગયો છે તેનું સાચું સ્વરૂપદર્શન થતાં તે પ્રકૃતિ—ચિંતામણિ જ—તેની આંખનાં પડળ ઉઘાડી નાખે છે. અન્ય પ્રકૃતિતત્ત્વોની ભયાનકતાએ ધરેલી લાલબત્તીને તે અવગણે છે. ચિંતામણિ–પ્રકૃતિ-અન્ય સહીપણી પ્રકૃતિને ઓળખે છે, તેની ગંભીર ચેતવણી મનમાં ધરે છે, કારણ કે બિલ્વમંગળ-પુરુષ—જેટલી એ કામવિવશ નથી, મોહાંધ નથી. એટલે, કાવ્યમાં રહેલા કવિના મુખ્ય ઉદ્દેશને વિચારીએ તો બિલ્વમંગળનું પરિવર્તન સ્વાભાવિક ને મંથનની ક્રમસરણીમાંથી પસાર થાય છે કે કેમ, એ પ્રશ્ન મુખ્ય છે, ચિંતામણિના પરિવર્તનનો પ્રશ્ન જ કાવ્યમાં ઉદ્ભવતો નથી.

વળી જુઓ, "વસંતવિજય"માં પાંડુ મુખ્ય પાત્ર છે તો "બિલ્વમંગળ"માં મુખ્ય પાત્ર બિલ્વમંગળ પોતે છે, ચિંતામણિ નહિ. એથી કવિનું મુખ્ય ધ્યાન બિલ્વમંગળના પરિવર્તન-ઉદ્ધાર પર જ હોય, ચિંતામણિના પરિવર્તન ઉપર નહિ. કલાદષ્ટિએ પણ એ જ ઉચિત છે. કવિનું લક્ષ ચિંતામણિના ઉદ્ધારના,

१४. એજન, પૃ. ४२.

વર્ણનમા પાડુના જેવો માનસિક વિગ્રહ બતાવવા તરફ ગ્હે તો બિલ્વમ ગળને બદલે ચિતામણિ જ કાવ્યનો મુખ્ય વિષય બની જાય, જે કવિને ઇષ્ટ નથી, જે વિષયાતર કે કલાવિધાનની ક્ષતિ ગણાય. અને ચિતામણિના ઉદ્ધારની પ્રતીતિ માટે કેટલીક વિગતો તો કવિએ લાઘવથી, શબ આદ પ્રાતરૂપો દ્વારા ગ્જૂ કરી છે, જે શ્રી ગગનવિહારી કબૂલ રાખે છે. શબ, સર્પ, દીપનિર્વાણ અને રાત્રિનું ઝડપથી ચાલી જવુ—એ સુખની ક્ષણિકતા દર્શાવતા પ્રતીકો બિલ્વમ ગળ અને ચિતામણિ બને સાથે ગ્હીને જુએ છે, પણ ચિતામણિ બિલ્વમ ગળ જેટલી કામાધ બની નથી તેથી તેને ક્ષણવાર માટે પણ ઇન્દ્રિયસુખની તુચ્છતા પર વિચાર આવતા નિર્વેદ થઈ આવે છે અને તે નિર્વેદનુ ભાન બિલ્વમ ગળને કરાવે છે. અહી બિલ્વમ ગળનો વૈરાગ્ય અને તેનુ પરિવર્તન એ જ મુખ્ય લક્ષ્ય છે. ચિતામણિનો વૈરાગ્ય તો સ્મશાનવૈરાગ્ય છે. કાવ્યની છેલ્લી કડી જોવાથી તે સમજાશે.

> "પણ પિયુકરમા લટકી પડી,
> નહિ, પિયુ ! લવતિ ગ્હી સુ દરી !"

– ભય પમાડે તેવા દશ્યો જોવાથી ચિતામણિના મુખમાથી જ્ઞાન-બોધના શબ્દો તો સરી પડયા "માગ વ્હાના સુર ! હૃદયથી દાસ તુ ઈશનો થા !" પણ એ શબ્દો ક્ષણિક આવેશના છે. અલબત્ત, એ આવેશ કોઈ દિવ્ય પળનો છે, પણ તે આવેશ જ છે–ચિતામણિનો સ્થાયી ભાવ નથી, કારણ ક્ષણ પછી ચિતામણિ એ જ સ્નેહ ને શૃ ગારથી બિલ્વમ ગળના "પિયુકરમા લટકી" પડે છે.

તથાપિ કવિએ કાવ્યના મિજાગરા જેવા "સુર ! હૃદયથી દાસ તુ ઈશનો થા" જેવા શબ્દોની સચોટ અસર બિલ્વમ ગળના કામી ચિત્ત ઉપર સહેતુક કરાવી છે બિલ્વમ ગળને પરિવર્તન પ્રકૃતિની ભીષણતા અને સુખ–હર્ષની ક્ષણિકતાનો અનુભવ ન કરાવી શક્યા, ચિતામણિના આ શબ્દો કરી શક્યા એમા જ કવિએ કાવ્યનુ સઘળુ રહસ્ય વ્યક્ત કરી દીધુ છે બિલ્વમ ગળ જેટલી ઉત્કટતાથી કામાવેગમા ચિતામણિ તરફ ધસડાયો હતો, તેટલી ચોટપૂર્વક ચિતામણિના જ મુખમા આવા નિર્વેદના શ દો સાભળી ગામમાથી પાછો હટયો અને પ્રભુપ્રેમ વૈરાગ્ય તરફ વળ્યો આમ, બિલ્વમ ગળને રાગમાથી ત્યાગ તરફ વાળવાનો હેતુ કાવ્યમા મુખ્ય છે ચિતામણિનો ત્યાગભાવ તો ક્ષણિક છે અને કોઈ દિવ્ય આવેશમા પોતાથી અપાયેલા બોધનુ પરિણામ પ્રત્યક્ષ થતા તે વળી પાછો રાગ તરફ પાછો જાય છે અને "નહિ, પિયુ !" નો પોકાર કરે છે જો

ચિંતામણિનો વૈરાગ્યભાવ સ્થાયી ભાવ હોત તો મેનાવતીએ જેમ ગોપીચંદને કર્યું તેમ તે બિલ્વમંગળને ઉલ્લાસ ને ઉત્સાહપૂર્વક વૈરાગી રહેવા દેવામાં આનંદ માનત, જેમ બન્યું નથી. ખરો વીતરાગ તો બિલ્વમંગળ બન્યો છે અને કવિએ તેના વૈરાગ્યને માટે ઉચિત કારણો—વીગતો કાવ્યમા યોજવા જ છે.

આથી. "ચિંતામણિની ઉન્નતિ અસંબદ્ધ અને આકસ્મિક રીતે થતી જણાય છે" એ ટીકા વાજબી નથી. જેવી ચિંતામણિની ઉન્નતિ આકસ્મિક છે (તેને "અસંબદ્ધ" તો કહેવાય જ કેમ?) તેવો તેનો નિર્વેદ પણ ક્ષણિક છે. "વસંતવિજય"માં તો પાંડુની મૂંઝવણ—વ્યથા—મનોમંથન કાવ્યનો મુખ્ય વિષય જ છે એટલે કવિ તેના હૃદયનો વિગ્રહ બતાવવામા વધુ ઝીણવટ ગ્રહે. "બિલ્વમંગળ"-માં તો જે શ ા આદિ સ્થૂળ કારણો આપ્યાં છે તે ચિંતામણિના પરિવર્તનની દૃષ્ટિએ નહિ, પણ બિલ્વમંગળના ઉદ્ધારની દૃષ્ટિએ મૂલવવાનાં છે.

આગળ ચાલતા શ્રી ગગનવિહારી લખે છેઃ "મદનને મુનિહૃદય પર જીત મેળવતાં જે શ્રમ પડે છે અને સમય લાગે છે એની તુલનામાં તો જે સ્વાભાવિક રીતે અને સરળતાથી ચિંતામણિ ભક્ત બને છે તે તદ્દન સુગમ લાગે છે....જે ભક્તિ વર્ષો સુધીના વાનપ્રસ્થ જીવન પછી પવિત્ર પાંડુ રાજાને મળતી નથી એ ક્ષણિક વિષાદમા ગણિકાના હૃદયમાં વ્યાપી રહે એ અસાધારણ પ્રસંગ તો છે જ."

પરંતુ આ પ્રસંગ "અસાધારણ" નથી, સર્વસામાન્ય અનુભવનો છે. મુનિને મદન ઉપર વિજય મેળવવાનો છે તે શાશ્વત કાળનો છે. સામાન્ય મનુષ્યને જરાક જેટલુ દુઃખ પડતા તેને સ્મશાનવૈરાગી થતાં વાર લાગતી નથી. જ્યારે ચિંતામણિના નિર્વેદને માટે તો શબ આદિ કારણો આપ્યાં છે, જે શ્રી ગગનવિહારી સ્વીકારે છે. આથી ચિંતામણિને એક રાતમાં ભક્તિનો વિચાર મળી જાય એ અવાસ્તવિક નથી. પાંડુ અને ચિંતામણિના પાત્રોમા પણ ભેદ છે. પાડુમા વૈરાગ્ય—સંયમનુ જ્ઞાન છે, તે પ્રમાણે આચરવાની શક્તિ નથી. પાંડુ મથે છે—લડે છે એ જ્ઞાન માટે નહિ પણ તેના જીવનમા અમલ માટે, જ્યારે ચિંતામણિને માટે તો કાવ્યમા આચરવાનો પ્રશ્ન જ નથી ઉદ્‌ભવતો. તેનામાં તો ઇન્દ્રિયસુખની ક્ષણિકતાનુ જ્ઞાન જ માત્ર ઊગે છે. તેનુ આચરણ કાવ્યમાં થયું નથી—છેલ્લી કડી બતાવે છે તેમ થતું પણ નથી

એટલે તપાસવાનો ખરો પ્રશ્ન તો બિલ્વમંગળના પરિવર્તનમાં કવિએ કેવું કલાવિધાન બતાવ્યું તે છે. બિલ્વમંગળમાં કાવ્યને અંતે જ્ઞાન ઊગે છે અને તેનુ વૈરાગ્ય તરફ આચરણ થાય છે. એના હૃદય ઉપર લાગેલો જબરો આઘાત તેનું કારણ છે. શબ આદ કારણો અને જેને ભેટવા માટે આ બધું

કર્યું તે ચિંતામણિના શબ્દો જ તેના અંધ મનને જાગ્રત કરે છે. પાંડુને એવો કોઈ જબરો આઘાત નથી. જો માદ્રી તેના હૃદયને પ્રચંડ આઘાત આપી શકી હોત તો પાંડુ જરૂર બચી જાત. બાહ્ય બળની મદદથી બિલ્વમંગલ આંતરિક બળ મેળવે છે, જે પાંડુને મળી શકતું નથી. ઊલટાનું, પાંડુને માટે બાહ્ય બળ વસંતશ્રી–માદ્રી–તેની કામોદ્દીપકતાના જ સાધનરૂપ બને છે, જ્યારે બિલ્વમંગળને તો પહેલેથી જ પ્રકૃતિ તેની ભીષણતા, દીપનિર્વાણ વગેરે દ્વારા ચેતાવે છે. આમ પાંડુ અને બિલ્વમંગળના મનની સ્થિતિ તથા બાહ્ય પરિસ્થિતિ એકબીજાથી સાવ ભિન્ન પ્રકારની છે. પાંડુને ત્યાગ તરફ જવું છે પણ રાગમાં લપસી પડે છે, બિલ્વમંગળને રાગ તરફ જવું છે પણ આંખ ઊઘડી જતાં ત્યાગ જ તેનો નિર્ધાર બને છે. એકના પતનની કથા છે, બીજાના ઉદ્ધારની કથા છે. જ્ઞાનીને પતન તરફ જતાં જેટલું મનોમંથન થાય તેટલું અજ્ઞાનીને ઉદ્ધાર તરફ જતાં કરવું પડતું નથી. આ ભેદની દૃષ્ટિએ શ્રી ગગનવિહારીએ ઉભય કાવ્યોનાં વસ્તુ અને પાત્રો તપાસ્યાં હોત તો 'બિલ્વમંગળ"ની આકરી ટીકા તેમણે કરી ન હોત.

## "બિલ્વમંગળ"માં સર્જકતા :

સુરસિંહજીને "બિલ્વમંગળ"ના વસ્તુ કે કથાનકની પસંદગીમાં સફળતા મળી છે, કારણ કે કથાનકમાં ભાવ અને વૃત્તિના ઉછાળા લાવી શકાય તેવું તેનું વસ્તુ છે. ઇન્દ્રિયરાગની ઉત્કટતા (Passions) બિલ્વમંગળના અભિસારમાં છે. જેટલી ઉત્કટતાથી તે વાસનાતૃપ્તિ તરફ ઘસડાય છે તેટલી જ ઊંડી ચોટથી તે તેનાથી પાછો વળે છે. વૃત્તિપરિવર્તન કાવ્યના સંઘર્ષમાં સુંદર વણાટ આપે છે. ખંડકાવ્યનું વસ્તુ સંઘર્ષાત્મક છે. નાયકની ચિત્તવૃત્તિમાં તરફડાટ, વિષમતાનો ઉકળાટ અને આવેશ—જે ઘર્ષણના બીજરૂપ છે તે—સારી માત્રામાં છે.

સુરસિંહે પ્રકૃતિનો કાવ્યમાં વિવિધ રીતે ઉપયોગ કર્યો છે, તે તેમની કલાકાર તરીકેની કુશળ શક્તિનો વિકાસ બતાવે છે. પ્રકૃતિનો પશ્ચાદ્ભૂ લેખે, સ્થળ સમયનો નિર્દેશ કરવા માટે અને એ રીતે વર્ણ્ય પ્રસંગને વાતાવરણથી રંગવા માટે કવિએ પ્રકૃતિનો ઉપયોગ કાવ્યના આરંભે કર્યો છે. પણ એથી ય વધુ સારો ઉપયોગ તો ગૂઢ શક્તિના પ્રતીક તરીકે પ્રકૃતિનો તેમણે કરી બતાવ્યો છે. મેઘલી, તોફાની અંધારી રાતે બિલ્વમંગળ ગણિકાગૃહે જાય છે. બિલ્વમંગળમાં આવેલા કામવાસનાના પૂરની જેમ પ્રકૃતિ પણ સંક્ષુબ્ધ ખળભળાટવાળી છે—પ્રશાંત નથી. મેઘાચ્છાદિત આકાશ, મેઘગર્જના, વીજળીના ભડકા અને કડાકા, ગર્જતી શ્યામ યમુના, શબ અને સર્પ પ્રકૃતિના ભયાનક સ્વરૂપનું ભાન

કરાવે છે. મનુષ્યની તુચ્છતા ઉપર હાસ્ય વેરતી કોઈ ગહન સત્તા જેવી પ્રકૃતિ અહીં કાવ્યના પૂર્વાર્ધમાં જણાય છે. સુરસિંહે પોતાના "જેસલ-તોળલ" સંવાદમાં કહ્યું છે તેમ "મનુષ્યનાં સુખોની ક્ષુદ્રતાનું અને પૃથ્વીપાર કોઈક અકલિત ગહન શક્તિ છે એનું સ્મરણ અવ્યક્ત રીતે કુદરતની રચના કરાવે છે." પ્રકૃતિનો ત્રીજા પ્રકારનો ઉપયોગ કવિએ નિર્વેદના ઉદ્દીપન વિભાવ તથા માંગલ્યના સૂચક તત્ત્વ તરીકે કર્યો છે. પ્રકૃતિનો એક વિશેષ ઉપયોગ કવિએ પ્રતીક—Symbol—એક બોધક તત્ત્વરૂપે પણ કર્યો છે. શબ અને સર્પ ઉપરાંત છત ઉપરથી હોલાતો દીવો, તેમાંથી નીકળતો કાળો ધુમાડો અને પતંગિયું ક્ષણિક સુખનું ભાન કરાવનાર પ્રતીકો છે. આમ, સુરસિંહજીએ આ કાવ્યમાં પ્રકૃતિનો વિનિયોગ ફિલસૂફની દૃષ્ટિએ, રસિક કવિની દૃષ્ટિએ અને કુશળ કલાકારની દૃષ્ટિએ એમ ત્રિવિધ દૃષ્ટિએ સફળતાથી કરી બતાવ્યો છે.

બિલ્વમંગળની અંધકારના જોશવાળી, નદીના પૂર જેવી ધસમસતી કામ-વૃત્તિનાં ચિત્રો, અતિશીલ, ઇન્દ્રિયોત્કટ અને તાદૃશતાભર્યાં છે. તેની પલટાતી, શ્રદ્ધામાં શાંત પામતી સાત્ત્વિક વૃત્તિના ઉદયનું ચિત્ર પણ એટલું જ મનોરમ છે. એના પાત્રમાં વાસ્તવિકતા એની ભીતરની વૃત્તિ-સ્થિતિના આલેખનથી આવે છે. કામાંધનું ભક્તમાં થતું રૂપાંતર અને તેના વચગાળાના તબક્કા કવિએ કુશળતાથી આલેખ્યા છે.

"બિલ્વમંગળ"માં સુરસિંહની તેમની ઉત્તમ કક્ષાએ પહોંચેલી કાવ્યકલા અને ખંડકાવ્યરચનાનું દર્શન થાય છે. સુરસિંહનાં સર્વ ખંડકાવ્યોમાં, "હૃદય ત્રિપુટી" ભલે તેમના સ્વાનુભવી કિસ્સાની દૃષ્ટિએ નરસિંહરાવ જેવાને હાથે ઉત્તમ મનાયું હોય, કાવ્યકલાની દૃષ્ટિએ તો "બિલ્વમંગળ" જ કળશ સમાન છે. કાવ્યમાનાં વર્ણનચિત્રો આસ્વાદો, પાત્રોની ઉત્કટ ભાવસ્થિતિનાં તેને અનુરૂપ ઉત્કટ રંગોવાળાં ચિત્રો નિહાળો, પ્રસંગ અને પ્રકૃતિનો સંવાદ મેળવી જુઓ, કાવ્યનો ચિત્રમય આરંભ અને ધ્વન્યાત્મક અંત તપાસો, કાવ્યમાં બોધ અને ઉપશમનાનું દર્શન કરાવવાની કવિની ચિંતનકલા વિચારો, આત્મલક્ષી ભાવો કવિએ પાત્રોના પટંતરે કેવા સુંદર ગોપનથી વણી લીધા છે, તે ખૂબીને ધ્યાનમાં લો,—તરત જ જણાઈ આવશે કે "બિલ્વમંગળ" સુરસિંહનાં ખંડકાવ્યોમાં સર્વોત્તમ અને આપણા સાહિત્યમાં "વસંતવિજય" પછી બીજા નંબરનું ઉત્તમ પ્રસંગોર્મિ-કાવ્ય છે.

"બિલ્વમંગળ"માં કલાવિધાનના દોષ નથી એમ નહિ. ગોખમાં ઊભો ઊભો બિલ્વમંગળ, ચિંતામણિને કામી નયનોથી નિહાળે છે ત્યારે કવિ ભવિષ્યમાં આ

નયનોના થનારા પરિવર્તનનો નિર્દેશ કરે છે તેમાં રસક્ષતિ છે. પ્રભાતમાં થવાના પરિવર્તનની દૃષ્ટિને સીધી સૂચનામાં જાહેરાત આપી દેવાથી ધ્વનિ વાચ્ય બની જાય છે. એમાં કવિ દલપતરીતિના થોડાક ચાળે ચઢી જતા જણાય છે. "કાલે તો કો નવીન રસના સિંધુમાં ડૂબવાનું" જેવી પંક્તિઓમાં બિલ્વમંગળ ભલે નવીન રસસિંધુમાં ડૂબી જાય, આપણો તો કાવ્યરસ જ ડૂબી જાય છે. ભાવિ વિશેના ગૂઢ સૂચન અને પછી એકાએક થતા પરિવર્તનથી જે સાનંદાશ્ચર્ય થાય તે કાવ્યમાં જળવાતાં નથી. વર્ણનની વીગતોમાં નવીનતા કે વિવિધતા દેખાતી નથી અને નિરૂપણકલામાં લાઘવ આવ્યું નથી, તે પણ સુરસિંહની કવિ તરીકેની મર્યાદા સૂચવે છે. પ્રકૃતિની ભીષણતા બતાવનાર ચિત્રો ઉઠાવ પામ્યાં છે ખરાં, પણ તેમાં કલ્પના ને અવલોકન પ્રણાલિકા મુજબનાં જ ચાલ્યાં આવે છે, અતિપરિચિત વિશેષણો કે ઉપમાનોથી વર્ણનમાં ચારુતા આવતી અટકી જાય છે. સુરસિંહજીની કાવ્યભાષા હજી સઘન બની શકી નથી.

પણ આવી ક્ષતિઓ કવિના અધીર અને આવેશપ્રધાન સ્વભાવની મર્યાદાને લીધે કે ઉતાવળી કલમને લીધે આવે છે, તેમની અશક્તિને લીધે નહિ.

## "હૃદયત્રિપુટી" કાવ્ય કે ઇતિહાસ?

આત્મલક્ષી ઇતિહાસનો પડઘો પાડતાં કાવ્યોમાં '૯૬માં લખાયેલું "હૃદયત્રિપુટી" અનેક રીતે ધ્યાનપાત્ર છે. એક તો તે સુરસિંહની પોતાની પદ્યાત્મક પ્રણયકથા તરીકે વાચકોમાં ખૂબ રસદાયક થઈ પડયું છે. બીજું, ગુજરાતી કવિતા-સાહિત્યમાં આ કાવ્ય સૌ પ્રથમ પ્રણયત્રિકોણનો વિષય આલેખે છે. ત્રીજું, એમાં સુરસિંહે પ્રણયમીમાંસા ખૂબ છટાથી આલેખી છે અને ચોથું, કાવ્યનું સમગ્ર કલાવિધાન એમાં દીર્ઘસૂત્રિતાનો દોષ હોવા છતાં એકંદરે સૌષ્ઠવપૂર્ણ અને સુરેખ છે.

પરંતુ, "હૃદયત્રિપુટી" કલ્પનામિશ્રિત કાવ્ય છે. તેમાંનાં પાત્રનિરૂપણ, પ્રસંગચિત્રણ તથા કહેવાતી ઇતિહાસાત્મક વિગતો વાસ્તવલક્ષી કરતાં ભાવનારસિક વધારે છે. તેના કાવ્યસર્જનનો મૂળ હેતુ સુરસિંહને પોતાના પ્રણયજીવનનો ઇતિહાસ કહેવાનો નહિ, પણ નીતિ-પ્રીતિ વચ્ચેનું ઘર્ષણ બતાવી તે સંબંધે પોતાની હૃદયવૃત્તિ સ્પષ્ટ કરવાનો છે. "એક વિચાર મ્હારા મનમાં ઘોળાયા કરતો હતો. તેને વિશેષ સતેજ કરવામાં જ... નું એક પ્રશ્ન—" પ્રીતિ વધે? નીતિ વધે?"—બહુ કામ લાગ્યું. તે જ વિચારને બંને પક્ષથી પૂરો ઇન્સાફ આપવા "હૃદયત્રિપુટી"માં મ્હેં યત્ન કર્યું છે, અને એકને ચાહતા છતાં,

બીજાને ચાહવામાં શું વિક્ષેપ આવવા જોઈએ, વિ. ત્રિપુટીની જ લાગણીવાળાં બીજાં કાવ્યો જુદાં જુદાં લખાયાં છે." (સુરસિંહજીને પત્ર : તા. ૧૦-૬-'૯૬) વળી મણિલાલને તા. ૩-૬-'૯૬ ના રોજ તે લખે છે : "...પણ મ્હારી શોભના "હૃદયત્રિપુટી"ની શોભના ન હતી. "હૃદયત્રિપુટી" માં ઉલ્લેખ અગાશી પર યુવાન અને શોભના મળે છે ત્યાં સુધીની બધી હકીકત જે બનેલી છે તે જ વર્ણવેલી છે."

અહીં, અવતરણનો ઉત્તરાર્ધ પણ યથાર્થ નથી. વાસ્તવજીવનની શોભના, રમાથી પંદર વર્ષે નાની તેમની દાસી અને સાવકી માતા, પિતા, બહેન વગેરેની છત્રછાયાવાળી હતી. કાવ્યની નાયિકા શોભના રમાથી માત્ર પાંચ વર્ષે નાની, સખી અને માબાપવિહોણી છે. આવો મૂળ ફેરફાર કદાચ વિગતમાં ન લઈએ તોપણ કાવ્યમાં પહેલી બે કૂકડીઓ સુધીનું વર્ણન અને પાત્રદર્શન વાસ્તવલક્ષી કરતાં એક ભાવનાશીલ, મુગ્ધ તરુણના મનોગગનનું પ્રતિબિંબ વધારે પાડે છે. "હૃદયત્રિપુટી"નાં ત્રણે પાત્રો વાસ્તવિક સૃષ્ટિની વ્યક્તિઓ નહિ, પણ મુગ્ધ નિહની મુગ્ધાવસ્થાની કલ્પનાસૃષ્ટિની સરજત છે. કાવ્યમાં વસ્તુ તો કાવ્યના વિચાર અને ભાવોને ટીંગાડવા પૂરતું આછું પાતળું જ કવિએ આલેખ્યું છે. અનિવાર્ય સ્થળ, સમય, પાત્રસૌન્દર્ય કે લાગણીઓનાં ચિત્રો જ બહુધા એમાં છે. કવિની ભાવના-સૃષ્ટિ કે ભાવના સૌન્દર્ય સિવાય કાવ્યમાં વિગતોની એવી સંકલના છે જ ક્યાં?

કર્તાએ કાવ્યને ચૌદ કૂકડીઓમાં વહેંચી દીધું છે. તેમાંના પહેલા ત્રણ વિભાગો કથાપ્રવેશના અને છેવટના ત્રણ કાવ્યના અંતભાગના છે, જ્યારે કાવ્યનું પ્રધાન વસ્તુ વચમાંના આઠ વિભાગોમાં આલેખાય છે. સમગ્ર કાવ્ય ૧૦૭૨ પંક્તિઓનું છે, તેમાંથી કથાપ્રવેશનો ભાગ ૧૮૦ પંક્તિઓનો છે, અંતભાગ ૨૧૦ પંક્તિઓનો છે, એટલે કાવ્યના મુખ્ય વસ્તુના વિભાગોની પંક્તિઓ ૬૮૨ છે. હવે મુખ્ય વસ્તુના મણકાઓમાં નાયિકા શોભનાનું "પરણી હું બની મ્હારી હું નહિ"—એ રુદન "પરપ"મી પંક્તિથી શરૂ થઈ ૭૬ પંક્તિઓમાં એટલે કે ૬૦૦મી પંક્તિ સુધીમાં સમાપ્ત થઈ જાય છે અને ૬૦૧ તથા ૬૦૨ એ બે પંક્તિઓમાં "હૃદયત્રિપુટી"ની કથાનું મુખ્ય નિર્ણાયક બિંદુ આવી પહોંચે છે

> "શબ્દોથી આંસુડાંથી આ હૈયું યુવાનનું ગળ્યું,
> ધસ્યું ભૂલી ભાન, કાબૂ લેશ રહ્યો નહિ"—

કાવ્યનું આ મુખ્ય નિર્ણાયક બિંદુ છે. આ ઉપરથી જોઈ શકાય છે કે નિર્ણાયક બિંદુ પછીની પંક્તિઓમાં ત્રણે પાત્રોની લાગણીઓ, ક્રિયાઓ અને

મનોમથનોને આલેખવામાં જ કવિએ સારી પેઠે અવકાશ લીધો છે. આમ લગભગ ૨૧૦ પંક્તિઓ જેટલો ભાગ આવું મનન, ચિંતન અને હૃદયસંઘર્ષ રોકે છે. એ ઉપરાંત થોડોક ભાગ સ્થળ, સમય કે પાત્રની તત્કાલીન સ્થિતિ–સૌન્દર્યનાં ચિત્રો રોકે છે. એટલે કાવ્યમાં વસ્તુવિગતો અલ્પ છે. ભાવનાઓ, હૃદયમાં અથડાતાં વિચાર–મોજાંઓ, નીતિ, ફરજ, પ્રેમ, દયા તથા રમા પ્રત્યેના ન્યાયના ઉદ્ગાર–મંતવ્યો ઘણાં છે. ત્રણે પાત્રોની પરસ્પર લાગણીઓ અને ખ્યાલોને કાવ્યના પ્રારંભથી જ કવિએ એવા આલેખ્યાં છે કે સુરસિંહના વાસ્તવિક જીવનમાં પણ તેમના સહનિવાસ દરમિયાન એમાં વર્ણવાયું છે તેવું જ નિર્ણાયક બિંદુ રહેલું હશે, એમ માનવાને લલચાઈએ અને તે પછીનું પરિણામ તરફ જતું વસ્તુબિંદુ કોઈ કોઈ વાસ્તવિક પ્રસંગને નિર્દેશતું હોય, તથાપિ શોભના અને રમાનું પાત્રદર્શન, ખાસ કરીને રમાનું દર્શન સુરસિંહના વાસ્તવિક જીવનની દૃષ્ટિએ બહુ શ્રદ્ધેય નથી.

અને એ નિર્ણાયક બિંદુ જેવા ત્રણે પાત્રો કાવ્યમાં આલેખાયાં છે તેવાં સુરસિંહના જીવનમાં પણ વસ્તુતઃ હોય તો તેનું પરિણામ પણ કાવ્યમાં આવ્યું છે તેવું જ તેમના જીવનમાં આવવું જોઈએ, જે હકીકતમાં આવ્યું નથી. સ્થૂલ વિગતોમાં કવિ ફેરફારો ભલે કરે, પણ જેમના જીવનમાં આવી ભાવનાઓ–વૃત્તિઓ અને આવું વિશાળ સમભાવી અને પૂર્ણ પ્રેમથી તરવરતું હૃદય મળેલ હોય કે જેમનાં જીવનમાં એ લક્ષણો સર્વોપરી હોય ત્યાં પરિણામ તેનાથી ઊલટું કેમ જ આવે? કાવ્યમાં પરિણામ સ્વાભાવિક અને કવિકલાન્યાયથી યુક્ત છે, પણ સુરસિંહના જીવનમાં તો કાવ્યમાં છે તેવું હતું જ નહિ, એટલે પરિણામ ઊલટું જ આવે છે. સુરસિંહે કાન્તને તા. ૧–૮–'૯૭ના રોજ લખ્યું છે: "હૃદયત્રિપુટી" મોકલેલ છે. હું કહેતો હતો તે જ આ. તેને આપ કાવ્ય તરીકે વાચવા કરતાં ઇતિહાસ તરીકે વાચશો. કાવ્ય જેવું બહુ તેમાં નથી. એક વૃત્તાંતમાં અમુક સુધારો કરવામાં આવે છે ત્યારે જ કાવ્ય બને છે. તે આમાં નહિ જેવો જ કરવામાં આવ્યો છે. કદાચ તેમાં Poetical Justice (કાવ્યનો સહજ ન્યાય) પણ નહીં લાગે. એ વૃત્તાંતમાં Justice (ન્યાય) હોત તો એ કાવ્યમાં પણ આવત."

પણ કર્તાનાં આવાં વિધાનો ભ્રામક છે. એવા વિધાનોએ જ આપણને અત્યાર સુધી "હૃદયત્રિપુટી" ને કાવ્ય કરતાં ઇતિહાસ લેખે વધુ આસ્વાદવા પ્રેર્યા છે. ખરેખર તો આ કાવ્યની કીમત કાવ્ય લેખે જ ચઢિયાતી છે. કાવ્યમાં "કાવ્યસહજ ન્યાય" બરાબર આલેખાયો છે અને વૃત્તાંતમાં સુધારો કવિએ કુશળતાથી કર્યો છે, એટલે તે કાવ્ય બન્યું જ છે. કાવ્યનો આસ્વાદ પણ તેને

ઇતિહાસ લેખે નહિ, કાવ્ય લેખે વાચવામા જ છે. સુરસિહનુ ઉપરનુ વિધાન તેમની વિનમ્ર અને અલ્પોક્તિવાળી પ્રકૃતિને જ રજૂ કરે છે, સત્યને નહિ એટલે આપણે કલાદૃષ્ટિએ કાવ્ય કેવુ છે તે તપાસીએ. કાવ્યની આકૃતિ સમગ્ર્ય છે. કાવ્ય વાર્તા નથી, ખડકાવ્ય છે.[૧૫] ખડકાવ્ય અથવા કથાકાવ્યમાં વસ્તુની વિપુલ વિગતો કરતા એકાદ બે વિગતની મજબૂત કાર્યકારણની સાકળથી તેનું આકારસૌષ્ઠવ સધાવુ જોઈએ. કાવ્યમા અનિવાર્ય તેટલી વિગતો છે. રમા–શોભનાનો મેળાપ, તેમની વચ્ચેનુ સખ્ય, માતાની શુભેચ્છા, રમાના પતિને ત્યા શોભના અને રમાપતિ વચ્ચેનુ તારમૈત્રક, શોભના અને નાયક વચ્ચે આકસ્મિક ઊગતુ પ્રેમનેત્ર, રમાનુ જોઈ જવુ—શોભના અને પ્રેમીનુ ગભરાવુ તથા બનેના હૃદયનુ દુખવુ, રમાની સરલતાથી પુન બનેના મિલન, શોભના અને પ્રણયીના દેહ અને દિલના મિલનની તૈયારી, રમાનુ ફરીને તે જોવુ, રમાનુ વૈકલ્ય, બનેને છૂટા પાડવા અને અતે, "આ સત્યુ! આ પ્રાય ને રસએકતા!"મા કાવ્યનો અત. આટલી આછી આછી વિગતોથી કાવ્યનો દેહ બધાયો છે. આ પ્રકારના વિગતલાઘવથી કલાવિધાનના મુખ્ય બે હેતુ સધાયા છે (૧) આખી કૃતિ સુશ્લિષ્ટ લાગે છે. કાવ્યના ચૌદ વિભાગનો એક અણુકો કાઢી નાખી શકાય તેમ નથી. એને લીધે ત્રણે પાત્રોના વ્યક્તિત્વનિરૂપણમા એકાગ્રતા છેક સુધી જળવાઈ છે. કવિએ જીવનની ઝીણી વિગતોનુ પ્રમાણ એમા ઠાસીને ભર્યું હોત તો આ ભાવપ્રવાન ખડકાવ્યમા મુખ્ય પાત્રોની એકાગ્રતા ખડિત થાત. (૨) કાવ્ય ભાવપ્રધાન છે, વસ્તુપ્રધાન નથી. ત્યાં લાગણીઓનો વેગ અને પગપગ, પ્રત્યેક લાગણીના અનુભવ વખતે થતુ લાગણી અને બુદ્ધિ વચ્ચેનું ઘર્ષણ, તેમાથી કવિના હૃદયમથનનુ જામતુ જતુ તત્ત્વ, ત્રણે પાત્રોના ભાવના ઉદ્દ્ઘોષ ત્રણેના અતરમાં મચી રહેતો દ્વિધાભાવ તેમ જ તત્કાલીન વાતાવરણને પોષે તેવા પ્રકૃતિઅગો, દેહઅવયવોના મનોહર, રસિક ચિત્રો, તે પાછળ રહેલી કવિની સૌન્દર્યદૃષ્ટિ, રસિકતા અને પ્રકૃતિશોખ, કુદરત અને વ્યક્તિઓની તત્કાલીન વિવિધ સ્થિતિ-ચેષ્ટાઓ (poses) તેમના ચિત્તના વિકારો, તરગો અને ભાવનાઓના મોજાં —આ બધાનુ આલેખન–વર્ણન કવિની તેમ જ કસબીની પણ કુશળતા દેખાડે છે.

સુરસિહના અન્ય કાવ્યોની જેમ આ કાવ્યની વિશિષ્ટતા પણ તેના ચિતન નિરૂપણ, પ્રણયમીમાસા અને અર્થાન્તરન્યાસી જીવનવિચારોમા છે. સુરસિહની એ લઢણ છે કે *કાવ્યના ચિન્તનિરૂપણ કે પાત્ર-પ્રસગના આલેખનવેળા તે તેમની* સાથે વેગથી ઘસડાય છે આથી કવિ પોતે જ કે પાત્રો દ્વારા જીવનના રહસ્ય બતાવતા સનાતન સત્યોને વ્યક્ત કરતા ઘણા વિધાનો પ્રવાહી શૈલીમા સરળતાથી રજૂ કરતા-કરાવતા રહે છે. જગતને કઈક શીખવી જવાની વૃત્તિ, વાચકોને હૃદય-

૧૫ કાન્તરીવીનુ ખડકાવ્ય નથી

ધર્મ સમજાવવાનો ઊંડો લોભ કવિ જતો કરતા નથી અને તે એટલે સુધી કે પ્રવાહિતામાં પ્રમાણભાન ગયું છે કે કાવ્યરસમાં બોધ કે શિખામણની આડખીલી આવી ઊભી થઈ છે, તેનો ખ્યાલ પણ તેમને રહેતો નથી.

પૃ. ૯૮મે કલાપીએ પોતાના નાયકનું દોરેલું રેખાચિત્ર સુરસિંહનું પોતાનું પણ છે. પાત્રોની લાગણીઓ હૃદયસ્પંદનો વિકારો કે વ્યથા આલેખવામાં સુરસિંહજીની ઊર્મિશીલતા, પાત્રપ્રસંગ સાથેની સમરસતા અને કોમળ હૃદયની અનુકંપાભરી પ્રેમવૃત્તિનો ખરેખર વિજય થાય છે. ચિત્રસર્જનમાં કવિની વિગત-રંગની મેળવણી, સૌન્દર્યદૃષ્ટિ, રસિક કલ્પના અને અવલોકનશક્તિની ખૂબી જણાઈ આવે છે.

"હૃદયત્રિપુટી" માં આમ તો ઝીણી વિગતોવાળા પણ મુખ્ય દોષો ઠીક ઠીક રહી જવા પામ્યા છે.

વર્ડ્ઝવર્થની "We Are Seven" એ જાણીતી કૃતિને નજર સમક્ષ રાખી તેનાથી કંઈક ઊલટું જ આલેખન કરવું એવી વૃત્તિથી શોભના આદિનું પાત્રનિરૂપણ થયું હોય એમ લાગે છે "We Are Seven" ની નાયિકા આઠ વર્ષની નિર્દોષ બાલિકાને મૃત્યુનું ભાન જ નથી. તેની સરલ નિર્દોષતા તેની વાતચીતમાથી જ પ્રગટી રહે છે. સુરસિંહ તો પોતાને ભાવતી વૃત્તિના વેગમાં ૭ વરસની બાળકી શોભનાનુ લગભગ પ્રથમ નિવેદન મૃત્યુથી જ કરાવે છે. મૃત્યુ જાણે તેની રગેરગમા વ્યાપી ગયું છે! આઠ વર્ષની છોકરી બાલસહજ ઈર્ષા કરવાને બદલે "સુખથી જે ફરે તે ભલે ફરે!" એવો ડહાપણભર્યો વિચાર કરે છે! આ બધાના અંતરપટે સુરસિંહ જ ઊભા છે, એમ કાવ્યમાં સતત લાગ્યા કરે છે. સુરસિંહમાં પરલક્ષી કાવ્યસર્જનની કલા કેટલી ઓછી છે તેનું જ તે દૃષ્ટાંત છે.

કાવ્યમાં ચિંતન, તેના કર્તાની તારુણ્યાવસ્થામાંથી પસાર થઈ ઊંચે કે ઊંડે વિહરતું નથી. તેમનું મનોરાજ્ય અને કલ્પનાસૃષ્ટિ પણ ઊગતી તરુણ અવસ્થાનાં છે. કાવ્યનાં ત્રણે પાત્રો વાસ્તવિક સૃષ્ટિના હોય તેના કરતા એક તરુણ કવિના આંતરંગી માનસની નીપજરૂપ હોય એમ વધારે જણાય છે. વાસ્તવિક બનાવો અને જીવંત પાત્રોનો વણાટ પરલક્ષી કૃતિમા હોવો જોઈએ, તે અહીં નથી દેખાતો. એમા તો બનાવો અગરબત્તીના ધૂપસેર જેવા આછી સેરવાળા છે અને પાત્રો કિશોરાવસ્થાની કલ્પનાસૃષ્ટિ માત્ર છે. રમા જો આવી આદર્શ હોય તો પોતાના પ્રણયત્રિકોણનુ કેવું મધુર સુભગ પરિણામ આવે, એ સુરસિંહની કલ્પનાએ મનોરાજ્યમા જોયેલું ચિત્ર "હૃદયત્રિપુટી"માં ઊતર્યું છે.

"હૃદયત્રિપુટી" કાવ્યમાં કર્તાએ પ્રેમનું મંગલ, ઉજ્જ્વલ અને વિશાળ રૂપ વર્ણવ્યું છે, પણ એમાં નિરૂપાયેલ પાત્રોમાં એવો પ્રેમ કેટલે અંશે છે? એ ત્રણે પાત્રોનો પ્રેમ ઉપર ઉપરનો મોહ જ નથી, તેમાં ઊંડે ઊંડે દેહલાલસા જ નથી એમ શા ઉપરથી કહી શકીશું? હા, કાવ્યના શબ્દોમાં પ્રેમ ઊંચો વર્ણવાયો છે. કર્તાએ એ મુજબની ચિઠ્ઠી પણ ચોંટાડેલી છે, પણ પાત્રોની ઊંડી તપાસ કરીએ તો!

૧૮૯૩થી સુરસિંહ પ્રેમના ઉદાત્ત, વિશાળ રૂપને જાણે છે–સમજે છે, પણ પાત્રોમાં તે આલેખી શક્યા નથી. જેવું હૈયે તેવું હોઠે એ—નિયમ તો એમાં સાચો નહિ પડતો હોય? "હૃદયત્રિપુટી"નાં પાત્રોનો પ્રેમ સ્વાર્થી, મદનલાલના જેવો જણાય છે. પ્રેમપાત્રનું ખરું હિત સાચા પ્રેમીના હૈયામાં હોય જ. કાવ્યનાં ત્રણે પાત્રો ઉચ્ચારે છે એમ જ, પરસ્પર એકમીજાની ચિત્તસ્થિતિનો વિચાર પણ કરે છે, પણ વર્તે છે તો પોતાની વૃત્તિના આવેગ પ્રમાણે. ત્રણે પાત્રો મૃત્યુના સાન્નિધ્યે જ સાચા પ્રેમના પ્રતીક બની રહે છે,– પણ એવો કાવ્યનો અંત તો Melodramatic (ઊર્મિહાસ્યથી જ ભરપૂર).

કાવ્યની મુખ્ય નાયિકા શોભના છે, કારણ કે રમા કરતાં કાવ્યમાં તેને વધુ મહત્ત્વ મળ્યું છે. નાયકની બની ત્યાં સુધી શોભના રમાની હતી. નાયક સાથે સ્નેહ થતાં રમાને જખમ લાગશે, એની તેને જાણ હતી જ. (જુઓ પૃ. ૧૧૩, પ. ૧૩ થી ૨૦). પોતાને માટે ઉત્તમ માર્ગ કયો તેની પણ તેને ખબર છે (પૃ. ૧૧૨, પ. ૭ થી ૧૦) અને તોપણ શોભના નાયકને પહેલી વખત મળે છે ત્યારે તેને શું થાય છે?

"ઢંપી કાળજડું રહ્યું થરથરી ત્યાં શોભનાનું દ્રવી,"
"ને એ પિંજર પૂરમાં વહી જતા કેદી તણાઈ વહે!
પ્રણયરસનું પીધું પ્યાલું નિશો જ ગયો ચઢી!
મધુર ઝળકી લાગે ગાલે, રહ્યા અધરો સ્ફુરી!
શિથિલ ધ્રૂજતાં અંગે અંગે ચડી ગઈ ખાલી, ને
પરવશ થવું નિર્માયું—

એટલું જ નહિ, બીજી વાર તો શોભનાએ પોતે જ નાયકને "આમંત્રણ" આપ્યું. આમ, શોભનાનો પ્રેમ સ્થૂલ અને દૈહિક છે.

અને રમા? કાવ્યમાંના શબ્દોને ગણતાં રમા ઉદાત્ત, ક્ષમાશીલ આર્ય સ્ત્રી છે. સાચા પ્રેમીને યોગ્ય ઔદાર્ય પારખી શકે છે. "જેને દિલ દીધેલ તે દુઃખી થતું પ્રેમી ન જોઈ શકે." બીજીવાર, વિશ્વના અનંત પ્રેમનો નિયમ નાયક સમજાવે

છે. થોડાક દિવસો તે દીઠું અદીઠું કરે છે, પણ જ્યારે એ પંખીડા ધોળે દિવસે પકડાઈ જાય છે ત્યારે તો રમા શોભનાને હુકમ જ છોડે છે :

"હવેથી તું તેને તુજ મુખ બતાવીશ કદી ના !"

આમ, રમા પણ કાવ્યાંતે સાધારણ સ્ત્રી બની જાય છે. ત્યારે નાયક ?

નાયક રમાને ચાહે છે, પણ શોભનામાં ય તેનું હૃદય અનાંકિત સમરસ અનુભવે છે. પોતાના દિલની જોડ પ્રાપ્ત થાય તો જીવન સાર્થક બને એ તેની વાસના છે. નાયક રમાને પૂજે છે, છતાં તેનાથી તે સંતુષ્ટ નથી. (માનસશાસ્ત્ર પ્રમાણે તે પ્રતીતિજનક છે.) શોભનાને ચાહવામાં રમાનો તે અપરાધ કરે છે એવું ઊંડું ભાન તેને છે. તેથી જ નીતિ અને પ્રેમ વચ્ચેનું ઘર્ષણ તેના અંતરમાં ચાલે છે સ્વપ્નમાં સાચી પ્રીતિ તેને સમજાઈ છે વાસનાતૃપ્તિ યોગી છે, એવો તેને ખ્યાલ છે અને તેમ છતાં 'जानामि धर्मं न च मे प्रवृत्ति' ની જેમ આત્મસંયમને બદલે સ્વાભાવિક વૃત્તિના "પૂર" માં તણાય છે: સાથે નિર્દોષ બાલા શોભનાને પણ ખેંચી જાય છે. "ભોજ્યભોક્તાનો ભેદ" અને "ભોક્ત્યાનું અબલાત્વ" બંનેને આ નાયક—નાયિકા ટેકો આપે છે, સાચાં ઠરાવે છે અને ઉભય છેવટે "આમ રણું"ને સ્વીકારી લે છે.

આટલું તીવ્ર મનોમંથન અને જ્ઞાન છતાં આ ત્રણે પાત્રોનું વર્તન પ્રેમનું નથી, પણ હૃદયની નબળાઈનું છે. આચરણમાં વાસનાભિસાર અને શબ્દો, લાગણી કે ભાવનામાં શુદ્ધ ઉન્નત પ્રેમની ઝંખના. એ ઝંખનાને છેવટ સુધી ત્રણે વળગી પણ રહે છે. હૃદય નિર્બળ છે, પણ આ દર્શન ત્રણે ભૂલી ગયાં નથી. દિલની જોડ સાધી ન શકાય તો મૃત્યુ બહેતર—એવો સૂર કાવ્યાંતે ગુંજે છે. ખરો પ્રેમ મૃત્યુ વિના સિદ્ધ નહિ થવાનો, એવું સુરસિંહજીએ જીવનદર્શન તારવ્યું હોય એમ સમજાય છે. પાત્રોની ભાવના અને વર્તનમાં સામસામા છેડાનો ફેર પડી જાય છે ખરો, તથાપિ પ્રથમ શોભનાના, પછી નાયકના અને પછી રમાના મૃત્યુ વડે સુરસિંહજી પોતાની ભાવના સિદ્ધ કરી બતાવે છે. "હૃદયત્રિપુટી" ની છેલ્લી ત્રણ કડીઓનો કર્તાએ સ્પષ્ટ માનેલો અર્થ પણ એ જ છે.

"હૃદયત્રિપુટી" નું સ્વરૂપ કથાકાવ્યનું અને પરલક્ષી પ્રબન્ધનું છે, પણ એમાં કવિનું પોતાનું જ મનોરાજ્ય, પોતાના જ જીવનપ્રસંગો ઉપરથી ઉપજાવી કાઢેલું વસ્તુ એમાંની કેટલીક નાજુક પરિસ્થિતિઓ, મંથનો, નીતિ, પ્રેમ, ફરજ, ન્યાય વચ્ચે ચાલતું આંતરઘર્ષણ ઇત્યાદિ તત્ત્વો સુરસિંહની પોતાની વાસ્તવિક સૃષ્ટિના અંશરૂપ છે, જેથી તત્ત્વતઃ તો આ પરલક્ષી કાવ્ય આત્મલક્ષી કાવ્ય જ ઠરે છે. પ્રો. ઠાકોરે તેમના યુનિવર્સિટી-વ્યાખ્યાન "ઊર્મિમૂર્તિ કલાપી" માં

જો કહ્યું છે : "કલાપીના "હૃદયત્રિપુટી" કાવ્યને લગતી સૌથી અગત્યની વાત આ છે કે કાવ્ય શરુ કરેલું વાસ્તવિક હકીકતના કલ્પનારંગી વર્ણન લેખે અને પછી એ પૂરું થવા પામ્યું વિરહદશામાં કલ્પિત કાવ્ય લેખે." તે સર્વથા સત્ય છે.

કલાપીનાં ખંડકાવ્યો પછી મહાકાવ્ય માટેનો તેમનો પ્રયત્ન બતાવતું "હમીરજી" કાવ્ય ધ્યાનપાત્ર બને છે.

"હમીરજી ગોહેલ"

અને છેલ્લે લઈએ મહાકાવ્ય રચવા માટેનું કદમ ભરતું સુરસિંહજીનું દીર્ઘ કથાકાવ્ય "હમીરજી ગોહેલ." એ અપૂર્ણ છે અને ચોથા સર્ગ પછી કવિ પુરું કરી શક્યા નથી. હમીરજી સુરસિંહજીના એક પૂર્વજ છે મહમદ બેગડા સામે સોમનાથના રક્ષણ અર્થે વીરતાથી ઝઝૂમી દેહનું બલિદાન આપનાર એ પ્રતાપી પૂર્વજને બિરદાવવા સુરસિંહજી પૂર્વજભક્તિથી કાવ્યને મહાકાવ્યનો ઘાટ આપવા પ્રયત્ન કરે છે. લોકકથાને અનુસરીને સુરસિંહજી પણ સોમનાથના યુદ્ધપરાક્રમ પહેલાં હમીરજીને વેગડા ભીલની પુત્રી જોડે પરણાવે છે. એ પ્રેમકથામાંના પ્રેમભાવનો અનુભવ શોભનામગ્ન સુરસિંહને પણ ક્યાં નથી થયો ? સુરસિંહનો પ્રિય કાવ્યરસ પણ પ્રણયનો જ છે એથી આ પ્રણયકવિ પ્રણયકથાને નિરૂપતાં પોતાને જેમાં ફાવટ મળી ચૂકી છે તે ભાવદર્શનની રીતિ અને પ્રણયમીમાંસાની પદ્ધતિનો ઉપયોગ કરે છે.

સર્ગો શરુ કરતાં પહેલાં કવિ અંગ્રેજી Epicની પદ્ધતિએ કાવ્યવીણાની આરાધના કરે છે. કથાની શરૂઆત પહેલાં વીણાનું વર્ણન અને વીરકાવ્યપ્રયોજનનો હેતુ બતાવાયો છે. કથાનો બરાબર આરંભ ઉષાના વર્ણનથી થાય છે. સુરસિંહનાં ઘણાંખરાં ખંડકાવ્યોમા પણ આ જ પદ્ધતિ જોવાય છે. સર્ગ ૧માં હમીર અને ભીલકન્યા ચંદાના અન્યોન્ય દર્શન અને તારામૈત્રકના ભાવનું ચિત્ર છે. પ્રો. ઠાકોર આ ચિત્ર માટે લખે છેઃ "આવાં સર્વાંગ નિર્મલ પ્રેમચિત્ર ગુજરાતી કવિતામાં અતિવિરલ છે. વર્ણનની ગતિ મંદ છે, પણ તે આવા વિષયમાં દોષ નથી."[૧૬] ચંદાના દર્શને અભાન બનેલો હમીર તેનો મિત્ર તેની તલવાર ખડગથી ઉડાવે છે, જેની હમીરને ખબર નથી. એની જાણ થતાં હમીર સુરસિંહની જેમ હૃદયનિવેદનની લઢણે ચઢે છે અને તેનું અતિવિસ્તારી નિરૂપણ કાવ્યમાં થાય છે. યવનો સામે યુદ્ધે ચઢવાની ભાવનામાં હમીરનો ધર્મપ્રેમ, વતનપ્રેમ અને કર્તવ્યદૃષ્ટિ ઠીકઠીક બિરદાવાયાં છે. તોપણ હમીર છે તો સુરસિંહના જેવો જ. સુરસિંહની જેમ એ પણ મૃત્યુના, કુદરતના, પ્રભુમાહત્માના ચિંતને ચઢે છે. પ્રો. રામનારાયણ વિ. પાઠક લખે છે તેમ હમીરજી બીજો કલાપી બની રહે છે.

૧૬. "આપણી કવિતાસમૃદ્ધિ"નું ટિપ્પણ.

બીજા સર્ગમાં હમીર–ચંદ્રાના પ્રેમરંગોની કલ્પનાએ વાચકના હૈયાને કવિ ચઢાવે છે અને પ્રેમની મીમાંસા કરે છે. જેમ સર્ગ પહેલામાં તેમ અહીં પણ "હૈયાની ભાગોળ અને વિશ્વની ભાગોળની કલ્પના" કવિ કરે છે. "હૈયાના દ્વારની સર્વે ભાગોળો ઉખડી પડી." સર્ગ ૧)

"તાળું ઉંડા ઉરનું એક જ ખોલતામાં
ભાગોળ[17] વિશ્વતણી સૌ જ તૂટી પડે છે."
(સર્ગ–૨)

એમાં ભીનવસતીનું ભાતીગળ વાતાવરણચિત્ર સર્જાયું છે વેગડા ભીલનું વિશિષ્ટ વ્યક્તિત્વ અને હમીરજીનું હૃદયૌદાર્ય સારાં ઊપસી શક્યાં છે.

ત્રીજા સર્ગમાં વેગડો ભીલ હમીરનું સ્વાગત કરે છે સન્ધ્યાનું મનોહર વર્ણન અહીં મળે છે અષ્ટમીના શશીનું ઉદયચિત્ર, હમીરજીના નમૈયાનું વર્ણન સરસ છે ગઢવીનું વ્યક્તિચિત્ર પણ સંક્ષેપમાં સારું દોરાયું છે દુહાની રમઝટ, હમીરજીના પૂર્વજોની કીર્તિનું ગાન, હમીરજીનો પોષાક, ભીલોના રીતરિવાજ, ડંકાની ગર્જના, હાટની ગેરાની, યુદ્ધચિત્રોનું પ્રદર્શન, સ્ત્રીઓની હમીરના રૂપ–શૌર્યની પ્રશંસા અને સાહજિક ઈર્ષ્યા, ભીલોના આયુધ–શસ્ત્રાગાર, ડાયરાનું વર્ણન, બારોટનું વ્યક્તિત્વ, અભિમન્યુના વીરકથા દ્વારા ચંદ્રાના હમીર સાથેના લગ્નનું બારોટે કરેલું સૂચન અને એ રીતે બારોટનું કથામાં સિદ્ધ થતું પ્રયોજન—આમ વર્ણન, કથન, ચિત્રણ અને કથાપ્રસંગોની ગોઠવણી દ્વારા આ દીર્ઘ કથાકાવ્ય વસ્તુના તાતણાંને વિકસાવી તેમને મેળવવા મથે છે

ચોથા સર્ગમાં ચંદ્રા–હમીરની પ્રણયરાત્રિ પછીના ઉષાનું મનોહર ચિત્ર દોરાયું છે હમીરજી અને ભીનસેનાનું યુદ્ધપ્રસ્થાન હવે થાય છે બારોટ–ગઢવીના દેવી સ્તોત્રમાં ભક્તિના ભભક સૂર અને ઓજસપૂર્ણ ભાવો–ઉછાળની ગૂંથણી થઈ છે. હરણનું જો ખંડિત થયેલું જોઈ હમીરના (એટલે કે ત્રુગસિંહના) દિલના થતી અનુકંપાનું આલેખન પણ છે છેલ્લા ખંડમાં ભાઈ–બહેનની વીતકકથા છે મુસલમાની આક્રમણથી એક તરુનું મૃત્યુ, બહેનનો વિલાપ, હમીરે તેને ધર્મબહેન ગણી આમ, આ કાવ્યના વસ્તુપટ તો સારો ગૂંથાયો છે. એમાંના વર્ણનચિત્રો, કલ્પનારંગો, અલંકારો, પ્રસંગાલેખનો પણ પ્રૌઢિયુક્ત શૈલીવાળાં છે. કવિની રસિકતા, મધુરતા અને રમ્યતા એ ચિત્રોમાં સતત હાજર હોય છે.

"કેસરતનુ કનને સ્હોય, જ્યોત્સ્ના મઢી ગુલ વ્યોમ હોય.
સરે હંસ સર પર જેમ, ચાલે યૌવના ઝટ તેમ."

17 અહીં 'ભાગોળ" નહિ, પણ "ભોગળો" જોઈએ છંદમાં બેસતું નથી, તેથી 'કેકારવ'ના સંપાદકે આવો અર્થહીન ફેરફાર કર્યો છે

અથવા, "ભમરો બીડવા જેમ, ઉઘાડ ગુલાબની કળી
ખીલે મુખડુ તેમ, કુવરીનુ સ્મિત મદમા."
"સત્વર પરે ગુંથાયા તે તરો ઉદધિ મહી
અનુકૂલ વહો વાયુ લ્હેરી સૌરભ ભરી"
"તાજા પ્રભાત સમુ ચુબન એક તાજુ."
"પહેલો રવિનો કર સ્પર્શ થાતા, પ્રસન્નતાની કળી ઉઘડે કો."

આ બધી પક્તિઓની મોહક બાની અને તેમા વ્યક્ત થતી સૌન્દર્યરસિકતા નાનાલાલ પહેલાના સુરસિહમા જ પ્રથમ જોવા મળે છે. સુરસિહનુ પક્તિમાધુર્ય અને સૌન્દર્યને છદોલયમા શબ્દસ્થ કરી વહાવવાની રીતિમા ભવિષ્યના નાનાલાલનું સૂચન આપણા કવિમા થઈ જાય તેમ છે.

"ઉગતો ભાનુ આ તારો રાત્રિનાં સ્વપ્ને હજુ,
દપતિને શિરે ઢોળે સ્વપ્ન રગીન કો મધુ."

માત્ર કોમળ પ્રેમભાવની જ કલ્પનાઓ છે તેમ નથી, દેવીસ્તોત્રમા કોમળતા અને ભવ્યતા ઉભયનો સમન્વય છે.

"તુજ કર ઉપર ઘુમ્મટ વ્યોમ, નખના બિમ્બ સરખો સોમ!
પદની મેદીની આ શેષ, રગે વાદળીના કેશ"

દેવીના વિરાટ સ્વરૂપનુ આ વર્ણન છે. યુદ્ધની તૈયારી અને સેનાની કૂચના વર્ણનમા પણ લય ધીરગભીર ભવ્યતાવાળો રહ્યો છે એટલે, વર્ણન, વાતાવરણ અને ચિત્રણમા, અલકારો, છદોલય અને બાનીના પ્રાસાદિક પ્રવાહમા "હમીરજી" સુરસિહની પક્વ કાવ્યશૈલીની નીપજરૂપ છે.

પણ મહાકાવ્ય લેખે! એનો વિષય મહાકાવ્યના ભારનો છે. દેશના રક્ષણ કાજે પરણ્યાની પહેલી રાત્રે ય યુદ્ધસ્થાનમાથી પાછા ન હઠતા અને દેશરક્ષા કાજે બલિ થનાર વીરનુ ચરિત્ર એ તેનો વિષય છે. ચરિત્રમા ઉદાત્તતા, શૌર્ય અને અનુકપા મહાકાવ્યની વિભૂતિને યોગ્ય છે

એની વસ્તુસકલના સીધી, સરળ અને કથા કહેવાય તેમ તેમ પ્રસગો દાખલ થતા જાય અને અદર ગૂથાતા જાય તેવી સાદી છે પ્રસગો મુખ્ય નાયકની ચરિતરેખાઓને ઉપસાવે છે એમા ગૌણ પ્રસગો અને પાત્રો વેગડો, બારોટ, ગઢવી, ચદા, ગઢવીની બહેન વગેરે હમીર સાથે સકળાયેલા છે. તેમનુ નિરૂપણ એક જ ઢાળાનુ પણ તેમના વર્ગની રેખાઓને સ્પષ્ટપણે અકિત કરે છે. ખાસ કરીને ગઢવીનુ પાત્ર આકર્ષક છે. તે જે યુક્તિથી અભિમન્યુની કથા આલેખે છે તે તથા હમીરજીના મિત્ર તરીકે જે કાર્ય તે કરે છે તે જોતા ગઢવીનું પાત્ર

રસદાયક થઈ પડે છે. કાવ્યમાં મુખ્ય ત્રણ રસો છે: શૃંગાર, કરુણ અને વીર. ચંદા-હમીરના સંબંધમાં ભાવપ્રધાન શૃંગાર છે. તેમના તારામૈત્રક, સ્પર્શ અને વૃત્તિભાવોનું રસિક ચિત્ર દોરાયું છે. સર્ગ ૪ના પ્રારંભે ઉષાસમયે તેમની સ્થિતિનું જે શૃંગારરસિક ચિત્ર દોરાયું છે તે શ્રી ક. મા. મુનશીના "ગુજરાતનો નાથ"માં આવતા "ઉષાએ શું જોયું?" એ પ્રકરણમાંના વર્ણનચિત્ર સાથે સરખાવવા જેવું છે. ચંદા પીરસવા આવે છે ત્યારે હમીરના હૃદયના સ્નેહભાવો ઊછળે છે તે પણ હૃદયંગમ છે. બીજો રસ કરુણ છે. શૃંગારની માફક આ પણ સુરસિંહનો પ્રિય રસ છે. સર્ગ ૪માં ગઢવીની બહેનનો શોક, એનું વૃત્તાંત, ભાઈનું મૃત્યુ, બહેનનો વિલાપ વગેરે કરુણરસપોષક તત્ત્વો છે. પણ કાવ્યનો મુખ્ય રસ તો વીર જ છે. હજી કાવ્ય અપૂર્ણ છે એટલે ઉતાવળે તેનો નિર્ણય બાંધી ન શકાય. પણ કાવ્યનું પ્રયોજન, સ્વરૂપ અને વસ્તુ જોતાં એનો મુખ્ય રસ વીર જ છે એમ માનવું પડે તેમ છે. બાણગટની વાર્તામાં અભિમન્યુની કથામાં, યુદ્ધવર્ણન વેળાએ, અભિમન્યુ તથા હમીરના શૌર્યપૂર્ણ સ્વભાવદર્શનમાં વીર આલેખાયો છે. પણ હમીરનું શૌર્ય પરંપરાગત રાજાના મધ્યકાલીન ક્ષાત્રવટના આદર્શનું નથી. જે નૈતિક હિંમત અને દૃષ્ટિથી તથા અનુકંપાના ભાવથી તે ભીલોના અજ્ઞાન અને અવિચારી ક્રૂર વર્તન તરફ ઉદાત્ત વર્તાવ કરે છે તે તેના સ્વભાવનો ખરો વીરભાવ છે. સુરસિંહની વીરરસની નિરાળી દૃષ્ટિનું એ પરિણામ છે. અગાઉ, રાણા સંગ્રામસિંહને[18] તેમણે પોતાનો વીરરસ વિશેનો ખ્યાલ આપ્યો છે તે મુજબ વીરનું આલેખન આ કાવ્યમાં તેમણે કર્યું છે.

સુરસિંહની કાવ્યકલાની સૌથી વધુ વિકાસશીલતા જેમ તેમના કવિમાનસના ઉત્તરોત્તર થતા પ્રગતિદર્શનમાં છે તેમ કલ્પના, રસ અને અલંકારોના વૈચિત્ર્યથી કાવ્યને હૃદયંગમ બનાવવામાં પણ છે. મહાકાવ્યમાં વર્ણનચિત્રો, કલ્પના, અલંકાર અને રસનિરૂપણ મહત્ત્વનો ભાગ ભજવે છે. "હમીરજી"માં સુરસિંહ પ્રસંગોને તેમની વિગતો ને વાતાવરણ દ્વારા ખીલવે છે. એમાં પ્રસંગે પ્રસંગે વિધવિધ ભાવદર્શન કરાવે છે. સૃષ્ટિઅવલોકનની ઝાંખી કરાવે છે. વર્ણનોમાં ઉપમા, રૂપક, ઉત્પ્રેક્ષા, વ્યતિરેક, દૃષ્ટાંત, નિદર્શન, વિષમ, અર્થાન્તરન્યાસ, આદિ અલંકારોનું દર્શન કરાવે છે. ઉષા, સન્ધ્યાના રસમય ચિત્રો આલેખે છે. એમાંના કોઈ કોઈ અલંકાર તો મહાકાવ્યના જેવા પણ હોય છે. યુદ્ધના વર્ણનમાં, ગઢવીની વાણીમાં, પ્રભાત, સન્ધ્યા કે દેવી મહિમાના આલેખનમાં ઉપમા આદિની ભવ્યતા તથા ઉચ્ચતા જોવા મળે છે. સુરસિંહની કાવ્ય-

[18] જુઓ 'પત્રધારા', પૃ. ૩૦૭-૩૦૮

શૈલી પણ મહાકાવ્યને ઉચિત પ્રાસાદિક, ભાવપ્રચૂરાટવાળી અને શબ્દોને વૈભવ બતાવનારી રસાનુકૂળ છે. કોમળતા ને સરળતાનો અંશ તે ક્યારેય ગુમાવતી નથી.

આમ છતાં મહાકાવ્યની એકધારી ગંભીર પ્રૌઢિ "હમીરજી"માં સર્વત્ર રહી શકી નથી. એમાં કલ્પનાની છોળો ઉડાડતી સમૃદ્ધિ, ભાવોની ગહરાઈ, વર્ણનના વિવિધ ચમત્કારો અને દર્શનનું ઊંડાણ પ્રાપ્ત થતું નથી. મહાકવિમાં અનિવાર્ય જગતનું વિશાળ અવલોકન, જનસ્વભાવનું સૂક્ષ્મ દર્શન, સંસારની વિધવિધ કોટિનો અનુભવ હજી સુરસિંહમાં જણાતા નથી અને તેટલે અંશે "હમીરજી" પણ સુરસિંહના આત્મલક્ષી દષ્ટિકોણની નીપજરૂપ બને છે. પોતાના રુચિ, સ્વભાવ, આદર્શો, સ્વપ્નાં અને માનસિક લક્ષણો કવિ ક્યારેય ભૂલી શક્તા નથી, અને તેટલે અંશે "હમીરજી" કાચું કાવ્ય છે. પરંતુ કાવ્ય અપૂર્ણ છે એટલે તેની સમગ્ર ચર્ચા કરવી યોગ્ય પણ નથી.

તથાપિ, "હમીરજી"માં સુરસિંહનું કેટલુંક સંવિધાન આકર્ષક છે. અભિમન્યુની કથા દ્વારા ચંદાને પરણવાનું હમીરને સૂચન, કાવ્યમાં બારોટના પાત્ર દ્વારા ગૂંથી લેવામાં સુરસિંહનું કૌશલ જણાય છે. વેગડા ભીલના વૃત્તાંતના સમાવેશ માટે જે ભૂમિકા યોજી છે અને તારામૈત્રકનો જે પ્રસંગ ગોઠવ્યો છે તે પણ સુરસિંહની એક કુશળ સંવિધાનકાર તરીકેની શક્તિ બતાવે છે. સુરસિંહની કાવ્યકલાનો આ એક આશાસ્પદ અંશ છે.

અને મહાકાવ્યના પટ પરની આ વસ્તુરચના કે કલાવિધાનથી સુરસિંહને તો કદી સંતોષ થયો નહીં. તે પોતે જો આ કાવ્યને પ્રકટ કરત તો તેમાંથી ઘણું ઘણું રદ્દ કરી નાખીને જ પ્રકટ કરત. પ્રો. ઠાકોર તેમના વ્યાખ્યાનમાં જણાવે છે "હું લાઠી ગયો હતો ત્યારે મેં વાંચવા ખાસ માગેલું તથાપિ આપેલું નહીં પોતે જ કહેલું 'હજી વાર છે' અને સ્કોટના "Harp of the North"—એ સંબોધનનું અનુકરણ "ઓ વીણા" એટલી જ કડીઓ જોવા આપી હતી આમ કરવામાં પોતે એ કાવ્ય વિશે મણિશંકરના પ્રતિકૂલ મતથી પણ પ્રેરાયા હોય" સ્વ. "કાન્તે" 'હમીરજી' પ્રગટ કરતાં ઉપોદ્‌ઘાત લખ્યો હતો. એ કાવ્યની મોટી ખામી "કવિની કલ્પના થકી છે" એમ તેમણે તેમાં જણાવેલું.

પણ "હમીરજી" વાંચતાં કવિની કલ્પના થકી હોવાની પ્રતીતિ થતી નથી. સુરસિંહમાં જે રસદૃષ્ટિ, આલેખનકૌશલ અને સંવિધાનકલા છે તેનો "હમીરજી" પરિચય કરાવી દે છે. આનાથી વિશેષ કવિત્વ કે રસસર્જકતા

સુરસિંહમાં અન્યત્ર હોય એવો અનુભવ થયો નથી. ખરી વાત તો એ છે કે સુરસિંહ મુખ્યત્વે આત્મલક્ષી કવિ છે. તેમનું સઘળું સર્જન તેમના આત્મલક્ષી દૃષ્ટિકોણના જ આવિષ્કારરૂપ બને છે. એથી જ શ્રી રા. વિ. પાઠક કહે છે તેમ 'હમીરજી બીજો " કલાપી " થઈને ઊભો રહે છે.' સુરસિંહમાં અન્ય વ્યક્તિઓનાં હૃદયજાળાં કે તેમના સંકુલ સ્વભાવ ઓળખવાને વૃત્તિવલણ જ નહિ હોવાથી તે સમસ્ત જગતને પોતાના સમાન માને છે અને તેથી પોતાની અંગત લાગણી, વિચાર કે રુચિમાન્યતાઓને બીજાઓમાં સંક્રાન્ત કરે છે. આથી મહાકાવ્યમાં દર્શનની જે વિવિધતા અને કલ્પનાની જે વિશાળ સમૃદ્ધિછોળો જોઈએ તે "હમીર"માં નથી જણાતાં એટલે "કાન્ત"ને સુરસિંહની કલ્પના "થંડી" લાગે છે. મહાકાવ્યના સર્જકમાં માનવજગતના ઊંડા વ્યવહાર અને તેના માનસના સંકુલ દેશોનું જ્ઞાન હોય અને તેને નિરૂપવા જે વિસ્તૃત કલ્પનાફલક હોય તે સુરસિંહજીમાં નથી, પણ એ તો સુરસિંહમાં હતો ય ક્યારે?

મહાકાવ્યની સુરસિંહની કલ્પના સંસ્કૃત મહાકાવ્યો "રઘુવંશ" આદિ તેમ જ સ્કોટના "લેડી ઑફ ધ લેક"થી પ્રજ્જ્વળી છે. વર્ણનો, અલંકારો, વૃત્તરચના, કાવ્યશૈલી, વસ્તુરચના, ભાવદર્શન આદિ તત્ત્વોમાં સંસ્કૃત મહાકાવ્ય તેમની નજર સામે પ્રભુલાલ શાસ્ત્રી આદિએ રાખ્યા કર્યું છે અને કાવ્યનો આરંભ, તેની સર્ગરચના, કલ્પનાચિત્રો અને કેટલાંક સૌન્દર્યદર્શનો તેમણે જટિલની મદદથી સ્કોટના કાવ્યમાંથી વિવેકપૂર્વક વણી લીધાં છે.

તા. ૨–૩–'૯૭ના રોજ જટિલને તે પત્રમાં લખે છે:

"સ્કોટ વાંચવાને હાલ તો અવકાશ નથી .....તો પણ મ્હારા કાર્યમાં ઉપયોગી થાય તેવું તેનું એક જ કાવ્ય હું એમર્સનને મૂકી દેઈ વાંચી શકીશ. તો તે પુસ્તકનું નામ કૃપા કરી આપ મ્હને લખશો."

તા. ૧૧–૩–'૯૭ના રોજ જટિલને લખે છે :

" લેડી ઑફ ધિ લેક " મેં મંગાવેલ છે, તે વાંચીશ."

તા. ૧૪–૪–'૯૭ના પત્રમાં જટિલને ફરી લખે છે:

" મેં હમીરજીનું કાવ્ય લખવું શરૂ કર્યું છે."

આમ, જટિલની પ્રેરણા ને મદદથી સ્કોટના કાવ્યને પણ સુરસિંહે મહાકાવ્ય લખવામાં નજર સામે રાખ્યું છે. સુરસિંહના મનોરથ "હમીરજી"ને સ્કોટના કાવ્યની જેમ ૭ સર્ગો આપવાના હતા. કાવ્યના પ્રારંભે વીણાને સંબો-

ધાન કરતાં, જે કેટલીક કડીઓ લખાઈ છે તે સ્કૉટના આ કાવ્યના પહેલા Cant ના 'Harp of the North' વગેરે પંક્તિઓના અનુકરણરૂપ છે. અલબત્ત, સ્કૉટના જેટલી કલ્પના–કુમ્મા સુરસિંહમાં નથી. સુરસિંહના કાવ્યમાં આકૃતિની શિથિલતા, વિશૃંખલતા, પ્રસંગસંકલનાની કચાશ અને નિરપણની દીર્ઘસૂત્રિતા આવે છે. પણ એ દોષનું કારણ સુરસિંહનું કલ્પનામાંદ્ય કે ટૂંકી કલ્પના નહિ, તેમની પ્રકૃતિ છે; અને બીજું કારણ, આખું કાવ્ય કકડે કકડે લખાયું તે છે. સુરસિંહ પોતાની આ મર્યાદા જાણે પણ છે. તા. ૧૮–૪–'૯૭ ના પત્રમાં જટિલને લખે છે: "આપને આવી રીતે લખવામાં બહુ ઉતાવળ તો લાગશે પણ મ્હારી ટેવ પ્રમાણે ગોળા ફેંક્યે જાઉં છું. બહુ વિચાર કરી ખાસ સારું કરવામાં બગડશે એમ લાગે છે. એક કાવ્ય લખતાં લખતાં વચમાં ત્રુટક થવાથી જ્યારે શરૂ કરું છું ત્યારે વિશેષ શ્રમ પડવા છતાં પણ તેટલું સારું થઈ શકતું નથી."

અને ત્રીજું કારણ એ કે "હમીરજી"ના વસ્તુનું ખોખું તૈયાર કરી આપ્યું જટિલે. એ વસ્તુમાં ક્યાં પ્રસંગો, વૃત્તાંતો, વર્ણનો, પાત્રો ક્યાં ગોઠવવાં એનું દિગ્દર્શન આપ્યું જટિલે. વળી, એ ખોખું પણ પહેલેથી જ સુરસિંહની દૃષ્ટિ સમક્ષ તૈયાર નહોતું. પ્રથમ બે સર્ગનું, પછી ત્રીજાનું, પછી ચોથાનું—એમ જેમ જેમ કાવ્ય લખાતું જાય તેમ તેમ વસ્તુનો ઘાટ ઘડાયે જાય. જટિલ જેમ સૂચવે તેમ સુરસિંહ સર્ગમાં કાવ્યત્વ પૂરતા જાય, ચિત્રો આલેખતા જાય, પ્રસંગચિત્રોમાં રંગરૂપની પીંછી ફેરવતા જાય, કલ્પના, વિચાર, વર્ણનને વિસ્તારતા જાય. આમ કકડે કકડે સર્ગો અને સર્ગખંડો જોડતાં જ્યાં જ્યાં પોતાનાં રુચિ, ભાવ, દૃષ્ટિ અને કલ્પનાને અનુકૂલ અંશો આવ્યા ત્યાં ત્યાં સુરસિંહની કવિતા ખીલી ઊઠી. પરંતુ કાવ્યનું સમગ્ર વસ્તુ—તેના આદિથી અંત સુધીનું એક સજીવન, કડીબદ્ધ આકૃતિરૂપે પ્રત્યક્ષ કરી તેમાં પોતાની અખંડ કલ્પના અને રસલહરીને વિહરાવવાનું સુરસિંહથી શક્ય બન્યું નહોતું. એમ કરવા માટે તેમને તત્કાલીન વાતાવરણ પણ સાંપડ્યું ન હતું. આ સમયે એમનું માનસ, હૃદયરંગ શોભનાના પ્રકરણથી ક્ષુબ્ધ હતું. શોભનાના ગાભા સાથેના લગ્નથી તેમના હૃદયમાં મહાકાવ્ય લખવા જેટલી શાંતિ–સ્વસ્થતા પણ આ સમયે ન હતાં. હૈયાની આવી સંક્ષુબ્ધતામાં વીરરસનું મહાકાવ્ય રચવા એક યુવાન કવિ બેસે અને આટલી ય સફળતા તેમાં મેળવે એ સુરસિંહ માટે આશ્ચર્યજનક બીના નથી? અને વળી આ જેવું છે તેવું કાવ્ય પણ સુરસિંહના મનમાં છેવટનું નિર્માણ (Final) નહોતું. છતાં તો તેમને આ કાવ્યને ફરી સુધારી-

મઠારી તેમાં થોડોક ફેરફાર કરી કાવ્યને પુનર્જીવન આપવાના કોડ હતા. અત્યારનું કાવ્ય તો ભવિષ્યમાં અનુકૂલ સમયે, પક્વ કાવ્યકળા કે પ્રતિભાની વયે સર્જવાની કલાકૃતિનું માત્ર કાવ્યમય ખોખું જ છે. લાવ જોઈએ, જટિલે સૂચવેલી આવી આ વસ્તુસામગ્રીમાંથી કેવુંક કાવ્ય આશા જન્માવે છે, એવી વૃત્તિની તે નીપજ છે. હાલનું કાવ્ય કાવ્યની માત્ર સામગ્રી કે પદ્યમાં તૈયાર કરેલ કાચા ખરડારૂપ છે, જેમાંથી એક ભવ્ય કલાકૃતિ સર્જવાના સુરસિંહને અભિલાષ હતા. એ સર્જતી વેળા સુરસિંહ કેટલુંક ત્યજી દેત, કેટલુંક નવીન ઉમેરત, કેટલુંક ટૂંકાવત, કેટલાક ખંડો ફરી સર્જત, તેમને અંદરોઅંદર સાંકળી દેત—આવો તર્ક કરવો સુરસિંહનો કાવ્યાદર્શ કે કાવ્ય માટેનો અસંતોષ જોતાં વૃથા કે અસત્ય નથી,

એટલે બહુ બહુ તો "હમીરજી"ને એક અપૂર્ણ લાંબા કથાકાવ્ય કે વૃત્તબદ્ધ આખ્યાન કાવ્ય લેખે જ ચર્ચવું-તપાસવું ઘટે. મહાકાવ્ય માટેનો પ્રયાસ સુરસિંહનો હતો જ નહિ, નહિતર એમની પાસે કાવ્યનો નમૂનો "પેરેડાઇઝ લોસ્ટ" રહ્યો હોત, "લેડી ઑફ ધ લેક" નહિ. અલબત્ત, કવિએ ફલકનો પટ વિસ્તૃત આલેખવો ધાર્યો છે. એમાં હજી હમીરના મિત્રનું, મહમદનું, ચંદાની કોઈ સખીનું, એમ કેટલાંક પાત્રો ઉમેરવા બાકી રહી ગયાં છે. ક્ષત્રિયો અને મુસલમાનોના બે સર્ગો યોજવા હજી બાકી છે. પણ એ તો બધું યોજનામાં. તેમણે પોતે ક્યાંય કહ્યું નથી કે "મારે મહાકાવ્ય લખવું છે." એમાં મહાકાવ્યના કોઈ કોઈ અંશો આવી ગયા હોય તો તે એક અકસ્માતરૂપે.

પરંતુ "હમીરજી" નો ચોથો સર્ગ સુરસિંહનો રચેલો હશે ખરો અથવા એ સર્ગનો અમુક ભાગ જ તેમણે રચેલો કે આખો, તેવી એક શંકા અભ્યાસીઓને જવા સંભવ છે ખરી. પ્રો. ઠાકોર તો આ કાવ્યની સમગ્ર આકૃતિ સુરસિંહની કલ્પનામાં સજીવન મૂર્તિ લેખે પ્રત્યક્ષ નહિ હોવાથી તાત્ત્વિક રીતે "હમીરજી"ને "એ એમની (કલાપીની) કૃતિ છે જ નહિ," એમ માનતા હતા. અને કાવ્યમાંના વર્ણનચિત્રો, ભાવદર્શનો વગેરેને ધ્યાનમાં લઈએ તો સ્વ. ઠાકોરનો એ અભિપ્રાય સાવ ખોટો ગણી શકાશે પણ નહિ. પરંતુ એ વાત જવા દઈએ, તો ય જટિલ પરના એક પત્રમાંથી આ ચોથો છપાયેલો સર્ગ સુરસિંહની યોજનામાંય સ્થાન પામ્યો હોય તેમ જણાતું નથી. "ચોથા સર્ગનું નામ પ્રયાણ કે જે યોગ્ય લાગે તે આપશો," એવા જટિલને લખેલા તા. ૧૫-૫-'૯૭ના પત્રમાં નિર્દેશ સિવાય ચોથા સર્ગ વિષે સુરસિંહનો કશો ઉલ્લેખ નથી. ચોથો સર્ગ "પ્રયાણ" લેખે નહિ, પણ "પડાવ" લેખે છપાયો

છે. ચોથો સર્ગ મુકાબલે ઘણો શિથિલ છે. એમા વસ્તુ સાથે બહુ સંબંધ નહિ ધરાવતા વિશૃંખલ ખંડો આવે છે. સર્ગના પ્રારંભની બાવીસેક કડીઓ વસ્તુ સાથે સરસતાથી ભળી જાય છે. પણ પછી બાગેટની દેવીસ્તુતિ, દેવી-મહિમા, પ્રેમદેવીની પ્રશંસા, ગઢવીની બહેનનો ભ્રાતૃપ્રેમ, હમીરનુ તેને ધર્મભગિની બનાવવુ વગેરે અંશો વસ્તુ સાથે ભાગ્યે જ બહુ મેળ બેસાડે તેમ છે. જટિલ પરના કાઠે પત્રમા ચોથા સર્ગનુ આવુ વસ્તુવિધાન જણાતુ નથી. ત્રીજો સર્ગ લખાઈ રહ્યો ત્યાં સુધી ચોથો સર્ગ સુરસિંહ પામે છે વસ્તુ–ઓપામા પણ નથી. વળી "કાન્તે" ઈ. ૧૯૧૨મા પ્રકટ કરેલ "હમીરજી"નો ત્રીજો સર્ગ છેલ્લા બે આવશ્યક શ્લોકો વિનાનો અધૂરો છપાયો છે. ચોથો સર્ગ પદ્યેયવદેશે સાગરઆવૃત્તિમા જ છપાયો છે. આ બધુ જોતા ચોથા સર્ગમા સુરસિંહના કર્તૃત્વ વિશે શંકા જાય છે. ચોથા સર્ગમા પ્રારંભની ઉપાના રસદર્શન વિશેની કડીઓ અને કદાચ સૈન્યપ્રયાણ માટે બાગેટની દેવીપ્રશંસા—સ્તુતિની કડીઓ બાદ કરીએ તો સૈન્ય પડાવ નાખે છે ત્યાથી પછી આગળ ચાલતુ વસ્તુ અને કાવ્યભાગ સુરસિંહના કર્તૃત્વની શંકા જન્માવે એવુ છે પણ ખરુ.

આમ છતા એકદરે, સંસ્કૃત મહાકાવ્યની શૈલીના પ્રેમ, યુદ્ધ, શસ્ત્રો, કુળ, કુદરતના દેખાવો અને આડપ્રસંગોના વર્ણનો યોજતા અને આલેખતા કલાપી મહાકવિને છાજે તેવુ કેટલુક કૌશલ 'હમીરજી'મા નિઃશંક દાખવે છે.

કલાપીની વર્ણનછટા પણ ક્યારેક ક્યાંક તો મહાકવિની સરસાઈ કરવા મેદાને પડતી જણાય છે. તેમના શબ્દચિત્રો, અલંકારો, કલ્પનાતરંગો, વિગતો, વસ્તુના અંકોડા અને ભાવાલેખનો ક્યારેક ક્યાંક તો મહાકાવ્યને પાટે ચઢી જતા લાગે પણ છે. હમીરજીની ખડ્ગનુ વર્ણન જુઓ.

"એ ખડગ એ જ કરને નહી યોગ્ય ભાસે,
ક્યા મેઘમાળ વિણ વીજળી અન્ય સ્થાને?"

કેવો મહાકાવ્યોચિત અલંકાર કલાપીની કલ્પનાએ સર્જ્યો છે! આગળ હંસના ઊડી જવાની કવિની કલ્પના પણ રસિક છે, અને હંસ શબ્દનો ચાતુરીપૂર્વક શ્લેષ કરી કવિએ પોતાની રસિકતા પણ વ્યક્ત કરી છે હંસ દ્વારા કવિએ પોતાની પ્રણયદષ્ટિ પણ મૂર્ત કરી છે. કોઈ યોદ્ધો સુંદરીને જોઈને મુગ્ધ બને છે તે દર્શાવતા કવિના ઉદ્ગાર જુઓ·

"ખડગ જગત કેરું આજ પાણી થઈને,
વિપુલ રસતણા કો પોધમા જાય ચાલ્યુ."

શૃંગારસની દીપ્તિ જેમ આ મહાકાવ્ય જેવા કાવ્યમાં કવિએ બતાવી છે તેમ વીરરસનું કૌશલ પણ તેમાં તેમણે દાખવ્યું છે. કલાપીની ઉપમાઓ અને કલ્પનાચિત્રો મહાકાવ્યની પ્રણાલીનાં તથા બરનાં છે.

"ગોળા તૂટયા ગ્રહ ભાનુ જેમ
ઉખડી પડ્યું આકાશ કેમ!"
"વાદળી નિકટ ઉભી સિંદુરપ,
શોણિત પીએ ભૂખ ચૂસ ચૂસ,
ફાટી ગયેલ અંગાર આંખ
દેશે કરી શું જગત ખાક!"

વીરરસનો ઘોર ઘોષ અભિમન્યુકથામાં કવિએ રેલાવ્યો છે. તેમની ઉત્પ્રેક્ષા પણ એવી જ વીરોચિત છે. ભીલોનાં તીરોનો વરસાદ કવિ વર્ણવે છે:

"શું વાદળીના કટકા થઈને,
ઉધાડતા વિદ્યુત દોડી આવે!
પાષાણુ વા આ ગિરિશૃંગના સૌ,
વર્ષાવતા હિમનું ઝાપટું શું?"

જોકે યુદ્ધ કરતાં પ્રેમના ચઢિયાતાપણાનો વિચાર કલાપીથી અભિમન્યુના મુખે પણ કહેવડાવ્યા વિના ચાલતો નથી. અભિમન્યુ પાસે પણ યુદ્ધની હિંસા કરતાં પ્રેમને ચઢિયાતો સિદ્ધ કરતા વિચાર માત્ર કલાપી જ કરાવી શકે!

આમ, ચારે સર્ગોનું સંયોજન વસ્તુવિકાસ તથા વસ્તુયોજના તેમ જ રસનિરૂપણ, પાત્રાલેખન, વર્ણન વગેરે દૃષ્ટિએ ઉજ્જ્વળ છે. જો કે કાવ્યના કર્તાની જેટલી મહત્ત્વાકાંક્ષા તેમાં છે તેટલું વિશાળ કે ભવ્યોન્નત, ગહન દર્શન તેમાં નથી. ત્રેવીસ વર્ષના તરુણ કવિમાં એવી આશા ય શી? તો પણ એક દીર્ઘ વસ્તુસંકલનાવાળા કાવ્ય તરીકે તે નોંધપાત્ર છે. કલાપીને તેમાં કથા-ઉપકથાનો સંકુલ પટ કરવા ધારણા હતી, પણ એક તો કાવ્ય અપૂર્ણ છે અને બીજું, કલાપી મદદરો આત્મલક્ષી કવિ તેથી વસ્તુ અને પાત્રોનું એવું સંકુલ ગુંફન તેમને બહુ ફાવી શકે કે કેમ તે ય પ્રશ્ન છે. હમીરજી પણ આથી જ બીજો કલાપી થઈને કાવ્યમાં વિહરે છે. વસ્તુલક્ષી કાવ્યસર્જન માટે ઘટક તત્ત્વોનું નિર્માણ કે કુશળતાવાળી સૂક્ષ્મ આયોજના કાવ્યમાં નથી. કલ્પનાના અનુભવને ચિરકાળ ટકાવી રાખે તેવી કાવ્યની આકૃતિ પણ નથી. રસને હાનિ પહોંચાડે તેવી વિગતો પણ તેમાં આવે છે. દા. ત. મૂછ, કસરતી શરીર વગેરેના વર્ણનમાં હાસ્યાસ્પદ અંશો પ્રવેશે છે. "હૃદયત્રિપુટી"ના નાયકથી "હમીરજી"નો નાયક

ભિન્ન નથી. કલાપીના સર્વ નાયકો ધીરોદાત્ત લક્ષણવાળા જ હોય છે, એ હકીકત નોંધવા જેવી છે. ગઢવી પોતાનું લાંબું વૃત્તાંત કહે એ સમગ્ર કાવ્યની દૃષ્ટિએ અનુચિત છે. અભિમન્યુના ચક્રાવાની કથા, કથા તરીકે સુંદર નથી, પણ હમીરજીની સાથેનું તેનું સામ્ય જોતાં તેની ઉચિતતા માટે શંકા કરાય તેમ નથી. ઉપેર છંદમાં વીર-શ્રાતનનો ને જોસ્સાનો ભાવ અહીં સરસ સધાયો છે. કવિ જાણે છે કે આ કાવ્યનો પ્રકાર વીરકાવ્ય(Epic)નો છે, તો પછી હમીરજીના મારવાડના વાસને પણ આ કથા ભેગો વણી લીધો હોત તો વસ્તુનો પટ વધુ સંકુલ ને મહાકાવ્યના જેવો બનત. મહાકાવ્યમાં જુદા જુદા પ્રસંગો અને પાત્રોને પોતાનું આગવું મહત્ત્વ હોઈ શકે, તેથી તેમણે એકતા (unity) અખંડિત રાખવા મારવાડના વાસનો પ્રસંગ ત્યજી દીધો, તે ઉચિત નથી થયું.

એકંદરે, "હમીરજી" કલાપીના સ્વતંત્ર કાવ્ય તરીકે રસભર્યું છે. એમાં મહાકવિનું દર્શન નથી, પણ "પ્રેમનું ઐક્ય સાધી માનવી સુખ-શાંતિ તરફ ગતિ કરે" એ કવિનું સાદું જીવનદર્શન તો એમાં છે જ. હૃદયશૌર્યનો કવિનો આમહ પણ તેમાં મૂર્ત થયો છે. અહિંસાનું સૂચન પણ તેમાં મળે છે. ભીલોની સાંસ્કૃતિક અવસ્થાનું પણ કાવ્યમાં દર્શન મળે છે ભીલોની જડતાના ચિત્રને પડછે હમીરની પરંપરાથી ચાલતી આવતી સાંસ્કૃતિક અવસ્થાનું ચિત્ર પણ સુંદર છે. દરેક સર્ગના પ્રારંભે આવતાં મંગલાચરણોમાં કલાપીની ભાષાશક્તિ, છંદપ્રભુત્વ અને કાવ્યશક્તિનાં દર્શન થાય છે.

**કવનવિષયો :**

કલાપીએ કાવ્યપ્રકારોની જેમ કવનના વિષયોમાં પણ એવું જ વૈવિધ્ય અને પ્રભુત્વ બતાવ્યું છે. ઈ. ૧૮૮૦થી કવિતા લખતા થયેલા નવીન કવિઓએ દલપત-નર્મદ યુગમાં વિસ્તરતા જતા કાવ્યવિષયો ઉપર લગામ મૂકી દીધી હતી. નરસિંહરાવાદિ કવિઓ દેશાભિમાનની લાગણીને પણ કાવ્યોચિત લેખતા ન હતા. કવિતાને માટે ભવ્યતા અને ગૌરવવાળા વિષયો જ ઉચિત ગણાય એવો તેમનો ખ્યાલ હતો. આ કારણે ઈ. ૧૮૮૦ પછી લખતા થયેલા તમામ નવા સાક્ષર કવિઓ પ્રકૃતિ, પ્રણય અને પરલોકને જ કાવ્યવિષય તરીકે પસંદ કરતા હતા. એ સમયનાં શિષ્ટ માસિકોમાં પણ આ ત્રણ વિષયો અને ક્વચિત્ સ્વદેશાભિમાન કાવ્ય લેખે સ્થાન પામતાં હતાં. એ સમયની અંગ્રેજી વિક્ટોરિયન ઊર્મિકવિતામાં પણ ઘણુંખરું આ જ વિષયો કવિપ્રિય હતા.

આથી કલાપી પણ તેમના સ્વભાવ, અભ્યાસ અને અનુભવ પ્રમાણે પ્રકૃતિ, પ્રણય અને પ્રભુના વિષયમાં પોતાનો કાવ્યવિહાર કરે છે. સ્વદેશાભિમાનની

લાગણીને તે કાવ્યોચિત ગણે છે: "દેશ માટે મને બહુ લાગણી છે પણ તે ગાઈ શકાય તેવા બળવાળી નથી." જોયું ? પોતાના હૃદયની જે વિષયમાં લાગણી પૂરતા બળવાળી નથી તેના ઉપર કાવ્ય લખવાની ચેષ્ટા કલાપી કરતા નથી, એ તેમની કાવ્યના ખરા સ્વરૂપની સમજ અને કાવ્યસર્જનમાં લાગણીની પ્રામાણિકતા અને તીવ્રતા માટેનો તેમનો આગ્રહ બતાવે છે.

**પ્રકૃતિ :**

નર્મદે અને નરસિંહરાવે અંગ્રેજી રીતિની પ્રકૃતિકવિતા કલાપીની અગાઉ રચી હતી. કલાપી પણ એ જ રીતિના આશક હતા. પ્રકૃતિ તેમનો સ્વભાવગત શોખવિષય હતો. પ્રકૃતિસૌન્દર્યના એ ઉપાસક પ્રકૃતિની પૂજા, ભક્તિમાં પણ મગ્ન હતા. વર્ડ્ઝવર્થની પ્રકૃતિકવિતાના મનને તેમના એ રસને પોષણ અને વેગ પણ આપ્યાં હતાં. પ્રકૃતિને જોવાની દૃષ્ટિ, તેને નિરૂપવાની રીતિ, વર્ડ્ઝવર્થનો વિશ્વાત્મવાદ અને ભાષા તથા આલેખની સાદાઈ અને સીધાપણાનો આદર્શ કલાપીને તેમના એક ગુરુ વર્ડ્ઝવર્થ પાસેથી મળ્યો હતો. પ્રકૃતિવર્ણનમાં ઇન્દ્રિયાનુભવી ચિત્રોનું દર્શન કરાવવાનો શોખ તેમણે કીટ્સ પાસેથી કેળવ્યો હતો. કલ્પનાતરંગોથી પ્રકૃતિને શણગારવાની કલાનો સંસ્કાર તેમને શેલીમાંથી પ્રાપ્ત થયો હતો. આમ, પ્રકૃતિકવિતામાં વિવિધ અસરો ઝીલી તેમણે પોતાના સૌન્દર્યલક્ષી કવિજીવને પ્રકૃતિના વિષયમાં તરતો મૂક્યો હતો. નરસિંહરાવ ને તેમના ગુરુ વર્ડ્ઝવર્થની જેમ કલાપી પણ મનુષ્યજગતના કુટિલ વ્યવહારમાંથી મુક્ત કરી શાંતિ અને પ્રેરણાના આનંદનું સ્થાન પૂરું પાડતા પ્રભુકૃપાના પ્રતીકરૂપ કુદરતને ગણતા હતા. (જુઓ "કુદરત અને મનુષ્ય," "મનુષ્ય અને કુદરત.") કુદરત પ્રત્યેની તેમની આ દૃષ્ટિ કુદરતમાં તેમને સૌન્દર્ય ઉપરાંત કંઈક ઉચ્ચ, ગૂઢ અર્થ જોવા પ્રેરતી હતી. પ્રકૃતિને તે પ્રભુના સંદેશાવાહક દૂતરૂપે નિહાળતા હતા. સૌન્દર્યના માત્ર ઉપાદાન તરીકે જ તેમણે પ્રકૃતિને બિરદાવી નથી, પણ પ્રભુસંદેશ, પ્રેમ, શાંતિ અને કાવ્યના પયગામના પ્રેરણાધામ તરીકે વિચારી છે, મૂલવી છે. કલાપી પણ વર્ડ્ઝવર્થની જેમ કુદરતમાં જ પોતાના જીવનનું પ્રતિબિંબ જુએ છે. માનવકલ્યાણ, જીવનસંવાદ અને વિશ્વપ્રેમની ઝાંખી તેમને પ્રકૃતિમાં થાય છે. તત્ત્વજ્ઞાન તેમને કુદરતના અનુભવ દ્વારા મળે છે. કુદરતનું ઝીણું અને વિશાળ અવલોકન તેમનાં કાવ્યોમાં છવાઈ રહે છે. "કાશ્મીરનો પ્રવાસ" માં એની પ્રતીતિ આપણે કરી છે.

પ્રકૃતિકાવ્યોમાં પ્રકૃતિની લીલા અને તેનાં દશ્યોને કુશળતાથી તે મનોહર શબ્દચિત્રોમાં વણી લે છે. "કાશ્મીરનું સ્વપ્ન," "વનમાં એક પ્રભાત,"

"કમલિની,"[૧૮] "તુષાર," "પુષ્પ," "પાન્થપ ખીફ," "કુદરત," "ગ્રામમાતા," "કન્યા અને ક્રૌન્ચ," આદિ કાવ્યોમા હીગની હણિકા સમાન તેમના શબ્દચિત્રો ઝળકે છે. તેમના ખંડકાવ્યોમા તથા "હમીરજી ગોહેલ" જેવા મહાકાવ્યમા પ્રકૃતિનો તેમણે પશ્ચાદ્ભૂ તરીકે ઉપયોગ કર્યો છે. "નદીને સિન્ધુનુ આમ ત્રણ," "એક વેલાને," "એક આગિયાને," "ડોલરની કળીને," વગેરે કાવ્યોમા પ્રકૃતિનો ઉપયોગ તેમણે અન્યોક્તિ માટે કર્યો છે. "આકાશને," "પર્વતા," "મનુષ્ય અને કુદરત," "ઝીણા રસ" વગેરે કાવ્યોમા પ્રકૃતિને ચિંતનનુ અવલંબન કલાપીએ બનાવેલ છે અને "એક ચકોરને," "એક ઉદાસ દિવસ," "અધીનતા," વગેરે કાવ્યોમા પ્રકૃતિનો ઉપયોગ તેમણે પોતાની હૃદયવ્યથા વ્યક્ત કરવા માટે કર્યો છે.

કલાપી પ્રકૃતિને પોતાની ફિલસૂફીનુ અવલબન બનાવે છે, પણ જ્યારે પ્રકૃતિનુ પ્રસન્નચિત્તે વર્ણન કરે છે ત્યારે તેની સર્વ ચિંતાઓ અળગી કરી સૌન્દર્યદ્રષ્ટા તરીકે તેનુ વ્યક્તિત્વ પ્રગટ કરે છે.

## કોમળતા અને રંગોના પ્રકૃતિકવિ :

ચિંતન અને શબ્દોના ચિત્રાંકન ઉપરાંત કલાપીની પ્રકૃતિકવિતાનુ એક સમર્થ લક્ષણ કોમળતા છે. કલાપી પ્રકૃતિના વિષય તરીકે પુષ્પ, વેલી, વહેતુ ઝરણુ, ભ્રમર, હરણા અને એવા નાજુક પ્રકૃતિઅંગો ઉપર પોતાની પસંદગી વિશેષ ઢોળે છે. એ નાજુક અંગોનુ વર્ણન–નિરૂપણ પણ ખૂબ કોમળ લાગણીથી અને કોમળ શૈલીમા કરે છે. પ્રકૃતિના એ નમણા અંગો તરફ આ મુલાયમ દિલની કરુણા એટલી બધી છે કે ફૂલને ચૂંટતા પણ જાણે તેનો આત્મા ઘવાય છે. આવુ કરુણાભીનુ દર્શન પ્રકૃતિ–અવલોકનમા કલાપીએ ફરી બતાવ્યુ છે, એ તેમના વ્યક્તિત્વની અને શૈલીની નિજી વિશિષ્ટતા છે. ભરતને મૃગલા તરફ જે પ્રેમ–વાત્સલ્ય પ્રગટ્યુ તેના નિરૂપણમા તેમ જ મૃગના વર્ણનમા કલાપીનુ પશુવાત્સલ્ય દેખાય છે. "એક ઘા" અને "મને જોઈને ઉડી જતા પક્ષીઓને"મા પક્ષીઓ તરફ કવિની જે જિગરી પ્રીતિ છે અને પ્રકૃતિના આલેખનમા જે મુલાયમ હૃદયના કોમળ રંગોની પીંછી તેમણે હાથ ધરી છે તે ગુજરાતની સમગ્ર કવિતામાં અપૂર્વ છે. કલાપીની પ્રકૃતિકવિ તરીકેની એ એક આગવી વિશિષ્ટતા છે.

કલાપીના પ્રકૃતિચિત્રોમા ઇન્દ્રિયગ્રાહ્યતા છે તેમ જ સજીવારોપણ છે.

---

૧૮ "કમલિની"ની માફક 'ત્હારો બોલ' કાવ્ય પણ નરસિંહરાવના 'શિયાળાનુ એક સવાર'નુ અનુકરણ છે.

"સન્ધ્યાથી એ કુમળી વધુ ત્યાં આવી પહોંચી તમિસ્રા,
હેતે લાવી ઉર પર ધરી શીતળો હિમરશ્મિ,
એ બાલાનાં નિજ કર વતી ચન્દ્રમા અશ્રુ લૂછે,
કિન્તુ તે એ પિગળી ગળતાં ગાલથી પાદ પાસે."

દૃષ્ટિની સાથે સ્પર્શ પણ આ પંક્તિઓમાં કેટલોક આનંદ આપવામાં પોતાનો ફાળો આપે છે. ચિત્રમાં ગતિ અને અંતઃશ્રુતિને વશ કરતા ધ્વનિ દ્વારા આ ઇન્દ્રિયગ્રાહ્યતા સધાય છે. એમનાં પ્રકૃતિચિત્રોમાં રંગોનો વૈભવ પણ ઘણો છે.

૧. "પૂર્વે લાલી ચળકતી દિસે આભમાં કેસુડાં શી."

૨. "રૂડો જાંબુરંગી સુરસ રસ સંધ્યા સલુણીનો."

૩. કોકિલ તણી ફાંફી સમો રસ દ્રાક્ષનો ઢોળ્યો પણે,
ને ચળકતાં ફુલડાં ગુલાબી વેરિયાં નભમંડપે,
ત્યાં ગાર આછી ચોકમાં લીધી રૂડી કેસરતણી,
પણ ભાનુ તો ડૂબી ગયો ને શાંત સંધ્યા રહી ગઈ."

૪. "ત્યાં આકારો પડ્યો છે સ્થિર ઘન કટકો શ્વેત ને પિંગળો તે."

૫. "અહો તારા સાથે ધવલ નભગંગા ખળભળે,
રૂડાં પીળાં પીછાં શશી પર ધરે વાદળી ઉવે."

કલાપીને પ્રકૃતિકાવ્યોમાં હવે રંગોનો કવિ કહેવામાં બાધ છે ખરો?

**પ્રણય :**

પણ કલાપી પ્રકૃતિકવિ છે તેના કરતાં વિશેષે પ્રણયકવિ છે. પ્રકૃતિમાં પણ પ્રણયકવિ તરીકે જ તેનું વ્યક્તિત્વ વધારે દીપ્તમાન બને છે. તેની પ્રણયકવિતા જથ્થામાં પણ ભરપૂર છે અને કલાપીના જીવનના પ્રધાન સૂરના સમર્થ વાહક જેવી આકર્ષક બની છે કલાપી યુવાનોનો કવિ છે. જનતાના હૃદયમાં તેણે સ્થાન સ્થિર કર્યું અને સહૃદયોને તેણે મુગ્ધ કરેલા તે તેની પ્રણય કવિતાથી. ઈ. ૧૮૯૦થી ૧૮૯૮ સુધી કલાપીએ જે વિષયને સતત આલેખ્યા કર્યો છે તે એકમાત્ર પ્રણયનો છે.

પ્રારંભકાળનાં એમનાં પ્રણયકાવ્યોમાં નર્યાં વેવલાવેડા છે. ૧૮૯૨માં એ તત્ત્વ ઘટવા પામે છે અને "કલિસ્મરણ" માં પ્રણયરસનું ઘન સ્વરૂપ પ્રાપ્ત થાય છે. ૧૮૯૩માં "મરણશીલ પ્રેમી", એ એક જ મૌલિક કાવ્ય સુંદર છે. પ્રણયની ભાવના ગાવાનું કવિનું વલણ પણ કાવ્યથી શરૂ થાય છે. ૧૮૯૪માં ય તેમની ભોગપ્રધાન સ્થૂળ દૃષ્ટિ પ્રણયકાવ્યોમાંથી અદૃશ્ય થઈ જણાતી નથી.

૧૮૯૫માં કલાપીએ ખંડકાવ્યો અને "વિરહસ્મરણ" તથા "વિષપાન" જેવાં કાવ્યોમાં આત્મલક્ષી પ્રણયના સૂરધ્વનિ સ્પષ્ટપણે પ્રકટ કર્યા, પ્રણયરાગ અને ત્યાગવલણ વચ્ચેની તેમની મનઃસ્થિતિ દર્શાવી. ૧૮૯૬થી શોભના પ્રત્યેના આકર્ષણે તેમની મોટા ભાગની કવિતા આત્મલક્ષી પ્રેમકવિતા બનાવી દીધી. એ કવિતામાં કવિનું પ્રણયદર્દ, પ્રણયમંથન અને પ્રણયમીમાંસા વેગપૂર્વક વ્યક્ત થયાં. ૧૮૯૬–'૯૭ ની તેમની કવિતાએ સિદ્ધ કરી દીધું કે કલાપી પ્રણયનો જ કવિ છે. તેણે એ કવિતામાં પ્રણયતિતિક્ષા અને પ્રણયતપને ફરી ફરીને ગાયાં. ૧૮૯૮ના જુલાઈમાં "તરસમાં રડતા–મરતા બપૈયા" ના વ્યક્તિવિષયક વિપ્રલંભના કરુણ સૂરો આખરે બંધ પડ્યા. એમના "કેકારવ"નો પોણો ભાગ, આમ, પ્રણયની કવિતાથી રોકાઈને પડ્યો છે.

પણ પ્રણયકાવ્યોની ઝાઝી સંખ્યાથી જ માત્ર કલાપીને આપણે પ્રણયકવિ તરીકે સ્થાન આપતા નથી, પણ એમણે જે ઊંડા બળપૂર્વક અને નિષ્ઠાથી પ્રણયના વિવિધ સ્થૂલસૂક્ષ્મ ભાવો ગાયા અને એ ભાવો કેટલાંક કાવ્યોમાં તો સરસ કાવ્યના રૂપમાં પરિણમી શક્યા તે ખાતર તેમને આપણે આપણા ઉત્તમ પ્રણયકવિઓમાંના એક લેખે બિરદાવીએ છીએ. કલાપીના રસિક અને સૌન્દર્યમુગ્ધ જીવનની સપાટી ઉપર પ્રણય–રોમાન્સનું એક પ્રચંડ વાવાઝોડું આવી ગયું અને તેણે તેની ચિંત્તત્રીઓને જબ્બર હલાવી મૂકી. તેના પરિણામરૂપ પ્રણયના જે ઉદ્ગાર નીકળ્યા, પ્રણયના જે ઊર્મિઘોષ ઊછળ્યા અને પ્રણયના મંથનરૂપ, જે વેદનાના બુલદ સૂરો પ્રગટ્યા તેને ઝીલવાનું કામ કવિની પ્રણય–કવિતાએ કર્યું છે. એમનાં ઊર્મિકાવ્યો મોટે ભાગે એમના પ્રણયઅનુભવના આલાપ સરખા જ છે.

કલાપીએ તેમની પ્રણયપરાયણતા માત્ર તેમના આત્મલક્ષી ઊર્મિકાવ્યોમાં જ બતાવી નથી, તેમનાં ખંડકાવ્યો, ગઝલો અને મુક્તકોમાં પણ પ્રણયના જ સૂર રેલાય છે. "કન્યા અને ક્રૌન્ચ", "હૃદયત્રિપુટી", "ન્હાસી જતી મૃગી અને ઘવાયેલો મૃગ" આદિ ખંડકાવ્યો, "હમીરજી" મહાકાવ્યનો પહેલો સર્ગ, ૧૮૯૬–'૯૭ ની "એક ફેરફાર", "હું બ્હાવરો", "ખાક દિલ", "પરવાયો", "ક્રૂર માશૂક" વગેરે ગઝલોમાં પ્રણયદર્દનાં જ આંસુ અને ફરિયાદ છે. અને મુક્તકોમાં તો સર્વત્ર પ્રણયવેદનાનાં ભાવબિંદુઓ ટપકે છે. એટલે કલાપીની કવિતા જેમ મુખ્યત્વે આત્મલક્ષી સર્જન છે તેમ પ્રણયના આલાપ જેવી પણ છે. કલાપીમાં **Poet, Lover and Lunatic** એ ત્રણમાંથી કવિ અને પ્રણયીનો જીવ તો હતો. કલાપી કવિ હતો એટલે રસિક–અનુભવી કવિપ્રણયીએ

પોતાનાં પ્રણયસંવેદનો ઊર્મિસમૃદ્ધ કવિતામાં ગાયાં. પ્રો. રાવળના શબ્દોમાં કહીએ તો "અંદરનો પ્રણયી ભાવસામગ્રી આપતો હતો અને કવિ તેના પર પોતાની કળા કરતો હતો."૧૯

પ્રણયકવિતામાં કલાપીની દૃષ્ટિ ૧૮૯૪ સુધી ખૂબ સ્થૂળ શૃંગારપ્રધાન, ભોગપ્રધાન રહી છે, ૧૮૯૫થી ભાવપ્રધાનતા તરફ વળી છે, પણ ૧૮૯૮ સુધી તેમાંથી ભોગરસિકતા સાવ અદૃશ્ય થઈ નથી, દેહરસિકતા ઘટી નથી :

"છાતી તણું શયન પાથરતો હતો, ને
જે કાજ અંગ મુજનું કરતો અશીશું."
("શંકાશીલ", તા. ૩–૬–'૯૮)

તા, ૨૭–૧૨–'૯૭માં "રસમય થવું શારીરીને બને જ બને નહીં" એવી સૂક્ષ્મ ફિલસૂફી રજૂ કરનારા એ કાવ્યમાં દેહવર્ણનનો કલાપીનો રસ તો ઘટવા પામ્યો નથી :

"અધર લલના મીઠો મીઠો ધરે અધરે ભલે,
કુમકુમ ભરી હાથેલીથી જડે ઉરથી ભલે,
સ્તનતટ પરે રોમાંચોનાં ભલે વન ઉગતાં,
પરિશ્રમભર્યાં સ્વેદે છિદ્રો ભલે સહુ ઉઘડતાં."
("ભાવના અને વિશ્વ", તા. ૨૭–૧૨–'૯૭)

આમ, કલાપીની પ્રણયકવિતામાં ઇન્દ્રિયાનુગામિતા (Sensuousness)નો સ્પર્શ ઉવટ સુધી છે. તેમણે કેટલાંક પ્રણયકાવ્યોમાં રતિક્રીડાને વર્ણ્યવિષય બનાવ્યો છે; દા. ત. "કેલિસ્મરણ", "સુષુપ્ત પ્રિયાનું વર્ણન" વગેરે, પરંતુ કલાપીના દેશકાળની પરિસ્થિતિમાં સંસ્કૃતના કાવ્યરસિકોને એમાં કશું અશિષ્ટ ન લાગતું. કલાપીના કાળમાં અભિરુચિ હજી શુદ્ધ થતી આવતી હતી. એવા સમયમાં "કટિસ્તનોના ભર ("ભય" પાઠ અશુદ્ધ છે.) થી લડે છે", એવું વર્ણન અશિષ્ટ ન લાગે, તેથી તે સ્વાભાવિક અને રસદાયક સૌને જણાય. કદાચ કાવ્યવિષય તરીકે શરીર અધમ પણ નથી. પરંતુ કાવ્યને માટે ઇન્દ્રિયભોગનું વર્ણન વર્જ્ય નથી, તેમ છતા એ વર્ણન સ્થૂલરૂપે નહિ, સૂક્ષ્મ અનુભવરૂપે આવે એટલું તો કવિઓએ લક્ષમાં રાખવું જ જોઈએ. કલાપી આવા ભાવોમાં ઓછા કસાયેલા જણાય છે. અનુભવને કઈ રીતે વર્ણવવો, નિરૂપવો, તેનું

૧૯. "કલાપીનો કાવ્યકલાપ"નો ઉપોદ્‌ઘાત.

ઔચિત્ય દેશકાળથી પર ન જોવું જોઈએ, એ દૃષ્ટિએ કલાપીનાં આવાં સ્થૂળ ભોગમય વર્ણનોનો કાવ્યોમાં કોઈ રીતે બચાવ થઈ શકે તેમ નથી.

### યુવાનોનો અલબેલો પ્રણયકવિ :

સંભોગ, મદનજ્વર અને દેહસૌન્દર્યનાં વર્ણનો ઉપરાંત કલાપીની પ્રણયકવિતામાં પ્રણયના દર્દનું જે વિશ્લેષણ થયું છે, એમાંથી જે તીવ્ર કરુણ વેદનાના સૂરો ઊઠે છે, તેના ઉપર યુવાનો મંત્રમુગ્ધ બને છે. સમાનશીલ સખા અને અને સખીની ઝંખના દરેક યુવાનદિલમાં હોય છે એટલે દરેક યુવાન પોતાની જાતને કલાપીની આ પ્રણયદર્દી કવિતામાં જુએ છે. કલાપીના નિઃશ્વાસ સાથે તેઓ નિશ્વાસ મૂકે છે, તેના રુદન સાથે દરેક યુગનો યુવાન રડવા લાગે છે.

કલાપીએ પોતાનાં પ્રણયકાવ્યો દ્વારા ગુજરાતના યુવાનોને સૌપ્રથમ કવિતામાં પ્રણયત્રિકોણની સ્થિતિનું દર્શન કરાવ્યું. નર્મદે કોઈ કોઈ કાવ્યમાં પરકીયા પ્રેમ ગાયેલો, પણ બે પ્રિયા અને એક પ્રિયુ વચ્ચેનો આવો એકી સાથેનો ગાઢ પ્રણય અને તેય વળી શુદ્ધ ભાવનામય સ્વરૂપે, એ નવીનતા ગુજરાતી કાવ્યવાચકોને ૧૮૯૬થી '૯૮ સુધીની કલાપીની પ્રણયકવિતામાં પહેલવહેલી મળી. કલાપીએ એમાં પ્રણયની નિર્ભયપણે, નિર્મળપણે, પ્રામાણિક નિષ્ઠાથી મીમાંસા પણ કરી તે નીતિઉચ્છેદક બન્યા. પ્રેમ અને નીતિના દ્વંદ્વમાં તેમણે પ્રેમની સરસાઈ પોતાનાં "હૃદયત્રિપુટી" આદિ કાવ્યોમાં બતાવી. આથી પણ યુવાનોને તેમની પ્રણયકવિતા વહાલી થઈ પડી.

પણ કલાપીની પ્રણયકવિતા લોકપ્રિય બની તેથી જ કાવ્યદૃષ્ટિએ ચઢિયાતી કક્ષાની છે એમ કહી શકાય નહિ. લોકપ્રિયતાનું ધોરણ કવિતાકલાને મૂલવવાનું સાચું ધોરણ નથી. પરંતુ કાવ્યના ધોરણે તપાસીએ તોય કલાપીનાં કેટલાંક પ્રણયકાવ્યો ગુજરાતી પ્રણયકવિતાનાં ઉત્તમ શિખરો છે. એવા શિખરોમાં "સારસી", "હૃદયત્રિપુટી", "પ્રપાત" જેવાં પ્રણયરસિક ખંડકાવ્યો, "એક ફેરફાર" જેવી ગઝલો, "મરણશીલ પ્રેમી", "ત્યાગમાં કંટક", "વિદાય", "દેશવટો", "નિર્વેદ", "અસ્થિર મન", "સુજન વિપ્લવ", "નદીને સિંધુનું નિમંત્રણ", "ઉત્સુક હૃદય" જેવાં આત્મલક્ષી ઊર્મિકાવ્યો અને "કેલિસ્મરણ" જેવું ઉત્કટ શૃંગારરસિક કાવ્ય ગણાવી શકાય.

કલાપીનાં પ્રકૃતિકાવ્યોમાં ચિત્રાત્મકતાનો, સુરેખતાનો અને સૌન્દર્ય રસિકતાનો જે ગુણ છે તે તેમનાં પ્રણયકાવ્યોમાં પણ ગણાવી શકાય. પણ તેમાં વધારામાં ઊર્મિના અસ્ખલિત ધોધપ્રવાહનો એક ગુણ ઉમેરવો જોઈએ. કલાપીની પ્રણયોર્મિ કેટલા દર્દીલા હૃદયની છે, તે જોવા એક દૃષ્ટાંત બસ થશે.

"મગર એ દાતની મિસ્સી સનમના હાથમાં દેતા,
અરેરે! કોઈ વા વાયો, સનમ, બો, રંગ સૌ ફીટયા!
મને એ ખ્વાબની ખુશબો, મને એ સોબતી મારો,
મને એ હાથનો પ્યાલો, ફરી કો એક દિન આપો!"

પ્રણયના સ્વરૂપને કલાપી કેવું ગૌરવ આપે છે!

"બને આત્મા ઉસમય થતાં ઐક્યનું પાન થાતું,
એ દૃષ્ટિમાં લય થઈ ગઈ વિશ્વની સૌ ઉપાધિ,
વેળા વહેતી સતત ગતિએ તેય[20] ત્યાં સ્તબ્ધ ઊભી"

પ્રણયભાવના કેવાં રસિક-મધુર ચિત્રો કલાપીની શબ્દને ભાવપીછી દોરે છે તે જુઓ!

"આખડી આખડી સાથે હાવાં વાત કરી રહી,
હૈયાના દ્વારની સર્વ ભાગોળો ઉખડી પડી"

આવી સ્થિતિ પર કલાપીનું પ્રણયભાષ્ય પણ હૃદયસ્પર્શી છે!

"ખડક જગત કેરું આજ પાણી થઈને,
વિપુલ રસતણા કો ધોધમાં જાય ચાલ્યું."

પ્રણયમીમાંસા પણ કલાપી, કાવ્યોમાં વારેવારે કરતા ગયા છે એમનું એ મધુર પ્રણયચિંતન પણ તેમનાં પ્રણયકાવ્યોનું એક આકર્ષણ છે એમનું ચિંતન પ્રેમની ફિલસૂફી અને પ્રેમના અનુભવનાં સત્યો રજૂ કરે છે.

"પ્રેમને કારણો સાથે સબંધ કોઈ નથી,
કારણ પ્રીતિનું પ્રીતિ, પ્રેમીની લક્ષ્મી તે બધી"

કલાપીનાં પ્રણયકાવ્યોમાં કલ્પના કરતાં ઊર્મિ અને તેમાંથી ગળાઈને આવતા ચિંતનનું બાહુલ્ય વિશેષ છે પ્રણયનું નિરૂપણ સરળ, સાદી, વેગીલી અને પ્રવાહી ભાષામાં મધોવાહી છંદોમાં અને ઊર્મિલ શૈલીમાં થયું છે. પ્રણયના આંતર અને બાહ્ય આવેગો કલાપી પ્રબળતાથી અને તેમાં તલ્લીન બની જઈને આલેખતા હોવાથી તેમાં ભાવો સાદ્યંત એકધારા વેગથી ઊછળે છે અને વહે છે. આ ગુણસમૃદ્ધિ અને વિશેષતાએ કલાપીનાં પ્રણયકાવ્યો નોંધપાત્ર છે.

**પ્રભુ, વૈરાગ્ય:**

કલાપીની કવિતાસમૃદ્ધિમાં પ્રકૃતિ, પ્રણયની સાથે પ્રભુ પણ વિષય બનેલ છે. કલાપીમાં વૈરાગ્યની મનોદશા તેમના ચૌદમા વર્ષથી આપણને જોવા મળે છે માતાના સંસ્કાર, શ્રદ્ધાળુ હૃદય, શિક્ષકની અસર—એ બધાં કલાપીમાં ધર્મનું,

[20] 'કેકારવ' અને તેમાંથી નકલો ઉતારનારા સર્વ કાવ્યસંગ્રહોમાં "તેમ" પાઠ છે, પણ તેનો શુદ્ધ પાઠ "તેય" છે

પ્રભુઆસ્થાનું મૂળ દૃઢ કરનારાં તત્ત્વો છે. તેમાં તેમના અઢારમા વર્ષથી તેમને મણિલાલ નભુભાઈ સાથે પરિચય થાય છે. અદ્વૈતની વિચારસરણી અને ધાર્મિકતા તેમના માનસનું પ્રણયની સાથે જ એક બીજું અંગ બની જાય છે. વૈરાગ્યના વિષય ઉપર તેમણે ઈ. ૧૮૯૨ થી "ખુશી દુનિયા ફકીરીમેં", "ફકીરી હાલ" જેવા ગઝલો અને "પ્રીતની રીતિ" જેવાં પદો આત્મબોધ અર્થે લખ્યાં છે. પછીથી ૧૮૯૮ સુધીની ગઝલોમાં પણ અધ્યાત્મપ્રેમ ત્યાગ, વૈરાગ્ય, પ્રભુના પંથની મુસાફરી અને એવાં એવાં વલણો જોવાય છે. પરંતુ પ્રભુને ઉદ્દેશીને લખાયેલી કે પ્રભુના વિરહમાં તડપતી યા પ્રભુના મિલનમાં આનંદના ફુવારા ઉડાડતી તેમની ખરી કલમ ઈ. ૧૮૯૮ના એપ્રિલ પછીથી જોવાય છે. ૧૮૯૮ના આરંભથી જ આવા સૂરો ક્યાંક ક્યાંક કલાપીની બદલાયેલી મનોદશાના વલણરૂપે સંભળાવા શરૂ તો થઈ ચૂક્યા છે :

"હવે છોડી સગાંઓને ખરાં દિલદારને ચ્હાશું,"
("સ્વર્ગનો સાદ," તા. ૧૦–૨–'૯૮)

"હવે દે ગીતાનું તુજ હૃદયને ગાન કરવા,
ઘડી લે એનાથી સહુય તુજ સંસાર સઘળો."
("દિલને દિલાસો," તા. ૨૬–૪–'૯૮)

"સેવા ત્યજી ન પ્રભુની કદી કોઈ દી એ,
બાકી રહી સહુ ય ચેતનહીન આશા."
("જીવનહાનિ," તા. ૯–૫–'૯૮)

પણ "ઉત્સુક હૃદય" પછી પ્રભુદર્શનની એમની પ્યાસ અનેકગણી વધી જાય છે. "હવે જોવા ચાલ્યું જિગર મુજ સાક્ષાત હરિને", એ સ્થિતિ પછી "પ્રભુ-અનાલાપી ગાન" (ભાષાંતર), "સનમને," "સનમની યારી," "સનમની શોધ," "વેચાઉં ક્યાં," "આપની રહમ," "તમારી રાહ," "સ્વર્ગગીત," "નવો સૈકો," "શરાબનો ઇન્કાર," "આપની યાદી" અને તેમનું છેલ્લું લખાયેલું એક ખંડકાવ્ય "મ્હારી તુલસી" એ સર્વ કાવ્યો કલાપીના ચિત્તમાં રમી રહેલા પ્રભુનો જ આલાપ કરે છે.

કલાપીની હવે પક્વ બનતી જતી કલમ કે કાવ્યશૈલીને લીધે તેમની આ છેલ્લા દોઢ વર્ષની પ્રભુવિષયક કવિતા તેમની કવિતાકલાની ટોચરૂપ જણાય છે. એમાં વ્યક્ત થતો તડફડાટ ૧૮૯૬ થી '૯૭ સુધીની તેમની કવિતામાં આવતા તડફડાટથી કોઈ અનેરો અને કાવ્યની આકૃતિમાં સુરેખતાની સધાઈને આવ્યો છે, કહો કે

કાવ્યનું રૂપ લઈને આવ્યો છે. તેમની શૃંગારરસિકતા, લાગણી, કલ્પના, અભિવ્યક્તિ રમ્ય કવિતા બનીને છેલ્લા વર્ષે આવે છે.

૧. "જોઈ તને આંખો નકામી આ બધે,
ફોડી દઉં પૂરી હવે આંખો સનમ!"

કેવી વ્યંજનાભરી કલ્પના!

૨. "જાદૂભરી બુલબુલ બજાવે વાંસળી:
તેની જબાંમાં કોણ છે! જાણું નહીં!"

૩. "આત્મા બધે નહિ જ તે યુગને-ક્ષણોને,
ક્યાં દેશકાલ? સઘળે જ વસન્ત જામી."

૪. "હું ચૂમવા જતો કદમ, ત્યાં આપ આવો ભેટવા!
ગુસ્સો કરું છું આખરે તો આપની હસતી રદમ!"

૫. "પી કાફરોના હાથનું પાણી ઉગેલું ઘાસ, તે
મિટ્ટી ગણી અંગે વીંટાયું મૂળ નાખીને, સનમ!"

૬. "દેખી બૂરાઈ ના ડરું હું, શી ફિકર છે પાપની?
ધોવા બૂરાઈને બધે ગંગા વહે છે આપની!"

આમ, કલાપીની પ્રભુપ્યાસ અને મિલનના ભાવની કવિતામાં તેમની કલ્પના કેવી સધાતી આવે છે, ભાવ કેવા એકાગ્રતાથી જામતા આવે છે, લાગણીઓ કેવી સુરેખ બનતી જાય છે અને અભિવ્યક્તિ કેવી મધુર વાઙ્મયી થતી ચાલે છે, તેની પ્રતીતિ ઉપરનાં ઉદાહરણો કરાવે છે. હા, તેમની આવી કવિતા મુખ્યત્વે ગઝલોના રૂપમાં વ્યક્ત થઈ છે, એ એક નોંધપાત્ર બીના છે. પણ કલાપીએ તેમના છેલ્લા વર્ષમાં ભજનિકોનો સત્સંગ સાધ્યો હતો અને તેમની ખ્વાહિશ પ્રભુવિષયક ભાવોને ભજનોમાં ગાવાની હતી, એ જોતાં તેમની ૧૯૦૦ પછીની કવિતા ભજનોમાં પ્રકટ થાત તો નવાઈ ન લાગત.

**કલાપીનું કવિત્વ:**

કલાપીના કવિત્વનું ખરેખરું પોત પ્રકટવા લાગ્યું ઈ. ૧૮૯૨થી. તેમની કવિલીલા સમાપ્ત થઈ ઈ. ૧૯૦૦ના મધ્યમાં. સાડાસાત વર્ષ લગી વિકસતા જતા તેમના કવિત્વે કાવ્યના વિવિધ અંગોમાં પોતાની ચમક કેવી બતાવી તે હવે અવલોકીએ. વૃત્તરચના, કાવ્યબાની, અલંકાર, ચિત્રો, વર્ણનો, કલ્પના, ભાવઆલેખન, રસ, ઊર્મિ, ચિંતન આદિ કાવ્યના અંગોમાં એમનું કવિત્વ કેવી શક્તિ બતાવે છે તે હવે નિહાળીએ.

**વૃત્તરચના :**

સંસ્કૃત વૃત્તોમાં કલાપીની કલમ સાડાસાત વર્ષના ગાળામાં અસ્ખલિત વેગથી વિહાર કરે છે. કલાપીનું છંદોનૈપુણ્ય આપણા આદરને પાત્ર છે. અક્ષરમેળ રચનામાં તેમણે ભાગ્યે જ અક્ષરોને મચડયા છે, શબ્દોને તોડયા છે, શબ્દોચ્ચારનું માધુર્ય હણાય તેવી હ્રસ્વ-દીર્ઘની છૂટ લીધી છે કે યતિભંગો કર્યા છે. છંદોલય અને શબ્દના લયનો સંવાદ તેમણે સહેજમાં જાળવી રાખ્યો છે.

> "વસન્તે ના આવે, અનિલલહરી શીતલ સદા,
> બધાં માધુર્યોના મધુસમયમાં સાથ મળતાં."

કવિનું વક્તવ્ય, છંદ, લય, ભાષા, વિચારપ્રતીક આદિ કેવાં અનાયાસ એકરસ બનેલાં અહીં જણાય છે! આંખની સાથે કાનની હાશ પણ સુગમ થવાનો કવિતાનો ઉપક્રમ છે એ સત્યની પ્રતીતિ ઉપરની બે પંક્તિઓ નથી કરાવતી?

જ્યાં કોમળ વર્ણો છે ત્યાં કાનને ખબર પણ ન પડે એવી કુશળતાથી હ્રસ્વદીર્ઘની છૂટ તેમણે જો કે લીધી છે. "કેવું ઘેલું કૂદી કૂદી ઉડી ગીત ગાતું ચકોર." અહીં વું, લું, તું દીર્ઘ જોઈએ અને કૂ, કૂ, ઉ હ્રસ્વ જોઈએ. પણ સ્વરોની આવી છૂટ ગુજરાતી ભાષામાં અસહ્ય નથી કેમકે તેના ઉચ્ચારણમાં તે સ્વરભાર ઉપર આધાર રાખે છે. સંસ્કૃત શબ્દોમાં પણ આટલી જ માત્ર છૂટ કાનને લયભંગ ન થાય તેની કાળજીસહિત તેમણે લીધી છે. "ઉગે છે સુરખીભરી રવિમૃદુ, હેમંતનો પૂર્વમાં"—"દુ"નો દીર્ઘોચ્ચાર અહીં જરાય મુશ્કેલ નથી.

આર્યા અને મનહર છંદથી શરૂ થયેલું કલાપીનું કાવ્યવહાણ અક્ષરમેળ વૃત્તોમાં જઈ જ્યારે નાંગર્યું ત્યારે તેમની અંદરનો કવિ એવો તો આસાનીથી તેમાં આવજા કરવા લાગ્યો કે તે લખે છે તેમ, "કવિતા કરવાનું સાંભરે અને જો રસનું કાવ્ય હોય તે રસમય હૃદય હોય તો ચોવીશ લીટી પાંચ મિનીટનું કામ છે."[૨૧] એવી શક્તિ તેમણે છંદો ઉપર મેળવી લીધી. શાર્દૂલવિક્રીડિત, શિખરિણી, ઉપજાતિ, વસંતતિલકા, સ્રગ્ધરા, મંદાક્રાન્તા, માલિની, હરિણી, તોટક, અનુષ્ટુપ આદિ છંદો તેમણે પોતાનાં કાવ્યોમાં લીલાથી રમાડયા, તેમને શ્રમ વિના પ્રવાહી બનાવ્યા અને તેમને પોતાની લાગણી કે વક્તવ્યના દાસ બનાવ્યા. વસંતતિલકા, મંદાક્રાન્તા, માલિની અને અનુષ્ટુપ જેવા છંદોનું સંગીત તેમણે અપૂર્વ રીતે સાધી બતાવ્યું. અસ્ખલન, ધારાબદ્ધ પ્રવાહ અને

૨૧. વાજસુરવાળાને પત્ર, તા. ૨૮-૩-'૯૩.

લયસંગીત તેમના છંદોનું ખાસ લક્ષણ છે. પલટાતા ભાવ કે વક્તવ્ય અનુસાર તેમણે વિવિધ છંદોનો ઔચિત્યપૂર્વક ઉપયોગ એક જ કાવ્યમાં કાન્તની પેઠે કરી બતાવ્યો છે. એમના છંદોના ખાસ ગુણ સુશ્લિષ્ટતા અને કોમળતા છે. એમના છંદો સરળતા અને વેગની સાથે ગાંભીર્ય અને પ્રસાદ જાળવી રાખે છે.

"જન્મ ને જીવનાં કૃત્યો, છે આકસ્મિક સૌ અરે,
પાસા ફેંકે જનો સર્વે, દા' દેવો હાર હાથ છે."

એમનો અનુષ્ટુપ તેનું અનુષ્ટુપપણું જાળવી રાખે છે અને અન્ય કોઈ કોઈ સારા કવિમાં પણ જોઈએ છીએ તેમ હરિગીત કે ગઝલમાં સરી પડતો નથી, એ કલાપીની છંદપ્રભુતાનું ઉત્તમ દૃષ્ટાંત છે. કલાપી પોતાની લાગણીના વિવિધ આવિર્ભાવો કે તાનપલટાને છંદોલય કે વર્ણો તોડયા વિના સહજપણે પ્રગટાવી શકે છે. જુઓ :

"જ્યાં નિખાલસ પવિત્ર દગો હતાં આ
નિર્દોષ ભાલપટચુંબનનાં પુજારી ?
પૂજા જ ! હા ! જરૂર એ જ રસાલ ભાવો !
છે સ્વર્ગના ય જનકો નવ જાણનારા !"
("ચુંબનવિપ્લવ")

કલાપીએ પૃથ્વી છંદનો પણ તેનો યતિભંગ કર્યા વિના કેવો ભાવોચિત પ્રયોગ કર્યો છે !

"ભલે મૃદુ રહી, સહી જખમ, છેક ચૂરો થતું
કઠિન ન બનો કદી હૃદય, એ જ ઇચ્છું, પ્રભુ !"
("એક ઇચ્છા")

સંસ્કૃત વૃત્તોના જેટલો વિપુલ તો નહિ, પણ તોય થોડાક માત્રામેળ છંદોનો વિનિયોગ કલાપીએ પોતાનાં કાવ્યોમાં કર્યો છે. "આર્યા," "હરિગીત," "ઉધોર," "દોહરા," "સોરઠા" જેવા માત્રામેળ છંદો તેમણે ઉપયોગમાં લીધા છે. આમાં તેમનું "હરિગીત" અને "સોરઠા" ઉપર વિશેષ પ્રભુત્વ જણાય છે. તેમની હરિગીતની પંક્તિઓ તો સુવિદિત છે. તેમના સોરઠાની બે પંક્તિઓ જુઓ :

"મે'ની જોતાં વાટ, ઉનાળો ઉડી ગયો !
પણ ના લીલી ભાત, ત્હારી દેખું વાજસુર.

સોરઠાના દુહાઓને કવિએ કેવા એક લયમાં બાંધ્યા છે!

આ છંદો ઉપરાંત ગઝલના છંદોને પણ કલાપીએ સારા રમાડી જાણ્યા છે. ભાવ કે વિચારની મસ્તી તે આ છંદોને પણ અર્પી શક્યા છે. તેમણે મુખ્યત્વે ત્રણ ગઝલ છંદોના પ્રયોગો કર્યા છે: મફાઓલુન, મુસ્તફ્‌ઇલુન[22] અને ફાઇલાતુન. આમાં કવિને પહેલા બે છંદોમાં સારી ફાવટ મળી છે.

| | | | |
|---|---|---|---|
| (૧) મફાઈલુન | મફાઈલુન | મફાઈલુન | મફાઈલુન |
| હ મે જો ગી, | બ ધા વ રૂ વા, | સ્મ શા નો હૂં, | ફનાશાઓ. |
| (૨) મુસ્તફ્‌ઇલુન | મુસ્તફ્‌ઇલુન | મુસ્તફ્‌ઇલુન | મુસ્તફ્‌ઇલુન |
| હું જા ઉં છું, | હું જા ઉં છું, | ત્યાં આ વ શો, | કોઈ ન હીં. |
| (૩) ફાઇલાતુન | ફાઇલાતુન | ફાઇલાતુતન | ફાઇલાતુન |
| દ ર ગુ જ ર ક ર, | એ ખ તા તો, | દ ર ગુ જ ર ક ર | વી ઘટે |

પણ કેટલીક વાર કલાપી પોતાની ગઝલપંક્તિઓનાં માપ છંદની શુદ્ધિ ને લય પ્રમાણે ગોઠવવામાં થાપ ખાઈ જાય છે. દા. ત. "મતલબની મુરવ્વત ત્યાં ખુશામદના ખઝાના જ્યાં" એ તેમની જાણીતી પંક્તિમાં જ "મફાઈલુન"નું માપ "મતલબ"માં "ત"ની આગળ તૂટે છે.[23]

કલાપી તેમની ગઝલોમાં ફારસી-ઉર્દૂના વાતાવરણની હવા લાવવા તેના શબ્દોનો ઉપયોગ કરે છે, પણ એ મૂળ તત્સમ શબ્દોને તે ખોટી રીતે તોડે છે. "સુર્ખ"નું "સુરખ," "દરખ્ત"નું "દરખત," "હુઝ્ન"નું "હુજ્ન" તે બનાવે છે તે ફારસી પ્રમાણે ઉચિત નથી. "આશક" માંનો "શ" કલાપી "શુ" ગણીને ચાલે છે તે પણ અનુચિત છે. ખોટા અર્થમાં ફારસી શબ્દોનો ઉપયોગ તેમનાથી થયો છે. "બેકદરદાની" જેવી કૃત્રિમ ગઝલમાં તો જાણે ફારસી શબ્દોની યાદી જ કવિએ આપી હોય તેવો ભાસ થાય છે. ગઝલના છંદોનો લય સંસ્કૃત વૃત્તોના લયની માફક તે સર્વત્ર સાચવી શક્યા નથી. ફારસી શબ્દોમાં રદીફ અને કાફિયા અવશ્ય સાચવવા જોઈએ. કલાપીએ મનસ્વી રીતે ક્યાંક તે ફાવ્યા ત્યાં સાચવ્યા છે, પણ ઘણુંખરું તેમની ઉપેક્ષા તેમણે કરી છે. ખરી વાત તો એ છે કે રદીફ-કાફિયાને સભાનતાથી લાવવા આ ઉતાવળિયા કલમબાજનો પ્રયત્ન જ નથી. રદીફ-કાફિયા મેળવવા તેમણે શબ્દોની ભાંગફોડ કરી નથી. વક્તવ્યની મસ્તી અને ઊર્મિની ચોટની તન્મયતા સધાતાં જો રદીફ-કાફિયા આવી જાય તો તે

૨૨. આ છંદ કારમીમાં યુદ્ધગીતો ગાવામાં વપરાતો હવો.
૨૩. વધુ દૃષ્ટાંતો માટે જુઓ, પ્રકરણ ૨-૩.

મેળવી લે છે, પણ તે ખાતર એ કાવ્યના પ્રાણરૂપ ભાવમસ્તીનું સ્ખલન કરતા નથી. કલાપીની છેલ્લા એક વર્ષની ગઝલો સવિશેષ ઘાટીલી બની છે, તે જોતાં તેમને ગઝલના છંદો ને તેના પ્રકાર વય વધતાં કેવા ફાવી ગયા હતા, તે જોઈ શકાય.

જેમ ગઝલમાં તેમ સંસ્કૃત વૃત્તોમાં પણ ઘણાંખરાં કાવ્યોમાં તેમણે અંત્યાનુપ્રાસ સ્વીકાર્યો નથી. કાન્તનાં કાવ્યોની ચમત્કારકતા આ અંત્યાનુપ્રાસથી ખાસ સધાય છે. કલાપી વર્ણાનુપ્રાસની શક્તિ દાખવે છે, પણ એ અધીર કવિ-જીવ અન્ત્યાનુપ્રાસની રાહ જોવા શાનો બેસી રહે? આમ છતાં જ્યાં જ્યાં એણે એવા પ્રાસ સાધ્યા છે, ત્યાં તે ચારુતર બની રહ્યા છે:

૧. "મેં પ્રેમમાં તડફતાં મમ શાંતિ ખોઈ,
આનન્દની મધુર પાંખ ન ક્યાંય જોઈ."

૨. "ત્યાં કાન માંડી મૃગ તે ઢળે છે,
જરા નમીને જલ એ પીએ છે."
"નમાવી શૃંગો ચળ પીઠમાં કરે,
યથેચ્છ પર્ણો તરુનાં જરા ચરે."

તથાપિ, કલાપીના છંદોનું સામર્થ્ય તેના પ્રાસ–અનુપ્રાસમાં નથી, પણ તેના લયસંવાદ, વેગ અને પ્રવાહીપણામાં છે:

"ગઈ છે સૌ ચિંતા, અનુકૂલ વિધિ એ થઈ ગયો,
અમારાં ભાવીને વણકર વિધાતા વણી રહ્યો."

અનુભવ કે લાગણીનુ ચિત્ર કવિ મંજુલતાથી છંદમાં ઉપસાવે છે. અહીં "વ"નું વર્ણસંગીત પણ અનાયાસ આવી જાય છે તે નોંધપાત્ર છે.

કલાપીના છંદો કાન્તનાની જેમ શિલ્પીનું ઘડતર કે કૌશલ બતાવતા નથી, પણ હૃદયગિરિમાંથી નીકળી આમતેમ પથરાતા ઊર્મિઝરણાનું નૈસર્ગિક સૌન્દર્ય અને મધુર શીતળ પ્રવાહ દાખવે છે. તેમને ગઝલોના છંદો કરતાં સંસ્કૃત વૃત્તોમાં સવિશેષ સફળતા પ્રાપ્ત થઈ છે. એમનાં વૃત્તો સ્વસ્થ છે. તેમાં પ્રવેશતાં જ તેમની કવિતા પણ સૌમ્ય બની જાય છે. ભાવનો ઉછાળ તો ગઝલ અને વૃત્તોમાં સમાન હોય છે, પણ શાંતિ, મુદા, પ્રસન્નતા અને સૌન્દર્યનો ભાવ તે વૃત્તોમાં લાવી શકે છે, ગઝલોમાં નહિ. વૃત્તો કલાપીને સૌષ્ઠવપ્રિય કવિ બનાવે છે, ગઝલો કૌતુકપ્રિય.

**કાવ્યભાષા :**

કાવ્યોમાં કલાપીનું ભાષાપ્રભુત્વ પણ બીજાના જેટલું જ પ્રશસ્ય છે. એ જેમ તેમની પંક્તિઓમાં વર્ણસગાઈનું સંગીત બતાવે છે, તેમ શબ્દોનું સંગીત પણ ગુંજતું કરી મૂકે છે.

"આનંદભીના નયને નિહાળી
પંપાળતી તે મૃગને ફરેથી."

*

"ત્યાં ઘૂ ઘૂ ઘૂ ગિરિ નળ મહીં ગાજતો નાદ આવે,
મોજાં તેના પ્રતિધ્વનિતણાં બેખડે આથડે છે,
વારિ કંપ્યું ડગમગી ગયાં શૃંગ અદ્રિ તણાં, ને
ત્રાસે નાસે વનચર બધાં, કોઈ ધ્રુજી પડે છે."

*

"છૂપી ઊંઘે ઘનપટમહીં તારલા વ્યોમચંદ્ર,
નિદ્રા મીઠી ગિરિ નદી અને વિશ્વ આખું ય લે છે,
ને રૂપેરી શ્રમિત દિસતી વીજળી એક સ્થાને,
સૂતી સૂતી હસતી મધુરું સ્વપ્ન માંહી દિસે છે."

સંસ્કૃત શબ્દોની મીઠાશની વચમાં તળપદા શબ્દોનો વિનિયોગ પણ સુભગ બની રહે છે એથી અર્થની સરળતા અને નિકટતા પણ સધાય છે. કલાપીની મનોહરતા મહદ અંશે તેમના શબ્દોની સરલ મધુરતા અને સરલ અર્થવાહિતાથી પ્રસરે છે એમના શબ્દો કોમળ અને મૃદુ વર્ણોવાળા ઘણે ભાગે હોય છે:

'પૂર્વે લાલી ચળકતી દિસે આભમાં કેસુડાં શી,
જે જોઈને કલરવ કરી ઊડતાં કૈંક પક્ષી"

એ જ પ્રમાણે કલાપીની કાવ્યભાષા પણ સરલ, સુગમ, પ્રાસાદિક અને મીઠાશવાળી છે ભાષાનો વિસ્તાર, વેગ અને પ્રવાહ કલાપીની કવિતાનું એક ખાસ લક્ષણ છે ભાષામાં શબ્દોની ક્યારેય તાણ તેમને પડતી જણાતી નથી. કાવ્યભાષામાં તે વર્ડ્ઝવર્થના આદર્શને અનુસરવા મથે છે. સાદી ભાષામાં સીધા કથનની સરળતા તેમના પ્રત્યેક કાવ્યમાં છે તેમણે ૩૦–૪–'૯૬ના રોજ દરબાર વાજસુરવાળાને લખ્યું છે - "વર્ડ્ઝવર્થ એમ માનતો લાગે છે કે કોઈ માણસની અથવા કોઈ માણસની ઝિન્દગીના એક બનાવની સાદી સીધી વાત કરી જવી' એમાં કાવ્ય બની જાય છે એ જ રીતિથી વર્ડ્ઝવર્થની એ શૈલીને અનુસરી

હજુ સુધી ત્રણ જ કાવ્ય લખાયાં છે: "સારસી", "શેલડી" અને "વૃદ્ધ ટેલિયો"... વર્ડ્ઝવર્થ સાદાઈમાંથી કાંઈક અદ્ભુત ચમત્કાર ઉપજાવી શકે છે. એ શક્તિ બધા કવિઓમાં કેટલેક અંશે હોય છે, પણ હૃદયની લાગણીની તીવ્રતા કે મંદતાથી કુદરતનું ચિત્ર આપતાં, કાં ઘસડાઈ જવાય છે કે કાં પાછળ રહી જવાય છે."

કલાપીનો કાવ્યભાષામાં સાદાઈમાંથી ચમત્કાર સર્જવાનો પ્રયાસ છે. એમાં સફળતા એ કહે છે તેમ "હૃદયની લાગણીની તીવ્રતા"ને લીધે તે "ઘસડાઈ જતા" હોવાથી ઝાઝી મળી નથી, પરંતુ સાદાઈમાંથી મીઠાશ તો તે ઉપજાવી શક્યા છે. લાગણીનાં બળ કે વેગ પ્રમાણે તે કથન કે નિરૂપણને ઉત્કટ અને રસાળ બનાવવાનો યત્ન કરે છે, તોપણ ભાષાની સરળતા એ ત્યજી દેતા નથી:

૧. "અરે મારી વૃત્તિ, હૃદય મમ, ને વૃત્ત મુજ એ
ઘડીમાં શું જૂદાં થઈ જઈ બન્યાં મોહવશ રે!
અરે! નિર્માયું શું મમ હૃદયને ધૂળ મળવું
અને એ કન્યાના હૃદય કુમળાને સળગવું?"

૨. "ભલે વ્હેનાં વ્હાણે શઢ સહુ ચિરાઈ તૂટી પડે!
પ્રચંડોર્મિ છોને જલધિજલના ઉછળી રહે!
ભલે હોડી ડૂબી ગરક દરિયામાં થઈ જતી!
ભલે જાતી આખી જન સહ રસાતાલ પૃથિવી!"

૩. "સુધાની પ્યાલી આ સહુ તરફ જાણે છલકતી,
હવામાં હીરાની ઝગમગ થતી આ રજભરી,
દિસે તાજું તાજું જગત સહુ રોમાંચમય આ!
જુદાઈના કિલ્લા હૃદયધડકે શું ઢળી જતા!"

("ઉત્સુક હૃદય")

અહીં બીજા ઉદાહરણમાં તળપદો શબ્દ "ગરક" કેટલો અનિવાર્ય બની રહ્યો છે! કલાપી શિષ્ટ સંસ્કૃત શબ્દો વાપરે છે તેમ છતાં કઠણતા, દુર્ગમતા તેમાં હોતી નથી. સરળતા અને પ્રસાદ તેમણે પ્રયોજેલા સંસ્કૃત શબ્દોનું પણ લક્ષણ છે. એ જ પ્રમાણે રોજના વ્યવહારના તળપદા શબ્દોનો પણ એ છૂટથી પ્રયોગ કરે છે. "આયડે", "વારે", "આરડે", "હાંકે", "ગવારે", "હાલવે", "ગળી જતો", "ગણગણે", "ગોતી", "બીખું", "ધુધવરો", "વંધ્યું" જેવાં નિત્યવ્યવહારનાં ક્રિયાપદો અને "બેખડ", "વાવટા",

"ચાવી", "ગિસ્સા", 'પોખો", "ડાયલો", "ચટકું", "તાળું", "ફેરં "ફાંસ", "ફળાં", "મામલા" જેવાં નામ સંસ્કૃત શિષ્ટ શબ્દોની સ લ્નેડાજોડ ઊભાં રાખી એમની ભાષામાં એક જીવંત રસ ઊભો કરે છે. તેમ સંસ્કૃત શબ્દોનો વૈભવ પણ ઓછો નથી. સરલ સમાસો પણ તે તેમાં જે છે. સંસ્કૃતની સાથે ઉર્દૂ શબ્દોનો સંવાદ પણ ક્યારેક તે રચે છે. સંસ્કૃત–ઉ શબ્દોનો સમાસ પણ તે યોજે છે. અને આમ, કલાપીની કાવ્યભાષા વૈપુલ વિસ્તાર અને વૈભવની દૃષ્ટિએ માતબર બની છે. ભાવ અને છંદ સાથે ઔચિત ભર્યો સંવાદ ઉપજાવે તેવી ભાષા જાણે કે આપમેળે જ તેમની કવિતામ ગોઠવાઈ હોય એવી સ્વાભાવિકતા તેમાં જણાય છે. કલાપીની સંખ્યાદૃષ્ટિ જણાતી પદ્યસમૃદ્ધિ તેમના ભાષાસામર્થ્યને જ કારણે છે. તેમની ગઝલોમાં પ ફારસી–ઉર્દૂ ગઝલોની ખુશબોભરી હવા ઊભી કરવા તે ફારસી–ઉર્દૂ શબ્દોને મોટા પ્રમાણમાં ઉપયોગ કરે છે. "ગરદન", "ખ્વાહેશ", "ગુંજે", "દમ-બ-દમ", "દિલદાર", "પેશકદમી", "વસ્લ", "જામે–શરાબ", "મુરવ્વત" "ઉલ્ફત", "પરિન્દા" "ગમીના જામ", "ચશ્મ" વગેરે શબ્દોનો જલસો તેમની ગઝલોમાં જામ્યો છે, જો કે એ શબ્દો ક્યારેક તો નિરર્થક અને ક્યારેક અનુચિત રીતે પણ વપરાયા છે.

કલાપીની કવિતામાં બાનીની મીઠાશ પણ એક નોંધપાત્ર લક્ષણ બની રહ્યું છે. ભાષાના લયમાં બાનીનું માધુર્ય ઓર દીપી આવે છે :

"ફૂટી ગયેલ ઘટની ઘટમાળ જેવાં,
મારાં ફર્યાં વરસ : જીવનબાગ સૂક્યો,
એકે ય બિન્દુ નવ ચોવીશ ચક્રમાંથી,
વા કોઈ એ ન ઘટમાળ સમારનારું."

બાનીનો ગંભીર લય, પ્રસાદ અને મધુર પ્રવાહ "હમીરજી"ના સર્ગનાં મંગલાચરણોમાં પણ અનુભવાય છે.

વર્ણન :

કલાપીની અર્થપ્રવાહિતા શબ્દવિસ્તાર, ભાષાવૈભવ અને છંદોલય ઉપરાંત તેમનાં વર્ણનો પણ તેમની કવિતાના આકર્ષણનું એક કારણ છે. એમનાં વર્ણનોમાં વસ્તુની પસંદગી તેમના કોમળ અને સૌન્દર્યભક્ત હૃદયને અનુરૂપ હોય છે. પ્રકૃતિઅંગો, દેહાંગો, લાગણીઓ કે આસપાસનાં સ્થળ–સમયનાં વાતાવરણચિત્રો તે સુરેખતાથી દોરી જાય છે. તેમનાં વર્ણનોમાં ભાવનામયતા પણ છે. તેમના

વર્ણનનું વસ્તુ લાંબું હોતું નથી, પણ લાગણીઓને ટીપી ટીપીને અતિ પાતળી બનાવી તે વર્ણવે છે. વર્ણનની તાદૃશતા તે લાવી શકે છે, તેનું કારણ તેમની ચિત્રસર્જનની શક્તિ છે.

**ચિત્રસર્જકતા :**

"ગ્રામમાતા" માં એકાદ શ્લોકમાં જ તે ગ્રામજીવનનું અને પ્રકૃતિનું ચિત્ર ખડું કરે છે :

"મધુર સમય તેવે ખેતરે શેલડીના,
રમત કૃષિવલોનાં બાલ ન્હાનાં કરે છે,
કમલવત ગણીને બાલના ગાલ રાતા,
રવિ નિજકર તેની ઉપરે ફેરવે છે."

એમનું એ જ કાવ્યમાં સ્વભાવોક્તિભર્યું ચિત્ર જુઓ :

"ધીમે ઉઠી શિથિલ કરને નેત્રની પાસ રાખી,
વૃદ્ધા માતા નયન નબળાં ફેરવીને જુએ છે,
ને તેનો એ પ્રિય પતિ હજુ શાંત બેસી રહીને
જોતાં ગાતો શગડી પરનો દેવતા ફેરવે છે!"

કેવું સ્વચ્છ સાદું વાસ્તવિક મનોરમ ચિત્ર છે! એ જ રીતે "સારસી"-ના પહેલા શ્લોકમાં ઉલ્લાસનું વાતાવરણ પક્ષીઓની ક્રિયાના વર્ણન વડે કવિ સર્જી દે છે :

"મીઠા દીર્ઘ ધ્વનિ વતી વન બધું હર્ષે ભરે કોકિલા,
ઝીણી વાંસળી શા સ્વરો સુખભર્યા ચંડોળ આલાપતાં,
ખિસ્કોલી તરુના મહાન વિટપે કુદી રહી ત્યાં કૂદે,
ને રંગીન શુકો ઘણાં મધુરવાં આકાશ ઉડી રહે."

એમનાં વર્ણનોમાં ચિત્રાંકનનો ગુણ તો સારી પેઠે રહેલો છે. "હમીરજી ગોહેલ" માં નાયિકાની તસ્વીર કેવી આબાદ ઉપસાવી છે:

"શેભી ઊભી જરીક એ સખી કાજ બાલા
પ્હાની રહી પગતણી જરી એક ઊંચે,
તેને અડી ફરફરે અનિલે નિમાળા,
ખ્હેડા પરે અલક એક વિંટાઈ ઉડે."

કવિનું સૌન્દર્યનિરીક્ષણ કેવું ઝીણવટભર્યું છે!

વર્ણનનું આજ કૌશલ અને છટા તેમનાં લાંબાં વર્ણનો અને હૃદયની

લાગણીઓમાં આલેખવામાં આવે છે. "હમીરજી ગોહેલ" માં અભિમન્યુની કથામાં જે કલ્પનારસિક, ચિત્રાત્મક વર્ણન આવે તેમાં કલાપીનું આ કૌશલ પ્રગટ થાય છે :

"નભઘુમ્મટ તોડી ભરી એક ફાળ,
પ્રકટે ખળભળ ભાનુ બાલ,
એ ચંડીના કરતણો થાળ
કે જે અસુરનું રુધિર લાલ."

"હમીરજી ગોહેલ" નાં લાંબાં વર્ણનોમાં ચિત્રો, કલ્પનાઓ, અલંકારો મહાકાવ્યને ઉચિત રાખવાનો કલાપીનો પ્રયાસ છે.

હૃદયની લાગણીઓનું આલેખન પણ આવી જ છટા અને કુશળતાથી કવિએ કર્યું છે :

"સુખે જા તું, વ્હાલી! તુજ દિલ તને જ્યાં લઈ જતું,
બહુ વ્હાલે તેને જિગર તુજ જેમાં કરી શક્યું,
નહીં આવું આડે, અદિન તુજ ઇચ્છું નવ કદી,
નડે આ દુર્ભાગી પ્રીતિ તુજ પ્રીતિને કદી નહિ!"

પોતાના હૃદયનાં આંસુ ગૂંગળાવીને કવિ પોતાની પ્રિયતમા (પણ હવે બીજાની)ને કેવા વેદનાપૂર્ણ ઢંગે વિદાય આપે છે! "નડે આ દુર્ભાગી પ્રીતિ"- માં "દુર્ભાગી" વિશેષણ કેવું ભાવોચિત છે! આ પ્રમાણે કલાપીએ લાગણીઓને તાદૃશ કરવા, યથોચિત રીતે તેનું પૂર્ણ પ્રાકટ્ય કરવા, તેની અંદરના ગૂઢ પડો બહાર ખેંચી આણવા ઓગણીસમી સદીના કવિઓમાં સમર્થ ને સફળ પ્રયત્ન કર્યો છે. કલાપીનું કવિ તરીકેનું સામર્થ્ય અને કૌશલ એમના લાગણીનિરૂપણમાં અને લાંબાં, ટૂંકાં વર્ણનચિત્રોમાં છે. થોડી જ પંક્તિઓમાં સાક્ષાત્કારક શબ્દચિત્રો તે ચિત્રકારની પેઠે પોતાની સૂઝ અને સૌન્દર્યકલાથી સરજે છે.

**કલ્પના : અલંકાર :**

કાવ્યમાં વર્ણન કરવામાં અલંકારોની જનનીરૂપે રહેલી કલ્પનાની પણ આવશ્યકતા રહે છે. કલાપીની રસવૃત્તિ સંસ્કૃત કવિઓ કાલિદાસ, બાણ, ભવભૂતિથી ઘડાઈ છે તેમ જ પશ્ચિમનાં સારાં કાવ્યોથી પોષાઈ છે. એટલે તેમની કલ્પનામાં બંને સાહિત્યના અલંકાર અને કલ્પનાતરંગોનું પ્રતિબિંબ પડતું દેખાય છે. કલાપીની કલા નહિ અલ્પ, નહિ અતિશય એવા અલંકારો પહેરે છે. એમાંય તેમની ઉપમાઓમાં મૌલિક સૌન્દર્ય વિશેષ રહેલું છે. તેમની કલ્પના દુરારૂઢ નથી, કે કૃત્રિમ પણ નથી, વર્ણ્યવિષયને પોષક જ સદા હોય છે. તેમનાં અલંકાર-

ચિત્રો પ્રદર્શનિયાં કે આયાસસિદ્ધ નથી. "કમલિની" કાવ્યમાં પતંગિયાને તેમણે અપ્સરારૂપે વર્ણવ્યું છે. એ જ કાવ્યમાં આગિયાનું નીલવર્ણું તેજ, ચંદ્રલાંછનનું તિલ, ભ્રૂકમાન અને કાજળ આંજેલ નયનરૂપે સૂચન, હંસલાની ડોલરમાલા સમી ડોક, સંધ્યાના આરંભના રંગની કોકિલાની કીકી જેવા દ્રાક્ષરસ સાથે સરખામણી, રાત્રિમાં સિંહની અંગાર જેવી આંખ વગેરે અલંકારચિત્રો ને વર્ણન-ખૂબીઓ મળે છે.

"આંસુના પરદાવતી નયન તો મારાં થયાં આંધળાં!
લૂછ્યાં ના પણ ઉષ્ણ શ્વાસ દિલને અશ્રુ સુકાવી દીધાં!"

બીજી પંક્તિમાં કાલિદાસથી પણ આગળ જતી તેમની ચમત્કૃતિવાળી, મૌલિક કલ્પના રહેલી છે.

"નદીને સિંધુનું આમંત્રણ" એ આખુંય અન્યોક્તિ કાવ્ય છે. એમાં

"સર્પાકારે વહતી વનમાં ગીત ગાતી હતી તું
મારી છાયા સમજી નભને ઉરમાં ધારતી તું!"

બીજી પંક્તિમાં રસમય કલ્પનાતરંગ ચમકે છે.

"ભરત" કાવ્યમાં મુનિની જટા અને પ્રણવપ્રણથી, દિવ્ય નયનોનું ઔચિત્યવાળા અલંકારોથી યુક્ત વર્ણનચિત્ર જુઓ. વળી,

"નદી વહે છે ગિરિથી રમંતી,
ફૂલો તણાં ગીત હજાર ગાતી"—માં એક ઉત્તમ કવિની વૈખરીનો

આનંદ અનુભવો: "ઋણ" કાવ્યમાં બ્રહ્માંડનું પ્રભુના મહેલ લેખે કવિનો ભવ્ય કલ્પનાસંસ્પર્શ પામેલું વર્ણન જુઓ: "એક આગિયાને" માં કવિની અન્યોક્તિ યોજના નિહાળો. "પ્રપાત" કાવ્ય જ જાણે સ્વપ્નસૃષ્ટિનો અનુભવ કવિ વર્ણવતા હોય એ રીતે લખાયું છે. એની વિશિષ્ટતા એની વ્યંજકતામાં રહેલી છે. "વીણાનો મૃગ" માં

"ઝૂલે ફુલો એ કંઈ તાલમાં ત્યાં,
વસંતલીલા સ્વર ખેવડી રહ્યા"—એમાં પણ કલ્પના કાવ્યમય છે.

"જીવનહાનિ" માં "તેમાં પરંતુ ઉરને ફરિયાદ ના કૈં,
જાયે ગુલાબ કદી કંટકને રડીને?" આનો સુંદર દૃષ્ટાંત અલંકાર,

જીવનને ઘટમાળનું આપેલું રૂપકચિત્ર, "અસ્થિર મન"માં વાદળીનું કાવ્યાત્મક સૌન્દર્યચિત્ર અને "ઉત્સુક હૃદય" આખુંય કાવ્ય કવિના ઉલ્લાસપૂર્ણ હૃદયે

જોયેલી કલ્પનાનું ચિત્ર આપે છે. "યુગ્મન વિપ્લવ"માં કવિની લાવણ્યવતી ઉપમા જુઓ:

"એ મેઘમાગ સમ વાળ કદી કદી તો
રહેતાં રચી સુરસ રમ્ય કમાન કૈં"—એમાનું સજીવારોપણ જુઓ.

એથી ય સરસ કલ્પનારમ્ય ચિત્ર વાત્સલ્યમાંથી શૃંગારમાં સરકી પડતા કવિ આલેખે છે:

"રૂવી બની અલક એ જયની પતાકા,
ત્હારા સહુ ય મૃદુ અંગ પરે છવાઈ!
ત્યાં કામ એ જ અલકોથી શરુ થઈને
એવો જ શ્યામ થઈ આ ઉગ્ને પટાયું!"

ગુજરાતી કવિતામાં સંસ્કૃત સાહિત્યના રસની આવી કલ્પનાઓ કેટલી ઓછી છે! એમાનું ઉત્પ્રેક્ષાચયન જોઈ લો

"એ ક્ષીરસાગર સમી જુઈની બિછાતે
હું તો બન્યો અલક ઉપર રોવશાયી."

આવા અનેક મનોહર કલ્પનાતરંગો તેમના કાવ્યસરોવરે હિલોળા લે છે. "સનમને" ગઝલમાની એમની શૃંગારરસિક કલ્પના પણ મનોરમ છે:

"યારી ગુલામી? શું કરું તારી? સનમ!
ગાલે ચૂમું કે પ્હાનીએ તું ને? સનમ!
મેંદી કદમની જોઈ ના પૂરી કદી!
આવી ન આવી એમ શું જાતી? સનમ!

પણ એથી ય વધુ ચમત્કારક કલ્પના નીચેની પંક્તિઓમાં છે

"જોઈ તને આંખો નકામી આ બધે,
ફોડી દઉં પૂરી તને આંખો? સનમ!"

આ કલ્પના ગુજરાતી સાહિત્યમાં વિરલ છે. તેમનું છેલ્લું કાવ્ય "આપની યાદી" કલ્પનાના ચમત્કારની પરંપરારૂપ છે "તમારી રાહ" એ ગઝલમાં પણ,

"છીપી રહ્યા ▒ પ્યાસને આ ઝાઝવે લાખો અહીં,
હું તો તમારું નીર સાચું શોધતા પ્યાસો, સનમ!

અને "પાણી બની કોળાઉ છું હું દમ-બ-દમ ગમને કૂવે,
અંધાર છે, લાચાર ▒ સિંચો,—હવે સિંચો, સનમ!"

એમનું "નવો સૈકો" કાવ્ય તો ગુજરાતી કવિતાની ભવ્યોદાત્ત ચિંતનગર્ભ કલ્પનાના એક ઉત્તમ નમૂનારૂપ છે. આમ, કલાપીના અલંકારો મનોહર, કોમળ અને ભવ્ય છે. એમાંથી તાદશ, રસિક ચિત્રો પ્રકટ થાય છે. એમની આપણે જોઈ તે, કેટલીક કલ્પનાઓ પણ અપૂર્વ છે.

## ભાવનિરૂપણ : કલાવિધાન :

કોઈ પણ કવિની વર્ણનશક્તિની કસોટી તેના ભાવના નિરૂપણમાં થઈ જાય છે. કલાપી એ કસોટીમાંથી પણ પસાર થઈ શકે તેવા કવિ છે. નાનામાં નાના આત્મલક્ષી મુક્તકથી તે "હમીરજી ગોહેલ" સુધીનાં પરલક્ષી લાંબાં ખંડકાવ્યો તેમણે રચ્યાં છે. એ દરેકમાં ભાવનું નિરૂપણ ઔચિત્યપૂર્વક જ તેમણે કર્યું છે. ભાવને ઉચિત વર્ણનવિસ્તાર, કાવ્યની રીતિ, કાવ્યના શબ્દો, વર્ણો, છંદો વગેરે છે. ભાવનો ક્યાં ઉદય કરવો, ક્યાં તેને પોષવો, લંબાવવો અને ઘટ્ટ કરવો, ક્યાં તેને પરાકોટિએ પહોંચાડવો, ક્યાં તેને શમાવી નવા ભાવનો તેની સાથે સંબંધ યોજવો વગેરે બાબતો કલાપીએ કાન્તના જેવી કલાથી નહિ, તો પણ સારું કૌશલ બતાવી વ્યક્ત કરેલ છે. વર્ણનનું ઔચિત્ય સાચવી ભાવને પલટો આપવામાં પણ તેમનું કૌશલ રહેલું છે. કલાપીની ખૂબી એ છે કે લાંબા સમય સુધી તે એક જ ભાવમાં નિમગ્ન રહી શકે છે. જો કે, બિનંગત કલાકાર તરીકેની તેમની ક્ષતિ એટલી છે કે ભાવના વર્ણનની સાથે પોતે પણ ઘસડાઈ જાય છે, તેથી કથનનો પ્રસ્તાર તેમનાં કાવ્યોમાં વધી જાય છે. આ સર્વ લક્ષણો તેમનાં ખંડકાવ્યો અને "હમીરજી" એ દીર્ઘ કાવ્યમાં પ્રતીત થાય છે.

તેમનું "હૃદયત્રિપુટી" કાવ્ય ઉદાહરણ તરીકે લઈએ. એ કાવ્ય કુલ ચૌદ મણકાનું છે તેમાં પહેલા ત્રણ અને છેવટના ત્રણ કથાપ્રવેશ અને અવસાનકથનના છે. કથાનું નિર્ણાયક બિન્દુ

> "શબ્દેથી આંસુડાથી આ હૈયું સુવાનનું ગળ્યું,
> ઘસડાયું ભુલી ભાન, કાણુ લેશ રહ્યો નહીં."

એ પંક્તિઓ આગળ આવે છે. કલાપીએ શોભના, રમા અને નાયકનાં હૃદય, મંતવ્યો અને ભાવનાઓને શરૂથી માંડીને એવાં આલેખ્યાં છે કે આ બિંદુ આગળ જ બીજનિક્ષેપ થાય. અને તે પછીની પરિણામ-પરંપરા પણ વાસ્તવિક જીવનમાં બનતી હોય એ રીતે શરૂ થાય છે. કવિએ પોતાનાં પાત્રોનાં અંતર જ આલેખ્યાં છે, તેમની વિગતો ઓછી આપી છે. આમ, વિગત-લાઘવ કવિએ બતાવ્યું છે. આથી કાવ્યના કલાવિધાનના બે હેતુ સધાયા

છે. એક તો એ કે આ ચૌદ અનુદાનો કોઈ પણ ભાગ વધારે પડતો નથી. આ સ્થળે આટલી કડીઓ બિનજરૂરી છે, એમ ક્યાંય કહી શકાય તેમ નથી. કવિ પોતાના ભાવપ્રધાન વર્ણનકાવ્યમાં વધારે વિગતો—વસ્તુપ્રસંગો દાખલ કરવા ગયા હોત, કે બીજાં પાત્રો ઉમેરી રસવૈવિધ્ય અને પ્રસંગોની આકર્ષકતા ખીલવવા ગયા હોત તો મુખ્ય પાત્રોના આંતરભાવોની એકરૂપતાના તાર તૂટી જ જાત. વળી, પ્રકૃતિવર્ણન, અંગવર્ણન, ચિત્તની લાગણીનું વર્ણન, આસપાસના વાતાવરણનું આલેખન, પાત્રોનાં મનોમંથનનું નિરૂપણ ઉચિત સ્થાને જ તેમાં આવે છે. એમાં આલેખાતું પ્રેમ અને નીતિના સંઘર્ષનું વર્ણન પણ યોગ્ય પ્રમાણમાં અને ભાવના પલટાને માટે અનુકૂળ ભૂમિકાના રૂપમાં આવે છે. કાવ્યમાં બે બે વાર મિલનનાં દશ્યો આવે છે, તે પણ ભાવની વાસ્તવિકતાને અનુરૂપ જ છે. કાવ્યમાં જે હેતુ કવિને સિદ્ધ કરવો છે, તે કવિએ ક્રમશઃ મૂળ પ્રેમના ભાવને વિવિધ સ્થિતિમાં રજૂ કરી આખરે મૂર્ત કરી બતાવ્યો છે. એ જ પ્રમાણે કલાપીનું એક સરસ ખંડકાવ્ય "બિલ્વમંગળ" લઈએ. કાવ્યના આરંભે આકાશના એક ખૂણાને રહી રહીને અજવાળતી વીજળી અને વાદળાંભરી રાત અને યમુનાનાં ગર્જતાં ઊછળતાં કાળાં જળ મુખ્ય પ્રસંગને ભવ્ય પશ્ચાદ્ભૂ પૂરી પાડે છે. બિલ્વમંગળની કામવિહ્વળતાના ઉદ્દીપનનું સૂચન કરવા આ ચિત્ર પર્યાપ્ત છે. એ ચિત્ર જરા ય લંબાવ્યા વિના કવિ બીજી કડીમાં વાચકની જિજ્ઞાસા ઉત્તેજાય એ રીતે બિલ્વમંગળનો પ્રવેશ કરાવી દે છે. સમય, સ્થલ અને મુખ્ય પાત્રનો પ્રવેશ તથા તેની ચેષ્ટાઓનાં ચિત્રો ત્વરિત ગતિએ આપણી આંખ આગળથી આપણને ખેંચીને પસાર થાય છે. ત્રીજી કડીમાં પ્રકૃતિ તેની સામે ભયાનક રૂપ બતાવી તેને લાલબત્તી ધરે છે, પણ તેની કામાંધતા એ ભયરૂપો જોઈ શકતી નથી. પહેલી કડીમાંનું શાંત પ્રકૃતિચિત્ર ચોથીમાં કવિ કેવી કુશળતાથી પલટાવી દે છે! આ જ રીતે કવિ રાત્રિના આ ચિત્રને પ્રભાતમાં, અને તેમ કરી બિલ્વમંગળના ચિત્તના અંધકારને જ્ઞાનપ્રકાશમાં ફેરવવાના છે. છઠ્ઠી—સાતમી કડીમાં કામીપુરુષની એકધ્યાનતા કવિએ બતાવી છે. આઠમી કડીમાં ગોખેથી લટકતા સર્પનો દોરીરૂપે જ નિર્દેશ કરીને પણ કવિએ ઉચિત સમયે ભેદસ્ફોટનની કલાની દૃષ્ટિ બતાવી છે. નવમી કડીમાં પ્યારીને જોઈને બિલ્વમંગળની વૃત્તિઓ જે રીતે ઉત્તેજાય છે, તેનું ઉચિત વર્ણન કર્યું છે. ૧૦ થી ૧૪ કડીઓ કવિ નાયકને અને સુંદરીને સંબોધનરૂપે રજૂ કરે છે તે કલાદૃષ્ટિએ ઉચિત લાગતું નથી. એ જ પ્રમાણે ૧૯ થી ૨૧ કડીઓમાં કવિ બનાવ પર પોતાનું આધ્યાત્મક ચિંતન રજૂ કરે છે તે પણ કલાદૃષ્ટિએ સુભગ નથી લાગતું, કારણ કે કથાપ્રસંગ ત્યાં અટકી જાય છે. કવિએ બહુ બહુ તો સૂચનરૂપે આ બંને વખતે એક એક શ્લોક મૂક્યો હોત

તો ચાલત. પરંતુ પંદરમી કડીમાં કામીની સ્થિતિનો ને તેની મનોદશાનો પ્રતીકશૈલીથી ખ્યાલ આપનારો કલાપ્રયોગ સરસ બન્યો છે. ૨૨ થી ૨૪ કડીમાંનું નાયક–નાયિકાનું પ્રેમસંલગ્ન ચિત્ર ખરેખર રસમય છે. ૨૫મી કડીનું ભાષ્ય ઉચિત બન્યું છે. સમયની વસ્તુસ્થિતિ વિશે કવિએ પરસ્પર વિરોધી દર્શાવેલો વિચાર આ પ્રસંગને વધારે ઘટ્ટ કરે છે. ૨૬ થી ૨૯ કડીઓનું પ્રકૃતિચિત્ર ઊગેલા પ્રભાતને બિરદાવે છે. "મારા પ્રિયતમ! ગઈ રાત્રિ ચાલી અરે રે!" માં બિલ્વમંગળના ચિત્તની અશાંતિ હવે ચાલી જ જશે, એવું સૂચન મળી રહે છે. ૩૨મી કડીમાં સૂર્યોદય સાથે નાયકના અંતરમાં નવપ્રકાશની તૈયારીનું સૂચન છે. ૩૫ થી ૩૯ કડીઓમાં શબ, સર્પ, હાંડીનો હોલવાયેલો દીવો વગેરે પ્રતીકો કવિએ પૂરી કલાશક્તિથી યોજ્યાં છે, જે પલટાનારા ભાવને ઉચિત નિમિત્તો પૂરાં પાડે છે. અહીં સુધી ભાવના ઉચિત પલટા માટે બાહ્ય સામગ્રી પૂરી પાડી કવિએ ખૂબ ધીરજથી, કલાદૃષ્ટિથી ભાવનો ઉપચય કર્યો. કવિ બિલ્વમંગળના એક જ ભાવને વધુ ને વધુ ઘટ્ટ કરવામાં નિમગ્ન રહ્યા. તેની કામતૃપ્તિની ઝંખનાના જ ભાવને બાહ્ય સામગ્રી—પ્રકૃતિ, ચિંતામણિ, પ્રતીકો આદિથી પુષ્ટ કર્યો — પરાકાષ્ઠાએ પહોંચાડ્યો. ૩૯મી કડીના ઉત્તરાર્ધથી ચિંતામણિની દૃષ્ટિ બદલાતાં એ ભાવ કામને બીજે છેડે એકદમ ઊંચકાઈ ગયો. ૪૫ કડી સુધી કામી પ્રેમીના ચિત્તને ઢઢોળવાને ચિંતામણિની ઉક્તિઓ ટકોરા-રૂપ બની રહી અને ૪૭મી કડીથી બિલ્વમંગળના કામી ચિત્તનો શાંત વૈરાગ્યમાં પલટો આવ્યો. કલાપી પોતાનાં ખંડકાવ્યોમાં ભાવ પરાકાષ્ઠાએ પહોંચ્યા પછી તેનો ઉચિત પલટો બતાવી તેનો મોક્ષ કરે છે. કાંતનાં ખંડકાવ્યો અંગ્રેજી નાટકોની કલામાંથી સૂચન લઈને ચાલે છે, કલાપીનાં ખંડકાવ્યો કથાની કલા પ્રમાણે ભાવને ગતિ કરાવે છે. આમ, ભાવની એકાગ્રતા કલાપી તેમનાં ખંડ-કાવ્યોમાં સાધી બતાવે છે: ભાવ પ્રમાણે વર્ણન, ચિત્ર, વાતાવરણ સર્જે છે, ભાવ પ્રમાણે છંદોના પલટા બતાવે છે. (જોકે "બિલ્વમંગળ" તેમાં અપવાદ-રૂપ છે.) એટલે ભાવાલેખનની શક્તિમાં પણ કલાપી સંયમી કલાકારનું ભલે નહિ, સારા કથાકવિનું દર્શન તો જરૂર કરાવે છે. કલાપીની ભાવનિરૂપણની રીતિ કલાકારની નહિ, પણ એક કવિની, કથાકારની છે. સરસ કથાકાર જેમ પ્રસંગને વર્ણવતો, આસપાસનું વાતાવરણ વર્ણવતો, વચમાં વચમાં તેના પર ભાષ્ય કરતો જતો વર્ણ્યભાવને અસરકારક રીતે રજૂ કરે છે, તેમ કલાપી પણ કરે છે.

તેમનાં આત્મલક્ષી ઊર્મિકાવ્યોમાં પણ પોતાનો અંતર્ગત ભાવ આ રીતે પ્રકૃતિની પશ્ચાદ્ભૂની સાથે વણતાં વણતાં કવિ સુસ્પષ્ટ ને સુદૃઢ કરતા જાય છે.

અને વાચકના હૈયાને ભીંજવે એવી વાણી, છંદ, વર્ણન અને આલેખનથી પોતે અનુભવેલા ભાવનો સાક્ષાત્ અનુભવ વાચકના ચિત્તમાં સજીવ કરી આપે છે. વિસ્તારભયે અંજની ગીતમાં લખાયેલું તેમનું એક ટૂંકું આત્મલક્ષી કાવ્ય "દેશવટો" જોઈએ. એમાં શોભનાના રડતા મુખનું કાવ્યાત્મક વર્ણન કેવું ભાવોચિત અને સૌન્દર્યલક્ષી છે !

"ઝરમર અધરે વરસે મોતી,
ફુલડાં આંખડીને ખૂણેથી,
એ મુખડાનું વાસી દિલડું,
દેશવટે ઉદાસી રે !

"દેશવટે ઉદાસી રે" એ પંક્તિની સચોટતા અને ભાવની સઘનતા વિચારો. પછી બીજી કડીમાં એ કરુણ ભાવની આવતી પરાકાષ્ઠાનો અનુભવ કરો :

"પાળેલું પોષેલું પંખી,
રણવગડામાં મરતું ઝંખી,
નાગ ગયો હૈયામાં ડંખી,
તલફે પ્રેમપ્રવાસી રે !"

કેવી ભાવોચિત વ્યંજના દ્વારા કવિએ પોતાના સ્નેહનું દુઃખ મૂર્ત કર્યું છે ! ત્રીજી પંક્તિ કલાપીની શબ્દશક્તિ અને ભાવઆલેખનની કલાને પરાકાષ્ઠાએ પહોંચાડવાની કુશળતાની પ્રતીતિ કરાવે છે. ટૂંકા કાવ્યને અંતે મિલનની આશા વિના ઝૂરતાં બે પ્રેમી હૈયાની દેશવટા જેવી એકલતા અને વિયોગવેદનાનું અસરકારક કરુણ ચિત્ર વ્યંજનારૂપે આપણા હૃદયને ભીંજવે છે અને કલાપીના ઉચ્ચ કવિત્વનું દર્શન કરાવે છે.

## કૌતુકપ્રિય કે સૌષ્ઠવપ્રિય ?

ભાવાલેખનની સાથે કલાપીનું રસનિષ્પાદન પણ જોઈ લઈએ. પણ તે પહેલાં જાણી લેવું જોઈએ કે કલાપી સૌષ્ઠવપ્રિય કવિ નથી, પણ પૂર્ણાંશે કૌતુકપ્રિય માનસવાળા અને કેટલેક અંશે કૌતુકપ્રિય રીતિના કવિ છે.

કૌતુકપ્રિય માનસવાળો કવિ પોતાના વિચાર પરંપરિત ગતિએ બાંધતો નથી. તે પોતાની અંગત રુચિ, ઊર્મિ અને કલ્પના—તરંગથી જગતને અને તેના પદાર્થોને જુએ છે. જીવનની બાંધી નીતિ—રીતિ તેના સ્વભાવને અનુકૂળ આવતી નથી. તેની ઝંખના, ભાવના વ્યવહારના ચોસલામાંથી નીકળી જઈ પોતાના આત્મામાં જ મસ્ત હોય છે. જીવનનો ઉલ્લાસ, નિત્ય નૂતનતાનો આનંદ, અવનવા સૌન્દર્યની

નિત્ય પ્યાસ તેની પ્રકૃતિ અને માનસનું લક્ષણ હોય છે. અતીન્દ્રિય, અગમ્ય અને અગ્રાહ્યને જોવા, જાણવા, ઝીલવાની તેને સતત પ્યાસ હોય છે. આપણે જોઈ ગયા છીએ કે કલાપીનો માનસઝોક, પ્રકૃતિ અને હૃદયપ્યાસ આવા પ્રકારનાં છે. એ દૃષ્ટિએ કલાપી કૌતુકપ્રિય વ્યક્તિ છે: શેલી અને વર્ડ્ઝવર્થની જમાતની વ્યક્તિ છે. જગતનો નિત્યનો પ્રપંચી વ્યવહારક્રમ પોતાના કવિહૃદયને માટે નથી. જગતના અને કવિઓના માર્ગ નિરાળા છે, એવી તેમની દૃષ્ટમાં અને

"નથી નથી મુજ તત્ત્વો વિશ્વથી મેળ લેતાં,
હૃદય મુજ ઘડાયું અન્ય કો વિશ્વ માટે",

જેવા તેમના કાવ્ય–ઉદ્ગારોમાં તેમનું આવું કૌતુકરાગી વ્યક્તિત્વ સ્પષ્ટ જોઈ શકાય છે.

સાહિત્યમાં કૌતુકપ્રિય રીતિ માટેનું કવિનું વલણ, નવીન રંગ, રંગનાં તેજ, અસ્ફુટ મધુર વ્યંજના, ઊછળતા કલ્પનાતરંગો, જૂનાં રૂપોનો અનાદર, બાહ્ય આકાર માટે પણ અનાદર, રસોલ્લાસ અને સૌન્દર્યની નવીનતા માટેના આગ્રહમાં જોવાય છે. આપણે કલાપીને સામાન્ય રીતે કૌતુકપ્રિય કવિના વર્ગમાં મૂકીએ, કારણ કે કલાપીએ શબ્દોનાં ચોક્કસ રૂપો કે ચોસલાં માટે આગ્રહ નથી રાખ્યો. પોતાની લાગણીને વ્યક્ત કરવા જ તેણે ભાષા પાસેથી કામ લીધું છે, ભાષાની રમ્યલીલા બતાવવા નહિ. સંસ્કૃત શિષ્ટ શબ્દોની અમુક જ પ્રકારની શય્યા, પદાવલીઓ માટે અમુક જ આકાર, ધ્વનિ વગેરેનો આગ્રહ, છંદોની અમુક ચોક્કસ રીતિની જ સુઘડતા વગેરે વિશે તેમને મમત્વ નથી. કલાપીનું ધ્યાન જેટલું ભાવ કે લાગણીને વ્યક્ત કરવા તરફ છે, તેટલું કાવ્યના આકાર કે બાહ્ય રૂપ માટે નથી. રૂપમેળ વૃત્તો, માત્રામેળ છંદો, ગઝલો—એમ જે જે ભાવ, વિચાર કે લાગણીને યોગ્ય રૂપ લાગ્યું તે તે તેણે અપનાવી લીધું છે. કાવ્યની આકૃતિ અમુક સૌષ્ઠવના આકારમાં જ વહેવી જોઈએ, એવું લક્ષ તેણે આપ્યું નથી. કાવ્યના ભાવોમા ઉછાળા, વિચારોમાં આઘાત આપવાની વૃત્તિ (દુન્યવી રીતરસમ, નીતિનું બંધન, પ્રણયત્રિકોણની હિમાયત, સ્થૂલનો પણ રાગ વગેરે) કલ્પનાતરંગોમા રસોલ્લાસ અને તેજસૌન્દર્ય બતાવવા તરફનું વલણ, નિરૂપણની રંગીનતા, તેજસ્વી રંગોની કાવ્યમા પૂરણી, પ્રકૃતિનો અદમ્ય શેખ, વૃત્તિનો ઉછાળો, લાગણીની અતિશયતા, રસિકતાની અમર્યાદિતતા, શબ્દો અને અર્થની વ્યંજના—એ બધા કાવ્યલક્ષણો કલાપીને રોમૅન્ટિક–કૌતુકપ્રિય કવિ લેખે ગણાવવા પૂરતા છે. પરંતુ તેમને પૂર્ણતયા કૌતુકપ્રિય કવિ માનવા પ્રેરે તેવી તેમની ગઝલો જ છે, સંસ્કૃત વૃતમેળમાં રચાયેલી તેમની કવિતા નહિ. ગઝલોમાં વ્યક્ત થયેલ ભાષા અને છંદોની મસ્તી, તેના રૂઢ નિયમો તરફની તેમની

બેપરવાઈ, ગઝલની અંદરના પ્રાણરૂપે રહેલો તેમનો ઊર્મિઉછાળ, નિરૂપણની ઉદ્દંડતા, તેમની કેટલીક કલ્પનાઓ વગેરે તેમને પૂરેપૂરા કૌતુકપ્રિય કવિની હારમાં બેસાડે છે. ગઝલનું સ્વરૂપ અને છંદો તેમના કૌતુકનિ઼ઠ ભાવની પ્રચંડ ભરતીને પોષે છે. પરંતુ સંસ્કૃત વૃત્તોમાં પ્રવેશતાં જ કલાપીની કવિતા સૌષ્ઠવલક્ષી બની જાય છે, તે વાત લગભગ વીસરાઈ ગઈ છે. કલાપીએ ઊર્મિકાવ્યોની નવીન શૈલીનો સારો વિકાસ કર્યો, પણ તેમની વૃત્તરચના તેમના કૌતુકપ્રિય ભાવોને શાંત-સૌમ્ય બનાવી દે છે. વળી, કલાપીએ છંદો કે કાવ્યસ્વરૂપોના બાહ્ય રૂપમાં કશો ફેરફાર કર્યો નથી. તેમણે સંસ્કૃત વૃત્તોનો ઉપયોગ કર્યો, પણ એ જૂનાં વૃત્તોના રૂપમાં ફેરફાર કરી તેમાંથી નવાં સંવાદી રૂપો સર્જ્યાં નથી. વૃત્તોની બાબતમાં કલાપી કાન્ત, નરસિંહરાવ, બાલાશંકર, હરિલાલ આદિ કવિઓને જ અનુસર્યા છે. વળી, કલાપીના કાવ્યરંગો રૂપ વિનાના નથી. નવા રંગોને ઝીલવા તેમણે જૂનાં રૂપોનો આશ્રય લીધો છે. કાન્તે પ્રયોજેલ ખંડકાવ્યો, ભાવ પ્રમાણે વૃત્તમાં પલટા, અંજની ગીતો વગેરેને તે અનુસર્યા છે. નરસિંહરાવે પ્રયોજેલ માત્રામેળ છંદોને તેમણે વપરાશમાં લીધા છે. વળી, કલાપીની કવિતામાં શબ્દશબ્દનો અર્થ બરાબર થઈ રહે છે. તેમની મધુર વ્યંજનાઓ પણ સ્ફુટ, અગૂઢ હોય છે. એમના કાવ્યમાં સમગ્ર રીતે અર્થ બરાબર સ્ફુટ થાય છે. દરેક શબ્દ, પદ, વાકયનો અર્થ તેમની કવિતામાં થાય છે. ઊછળતા ભાવો, લાગણીના ઉછાળા, ઊછળતા કલ્પના-તરંગો અને રસોલ્લાસિત અલંકારો તેમની વૃત્તબદ્ધ કવિતામાં ગઝલ જેટલા ઉત્કટ નથી રહેતા પણ સ્વસ્થ બની રહે છે, તેમાં કોઈ નવીન ઘડતર કે તેજ હોય તેવું લાગતું નથી. આ બધું ધ્યાનમાં લેતાં કલાપી પણ કાન્તની જેમ અર્ધ કૌતુકપ્રિય–અર્ધ સૌષ્ઠવપ્રિય કવિની હારમાં આવી શકે. તેમનું માનસ સંપૂર્ણ કૌતુકપ્રિય છે—તેમની કવિતા અર્ધી કૌતુકપ્રિય છે. નાનાલાલની માનસ-ભાવના સૌષ્ઠવપ્રિય વ્યક્તિની, પણ તેમની કવિતા કૌતુકપ્રિય કવિની, જ્યારે કલાપીનું માનસ કૌતુકપ્રિય વ્યક્તિનું, પણ તેમની કવિતામાં સૌષ્ઠવ અને કૌતુકનું મિશ્રણ.

રસનિષ્પાદન :

કૌતુકપ્રિય માનસવાળા આપણા કવિનું રસનિરૂપણ સૌષ્ઠવ અને કૌતુકના મિશ્રણવાળું છે. તેમની રસનિરૂપણની રીતિ પશ્ચિમના કૌતુકપ્રિય કવિઓથી ઘડાઈ છે, પણ તેમની રસદૃષ્ટિ પ્રાચીનોના જેવી છે. શૃંગાર, કરુણ, વીર, વાત્સલ્ય અને શાંત આટલા રસોમાં તેમની કવિતા વિહરે છે.

કરુણ:

કલાપીની કવિતાનો મુખ્ય રસ તો કરુણ જ છે. તેમણે પોતે કહ્યું છે:

"તે અશ્રુઝરણું જ શોણિત સમું તે કાવ્યમાં છે ભર્યું."

("પાન્થ પંખીડું")

"મારી ગરીબ કવિતા બસ કાંઈ રોતી!"

("જીવનહાનિ")

"મારાં આંસુ તારાં ગીતો." ("પ્રિયા કવિતાને છેલ્લું આલિંગન")

"હૃદય કોઈ અશ્રુભર્યા રસથી ભરપૂર છે"

(કાન્તને પત્ર, તા. ૧૧-૧૨-૯૭)

રજવાડી ખટપટે, પ્રણયનિષ્ફળતાએ, જન્મજાત નિર્વેદની વૃત્તિએ અને કોઈ અગમ્યની પ્યાસની અતૃપ્તિએ કલાપીના જીવનમાં કરુણરસિકતા રેડી હતી. કોમળ હૃદયના સર્વ પ્રાણીમાત્ર તરફના સ્નેહને લીધે પણ તેમની વિષમતા જોઈને હૃદય અશ્રુથી ભરેલું હતું. એમનું સંવેદન ઝંખનાનું, વિરહનું, અતૃપ્તિનું અને તેથી દર્દનું હતું. એટલે એમની કવિતાનો મોટો ભાગ બન્યો આંસુ અને કારુણ્યનો. કલાપીને મન "આંસુડાં જ કેસુડાં" છે, કારણ કે તેમનું અશ્રુ સાચા પ્રેમનું પરિણામ અને તિતિક્ષાનું બળ હતું. વિપ્રલંભ શૃંગાર કલાપીના કાવ્યનો મોટો ભાગ રોકે છે.

"અહો પ્રીતિ મૈત્રી પ્રણય રતિ એ ભાવ સઘળા,
અરે રે! રોવાનું અરપણ કરી શાન્ત બનતા. ("જાગૃતિનું સ્વપ્ન")

એથી તેમને "દર્દોની કો કથામાં તો દર્દનો પ્રભુના જડ" એવું દેખાય છે. એટલે એ માગે છે—"પ્રભો રોવું દેજે દરદમય ભોળા જિગરને", કારણ કે તે માને છે:

"રુદન જ રહ્યું આંહી પૃથ્વીમાં સ્વર્ગઅંશ."

તેમના ખરેખરા કરુણકાવ્યો ઈ. ૧૮૯૬થી શરૂ થયા, તે આખર લગી રહ્યા. વિધિની ક્રૂરતા, પત્નીની સંકુચિતતા, જગતની વિષમતા, પ્રિયાની અસહાયતા, હૃદયઝંખનાની અતૃપ્તિ ને નિષ્ફળતા—આ બધા તેમના કરુણના નિમિત્તરૂપ છે, એટલે કે વિભાવો છે. પ્રકૃતિના વિરોધી કે સંવાદી વાતાવરણચિત્રથી કવિ પોતાના કરુણને વધુ ઘેરો બનાવે છે અને નિરૂપણમાં એવી આર્દ્રતા, ઉત્કટતા અને લાગણીમયતા કવિ વ્યક્ત કરે છે કે તેમના ચિત્તનું કારુણ્ય આપણને તે વાચતા સ્પર્શી જાય છે. ટૂંકમાં, તેમનાં આત્મલક્ષી કરુણકાવ્યો સર્વાનુભવી બની રહે

છે અને તેમની કરુણ પરિસ્થિતિ કે લાગણીનો અનુભવ આપણે જ કાવ્ય વાંચતાં કરતા હોઈએ એવી એકરૂપતા તેમનાં કાવ્યો સાથે સધાઈ જાય છે. તેમના ભાવો યુવાન હૃદયની પરિસ્થિતિના છે અને યુવાનોના ચિત્તમાં આવો વૃત્તિવ્યાપાર ચાલતો જ હોય છે તેથી તેમના પ્રેમકરુણ ભાવો સર્વ યુવાનોના વહાલા બની જાય છે. સૌ યુવાન એ ભાવોમાં પોતાના જ ભાવો જુએ છે, કલાપીની છબીમાં પોતાની જ છબી કલ્પી કાઢે છે.

પરંતુ કલાપીની અશ્રુધારા બે જાતની છે: એક પોતાની જાત માટે વહેતી અને બીજી જનના તથા પ્રાણીમાત્ર માટે વહેતી. પહેલી અશ્રુધારા છે શોભના માટેની, પ્રેમની વિશુદ્ધ ભાવનાને અનુરૂપ પાત્રની પ્રાપ્તિ માટેની તલપની. બીજી અશ્રુધારા છે દુઃખી, દુર્ભાગી, દીનહીન, વિષમ પરિસ્થિતિમાં મુકાયેલાં, અજ્ઞાની, અસહાય બંધુઓ-પ્રાણીઓ પ્રત્યેની કરુણાની.

"મૃગહૃદય મહીં છે તીર લાગ્યો અને રે!
ખળખળ ઢળતું હા! રક્ત ભૂમિ પરે એ!"
("વીણાનો મૃગ")

"તે પંખીની ઉપર પથરો ફેંકતાં ફેંકી દીધો,
છૂટ્યો તેને અરરર પડી ફાળ હૈયા મહીં તો."
("એક ઘા")

"દુઃખી છું કે કુદરતતણું સામ્યનું ઐક્ય ત્યાગી,
રે રે! સત્તા તમ પર જનો ભોગવે ક્રૂર આવી."
("મને જોઈને ઉડી જતાં પક્ષીઓને")

"એ જાળ તું જાણે નહિ, હું જાણું ને રોઉં, અરે!"
("એક આગિયાને")

"અરે! ભોળા પ્રાણી ઉપર ચલવે રાજ્ય જુલમી!"
("મ્હારું કબૂતર")

"આવું આ પક્ષી! તેને યે આવી પીડા ખરી, અરે?"
("સારસી")

"પ્રેમીનો હોય બેલી કો તો આનું કૈં થવું ઘટે,
પામે છે ત્રાસ મારો તો આત્મા આ દુઃખ જોઈને."
("સારસી")

"અહીં આ જે રીતિ જન પ્રતિ ચલાવે જન, અરે!"
("કુદરત અને મનુષ્ય")

આ બીજી અશ્રુધારા વહેવડાવામાં કાવ્યનો નાયક કલાપી અનુકંપાશીલ જગવત્સલ સાધુના રૂપમા દેખાય છે.

## શૃંગાર :

(કલાપીની કવિતાનો બીજો મુખ્ય રસ પ્રણયશૃંગાર છે, રાગ અને ત્યાગ ઉભય તરફ તેમની વૃત્તિ જોશ કરતી હતી. પ્રણયનો અનુભવ, તેનો રોમાંચ કલાપીના ચિત્તમા હર્ષ ને ઉલ્લાસ ભરી દેતા હતા. તેમની પ્રેમદૃષ્ટિ સદા યુવાન જ રહી.) પ્રથમ વારના પ્રેમનો અનુભવ તેમની કલ્પનામા સર્વદા રમતો રહ્યો. એવા પ્રેમનો નિત્ય અનુભવ કરવા તરફ તેમનુ ચિત્ત સદા તલસવા લાગ્યુ. એમની પ્રણયદૃષ્ટિ સમય જતા સૂક્ષ્મ તરફ જવા લાગી, પણ ત્યારે ય સ્થૂલ ભોગ માટેની તેમની વાસના ઘટી જણાતી નથી. તેમણે એવો દંભ કદી કર્યો પણ નથી. "પ્રેમમા બધી નીતિ સમાઈ જાય છે. હૃદયના ઐક્યમા શરીરનો સ્થૂલ સબંધ પણ પુણ્યરૂપ જ બની રહે છે." (કાન્તને પત્ર, તા. ૧૧–૧૨–'૯૭) 'સ્થૂળથી પેદા થયેના, સ્થૂળમા વસતા માનવીને સૂક્ષ્મ માનથી, ઘણુ કરીને, એકદમ સંતોષ થતો નથી. મને તો હજી થતો નથી." (વાજસુરવાળાને પત્ર, તા. ૨૧–૧૨–'૯૭) આમ, સ્થૂલ પ્રેમની તૃપ્તિ માટે કલાપીને સદા તરસ રહેતી હતી. સ્થૂલ ભોગને કવિ રસથી માણતા હતા, એનુ સૌન્દર્ય, એનો રસાનંદ પણ અનુભવનો એક અનેરો વિષય છે, એવી તેમની દૃષ્ટિ હતી. એથી તેમણે ભોગ-પ્રધાન સ્થૂલ શૃંગારનુ નિરૂપણ એટલી જ ઉલટથી કાવ્યોમા કર્યુ છે. 'કેલિ-સ્મરણ", "જ્યા તુ ત્યા હુ", "સાળીને ઠપકો" વગેરે કાવ્યો એના નમૂના છે "ભાવના અને વિશ્વ" કાવ્ય, જ્યા કવિને જ્ઞાન છે કે "રમમવ થવુ શારીરીને બને જ બને નહી", ત્યા પણ સ્થૂલ શૃંગારના ચિત્રો તે રસપૂર્વક દોરે છે. (જુઓ કડી ૫ અને ૧૨) "હૃદયત્રિપુટી "મા સૂતેની શોભનાના દેહનુ વર્ણન કરતા—

> "પડી છે આટી કદલી સરખા બે પગ તણી,
> અને વચ્ચે ઉડે ફરફર થતી પાટલી ઝીણી."

—નુ શૃંગારરસિક સૌન્દર્યચિત્ર આલેખે છે.

> "હિનાના રંગથી પ્યાની સનમની રંગતો'તો હુ,
> ઝૂળીને બાવમા તેના ગુલોને ગૂથતો'તો હુ"

જેવી પંક્તિઓમા રસિક પ્રેમચેષ્ટાનુ વર્ણન મળે છે. સૂતા સૂતા શોભના અશ્રુ સારે છે, તે વર્ણવતા પણ કવિ શૃંગારરસિક ચિત્ર આલેખે છે:

"પડે છે કો બિંદુ ચિબુક પરથી એ સ્તન પરે,
અને ત્યાંથી ધીમે ટપકી પડતું બન્ને પરે,
સ્તનો બેની વચ્ચે ટપકી વળી કોઈ સ્થિર થતું,
દિસે જાણે મોતી શશીકિરણમાં કો ચમકતું."

એ જ પ્રમાણે "હમીર" કાવ્યનો નાયક પ્રથમવાર બીજ કન્યાનું રાગાત્મક અનુભવે છે, ત્યારે

"ઘડીક દૃષ્ટિ અનંત ભરાય છે, ઘડી કપોલે અવરે મળી પડે,
ઘડી ચુમે છે પત્ની ગુલાબીને, ઘડી સ્તનોની ચડ મંદ કમ્પતી."

આમ, કલાપીના શૃંગારનિરૂપણમાં શૃંગારવર્ણનનો રસ તાદૃશ, સ્વભાવોક્તિ ચિત્રોની સુરેખતાથી મળતો હોય છે. એમાં અલંકારો, સ્વભાવોક્તિ, ઉપમા આદિ અલંકારો અને વાસ્તવિક વિગતોનું કલ્પનારસિક શૈલીમાં આલેખન મુખ્ય છે. કવિ દેહસૌન્દર્યના વર્ણનો વિસ્તારે કરે છે "હમીરજી"માં સરોવરનું અને તેમાં તરતા હંસનું ચિત્ર કલાપીને એકતાર બનાવી દે છે. સૃષ્ટિસૌન્દર્યમાં પણ માનવશૃંગારની રસિકતાનું કવિ દર્શન કરે છે, જેમ શૃંગારસૌન્દર્યમાં તે પ્રકૃતિસૌન્દર્યનું મિશ્રણ કરે છે તેમ જ. કલાપીની કાવ્યશૈલી પણ આવે સમયે ખૂબ રસિક, ચિત્રાત્મક, સૌન્દર્યની ઝીણી વિગતોની નિરીક્ષક અને સુરેખ તથા ચિત્તાકર્ષક બની રહે છે. તેમનાં શૃંગારચિત્રોની ઝીણવટભરી સ્પષ્ટ રેખાઓ મન પર મીઠી અસર પાડે છે. "મુગ્ધાવસ્થાનો મનહર મોહ, નવોઢાના અવનવા અટકચાળા અને પ્રિયતમાના પ્રેમભેલા ઓવારણાં વર્ણવતા કલાપીની શક્તિ પોતાનું ખરું સ્વરૂપ પ્રકટ કરે છે[24]

તેમના શૃંગારનિરૂપણમાં મુખ્યત્વે સંસ્કૃતની ભોગપ્રધાનતા છે. એમણે કરેલું "સુપ્ત પ્રિયાનું વર્ણન" કે "કેલિસ્મરણ" સંસ્કૃત કવિઓની શૈલીનું જ છે. એમાં ય "કેલિસ્મરણ" તો તેના મધુર વ્યંજનાપૂર્ણ રસિક ચિત્રોથી કલાપીની કાવ્યશૈલીનું એક વિશિષ્ટ અંગ બની રહે તેમ છે.

**વાત્સલ્ય :**

કલાપીનો બીજો પ્રકૃતિગત પ્રિય રસ વાત્સલ્ય છે. સંસ્કૃત આલંકારિકોએ વાત્સલ્યને રસમાં ગણ્યો નથી, પણ કલાપીએ તેને રસ ગણી શકાય તેવું સ્વરૂપ આપ્યું છે. કલાપીનું હૃદય કોમળ અને સ્નિગ્ધ. તેથી પુષ્પો, મૃદુ છોડવા, પંખીઓ, હરણાં જેવાં પ્રાણીઓ વગેરે તેમને ખૂબ પ્યારાં લાગે છે. ફૂલને વીંધીને તેના હારગોટા બનાવવા તે પણ તેમના અત્યંત કોમળ ચિત્તને ભારે જુલમ

24 રવ. પ્રો. ચતુરભાઈ પટેલ

લાગે છે. પથ્થર અને ગોફણી વડે પક્ષીઓને દૂર કરવામાં પણ તેમનું હૈયું સમસમી ઊઠે છે : "રે, પંખીડાં સુખથી ચણજો ગીત વા કાંઈ ગાજો", "રહેવા દે! આ સહાર સુવાન તું." આ દુનિયા તેમને સંતના આશ્રમ જેવી પવિત્ર લાગે છે. જરા પણ વિષમતા, અન્યાય, હિંસા, મલિનતા, અપવિત્રતા કે અપ્રેમ તે સહી શકતા નથી. કુદરતમય જીવન એમનો મંત્ર છે. કુદરતથી વિમુખ બનીને જીવન જીવવું એમને મન અવળી રીતિ છે.

"જીવવું જીવ લેઈને, આહો એવી દીસે રીતિ!
કોઈને દુ:ખ દેવાથી તૃપ્તિ કેમ હશે થતી?"

"અહા! કેવા પંથે કુદરત કરે છે ગતિ અને
અરે! કેવા પંથે કુદરત તણાં બાળક તમે!"

અને આવા કરુણાભાવથી તેમનો વાત્સલ્યભાવ ખૂબ ઉત્તેજાય છે. "વૃદ્ધ માતા", વૃદ્ધ ટલિયો", 'અસ્વસ્થ ગૃહિણી", "ભગ્ન", "શાન્ત પ્રેમ" વગેરેમાં વાત્સલ્યરસનું સુઘડ આલેખન થયું છે. એ રસ માનવીની મમતાના મધુર ચિત્રો આપે છે. કલાપીનું માનસ કોમળ, નમ્ર, ઋજુ, નિખાલસ અને સરલ હોવાથી કૌટુંબિક ભાવો અને વિશ્વપ્રેમના ભાવ તે સબળતાથી ને તીવ્રતાથી રજૂ કરી શકે છે. તે જીવનસંગ્રામથી પાછા પડતા નથી, પણ કોઈને દુઃખ આપીને, કોઈનું અહિત કરીને વસ્તુ મેળવવી તેમને અનિષ્ટ લાગે છે

"છે યુદ્ધ તો જગવવું : પણ પ્રેમ રાખી,
લોહી પીધા વગર લોહી દઈ જ દેવું!"

આ પંક્તિઓ ગાંધીયુગના કવિની નથી, ઓગણીસમી સદીના કવિની છે. પ્રાણીમાત્ર તરફ નમી, પ્રેમ અને વાત્સલ્યદૃષ્ટિ કલાપીએ જીવનમાં કેળવી છે અને કવિતામાં જ્યાં જ્યાં તક મળી ત્યાં ગાઈને પુરસ્કારી છે.

**શાંત :**

આવી દૃષ્ટિને કારણે તેમનું દર્શન આખરે શાંતરસમાં પરિણમે છે. કરુણરસના શામક ભાવરૂપે વૈરાગ્ય અને ત્યાગની વૃત્તિમાં કલાપીનો શાંત રસ વ્યાપી રહે છે. "બિલ્વમંગળ"માં ચિંતામણિના મિલન પછીનો વૈરાગ્ય એ તેમના શાંતરસનું ઉત્તમ દૃષ્ટાંત છે. "ગ્રામમાતા"માનું શાંત, સકલ ગ્રામજીવન અને "ભરત"નો હરણશિશુ સાથેનો સૌમ્ય અનુરાગ એમની શાંતરસની દૃષ્ટિ સૂચવે છે. વૈરાગ્યનો ભાવ અને વૃત્તિ તો તેમને ગળથૂથીમાંથી મળી હતી. એ કારણે જ તેમને જીવનભર નિર્વેદ રહ્યા કર્યો. આથી વિપ્રલંભ કરુણ ભાવો

પછી તેમની સમાધાનકારી દષ્ટિ આખરે શાંતરસના આલેખનમાં જ સરી પડે છે. કવિને આ રસ ફાવ્યો પણ છે. તેમનુ ચિંતન, વૈરાગ્ય, પ્રેમ, અધ્યાત્મવલણ તે શાંતરસની પીછીમા બોળીને વ્યક્ત કરે છે. 'તેમની દષ્ટિનો એકે સૂર નિરાશાનો કે અશ્રદ્ધાનો નથી. આથી તેમની કલમ પ્રભુના પ્રયોજન અને વિધિ નિર્માણમા શ્રદ્ધા બતાવતી શાંતરસના ચિત્રો આનંદપૂર્વક દોરે છે. ઈ. ૧૮૯૮ પછી તો કવિનું હૃદય ભક્તિભાવથી પણ વારંવાર ભીંજાયા કરે છે :

"પીને પીવાડી મધુ અમૃત પુ'પનુ આ
બીજું ધરે પ્રભુજી તે લઈ મગ્ન રહેજે."

**વીર :**

ઊર્મિલ અને નરમ દિલના ગણાતી કવિ કલાપીને વીરરસ અને ઓજસ્વતી બાની પણ અસિદ્ધ નથી; જો કે અન્ય રસોના પ્રમાણમા તેની કવિતામા વીરરસનો ટકાર આછેરો જ છે. "વનમા એક પ્રભાત"મા હરિલાલના અનુકરણમા મૃગના કૂદકાના વર્ણનમા તથા સિંહગર્જનના વર્ણનમા વીરરસની બાની ચમકાવે છે. "કૃતઘ્નતા" કાવ્યમા કવિહૃદયનો જોરસો ઉછળી રહ્યો છે.

"ભલે ફૂંકો ફૂંકો પવન તમ જ્વાળા સળગતી" એવી પંક્તિઓમા તથા કેટલીક ગઝલોમાં હૃદયની ખુમારી તેમણે જનાવી છે. તેમની આવી શૌર્યપ્રેરક જોરસદાર વાણીમા મનની બેપરવાઈ અને આજના કવિ જેવી વિચારપ્રધાન મસ્તી પણ અનુભવાય છે. હમીરજી ગોહેલ "મા અભિમન્યુની બાગેટે કહેલી કથા એ વીરરસનો સારો નમૂનો છે. હમીરજીના વર્ણનમા તથા ભીલ ટોળીના પરાક્રમો, તેમના શસ્ત્રો અને પૂર્વજોના ઇતિહાસના આલેખનમા વીરરસની પીછી ફરી રહી છે. એનુ વાતાવરણ યુદ્ધનુ હોવાથી અને કથાનો કહેનાર તેમા ગઢવી હોવાથી કવિએ તેમા કેટલીક રૌદ્ર કલ્પનાઓ અને બાનીના ઓજસનુ ઉચિત તેજ દાખવ્યુ છે આમ છતા પણ 'કૃતઘ્નતા" કાવ્ય સિવાય અન્ય કાવ્યોમા તેમણે આલેખેલો વીરરસ જૂની સંસ્કૃત બાનીના રૂઢ પ્રકારનો છે

**કલાદષ્ટિ : કાવ્યશૈલી :**

પોતાના સમગ્ર માનસ પ્રકૃતિ, સંસ્કાર અને કાવ્યાભ્યાસમાથી જે કાવ્યાદર્શ કલાપીને સાપડ્યો તેમાથી એમની કાવ્યશૈલી ઘડાઈ. કલાપીને યુનિવર્સિટીની કેળવણી મળી નહોતી તેથી જે વાતાવરણમા તેમના સમયના અન્ય સારા કવિઓ કાન્ત, નરસિંહરાવ, ગોવર્ધનરામ, હરિલાલ, મણિલાલ, રમણભાઈ આદિ ઊછર્યા હતા તેનો લાભ કલાપીને મળ્યો ન હતો કાન્તની ઉત્તમ કવિતા તેમના કોલેજકાળ દરમિયાન જ લખાઈ હતી. શબ્દોને ઘડવાનો, કાવ્યના સિદ્ધાંતો અને

રૂપને સ્વસ્થતાથી વિચારવાનો પૂરતો અવકાશ અને વાતાવરણ તેમને પ્રાપ્ત થયા હતા કલાપીમા અભ્યાસશીલ વૃત્તિ હતી, પણ કાન્ત આદિ તેમના ઉચ્ચ અભ્યાસ માથી અંગ્રેજી કાવ્યવિવેચન, ઝીણવટવાળી કલાનજર, કાવ્યના રૂપની સમજ વગેરેનો જે પરિચય તથા સંસ્કાર કૉલેજ દરમિયાન પામ્યા તેનાથી કલાપી વંચિત રહ્યા હતા

એટલે કલાપીની કાવ્યશૈલીનુ ઘડતર તેમના પોતાની રીતના સ્વૈરવિહારી અભ્યાસ અને તેમના માનસની ભૂમિકામા રહીને થયુ. તેમની પ્રકૃતિ પણ એવી ઉત્સાહી, અધીર અને ઊર્મિતરગપ્રધાન કે વિચાર આવ્યો કે કંઈક વેદન થયુ કે 'ચોવીસ લીટી પાચ મિનિટમા" છદમા ઉતારી નાખી. પછી તેમાના શબ્દોને સુધારવા, મઠારવા, બદલવા અને તેમનુ એકસગખુ સૌષ્ઠવ જાળવવા, એક જ ઊર્મિના પુન પુન થતા આવર્તનોને ટાળવા— એવી એવી ઉત્તરક્રિયા તેમને બહુ ફાવતી નહિ અથવા કહો કે તે માટે તેમની ટૂકી જિંદગીમા પૂરો સમય પણ તેમને મળ્યો નહિ.

આજના "કેકારવ"મા છપાયા છે એમાના ઘણા કાવ્યોને કલાપીએ પોતે જો પોતાનો કાવ્યસગ્રહ છપાવ્યો હોત તો જરૂર દૂર રાખ્યા હોત. કલાપીમા ઝીણી ઝીણી કૌશલસૂઝ બહુ જોવા નથી મળતી, પણ કવિતાની સમસ્ત અસર અને સૌન્દર્ય વિશે તેમની દૃષ્ટિ બહુ સાફ ને સ્પષ્ટ છે. કવિતામા રસ, લાગણી, કલ્પનાની અસર કેવી સચોટ હોવી જોઈએ તેને વિશે તેમની સમજ માર્મિક છે. એટલે જો કલાપી વધુ જીવ્યા હોત તો "કેકારવ" મા છપાયેલી કેટલીક કૃતિઓનો નાશ કરત અને કેટલીકનુ તે ઈ. ૧૯૦૦મા જે સ્થિતિમા હતી તે સ્થિતિમા તો પ્રકાશન કદાપિ ન કરત "હમીરજી ગોહેલ"નુ પ્રાપ્ત કાવ્ય તો તેમનો એક અભ્યાસપાઠ Exercise)રૂપ જ તેઓ ગણતા હતા. એ કાવ્ય પોતે પ્રકટ કરત ત્યારે તેમા ઘણુ સુધારી–વધારી, રચી નાખીને જ તે પ્રકટ કરત. ૧૮૯૬થી '૯૮ સુધીમા લખાયેલી તેમની ઘણી કાવ્યકૃતિઓમાના વક્તવ્ય, સૂર, નિરૂપણ એકના એક પ્રકારના હોવાથી કલાપી કદાચ તો તેમનો અર્ક અને આહ્લ પંક્તિઓ કે કલ્પના લઈ "હૃદયત્રિપુટી" જેવા એકાદ–બે નવીન ખંડકાવ્યો રચી તેમા તેમનો સમાવેશ કરી દેત અથવા તો નબળી કૃતિઓને અભરાઈએ ચઢાવી દેત. એ જ પ્રમાણે તેમનામાં વય સાથે વધતી જતી કલાદૃષ્ટિને લીધે તેમના સારા કાવ્યોમા પણ પંક્તિઓ ફરી સુધારવામા, કાપી નાખવામા, કાવ્યની દીર્ઘસૂત્રિતા તથા તેમા આવતા પુનરાવર્તનો ટાળી નાખવામા તેમના મનને તે લગાવત.

પરતુ પક્વ વય, માનસિક શાંતિ અને સ્વસ્થતા અર્પે તેવા સજોગોને

અભાવે કલાપી તેમ કરી શક્યા નહિ. પણ તેથી કલાપીમાં સ્વયંભૂ, નૈસર્ગિક કવિત્વ કેવું સબળ હતું તે પામવાનો લાભ આપણને થયો છે. કલાપીના ઘણા ખરા કાવ્યો લગભગ તદ્દન પ્રથમ સઘેડા-ઉતાર (First hand) જેવા જ આપણને પ્રાપ્ત થયા છે. કાન્ત-નરસિંહરાવ આદિના જે કાવ્યો આપણને આજે મળે છે તેનું સ્વરૂપ તેના પહેલા ઉતાર કરતા કંઈક જુદું હોવાનો સંભવ છે. કવિતામાં કૌશલને, કસબને (craftsmanship) અને સંમાર્જનને અવશ્ય સ્થાન પણ છે, અને કાન્તની કમનીય કવિતાનો જે જાદુ છે તેમાં તેમના કૌશલ અને સંમાર્જનતાનો હિસ્સો નાનોસૂનો નથી પણ કલાપીની કવિતા તો તેના પ્રથમ ઉતારમાં જેવી કાગળ ઉપર ઊતરી તેવી જ લગભગ આપણને પ્રાપ્ત થાય છે તેમની કવિતા પ્રકટ કરતા કાન્તે અને તે પહેલા મણિલાલ, જટિલ આદિએ તેમાં સ્વ. રૂપશંકર ઓઝાના શબ્દોમાં કહીએ તો કશું "લોલવિલોલ" કદાચ કર્યું હશે,[૨૫] પણ તેમના કાવ્યોમાંનું સમગ્ર વક્તવ્ય, રૂપ, શૈલી અને આકૃતિ જોતા એ સિવાયે શાબ્દિક ફેરફારો સિવાય બીજું કશું તેમાં કર્યું હોય એમ લાગતું નથી એટલે કલાપીના આખાય "કેકારવ"ને હું તો તેમની સર્જકતાના પહેલા સઘેડા-ઉતાર જેવો જ માનું છું, જ્યારે કાન્ત, નરસિંહરાવ, ઠાકોર આદિની છપાયેલી કવિતાને તેમની સર્જકતાના બીજા એટલે સમાર્જિત સઘેડા-ઉતાર જેવી ગણું છું તેવી કલાપીની કવિતામાં કૌશલ, કલાકારીગરી કે તેમાં કેન્દ્રિત બનવા જોઈતા સ્વસ્થ ચિત્તના ઝીણા ઝીણા વિચારોનો વિનિયોગ થઈ શક્યો નથી

આથી કલાપીની કવિતામાં કલાનો એટલે કે કાવ્યના શિલ્પસ્થાપત્યનો કસબ થયેલો ઓછો જણાય છે તેમ છતાં કલાપીમાં કલાદૃષ્ટિ હતી નહિ એમ તો કહેવાય તેવું નથી જ લાગણીના સ્વયંભૂ પ્રાકટ્ય માટે તત્કાલ સૂઝ પ્રમાણે જેટલી કલા કલાપીના નૈસર્ગિક કવિત્વબળે પ્રકટ થઈ તેટલી કલા કલાપીના કાવ્યોમાં મળે છે, અને એ કળાનો આવિર્ભાવ પણ અલ્પ નથી હા, કાન્તના જેમ કલાપીમાં કલા માટે એટલી સભાનતા નથી, પણ તેથી કલાપીમાં કલાદૃષ્ટિ નથી એમ તો કેમ કહેવાય? 'બિલ્વમંગળ'' કાવ્યમાં પ્રકૃતિ અને માનવભાવને સાંકળી લેવામાં, બિલ્વમંગળનો કથાવસ્તુમાં પ્રવેશ કરાવવામાં, યથોચિત સમયે કામી નાયકની

૨૫ ૧૮૯૬ના જાન્યુઆરીમાં "માત્ર મિત્રમંડળ" માટે કલાપી કાવ્યો છાપવા આપે છે પણ તેમાં એટલી બધી ભૂલો આવે છે કે એ બંધ કરાવી તે ફરીને છાપવાનું કાર્ય જટિલને સોંપે છે તે પછી એ કાર્ય મણિલાલને સોંપાય છે અને છેવટે જટિલ પાસેથી મળેલી કાવ્યનકલોને આધારે કાન્ત, કલાપીના મૃત્યુ બાદ 'કેકારવ' છપાવે છે એટલે શાબ્દિક ફેરફારો જટિલે, મણિલાલે કે કાન્તે કર્યા હોય એવો સંભવ છે

સ્થિતિ ને મનોદશાનો પ્રતીકશૈલીથી ખ્યાલ આપવામા અને નાયકના અંતરને જગાડવા માટેની સુઘટિત ભૂમિકા યોજી આપવામા તેમની કલાસર્જનો પરિચય આપણને થાય છે. "વૃદ્ધ ટેનિયો" એ રૂપાંતર જેવા કાવ્યમા પણ મૂળ વર્ડ્ઝવર્થના કાવ્યમાથી કેટલુંક ટૂંકાવી દેવામા અને કેટલાક ભાગમા કરુણરસ-નિરૂપણ વધુ તીવ્ર બનાવવામા તેમના કલાદૃષ્ટિની ઝાંખી થાય છે. "પ્રપાત" કાવ્ય જાણે સ્વપ્નસૃષ્ટિનો અનુભવ કવિ વર્ણવતા હોય એ રીતે એક વિશિષ્ટ કલાપ્રયોગમા રચાયું છે. એમા તળાવની લીપેની કવિએ વિહાયનું અને સિંધુમા કરેલા પ્રપાતનું સૂચન કલાત્મક બન્યુ છે. કલાપીના કેટલાક ઊર્મિકાવ્યોમા પણ તેમની કલાદૃષ્ટિ વરતાય છે. "જન્મદિવસ" 'જીવનહાનિ", "ચુંબનવિપ્લવ", "નવો ઝરો" વગેરે ઊર્મિકાવ્યોમા ઊર્મિની અભિવ્યક્તિ કલાના સૌષ્ઠવ અને સૌન્દર્યનું રૂપ ધરીને વવા પામી છે સર્જકની અનુભૂતિ અને મંથનના કેન્દ્રમાથી કાવ્યનો પ્રસવ થાય છે ત્યારે એના છંદ, લય, ભાષા, ભાવપ્રતીકો, અભિવ્યક્તિ આદિ એકરસ બનીને કલાની કેવી મનોહર મુદ્રા ધારણ કરતા હોય છે, તેની પ્રતીતિ કલાપીના આ ચારે ઊર્મિકાવ્યો કરાવે છે. સર્જકતાને છંદ, ભાષા અને ભાવપ્રતીકો કેવા વશ છે અને નૈસર્ગિક કલા તેમા સહજપણે કેવી વણાઈ જાય છે તેનું દર્શન કલાપીના કેટલાક ઊર્મિકાવ્યો કરાવે છે.

એ જ પ્રમાણે કલાપીની કાવ્યશૈલી તેના સર્જકના સમગ્ર વ્યક્તિત્વની મુદ્રા ધારણ કરીને આવે છે જેમ જેમ કલાપીના વિકસતા માનસ, હૃદય, રુચિ, કાવ્ય સંસ્કાર અને રસસૃષ્ટિમા રંગ પડતા જાય છે તેમ તમ તેમની કાવ્યશૈલીમા પણ વિકાસ થતો રહ્યો છે. પ્રારંભમા અન્ય કવિઓની ચાલ ચાલતી તેમની શૈલી ઈ. ૧૮૯૫થી મુક્તવિહાર કરતી કલાપીના કોમળ, સરળ, ઋજુ, કરુણાશીના, સૌન્દર્યલક્ષી રસિક, ચિંતનશીલ, ભાવભીના હૃદયની જ્વી સંસ્કારી છાપ પાડે છે તે "ગ્રામમાતા", "બિલ્વમંગળ', "હૃદયત્રિપુટી" જેવા તેમના ખંડકાવ્યો, "આકાશને", "તૃતનના", "પ્રિયા મલિતાને", "વિધવાબેન બાબાને", "એક આગિયાને", "મનુષ્ય અને કુરંગ', "જીવનહાનિ" "ઉત્સુક હૃદય", "નવો ઝરો" વગેરે ઊર્મિકાવ્યો અને "એક રફાર', 'સનમને", "તમારી રાહ" અને "આપની યાદી જેવી ગઝલો દર્શાવે છે. કલાપીનું હૃદય અને વ્યક્તિત્વ એટલું સીધું અને નિખાલસ છે કે તેમની કાવ્યશૈલી પણ એવી જ સીધી જણાય છે તેમના વ્યક્તિત્વની મધુરતા, ઊર્મિલતા અને મુનાયમતાનું પ્રતિબિંબ તેમની શૈલીમા પૂર્ણપણે પડ્યુ છે. 'Style is the man' એ સત્યનું યથાર્થ દર્શન કલાપીની શૈલી કરાવે છે.

## ઊર્મિ :

કલાપીની કવિતામાં કલાકૌશલ ઓછું છે, પણ તેનું સાટું તેમનામાં ઊછળતા ઊર્મિધોધે વાળી નાખ્યું છે. કલાપી આખરે તો "ઊર્મિમૂર્તિ" કવિ જ છે ને? તેમના જમાનાની કવિતાની દૃષ્ટિએ કલાપીની કવિતાની એ મોટી વિશિષ્ટતા છે કે તેના કર્તાના હૃદયના માર્દવને અને તેની લાગણીની તીવ્રતાને બુલંદ અવાજે એ કવિતાએ ગાજતાં કરી મૂક્યાં છે. ઈ. ૧૯૦૦ સુધીમાં તો ખરું જ, પણ સમગ્ર અર્વાચીન કવિતામાં પણ હૃદયની મૃદુતાના પ્રતિબિંબમાં કલાપીની કવિતા અનુત્તમ છે એમ સુખેથી કહી શકાય તેમ છે. સંસ્કારી હૃદયની કોમળ નિર્મળ લાગણીઓને નિર્ભેળપણે કાવ્યોમાં વહાવનાર એક માત્ર કલાપી. કલાપીનાં કાવ્યોમાં તેમની લાગણીઓનો ધોધ ઊછળે છે. આ હકીકત એટલી સ્પષ્ટ છે કે તેને દૃષ્ટાંતોથી સમર્થિત કરવાની આવશ્યકતા નથી, તેમ છતાં કલાપીની ઊર્મિલતાની કલાત્મક વાણી બતાવતું એક જ ઉત્તમ દૃષ્ટાંત તપાસીએ :

"હિનાના રંગથી પાની સનમની રંગતો'તો હું
ચૂમીને બાલમાં તેના ગુલોને ગૂંથતો'તો હું
મગર એ કાંતની મિસ્સી, સનમના હાથમાં દેતાં,
અરે રે કોઈ વા વાયો, સનમ, બો, રંગ સૌ ફીટયાં!
મને એ ખ્વાબની ખુશ્બો, મને એ સોબતી મારો,
મને એ હાથનો પ્યાલો, ફરી કો એક દિન આપો."

("એક ફેરફાર")

જ્યારે લાગણી આપમેળે ઊંચી ઊડે છે ત્યારે તેની કોટિ કેવી તીવ્ર કાવ્યાત્મકતાએ પહોંચી જાય છે! પ્રો. ઠાકોરે કલાપીની કવિતામાં વહેતી લાગણીનું યથાર્થ પૃથક્કરણ કરી બતાવ્યું છે : "એમની કવિતા છે ચિદ્રસોની, એ છે ઊર્મિમૂર્તિ...એમનાં આંસુ નથી પાપીનાં...એમની અશ્રુધારા છે બે જાતની, જનતા માટે વહેતી અને પોતાની જાત માટે વહેતી." (ઊર્મિમૂર્તિ કલાપી" એ વ્યાખ્યાનમાંથી) એટલે કલાપીની લાગણીનું મૂળ તેમના અત્યંત સંવેદનશીલ હૃદયમાં છે અને એ હૃદયને પોતાની જાત તથા જગતને જોવાની અનુકંપાસભર દૃષ્ટિ છે; ઉભય પ્રત્યે સ્નેહભરી મમતા છે. કલાપીનું કવિમાનસ આ બાબતમાં કાન્તના સમાન છે. જુઓ કલાપીના જ શબ્દોમાં:

"શું જે હું ફરિયાદ કરું છું તે જ આપ કરો છો? કદાચ આપણે બહુ પાસે હશું. આપણા ગત કાળની રેખાઓ પણ બહુ સમાન લાગતી જાય છે. પ્રભુ જાણે." ("કાન્તને પત્ર", તા. ૪-૭-'૯૭)

કલાપીનું હૃદય અત્યંત કોમળ, આવેશમય, વેગીલું, સ્નેહાળ, જીવમાત્ર સાથે સમભાવી, વિશાલ, ગંભીર અને સત્ય-સૌન્દર્યનું પિપાસુ હતું. આવા વેદનશીલ હૃદયને જગતમાં અપ્રેમ, અવ્યવસ્થા, કુટિલતા અને વિષમતા જોઈને દુઃખ થાય એ સ્વાભાવિક છે. એવું વેદનશીલ હૃદય અંતર્મુખ અને આત્મપૃથક્કરણશીલ હોવાથી આત્મલક્ષી કથન તરફ વિશેષે વળે તે પણ સ્વાભાવિક છે. આવાં હૃદયો કશીક ખોજનો અંતસ્તાપ તપ્યા કરતાં હોવાથી ઊંડી ચીસો નાખે, વિધિ સામે ફરિયાદો કરે તેમાં કાંઈ નવાઈ નથી. ઈ. ૧૮૯૫ પછી કલાપીને પોતાના અંતસ્તાપમાં એક પણ ઊંડું સાંત્વન મિત્રો ને પુસ્તકો સિવાય હતું નહિ. આથી કલાપીની ૧૮૯૫ પછીની કવિતાનો પ્રધાન સૂર અંતરના દર્દનો, રાગ–ત્યાગ વચ્ચેની મથામણનો અને નિરાશાનો સંભળાવો શરૂ થાય છે. છેક ૧૮૯૮નું "ઉત્સુક હૃદય" કાવ્ય લખાયું ત્યાં સુધીનાં કાવ્યોમાં આ સૂર સંભળાય છે.

પણ એવું હૃદય સ્થૂળ લાભની પ્રાપ્તિ પામે છે, ત્યાર પછી સૂક્ષ્મ આધ્યાત્મિક સિદ્ધિના અર્થે પછાડા નાખે છે. શોભના સાથેના લગ્ન પછી કોઈ અતીન્દ્રિય દર્શનની પ્રાપ્તિ માટે કલાપીની પ્રવૃત્તિ શરૂ થાય છે અને એવા દર્શનનો આધ્યાત્મિક અનુભવ થાય છે ત્યારે એમનાં વાણી અને ચિત્ત પ્રસન્નતાના સૂર વ્યક્ત કરે છે. આ છે કલાપીનાં કવિમાનસ અને કાવ્યસૂરનો ઇતિહાસ કલાપીનું કવિમાનસ અટપટું નથી, પણ તેમાં ઇન્દ્રિયાસક્તિ અને અતીન્દ્રિયની ઝંખના—બંને "ઘડી તડકો, ઘડી છાંયડો"ની જેમ બહુ નજીક રહેલી છે. તે જે અરસામાં "ફકીરી હાલ" લખે છે, એ જ અરસામાં "કુલિરમરણ" લખે છે. આથી કલાપીના ચિત્તમાં વૃત્તિઓનો ફફડાટ ખૂબ વેગપૂર્વક ચાલે છે અને તેમની કવિતા એ ફફડાટના આઘાત–પ્રત્યાઘાત તીવ્રતાપૂર્વક રજૂ કરે છે.

આ કારણે કલાપીની કાવ્યશૈલીમાં લાગણીની અતિશયતા ખૂબ નીતરી રહે છે. તેમની લાગણી તેમના કાવ્યનું પ્રેરક—સંચાલક બળ બની રહે છે એ તો ઠીક, પણ તેમનાં કેટલાં ય કાવ્યો માત્ર તેમની લાગણીના જ આવિર્ભાવરૂપ બની રહ્યાં છે.

આ લાગણીની અતિશયતાનાં બે મુખ્ય કારણ જણાય છે. એક તો એ કે તેમનું હૃદય એટલું સુકુમાર, આર્દ્ર અને સંવેદનશીલ છે કે લાગણીથી જ તે પોતાના જીવનના પ્રશ્નો વિચારે છે, તત્ત્વજ્ઞાનને ઉકેલવા મથે છે અને અનુભવોનું રહસ્ય શોધે છે. આ કારણે તેમણે તેમની કવિતામાં પોતાના અંગત કિસ્સાઓ

ને અનુભવોને જ મહત્ત્વ આપ્યુ છે. એ જ કારણે અંગ્રેજી કાવ્યોમાથી જે કાંઈ તેમણે પસદ કર્યું અને ઉતાર્યું તે પોતાની લાગણીને રુચે, પોષે તેવુ જ હતુ. અને તેનુ બીજુ કારણ તેમની કાવ્યના ઉદ્ભવ વિશેની માન્યતા છે : "કાવ્યોનુ મૂળ આર્દ્રતા—પ્રેમ છે," "હૃદયની કોમળતા એ જ કાવ્યની ઉત્પત્તિ છે," "કાવ્ય કોમળ હૃદયમાં વારવાર આવ્યા કરે છે, કોઈ તેને કવિતાના રૂપમા મૂકે છે અને કોઈ તેનો મીઠો અનુભવ કરી તેને જતુ થવા દે છે."—આવુ સ્પષ્ટપણે માનનારા કવિ પોતાના કાવ્યોમા કોમળ હૃદયના આલાપ–વિલાપને જ વહેવડાવે એ સ્વાભાવિક છે. "હૃદયના વેગ વિના હુ કવિતા કરતો જ નથી." "લાગણી વિનાનુ કાવ્ય એ બને જ નહિ. લાગણી જેમા નહિ તે કાવ્ય નહિ," એમ માનનારનુ કાવ્ય લાગણીથી છલકાતુ ન રહે તો જ આશ્ચર્ય. એ લાગણીનો ઉત્કટ આવેગ છદો ને શબ્દો પરના પ્રભુત્વને લીધે એવો અનાયાસ, સહજોત્થ ઉદ્‌ગાર વ્યક્ત કરે છે કે તેના અસ્ખલિત ખળખળ વહેતા ઝરણમા વાચકને તાણી નાખે છે; વાચકના હૈયાને ભીજવી દે છે.

આમ કલાપીની સમગ્ર કવિતાનુ જનનસ્થાન અતઃક્ષોભ છે. કલાપીના વ્યક્તિત્વમા સ્નેહનો સમૃદ્ધ ઉભરાટ છે. એને લીધે તેમની ઊર્મિમા સચ્ચાઈ અને કવિતામા હૃદયનુ બળ આવે છે તેમની આ અતિશય લાગણીવશતાને લીધે જ કવિ ઘણી વાર કાવ્યમા પ્રમાણવિવેક ચૂકી જાય છે. ઊર્મિના પ્રબળ પ્રકટીકરણને લીધે કલાપીએ અજાણપણે "અશ્રુસપ્રદાય" સ્થાપી દીધો એક જ લાગણી, ખાસ કરીને સ્નેહ–જીવનની લાગણી, કાવ્યમા ઉલટાવી સુલટાવીને રજૂ થાય છે તેથી તેની અમર કાવ્યમા ખૂબ થાય છે. તેમની કૃતિઓમા આયાસ રહિતતા, સ્વયસ્ફુરણા અને પ્રસાદ આવે છે તે પણ તેમના આ સાચા ને તીવ્ર ઊર્મિબળને લીધે. એક રીતે કહીએ તો એમની ઊર્મિકવિતામા તેમના હૃદયનો સવાગ–ધબકારો છે, પણ તે એવા વ્યાપક અનુભવવાળો છે કે સર્વના હૃદયને સ્પર્શી જાય છે. કલાપીના જમાનામા શિક્ષિત લોકો પણ ઊર્મિદાસ (Sentimental) બની શક્તા. આજે યુવાનોની સ્થિતિ તેવી જ છે. એ ઊર્મિલતા કલાપીમા તેની કોટિએ દેખાય છે તેથી કલાપી ખૂબ લોકપ્રિય કવિ બન્યો છે.

## ચિંતન :

કલાપીમા ઊર્મિનો ઓધ ઊછળે છે તેથી તેનો વૈભવ તેમના કાવ્યો વાચતા તરત નજરે ચડી જાય છે પણ કલાપી ન્હોતો ઊર્મિનો કવિ નથી, ચિંતનનો કવિ પણ છે. આ હકીકત તેના ઊર્મિબાહુલ્યમા વીસરાઈ ગઈ છે,

જે ઠીક નથી થયું. એમની આસક્તિએ પ્રણય અને દર્દની તથા વિરક્તિએ નિર્વેદની કવિતા એમની પાસે લખાવી તેથી તે કવિના જાણે કે "પોચટ આંસુ સારતી" રોતલ દેખાવ તેવો ઘાટ ઊભો થયો, અને તેમાં રહેલા અનુભવી, હૃદયધર્મી, ચિંતનશીલ કવિને વાચકવર્ગ ભૂલી ગયો. કલાપી જ્ઞાનદૃષ્ટિનો પણ કવિ છે. એ જેવો ઊર્મિવૈભવી છે, તેવો બુદ્ધિવૈભવી નથી, કે તેણે જેટલું પ્રણયકુંદન ઊર્મિના આલાપ પર આપ્યું છે તેટલું ધ્યાન-ચિંતન પર નથી આપ્યું એ વાત માની, પણ તેનો અર્થ એવો નથી કે તે પોતાના ચિત્ત પર અથડાયેલા પ્રસંગો, અનુભવો, આઘાતો, આંદોલનો કે હૃદયમાં ચાલતા વિચારમંથનો વિશે ચિંતન-મનન નથી કરતા. કલાપીની કવિતા લાગણીમાંથી ગળાઈને આવેલા મંથન અને ચિંતનનું જ પરિણામ છે. જાગરૂક અને વેદનશીલ આત્માની પ્રત્યેક પળ મંથન-ચિંતનનો ચરખો ચલાવવામાં જ પૂરી થતી હોય છે. કલાપી પણ એવો જ આત્મા છે. કલાપી પોતાની આંતરિક કે બાહ્ય, આત્મલક્ષી કે પરલક્ષી દરેક સંક્ષોભકર પળ કે પરિસ્થિતિનું તેમની કોમળ સ્નેહાળ હૃદયોર્મિ દ્વારા ચિંતન કરતા જઈ તેમાંથી કોઈ વ્યાપક સત્ય રહસ્ય તારવતા માલૂમ પડે છે. વિશ્વના ક્રમમાં અમુક પ્રકારની વૃત્તિના જન્મનું, અમુક ઘટનાઓનું શું પ્રયોજન, શું સ્થાન તેનો વિચાર કરતા કરતા તેમના હૃદયને જે રહસ્યો, સત્યો સાંપડે છે તે કવિતામાં સાહજિકપણે અને ઔચિત્યપૂર્વક તે નિરૂપી દે છે. આથી તેનું કાવ્ય માત્ર તેની અંગત લાગણીઓનું જ નહિ, પણ સમસ્ત વિશ્વજીવનનું પ્રતિબિંબ ઝીલવાનો પ્રયત્ન કરે છે. આમ કરતા કોઈ વાર તે સામાન્ય ઉપદેશકતામાં સરી પડે છે. પણ કેટલીક વાર તે તર્કથી નહિ પણ આંતરપ્રજ્ઞા (Intuition)થી જ પ્રાપ્ત થાય તેવા જીવન-સત્યો ઉચ્ચારે છે.

૧. "દ્યુતિ જે તને જીવાડતી, દ્યુતિ તે તને સંહારતી,
જે પોષતું તે મારતું એવો દીસે ક્રમ કુદરતી."

૨. "બ્રહ્માંડ આ તો ગૃહ તાતનું છે,
આધાર સૌને સહુનો રહ્યો જ્યાં,
લે છે સહુ કૈં સહુને દઈ કૈં,
આભાર સૌનો સહુ ઉપરે છે."

૩. "સૌન્દર્યો પામતા પહેલા સૌન્દર્ય બનવું પડે,
સૌન્દર્યો વેડફી દેતા ના ના સૌન્દર્યો મળે."

આવું અમૂલ્ય અને સાહજિક ચિંતન કલાપીની કવિતાનું એક ચિરંજીવ તત્ત્વ છે. કલાપીની આ પ્રેરણાશક્તિએ એમની કવિતામાં મોતીનાં બિંદુ જેમ ચમકતી અનેક અર્થાન્તરન્યાસી મધુર પંક્તિઓ વેરી છે. રસિકોના હૈયામાં વસી જઈ તેમના કંઠે તરત ચડી જાય એવી શક્તિ તેમની એ ચિંતનકણિકાઓમાં હોય છે. ગુજરાતી કવિતાસાહિત્યમાં સાહજિકતાથી કંઠે ચડી જાય, સુભાષિતોની ગરજ સારે અને મોટી સંખ્યામાં અવતરણોનો લાભ પામે તેવી પંક્તિઓ કદાચ કલાપીની જ સવિશેષ નીકળે. સ્વ. રમણલાલ દેસાઈની નવલકથાઓનાં પ્રકરણોનાં મથાળે રજૂ થતી કાવ્યકંડિકાઓમાં મોટી સંખ્યા કલાપીની પંક્તિઓની છે, એ હકીકત આની સાક્ષી પૂરશે.

કલાપીની કવિતા ઉપર ચિંતનપ્રધાનતાની ધજા–પતાકા ભલે ન ફરકાવીએ, પણ તેમની કવિતામાં વ્યક્ત થયેલ વેદાન્તી તત્ત્વજ્ઞાન, પ્રેમની મીમાંસા, કાવ્ય-વિચાર, મનુષ્ય અને કુદરતના તથા માનવ–માનવ વચ્ચેના વ્યવહાર અને સંબંધ વિશેના વિચાર તથા મૃત્યુ અને જીવનની વિષમતા, કલા, સૌન્દર્ય, દયા, વિધિનિર્માણ, આસક્તિ, પશ્ચાત્તાપ, ઈશ્વરી યોજના, જગતમાં વ્યાપ્ત પરસ્પરાવલંબન અને ઋણભાવ, આપઘાત, કીર્તિનું પોલાણ, આશા, વૈધવ્ય, ત્યાગ, વૈરાગ્ય, નીતિ, પાપ અને પુણ્ય એમ અનેકવિધ વિષય ઉપરનું ચિંતન તેમની એક સારા ઉન્નત વિચારક તરીકેની છાપ અવશ્ય પાડે છે. ઉપર્યુક્ત વિષયો પરના તેમના વિચારો જોતા કલાપીની સમજ એમની તરુણ વયના પ્રમાણમાં કેટલી ઊંડી ને વિશાળ હતી અને એ જીવનના કેવા મર્મગામી અવલોકનકાર અને સમીક્ષક હતા તેની ઝાંખી કરાવે છે. એમનું ચિંતન એમના નિખાલસ સ્વભાવ પ્રમાણે સીધું અને સરળ છે, બોધક અને હૃદયસ્પર્શી છે. તે આપણી બુદ્ધિને રોકે કે હૃદયને ફરે એવું સંકુલ કે શુષ્ક નથી. એ તેમના હૃદયમાંથી નિર્ઝરે છે તેથી સંવેદનથી આર્દ્ર અને અનુભૂતિથી અંકિત હોય છે. કાવ્યોનાં ભાવ કે લાગણી સાથે તે એકરસ બનીને વિહરે છે. કાવ્યોમાં તેમનો પ્રવેશ પણ સહજ અને યથાસ્થાન થતો હોય છે. શ્રી સુન્દરમ્ કહે છે તેમ: "એનું ચિંતન ઊર્મિની આસપાસનું છતાં ઊર્મિલ નથી, પણ કેટલીક વાર તે જીવન વિશે બહુ પ્રબળતાથી તથા ઊંડી સત્યનિષ્ઠ રીતે પ્રવર્તે છે."[૨૬]

કલાપીએ કેટલાંક ચિંતનપ્રધાન કહેવાય તેવાં સળંગ કાવ્યો પણ લખ્યાં છે. "મૃત્યુ", "આકાશને," "બાલક કવિ," "ઋણ," "મનુષ્ય અને કુદરત" .

૨૬. "અર્વાચીન કવિતા", પૃ. ૧૮૧.

"જન્મદિવસ," "ભવિષ્યના કવિને," "શિકારીને," "જીવનહાનિ," "નવો સૈકો" વગેરે. ઓગણીસ વર્ષની ઉમરે કલાપીએ મૃત્યુ વિશે કેવી દષ્ટિ કેળવી છે!

'રે ભાઈ! મૃત્યુ! ગત કાલ બધો જ ત્હારો,
ભાવિ તણા તિમિરમા ઉજળો તુ દીવો."

મૃત્યુને બિરદાવનારી આવી પંક્તિઓ ગુજરાતી સાહિત્યમા અપૂર્વ છે. આમ છતા, કલાપીની જ્ઞાનદષ્ટિ તેમના શરૂઆતના કવનવર્ષોમા સંપૂર્ણ કાવ્યપર્યવસાયી બની શકેલ નથી. એ જ્ઞાનદષ્ટિ કાવ્યનુ ઉત્તમ રૂપ લઈને આવેલ છે તેમના છેલ્લા બે વર્ષોમા ઈ. ૧૯૦૦ના બેસતા વર્ષે રચેલુ તેમનુ "નવો સૈકો" એ કાવ્ય જુઓ :

"લક્ષ્મી તણા અમર પદ્મની આસપાસ
ફૂટી ખીલી ખરી જતી લઈ પાખડીઓ,
વર્ષો તણા શતક તેમ અનતતામા,
ફૂડી ખીલી ખરી જવા વહના હજારો.
ફૂટે ખીલે ખરી પડે કઈ પાખડીઓ,
ક્ષીરાબ્ધિનુ કુસુમ એક જ લ્હેર માણે,
ત્યા ભૃગ જે ય ચકચૂર સુધા મહી તે
આ પાખડી ફૂટી ખરી ન ગણે ન જાણે."

કલાપીની ચિતનશક્તિ અને કાવ્યશક્તિ તેમના છેલ્લા વર્ષમા પોતાનુ સામર્થ્ય કેવુ બતાવે છે તેનો આ કાવ્ય નમૂનો છે. કલાપી જો વધુ જીવ્યા હોત તો આપણી ભાષાના સર્વોત્તમ કવિ બન્યા હોત એવી આગાહી આ કાવ્ય આપણને આપે છે ગુજરાતી ચિતનપ્રધાન ઊર્મિકવિતાના ઉત્તમ આદર્શરૂપ આ કાવ્ય છે. ઊર્મિ, કલ્પના અને ચિતનનો ત્રિવેણીસગમ એમા તેના શ્રેષ્ઠ રૂપમા સધાયો છે. વાણી, વિચાર અને છદ એમા કેવા એકરૂપતાને પામ્યા છે! ભવ્ય કલ્પના અને વિશાળ દર્શનનો આ પંક્તિઓ કેવો રમ્ય વાઙ્મયી આવિર્ભાવ રજૂ કરે છે! એની અર્થપૂર્ણતા, મિતાક્ષરિતા અને વ્યજકતા પણ મનભર છે.

"ક્યા શીત ઉષ્ણ? સઘળે જ વસન્ત છાઈ,
ફૂલે પરાગ સહુ એક જ ભૃગ કાજે,
તેને કયુ નવલ છે ફુલ અર્પવાનુ?
આશિષ આ ઉછળતી પણ કોણ માટે?
એ ભૃગના જ સહુ વારસ છો અહીં આ,
એ પદ્મની મધુરતા બધી વારસો છે,

શુ જો ઉડો સુખથી ઓ જ પ્રવાસમાં આ,
યાત્રા પવિત્ર રમણીય સ્થલે સ્થલે છે. "

જ્ઞાનદષ્ટિનું આન દોર્મિમાં અને તેનું વિશાળ આત્મભાવમાં થતું સાહજિક પર્યવસાન! વ્યક્તિત્વની કેવી નીતરતી શિવકર પ્રસન્નતા!

## દર્શન :

કલાપીની કવિતામાં વ્યક્ત થતું સર્વોચ્ચ દર્શન પણ આ જ છે. કાવ્યની ખરી મહત્તા તેમાં વ્યક્ત થતા કવિના દર્શનથી જ થાય છે. દર્શન નહિ તો કવન નહિ. સામાન્ય મનુષ્યો કરતાં કવિ વસ્તુ, વિચાર કે જીવનનું પારગામી દર્શન વ્યાપક ભાવથી કરે છે. એ દર્શન પામતાં કવિનો અનુભવ વિશાલતર બને છે. આ વિશાલતર અનુભવને કવિ પોતાની કલ્પનાથી એકત્વ અર્પી તે અનુભવની અનુભૂતિ બીજાઓ કરે તેની વ્યંજનાપૂર્ણ અભિવ્યક્તિ ભાષા દ્વારા કરે છે. સાધારણ મનુષ્યના અનુભવમાં અને કવિના દર્શનમાં આ જ મોટો તફાવત છે. કવિ માત્ર બુદ્ધિથી, તત્ત્વજ્ઞાનની દષ્ટિથી જ જગતને નિહાળતો નથી આથી કવિના દર્શનમાં અનુભૂતિનો આનંદ, કલ્પનાની સુરેખ આકૃતિ અને વિચારની વિશાળતા, ગહનતા, ભવ્યતા અને અપાર બળ હોય છે. આવા ક્રાન્તદર્શી કવિઓ તેમના એવા એકાદ કાવ્યથી પણ સાહિત્યમાં અમર સ્થાન પામે છે.

ઘડીભર કલાપીની પ્રણયસંવેદનની કવિતા ઉપરથી આપણને લાગે કે તેમનું ગાન જીવનના કારુણ્યનું કે જીવનવૈફલ્યનું છે. કલાપીનું હૃદય પ્રણયવિષમતાનું સમાધાન કરવા મંથનમાં પડે છે ને સમાધાન ન થતાં કરુણમાં ડૂબે છે, પણ તેમનું ગાન ત્યાં જ સમાપ્ત થઈ જતું નથી. તેનું કારણ એ છે કે ઈશ્વરી યોજના અને વિધિનિર્માણમાં તેમને મૂળથી જ અશ્રદ્ધા નથી. જીવનમાંગલ્ય માટે તેમને પ્રભુકૃપામાં પૂરેપૂરી શ્રદ્ધા છે જે સુખ માટે એ તલસે છે તે સુખ ક્ષણભંગુર છે એવી પ્રતીતિ તેમને જીવનમાં વારંવાર થયા કરી છે:

"ક્ષણિક ક્ષણો લે ઓ લ્હેરો ભલે ઉપભોગની,
રમમાં થવું શરીરીને બને જ બને નહીં."
("ભાવના અને વિશ્વ")

આવી દૃષ્ટિ તેમની શોભના સાથેના પ્રણયના પ્રારંભકાળે પણ હતી:

"શૃંગારી આ હૃદય તુજ ક્યાં? શાંત વૈરાગ્ય તે ક્યાં?"

પરપરિત જ્ઞાનને કલાપીએ પ્રથમ તો આવેશમય બુદ્ધિથી, સપાટી પરના અનુભવથી પડકાર્યું: "અરે તો દર્દ કાં દે છે ને દે ઔષધ કાં પછી?" પણ અનુભવે તેમની પાસે એ જ સ્થાપિત જ્ઞાનનો સ્વીકાર કરાવ્યો. આમ, કલાપીની દષ્ટિ મૃત્યુના બેત્રણ વર્ષ પહેલા વિશાળ, સ્થિર ને પક્વ બની અને તેમાથી તેમનુ જે દર્શન તેમના પાછલા કાવ્યોમા વ્યક્ત થયું તે કાવ્યોચિત રૂપ લઈને યથાર્થ રીતે આવ્યું:

"કે હુ અનન્ત યુગનો તરનાર યોગી
જાનાર જે હજુ અનન્ત યુગો તરીને,
તે આમ આજ દુઃખ ને દિનને ગણન્તો,
આંહી પડ્યો—અરર ! ચેતનહીન છેક?"

જાગ્રત થતાની સાથે જ જાણે કોઈ યોગભ્રષ્ટ આત્માની પોતાની વર્તમાન-અવસ્થા કે પતન માટે વેદના વ્યક્ત કરતી વાણી! એવો અસતોષી જીવ પોતાના આત્મા માટે શોધન કરવા લગ્યો:

"પેદા થયો છુ ઢૂઢવા તુ ને, સનમ!
ઉમર ગુઝારી ઢૂઢતા તુ ને, સનમ!"

એ સનમ મળી, પણ ક્ષણવારમા જ સસારના પકિલ વ્યવહારોમા તેને રહેવુ ગમ્યુ નહિ તેથી ઊડી જવાની તૈયારી કરવા લાગી. આથી સનમનો પ્રેમી તેને પોતામા જ સમાવી લેવાનો પ્રયત્ન કરવા લાગ્યો:

"જોઈ તને આખો નકામી આ બધે,
ફોડી દઉ પૂરી તને આખે? સનમ!'

પણ એમ બની શકયુ નહિ, અને તેથી તો વેદના ખૂબ વધી ગઈ:

"અધાર છે, લાચાર છું સિચો—હવે સિચો, સનમ!"

આખરે એ સનમે તેને પોતાનો કર્યો. તેને અપૂર્વ, અપાર, અવર્ણનીય દર્શન થયુ. સનમની વિપુલ કૃપાનો અનુભવ થયો.

"મિટી હતો, તે આપનો બદો બનાવ્યો, શી રહમ!"

પોતાનો કર્યો એટલુ જ નહિ, પોતામા સમાવી લીધો. તેનો અભેદ-આનદ જે પ્રકટ્યો તે ઉપરના "નવો સૈકો' કાવ્યમા ઉત્તમ વિશાળ અનુભવરૂપે મળ્યો અને "આપની યાદી"મા પૂર્ણ તન્મયતાવાળી ભક્તિના આનદરૂપે મૂર્ત બન્યો:

"જ્યા જ્યા નજર મારી ઠરે યાદી ભરી ત્યા આપની"

[કલાપીનુ જીવન તેમ જ કવન રાગથી શરૂ થઈ વિરાગ અને અધ્યાત્મમાં પરિણમે છે અપ્રાપ્તિના અસંતોષથી વલોવાતુ કલાપીનુ હૃદય આધ્યાત્મિક ભાવોમા સાન્ત્વન શોધે છે. સ્થૂળની ક્ષણભંગુરતાના અનુભવથી હૃદય વધારે ઊંચે ચડે છે એટલે કે નિજ આત્મામા જ શાંત થાય છે અને પ્રભુભક્તિ, પ્રભુકૃપાના અનુભવ અને પ્રભુશ્રદ્ધાના નિર્મળ સાત્ત્વિક ભાવોમા વિહરે છે. વ્યક્તિના સ્નેહમાથી પાર થઈ સમષ્ટિના સ્નેહના સ્પર્શનો અનુભવ-આનંદ માણે છે. કાન્તમા શાન્ત પ્રગટ્યા પછી તેમના કાવ્યોનો રસ ક્ષીણ થઈ જાય છે. કલાપીમા શાન્ત પ્રકટ્યા પછી એમના કાવ્યો એમના ભવ્ય અને વિશાળ દર્શનને લીધે વધારે રસોદ્બોધક થઈ પડે છે. કલાપીમા રહેલા ખરા કવિત્વનુ જ આ પરિણામ નથી?)

## ગહનતા નથી?

કલાપીની કવિતા ગહનતાના શિખરે પહોંચે છે કે નહિ? શ્રી સુંદરમ્ "અર્વાચીન કવિતા"મા પોતાનો અભિપ્રાય આપે છે કે, "કલાપીનુ કવન કોઈ ખાસ ગહનતાએ પહોંચતુ નથી કલાપી આ મસ્ત જીવનમા હજી બાલદશાનો કવિ છે" પણ તે બે પંક્તિઓ બાદ વળી પાછા ઉમેરે છે કે "શોભના સાથેના લગ્ન પછીના ગાળામા એનુ પ્રગટેલુ કાવ્ય એ ગહનતાનો થોડો છતા અત્યંત સાચો સંસ્પર્શ આપે છે."

પ્રો ઠાકોર તેમના "ઊર્મિમૂર્તિ કલાપી" નામક વ્યાખ્યાનમા એવો અભિપ્રાય આપેલો કે, "સ્વતંત્ર સર્જન, કલાપ્રાપ્તિ અંકરવિધાન, નવો વૈયક્તિક ટોન, મનભર વ્યાપક તલસ્પર્શી દર્શન, જે સાહિત્યનો અમર આત્મા, તેનો કલાપીમા નર્મદ કરતા વિશેષ અગર રા. નરસિંહરાવ દિવેટિયામા છે તે પ્રમાણમા ભાગ્યે મળી આવે."

પરંતુ ગહનતાનો અને "મનભર વ્યાપક તલસ્પર્શી દર્શન"નો આપણે શો અર્થ કરીએ છીએ તેના ઉપર આ બે વિધાનોનો આધાર છે ગહનતા લાધી એટલે મંથનની સ્થિતિમા ઊંડે ઊતરતા આપણને જીવનનુ કોઈ ઊંડુ દર્શન લાધ્યુ કે રહસ્ય સાપડ્યુ તે. એ રહસ્ય—દર્શન સત્યનુ પણ હોય કે સૌન્દર્યનુ પણ હોય વ્યાપક તલસ્પર્શી દર્શન પણ આ જ. શુ આવુ દર્શન કે જીવન રહસ્ય—કલાપીને નથી લાધ્યુ? શુ શોભના સાથેના લગ્ન પછી જ કલાપીનુ કવન ગહનતાની દિશાએ પ્રસ્થાન શરૂ કરે છે? તે પહેલા તેની કવિતા માત્ર બાલદશાની છે? ઈ ૧૮૯૪ સુધીની કલાપીની કવિતા બાલદશાની છે

એ વાત સાચી, પણ ૧૮૯૫થી કવિતામાં કલાપી દર્શનની ગહનતા સાધતા જાય છે. તેમનું આવું પહેલું કાવ્ય "બિલ્વમંગળ." એમાં કાન્ત કરતાં કૌશલ ઊતરતું હશે, પણ કવનની રસાત્મકતા અને દર્શનનું ઊંડાણ અલ્પ નથી. એ કલાપીનું સ્વતંત્ર સર્જન છે, એમાં કલાપ્રાણિત ઐક્યવિધાન થયેલું છે, એમાં રાગ–ત્યાગ ઉભય તરફ ખેંચાતા અને આખરે ત્યાગમાં જ નિશ્ચય કરતા કલાપીનું મનભર, વ્યાપક દર્શન પણ છે. ઈ. ૧૮૯૬ના એક નાનકડા કાવ્ય "શાન્ત પ્રેમ"માં પણ કવિનું દર્શન મધુર અને વ્યાપક છે. "મને વ્હાલાં લાગે ચપલ દગથી શાન્ત નયનો" એ પંક્તિમાં તેમનો "વૈયક્તિક ટોંકો" પણ છે. "બાલક કવિ"માંનું અને "ભવિષ્યના કવિને"માંનું કવિનું કાવ્યાદર્શનું દર્શન તેમના જમાના કરતાં ઘણું ઊંચું ને પારગામી છે. "વૃદ્ધ ટેલિયો"માંનું જીવનના કારુણ્યનું દર્શન પણ કવિનું પોતાનું જ છે. 'ઋણ" કાવ્યમાં કવિની ભવ્ય, વિશાલ કલ્પના અને વ્યાપક, મનભર દર્શન શું તલસ્પર્શી નથી ? ૧૮૯૭ના "જન્મ દિવસ," "ભરત," "દેશવટો" કાવ્યોમાનું કારુણ્યદર્શન શું કાન્તનાથી ઊતરતી કક્ષાનું છે? "શિકારીને"મા કવિનું જે કરુણામય દર્શન છે, "ચુંબન વિપ્લવ"માં જે પ્રસન્નતાભર્યું, મસ્ત અનુભવનું દર્શન છે, તે ગુજરાતી કવિતામાં વિરલ છે. શોભના સાથેના લગ્ન પછી તો કલાપીનું કવન ગહનતાનો થોડો નહિ, પણ સંપૂર્ણ અને અત્યંત સાચો મનભર સ્પર્શ આપે છે. "ઉત્સુક હૃદય," "સનમને," "સનમની શોધ," "નવો સૈકો," "આપની રહમ", "તમારી રાહ" અને "આપની યાદી"માં કલાપી ગહનતાનું ઊંચું શિખર સાધી બતાવે છે. કલ્પના, ઊર્મિ, ચિંતનની સમૃદ્ધિ, નિરૂપણની વેધકતા અને દર્શનની ગહરાઈ ઉપર ગણાવ્યાં તે સઘળાં કાવ્યોમાં થોડેવત્તે અંશે છે જ. વિશ્વસગીત સાથે કલાપી મેળમાં છે. જીવનના અંતર્ગત વાસ્તવ અંગેનું કવિનું દર્શન વિશેષે તેમનાં ઊર્મિકાવ્યોમાં આંતરમંથનોમાં પ્રકટ થયું છે. કલાપી પોતાની કેન્દ્રસ્થ લાગણી કે ભાવથી તેમનાં ખરાં કાવ્યોમાં ક્યાંય દૂર જતા નથી અને તેથી તેમનું દર્શન છંદ, લય, ભાષા, ભાવપ્રતીકો અને કલ્પનાતરંગો કે અલંકારચિત્રોમાં સમરસ બનીને વ્યંજનારૂપે કાવ્યમાં પ્રાપ્ત થાય છે. "ચુંબન વિપ્લવ," "જન્મ દિવસ," "દેશવટો" જેવાં ઊર્મિકાવ્યોમાં એની પ્રતીતિ થાય છે.

પછી તો "ગહનતા" અને "મનભર વ્યાપક તલસ્પર્શી દર્શન"નો અર્થ શ્રી સુંદરમ્ અને પ્રો. ઠાકોર વિચાર કે તત્ત્વજ્ઞાનનું કાવ્યાત્મક નિરૂપણ, એટલો માત્ર મર્યાદિત જ કરતા હોય તો કોણ જાણે! જો કે એ કસોટીએ ય "નવો સૈકો"

અને "આપની યાદી" એ બે કાવ્યો ગુજરાતી કવિતાસાહિત્યમાં અજોડ ને અમર પદને પામે તેવાં છે.

## મૌલિકતા નથી?

પરંતુ પ્રો. ઠાકોર કલાપીની કવિતામાં સ્વતંત્ર સર્જન નરસિંહરાવમાં છે તેટલું પણ ગણતા નથી! કલાપી પોતાની કેટલીક સારી લાક્ષણિક કૃતિઓમાં તેમને ગમી ગયેલી પરભાષાના કવિઓની કોઈ કોઈ છાયાત્મક કડીઓ કે છાયાત્મક ભાવનાબિંદુઓ ટપકાવતા હશે, પણ તેથી તેમનામાં સ્વતંત્ર સર્જન બહુ ઓછું એમ તો કેમ કહેવાય? કલાપીમાં સ્વતંત્ર સર્જનની શક્તિ મોટા પ્રમાણમાં સુષુપ્ત પડી હતી, આપણા કોઈ પણ કવિ કરતાં તે વિશેષ પ્રમાણમાં હતી, પણ તેમણે યુનિવર્સિટીની કેળવણી નહીં લીધી હોવાથી તેમનામાં નાનપણથી એક પ્રકારની લાઘવગ્રંથિ અન્ય સાક્ષરકવિઓની કવિતા જોઈને બંધાઈ ગયેલી તે કાન્ત સાથે મૈત્રી થઈ ત્યાં સુધી પણ ગયેલી નહિ. આથી તેમને પોતાના કરતાં જટિલ જેવા સાધારણ કવિનું પણ સર્જન શ્રેષ્ઠ લાગતું. તેથી તે અન્ય કવિઓના જેવું પોતાનું સર્જન કરવા મથતા. કલાપીને નાનપણથી આત્મભાન થયેલું અને પોતાના હૃદયનો કવિધર્મ સમજાયેલો, પણ આ લાઘવગ્રંથિને લીધે છેવટ સુધી પોતામાં શ્રદ્ધા નહિ બેસવાથી પોતાનાં કાવ્યોમાં તેમનાથી ઊતરતી કક્ષાના કવિ અને સર્જક જટિલને સુધારા-ઉમેરા કરવા દીધા. કલાપીના વિનમ્રતા વિવેકશીલતાના ગુણોની સાથે તેમના આ લાઘવગ્રંથિના દોષે પણ તેમની કવિતાને થોડો ધક્કો પહોંચાડ્યો નથી. આ દોષ તેમ જ અંગ્રેજ કવિઓ તરફના અહોભાવને કારણે તેમની નખશિખ સ્વતંત્ર કૃતિઓમાં પણ એ કવિઓની કોઈ કોઈ કડીઓના વિચાર-કલ્પના ગૂંથી દીધા. કાન્તની પેઠે તેમનામાં સત્યશોધક વૃત્તિ હતી, પણ એ વૃત્તિને માટે જે વિવેક અને આત્મસંયમ જોઈએ તે તાત્કાલિક રુચિના વેગમાં ઘણી વાર ઘસડાઈ જતાં.

પરંતુ આથી એમ માની લેવું કે તેમનામાં નરસિંહરાવનાથી ઊતરતી સ્વતંત્ર સર્જકશક્તિ હતી તો તે બરાબર નથી. ઈ. ૧૮૯૫થી કલાપીએ પોતાના સ્વતંત્ર સર્જનોમાં તેમની નૈસર્ગિક કાવ્યશક્તિનો પરિચય આપણને આપી દીધો છે. તેમનાં ઉપર્યુક્ત ચિરંજીવ કાવ્યોમાં જે તેમની સ્વતંત્ર સ્વયંભૂ સર્જકતા છે તે નરસિંહરાવમાં તો શું પણ બાલાશંકરમાં પણ હતી કે કેમ તે સવાલ છે. બાલાશંકરે "સૌન્દર્યલહરી" પોતાનાં વૃત્તબદ્ધ કાવ્યો લખતી વેળા નજર સામે રાખી, નરસિંહરાવે "ગોલ્ડન ટ્રેઝરી" પોતાની સામે રાખી, જ્યારે કલાપીએ

પોતની શરૂઆતના ચાર-પાંચ વર્ષો જ તત્કાલીન નવીન ગુજરાતી કવિતા અને વર્ડ્ઝવર્થ આદિની અંગ્રેજી કવિતા દષ્ટિ સમક્ષ રાખી. કાન્તમાં શિલ્પીનું અને કનાકારનું કૌશલ વિશેષે હતું, પણ કલાપીના જેટલું તીવ્ર ઊર્મિબળ અને સર્જકબળ હતું કે કેમ તે એક પ્રશ્ન છે. કાન્તના ડઝનેક જેટલા કાવ્યોમાં જ રસકલાનાં સૌન્દર્યજાદુ પથરાયા છે તેમના બાકીના કાવ્યો તો કલાપીના સાધારણ કાવ્યો કરતા પણ નબળા ગણાય તેવા છે અંગત ઊર્મિ અને જીવનરસના ઉલ્લાસના બળે કલાપીની કવિતામાં તો મોટું પૂર આવ્યું છે અને "કેકારવ"માંથી પચાસેક કાવ્યો તો નિર્વ્યાજ મનોહર અને રસચમત્કૃતિજનક નીકળે જ.

કલાપીની મોટા ભાગની કવિતામાં "કલાપ્રાણિત ઐકયવિધાન" નથી, એ વાત ખરી છે. પણ તેમની કેટલીક કૃતિઓમાં તો વાણી, અર્થ, છંદ, ભાવપ્રતીકો અને કાવ્યની સમગ્ર આકૃતિની સમરેખતા સધાઈ છે. પ્રો. ઠાકોર પણ નોંધે છે: " "હૃદયત્રિપુટી," "હમીરજી" જેવા લાંબા કાવ્યોમાં "કેટલુંક ક્રમવિધાન આકર્ષક છે." વક્તવ્યના અતિ પ્રસારને લીધે તેમના કેટલાંક કાવ્યો છાશમાં ગઝા પાણીની જેમ ભાવની સઘનતા અને સુરેખતામાં શિથિલ પડી જાય છે અને તેથી સમગ્ર કૃતિનું ઐક્યવિધાન શિથિલ પડે છે, પણ તે દોષ ન નિવારી શકાય તેવો નથી. કલાપી વધુ જીવ્યા હોત તો તેમનામાં ગ્હેરી કાવ્યસૂઝ વડે અને ખીલતી જતી કલાદષ્ટિ વડે આ દોષ તે નિવારી શક્યા હોત.

## વૈયક્તિક ટહુકો નથી?

કલાપીની કવિતામાં "નવો વૈયક્તિક ટૌકો" નથી, એવો આક્ષેપ પણ વાજબી છે ખરો? પ્રો ઠાકોર કહે છે તેવો નવો વૈયક્તિક ટૌકો ક્યા કવિમાં છે વારુ? વિચારણા પરત્વે શું આપણા બધા જ કવિઓ કોઈ ને કોઈ ભારતીય વિચારનું જ ગાન ફરી ફરીને નથી કરાવતા હોતા? પ્રો. ઠાકોરનું "આરોહણ" લો, કે નર્મદથી માંડીને સુંદરમ્-ઉમાશંકર-રાજેન્દ્ર સુધીના કવિઓ જોઈ વળો, તેમનો વૈયક્તિક ટહુકો અંગ્રેજ કવિઓની જેમ બિલકુલ વિશિષ્ટ સંભળાય છે ખરો? કોઈ કેવલાદ્વૈતનું, કોઈ શુદ્ધાદ્વૈત કે ભક્તિમાર્ગનું, કોઈ પ્રાર્થના સમાજનું, કોઈ શ્રી અરવિંદનું—એમ કોઈ ને કોઈ મહાત્માની વિચારધારાનું જ ગાણું પોતાના કાવ્યોમાં ઝીલતા હોય છે અને શૈલી, ભાષા, ભાવોની ભંગી વગેરે બાબતોમાં જોશો તો કલાપીની ઉપર ટાંકેલી "અન્ધારઘોર વિધુહીન નિશાની શાન્તિ" જેવી પંક્તિ કે—

આત્મા અધિપતિ મધુપ અનન્તતાનો
આત્મા અમીઝરણના રમનો વિહારી,
આત્મા ગણો નહિ જ તે યુગનેક્ષણોને,
ક્યા દેશકાલ? સઘળે જ વસન્ત જામી." ("નવો ટોન")

જેવી કડી નાનાલાલની નવી અને તેમના યુગમાંથી કલાપીની છે એમ શા ઉપરથી કહી શકશો? કલાપીનો નવો વૈયક્તિક ટહુકો કોમળ લાગણીનો છે, સ્નેહની વાણીનો છે, વાણીના સીધા, પ્રવાહી વિવિધ રંગભરી ચિત્રોના સંગીતમય આવર્તનોનો છે, આત્મા અને મૃત્યુના ચિંતનનો છે, પ્રેમની પોતાની આગવી મીમાંસાનો છે, સૌન્દર્યની પિપાસાનો છે, અગમ્યની સતત અદમ્ય ઝંખના અને ઇન્દ્રિયાનુરાગી વૃત્તિઓને એક સાથે તૃપ્ત કરવાનો છે, રાગ ને ત્યાગના મંથનનો છે. સત્યશોધ, ધર્મમંથન અને પ્રેમઝંખનાનો એમનો વૈયક્તિક ટહુકો છે. કાન્તમાં પણ એ જ ટહુકો છે. પછી, કાન્તમાં ખંડકાવ્યો, ભજનની ગીતો અને ભાવાનુકૂલ વૃત્તપનટાની રચનાને પ્રો. ઠાકોર 'નવો વૈયક્તિક ટોંકો" માનતા હોય તો વળી જુદી વાત.

અને કલાપીમાં મનભર વ્યાપક તલસ્પર્શી દર્શન, જે સાહિત્યનો અમર આત્મા, તે નર્મદ કરતા વિશેષ નથી એમ કહેવું એ કલાપીના '૯૫ પછીના કાવ્યોની અવગણના કરીને ચાલવા બરાબર છે. કલાપીના "બિલ્વમંગળ"ના કાન્તના "વસન્તવિજય"ના જેવું જ મનભર વ્યાપક, તલસ્પર્શી દર્શન છે. હા, તેમનું દર્શન કાવ્યમાં મંથનની સર્વ કક્ષાઓની અભિવ્યક્તિ કરતું નથી. તેમાં સર્વાનુભવી કવિનું બાહુલ્ય ને સંકુલતા નથી. તેમનું દર્શન એક સાચા આત્મલક્ષી કવિનું છે શ્રદ્ધાળુ ભક્ત અને પ્રબલ કોમળ હૃદયવાળા સ્નેહીનું એ દર્શન હોવાથી એમાં તેજસ્વી મેધાના ચમત્કાર નથી, એમાં બુદ્ધિએ, સામાજિક રાજકીય પરિસ્થિતિએ અને વિવિધ કોટિના અનુભવોએ ઉપજાવેલું સંસારનું અટપટું દર્શન નથી તો પણ જે છે તે દર્શન એક ખરેખરા કવિનું છે. બુદ્ધિજીવી તત્ત્વજ્ઞાનીનું કે વૈજ્ઞાનિકનું ભલે ને તે ન હોય આર્ય સંસ્કૃતિમાં અત્યંત શ્રદ્ધા રાખનાર, કિશોરીમાં ગાઢી જિજ્ઞાસા ધરાવનાર, હૃદય અને સંસારના વિરમ વિગ્રહથી પીડાતા, અનેક પરસ્પર વિરોધી વિચારોના તીવ્ર મનોમંથનમાં સિઝાતા છતાં મનથી આશાવાદી, સમાધાનપ્રિય આસ્થાળુ ઈશ્વરભક્તનું એ દર્શન છે. સર્વત્ર સ્નેહ અને જ્ઞાનની, સૌન્દર્ય અને આનંદપરિણામી કવિતાની દૃષ્ટિ રાખનાર જીવનના ઊંડા મર્મને સમજી જઈ તેમાંથી આત્માની સૂઝ મેળવનાર એક સાચા મુમુક્ષુ જીવનું એ દર્શન છે કલાપીનું દર્શન નર્મદથી વિશેષ વિશદ તલસ્પર્શી અને વ્યાપક છે એ નરસિંહરાવની સમાન કક્ષાનું છે કાન્ત અને કલાપીના જીવન દર્શનમાં એકમાં નિરાશા અને બીજામાં શ્રદ્ધા સિવાય અન્ય કશો ફરક નથી.

હા, એટલું ખરું કે કાન્તની કવિતામાં જીવનદર્શન કલાત્મક રૂપમાં ઝિલાયું છે, કલાપીની કવિતામાં સીધેસીધું કોઈ ફિરસ્તાની બોધક વાણીની જેમ ઊતર્યું છે.

## સ્નેહી કે કવિ?

કલાપીની કવિતા ઉપર એક મોટી કમનસીબી એ ઊતરી કે તેમના મિત્ર કાન્તે તેમને કવિ કરતાં સ્નેહી વિશેષે કહ્યા. કાવ્યરસિકોના મનમાં ત્યારથી કલાપીની કવિતાના કાવ્યત્વ વિશે તેમણે શંકા ઉત્પન્ન કરી. કાન્ત પોતે કલાપીના નિકટના મિત્ર એટલે તેમને કલાપીમાં કવિ કરતાં સ્નેહીનો આત્મા વિશેષે જણાયો હતો. કલાપીની કવિતાનું પ્રેરણાબળ કલ્પના કે સૌન્દર્ય નહિ, પણ સાક્ષાત્ જીવન હતું તેથી કલાપી કવિ નહિ, પણ સ્નેહી છે એમ તેમનું કહેવું હતું. જુઓ: "જેની દ્વારા કવિતા ઉતરી શકે તે કવિ, એ વ્યાખ્યા સ્વીકારીએ, તો બેશક કલાપી સૌરાષ્ટ્રના એક ઉચ્ચસ્થિત કવિ છે. પણ કવિતારસમાં જે નિમગ્ન હોય તે કવિ, એ વ્યાખ્યા સ્વીકારતાં કલાપીને એ વર્ગમાં મૂકી શકાય તેમ નથી. કલાપી નારીસ્નેહમાં નિમગ્ન છે, તેના હૃદયમાંથી કવિતા વહે છે, પણ તેનું હૃદય કવિતામાં આસક્ત નથી. ત્હેના હૃદયનો સંચાર શોભના તરફ છે, બાહ્યમાં થઈને આંતરમાં. તેની કલામાં કલા નથી. તેની કલા સ્વાભાવિક કુદરતી છે. કવિઓની કલા કલ્પનાની હોઈને ઉચ્ચતર હોઈ શકે છે, સુન્દરતર સુદ્ધાં હોઈ શકે છે, પણ કલાપીની કલા જીવનની હોઈને વધારે સ્થાયી છે." ("આપણું નવીન કાવ્યસાહિત્ય")

કાન્ત કહે છે, "કવિતારસમાં જે નિમગ્ન હોય તે કવિ." કલાપી આ વ્યાખ્યામાંથી શું બાકાત રહી જાય છે? તેનો આત્મા કવિતારસમાં જો નિમગ્ન ન હોય તો ૨૭૫ જેટલાં કાવ્યો તે રચી જ કેવી રીતે શકે? "હમીરજી" જેવાં મહાકાવ્યો લખવાની તે યોજના ક્યાથી કરે? ઉત્તમ કવિ બનવા માટે કાવ્યનાં આટલાં બધાં પુસ્તકો તે ક્યાથી વાંચે? મિત્રો સાથે કાવ્ય સંબંધે ચર્ચા શું કામ ચલાવે? પોતાનાં કાવ્યો કાન્ત, મણિલાલ, જટિલ આદિને વંચાવવા, સુધરાવવા, તેના પર અભિપ્રાય મેળવવા શું કામ મોકલે? ખરી વાત તો એ છે કે કલાપી શોભાનાના સ્નેહમાં નિમગ્ન નહોતો, પણ કવિતાના રસમાં નિમગ્ન હોવાને લીધે શોભના તેના કાવ્યરસની પ્રેરણાદાત્રી બની હતી. શોભના તેના કાવ્યનું નિમિત્તકારણ હતું. તેનું હૃદય કવિતામા, કવિતાશાઈ વિચારો અને તરંગોમાં આસક્ત હતું. તેના હૃદયનો સંચાર જેવો શોભના તરફ હતો, તેવો જ કવિતા-રસમાં હતો. જંગલમાં જઈને પણ તે વાચવાની અને લખવાની જ પ્રવૃતિ કરવાનો હતો. એ જ તેના જીવનનો પરમ રસ હતો.

"જેની દ્વારા કવિતા ઊતરી શકે તે કવિ," કાન્તની એ વ્યાખ્યા જ સાચી વ્યાખ્યા છે. કવિના જીવન સાથે આપણને કશી નિસ્બત નથી. કવિ કોને ચાહતો હતો કે કવિતાને તે જાણવાની પણ આપણે બહુ દરકાર નહિ કરવી જોઈએ. આપણે તો મમ્ મમ્ સાથે કામ છે, ટપ ટપ્ સાથે નહિ. એ દષ્ટિએ તે સાચો કવિ હતો કે કેમ તેનો જ જવાબ આપણે મેળવવાનો હોય. અને તે જવાબ તો આપણે "હા" માં મેળવી લીધો છે.

સ્નેહી પણ જો પોતાના સ્નેહાનુભવને કાવ્યસ્થ કરી શકે તો તે કવિ કહેવાય. શું કલાપી સ્નેહી હતો, એટલા માટે જ તે કવિ ન હતો? સ્નેહી થવું એ કવિ થવા માટે શું ગુનારૂપ હતું? હું તો એમ કહું કે કલાપીનું હૃદય સાચા કવિનું હતું, માટે જ મૃત્યુપર્યંત સ્નેહીનું રહી શક્યું; નહિતર કદાચ, સંસારના પંકિલ વ્યવહારોના આઘાતથી કલાપી "કૃતઘ્ના"માં જેવો આવેશ અનુભવે છે તેવો વેગી બની ગયો હોત. તેનામાં શંકાશીલતા, અવિશ્વાસ, ખુન્નસ અને રોષ ભરાઈ બેઠાં હોત. કલાપીના સ્નેહને અસ્ખલિત વહેવડાવનાર કલાપીનું કવિહૃદય હતું. એ કવિ હતો માટે સ્નેહી મટી શકતો ન હતો. ભલા, કવિ અને સ્નેહી એક જ અર્થના પર્યાયો જેવા નથી!

કાન્તે બીજું પણ એવું જ એક ઉતાવળું વિધાન કર્યું છે: "કવિતા એ જેની જિન્દગીનો સર્વોપરિ સ્નેહ હોય તે જ કવિ હોઈ શકે. કવિ કવિતાનો જ હમેશાં દાસ છે." આ વિધાનનો શ્રી સુંદરમે સચોટ જવાબ આપ્યો છે. જો કે કાન્તે આવા વિધાનો કર્યા છે તેનું કારણ કલાપીને કવિ તરીકે ઊતરતી કક્ષાનો ગણવાનું નથી, પણ તેના જીવનની મુખ્ય પ્રવૃત્તિ સ્નેહની હતી તેના ઉપર વધારે ભાર મૂકવાનું છે. તે પોતે જ લખે છે: "કલાપીને કવિ કહેવાનો આગ્રહ અસ્થાને છે. કેકારવ અતિશય મધુર અને વિરલ હૃદયભાવથી ભરેલો કાવ્યગ્રંથ છે એ નિઃસંશય છે, તો પછી કલાપીને કવિના વર્ગમાં ન ગણવાનો આશય તેના જીવનની મુખ્ય પ્રવૃત્તિ તરફ ધ્યાન આકર્ષવાનો છે." ("આપણું નવીન કાવ્ય-સાહિત્ય") જોયું ને! કાન્ત "કેકારવ"ને સરસ કાવ્યગ્રંથ ગણવા તૈયાર છે, કલાપીને કવિ ગણવા તૈયાર નથી. પણ આપણે તો ઉભયને આપણા કાવ્ય-જગતમાં સત્કારીશું.

## મૂલ્યાંકન:

કલાપી પોતાની કવિતાને કવિતા ન કહેવાનાં કેટલાંક કારણો કાન્તને દર્શાવે છે: વિચાર આવ્યો તેવો ફેંકી દેવાની ટેવ, વિચારો ગોઠવતાં આવડતું

નથી, જીવનમા માત્ર લાગણીઓ છે, પોતાને માટે જ કવિતા લખાય છે, કવિતા કેવળ નિઃશ્વાસ કે અશ્રુ જેવી છે, મનમા આવ્યા તેવા ગોળા ફેંકી દેવાની ટેવ, વિચારોને સુદર સગીતમા મૂકતા શ્રમ લાગે છે, વગેરે. પણ આ કારણો કવિતાસર્જનમા બાધક જ છે એવુ નથી. વિચારોને ગોઠવવાથી કે બીજાઓને માટે લખવાથી કે શ્રમ–પ્રયત્ન કરવાથી કે શબ્દોના કસબ કરવાથી કૃતિ કળામય બને છે એવુ પણ નથી. "સ્નેહીના સોણુલા આવે સાહેલડી" એ મધુર રાસ નાનાલાલે ક્રિકેટના મેદાનમા બોલ–બેટ રમતા રમતા રચ્યો હતો. આકસ્મિકતા, મસ્તી અને સ્ફુરણા ઘણી વાર કળાસર્જનનુ સ્વાભાવિક લક્ષણ પણ બની જાય છે.

**મર્યાદા:**

એટલે આપણી સામે પ્રશ્ન તો એ છે કે કલાપી કવિ કેટલે અશે છે? એની કૃતિઓમા કવિતાનું પ્રમાણ કેટલુ? કલા કેટલી? આ સવાલનો જવાબ આપીએ તે પહેલા કલાપીની પ્રકૃતિગત અને શક્તિગત કેટલીક મર્યાદાઓ તપાસી લઈએ કલાપીની કવિતાની એક મોટી મર્યાદા એ છે કે તેમની પ્રકૃતિ અતિશય ઊર્મિલ હોવાથી વિચાર કે ઘટનાને તે સયમથી રજૂ કરી શકતા નથી. સયમનો અભાવ, પ્રમાણવિવેકની બેદરકારી, દીર્ઘસૂત્રિતા, એક ને એક લાગણી, વિચારનું વાગોળણ તેમની કવિતાની મોટી મર્યાદા છે. લાગણી ઘન બને તેટલી ગાઢ પણ કલાપી જોતા નથી ક્યાંક શબ્દને સુધારી લેવાથી, ક્યાક પક્તિઓની કાપકૂપથી, ક્યાક કલ્પના તથા લાગણીનુ સયમન કરવાથી, ક્યાક કાવ્યને ટૂકાવી દેવાથી, ક્યાક અર્થને વધારે ધ્વનિપ્રધાન કરવાથી અને ક્યાક વર્ણનો કે ભાવોને મઠારવાથી સહેજે તેમના કેટલાક કાવ્યો કળાત્મક બનાવી શકાય તેમ છે દા ત 'કન્યા અને ક્રૌન્ચ''ને આ રીતે ટૂકાવી દીધુ હોય તો તે એક સુશ્લિષ્ટ કલાકૃતિ બની રહે.

તેમની શબ્દપસદગીમા સર્વત્ર ઔચિત્યનુ ધોરણ જળવાતુ નથી. સસ્કૃત શિષ્ટ ગભીર શબ્દોની જોડે "ડાક" જેવો શબ્દ મૂકી તે ગભીર ભાવને ઉતારી નાખે છે. તેમની છદોરચના પ્રવાહી છે, પણ તેનો પદ્યબધ શિથિલ પડી જતો હોય છે. તેમની ભાષા મધુર છે, પણ તેનો પથરાટ વધી જાય છે અને તેની અતિશય કોમળતા તથા પ્રવાહિતાને લીધે તે છાશમાં પાણી જેવી બની જાય છે.

કલાપીનાં કેટલાક કાવ્યોમા વિચારની સગતિ કે ભાવનુ સાતત્ય છેવટ સુધી એવુ ને એવું જળવાતું નથી. વચમા પ્રક્ષેપો આવે છે અને ભાવનો,

વસ્તુરસનો કે વિચારપ્રવાહનો લય તોડી નાખે છે. એની નિરૂપણરીતિમાં એકવિધતા પણ આવે છે અને વક્તવ્ય કેટલીક વાર તો લાગણીપ્રસ્રાવની ફેશન જેવું બની જાય છે. લાગણી કે વિચારોને એક જ પ્રકારની લઢણ, ઢબ અને છટાથી રજૂ કરવામાં તથા અમુક જ પ્રકારની ભાવનાશીલતાની તેમનાં કાવ્યોમાં એકવિધતા આવે છે. આથી નાનાલાલની કવિતાની જેમ તેમની કવિતા આપણને કોઈ ઉન્નત વાતાવરણમાં ચિરકાળ ટકાવી રાખતી નથી. કલાપીનાં ઘણાં કાવ્યોમાં ભાવોનું એકતાન ઘનપિંડત્વ જળવાતું નથી. કાવ્યમાં અમુક પંક્તિઓ ઉત્તમ લાગે, આપણા ચિત્તને તે ખેંચી પણ રાખે, પણ સમગ્ર કાવ્યની રચના શિથિલ અને આકૃતિમાં સૌંદર્યસૌન્દર્ય ઝાંખું તેથી તેની સમગ્ર અસર આપણા ચિત્ત ઉપર એકસરખી વિહવા પામતી નથી. તેમનાં ટૂંકાં કાવ્યોમાં તેમનાં લાંબાં કાવ્યો કરતાં આ દોષ ઓછો જણાય છે.

કલાપી પ્રશ્ન ઉપસ્થિત કરી તેના ઉત્તરો પોતાનાં કાવ્યોમાં આપે છે, પણ એ ઉત્તરો આજે અનેક દૃષ્ટિકોણથી સમાધાનકારક લાગતા નથી. એના જમાનાની રુચિ-અરુચિથી તેનું માનસ પણ રંગાયેલું છે. આથી કલાપીનું દર્શન આર્ષદર્શનની કોટિ સુધી પહોંચી શક્યું નથી. કલાપીનું સંવિત પણ અમુક સાંપ્રદાયિક ચેતનામાંથી રજૂ થાય છે.

કલાપીને જુદા જુદા ભાવોમાં રમવાનું બહુ ગમે છે, તેથી વિવિધ ભાવોમાં તે ખીલી ઊઠે છે, પણ એક જ ભાવને વિસ્તારથી ગાવામાં અમુક અપવાદરૂપ સિવાયનાં કાવ્યોમાં રસત્વ અને એકવાક્યતા રહેતાં નથી. કવિ પણ વિકાસશીલ પ્રાણી છે. તેથી તેનું વ્યક્તિત્વ વિકસતાં તેના હેતુમાં પણ એકવાક્યતા સધાવી જોઈએ. કલાપીનાં કાવ્યોમાં મૃદુતા, અન્યાય સામે રોષ, ઈશ્વરરોષ, નિર્મળ પ્રેમ વગેરે તેના વ્યક્તિત્વની એકવાક્યતાના પ્રતિબિંબરૂપે ઉઠાવ પામે છે, પણ તેના હેતુની એકવાક્યતા હમેશાં જળવાતી નથી. દા. ત. સ્થૂલ-સૂક્ષ્મની મીમાંસા કરતાં કલાપી ઉભય વચ્ચેની સ્પષ્ટ ભેદરેખા દોરી શક્યા નથી એનું નિરૂપણ કરતાં કવિ વિશદ થઈ શક્યા નથી. 'ભાવના અને વિશ્વ' માં કવિના હેતુની અસંગતિ સ્પષ્ટ માલૂમ પડી આવે છે.

ભાવો કલાપીને અધ્ધર ઊંચકી લઈ જાય છે ત્યારે તેમનાથી પહેલદાર, પાસાદાર, મસ્ત, અત્યંત બળવાળી, પ્રાસાદિક પંક્તિઓ લખાય છે, તથાપિ તેમની કવિતા પૂર્ણતયા આપણને એવા વાતાવરણમાં વિહરાવી શકી નથી. તેમની કાવ્ય-ઘડતરની કચાશોમાં શ્રી સુંદરમ્ કહે છે તેમ માત્ર ભેદકારી જ નહિ

પણ પ્રકૃતિગત મર્યાદા પણ છે. કવિતા વિશે તેમણે ઉચ્ચગ્રાહો સેવ્યા છે, તેમ છતાં કવિતામાં અમુક ક્રિયાઓનુ સ્થૂળ વર્ણન રસરુચિને ઘાતક નીવડે એવું ઔચિત્યભાન તેમને છેવટ સુધી ન આવ્યુ. કલાપીની કવિ તરીકેની કેટલીક મર્યાદાઓ સ્વભાવગત, રૂઢિગત, સમાજગત અને સમયગત હતી તેવી અજ્ઞાનગત પણ હતી, તેની નોધ લેવી જ ઘટે. આથી કલાપીની કવિતાના કેટલાક દોષો તેમની કેટલીક માન્યતાને લીધે પણ આવ્યા. શ્રમ લેવાથી કૃતિ બગડશે— આવા ભયે પણ એકવાર કાગળ ઉપર ઊતરેલી કૃતિને નહિ સુધારવાનો તેમની પાસે આગ્રહ રખાવ્યો છે. કલાસર્જન એ સાહજિક વ્યાપાર છે, પણ એ માહાત્મ્યતા સિદ્ધ થાય તે પહેલા તેણે કેટલા ય શબ્દો, પંક્તિઓ, કડીઓ, ચિત્રો, કાવ્યો રચીને ભૂસી નાખવાના હોય છે. આપણે આગળ જોયુ તેમ કલાપીની બધી પ્રાપ્ય કૃતિઓ તેના પહેલા ઉતારની છે. શ્રી સુંદરમ્ કહે છે તેમ "કલાકારની પ્રાથમિક સાધનામાથી (કલાપી) બહુ પસાર થયો નથી. એ સાધનાની એને બહુ તક નહોતી. કાન્ત જેવા કુશળ કળાકાર એના મિત્ર હતા, પણ તે તો કલાપીની ટેવો ઘડાઈ ગઈ ત્યારે બહુ મોડી વયે આવ્યા." અને આથી કલાપીની કૃતિઓ શિલ્પીના ટાંકણામાથી પૂર્ણ સુરેખ આકૃતિનુ સંમાર્જન લઈને આવે તે સ્થિતિની જગાએ પહેલાની સ્થિતિની છે.

આમ, કલાપીની કવિતા સમગ્રતાની દૃષ્ટિએ કેટલીક ઊણપો બતાવે છે, પણ તે દૂર ન થઈ શકે તેવી નથી; કારણ કે તેમના કાવ્યના મૂળમા કાવ્યનું ઝરણ તો સતાઈને સૂતુ જ હોય છે, માત્ર તેને વાળવાના કૌશલમા કવિની શિથિલતા જણાય છે. અને એ કૌશલ પણ કલાપીમા બિલકુલ નથી એમ તો નથી. આપણે જોયુ તેમ તેનામા કેટલીક સાહજિક કળાદૃષ્ટિ તો ઊગેલી છે. કલાપીનુ ૧૮૯૩ પછીનુ કોઈ કાવ્ય એવુ તો ભાગ્ય જ જડશે, જેમા તેના કવિની કલાદૃષ્ટિની ઝાંખી ન થતી હોય, જેમા તેના સ્નેહની સાથે સૌન્દર્યનો પણ ચમકારો ન મળ્યા હોય. કલાપી કવિ નથી સ્નેહી છે, એમ કહી તેનો કાંકરો ગુજરાતી સાહિત્યના પ્રથમ પંક્તિના કવિવર્ગમાથી કાઢી નાખી શકાય તેમ નથી.

## ઉત્તમ કવિ :

કોઈ કવિએ એક પણ અનુત્તમ કાવ્ય લખ્યુ હોય તો તેની અવગણનાને માટે તે પર્યાપ્ત છે. વ્યવહારદૃષ્ટિએ ઉત્તમ કવિ એ ગણાય છે કે જે પોતાના જીવન દરમિયાન ભાવોનુ સાતત્ય અને વૈપુલ્ય કાવ્યોમા વહાવ્યા જ કરે. આ બન્ને

દૃષ્ટિએ કલાપી ઉત્તમ કવિ છે. તેમનાં ઉત્તમ કાવ્યોમાં ભાષા, વિચાર, લય, ઊર્મિ અને વ્યક્તિતા — એ સર્વ રમ્યત્વને પામે છે અને તેથી તે કવિના નામને પાત્ર બને છે. આજની દૃષ્ટિએ પણ કૃતાર્થ કરે તેવી ઘણી ય પંક્તિઓ, કેટલાંય કાવ્યો "કેકારવ"માંથી જડે તેમ છે. તેનાં કાવ્યોમાં જીવનની મંગલ ભાવનાઓ, હૃદયનાં મનહર સ્પંદનો અને આકર્ષક સૌન્દર્યલક્ષણો મૂર્ત થાય છે. એની વાણીમાં વાચકની નિકટ આવી જવાની શક્તિ છે. એના ભાવ અને શબ્દાર્થને સહેલાઈથી ગ્રહણ કરી શકાય છે. એની કૃતિઓમાં સુરેખ ચિત્રશક્તિ છે. એની કલ્પના પ્રસન્નમધુર છે. એનાં વર્ણનો રસિક અને મનહર છે. એના અલંકારો ભભકાદાર છે. પ્રણયવિફલતા અને વિષમતાને રજૂ કરતી તેની કેટલીક કૃતિઓની કોટિ તો તીવ્ર કાવ્યાત્મકતાએ પહોંચે છે. ભાવના, રચનાની પ્રવાહિતા અને ઊર્મિની લયહિલ્લોળ અભિવ્યક્તિ—એ વડે કરીને પ્રગટ થતી કવિના કાવ્યનિર્ઝરના કાવ્યના પ્રથમ વાચને જ આપણા મનમાં વસી જાય છે. ઊર્મિની સચ્ચાઈ, નિખાલસતા અને શૈલીની પ્રાસાદિકતાના બળે કલાપી અમર રહેવાનો છે. તેના દર્દમાં આડંબર નથી. તેને પ્રકટ કરવામાં કૃત્રિમતા કે કરામત પણ નથી. કલાપીએ ગાયેલા ભાવ અંગત લાગણીના હોવા છતાં તે સર્વસ્પર્શી બની શક્યા છે. સર્વસ્પર્શિતા (Universality)નો ગુણ એ ભાવોમાં મોટો છે. એની નિખાલસપણે ગાઈ નાખવાની રીત પણ એને લોકહૃદય સુધી લઈ જઈ શકે છે. તે હૃદયની અપેક્ષાઓને કાવ્યોમાં રજૂ કરે છે અને સંતાપે પણ છે. તેનાં કાવ્યોમાં ચિત્રો દ્વારા અને શ્રુતિના ધ્વનિએકમો દ્વારા ઇન્દ્રિયગ્રાહ્યતા પણ ઠેઠ સુધી ટકી રહે છે. કાવ્યનાના રસિકમધુર વાતાવરણની એકરસતા પણ તેનાં કાવ્યોની સફળતામાં ભાગ ભજવે છે. ઉચ્ચ કવિને યોગ્ય ચિંતન અને કલ્પના પણ કલાપી દાખવે છે. વ્યક્તિત્વની મસ્તી પણ તે ગઝલોમાં પૂર્ણપણે જગાવી શક્યો છે. ટૂંકમાં, એક ઉત્તમ કવિમાં હોવાં જોઈતાં તમામ લક્ષણો તેનામાં વત્તેઓછે અંશે પણ મળી આવે છે.

"કલાપી તો અમૃતના પાણીનો મીઠો ઝરો છે, જેમાંથી આપ જ્યારે ચાહો ત્યારે મધુર સુધાનું પાન કરી શકો. કોઈ પણ કવિ કેટલું કામ કરી શકે છે તે જોવાને તેણે આપણા હૃદયને કેટલું પોષણ આપ્યું તે જોવું જોઈએ. કલાપીએ ગુજરાતના હૃદયને પોષણ આપ્યું છે, જે બીજો કોઈ કવિ આપી શકે તેમ નથી."
—કાન્ત

"કલાપીના હૃદયને સંસારના હથોડા વાગ્યા હતા, અને હૈયાનાં પાતાળઝરણ ફૂટ્યાં હતાં. કવિતઝરણના સ્વયંભૂ ફુવારાની અખંડ ઊડતી ધારાઓ એ કલાપી

નો કેગરવ. સાગરમા ભરતી વહે છે તેમ, માનવશરીરમાં રુધિર વહે છે તેમ, ગોવર્ધનભાઈના કે કલાપીના આત્માઓમા કવિતા ઊછળતી. દેશની બાગ તરીકે, આત્માની આરતી તરીકે ગુજરાતે કેકારવને પિછાન્યો ને સ્વીકાર્યો છે, ઝીલ્યો ને વધાવ્યો છે."—નાનાલાલ

"શેલીની પ્રીતિપિપાસા અને સૌન્દર્યઝંખના કલાપીના રોમે રોમે વ્યાપેલી છે. અને જે કવનપ્રવાહ મૂકી ગયા છે, તે ઉપરથી પણ આપણા ૨ ક ગુજરાતી સાહિત્યમા તો કલાપી ઊર્મિલ પ્રેમ-સૌન્દર્યવાળુ ભાવનામય કિશોરોના માનીતા કવિજન રહેવાના. કલાપીની કૃતિઓમા સાચા પ્રેમની ઝળક છે. સાચા બન્ધુભાવ અને નિર્મલ અનુકંપાની સુવાસ છે. ચાથી વીરતાની સુરખ છે. સજીવનતા અને પ્રવાહ છે."—બળવતરાય ઠાકોર

"જેવી છે એની એની કવિતા અને જેવી છે એવી એની જીવનકથની ગુજરાતની રોમાંચક મિલકત છે, ગુજરાતી સાહિત્યની સમૃદ્ધિ છે, ગુજરાતી માનસને એક ભૂમિકા ઊંચે ચડાવતી સંસ્કારલક્ષ્મી છે."—રમણલાલ દેસાઈ

"કલાપીએ આપણી ભાષાને થોડા કાવ્યો ને કોઈ કોઈ પંક્તિઓ તો એવા આપ્યા છે કે એના વિના ગુજરાતી ૨ક રહી હોત, નિ:શંક."
—વિજયરાય વૈદ્ય

"કલાપી હમેશા યુવાનીનો કવિ રહ્યો છે અને રહેશે. એના જીવનમાં પ્રગટેલી વેદનાના પ્રારંભમાંમા રચાયેલી તેની કવિતામા શિથિલ ઊર્મિલતા દેખાય છે, પણ તેના જીવનના અંત ભાગમા તે જે સ્વસ્થતા મેળવે છે, સ્થૂલથી પર જઈ તે જે સૂક્ષ્મ અંતસ્થતા મેળવે છે તે કલાપીની કવિતાનુ અત્યંત તંદુરસ્ત લક્ષણ છે. કલાપીની એકાદ નબળીસબળી ક્ષણને નહિ પણ તેના આખા જીવનપટને અવલોકનાર, તથા તેના સમગ્ર કાવ્યપટને ખૂંદી વળનારને જીવનની પુષ્ટિ આપનાર ભાવ અને સૌન્દર્યની વિપુલ સામગ્રી મળી રહે છે."
—"સુંદરમ્"

### ગુજરાતી કવિતામાં એનો ફાળો :

કલાપીના વિદ્વાન અભ્યાસીઓના ઉપરના અવતરણો કવિ કલાપી અને તેના કાવ્યસર્જનને અંજલિ આપે છે. અને કલાપી એવી શ્રદ્ધાંજલિનો સાચો અધિકારી છે પણ ખરો. ગુજરાતી કવિતામા એનો અર્પેલો હિસ્સો નાનોસૂનો નથી. જે સમયમા ગુજરાતી ભાષાને નવીન ભાવો માટે પલોટાવાનુ બાકી હતુ, જે સમયમા વૃત્તોનો પ્રચાર ખાસ બહોળો નહોતો, જે સમયમા કાવ્યોચિત શબ્દો

માટે શ્રમ કરવો પડતો હતો તે સમયમાં કલાપીએ નવીન ભાવોને અનુકૂલ બને તે માટે ગુજરાતી ભાષાને સુગમતાભર્યો પલટો આપ્યો તે સમયમાં કેટલીક લયમધુર પદાવલી, બાનીની મોહાન અને આલંકારિકતા તથા શબ્દોની સમૃદ્ધિ ગુજરાતી ભાષાને તેણે આપી, તે સમયમાં તેણે સંસ્કૃત વૃત્તોનું વિપુલ ખેડાણ કર્યું. સંસ્કૃત વૃત્તો અને સગવડિયાં સંસ્કૃત તથા ફારસી બહેરોની સમૃદ્ધિને લોકમાં ગુજરાતી કરનાર એક માત્ર કલાપી. સંસ્કૃત વૃત્તો પોતાના કાવ્યોથી ગુજરાતી પ્રજામાં જેટલા લોકપ્રિય કલાપીએ કર્યા, એ વૃત્તોનું પ્રવાહી સ્વરૂપ તેમણે જે દાખવ્યું, બીજી રીતે કહીએ તો ગુજરાતી કાવ્યરસિક જનતાને સંસ્કૃત વૃત્તોના અભિમુખ કલાપીએ જેટલી કરી તેટલી બીજો કોઈ ઓગણીસમી સદીમાં કરી શક્યો નથી. ગુજરાતી કવિતામાં કલાપીનો બીજો મોટો ફાળો ઊર્મિકાવ્યના સ્વરૂપઘડતરનો છે. ઊર્મિકાવ્યનું સ્વરૂપ નરસિંહરાવને હાથે ઘડાયું, કાન્તને હાથે કલાત્મક આવિર્ભાવ પામ્યું, પણ કલાપીને હાથે ઊર્મિકાવ્ય ગુજરાતી ભાષામાં જીવંત બન્યું. કાન્તની ખરી કલા તેમના ખંડકાવ્યોમાં, કલાપીની સ્વયંભૂ કવિતા તેમના ઊર્મિકાવ્યોમાં. ઊર્મિકાવ્યોમાં લાગણીના ધોધ વહાવીને એ સ્વરૂપને કલાપીએ જીવંત કરી દીધું. સાચી, ઊંડી નિખાલસ ઊર્મિનું લયબદ્ધ શબ્દોમાં નિર્વહન—એવો ઊર્મિકાવ્યનો આદર્શ કલાપીના ઊર્મિકાવ્યોએ ગુજરાતમાં વહાવ્યો. વિષયદૃષ્ટિએ કલાપીનો ગુજરાતી કવિતામાં મોટો ફાળો તેમણે આપેલી પ્રણયકવિતાનો ગણાય. નર્મદના અશિષ્ટ પ્રેમભાવો કરતા કલાપીનો શિષ્ટ, સંસ્કારી પ્રણયભાવ ઊંચો ને સુરુચિભર્યો હતો. એમાં એકી સાથે બે પત્નીઓને ચાહવું અને પ્રેમનું ભાજન કર્યા વિના પ્રેમનું અખંડિત સ્વરૂપ ભાવનાથી કેળવવું, એવી પ્રેમની હૃદયધર્મની દૃષ્ટિએ નવીન મીમાંસા તેમણે કવિતામાં પહેલવહેલી કરી આપી. આ પ્રણયકવિતામાં તેમણે ગુજરાતને યુવાનીની, સ્નેહસ્વપ્નની અને દર્દદિલીની કવિતા આપી. કલાપીએ યુવાનોના મનોભાવો એવા મુક્ત હૈયે કવિતામાં ગાયા કે જાણે ત્યારથી ગુજરાતી પ્રણયકવિતામાં નવયૌવનની વસંત બેઠી. કલાપી કિશોરોના માનીતા કવિ બન્યા, તેના રુદન સાથે અનેક યુવકો ને કિશોરો ધ્રુસકે ધ્રુસકે રડ્યા અને નિઃશ્વાસો સાથે અનેક તરુણોએ નિઃશ્વાસ પર નિઃશ્વાસ મૂક્યા. કલાપીએ એમ, પ્રેમસૌન્દર્ય-વાહી ભાવનામયતાનો સ્વાદ પોતાની કવિતા દ્વારા સૌને લગાડ્યો.

ગુજરાતી કવિતામાં કલાપીના વિશિષ્ટ ફાળામાં તેની અવતરણક્ષમ મધુર ચિંતનની સ્ફુરણાવાળી, સૂત્રાત્મક કાવ્યપંક્તિઓ પણ ખરી. સાહિત્યમાં અને તરુણ-તરુણીઓના પ્રેમપત્રોમાં આ પંક્તિઓ તેમના પ્રેમનું આલંબન બની. કલાપી અને નાનાલાલ એ બે જ કવિઓ ગુર્જરીને એવા મળ્યા જેમની કવિતા

સુગમતાથી અનનરણક્ષમ બની રહી. અને કલાપીની છેલ્લી નોંધપાત્ર વિશિષ્ટતા તેમણે પ્રાણીઓ અને પંખીઓ, ઝરણાં અને આર્તજનો તરફ કોમળ હૃદયના અનુકંપાના સ્રોત વહાવ્યા તે છે. ગુજરાતી કવિતામાં પંખી તરફના પ્રેમના કાવ્યો કલાપીમાં જ પહેલાં મળે છે. સમભાવ અને કરુણાથી ભરેલા તેમના ઉવાના ગીત, કોમળ ભાવો તેમની કવિતામાં વહેતા થયા ત્યારથી ગુજરાતી કવિતા ધન્ય બની ચૂકી છે.

## કલાપીની અસર :

કલાપીની કવિતાએ ગુજરાતની જનતા ઉપર અને ઊગતા યુવાન કવિઓ ઉપર પણ કંઈ થોડી અસર પાડી નથી. ગુજરાતની જનતામાં અર્વાચીન કવિઓમાંથી જેટલા કલાપી અને નાનાલાલ લોકપ્રિય થયા છે, તેટલા બીજા ભાગ્યે જ થયા હશે. કલાપીની કવિતાએ ઊગતા તરુણ કવિઓ ઉપર હંમેશા પ્રબળ અસર કરી છે. નાનાલાલની પ્રારંભની કવિતા ઉપર કલાપીની કવિતાની થોડીક અસર "કેટલાંક કાવ્યો ભાગ-૧" જોવામાં જોઈ શકાય. કલાપીની કાવ્યોચિત, વર્ણ-મંજલ પદાવલિ, ભાવનામયતા, સ્નેહ-સૌન્દર્યના ઉર્મિપ્રધાન ભાવો અને લાગણી-શીલતા નાનાલાલે તેમના કવિતાકાળના આરંભમાં ઝીલ્યા છે. "અંધારઘેર વિધુહીન નિશાની શાન્તિ" જેવી કલાપીની કાવ્યપંક્તિઓમાંથી કાવ્યબાનીની પ્રેરણા નાનાલાલને મળી હોય તો આશ્ચર્ય નહિ. નાનાલાલ ઉપરાંત ખબરદાર, બોટાદકર, લલિતજી, સાગર આદિ કવિઓએ પણ કલાપીની કવિતાની પ્રેરણા લઈને પોતાનાં આરંભના કાવ્યો લખ્યાં છે અને કલાપીની અસર વર્ણચિત્રો લાગણીઓ, છંદો, સૌન્દર્યભાવો અને ગઝલની મસ્તી પરત્વે ઝીલી બતાવી છે. વીસમી સદીની પહેલી વીસીમાં એવો કોઈ કવિયશવાંચ્છુ કિશોર કે તરુણ નહિ હોય જેણે પોતાની કવિતામાં કલાપી ને નાનાલાલની અસર પ્રત્યક્ષ ન કરી બતાવી હોય.

## હવે ?

કવિના કાવ્યોની આવી વ્યાપક અસરથી પણ તેની કવિતા અને તેના કવિપણાની શક્તિનું મૂલ્ય આંકી શકાય છે જેમ રાષ્ટ્ર અને સમાજના ઇતિહાસમાં તેમ સાહિત્યના ને કવિતાના ઇતિહાસમાં પણ દાયકે બે-દાયકે પરિવર્તનો થતા રહે છે આઘાત-પ્રત્યાઘાતના હાલકડોલના દાવ ખેલાતા રહે છે જૂની પેઢીના ખભા પર નવી પેઢી ઊભી થાય છે, તથાપિ એ પેઢીને એની નિકટની જૂની પેઢી તરફ જ "અતિપરિચયાદવજ્ઞા"ને લીધે વધારેમાં વધારે રાગ, તિરસ્કાર અને શિકાયત હોય છે. કલાપીની અને નાનાલાલની અઢળક લોકપ્રિયતા ગાંધીયુગમાં ઘટી જવા પામી. બળવંતરાયની

કાવ્યભાવના અને પ્રવાહી પદ્યરચનાએ ગાંધીયુગના કવિઓને તેનું અનુકરણ કરવા પ્રેર્યા. "રે! રે!" અને "લોલ-કલ્લોલ"થી લોકોને પણ અરુચિ પેદા થવા માંડી હતી. ગાંધીજીના જીવનઆદર્શો, સત્યાગ્રહ આંદોલનો અને રચનાત્મક પ્રવૃત્તિઓએ નવયુવક કવિઓમાં નવી જ ભાવનાઓ જગાડી હતી. આથી ૧૯૨૫થી ૧૯૪૫ સુધીના યુગમાં ગુજરાતી કવિતા એક નવીન પ્રવાહ અને વિચાર બાગમાં વહેવા લાગી. પણ ઇતિહાસનું પુનરાવર્તન તો સદા થયા જ કરે છે. ઈ. ૧૯૪૨ પછીથી નાનાલાલની ગેય કવિતા અદ્યતન નવી કવિતામાં ફરીને ડોકિયાં કરવા લાગી એ જ રીતે અર્થઘનતા ભારી વજેલી કવિતા પણ લોકરુચિ એથી કટાણી હોઈ કલાપીની સરલ ઊર્મિમય મધુરતા તરફ વળી તેમાં નવાઈ નથી. 'Sincerity of emotions'—ઊર્મિની પ્રામાણિકતાને કાવ્યના મૂલ્યાંકનમાં હવે પ્રધાન સ્થાન મળતું થયું છે. સાચી સંવેદનશીલતા અને સન્નિષ્ઠ ઊર્મિનું બળ કાવ્યસર્જનને માટે અનિવાર્ય ગણાવા લાગ્યાં છે. કલાપીની કવિતા તેમના સાચા ઊર્મિબળને લીધે હજુ યે પોતાનું આકર્ષણ ટકાવી રહી છે તેમ એ આકર્ષણ નવી પેઢીમાં વધારે પણ ખરી બળવત્તરાયે પ્રવર્તાવેલી કાવ્યભાવનાએ ગુજરાતી કવિતાનું નાવ જે દિશાએ ચલાવી દીધું હતું ત્યાંથી એ નવી સાચા સનાતન કવિત્વની દિશામાં વળવા લાગ્યું છે એ પરિસ્થિતિમાં કલાપી વળી પાછો ગુજરાતી કવિતામાં, અલબત્ત નવીન સંસ્કારના સ્વરૂપે, સજીવન થાય એવો સંભવ વધ્યો છે એમ કહીએ તો ખોટું નથી.

અને તે સજીવન કેમ નહિ થાય? ઊર્મિકવિ તરીકે તેની આગવી વિશિષ્ટતા છે ગુજરાતી ઊર્મિકવિતામાં તેના ઊર્મિકાવ્યોએ પ્રગટાવેલું પોત મુલાયમ છે, પણ મજબૂત છે. ઊર્મિકવિ તરીકે કલાપીનું વ્યક્તિત્વ ગુજરાતના સૌ કવિઓમાં નિરાળું છે. એમાં ઊર્મિસમૃદ્ધ હૃદયનો જે ધબકાર સંભળાય છે અને તેના અનુભવનું ગાન તે જેટલી સાહજિકતા અને તીવ્રતાથી કરે છે તે ગુજરાતના સૌ કવિઓમાં અનોખું છે. એની કવિપ્રતિભા આત્મલક્ષી ઊર્મિકવિની છે, એની કાવ્યકલા કલાપીના નૃત્ય જેવી મનોહર છે, ભાષા અને છંદો એના અનુભવને સરસતાથી અને પ્રવાહિતાથી વ્યક્ત કરવા ખડે પગે તેની સમક્ષ હાથ જોડીને ઊભેલા દાસ છે. કલ્પના, અલંકારો અને અભિવ્યક્તિની કલા એને હાજરાહજૂર છે. રસ, સૌન્દર્ય અને ચિત્રનિર્માણનો તો તેને અજબનો સહયોગ સાંપડેલો છે. આવો પ્રતિભાવંત આત્મા સાચો જ કવિ હોય. સાચો જ માત્ર નહિ, એક સારો કવિ પણ હોય. કલાપીની ઊર્મિ જો સાચી અને ઊંડી હતી, એની અનુભૂતિ સહૃદયોના હૃદયમાં સમસંવેદન પ્રગટાવી શકે એવા ઊર્મિમંજાવાળી વાણીમાં જો અભિવ્યક્ત

થઈ હતી, જો ઊર્મિ જ તેની કવિતાની અને આંતરઅનુભૂતિની જનની હતી, તો એની ઊર્મિથી પ્રાણિત કવિ તેના ઉત્તમ કાવ્યો દ્વારા કેમ જીવતો નહિ રહે? કલાકૃતિનો ઉદ્‌ભવ આખરે તો કલાકારના આંતરઅનુભવમાંથી થાય છે. એ અનુભવ જો હૃદયનિષ્ઠ, પ્રબળ અને અભિવ્યક્તિને પાત્ર હોય તો એ અનુભવ પોતે જ પોતાને અનુકૂળ કલારૂપ લઈ લે છે. કલાપીની કેટલીક કૃતિઓમાં તેની અનુભૂતિએ જ આપોઆપ ઊર્મિકાવ્યનું રૂપ લઈ લીધું છે. "સુખન વિપ્લવ", "નવો સંદેશ," "જન્મદિવસ" આદિ આ કોટિના કાવ્યો છે. એ દૃષ્ટિએ જોતાં કલાપીની કવિતા એક દરે મૂલ્યવાન છે. તેનું હૈયું જ્યારે તેના સંવેદન–અનુભૂતિને સમાવી ન શકતું ત્યારે કાવ્યરૂપે વ્યક્ત કરવા થનગની ઊઠતું, જે સાચા કવિનું લક્ષણ હોય એટલે કલાપી માત્ર સાચો સ્નેહી જ નહોતો, કવિ હતો—સાચો કવિ હતો. એનામાં માત્ર સ્નેહનો કે લાગણીનો જોસ્સો નહોતો, પણ એના અનુભવને શબ્દમાં સંક્રાન્ત કરી શકે તેવી કાવ્યશક્તિ પણ તેનામાં હતી. ઊંડી, પ્રબળ, સાચી ઊર્મિ, તેના ચિત્તમાં આવતા તરંગોમાંથી જન્મતી મંથનક્રિયા, એ મંથનમાંથી જાગતું ચિંતન, તેમાંથી પ્રાપ્ત થતા રહસ્યનો અનુભવ અને તેનું સરસ, હૃદયમાંથી જ સીધું આવતું વાઙ્મયી ઉચ્ચારણ કલાપીમાં કળાકૌશલ હોય કે ન હોય તો પણ તેને સાચો કવિ ઠરાવવા પૂરતાં છે. લાઠીના આ અકાલે આથમી ગયેલા યુવાન રાજવીમાં વસતા કવિએ "કેકારવ"માંના પચાસેક તો પ્રથમ પંક્તિના સમુજ્જ્વલ સુંદર કાવ્યોથી કલાપીનું કવિ તરીકેનું સ્થાન ગુજરાતી કવિતાના દરબારમાં પ્રથમ પંક્તિની ખુરશીમાં ક્યારનું ય સ્થાપિત કરી દીધું છે. કલાપી નરસિંહરાવ, કાન્ત, નાનાલાલ અને ઠાકોરની હરોળનો કવિ છે. તે માત્ર ઓગણીસમી સદીનો જ પ્રથમ પંક્તિનો કવિ નથી, સમગ્ર અર્વાચીન કવિતામાં પણ તેનું સ્થાન આગલી હરોળના આ કવિપંચકમાં છે.

અને કલાપીની છેલ્લા એક વર્ષની કવિતા કેવી ઉજ્જ્વળ આગાહી કરાવતી હતી? "નવો સંદેશ" જેવા કાવ્યમાં દેખાતા તેમના કાવ્યવૈભવનો નમૂનો અને "આપની યાદી" જેવી ગઝલમાં દેખાતી તેમની મસ્ત કૌતુકપ્રિય કવિતાનો નમૂનો એ સૂચવે છે કે કલાપીની પ્રતિભા હવે ભવ્યોન્નત કલ્પનાએ અને ગહન દર્શને પહોંચી ગઈ છે. તેમનું વહેલું મૃત્યુ ગુજરાતી કવિતાની મોટી કમનસીબી છે. મહાન કવિ બનવાની તાકાત ધરાવતો આ કવિ તેના અલ્પાયુષે તેમ બની શક્યો નહિ, એ વિધિની શક્તિની મર્યાદા છે, કલાપીની નહિ. કલાપી તો "સુરતાની વાડીનો મીઠો મોરલો" હતો, જેની "મધુરી કેકા આજ પણ અંતરે ગીતા શી અથડાય" છે.

# પરિશિષ્ટ ૧

## (અ) રાજકુમાર કૉલેજનું શિક્ષણ

એ દિવસોમા રાજકોટની રાજકુમાર કૉલેજમા શિક્ષણ લેવાનુ સૌ રાજકુમારોને માટે આવશ્યક ગણાતુ. વઢવાણ કેમ્પમા તાલુકદારી ગરાશિયા કૉલેજ ઈ. ૧૮૮૧ના જૂનમા શરૂ કરવામા આવેલી અને નાના નાના તાલુકદારોના કુમારો ત્યા જ અભ્યાસ કરવા ઘણુંખરું જતા, પણ રાજ્યના સીધા ગાદીવારસ હોવાથી સુરસિંહને એવી નાની કૉલેજમા ન મોકલતાં જૂની અને મહત્ત્વની ગણાતી રાજકોટની કૉલેજ તેમને માટે પસંદ કરવામા આવી.

'રાજકોટની રાજકુમાર કૉલેજ સ્થપાઈ ઈ. સ. ૧૮૭૧મા. ભાવનગરના મહારાજા તખ્તસિંહજી એ કૉલેજના પ્રથમ વિદ્યાર્થી. આ કૉલેજમાથી મૅટ્રિક પાસ થનાર પ્રથમ વિદ્યાર્થી કર્નલ જોરાવરસિંહજીના પિતા ભાવનગરના હરિસિંહજી વજીર[1] કૉલેજના પહેલા પ્રિન્સિપાલ સર ચેસ્ટર મેકનોટન.'

રાજકુમાર કૉલેજમા પુસ્તકોનુ ભણતર તો તે વખતની અંગ્રેજી હાઈસ્કૂલોમાં મૅટ્રિક સુધીમા હતુ તેટલુ પણ ન હતુ. એના છેવટના ધોરણનો વિદ્યાર્થી મુંબઈ યુનિવર્સિટી કે કેમ્બ્રિજ યુનિવર્સિટીની પરીક્ષામા બેસી શકતો અને આગળ ભણવાની ઇચ્છા ધરાવનારને કોઈ અન્ય આર્ટ્સ કૉલેજમા ભણવા જવુ પડતુ. ગુજરાતી પ્રાથમિક ધોરણથી આરંભી મૅટ્રિક સુધીના જ અભ્યાસની વ્યવસ્થા ત્યા હતી પણ તે સિવાયના ઇતર અભ્યાસવિષયો ઉપર ત્યા ખાસ ધ્યાન અપાતુ. ગામડાની વહીવટપદ્ધતિ, હિસાબની રીત, રોજમેળ, ખાતાવહી, વિઘોટી, ભાગવહેંચણી, ખળા ભરવાની અને રાજભાગની પદ્ધતિ વગેરે રાજકુમારોને ખાસ ઉપયોગી વિષયોનુ વ્યાવહારિક જ્ઞાન એની કેળવણીનો એક વિશેષ ભાગ હતુ એ હેતુથી કૉલેજના વાઇસ-પ્રિન્સિપાલ મોરેશ્વર આત્મારામ તરખડ સુરસિંહ વગેરે રાજકુમારોને ગામડામા લઈ જતા અને વહીવટદારની સમક્ષ રાજકોટની પાસેના ગામડામા ખળા ભરાવવાનુ કામ કરાવતા પણ મૂળથી જ

૧ જુઓ મહારાજા સર ભાવસિંહજી રચિત 'History of Rajkumar College' એમા છપાયેલી એમના વિદ્યાર્થીકાળની છબીઓ પણ જોવા મળે છે.

સાહિત્યરસિક અને કુદરતશોખીન સુરસિંહને આવા વ્યાવહારિક શિક્ષણમાં રસ પડ્યો હોય એમ જણાતું નથી.

રાજકુમારોને કૉલેજમાં કાયદાનું શિક્ષણ પણ આપવામાં આવતું. એ વખતના રાજકોટના સેશન્સ જજ વિટવર્થને બંગલે રાજકુમારો દર અઠવાડિયે કાયદા વિશેનાં ભાષણો સાંભળવા જતા. એ ઉપરાંત સેશન્સ કોર્ટમાં કોઈ મહત્ત્વનો મુકદ્દમો આવ્યો હોય તો રાજકુમારોને તે સાંભળવા માટે લઈ જતા. કોર્ટના શિરસ્તેદારોની જેમ તેમને અક્ષરશઃ જુબાની લખવી પડતી. અંગ્રેજી ભાષાની તાલીમ લેખે તેનો અંગ્રેજીમાં તરજૂમો કરી મૅકનૉટન સાહેબને બતાવવો પડતો. કેસની બંને બાજુઓ તપાસી જઈ, તેમની તુલના કરી તેમની ન્યાયબુદ્ધિ મુજબ ફેંસલો આપી સેશન્સ જજને બતાવવો પડતો. જજ તેમને તેમની ક્ષતિઓ બતાવતા અને સુધરાવતા. આ પ્રમાણે કાયદાનું પ્રત્યક્ષ અને પરોક્ષ જ્ઞાન તેમને આપવામાં આવતું.

કૉલેજના ઉપલા બે ધોરણો માટેના શિક્ષણક્રમમાં મૅકનૉટને એક નોંધપાત્ર બાબત દાખલ કરી હતી. દરેક કુમારને માટે એક અલગ અંગ્રેજી ગદ્યપુસ્તક પસંદ કરવામાં આવતું. હર્બર્ટ સ્પેન્સરનું "એજ્યુકેશન", બર્કલેનું "હિસ્ટ્રી ઑફ સિવિલિઝેશન, ભાગ-૧" સ્મિથનું "વેલ્થ ઑફ નેશન્સ", સ્માઇલ્સનું "સેલ્ફ હેલ્પ"-અને આવાં ગંભીર, વિચારપ્રેરક પુસ્તકોમાંથી થોડાંક થોડાંક ભાગોનો તરજૂમો અવારનવાર કુમારો પાસે કરાવવામાં આવતો એ તરજૂમો ઘણું વાર સુધારવામાં આવે, કારણ કે શુદ્ધ, પ્રવાહી અને તરજૂમિયું ન લાગે એવા ગુજરાતી લખાણનો આગ્રહ શિક્ષકો તરફથી રાખવામાં આવતો. કુમારો પાસે એકબીજાનાં લખાણ શિક્ષકો તપાસાવતા. એ સમયે ત્યાં ભણેલા કેટલાક કુમારોની પોતાના વિચારોને વ્યક્ત કરવાની હથોટી પંડિતોને પણ મુગ્ધ કરે તેવી હતી તેનું કારણ યોગ્ય વયે બે કે ત્રણ વર્ષ સુધી મળેલી ભાષાંતરો કરવાની આ તાલીમ જ હતી. વળી, તરજૂમો લખતાં પહેલાં ભાષાંતર માટેના ખંડકો શિક્ષક સ્પષ્ટતાથી સમજાવી જાય, કોશો વગેરે સાધનોનો છૂટથી ઉપયોગ થઈ શકે વગેરે બાબતો મૅકનૉટનની પદ્ધતિનાં અંગરૂપ હોવાથી કુમારોને ધાર્યા કરતાં અઘરું પણ ઓછું પડતું અને ખૂબ નાની સંખ્યાના વર્ગોમાં આ અભ્યાસક્રમ હોવાથી તેનો લાભ ખંતીલા કુમારો ઉઠાવતા પણ સારી પેઠે.[૨]

---

૨. પ્રો બ ક ઠાકોરે આપેલાં યુનિવર્સિટી વ્યાખ્યાનોમાંના એક "ઊર્મિમૂર્તિ કલાપી" ને આધારે.

સુરસિંહે આ અભ્યાસક્રમનો શોખ એવો તો જાળવી રાખેલો કે કૉલેજ છોડ્યા પછી પણ તેમણે ભાષાંતર કરવાનો નિયમિત વ્યવસાય ચાલુ રાખેલો.[3]

કૉલેજના નિવાસ દરમિયાન દરેક કુમારે પોતાનો અસબાબ[4] અને રસાલો એમનાં રાજ્ય અથવા તાલુકાના મોભા અને શક્તિ અનુસાર સાથે રાખવાનો હતો, પોતાનું રસોડું પણ સ્વતંત્ર નિભાવવાનું હતું. ચોકીદાર, દૂધ માટે ઢોર, ભરવાડ અને ઘોડાગાડી, અંગરક્ષકો વગેરે દરેક કુમાર-વિદ્યાર્થીને પોતાનાં રાખવાનાં હતાં. પણ સૌએ રહેવાનું તો હતું કૉલેજમાં જ. અલબત્ત, રહેવાને માટે દીવાનખાનું, સૂવાનો ઓરડો, નાહવાનો ઓરડો, એમ ત્રણ ઓરડાથી યુક્ત જુદા જુદા બંગલા દરેકને આપવામાં આવ્યા હતા પણ તેમને ત્યાં રહેવાનું ફરજિયાત હતું. (આ બંગલાઓ હાલ મુંબઈ-અમદાવાદની સોસાયટીઓમાં ફ્લૅટો હોય છે તેવા જ હતા.)

## (બ) કલાપીનો આક્ષેપ:

રાજકુમાર કૉલેજમાં અપાતી કેળવણી પરત્વે સુરસિંહે ગોવર્ધનરામ અને મણિલાલ પરના પત્રોમાં અને પ્રસંગ પડતાં અન્ય સ્થળોએ પણ, અસંતોષ વ્યક્ત કર્યો છે. ૧. "કૉલેજ" એ શબ્દ બહુ મોટો લાગે છે. તે "રાજકુમાર કૉલેજ"માં મેં અભ્યાસ કર્યો છે. આ કૉલેજમાં બહુ જ થોડું શીખવવામાં આવે છે. આ કૉલેજમાંના શ્રેષ્ઠ કુમારનું જ્ઞાન માત્ર પાંચમા ધોરણ સુધીનું કહેવાય! બકલ્સ "હિસ્ટરી ઑફ સિવિલિઝેશન" વાંચવા શરૂ કીધું, પણ બહુ

3. જુઓ ૧૩-૮-'૯૩નો કલાપીનો પત્ર, "પત્રધારા", પૃ. ૨૪૭

4. આ અસબાબ-પહેરવેશ, રહેણીકરણી રાજકુમારોની અસલી હોવી જોઈએ એવી ઇચ્છા મૅકનોટન સાહેબની હતી. એ માટે સ્વ. વાજસુરવાળાએ તેમના સંસ્મરણોમાં એક પ્રસંગ નોંધાવ્યો છે.

"મારા ભત્રીજા રામવાળાને કૉલેજમાં દાખલ કરાવવા માટે હું ગયેલો.

રામભાઈ સાથે એમના મામા હતા. રામભાઈના બંગલાની ઓસરીમાં અમે ત્રણે ઊભા હતા એ જોઈ મૅકનોટન સાહેબ દૂરથી અમારી પાસે આવ્યા. મેં અમારું આવવાનું કારણ સમજાવી મારા ભત્રીજાને ઓળખાવ્યા. થોડી વાતો કરી જતા જતા રામભાઈના મામાના સર્વાંગ કાઠી પોશાક તરફ હાથ કરી કહ્યુ: "રામવાળાને કહેજો કે આવો પોશાક પહેરે. અને પછી પોતાનો કોટ પકડીને બોલ્યા: "આવો ન પહેરે." મૅકનોટને કૉલેજની ક્રિકેટ ટીમનો ગણવેશ પણ રજપૂતશાઈ રખાવેલો. ફૂલેનવાળું સુરવાલ, ગોઠણ ફૂલેનવાળું પહેરણ, એના પર પીળી અટલસનો કબજો અને પીળા રંગનો એક વેંતના લાંબા છેડાવાળો સાફો—એ એમનો ક્રિકેટ ગણવેશ. રાજકુમારો અંગ્રેજી પોશાક કે રહેણીની નકલ કરે તે તેમને કદી ન ગમતું.

મુદ્રેન પડવાથી પહેલું પુસ્તક અર્ધું વાંચી મૂકી દીધું. ( મણિલાલને પત્ર, "કલાપીની પત્રધારા", પૃ. ૧૧-૧૨)

૭. "રાજકુમાર કૉલેજમાં મ્હેં અભ્યાસ કર્યો છે તે નામનો જ છે. રાજકુમાર કૉલેજમાં ભણાવે તેટલું જ ભણનાર તો બહુ જ થોડ઼ ભણે છે. આ કૉલેજમાં ભણનારને વિદ્યાથી ભાગ્યે જ પ્રીતિ હોય છે એ દેશના નસીબની વાત છે. હજી રાજાઓની આંખ ઉઘડતી નથી. કુમારોને નથી સારી સોબત મળતી કે નથી સારો અભ્યાસ થતો. મ્હારો વિચાર મેટ્રિક પસાર કરી આર્ટ્સ કૉલેજનો વિદ્યાર્થી થવાનો હતો, પણ, રાજાઓ અને ગરાસિયાઓ વિદ્યાના ઓરમાન દીકરાઓ છે."[૫] ( ગોવર્ધનરામને પત્ર "કલાપીની પત્રધારા", પૃ. ૪૦૮ )

સુરસિંહે પોતે કૉલેજમાંથી પ્રાપ્ત કરેલું શિક્ષણ જોતાં તેમના અસંતોષ અને કડક ટીકાને વાજબી ગણવા પ્રેરાઈએ ખરા. એ કૉલેજના બીજા કેટલાક રખડુ રાજકુમારોનો શિક્ષણઇતિહાસ જોતાં ય એ અભિપ્રાયમાં સત્યાંશ લાગવાનો સંભવ ખરો. પણ આપણે ઉપર જોઈ ગયા તે શિક્ષણક્રમ અને અભ્યાસ પ્રણાલિકાની વ્યવહારોપયોગિતાને આધારે સુરસિંહની ટીકા વધુ પડતી આકરી અને કંઈક પૂર્વગ્રહપીડિત છે એમ લાગતું નથી? હા, રાજકુમારોના માનસ, દૃષ્ટિ, જીવનસંસ્કાર કે વિદ્યાપ્રેમનું અતિસામાન્ય કે પ્રાકૃત ધોરણ નજરે પડતાં સુરસિંહનો અભિપ્રાય સાચો ઠરે. પણ એમાં દોષ કૉલેજની શિક્ષણપ્રણાલી કે શિક્ષણધોરણનો નહિ, પણ રાજકુમારોની આસપાસના કલુષિત, ખટપટી, વિલાસી, સ્વચ્છંદી, ઉચ્છૃંખલ, ખુશામતિયા, રૂઢિચુસ્ત વાતાવરણની તેમના પર પડેલી પ્રબળ અસરનો છે. છીએ તે જ ઠીક છીએ એવી અહભાવપ્રેરિત મનોવૃત્તિને

---

[૫] સ્વ. મૂળચંદભાઈ આશારામે પણ રાજકુમાર કૉલેજના શિક્ષણ વિશે આકરી ટીકા કરી છે —

"રાજકુંવર નાનો હોય ત્યારથી ગોરા લોકોને માનની દૃષ્ટિએ જોવાની, તથા તે લોક અને ઉપરી જેવા છે તે ભાવના કેળવવાની ખાસ અસર કૉલેજમાં અપાતી કેળવણીની છે. આપણા દેશના રીતરિવાજ તરફ અણગમો ઉત્પન્ન કરવાનું અને રહેણીની શૈલીમાં પશ્ચિમનું અનુકરણ કરવાનું પણ ત્યાંથી શિખવાય છે"—"ઠાકોરશ્રી સુરસિંહજી: કેટલાક સ્મરણો"

શ્રી મૂળચંદ આશારામ શાહ, કામા ગુજરાતી સાહિત્ય પરિષદનો હેવાલ) પણ એ ટીકાનો જવાબ પાદટીપ "૪" માંની હકીકતથી મળી રહેશે.

લીધે, નહિ કેળવવાનો રાજકુમારોનો દુરાગ્રહયુક્ત મનોભાવ પણ એમાં ચોક્કસ દોષરૂપ નથી. જો એમ ન હોય તો જે સંસ્થાનો આવો સરસ શિક્ષણક્રમ હતો અને જેને પાછળથી નાનાલાલ અને બળવંતરાય ઠાકોર જેવા સમર્થ શિક્ષણશાસ્ત્રીઓનો સાથ સાંપડ્યો હતો તેનો પ્રભાવ તેના કુમાર વિદ્યાર્થીઓ ઉપર પડ્યા વિના રહે ખરો?

"કુમારોને નથી સારી કેળવણી મળતી"—એ વિધાન સુરસિંહના જીવનમાં જ કયાં સાચું ઠરે છે? સુરસિંહ કૉલેજમાં ન ગયા હોત તો તેમને દરબાર વાજસુરવાળા, જામનગરના રણજી, ભાવનગરના મહારાજા ભાવસિંહજી, વાડ્યાના દરબાર બાવાવાળા, ઈડરના ભાયાત સુન્દરીના કુમાર શિવસિંહજી અને એવા સજ્જન, ઉદારચરિત, ધ્યેયનિષ્ઠ અને વિદ્યારસિક મિત્રોની નોબત ક્યાંથી સાંપડત? આ સર્વ કુમારો સુરસિંહના સમકાલીન કૉલેજ મિત્રો હતા અને તેમનામાં કૉલેજશિક્ષણનો પ્રભાવ ઓછો પડ્યો નથી.

સુરસિંહ કૉલેજશિક્ષણ અને ત્યાંના વાતાવરણનો પૂરતો લાભ ઉઠાવી શક્યા નહિ એમ બનવામાં એમની પ્રકૃતિ અને સંજોગો કારણભૂત છે.

સુરસિંહ કૉલેજમાં નવ વર્ષ રહ્યા અને ભણ્યા, પણ તે સમય દરમિયાન તેમની વૃત્તિ એક બાજુ ટીખળી—તોફાની, રખડવાની, કુસ્તીનો શોખીન, નિરંકુશ, મસ્તરાગી, અભ્યાસને બદલે ગુજરાતી સાહિત્યના પુસ્તકોના વાચનમાં જ મશગૂલ રહેનારી અને ભૂત પ્રેત, જાદુ અને એવા કાલ્પનિક તુક્કાઓમાં રાચનારી તરંગી, તો બીજી બાજુ એકાંતપ્રિય પ્રમાદી, મસ્ત રહેનારી, ઊર્મિઘેલો અને અંગત લાગણીઓનો જ રસ લેનારી અને પોતાના સુખ-દુ:ખોમાં મગ્ન રહેનારી વળી તેમની આંખો તો છેક બચપણથી નબળી. આંખોની નબળાઈને લીધે તેમની તેર વર્ષની વયથી ડૉક્ટરોએ તેમને તાપમાં ફરવાની તેમ જ જાતે વાચવાની મના ફરમાવી. આંખના ઉપચાર માટે તેમને વારેવારે મુંબઈ દોડી જવું પડતું અને ત્યાં દિવસોના દિવસો સુધી રોકાવું પડતું. આંખના ખીલના આ રોગે જ સુરસિંહમાં સુંદરરસિકતા કદાચ સદા માટે રેડી હોય, તેમને નિર્માણવાદી બનાવ્યા હોય. એ બિમારી પાંચ-છ વર્ષ તો જોરમાં ચાલી, કિશોરવય બેસવા લાગેલી અને જુવાની જામતા નરમ પડેલી. આ કારણે કૉલેજના અભ્યાસ તરફ કે ત્યાંની ઇતર પ્રવૃત્તિઓ તરફ તેઓ ઉદાસીન બન્યા હોય. એમની ઇચ્છા મૅટ્રિક પાસ થઈ આગળ આર્ટ્સ કૉલેજમાં અભ્યાસ કરવાની હતી. પણ પહેલા ફોર્મ સુધી એટલે કે મૅટ્રિક વર્ગ સુધી પણ તેઓ પહોંચી શક્યા નહિ. આ

બધા કારણોએ તેમની કૉલેજના ઉત્તમ શિક્ષકોના અંગત સંસર્ગમાં આવવાનું પણ તેમને બહુ ઓછું બનેલું. આટલું થોડું હોય તેમ સુરસિંહ એમના લગ્ન પછી, નિયમવિરુદ્ધ જઈને ય, કૉલેજકાળના તેમના છેલ્લા વર્ષ દરમિયાન લીંબડીના ઉતારામાં—કૉલેજથી દૂર —બન્ને રાણીઓ સાથે રહેતા અને ઊછરતી જુવાનીના લગ્નવિલાસમાં મગ્ન બનેલા. આવા કારણોથી કૉલેજશિક્ષણનો કે ત્યાંના કોઈ શિક્ષકનો પ્રભાવ સુરસિંહ પર પડેલો નહિ અને તેમને ત્યાંની કેળવણી ખામીવાળી અને હાસ્યપાત્ર જણાયેલી!

સુરસિંહના સમકાલીન કૉલેજમિત્ર સ્વ. વાજસુરવાળાએ તેમની સંસ્મરણ લેખમાળામાં આ કૉલેજની શિક્ષણપદ્ધતિ અને વાતાવરણ વિશે નોંધ લખી છે તે વાંચતાં સમજાઈ જશે કે સુરસિંહનો આ બાબત વિરોધનો અભિપ્રાય કેવો ઉતાવળિયો અને પૂર્વગ્રહપ્રેરિત છે. (એ કદાચ મુંબઈની ટોલેન્ટે તરફના અણગમાભાવના લીધે ય જન્મ્યો હોય!)

"મેટ્રિકની પરીક્ષા પસાર કરવા માટે એ દિવસોમાં જે તૈયારી વિદ્યાર્થીઓને કરવાની હતી એ ઉપરાંત ભવિષ્યના રાજ્યકર્તાઓને માટે જરૂરી એવી તાલીમ માટે પણ ત્યાં પ્રબંધ હતો. કૉલેજ એક Residential School હતી અને અમારે સંપૂર્ણ દેખરેખ નીચે રહેવાનું હતું પ્રાચીન હિંદુસ્તાનમાં જે ચાર પ્રકારની કેળવણીની વ્યવસ્થા હતી એ બધા માટે અહીં ગોઠવણ હતી. મેદાની રમતો, ઘોડેસવારી, વરસ દરમ્યાન એક વખત social gathering અને તેના નાટ્યપ્રયોગો, સંસ્કારિતાપ્રેરક નૈતિક વ્યાખ્યાનોનો ક્રમ—આ અમારી ઇતર પ્રવૃત્તિઓ હતી અને મને લાગે છે કે શિક્ષણ ગમે તે પ્રકારનું હોય, પણ શિક્ષકનું વ્યક્તિત્વ એ વિદ્યાર્થીઓના જીવનઘડતરમાં એક મહત્ત્વની વસ્તુ છે. મારા શિક્ષકોમાંના કેટલાકોએ મારા જીવન પર ઊંડી છાપ પાડી છે અને એમનાં સ્મરણો મારી સ્મૃતિમાં ચિરાંકિત રહેલાં છે."

અલબત્ત, શિક્ષણમાં વિક્ટોરિયા યુગમાં ઇંગ્લંડમાં અપાતી પદ્ધતિ અને શિક્ષણભાવનાનું જ વિશેષે પ્રતિબિંબ પડે છે, તથાપિ એક રીતે પણ ભાવિ રાજકર્તાને આવશ્યક હોય તેવી તમામ પ્રકારની કેળવણી રાજકુમારોને અપાતી હતી, એ નિર્વિવાદ છે. જે શિક્ષણપ્રણાલી સ્વતંત્ર દેશની આજની યુનિવર્સિટીઓ સર્જી શકતી નથી તે મેટ્રિક સુધીનો જ માન્ય અભ્યાસ કરાવતી આ સંસ્થામાં પચોતેર વર્ષ પહેલાં વહેતી હતી. પુસ્તકિયા જ્ઞાનનું પ્રદાન કદાચ અલ્પ હશે, પણ રાજ્યના અધિકારો, ફરજો, રાજ્ય કરવાની પદ્ધતિ વગેરેનું શિક્ષણ આપવામાં, રાજાના વ્યક્તિ તરીકેના જીવનને નીતિ, શિસ્ત, સંયમ, સાદાઈ અને જાતશ્રમના

સંસ્કારથી વિભૂષિત બનાવી શકે તેવો જીવનક્રમ ઘડી આપવામાં અને તેમને તેમના રાજ્યવ્યવહારની સઘળી તાલીમ આપવામાં, ટૂંકમાં તેમને એક સારા કારભારકુશલ અને સમજદાર રાજા તથા ચારિત્ર્યશીલ માનવી બનાવવામાં મદદગાર નીવડે તેવો શિક્ષણક્રમ યોજવામાં આ કૉલેજે નોંધપાત્ર કાર્ય કર્યું હતું. અને આ હકીકતની પ્રતીતિ થતાં "રાજકુમાર કૉલેજમાં ભણાવે તેટલું જ ભણનાર તો બહુ જ થોડું ભણે છે," એમ કહેવાને બદલે આપણે એમ કહેવું પડશે કે "ભણાવે તેટલું'ય ભણનાર પણ તેમાં ઘણું શીખતો."

(ક) સર મેકનોટન:

**સર મેકનોટન** અમીર કુટુંબના શિક્ષણપ્રેમી સજ્જન હતા. તેઓ કેમ્બ્રિજ યુનિવર્સિટીના એમ. એ. થઈને ૧૮૬૬માં ચોવીસ વર્ષની વયે દરભંગાના મહારાજાના શિક્ષક અને સાથી તરીકે હિંદમાં આવેલા. તેમની શિક્ષણપદ્ધતિનો આદર્શ ઈટન અને હેરો જેવી ઈંગ્લંડની નામાંકિત શાળાઓનો હતો. ગુજરાત–સૌરાષ્ટ્રના ભવિષ્યના રાજ્યકર્તાઓને એમના ધર્મ, નીતિ અને જૂની પ્રણાલિકાઓને અનુરૂપ શિક્ષણ અને સંસ્કાર આપી રાજ્યભાર વહન કરવા તૈયાર કરવા એ જવાબદારીના ખ્યાલ સાથે તેમણે રાજકુમારોનાં શિક્ષણ અને વર્તનનું સંચાલન કર્યું. તેઓ ધ્યેયનિષ્ઠ, નીતિપ્રેમી, શિસ્તચુસ્ત, વિદ્યાર્થીવત્સલ અને ખૂબ ચીવટવાળા અધ્યાપક અને સંસ્થા-નિયામક હતા.

સર મેકનોટન વિશે પણ ગુજરાતના વિદ્વાનોમાં કેટલીક ગેરસમજ પ્રવર્તી છે. તેમણે વર્ગમાં આપેલા વ્યાખ્યાનોના ભાષાંતરરૂપે પ્રકટ થયેલ એક "વહેવારોપયોગી વચન" નામના પુસ્તકનું અવલોકન કરતાં સ્વ. મણિલાલ ન. દ્વિવેદીએ મેકનોટનના શિક્ષણકાર્ય ઉપર વૃથા ટીકાકટાક્ષ કર્યો છે,[૬] પરંતુ એ ભાષણ મોટી વયના રાજકુમારોને કાયર બનાવવાના હેતુથી નહિ પણ નાનાં ભૂલકાંઓએ એકલા એકલા રખડવા એટલે દૂર જવું નહિ એવી પિતૃસહજ શિખામણ તેમને આપવાના પ્રયોજનથી કરવામાં આવ્યું છે. સ્વ. નવલરામ ત્રિવેદીએ પણ આ ટીકાનો આધાર લઈ મેકનોટનને અન્યાય કરનારાં વિધાનો કર્યાં છે.[૭] પણ મેકનોટનનું 'Common Thoughts on Serious Subjects' જેવું પુસ્તક તેમનામાં રહેલા એક સાચા ચિંતક કેળવણીકારનો પરિચય કરાવે છે. જેમને તેમની સાથે પ્રત્યક્ષ સંપર્ક હતો અને કેટલાક જેઓ તેમના સારા શિષ્યો નીવડી ચૂક્યા છે તેમના એમને વિશેના અભિપ્રાયો ધ્યાનમાં લઈએ તો આ ગેરસમજ જરૂર

૬. "સુદર્શન ગદ્યાવલિ", પૃ. ૯૨૯.
૭. "કલાપી", પૃ. ૬૬.

'દૂર થઈ શકે. એમની શિક્ષણભાવના, વિદ્યાર્થીઓના ચારિત્ર્યવિકાસ માટેની એમની સતત ચીવટ અને કાળજી તથા પ્રિય શિષ્યો માટેનું હૃદયવાત્સલ્ય બતાવતા રેખાચિત્રો, સર ભાવસિંહ મહારાજ રચિત 'History of Rajkumar College' અને સ્વ. દરબાર વાજસુરવાળાના કલાપી વિશેના સંસ્મરણોમાં આલેખાયા છે તે એમનું ખરું વ્યક્તિત્વ પ્રકટ કરે છે. વિદ્યાર્થીઓએ મેકનોટનનું "બાબો" નામ પાડેલું તેનું કારણ તેમના અતીવ શિસ્તચુસ્તતા, નિયમપરસ્તી અને વિદ્યાર્થીઓની ઇચ્છાઓને તાબે નહિ થવાની કડક વૃત્તિ જ હતા. જો સુરસિંહ અન્યત્ર પોતાની પ્રકૃતિજન્ય અને સંજોગોની મર્યાદાને લીધે તેમને માટે ખાસ અહોભાવ વ્યક્ત નથી કરી શક્યા, તે આ પત્રના એક પત્રમાં તેમને માટે ઉપકારવશ લાગણી વ્યક્ત કરે છે. "પ્રાણ, એ વખત તો હવે ગયો જ. વળી મેકનોટન સાહેબ યાદ આવે છે. તેની ભોળી મૂરત મનમાં તરે છે. તેની કેવી કૃપા! એ હતા તો જ આ આવાસમાં આપણો સંયોગ થયો. રાજકોટમાં આપણા પૂર્ણ પ્રેમનું બીજ રોપાયું."[૮]

---

૮. "કૌમુદી", પુ ૧, અંક ૨, પૃ ૬૪, આ પત્ર આ સામયિક સિવાય અન્યત્ર ક્યાંય છપાયો નથી

## પરિશિષ્ટ ૨

### "કાશ્મીરનો પ્રવાસ"નો પ્રકાશન ઇતિહાસ

### ( ૧ )

નરહર જોશીને સંબોધીને કાશ્મીરનું વર્ણન આલેખતી પત્રમાળા પ્રવાસમાંથી લખતી વેળા કલાપીને સ્વપ્નેય ખ્યાલ ન હતો કે એ પત્રમાળા પુસ્તકરૂપે છપાઈને બહાર પડશે, પરંતુ નરહર જોશીએ એ પત્રો મળ્યા કે થોડા જ વખતમાં એમાંની છટાદાર કલમથી આકર્ષાઈને એનું પુસ્તક છપાવી પ્રગટ કરી દીધું. એનાથી તે કેટલા બધા ખુશ થઈ ગયા હતા તે તેમણે લખેલા તેમની કૉલેજના પ્રિન્સિપાલ મેકનોટન પરના નીચેના અંગ્રેજી પત્રના એક ભાગ પરથી જણાશે :

**"The following maiden attempt of your dear pupil, I liked so much and found it so interesting and instructive that besides getting it published in the local paper I got it published in a pamphlet form."**

એ જ પત્રમાં કલાપીને તે "gem of captivating lustre"[1] કહી બિરદાવે છે.

પણ આ પત્રો ઈ. ૧૮૯૨માં પ્રથમ પુસ્તકાકારે છપાયા પછી કલાપીની તરુણ પણ વિવેચક દૃષ્ટિને લાગ્યું કે એમાં જોડણી, શબ્દો, વિચાર તેમ જ શૈલીની દૃષ્ટિએ ઘણું સુધારવા જેવું છે. વળી આ એમનો પહેલો જ પ્રયાસ એટલે પણ તેમને અસંતોષ રહ્યા કરતો કે "એમાં ઘણી ખામી હશે." એથી કોઈ વિદ્વાન પાસે તેમાં સુધારા કરાવી એક સંશોધિત આવૃત્તિ બહાર પાડવાનો વિચાર તેમને છેક ઈ. ૧૮૯૩માં આવ્યો હતો. તા. ૧૯–૬–'૯૩ ના રોજ સ્વ. ગોવર્ધનરામને તે લખે છે: "વિચાર અને શૈલીમાં આપને યોગ્ય લાગે તેવો સુધારો કરી મ્હને ઉપકૃત કરશો."[2] પણ ગોવર્ધનરામે તેમાં તસ્દી લઈ કલાપીને ઉપકૃત કર્યા હોય એવું પછીના પત્રો પરથી જણાતું નથી. તેથી એ

૧. "કાશ્મીરનો પ્રવાસ"—સસ્તા સાહિત્યની આવૃત્તિના પ્રારંભે અપાયેલો પત્ર.
૨. "કલાપીની પત્રધારા"—પૃ ૫૨.

જ સાલમાં સ્વ. મણિલાલને તે વિનંતી કરે છે : "વિચાર અને શૈલી આપ સુધારી મને ઉપકૃત કરશો. આપ ઉપોદ્‌ઘાત લખી આપશો તો આ ન્હાના પુસ્તકને ઘટિતથી વિશેષ માન મળે."[3] એના જવાબમાં મણિલાલ પુસ્તકમાં અત્રતત્ર સુધારા સૂચવે છે અને પ્રસ્તાવના લખી આપે છે. (જો કે પ્રસ્તાવના પ્રાપ્ય નથી.)

પણ, કલાપી જેમ પોતાનાં કાવ્યોની બાબતમાં તેમ આ પ્રવાસની બાબતમાં પણ જાહેર પ્રકાશન પરત્વે ઉદાસીન રહે છે. એથી મણિલાલે સૂચવેલા સુધારા પ્રમાણે મિત્રમંડળ અને થોડાક પરિચિતો—શુભેચ્છકોને ભેટ આપવાના હેતુથી જ માત્ર બહુ મર્યાદિત સંખ્યામાં નવી સુધારેલી આવૃત્તિની નકલો છપાવે છે. બેત્રણ વર્ષ બાદ સંસ્કૃત શીખવા માટે રાખેલા શાસ્ત્રીજીને એક પોતે મૂળ લખેલી અને એક છપાયેલી એમ બે પ્રતો સુધારવા માટે આપે છે. પણ કલાપીને જાહેર પ્રસિદ્ધિ માટે મોહ નથી અને તેમની તે સમયની આંતરવ્યથા એવા પ્રકાશન પરત્વે તેમને લક્ષ આપવા દે તેમ પણ નથી, એ જોતાં "પ્રવાસ"નું જાહેર પ્રકાશન મોકૂફ રહે છે અને શાસ્ત્રીજી પણ એ સ્થિતિ જોતાં તેમાં કાંઈ સુધારા કરતા નથી.

(૨)

"કાશ્મીરનો પ્રવાસ"ની જાહેર આવૃત્તિ કલાપીના મૃત્યુ બાદ ઘણે વર્ષે ઈ. ૧૯૧૨ના જાન્યુઆરી માસમાં સ્વામી અખંડાનંદે "સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય" તરફથી પ્રગટ કરી. એ આવૃત્તિ કલાપીના મિત્ર સ્વ. રૂપશંકર ઓઝાને ઘણી ભૂલોવાળી જણાતાં તેમણે એ જ વર્ષના ઑક્ટોબર માસમાં સુધારેલી આવૃત્તિ પ્રકટ કરી.

પણ આ બને આવૃત્તિઓ સરખાવી જોતાં ખાસ ઝાઝો ફેર એમાં હોય એમ જણાતું નથી. જે શાબ્દિક પાઠભેદ કોઈ કોઈ ઠેકાણે છે તે અતિ ગૌણ છે. સસ્તા સાહિત્યની આવૃત્તિમા "કમળપૂજા ખાઈ" પ્રયોગ છે, જ્યારે સ્વ. ઓઝાની આવૃત્તિમાં "કમળપૂજા" (પૃ. ૨૭) શબ્દ અપાયો છે સૌરાષ્ટ્રમાં "કમલપૂજા ખાવી" એવો રૂઢ પ્રયોગ બહુ જાણીતો છે. "કમળપૂજા"માં "કમળદ્વારા પૂજા કરવાનો" અર્થ નહિ, પણ "શીષકમળ વધેરી તેને શ્રીફળને સ્થાને શિવ પર ચઢાવવાનો" અર્થ કલાપીને અભિપ્રેત છે. અઢારમે પાને સ્વ. ઓઝાએ 'અડાળીયો'ને બદલે 'રકાબીઓ' શબ્દ મૂક્યો છે. આ જોતાં સ્વ. ઓઝાએ કલાપીની

૩. "કલાપીની પત્રધારા"—પૃ. ૧૨.

મૂળ ભાષાને સંસ્કારવાનો પ્રયત્ન કર્યો છે, જે જરૂરી ન હતો. વળી સ્વ. ઓઝાવાળી આવૃત્તિમાં "શ્રી શંકરાચાર્ય અને મંડનમિશ્રનાં પત્નીનો સંવાદ થયો હતો" (પૃ. ૭૨) પછીથી ૭ પંક્તિઓ ત્યજી દેવાઈ છે, જે સ. સા. ની આવૃત્તિમાં છે. "વળી તેણે કહ્યું કે, અહીંથી થોડે દૂર અતિ ઉગ્ર અંબરનાથ મહાદેવ છે.........આ અંબરનાથનું મંદિર અશોકના દીકરાએ ચણાવેલ છે"—એ પંક્તિઓ સ. સા.ની આવૃત્તિમાં છે, સ્વ. ઓઝાનીમાં નથી.

(૩)

સ્વ. મણિલાલ નભુભાઈએ "પ્રવાસ"માં સૂચવેલા સુધારાઓ અને અંગ્રેજીમાં કરેલી ટીકાઓ નીચે પ્રમાણે છે:

(૧) પૃ. ૮૦, પંક્તિ ૨ "પાણી છાપરા પરથી રડતું હતું" એ પ્રયોગ માટે લખે છે કે 'That does not apply at all.'

(૨) પૃ. ૮૧મે જોશી માસ્તરે ફૂટનોટમાં નીચે પ્રમાણે નોંધ આપી છે: "જંગલ અને ડુંગરવાળા પ્રદેશોમાં વાદળાં ને વરસાદ થાય છે તે વખતે અંધારું કેવું દેખાય છે તેનું વર્ણન "મૃચ્છકટિક"ના પ્રથમ અંકમાં 'लिम्पतीव तमोऽङ्गानि वर्षतीवाञ्जनं नभः'—એટલે 'અંધારું જાણે શરીરને લીંપી દેતું હોય નહિ અને આકાશ જાણે કાજળનો વરસાદ વરસાવતું હોય નહિ'" એ નોંધ ઉપર ટીકા આપતાં લખે છે કે "I don't remember so. I think it is a simple description of darkness, irrespective of forests and mountains.

(૩) પૃ. ૮૪ છેલ્લો ફકરો.
જેસમની વિદાયવેળાના મનોહર વર્ણન માટે લખે છે:
"of all of your attempts at description I like this best."

(૪) પૃ. ૮૬, ફકરો ૨. "ભોંયરા ઉપરથી અને બંને બાજુએ પાણી વહ્યા કરે છે"—ને માટે લખે છે: "An awkward construction."

એ જ ફકરામાં "આ ભોંયરાને પાડી નાખવાં અથવા અંદરથી ચણાવી લેવરાવવાં જોઈએ. નહિ તો તે કોઈ ને કોઈ દિવસ અસલી કાળકાની માફક કોઈ નિરપરાધી મનુષ્યપ્રાણીનો ભોગ લેશે." એ તરંગ માટે લખે છે: "The metaphor is not quite appropriate."

(૫) પૃ. ૮૭મો, છેલ્લો ફકરો :

"ડાડીઓ (ડોળીઓ) આવી..... એકેકી ડાડીમાં એકેક જણ બેશી ગયા કે તુરત જ ઉપાડયા. "રામ બોલો ભાઈ રામ".— આ ગમત માટે લખે છે : "Too bad for simple humour."

(૬) પૃ. ૯૨, ફકરો ૨ : "નવપલ્લવ" શબ્દપ્રયોગ માટે લખે છે :

"You have used this compound very often. Pray see that you have used it where you mean trees with new sprouts."

(૭) પુસ્તકના છેવટના ફકરાના અતના દીર્ઘ વાક્ય માટે લખે છે:

"Very morose conclusion for a book of travel full of beautiful scenes and descriptions. The difficulties of travelling need not be connected with the highest calamities of life and their educating influences, nor made there ground of such morose termination."

પણ આમાની બધી જ ટીકાઓ યોગ્ય છે, તેમ કહી શકાય નહિ.

(૧) મા સ્વ. મણિલાલ "રડવુ" ક્રિયાપદનો અહી નો અર્થ સમજ્યા જ નથી. અહી "રડવુ"નો અર્થ "દડી જવુ—ગબડવુ" એવો છે. અને અર્થ તેમ જ શબ્દના ઔચિત્યની દષ્ટિએ આ જ શબ્દ સૌથી વધુ સમર્થ ને અર્થલક્ષી છે, અને યોગ્ય અર્થમા કુશળતાપૂર્વક તે યોજાયો છે. (૪) મા ક્લિષ્ટ વાક્યરચના ( awkward construction ) ગણી છે તે બરાબર નથી. એ જ ફકરામા "કાળકા"નો ઘટાવેલો તરગ મણિલાલ કહે છે તેમ 'Metaphor' નથી, પણ 'Simile' છે (રૂપક નહિ, ઉપમા છે), અને "અરાની કાળકા"માં આછો સ્થૂળ હાસ્યરસ છે તે મણિલાલ સમજી શકયા નથી. (૫) મા 'Too bad' જણાતુ નથી, એ તો માત્ર વિનોદી કલાપીનો 'Broad humour' (સ્થૂળ હાસ્ય) છે.

આમ, જોઈ શકાશે કે કલાપીના "પ્રવાસ"મા (અને એ રીતે તેનાં અન્ય કાવ્યો, લેખોમા પણ) જે કઈ સૂચનો, સુધારા થયા છે તે બધા જ યોગ્ય કે ઉપયોગી રહ્યા નથી. શુભેચ્છકો, મિત્રો તરફથી થયેલા સુધારાઓ કે સૂચનોએ કલાપીના સાહિત્યની ઘણી વાર સેવા કરવાને બદલે તેમના સાહિત્યને

વિકૃત સ્વરૂપમાં બહાર આણવામાં કે ઉત્તમ વસ્તુને સ્થાને અયોગ્ય વસ્તુ દાખલ કરવામાં ય ફાળો આપ્યો છે.

"કાશ્મીરનો પ્રવાસ"ની હાલ એકે આવૃત્તિની એક પણ નકલ ઘણા વખતથી પ્રાપ્ય થઈ શકતી નથી "વિદ્યાસભા" જેવા સમૃદ્ધ પુસ્તકાલયમાં પણ તેની એક ફાટીતૂટી જ નકલ (સસ્તા સાહિત્યની) મળી શકે તેમ છે. એ જોતાં કોઈ પ્રકાશનસંસ્થાએ "કાશ્મીરનો પ્રવાસ" પ્રગટ કરવાનું સેવાકાર્ય સત્વરે ઉપાડી લેવું ઘટે.

# પરિશિષ્ટ ૩

## "કલાપીના કેકારવ"ના પ્રકાશન ઇતિહાસ

સુરસિંહના કાવ્યોનો સંગ્રહ 'કલાપીનો કેકારવ" એ નામે સ્વ કાન્તે ઈ ૧૯૦૩મા પહેલવહેલો બહાર પાડ્યો પણ પોતાના કાવ્યોનો સંગ્રહ છપાવવાની ખ્યાલ મિત્રોના દબાણ તથા મદદથી છેક ઈ ૧૮૯૬મા સુરસિંહજી પોતે કરી રહ્યા હતા મણિલાલની એ કાવ્યો જાહેરમા સંગ્રહરૂપે મૂકવાની ઇચ્છાથી તે સુરસિંહજીને તે સંબંધમા પુછાવે છે સુરસિંહ તેમને જવાબ આપે છે: 'મારા બધા કાવ્યો જટિલ પાસે છે[1] એમને લખી મારી પાસે મંગાવી લેઈશ અને થોડા લખવાના બાકી છે તે લખાવી મણિશંકર સાથે આપને મોકલી દઈશ આપને યોગ્ય લાગે ત્યા સુધી એમને ત્યા રાખશો અને નકલો ઉતરાવવાનુ વગેરે જેની જરૂર પડે તે કામ કરાવશો" વળી પંદર દિવસ પછી બીજો પત્ર લખે છે તેમા જણાવે છે મણિશંકર મારી બધી નોટબુકો લઈ અહીંથી ચાલી નીકળેલ છે એ આપ પાસે આવશે પછી આપને યોગ્ય લાગે તેવી વ્યવસ્થા કરશો કેટલાક ઇંગ્રેજી કાવ્યો એક નોટબુકમા લખેલ છે અને બાકીના હું લખાવી મોકલીશ ઇંગ્રેજી ઉપરથી જે કવિતાઓ લખાઈ હોય અને તેમાની જેટલી તે નોટબુકમા ન હોય તેના મથાળા કૃપા કરી મને લખશો"[2]

જટિલ પણ મણિલાલને લખે છે કે પહેલા સુરસિંહજીનો વિચાર સંક્રાન્તે-શરમાતે પણ પોતાના કાવ્યોનો એક સંગ્રહ મિત્રમંડળ કાજે તથા પ્રસંગે-નિમિત્તે ભેટ-સોગાદ તરીકે આપવા માટે છપાવવાનો છે "I will send some copies of the book as soon as it is ready I should say before I send it to you that it is meant for "આપ્ત વર્ગ માટે" only, and it will even be written on the book"[3] "મે મિત્રમંડળ માટે હજુ સુધીના બધા કાવ્યો છાપવા આપ્યા છે તે તૈયાર થઈ આવતા તે જ દિવસે તમારા તરફ મોકલી દેવાશે"[4]

---

૧ મણિલાલને પત્ર—તા ૭-૧૧-૯૬, 'પત્રધારા'-પૃ ૩૩

૨ એજન, પૃ ૩૩ પત્ર ન ૪૮

૩ કલાપીનો પત્ર પત્રધારા પૃ ૩૭૪

૪ સરદારસિંહને પત્ર—તા ૧૯-૧-૯૬, 'પત્રધારા'-પૃ ૩૨૪

આમ, ૧૮૯૬ના જાન્યુઆરીથી સુરસિંહને પોતાના કાવ્યોનો સંગ્રહ છપાવવાની ઇચ્છા થઈ છે. તે માટે તે પોતાનાં સઘળાં કાવ્યો પ્રથમ તો જટિલને મોકલી આપે છે. જટિલ ભાવનગરના પ્રેસમાં સંગ્રહ છપાવવા ગોઠવણ કરે છે. સુરસિંહજી સચિત (રપશંકર ઓઝા) દ્વારા છપાવવા સંબંધમાં કેટલીક સૂચનાઓ પણ આપતા રહે છે: "કવિતાના પ્રુફ્રગ આવતા હશે. તેમાં તેને એક સૂચના આપજો. જેમ બીજાં વૃત્ત ચાર લીટીએ પૂરાં થાય છે અને ચાર ચાર લીટીએ અંતર રાખી છપાવવા તેમ અનુષ્ટુપની ચાર લીટી (ખરી લીટી બહુ ટૂંકી હોવાથી) બે લીટીમાં આવી જાય છે અને બે લીટીએ એક વૃત્ત પૂરું થાય છે એટલે અનુષ્ટુપ જ્યાં જ્યાં હોય ત્યાં ત્યાં જેટલો અંતર બીજાં વૃત્તોમાં ચાર લીટીએ રખાય છે તેટલો અંતર અનુષ્ટુપમાં બે લીટીએ રાખી છાપવા કહેજો. ગઝલમાં બધે જ બબ્બે લીટીઓ જુદી પાડવી. અને છેલ્લે માગી પાસે પ્રુફ્સ આવે ત્યાર પહેલાં એટલી સૂચના આપી દેજો કે જ્યાં લાલ સીસાપેનની વચમાં લીટી કરવામાં આવે ત્યાં દરેક વૃત્તથી અંતર બમણો રાખી લીટી પેરેગ્રાફ માફક જમણા હાથ પર જરા શરૂ કરે."[૫] આવી સૂચનાઓ સુરસિંહના સ્વભાવની ચોકસાઈ અને ઝીણવટ તથા સુંદરતાની દૃષ્ટિ સૂચવી જાય છે.

પણ ભાવનગર પ્રેસની છપામણીમાં એટલી બધી ભૂલો આવવા લાગે છે કે આખરે એને અધૂરો બંધ કરી "નિર્ણયસાગર"માં આપવા સુરસિંહ વિચારે છે.[૬] અને માસ દોઢ માસમાં '૯૬ સુધીના કાવ્યોનો આખો સંગ્રહ ત્યાં છપાઈ જશે એમ તે ધારે છે. "બીડી અને બીડીનો પીનાર" સિવાયના અત્યાર સુધીનાં બધા જ કાવ્યો સંગ્રહમાં લેવા તેમનો વિચાર છે.

સુરસિંહ મણિલાલને આ વિશે લખે છે અને તેમાં સુધારા વધારા ઘટાડા કરી તેનું યોગ્ય સંપાદન કરવા વિનવણી કરે છે, માટે કાવ્યોને મોકલે છે. મણિલાલ પોતાના "સુદર્શન મુદ્રણાલય"માં પોતાની નજર તળે છાપવાનું માથે લે છે, પણ મણિલાલથી પણ એનું છાપકામ તેના એકાદ ફરમાથી આગળ વધતું નથી. મણિલાલ ૧૮૯૮માં મૃત્યુ પામે છે અને એ સંગ્રહ સુરસિંહના ય મૃત્યુ સુધી છપાવો ખોરંભે પડે છે. આખરે ઈ. ૧૯૦૧માં પ્રો. કાંટાર પ્રભુલાલ શાસ્ત્રી, ત્રિભુવન મસ્ત કવિ અને જટિલના ટેકાથી સંગ્રહનું સંપાદન આદરે છે. તે માટે ૧૧-૮-૧૯૦૧ના રોજ તે એક અર્પણ કડી પણ રચી કાઢે છે:

૫ એજન—પૃ. ૨૫૩ 'સચિત'ને પત્ર તા. ૧૫-૧-'૯૬
૬. એજન—પૃ. ૩૩૬ સરદારસિંહને પત્ર તા. ૨૪-૧-૯૬

"કલાપ વિખરાયલો કલગિ ભગ્ન નાખી ગયો,
પડ્યા પ્રિય કરો વિષે, જતનથી અહીં ગોઠવી
મુકૂ અગર મન્દિરે ૭૨ી ગુર્જરીના, નવી
પ્રજા સહૃદયથી સુશોભન રહસ્યરસ એ પિયો"

આ સગ્રહનું અર્ધ ઉપર સપાદન થઈ જતા પ્રો ઠાકોર "કાન્ત"ના ભત્રીજા હરિલાસ ભટ્ટને લખે છે કે "તમારા કામ અને મારા મિત્રને જણાવશો ઝડપ કરે, અગર જો એમણે ચોપડી છાપવાનુ કાર્ય દીવાળી પહેલા શરૂ કરી દીધુ છે એમ મ્હારી ખાતરી નહી કરી આપો, તો બેસતા વર્ષને દિવસે હુ જ છાપવાનુ શરૂ કરીશ નક્કી'[૭] આ ચાનક ી "કાન્ત" ઉપર ધારી અસર થાય છે અને "કલાપીનો કેકારવ" ભાવનગર દરબાર પ્રેસે એનુ છાપકામ ધીમે ધીમે કર્યું તે છતા ૧૯૦૩મા પ્રકટ થાય છે

સમજી શકાશે કે "કેકારવ"ની છપામણી કેવી જેવી સ્થિતિમા થતી રહી છે અને તેની મૂળ પ્રતોમા કેવો ફેરફાર થતો ગયો છે જટિલે બનાવેલી પ્રતમા સુરસિહના મૂળ કા યોમા કેટલાક ફેરફાર થયા હશે જટિલ એકદરે સુરસિહના કાવ્યલેખનના માર્ગદર્શક ટોય એમ જણાય છે[૮] એટલે જટિલને તેમા સુધારો બગાડો કરવાની છૂટ સુરસિહ તરફથી જ મળેલી છે વળી સુરસિહ પણ પોતાના લખેના કા યોની મિત્રમડળમા વહેચ ી કરવા હરગોવન નામના તેમના કારકુન પાસે નકલો કરાવે છે, એટલે અર્ધપઢેલો હરગોવન પણ તેમા શબ્દોની અને વિરામચિહ્ન કે જોડણી ી ભૂલો કરતો રહેતો હશે તે પછી મણિનાલની પાસે જટિલની પ્રત કાન્ત" મારફત પહોચ્યા બાદ મણિલાલે પણ પોતાની મતિ મુજબ સુધારા કે ફેરફાર કર્યા હોવાનુ અસભવિત નથી કાન્તે "કેકારવ" છાપ્યો તે મૂળ જટિલની પ્રત ઉપરથી પ્રો ઠાકોરે જટિલ ઉપરાત પ્રભુલાલ શાસ્ત્રી અને ત્રિભુવન મસ્તકવિ પાસેથી કેટલાક મ યોની નકલ મેળવેલી આમ કાન્તે અને પ્રો ઠાકોરે પણ પોતાને મનફાવતા સુધારા "કેકારવ"ની આવૃત્તિમા કર્યા હોવાનો સભવ વિશેષ છે આ જોતા સુરસિહના મૂળ કાવ્યોમા કાવ્ય સમગ્રની પ ક્તિઓની કાપકૂપ શાબ્દિક ફેરફાર અઈ કોઈ નવી પ ક્તિનુ ઉમેરણ —એવા ફેરફારો થયા હોય એ ન માની શકાય તેવુ નથી "સુદર્શન" અને "ચદ્ર"મા છપાયેલા સુરસિહના મૂળ કા યો અને "કેકારવ"મા છપાયેલા

૭ ઊર્મિમૂર્તિ કલાપી' એ પ્રો ઠાકોરનુ મુબઈ યુનિ વ્યાખ્યાન જુઓ—
૮ જુઓ, કલાપીના જટિલ પરના પત્રો

કાવ્યોમાં કેટલોક તફાવત, અલબત્ત વિશેષે શાબ્દિક, ચોખ્ખો જોઈ શકાય તેમ છે. સુરસિંહની ડાયરીઓ પ્રાપ્ય બની શકી હોત તો તેના ઉપર સારો પ્રકાશ પાડી શકાત, પણ એ ડાયરીઓ હવે તો ગઈ. પ્રયત્ન કરવા છતાં પણ તેમના વારસદારો તરફથી મને સાંપડી નહિ.

"કલાપી" એ ઉપનામ પ્રથમ જટિલે સૂચવેલું છે. બાકી, સુરસિંહે કાવ્યસંગ્રહને આપવા ધારેલું નામ "મધુકરનો ગુંજારવ" હતું અને મણિલાલે સંગ્રહને એ જ શીર્ષક આપવા યોગ્ય ધારેલું. સુરસિંહની કવિતાનાં લક્ષણો તથા તેમનું માનસ તથા રસગ્રાહકતા જોતાં સુરસિંહે આપેલું નામ જ વિશેષ યોગ્ય અને સાર્થક લાગે છે.

## પરિશિષ્ટ ૪

"કેકારવની પુરવણી" અને "કલાપીનો કેકારવ"ની છેલ્લી (સં. ૨૦૦૯ની) આવૃત્તિની પ્રસ્તાવનામાં "કાશ્મીરમાં વિયોગ" નામનું કાવ્ય છપાયું છે. પણ રમાને કલાપીએ લખેલા પત્રો, કે જે હાલ પ્રકટ છે તે, તપાસતાં ઈ. ૧૯–૧૧–૧૮૯૧ના પત્રમાં ઉપરનું કાવ્ય નીચેના ફેરફારો સાથે મળે છે, જે વધુ વિશ્વસનીય અને સુરસિંહે first hand જ લખેલું છે.

પંક્તિ ૧માં "વીંધ્યા" નહિ, પણ "વિંટ્યા" છે.

પંક્તિ ૬માં "વિરહનો માર છેદ" નહિ, પણ "વિરહનું દુઃખ દે છે" છે.

પંક્તિ ૭માં "વૃક્ષના ઘસારા" નહિ, પણ "વાંસના ઘસાવા" છે.

પંક્તિ ૮માં "શશાંક સમીર થકી" નહિ, પણ "ચંદ્રકીર્ણ સમીરથી" છે.

પંક્તિ ૯માં "છરેરાને ખીણુ બધાં" નહિ, પણ "છોરા ને ખીણુ બધી" છે.

પંક્તિ ૧૦માં "ઝુકી રહી" નહિ, પણ "હાલી રહી" છે.

આ ઉપરથી જોઈ શકાશે કે માત્ર શાબ્દિક ફેરફારો સિવાય કલાપીનાં કાવ્યોમાં ખાસ ફેરફાર થયો જણાતો નથી.

# પરિશિષ્ટ ૫

## કલાપીના પત્રો: કેટલાકનો સમયનિર્ણય

### (૧)

'કલાપીની પત્રધારા'ના સંપાદનમાં ઘણી અશુદ્ધિઓ, અચોકસતા અને ભેળાળજી રહી જવા પામી છે. પત્રોની તારીખો ક્યાંક ખોટી છપાઈ છે; એક વ્યક્તિ ઉપરના પત્રો બીજી વ્યક્તિના નામે ચઢાવી દેવાયા છે, એકનો એક પત્ર કે તેમાંનો અમુક ભાગ બીજી વાર અન્ય પત્રમાં પુનરાવર્તન પામ્યો છે; પત્રોમાંના વિશેષનામો સ્વચ્છંદપણે લખી દેવાયા છે કે અપાયા છે, કેટલાક પત્રોમાંથી થોડાક ફકરા જ લીધા છે ત્યાં તારીખો પણ ઉડાડી દીધી છે; પત્રોમાં અનકાવતી રીતે મોટા અક્ષરો છાપ્યા છે. સં. ૧૯૮૧ના પોષ માસના 'કૌમુદી' ત્રૈમાસિકના અંકમાં પૃ. ૮૪મે છપાયેલો, રાજકુમાર કૉલેજના પ્રિન્સિપાલ મૅકનૉટન અને તેમના પત્ની વિશેનો કલાપીનો એક કીમતી પત્ર એમાં દેખાતો નથી; અને જેમાં કાંઈ રીતે કશો સાર ન મળે એવા કેટલાય પત્રો એમાં છે.

કેટલાક દષ્ટાંતો જોઈએ. રુગનાર વાજસૂરવાળાને લખાયેલો પત્ર નં ૧ (પૃ. ૧૧૦) તા. ૩–૧૦–૯૧ના રોજ લાઠીથી લખાયેલો છપાયો છે, પણ તેમ હોઈ શકે જ નહિ. કારણો :–(૧) તા. ૩–૧૦–'૯૧ના દિવસે તો કાશ્મીર અને ઉત્તર હિંદના પ્રવાસે જવા નીકળેલા કલાપી અમદાવાદમાં રોકાયા છે ( જુઓ : 'કલાપીનો કેકારવ,' પૃ. ૩૪–જીવનલાલ અમરશીની ઈ. ૧૯૩૧ની આવૃત્તિ.) તા. ૧–૧૦–'૯૧ના રોજ કલાપી પ્રવાસે જવા નીકળ્યા, પછી આ દિવસે તે લાઠીમાં કેવી રીતે હોઈ શકે? (૨) પત્રમાં વિગત આમ છે : "મણિભાઈ ચાલતા માસની ૧૩મી તારીખે અહીં આવશે." [મણિભાઈ એટલે મણિલાલ નભુભાઈ, 'કાન્ત' નહિ. તેમની સાથે અંગત સંબંધ કલાપીને બંધાયો, ઈ. ૧૮૯૪થી અને સવિશેષ તો ઈ. ૧૮૯૭થી ] પણ મણિલાલ સાથે કલાપીને અંગત પત્રવ્યવહાર કે પરિચય આરંભાયો છે ૧૮૯૨ના ઑક્ટોબરથી એટલે પત્રમાંની વિગત અને સ્થળનિર્દેશ, બંને ઉપરની તારીખને ખોટી ઠરાવે છે. ત્યારે, આ પત્ર શું બનાવટી ઠરે? ના. પત્રમાંની વિગતો જોતાં તે તા. ૩–૫–'૯૩ના રોજ લખાયો અનુમાની શકાય. (જુઓ, મણિલાલ ઉપરના પત્રો નં. ૩૭ અને નં. ૩૯નો સંદર્ભ.)

એવી એક બીજી ભૂલ, આનંદરાય દવે ઉપરનો પત્ર રાણા સરદારસિંહને નામે સંશોધકે ('સાગરે') ચઢાવી દીધાની છે. 'પત્રધારા'ના પૃ ૩૨૩મે છપાયેલા પત્રમા સંબોધન 'મ્હારા વ્હાલા આનંદ" એવું સ્પષ્ટ છે, પણ સંશોધકે 'આનંદ'નો અર્થ સંજ્ઞાવાચક નામ તરીકે ન જોતા 'હર્ષ,' 'ખુશી' એવો કરી એ પત્રમાની વિગતો, હકીકતો ન તપાસતા પત્ર સરદારસિંહને નામે ચઢાવી દીધો પૃ ૩૨૪મે સ××પાચ વાર નિર્દેશાય છે એમાનો સંદર્ભ સૂચવે છે કે સ×× એટલે સદુભા—સરદારસિંહ સદુભા તેના કુટુંબને લાઠીમાથી ન લઈ જાય તે વિશે સમજાવવા કલાપી આનંદને વિનતી કરે છે એટલે પત્ર આનંદરાય ઉપરનો છે, એ સ્પષ્ટ છે તેથી 'પત્રધારા'મા પત્રનું સ્થાન રાણા સરદારસિંહ ઉપરના પત્રોમા નહિ, પણ આનંદરાય પરના પત્રોમા જોઈએ પૃ ૩૭૩ ઉપર

વળી જુઓ મણિલાલ પરના છપાયેલા પત્રોમા પત્ર નં ૬૨ પૃ ૬૩નો જ એક ભાગ છે સરખાવો, પત્ર નં ૬૨ના ફકરાને પૃ ૩૮ ઉપરના પત્ર નં. ૬૦ની પંક્તિઓ ૪થી ૭ સાથે અને એના બીજા ફકરાને પૃ ૩૯ ઉપરના એ જ પત્રમાની ૮ થી ૧૭ પંક્તિઓ સાથે (તથા જુઓ '૧૪૪ પત્રો') એક જ પંક્તિઓનું પુનરાવર્તન એમા જણાશે એ જ પ્રમાણે 'કલાપીના ૧૪૪ પત્રો' તથા હાજી મહમદ સ્મારકગ્રંથમા છપાયેલા કલાપીના પત્રો સાથે 'પત્રધારા'માના પત્રોને મેળવી જોતા કોઈ કોઈ પત્રોમા શબ્દોના પાઠભેદ અને વાક્યો કે ફકરાના ઉમેરા-ઘટાડા માલૂમ પડી આવે છે દા ત મણિલાલ ઉપરનો પત્ર નં ૭૨ (પૃ ૪૨) 'પત્રધારા'મા અપૂર્ણ છે, '૧૪૪ પત્રો'મા પૂર્ણ છપાયો છે

આમ હોવાથી કલાપીના તમામ પ્રાપ્ય-અપ્રાપ્ય પત્રોનો એક જ પુસ્તકમા સંગ્રહ કરી તેનું શાસ્ત્રીય તટસ્થતાપૂર્વક યોગ્ય સંપાદન થાય તે જરૂરી છે.

(૨)

'કલાપીની પત્રધારા'મા સ્વ મણિલાલ નભુભાઈ પરના પત્રોની લખ્યા તારીખ-સાલ છાપવામા આવી નથી કદાચ, સંશોધકને પ્રાપ્ત થયેલા એ પત્રોમા પણ નહિ હોય જો કે એ આશ્ચર્ય જેવું છે કે અન્ય કોઈ વ્યક્તિ પરના કલાપીના પત્રોમા સ્થાન તારીખ-સંબોધન ઘણુંખરું સ્પષ્ટ હોય છે, તો એકલા મણિલાલ ઉપરના પત્રોમા કેમ નહિ હોય!

પણ કલાપીના જીવનપ્રસંગો કાવ્યો માનસિક દશા તથા અન્ય વ્યક્તિઓ ઉપરના તેમના પત્રોમાથી હકીકતોનો બરાબર અભ્યાસ કરીએ તો ચોક્કસ તારીખ તો નહિ, પણ એનો સમયગાળો નક્કી કરી શકીએ તેમ છીએ

એ પત્રોમાના કેટલાકની ચોક્કસ તારીખ 'કલાપીના ૧૪૪ પત્રો,'

હાજી મહંમદ સ્મારકગ્રંથમાં છપાયેલા પત્રો અને સ્વ. મણિલાલના 'આત્મવૃત્તાંત'[1]ના આધારે જ્ઞાત થઈ શકે તેમ છે. શ્રી. ઉમાશંકર જોશીએ 'ક્લાન્ત કવિ'ના ઉપોદ્‌ઘાતમાં બાલાશંકર ગળધી કલાપીએ મણિલાલ પર લખેલા એક પત્રમાંથી કેટલાક તારીખનિર્દેશ કર્યા છે, તેમાંથીય કેટલુંક સૂચન મળી રહે તેમ છે.

આ પ્રમાણે તપાસીએ. પત્રો નં. ૧ થી ૫, ૧૮૯૨ની સાલમાં લખાયા છે પત્ર નં. ૧ સાથે 'ફકીરી હાલ' કાવ્ય મણિલાલ ઉપર મોકલાયું છે કાવ્યની રચના તારીખ ૧૫–૧૦–૯૨ આપેલી છે, એટલે પોતાની છબી અને કાવ્ય સાથે મોકલાયેલો આ પત્ર ૧૮૯૨ના ઓક્ટોબરના ત્રીજા અઠવાડિયામાં લખાયેલો હોઈ શકે, કેમકે કાવ્ય ૧૮૯૨ના નવેમ્બરના 'સુદર્શન'માં છપાયું છે પત્ર નં. ૨ 'નિરાશ પ્રેમ'નું કાવ્ય દર્શાવે છે, જે કાવ્ય 'કેકારવ'માં 'એક પ્રેમ'ના શીર્ષક તળે છપાયું છે. એની રચનાતિથિ છે ૧૪–૧૨–૯૨ પણ આ કાવ્ય 'સુદર્શન'માં છપાયું નથી. પત્ર નં ૩ સાથે મોકલાયેલું કાવ્ય 'અશ્રુસ્થાન' ૧૮૯૩ના જાન્યુઆરીના 'સુદર્શન'માં છપાયું છે. એ કાવ્યની રચનાતારીખ ૧૯–૧૨–૯૨ પત્ર નં. ૩ પણ એ જ તારીખે લખાયો હોવાનું અનુમાન થઈ શકે.

પત્ર નં ૪ અને ૫ માં વર્ણવાયેલ કંટાળાની, સ્નેહપાત્ર ને પોતા વચ્ચેની અસમાનતાના દુઃખની અને વિદ્યાપ્રેમના ઉત્સાહ તથા રાજ્યજગતવિરાગની કલાપીની મનોદશા જોતા એ પત્રો ૧૮૯૨ના સંભવી શકે કલાપીના ૧૮૯૨ના કાવ્યો પણ આવી મનોદશાના સૂચક છે

તે તે પત્રોમાની હકીકતરેખાઓને અન્ય વ્યક્તિઓ પર લખાયેલા તે તે સમયના પત્રોમાના સંદર્ભથી મેળવી જોતા મણિલાલ ઉપરના પત્રો નં. ૬થી ૧૮ લગીના ઈ ૧૮૯૩માં કલાપીએ લખ્યા હોય એમ જણાય છે. તા ૬–૨–'૯૩ની પોતાના આત્મવૃત્તાંતની અપ્રકટ નોંધમા મણિલાલ જણાવે છે: "એક રાજા તરીકે એનું[2] એ ચારિત્ર વધારે ખીલવીને અનુકરણીય થાય એમ મારી ઇચ્છા એને લખવાનો ઉદ્દેશ છે" એ ઇચ્છાનો અમલ વર્ષ દરમિયાન તેમણે કર્યો હોય એમ તેમના આ સાલના પત્રો જોતા દેખાય છે. પત્ર નં ૬ મા કલાપીએ "મ્હારો જ ધર્મ મને બતાવો હવે કદી રાજ્ય છોડવાનો વિચાર હું કરીશ નહિ"—વગેરેમા મણિલાલના ધર્મપ્રબોધનો નિર્દેશ કર્યો છે. પત્ર નં. ૭મા પણ

---

૧ ડૉ ધીરુભાઈ ઠાકરને ત્યાં અવારનવાર જવાનું થતું અને તેમના ટેબલ ઉપર પડેલી તેમણે 'આત્મવૃત્તાંત'ના ભાગોની નકલ જેમાં કરી લીધી હતી તેવી નોંધો વાચવાનું સદ્‌ભાગ્ય મને મળ્યું હતું

૨ કલાપીનું.

એવા જ માર્ગદર્શનનો ઉલ્લેખ છે. પત્ર નં. ૧૧ મા અદ્વૈતતત્ત્વ સમજાવવા વિનતી છે. પત્ર ન. ૧૮ પણ 'આપથી જ હુ મ્હારો ધર્મ સમજ્યો,' એના વારવારના આભારસ્વીકારનો છે.

પત્ર ન. ૧૯ થી ૨૪ ઈ. ૧૮૯૪મા લખાયા હોય તેમ લાગે છે. એમા મણિલાલ કુશળ અને દક્ષ રાજ્યકર્તા બનવાની તાલીમ કલાપીને આપે છે. પત્રો ૨૫ થી ૩૬ ઈ. ૧૮૯૫ મા લખાયા હશે, એવુ અનુમાન થઈ શકે તેમ છે, કારણ કે રાજ્યગાદી મળ્યા પછી કલાપીને પડેલી મૂઝવણો અને મણિલાલ પાસે માગેલા માર્ગદર્શનનુ તેમા બયાન છે. પત્ર ન. ૨૫ 'આવી પડ્યુ એ ઉપાડવુ — છુટકો નથી' એ નિવેદન પોતાને ગાદી મળ્યાની બાબતનુ કલાપીએ કર્યું છે. કલાપીને ગાદી મળી ઈ. ૧૮૯૫ના જાન્યુઆરીની ૨૧મી તારીખે. ૩૦મો પત્ર મણિલાલે પ્રહલાદજીભાઈ દ્વારા પોતાને દીવાન બનાવવા કલાપીને લખ્યુ હતુ તેના જવાબરૂપે છે.

પત્ર ન. ૩૭થી પર ઈ. ૧૮૯૬મા લખાયા છે. તેમા કેટલાકની તો તારીખો પણ સ્પષ્ટ રીતે પ્રાપ્ત થાય છે. પત્ર ૩૭: ૧–૨–૧૮૯૬, ૩૮ ૨૨–૪–'૯૬, ૩૯: ૨૬–૫–'૯૬, ૪૦ : ૩–૬–'૯૬, ૪૧ : ૩–૬–'૯૬ (બને એક જ પત્ર છે), ૪૨. ૧૧–૬–'૯૬, ૪૩. ૧૩–૮–'૯૬, ૪૪ : ૧૭–૯–'૯૬, ૪૫ : ૧–૧૦–'૯૬, ૪૬ ૧૩–૧૦–'૯૬, ૪૭ : ૭–૧૧–'૯૬, ૪૮. ૨૨–૧૧–'૯૬, ૪૯ થી પર : ૨૩–૧૧–'૯૬થી ૩૦–૧૧–'૯૬.

પત્રો ૫૩ થી ૭૬, ઈ ૧૮૯૭મા લખાયા હોવાનો સભવ છે. આમા પત્રો ન. ૬૨ ને ૬૩ તા. ૩૦–૧૦–'૯૭ના રોજ અને ૭૨મો પત્ર ૬–૧૧–'૯૭ના રોજ લખાયાની માહિતી સ્પષ્ટ છે પત્ર ન. ૫૯મા મણિલાલને રૂ. ૧૮૦૦ આપવાની ઇચ્છા દર્શાવાઈ છે. પત્ર ૬૦મા "આપનો એવો આભાર છે તો પાછા કેમ લેવાય એ વિચાર છોડી દઈશ," એવો કલાપીનો જવાબ પણ છે.[૩]

---

૩ ડૉ. ધીરુભાઈ ઠાકર "વડોદરાથી નડિયાદ આવ્યા પછી થોડે જ વખતે કલાપીએ તેમને રૂ ૧૮૦૦ મોકલ્યા હતા,' એમ 'મણિલાલ જીવનરગ'ના પૃ ૨૫૩મે નોધે છે, પણ મણિલાલ વડોદરેથી નડિયાદ પાછા આવ્યા ૧૮૯૫ના જુલાઈમા, અને આ રૂપયા ૧૮૦૦) અપાયાની વાત આવે છે કલાપીના ૧૮૯૭ના પત્રોમા મણિલાલ પરના ૪૦મા પત્રમા 'હૃદયત્રિપુટી' કાવ્યનો ઉલ્લેખ છે, જે કાવ્ય ૭–૪–'૯૬ના રોજ પૂરુ થયુ છે ત પછી તો કલાપીના જીવનની કેટલીય મથામણો પત્ર ૫૮ સુધીમા આવે છે જે ૧૮૯૬–'૯૭ની છે એટલે પત્ર–૫૯, જેમા રૂ ૧૮૦૦) વાળી વાત આવે છે, તે નિ શક ૧૮૯૭મા લખાયો છે એટલે 'થોડે જ વખતે' નહિ, પણ લગભગ બે વર્ષે ડૉ. ઠાકરની એમા કંઈક વિસ્મૃતિ થઈ હશે એવુ જ બીજુ ખોટુ અનુમાન તેમણે ડામરી [illegible]ધમા કર્યું

પત્ર ૧૨–૧૩ ૩૦–૧૦–'૯૭ના રોજ લખાયા છે, એ માહિતી '૧૪૧ પત્રો'માં મળે છે. પત્ર ૭૨ એ જ પુસ્તક પ્રમાણે ૬–૧૧–'૯૭ના રોજ લખાયો છે.

પત્રો નં. ૭૭ થી ૧૦૮ ઈ. ૧૮૯૮માં લખાયા હશે, એમ માનવાને એમાંની વિગતો પ્રેરે છે. પત્ર નં. ૭૭માં શોભનાના 'ઑઇલ પેઇન્ટિંગ'નો ઉલ્લેખ છે, જે વાજસુરવાળા પરના ૮–૧૨–'૯૭ના રોજ લખાયેલા પત્રથી ક્યારે થયો તે નક્કી કરી શકાય. ૧૮૯૮ના જાન્યુઆરીમાં તે લખાયો હશે, એવું અનુમાન કરી શકાય. પત્ર નં. ૮૧, તા. ૨૫–૨–'૯૮નો; ૮૪, તા. ૧૧–૩–'૯૮નો; ૮૭, તા. ૨૧–૩–'૯૮નો; ૮૮, ૨૬–૩–'૯૮નો; ૮૯, ૨૮–૩–'૯૮નો; ૯૦, ૩૦–૩–'૯૮નો; ૯૨, ૧૫–૪–'૯૮નો[૪]; ૯૮, ૧–૬–'૯૮નો; ૧૦૦, ૨૦–૬–'૯૮નો; ૧૦૧, ૯–૭–'૯૮નો; ૧૦૨, ૧૪–૭–'૯૮નો; ૧૦૩, ૨૦–૭–'૯૮નો; અને ૧૦૮, ૧૮૯૮ના સપ્ટેમ્બરનો.

---

૩. પત્ર ૭૭માં "મારી ડાયરી' એવો સ્પષ્ટ ઉલ્લેખ કલાપી કરે છે. તેમાં 'આપને હું મોકલીશ' એવો નિર્દેશ પણ છે. એ પછી પત્ર ૭૮–૭૯માં કલાપી પોતાની ડાયરી મોકલવા વિશે લખે છે. ડૉ. ઠાકર 'મણિલાલ : જીવનરંગ'ના પૃ. ૨૫૭મે નીચે ૧૨મી ફૂટનોટમાં મણિલાલે પોતાની અંગત ડાયરી કલાપીને મોકલી હતી, એવું ક.ના પત્રો ૭૮, ૭૯ અને ૮૭ના આધાર પર નોંધે છે તે બરાબર નથી.

૪. શ્રી ઉમાશંકર જોશી પત્ર "નં. ૯૨ તે એપ્રિલના આરંભનો હોઈ શકે." એવા અનુમાન ઉપર પત્રો નં. ૮૪, ૮૮ અને ૯૦ના આધારે તેમના સંપાદિત પુસ્તક 'કલાન્ત કવિ'ના ઉપોદ્‌ઘાતમાં આવે છે. પણ આ પત્ર ૯૨ના આરંભની જ પંક્તિ 'આપે કહેલાં પુસ્તકો લાઠી જઈને વાંચીશ.' સૂચવે છે કે કલાપીએ પત્ર લખ્યો ત્યારે તે લાઠીમાં હતા નહિ. આ વખતે તે ગોપનાથમાં હતા, તે રાણા સરદારસિંહ ઉપરના પત્ર ૯૯, લલિતજી ઉપરના પત્ર ૫ તથા અન્ય પત્રોના સંદર્ભથી જાણી શકાય છે. ૯૩મા પત્રમાં કલાપી મણિલાલને ગોપનાથ બોલાવે છે.

તા. ૩–૫–૯૮નો રોજ ગોપનાથથી કોટડાવાળાં રાણીને પત્ર લખાયો છે તે દર્શાવે છે કે કલાપી ગોપનાથમાં લગભગ એક માસ રોકાયા હતા. હવે તે ગોપનાથ ક્યારે ગયા હતા? તા. ૯–૪–'૯૮ના રોજ. (જુઓ 'પત્રધારા'–૪. ૩૬૨) એટલે પત્ર ૯૨ ગોપનાથથી મણિલાલને લખાયો હશે તે એપ્રિલના મધ્યમાં; શ્રી ઉમાશંકર નોંધે છે તેમ "આરંભમાં" નહિ.

# પરિશિષ્ટ ૬

## કલાપીનાં અપ્રકટ કાવ્યો

આ કાવ્યો કલાપીએ રમાને સંબોધીને તેમના પત્રોમાં લખ્યાં છે, જે પત્રો અપ્રકટ છે. અલબત્ત, પત્રો અને પદ્યો કલાપીની પ્રારંભદશાના છે.

(૧)

(ભુજંગી)

અરે દિવ્યના તાપથી રાત રાતે,
ઉના અશ્રુના આપથી ઓધ થાતે,
થયું હેમનું આ કડું સર્વ મેલું,
દીસે રંગનું નૂર એનું ગયેલું
સરી જાય કાડાં થઈ હાથના એ,
પડ્યાં જ્યાં ચાહ ઘણાં દોર પાસે
દબાવ્યા વિના ચાલતું થાય પોતે,
થયો એટલો પાતળો ભત્ય જાતે (તા. ૨-૩-૧૮૯૦)

(૨)

(શાર્દૂલવિક્રીડિત)

એહા કોમળ ગાલ છે તરુણીના, છાતી તણા ઓગળી
જાયે છે સ્તનની અરે કઠીણતા, કેડો વળી પાતળી,
થાતી જાય દિને દિને મુખતણી શોભા ન દેખું રૂડી,
કાયાની સઘળી છબી યુવતીની દેખાય ફીકી પડી.

(તા. ૨-૩-૧૮૯૦)

(૩)

(રાજસી ઉમા જેવું છે "સદેશો ક્ષત્રી સુતાએ કહાવ્યો" તેવા રાગનું)

નથી સહેવાતો જુલમ હવે તો, પ્રાણ ધીમે ધીમે
કાઢરી લેતો? નથી — ૧

બાળે શીદને ધીરે ધીરે, મોત નથી કેમ સત્વરે દેતો ?
નથી — ૨

રખડું અહિંઆં પ્યારી વિના હું, અરજ ઉરે પ્રભુ કેમ
નથી લેતો ? નથી — ૩

બહુ થઈ તાત કૃપા કર કાંઈ, ભાળ પ્રિયાની તું
કેમ નથી દેતો ? નથી — ૪
(તા. ૨૭-૭-૧૮૯૦)

"કોની પાસે ફરિયાદ કરું ? જો વરસાદ જ ઝેર આપતો હોય, જો રાજા જ વસ્તીને દુઃખ આપતો હોય તો પછી ફરિયાદ કોની પાસે કરવી ? તેમ તેં જ તારી :—"

(૪)

(આર્યા)

ભ્રકુટી (નેણ) કમાન બનાવી, તીક્ષ્ણ ચક્ષું તીરવતી ભારી
ચડાઈ મુજ પર કીધી, હરાવી ઘાયલ કરી (લાડીમાં જ)
રહી પ્યારી.
(તા. ૩૧-૭-૧૮૯૦)

"પ્રાણ કાલ રાત્રે એક વાગ્યે ઉંઘ ઉડી ગઈ, ત્યાર પછી ચાર વાગ્યા સુધી પાછી આવી નહિં, તેટલા વખતમાં તારો વિચાર કરતાં કરતાં મેં આ આર્યાની ચાર લીટી જોડી કાઢેલી છે તે નીચે લખું છું.

(૫)

(આર્યા)

"નથી નિરખી મૃગનયની, ત્યાં લગી વિરહાગ્નિથી બળું ભારે,
મેઘ બપૈયો જપે છે, તેમ રટું તુજ નામ હું દીલમાંહિ,
મેઘ મયુર મનમાં છે, ચકોરનું ચિત્ત ચંદ્રે ચોરાયું
મળવા હે મદિરાક્ષી, મન મારું તો અતિશય લોભાયું."
(તા. ૩-૮-૧૮૯૦)

"ચોમાસાની અંધારી રાત છે ને વળી કામનાં બાણ મારી ચારે કોર ફર્યા કરે છે.

(૬)
(ગીતિ)

સુનાં મંદિર નીરખી, અંધારાં વળે આંખ આગળ ભારે,
પણ પ્રતિબિંબ છબીનો, ચંદ્રરૂપ અંધારમાં પરકાશે.
ફરૂં એકલો અહિંઆં, ભયંકર ભયભીત મુજને ભાસે,
ચેન ન પડે જરાયે, જેમ મીનને જલમાં કાઢે.

(તા. ૯–૮–૧૮૯૦)

જો કે સ્વપ્નાની કવિતા પુરી થઈ નથી પણ બીજી એક મેં કરી રાખી છે, તે તમને આપવાને લખું છું. તમને કયો રાગ પસંદ છે તે કેમ નથી લખતા, કે જેથી તેવા રાગમાં બનાવું.

(૭)
(ગીતિ)

ઝાડ જેમ પૃથવીને, બાઝ્યું છે ઉત્સંગે દઢતાથી
તેમ જ પ્રીતિ તારી, વળગી મુજને ઉંડી જડ નાખી.

(શીખરણીમત છંદ)

અહો પ્યારી મારી, શોક ન કરજે જરી હવે,
દિવસ તેર રહ્યા છે, મળવા પ્રિય મારી તને,
લોહચુંબક લોઢાને, ખેંચે છે જયમ નિજ ભણી,
તેમ જ પ્રીતિ તારી, ખેંચે મુજને તુજ ભણી.

(૮)
(સોરઠા)

દુઃખી —

કુમારી ચીત્ર જ તારૂં રે, મુજ દિલમાં ખચીત ઠસેલું
રતી સ્વરૂપ તારૂં હું જોઈને, મન મારૂં લોભાયું રે – જે– દિ–
સીંધુંમાં જેમ બિંદુ મળે છે, તેમ મુજ મન તુજ સાથે મળ્યું – જે– દિ–
હવે તો દીન થોડા રહ્યા છે, કરવા મુજ મન તૃપ્ત ખરૂં રે – જે– દિ–

(તા. ૭–૯–૧૮૯૦).

(૯)

"હે પ્રીયા,

(ગીતિ)

અરે ખરૂં કે સ્વપ્નું, આ વખતે હું નજરે નિહાળું
તુજને હે મદીરાક્ષી, મળવા મુજને તત્પર હું ભાળું

આવ આવ મુજ પ્યારી, કરૂં આલીંગન હર્ષ થકી આજે
મુજને નવ રહેવાયે, વિરહાગ્નિ મુજ દિલમાં બહુ લાગે.
ચાહતો હતો તુને હું, તનમનધનથી હે મમ પ્રાણપ્રીયા
દેખતો દૂર સ્વપ્નામાં, પાસે ઉભેલ તુજને હે પ્રમદા.
જાણે ચુંબન કર્યું, લઈ ગોદમાં સુતો હું હર્ષે,
કાંઈ ધ્વનીનાં થવાથી, જાણીને જાગ્યો હું નિરાશે.
પણ જ્યાં જોઉં ઉઠીને, ભાળું નહિં હે તુજને મમ પ્યારી
"હાય હાય" એ શબ્દે, ગજાવું મમ ગૃહ અતિશય શોર કરી.
માર મુંને તો મારે, તીક્ષ્ણ તેના તીર વતી ભારે
હૃદય ભેદાયે મારૂં, કેમ કરીને સહું હું દુ:ખ અતિરો,
સળગ્યો વિરહાનળ બહુ, મુજ હૃદયમાં તે વખતે આવી
લાજરૂપી વારીએ, નીજ ધારા રેડી કીધી શાંતી.
દિન પર દિન હો પ્યારી, હવાલ થાએ મારા આ રીતે
કોને કહું દિલ ખોલી, મન મારૂં તો અતિશય ગભરાયે.
સુણી અરજી પ્રભુ મારી, મેળવ્યો મુજને તુજથી હે પ્યારી
હર્ષ ઘણો હું પામું, રમીએ ચોરસબાજી આનંદથી.

-(સ્વપ્ન વિત્યા પછી ઉઠીને કેવી સ્થિતિ હતી ?)

(૧૦) (ગીતિ)

પ્રથમ મૃગાક્ષી પ્રીયાએ, ઘાયલ થઈને પડેલ હૈયાને
જાગ્રત કર્યું પણ સુતું, દુઃખ વેઠવા ઉઠયું છે જાગીને,
તુજ ન જાણું કેવું, અંગો મારાં અનંગ હિનરાશી
શઠ છે એ નિર્દય, તારામાં છે તમામ મુજ વૃત્તિ.

(બીજા સ્વપ્નમાં મેં તને પહેલી વખતે જ મળતાં, "એક બચી કરવા દે" એમ કહ્યું પણ ▮ બહુ જ હઠીલી થઈ અને તેથી આખરે બચી લીધા વિના જ સ્વપ્ન પુરૂં થવાથી એટલે કાંઈ કારણથી ઉંઘ ઉડી જવાથી હું જાગી ઊઠ્યો.) મારી અરજ:—

(૧૧) (દોહરો)

કોમળ વગર ચુંટેલ ને તાજા ફુલનું જેમ
મધ લે ચુસી ભ્રમર ખૂબ ઉત્સુક હું છું એમ
તુજ અધરામૃતપાનમાં, તુજ તૃષ ઉની ટાળ
તૃશા પાઈ રસસુંદરી, થઈ લગાર દયાળ.

(આટલું હું બોલ્યો તેટલામાં તું મને તરછોડી મારી પાસેથી એટલે ખાટ પરથી ઉઠી પલંગ પર જઈ બેઠી અને હું પણ એકદમ તારી પાછળ આવતો હતો. પછી પલંગ પર તારા કોમળ ગાલને જોરથી પકડી ચુંબન કરવા જતો હતો પણ તારા હોઠ આડી આંગળીઓ દઈ દેવાથી મારા હોઠ તારી આંગળીઓને બચી કરી શકતા હતા. પણ તારા અધરને તો અડી શકયા નહિ. આથી તારી સ્વપ્નમાં પણ હઠીલાઈથી મારે આમ નિરાશ થઈ ઉઠવું પડયું. તે કેવી રીતે!)

(૧૨) (દોહરો)

અધર હોઠ અંગુલી વડે, ઢાંકી વારંવાર
"રે મુજ ચુંબન મા કરો" એમ કર્યો ઉચ્ચાર,
છટા થકી બોલી ઊઠી, અટકાવ્યું મુજ કામ
સુંદર પાંપણયુક્ત એ નયન ફેરવી આમ
ઉંચું કરવા હું ગયો નીચું તારું મોંઢ
પ્રયત્નથી પણ નહિં થયું ચુંબન એનું (હોઠ) તોય.

(પણ)

(૧૩) (શાર્દૂલવિક્રીડિત છંદ)

પ્રીયા મુજને પાઈ પ્રીત પછીથી, પાછી જતી કાં રહી
આવે તું જો કદિ હવે મુજ કને, છોડું નહિ કામની
ચિંતા જાગરણે કરી નયન તો, રાતી વિશેષે દીસે
પ્રેમ પ્રાણ પડી જશે, પ્રીય પરી, પા અધરામૃત પ્રિયે.

(જેનું)

(ગીતિ)

શરીર આગળ જાએ, પાછળ ચિતડું તણાય પરવશ એ
ધ્વજ પેઠે રેશમની, ઉડે પવન જે ભણી તરી જાએ (એવો)
(તા. ૯–૯–'૯૦) સુરસિંહજી

(૧૪) (શાર્દૂલવિક્રીડિત)

જાણે કે લિન એ થઈ મન વિશે, પાડી પ્રતિબિંબમાં
એનું છે ચિતર્યું મને રૂપ શકે, છે કો તર્યું ચિત્તમાં
રોપી છે મુજ અંતરે જડી લિધી, છે વજ્રના લેપથી
ખોદીને મનડું ઊંડી ઊંડી પ્રિયા, દાટી દીધી છે અહીં.

જાણે એ જ પ્રિયા બધા મદનનાં પાંચે શરોથી કરી
અંગો અંગ થકી જડાયલિ દિસે આ ચિત્ત મધ્યે પૂરી.
ચિંતા જે નિત્ય વ્યાપતી શરીરમાં, તે રૂપી દોરા વડે,
પ્રાણાધાર શકે ગુંથાઈ ગઈ છે, આ ચિત્ત મારા વિશે."
(તા. ૨-૯-૧૮૯૧)

(૧૫) (વિધાતા વેરણ થઈ આડી—એ રાગ)

જીંદગી દુઃખિયારી મારી (૨)
પ્રાણ લઈને પ્રાણ ગઈ, ના પ્રાણ જરો આંહિ—જીંદગી.
હું દુખિયાનાં અલ્પ સુખો તેં હણી લીધાં પલમાંહી
મારી ઘાને દૂર ગઈ તું શોધું હું ક્યાંઈ—જીંદગી.
ધન્ય ધન્ય છે અણુવિશ્વાસુ દુઃખ દેનારી નારી
ફોકટ યત્નો હાથ કર્યા મેં આશાથી પ્યારી—જીંદગી
નજર નજરના મિલાપ સુધી પ્રીતિ રહે સૌની
પ્રીત ખરી તે પાછળ વધતી જુદાઈમાં પ્યારી—જીંદગી
પ્રીતિદોરને વિયોગ પડદો સાલે છે મનમાંહી

(૧૬) (ગીતિ)
પંજાબ હોટલ—લાહોર.

"જાઉં કહીં કહાં શોધું, ચાઉં, કહીં મમ પ્રિયાને મળવાને
ઉજ્જડ જગત દિસે છે, પ્રાણપ્રિયા મૃગનયની વિણ મુજને,
વસંત છતાં પુષ્પોની, હારો કાં નથી લાગી દર જૂએ
સુર્યોદય થાતાં કાં, ચકવો ચકવી મળ્યાં નહિ આજે.
મીન તડફતું દીસે, જાને કે સરોવર વિષ ભરિયું છે
પૂર્ણચંદ્ર ખિલ્યો છે, છતાં નિશા અંધારી ઘોર દિસે.
દોષ દઉં હું કોને, દોષ ખરો છે નસીબનો પ્યારી
ઈશે સુખદુઃખ સરજ્યાં, કસોટી કરવા સાચી પ્રીતિની.
(તા. ૧૦-૧૦-'૯૧)

"તને ખુશી કરવા હું એક કવિતા લખું છું :—

(૧૭) (ભૈરવી પર નવી ગઝલ)

(જાનેહીં હુઈ ખબર દિલમેં, મરે હુંઈ ફિકર—એ રાગ)
દિન ગયે વસ્લકે દિલદાર જલાવે અખી રાધે ગઈ
કુંજમેં કાતીલ સીના માર ગઈ —ટેક—

જાનતા જો પ્હેલેસે ઉલ્ફત ના કરૂ ઐસી,
અજામે દિન મેરા ખજર લગા તૂ ગઈ–૧
ચ્હેરે મહેતાબસે દિલકા ચિગગ બૂઝાયા
ચશ્મોસે દુર ગયે હય હય લગા આગ ગઈ–૨
રાધે બિદાબીનમે તુ હિલમિન બેઠી સખિયોસે
જગન બિયાબાન તેરા કિશન છોડ તુ ગઈ–૩
રાધે દિના હુ મે હાશી મેરે દોસ્તોમે
દિખા રૂપ રાધે તુ જી જલા તુ ગઈ–૪ (તા ૧૧–૧૦–'૯૧)

(૧૮)

કાફી–હરિગીત–સોરઠની ગઝલ

ક્યાઇા મુજ પ્રાણ પ્યારી તુ, વને છુ એકલો હુ હુ.
ફરૂ છુ હુ જુદાઈમા મને છે એકલી તુ તુ (તા. ૧૮–૧૦–'૯૧)
"સુખની પીજણુ પીજતા કાઉ કમતડી ધાઈ?"–

(૧૯)

–સવૈયા–

એક સમે પ્રિય પ્રાણની સાથ હુ વાત કરી હસતો રમતો'તો,
એક સમે પ્રિય પ્રાણની સાથ હુ પાન મધુનુ કરી જમતો'તો,
હાલ હવે ભટકુ વનમા તનમા, મનમા દિલ દાહ ઉઠે છે,
હાલ હવે ભટકુ વનમા પ્રિય પ્રાણ વિના દિલડુ સળગે છે.
(૨૫–૧૦–'૯૧)

(૨૦)

(ગીતિ)

હીરની ગાઠ પડી તે છોડી કે તોડી છુટી પડશે,
વજ્રલેપ થયો તે અગ્નિદાહે કદી એ ઉખડશે
પયમા જળ જે મળીયુ હસ ચાચથી જુદુ થઈ શકશે,
પ્રીતિ મારી ને તારી ઈવ કદીયે જૂદી નહિ ઠરશે. (૨૫–૧૦–'૯૧)

(૨૧)

મને છોડી ગઈ તુ તુ જીવુ તો શુ મરૂ તો શુ?
વને છુ એકલો હુ હુ જીવુ તો શુ મરૂ તો શુ?
હૃદય ફાટે દુખે મારૂ જીવુ તો શુ મરૂ તો શુ?
ગઈ ક્યા તુ ઝઉ ક્યા હુ જીવુ તો શુ મરૂ તો શુ?
(તા ૨૬–૧૦–'૯૧)

(૨૨)

—ગીતિ—

પ્રેમ પાસમાં પાડી, પ્રીતિ દોરીથી ગુંથી મુજને
હૃદય ગાંઠ વાળીને, હૃદય બાળવું ઘટે નહિ તુજને.

(તા. ૪-૧૧-'૯૧)

(૨૩)

—મનહર છંદ—

કદી મચ્છ જુદો થતાં પાણી અતી ઘણું રોએ
કદી ચંદ્રકાન્તના વિયોગે ચંદ્ર પીડાયે,
કદી મેઘતણે મને મયૂરની પ્રીતિ વસે,
લાભ તેથી થાય શું, વિયોગમાં એ ત્રણેને?

(પત્રાંતે)

—ગીતિ—

દેશવિદેશે ફરતો મરતો પ્રીતિથી રડતો
પ્રિયતમ દુઃખી રખડતો પ્રાણ પ્રાણને મળવા ઉછળતો.

(તા. ૧૬-૧૧-'૯૧)

(૨૪)

તા. ૧૯-૧૧-૧૮૯૧ના રોજ મનહર છંદમાં લખાયેલા પદ્યના પરિશિષ્ટ-૩માં મૂળ પાઠ આપ્યા છે. આ પદ્ય "કાશ્મીરમાં વિરહ" એ શીર્ષકથી "પુરવણી"માં પ્રકટ થયું છે.

(૨૫)

—ગીતી—

હાર ન હિમ્મત હૈયે, સુખદુઃખ સરજ્યું મનુષ્ય શિર હરિએ,
૬૬૮ કીડી કાર્ય મણ હસ્તી દેવાવાળો જ ફક્ત ઈશ દીસે.

(તા. ૩-૧૨-'૯૧)

(૨૬)

—ભુજંગી છંદ—

જગન્નાથજી જીવતાં રાખશે જો
હયાતી અમારી તમારી હશે જો
મળીશું હળીશું થશું સુખિ ત્યારે તો
નહિ તો દુઃખી દેહ પ્રાણે નક્કી તો. (તા. ૧૨-૧૨-'૯૧)

(૨૭)

(બિહારીલાલના ઢાળિયાનો—તાલાવેલી લાગી મારા તનમાં, બિહારીલાલ—એ રાગ)

સ્વસ્તી શ્રી શહેર સોહામણું મમ પ્રિય પ્રાણ : મનગમતું છે નામ રોહાતણું, ચતુર સુજાણ.

મનવ્હાલી તનમનધન છો પ્રિયા, મમ પ્રિય પ્રાણ, અધિકારી અર્ધાંગના છો પ્રિયા, ચતુર સુજાણ

લખિતંગ દર્શનનો પ્યાસી, મમ૦ દિન રાત તુજ વિણ રહે ઉદાસી, ચતુર૦

તુજ નાથ હું નીકળ્યો મુસાફરી, મમ૦ સર સ્નેહાલિંગન વાંચજે ખરી, ચતુર૦

તુજ પત્ર સર્વ પ્રીતથી જ વાંચું છું મમ૦ અતિ હર્ષથી જ હૃદયમાં જ ચાંપું છું, ચતુર૦

મળ્યા તૂલ્ય હું સંતોષ એથી માનું છું મમ૦ હરવખ્ત તે ફરી ફરીથી વાંચું છું, ચતુર૦

ન્હોતું ધાર્યું મેં પ્રથમ આમ તો થશે, મમ૦ તુજ વિણ મુજ પળ એક નાં જશે, ચતુર૦

'નહિતર કદી તરત નહિ મુસાફરી, હવે દ્રઢ કર્યું છે ના પડું જુદો ફરી૦
બન્યું તે બન્યું વ્રથા નહિ તે બને, અનુભવ વિના આ ખબર ક્યાંથી તો પડે.
ઇષ્ટ આદરે જે કૃત્યો સારું માનવું, એ ન્યાયસૂત્ર સત્ય કરી જાણવું.
મને ફીકર મોટી એક તો આવી પડી, મુજ કૃતિ મુજને ખરે આવી નડી.
છેપ મહેર કરી પાર તો ઉતારશે, મુજ હૃદયફરી અને ઉર ધારશે.
પ્રીત શબ્દનો બન્યો છે આપ કારણે, ફળ એનું જુલે છે પુત્ર પારણે.
આશ પ્રિતમ ફેરી મનમાં જ એક છે, મળું પ્રથમ આવી આપને એ ટેક છે.
સુખનિધી ઉછર્યો છે આપ સંગથી, દુનિયા લાવ લીધો પુર રંગથી.
દિર્ઘ આયુષ આપે આપને હરી, ખરે મન થકી માગું જ હું ફરી ફરી.
બન્યું અલ્પ એ ઘણું કરીને માનજો, સ્નેહ પ્રિત તો સદૈવ નિભાવજો.
લાલ બાલુને હેતથી રમાડજો, આપ માતને સંતોષ પમાડજો.
સેજો બાલુને જ આપ ઉત્સંગમાં, ઘણા સ્નેહથી પ્રણામ સુરસિંહના.

(તા. ૧૩–૧૨–'૯૧)

(ઉપરનાં કાવ્યો શ્રી મનુભાઈ જોધાણી પાસેથી મળેલી કલાપીના રમા ઉપરના અપ્રકટ પત્રો જેમાં છે તેવી બે નોટબુકોમાંથી મળ્યાં છે. તેમાંની જોડણી તથા છંદોનાં નામ જેમનાં તેમ રાખ્યાં છે.)

# પરિશિષ્ટ ૭

સ્વ૦ પ્રહ્લાદસિંહજી, ના. લાઠીનરેશની મમતા અને પરવાનગીથી તેમનું પુસ્તકાલય તપાસી જવાનો લાભ મેં લીધેલો. તા. ૨૫–૨૬–૨૭ મે ૧૯૫૭ના રોજ તે પુસ્તકાલયમાં બેગી કલાપીએ પોતે વાંચેલાં અને તેમણે અભ્યાસ માટે મંગાવેલાં નીચેનાં પુસ્તકો હું તેમાંથી જોઈ શક્યો. એ પુસ્તકોમાં ક્યાંક કલાપીની સહી હતી, ક્યાંક ટીકાઓ કે મનનના ઊભરા હતા અને ક્યાંક તેમને જેમના તરફથી તે પુસ્તકો ભેટરૂપે મળેલાં તેના ઉદ્દગારો કે ભેટ આપવાની નોંધ હતી. (આમાં માત્ર પાઠ્યપુસ્તકોનાં કે સાહિત્યનાં જ પુસ્તકોની નોંધ આપું છું.)

(1) The Adventures of Telemachus–by John Hawesworth
(2) Easy Lessons on Money Matters
(3) Goldsmith's Traveller
(4) The Children's Garland from the Best Poets–by Coventry Patmore (Golden Treasury Series)
(5) Love Letters of a Violinist and Other Poems–by Eric Mackay.
(6) The Morals of Seneca–A Selection of His Prose–by Ed. Walter Clode (Presented by Shri P. S. Jhala on 21–8–1893)
(7) *A Lover's Litanies and Other Poems by Eric Mackay.*
(8) Lyric Love (Golden Treasury Series) (Presented by the late Rana Sardarsingh on 30–7–96)
(9) Arrows of Song by Mackay.
(10) The Golden Book of India–by Sir R. Lethbridge, K. C. I. E.
(11) The Bustan–by Shaikh M. Sadi Shirazi, Translated by Clarke
(12) Education–by Herbert Spencer

આ પુસ્તકને મથાળે કલાપી લખે છે :

"સ્પેન્સરના શુભવચનની કિંમત કહી ન જાય,
અનુસરતાં આગ્રહ થકી દુઃખ દષ્ટિથી જાય."

(13) A Child History of England–by Charles Dickens

(14) Faust by Goethe : Translated from German by John Anster

(15) On Heroes, Hero-worship and the Heroic in Hisory -by Carlyle (Chapman and Hall, London)

(16) The Poems and Songs–by Robert Burns

(17) The Crown of Wild Olive–by John Ruskin

(18) The Poetical Works of Thomas Moore. [Presented by Dave Anandray on 26–7–1893.]

(19) The Deserted Village–by Goldsmith

(20) Lay of the Last Minstrel–by Scott (Eng. School Classics)

(21) The Children's Treasury of Lyrical Poetry–by Palgrave

(22) Songs and Sonnets–by Shakespeare. Presented by Rana Sardarsingh (1893)

(23) Selected Poems of Mathew Arnold (Macmillan)

(24) Golden Treasury of Songs and Poems–Palgrave

(25) Poetical Works of John Keats. Presented by A. Dave

(26) The Poems of Elizabeth Browning

(27) The Plays of Shakespeare (in different books) e. g. Romeo & Juliet, Othello, Macbeth, etc.

## પરિશિષ્ટ ૮

### (અ) કલાપીનાં કાવ્યો, લેખો અને ગ્રંથો

ઈ. ૧૮૯૦ : તેમનું રચેલું પ્રથમ ભુજંગી છંદમાં પદ્ય; રમા ઉપરના અપ્રકટ પત્રમાં મળે છે.

૧૮૯૦ : જાન્યુઆરીની બીજી તારીખનો તેમણે રમા ઉપર લખેલો બીજો પત્ર શ્રી. મનુભાઈ જોધાણીની નોટબુકમાં મળે છે.

૧૮૯૨ : તા. ૧૫–૧–'૯૨ થી તા. ૨૨–૧–'૯૨ની મુસાફરીમાં "કાશ્મીરનો પ્રવાસ" ના પત્રો લખાયા.

૧૮૯૨ : "ફકીરી હાલ" નામની તેમની ગઝલ તા. ૧૫ ઑક્ટોબરે "સુદર્શન" માં પ્રકટ થઈ. પ્રકટ થયેલું આ તેમનું પહેલું કાવ્ય.

૧૮૯૩ : પોતાના કાવ્યસંગ્રહમાં આગળ મૂકવા માટે પ્રસ્તાવના લખી, જે "કેકારવ" ની છેલ્લી આવૃત્તિના ઉપોદ્‌ઘાતમાં છે.

૧૮૯૬ : પોતાનો કાવ્યસંગ્રહ પ્રકટ કરવા માટે છાપખાનામાં આપ્યો, પણ ભૂલો ઘણી આવવાથી પાછો મંગાવી લીધો.

૧૮૯૮ : એપ્રિલ, સ્વીડનબોર્ગનો "સ્નેહ વિશ્વ" પર ગોપનાથથી કાન્તને પત્ર લખ્યો, જે પાછળથી "જિજ્ઞાસુ" ની સહીથી પ્રકટ થયો.

સંવત ૧૯૫૬ વૈશાખ–જ્યેષ્ઠ માસના "ચંદ્ર" માં "કાન્તનો દિનચર્યા લેખ", એ નામે અંગ્રેજી નવલના તેમણે કરેલા ભાષાંતરમાંથી કેટલાંક પ્રકરણો પ્રકટ થયાં.

૧૯૦૩ : "કલાપીનો કેકારવ" (મ. ર. ભટ્ટ સંપાદિત) પ્રથમ આવૃત્તિ

૧૯૧૨ : "કાશ્મીરનો પ્રવાસ"–રુપશંકર ઓઝા તરફથી પ્રકટ થયો „ „

૧૯૧૨ : કાશ્મીરનો પ્રવાસ, કલાપીના સંવાદો તથા સ્વીડનબોર્ગના ધર્મવિચાર" — (સસ્તું સાહિત્ય)

૧૯૧૩ : "માલા અને મુદ્રિકા" (મ. ર. ભટ્ટ સંપાદિત)

૧૯૧૪ : "હમીરજી ગોહેલ" (સંપા. મ. ર. ભટ્ટ)

સંવત ૧૯૭૮ : "કલાપીના પત્રો" હાજી મહમ્મદ સ્મારક ગ્રંથમાં પ્રગટ થયા.

સવત ૧૯૭૯ : "કેકારવની પુરવણી" (પ્રસિદ્ધકર્તા રમણીક કિશનલાલ મહેતા)
સવત ૧૯૮૧ : જ્યેષ્ઠનો ખાસ કલાપી અક "કૌમુદી" ત્રૈમાસિકે પ્રગટ કર્યો.
સવત ૧૯૮૧ : "કલાપીના ૧૪૪ પત્રો" શ્રી મુનિકુમાર મ. ભટ્ટે એ ખાસ અકમા પ્રગટ કર્યા.
સવત ૧૯૮૭ "કલાપીની પત્રધારા"—શ્રી જોરાવરસિહજી, કલાપીના પુત્રે પ્રગટ કર્યું.
ઈ. ૧૯૩૫ : "નારીહૃદય", કલાપીની અધૂરી નવલ પૂર્ણ કરાવીને રમણીકલાલ કિ. મહેતાએ પ્રગટ કરી.
સવત ૧૯૮૧ : પોષના "કૌમુદી"ના અકમા કલાપીનો એક પત્ર પ્રસિદ્ધ થયો છે, જે અન્ય કોઈપણ સગ્રહમા છપાયો નથી.

"દુઃખમાથી સુખ" એ લેખ "માલા અને મુદ્રિકા"નુ એક પ્રકરણ છે. તે ટૂકી વાર્તા છે, એવો ભ્રમ ખોટી રીતે ઊભો થયો છે. આ સિવાય તે ઈ ૧૮૯૭–'૯૮ મા આત્મકથા લખતા હતા, તેનો નાશ કરવામા આવ્યો છે. તેમણે લખેલી ડાયરીઓ પણ હાલ પ્રાપ્ય થઈ શકતી નથી.

## (ખ) કલાપી અને તેમની કવિતા વિશે ગણનાપાત્ર લેખો, ભાષણો અને પુસ્તિકાઓ

૧. "કલાપી"—કલાપીજયતી પ્રસગે કાન્તે વાચેલો નિબધ. "સાક્ષર જયતીઓ"ના પુસ્તકમા મળે છે.
૨. "આપણુ નવીન કાવ્યસાહિત્ય"—કાન્તે પહેલી સાહિત્ય પરિષદમા વાચેલો નિબધ.
૩. "કલાપીનુ સાક્ષર જીવન", રયશકર ઓઝા, ત્રીજી સા. પરિષદનો અહેવાલ.
૪. "કલાપીનુ જીવન", સ. ૧૯૬૫ના "જ્ઞાનસુધા"ના પુ. ૨૩, અક ૭, ૧૯૦૯ના જુલાઈના અકમા કાન્તે લખેલો લેખ.
૫. "હૃદયત્રિપુટી", બળવતરાય ઠાકોરનો સ. ૧૯૭૮ના "હિદુસ્તાન"ના દિવાળી અકમા લેખ.
૬. "ઠાકોર શ્રી સુરસિહજી", મૂળચદ આશારામ, ૧૧મી ગુ. સા. પરિષદનો અહેવાલ.
૭. "કલાપીના જીવન ને કવન સબધી વિવેચન", સ્વ. ર. વ. દેસાઈ: "જીવન અને સાહિત્ય" પુ. ૧–૨
૮. "કેકારવની પુરવણી"નો ઉપોદ્ઘાત, નાનાલાલ કવિ.

૯. "કલાપી", નવલરામ ત્રિવેદીનું નાનું પુસ્તક (પ્રકાશક : ગૂજ. વર્ના.સોસાયટી)
૧૦. "કલાપીનુ જીવન ને કવન", "કેટલાક કાવ્યો" : લે. નવલરામ ત્રિવેદી
૧૧. "આપમાતા અને બીજાં કાવ્યો", સંપાદક નવલરામ ત્રિવેદી
૧૨. "હૃદયત્રિપુટી અને બીજાં કાવ્યો" " " "
૧૩. "ઊર્મિમૂર્તિ કલાપી", બળવંતરાય ઠાકોરે ઈ. ૧૯૩૫માં આપેલાં મુંબઈ યુનિવર્સિટીમાં વ્યાખ્યાનો (અપ્રકટ)
૧૪. "અર્વાચીન કવિતા", શ્રી સુંદરમ્
૧૫. "કલાપીના આંતરજીવનનું રેખાચિત્ર", "વિદ્યાવિસ્તાર વ્યાખ્યાનમાળા", પ્રકાશક : ગુ. વિ. સભા. —શ્રી સુંદરમ્
૧૬. "કલાપી—સાહિત્યકાર તરીકે", એજન
૧૭ "કલાપી પરિચય", રૂપશંકર ઓઝા, "કૌમુદી", પુ.૧, અં. ૨, પોષ ૧૯૮૧.
૧૮. "કલાપીથી શોભના કે શોભનાથી કલાપી?", રૂપશંકર ઓઝા, "શારદા," સને ૧૯૨૫, ફેબ્રુઆરી.
૧૯. "કલાપીનો સાહિત્ય દરબાર", નાનાલાલ કવિ, "ચિત્રદર્શનો"માં.
૨૦. "કલાપીનો કાવ્યકલાપ", પ્રો. અનંતરાય રાવળ
૨૧. "કલાપી, સુમન અને મિત્રમંડળ", સ્વ. દરબાર વાજસુરવાળાએ શ્રી કપિલ ઠક્કરને ઉતરાવેલ સંસ્મરણો, "જીવનપ્રકાશ", ઈ. ૧૯૪૭ના અંકોમાં, "સંસ્કૃતિ"ના ૧૯૫૩ના અંકોમાં.
૨૨. "ખાસ કલાપી અંક", "કૌમુદી", જ્યેષ્ઠ ૧૯૮૧.

આ ઉપરાંત કલાપી વિશે બીજા અનેક લેખો મળે છે, જે જિજ્ઞાસુએ "ખાસ કલાપી અંક"માં આપેલી યાદીમાં જોઈ લેવા. માહિતી અને વિવેચનની દૃષ્ટિએ મહત્ત્વના લાગ્યા, તેટલાની જ અહીં નોંધ આપી છે.

## (ક) કલાપીજીવનના ઐતિહાસિક બનાવો

૧. ૧૮૭૪—તા. ૨૬–૧–'૭૪ : સં. ૧૯૩૦ મહા સુદ ૯ ના દિવસે કલાપીનો જન્મ થયો હતો.

૨. તા. ૧૭–૪–૧૮૭૪ના દિવસે કલાપીના મોટાભાઈ ભાવસિંહજી રાજકુમાર કૉલેજ છોડી ગયા અને તે જ વર્ષમાં ગુજરી ગયા. આથી કલાપી હવે ગાદીના સીધા વારસ ઠર્યા.

૩. ઈ. ૧૮૭૯માં એટલે કે પાંચ વરસની વયે કલાપીએ પિતા ગુમાવ્યા.

૪. ઈ. ૧૮૮૨ના જૂનની બાવીસમી તારીખે કલાપી રાજકુમાર કૉલેજમા ભણવા ગયા.

૭. ઈ. ૧૮૮૮મા કલાપીએ માતાનુ સુખ ગુમાવ્યું.

૮. ઈ ૧૮૮૯ના ડિસેમ્બરની પહેલી તારીખે કલાપીના એકી સાથે બે પત્નીઓ રાજબા અને આનદીબા સાથે લગ્ન થયા. રાજબા તેમના કરતા આઠ વર્ષે મોટા, આનદીબા બે વર્ષે. આનદીબાનુ અસલ નામ કેસરકુવરબા.

૯. તા ૧-૧૦-૧૮૯૧ થી ૧-૫-૧૮૯૨ સુધી કલાપી કાશ્મીર અને ઉત્તર હિદુસ્તાનની મુસાફરીએ ગયા.

૧૦. કલાપીએ કાવ્યો રચવાનુ ૧૮૮૦ના માર્ચથી શરૂ કર્યું.

૧૧ કલાપીએ "કાશ્મીરનો પ્રવાસ"ના પત્રો તા. ૧૫-૧-'૯૨ થી ૨૨-૧-'૯૨ના ગાળામા સ્ટીમલોયમા બેઠ બેઠે લખ્યા.

૧૨ ઈ. ૧૮૯૩મા જોશી માસ્તરે માન મિત્રમડળી માટે કલાપીનો "કાશ્મીરનો પ્રવાસ" છપાવ્યો.

૧૩. ઈ. ૧૮૯૨મા પત્રો દ્વારા મણિલાલ અને ગોવર્ધનરામ સાથે કલાપીએ પરિચય સાધ્યો.

૧૪ તા. ૧૫-૧૦-૯૨ ના "સુદર્શન"મા તેમનું "ફૂટેરી હાલ" છપાયુ. કલાપીનુ છપાયેલુ આ પ્રથમ કાવ્ય.

૧૫. ઈ. ૧૮૯૪થી શોભના પ્રત્યેનો કલાપીનો વાત્સલ્યભાવ પ્રણયભાવમા પલટાયો.

૧૬. ઈ ૧૮૯૩ના "પ્રોષિતભર્તૃકા" કાવ્યથી કલાપીએ એક જ કાવ્યમા વિવિધ વૃત્તો યોજવાનુ કાન્તના અનુસરણમા આરભ્યુ.

૧૭. ઈ. ૧૮૯૫મા "સારસી" કાવ્ય લખી કાન્તના જેવા ખડકાવ્યો લખવાનુ આદર્યું.

૧૮. ૧૮૯૫ની જાન્યુઆરીની એકવીસમી તારીખે કલાપીને લાઠીનુ રાજ્ય સોપાયુ.

૧૯. ઈ. ૧૮૯૫મા શોભનાનો વિવાહ તેની ખવાસ જાતિમા રમાએ કરાવ્યો.

૨૦. ૧૮૯૫થી શોભના પ્રત્યેનો રાગ ઈષ્ટ કે સાસારિક વિષયનો ત્યાગ ઈષ્ટ, એવુ મથન તેમના જીવનમા શરૂ થયુ.

૨૧ ઈ. ૧૮૯૬મા રમા સમક્ષ શોભના સાથેના પોતાના લગ્નની માગણી તેમણે મૂકી.

૨૨. ઈ ૧૮૯૬થી કલાપીના અગત જીવનનો કરુણ રસ તેમના કાવ્યોમા રેલાવા લાગ્યો

૨૩. ઈ. ૧૮૯૬મા તેમનુ એક દીર્ઘ ખડકાવ્ય "હૃદયત્રિપુટી" લખાયુ.

૨૪. ઈ. ૧૮૯૬થી કાન્ત સાથે મૈત્રી અને દાહિર સાથે ગાઢ પરિચયનો પ્રારંભ થયો.

૨૫. ઈ. ૧૮૯૭માં કાન્તની વેલ્શીનાં અંજની ગીતોનું અનુસરણ કર્યું.

૨૬. ઈ. ૧૮૯૭માં રમાએ શોભનાનું લગ્ન કલાપી જ્યારે એકલા મહાબળેશ્વર ગયા ત્યારે ગાભા દુજા નામના ખવાસ સાથે કરાવી નાખ્યું.

૨૭. ઈ. ૧૮૯૭મા "હમીરજી ગોહેલ" નામના મહાકાવ્યના ચાર સર્ગો લખ્યા.

૨૮ ઈ. ૧૮૯૭માં પોતાની આત્મકથા લખવી આરંભી.

૨૯. તા. ૧૧–૭–૧૮૯૮ના રોજ શોભના ને કલાપી પોતાને બંગલે લાવી રાખે છે.

૨૯ક તા. ૭–૯–૧૮૯૮ના રોજ ફૂલવાડીને બંગલે શોભના સાથે વિધિપુરઃસર લગ્ન.

૩૦. ઈ ૧૮૯૯ના ઓગસ્ટથી શોભના પ્રત્યેનો રસ પણ ઊડી ગયો અને હવે પ્રભુભક્તિદર્શનની પ્યાસનો તીવ્ર અનુભવ થવો શરૂ થયો.

૩૧. ૧૮૯૯મા જટિલે કલાપીના "બિલ્વમંગળ" આદિ કાવ્યો ઉપર વિવેચન લખી "ચન્દ્ર" માસિકમા પ્રગટ કર્યું.

૩૨. ઈ. ૧૮૯૯ના ઉનાળામા દુકાળ પડ્યો તેની અસર સામે કલાપી ઝઝૂમ્યા.

૩૩. ઈ. ૧૮૯૯મા ગોવર્ધનરામ લાઠી ગયા અને એકાદ માસ ત્યા રહીને "સરસ્વતીચન્દ્ર" ના ચોથા ભાગના કેટલાક પ્રકરણો તેમણે લખ્યાં.

૩૪. ઈ. ૧૯૦૦ના આરંભમા કાન્ત બે માસ લાઠીમા રહ્યા.

૩૫ ઈ. ૧૯૦૦ના માર્ચથી ગાદીત્યાગનો નિશ્ચય તેમણે પોતાના મિત્રો અને કુટુબીજનોમાં જાહેરમા મૂક્યો

૩૬. ગાદીત્યાગ સબંધે ઈ. ૧૯૦૦ના એપ્રિલમાં ગોવર્ધનરામ અને કારભારી તાત્યાસાહેબ સાથે પત્રવ્યવહાર કરી પોતાના વિચારો જણાવ્યા.

૩૭. ઈ. ૧૯૦૦ના જુનની નવમી તારીખના રોજ એટલે કે સવત ૧૯૫૬ના જ્યેષ્ઠ સુદ ૧૧ને દિવસે શનિવારે, સવારે ચાર વાગ્યે કલાપીના ક્ષર દેહની આ જગતમાથી વિદાય.

# સંદર્ભસૂચિ

(કલાપીના લેખો, ગ્રંથો સિવાય)


૧. સૌરાષ્ટ્રચિંતામણિ અથવા સાઠ વર્ષનું કાઠિયાવાડ : લે. શેઠ વલ્લભદાસ પોપટભાઈ મહુવાકર

૨. ગુર્જર સાક્ષર જયંતીઓ : પ્ર. ગુજરાત સાહિત્ય પરિષદ

૩. અર્વાચીન કવિતા : સુન્દરમ્

૪. વિદ્યાવિસ્તાર વ્યાખ્યાનમાળા : પ્ર. ગુ. વિદ્યાસભા

૫. કલાપી : નવલરામ ત્રિવેદી

૬. કેટલાક કાવ્યો . નવલરામ ત્રિવેદી

૭. હૃદયત્રિપુટી અને બીજાં કાવ્યો : નવલરામ ત્રિવેદી.

૮. ગ્રામમાતા અને બીજાં કાવ્યો : " "

૯. કલાપીનો કાવ્યકલાપ : અનંતરાય રાવળ

૧૦. પૂર્વાલાપ : સં. રામનારાયણ વિશ્વનાથ પાઠક

૧૧. સાહિત્યસમીક્ષા : વિશ્વનાથ ભટ્ટ

૧૨. ખાસ કલાપી અંક "કૌમુદી", જયેષ્ઠ ૧૯૮૧

૧૩. મનોમુકુર ગ્રંથ ૨ : નરસિંહરાવ દિવેટિયા

૧૪. ક્લાન્ત કવિ : સં. ઉમાશંકર જોષી

૧૫ કુસુમમાળા : નરસિંહરાવ દીવેટિયા

૧૬. આત્મનિમજ્જન : મણિલાલ નભુભાઈ દ્વિવેદી

૧૭ સુદર્શન ગદ્યાવલિ : " " "

૧૮. જૂઈ અને કેતકી : વિજયરાય વૈદ્ય

૧૯. અખો-એક અધ્યયન ઉમાશંકર જોશી

૨૦. કાવ્યની શક્તિ : રામનારાયણ વિ પાઠક

૨૧. અર્વાચીન કાવ્યસાહિત્યના વહેણો : રામનારાયણ પાઠક

૨૨. સાહિત્યાલોક : રામનારાયણ પાઠક
૨૩. Studies in Gujarati Literature : J. E. Sanjana
૨૪. ગુજરાતી સાહિત્યના વધુ માર્ગસૂચક સ્તંભો : કૃષ્ણલાલ મો. ઝવેરી
૨૫. ગુજરાતી સાહિત્યની રૂપરેખા : વિજયરાય વૈદ્ય
૨૬. ગ્રંથ અને ગ્રંથકાર, વૉ. ૧૦ : ગુજરાત વિદ્યાસભા
૨૭. કલાપીનો વિરહ : ત્રિભોવન મસ્તકવિ
૨૮. ચિત્રદર્શનો : નાનાલાલ કવિ
૨૯. કેટલાંક કાવ્યો ભા. ૧ : નાનાલાલ કવિ
૩૦. આપણું નવીન કાવ્યસાહિત્ય : ગુ. સા. પરિષદ ૧માં વંચાયેલો કાન્તનો નિબંધ
૩૧. ગુજરાતી ગઝલીસ્તાન : સાગર
૩૨. જીવન અને સાહિત્ય, ભાગ ૧–૨ : રમણલાલ દેસાઈ
૩૩. કલાપીનું જીવન (એક પુસ્તિકા) : કાન્ત
૩૪. સાઠીના સાહિત્યનું દિગ્દર્શન : ડાહ્યાભાઈ દેરાસરી
૩૫. ગુજરાતી ગઝલો : કૃષ્ણલાલ ઝવેરી
૩૬. ગુજરાતી સાહિત્ય પરિષદના અહેવાલો : પરિષદ પહેલી, ત્રીજી, ચોથી, પાંચમી, છઠ્ઠી, સાતમી અને અગિયારમીના.
૩૭. ઊર્મિમૂર્તિ કલાપી : ઈ. ૧૯૩૫માં બળવંતરાય ઠાકોરે મુંબઈ યુનિવર્સિટીમાં કલાપીવિષયક આપેલાં વ્યાખ્યાન–અપ્રકટ (હસ્તપ્રત જોઈ છે)
૩૮. "હૃદયત્રિપુટી" : બળવંતરાય ઠાકોરનો સં. ૧૯૭૮ના "હિંદુસ્તાન"ના દિવાળી અંકમાં આવેલો લેખ
૩૯. કવિતાશિક્ષણ : બળવંતરાય ઠાકોર
૪૦. આપણી કવિતાસમૃદ્ધિ : ઠાકોર
૪૧. લિરિક : ઠાકોર
૪૨. ગુજરાતી સાહિત્યની વિકાસરેખા, ભાગ ૨ : ધીરુભાઈ ઠાકર
૪૩. Adolescence : Stanely Hall
૪૪. Psychology and Sex–Cohen
૪૫. Oxford Lectures on Poetry–Bradley

૪૬. Principles of Literary Criticism : Abercrombie

૪૭. Ariel–Andre Maurois

૪૮. Golden Treasury of Lyrics and Songs : Palgrave

૪૯. Shelley : Francis Thompson

૫૦. The Age of Wordsworth : Prof. C. H. Herford

૫૧. સ્વર્ગ અને નરક : કાન્ત (સ્વીડનબોર્ગના પુસ્તકનું ભાષાંતર)

૫૨. કાન્તમાળા : કાન્ત

૫૩. સ્વ. કાજી સ્મારક ગ્રંથમાળા

૫૪. કથામંજરી, ભાગ ૨ : પ્ર. જીવનલાલ અ. મહેતા

ઉપરાંત "કૌમુદી", "વસંત", "સુદર્શન", "ચંદ્ર", "બુદ્ધિપ્રકાશ", "જીવનપ્રકાશ", "સંસ્કૃતિ" વગેરે સામયિકોની ફાઇલો.

## નામસૂચિ

[ 'કલાપી' એ જ સુરસિંહ. આ બે નામોના ઉલ્લેખો પુસ્તકમાં ઠેર ઠેર આવતા હોવાથી તેમનો સૂચિમાં સમાવેશ કર્યો નથી. ]

અ



ઇ–ઈ



ઉ

## ક



## ખ

## શુદ્ધિપત્રક

| પૃ. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯ | ૨ | ગઢક | ગઢડા |
| ૩૫ | ૧૮ | કાઠિયાડ | કાઠિયાવાડ |
| ૩૬ | ૬ | ગાંડી | ગાદી |
| ૪૦ | ૧૭ | લાલજી સાર | લાલજી[૨૮] સાર |
| ૪૦ | ૧૯ | મારે | તારે |
| ૪૨ | ૧૫ | ૨૪-૧૯-૯૧ | ૨૪-૧૦-૯૧ |
| ૪૪ | ૩ | શેડા | થેડા |
| ૫૦ | ફૂટનોટ | ૪૯ | ૪૮ |
| ૫૨ | ૬ | કાવ્યાદર્શનેન | કાવ્યાદર્શને |
| ૫૨ | ફૂટનોટ | ૪૯, ૫૦, ૫૧ | ૨૬ કરવી |
| ૫૮ | ૨૨ | સાહિત્યક | સાહિત્યિક |
| ૬૫ | છેલ્લી | | તે |
| ૬૬ | ફૂટનોટ (છેલ્લેથી ત્રીજી) | ૧૨-૧૮૯૬ | ૧-૨-૧૮૯૬ |
| ૮૦ | ૭ | સુરચિંહજી | સુરસિંહજી |
| ૮૩ | ૧૪ | વિલ્સના | વિલસતા |
| ૯૫ | ૨ | વચન | વાચન |
| ૧૦૭ | ૧૧ | કવિતા માત્ર | માત્ર કવિતા |
| ૧૦૯ | ૪ | વાજરવાળા | વાજસુરવાળા |
| ૧૧૩ | ૧૩ | કરવાવી | કરવાની |
| ૧૨૦ | ૭ | સુરસિંહનો | સુરસિંહને |
| ૧૨૬ | ૧૫ | ખરો | ખરું |
| ૧૨૭ | ૬ | માશુકા | માશુક ! |
| ૧૨૮ | છેલ્લેથી પાંચમી | સુરસિંસ | સુરસિંહ |

| | | | |
|---|---|---|---|
| ૧૩૮ | છેલ્લેથી પાંચમી | હૃદયમાં | હૃદયના |
| ૧૪૪ | છેલ્લેથી આઠમી | સ્વમુખે | સ્વમુખે |
| ૧૪૫ | ૧૩ | મહાબળવેશ્વર | મહાબળેશ્વર |
| ૧૫૩ | પાદટીપ ૨૨ | પ્ર. ૧ અને પ્ર. ૩ની પાદટીપો નં. ૧૩ | પ્ર. ૧ની પાદટીપ નં. ૧૫ |
| ૧૫૧ | ૧૬ | લગ્ન કરે છે. લગ્ન કર્યાને | મુસાફરી બંગલે સહવાસ કરે છે. ઘરમાં બેસાડ્યાને |
| ૧૫૪ | ૨૦ | (૧૬) | (૬) |
| ૧૭૬ | ૧૨ | જશવંતસિંહએ | જશવંતસિંહે |
| ૨૦૧ | ૧૯ | બોફકરા | બેફિકરા |
| ૨૩૦ | છેલ્લેથી પાંચમી | તેમને | તેમણે |
| ૨૪૦ | ૧૦ | થોડા | થોડાને |
| ૨૪૨ | પાદટીપમાં પહેલી | સ્વીડબોર્ગ | સ્વીડનબોર્ગ |
| ૨૪૨ | પાદટીપમાં ત્રીજી | લગ્ન એહ | લગ્નસ્નેહ |
| ૨૭૧ | છેલ્લેથી આઠમી | ગર્વ | ગદ્ય |
| ૨૭૩ | ૧૩ | પ્રત્યેનુંનું | પ્રત્યેનું |
| ૨૭૪ | છેલ્લેથી બારમી | આનદથી | આનંદથી |
| ૨૮૧ | ૬ | ત્રુટી | ત્રૂટિ |
| ૨૮૨ | ૧૨ | ડેકર | ડેકરે |
| ૨૮૪ | ૫ | ચાર્સ | ચાર્લ્સ |
| ૨૮૪ | ૧૫ | Charies | Charles |
| ૨૯૦ | ૧૬ | નોખાનોખા | નોખનિોખાં |
| ૨૯૦ | ૨૪ | દબાવી છે | દબાવી દે છે. |
| ૨૯૨ | ૧૬ | કરશો | કરવો |
| ૨૯૪ | છેલ્લેથી પાંચમી | શૈલી | શેલી |
| ૨૯૫ | છેલ્લેથી આઠમી | જીવનને | જીવનમાં |
| ૩૦૪ | ૧૬ | બહાય | બહાર |
| ૩૦૪ | ૧૮ | પ્રમાહી | પ્રવાહી |
| ૩૧૦ | ૧૮ | બાલ્યવસ્થા | બાલ્યાવસ્થા |
| ૩૩૪ | ૧૪ | સુરા | સુર ! |
| ૩૫૫ | છેલ્લેથી પાંચમી | એક | એકેય |

| | | | |
|---|---|---|---|
| ૩૫૯ | ૧૧ | આલેખની | આલેખનની |
| ૩૬૬ | છેલ્લી | સુરેખતાની | સુરેખતાથી |
| ૩૬૭ | ૧૩ | મિટ્ટા | મિટ્ટી |
| ૩૬૮ | ૭ | માધુર્યોના | માધુર્યો ના |
| ૪૦૧ | ૨૦ | આંખે | આંખો |
| ૪૦૫ | ૧૦ | ભાવપ્રતીકા | ભાવપ્રતીકો |
| ૪૨૨ | ૪ | તેના | તેનો |
| ૪૨૨ | ૮ | વાડયા | વઢિયા |
| ૪૨૨ | ૯ | મુન્ડેરી | મુન્ડેરી |
| ૪૨૫ | ૩ | ભાવસિંહ | ભાવસિંહજી |
| ૪૨૭ | ફૂટનોટ | બત્રધારા | પત્રધારા |
| ૪૩૫ | ૩ | પ્રકટ | અપ્રકટ |
| ૪૩૯ | ૩ | અભાર સ્વીકાર | આભાર સ્વીકાર |